# કાલેલકર અધ્યયન ગ્રંથ

૧૯૬૫

સંપાદકો

ઉમાશંકર જોશી
અનંતરાય રાવળ
પાંડુરંગ દેશપાંડે



વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ પ્રા. લિ.,
૩, રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી, મુંબઈ–૨




પહેલી આવૃત્તિ
ડિસેમ્બર ૧, ૧૯૬૧
કિંમત : ૧૦.૦૦

●

પ્રકાશક :

શ્રી કાકાસાહેબ કાલેલકર
સન્માન સમિતિ વતી
મનહરલાલ કે. વોરા,
વોરા ઍન્ડ કાં, પબ્લિશર્સ
પ્રાઇવેટ લિમિટેડ,
૩, રાઉન્ડ બિલ્ડિંગ,
કાલબાદેવી રોડ,
મુંબઈ ૨.

●

મુદ્રક :
શ્રી સુરેશચંદ્ર
પોપટલાલ પરીખ
ધી ડાયમંડ જ્યુબિલી
પ્રિન્ટિંગ પ્રેસ,
સલાપોસ રોડ,
અમદાવાદ.

# નિવેદન

શ્રી કાકાસાહેબ કાલેલકરને ૧૯૪૫માં સાઠ વરસ થતાં અમદાવાદ, મુંબઈ, સુરત આદિ સ્થળોએ ષષ્ટિપૂર્તિ ઉત્સવ ઊજવાયો હતો. એ પ્રસંગે અમદાવાદમાં ગુજરાત સાહિત્ય સભાએ એક ખાસ અભિનંદન ગ્રંથ તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવા માટે ત્રણ સંપાદકો – શ્રી ઉમાશંકર જોશી, પ્રો. અનંતરાય રાવળ અને શ્રી પાંડુરંગ દેશપાંડે – ની નિયુક્તિ કરી હતી. કેટલીક સામગ્રી ભેગી પણ કરવામાં આવી હતી અને શ્રી દેશપાંડેએ શ્રી કાકાસાહેબની એમના સાઠ વરસ સુધીની જીવનરેખા પણ તૈયાર કરી હતી. સંજોગવશાત ગ્રંથનું કામ ખોળંભે પડયું. ૧૯૬૦માં શ્રી કાકાસાહેબને ૭૫ વરસ પૂરાં થતાં અમદાવાદમાં યોગ્ય જાહેરાત કરીને શ્રી કાકાસાહેબ કાલેલકર સન્માન સમિતિની રચના કરવામાં આવી હતી. એ સમિતિએ ગુજરાત સાહિત્ય સભા સંમત થાય તો પ્રસ્તુત ગ્રંથનું કામ આગળ ચલાવવા ઠરાવ્યું હતું. ગુજરાત સાહિત્ય સભાએ ગ્રંથ અંગે ભેગી થયેલી સામગ્રી સમિતિને સોંપી તે પ્રગટ કરવાની અનુમતિ આપી હતી. સમિતિએ એ જ સંપાદકોને ગ્રંથ તૈયાર કરી આપવાનુ કામ સોંપ્યું હતું. તે પછી સારી સંખ્યામાં નવા લેખો મેળવવામાં આવ્યા. ગ્રંથનુ સ્વરૂપ રાખેતા મુજબના અભિનંદન ગ્રંથ કરતાં અભ્યાસીઓને ચાલુ કામમા આવે એવા અધ્યયન ગ્રંથનું રાખવાનું સમિતિનું સૂચન હતું, તે પ્રમાણે ગ્રંથની યોજના કરવા માટે સમિતિ સંપાદકોની આભારી છે.

અભ્યાસીઓ જોઈ શકશે કે આ 'કાલેલકર અધ્યયન ગ્રંથ'ના પહેલા સાહિત્યવિષયક ખંડમા શ્રી કાકાસાહેબની સાહિત્યવિભૂતિનાં જુદાં જુદા પાસાં ઉપર પ્રકાશ પાડતાં ગુજરાતના વિદ્વાનોનાં બહુમૂલ્ય લખાણો એકત્રિત થઈ શકયાં છે. કાકાસાહેબનાં કેટલાંક પુસ્તકોની સમાલોચનાઓનો પણ એ પહેલા ખંડમાં સમાવેશ થયો છે. ઉપરાંત, ગુજરાતના અગ્રણી વિવેચકોએ યથાપ્રસંગ કરેલાં મૂલ્યાંકનો પણ ઉતારવામાં આવ્યાં છે. શ્રી કાકાસાહેબને એમનાં લખાણોમાં જીવનનાં અનેક ક્ષેત્રોને લગતા શબ્દોના પર્યાયો યોજવાના પ્રસંગો આવ્યા છે. એવા પર્યાયોની યાદી પણ પ્રથમ ખંડમાં સામેલ કરવામાં આવી છે. શ્રી કાકાસાહેબ ગુજરાતના જીવન સાથે મહાન અસહકાર યુગના આરંભથી ઘનિષ્ઠપણે સંબંધમાં આવ્યા છે. એમના જાહેર જીવનને અનેક સમકાલીનોએ અને વિદ્યાર્થીઓએ કેવા જુદા જુદા

દૃષ્ટિકોણથી જોયું છે તેનો આલેખ આ અધ્યયન ગ્રંથના જીવનવિષયક દ્વિતીય ખંડમાં મળશે.

'કાલેલકર અધ્યયન ગ્રંથ'ના પ્રકાશનની જવાબદારી જાણીતી પ્રકાશન સંસ્થા વોરા ઍન્ડ કંપની પબ્લિશર્સ પ્રાઇવેટ લિમિટેડ વતી શ્રી મનહરલાલ કે. વોરાએ કોઈ પણ જાતનો આર્થિક લાભ આ પ્રકાશનમાંથી મેળવવો નથી એવા ખ્યાલ સાથે સ્વીકારી તે માટે સમિતિ તેમની આભારી છે.

શ્રી રમણલાલ જોષીએ પર્યાયોની યાદી તૈયાર કરી આપી છે, તે ઉપરાંત ગ્રંથને આકાર આપવામાં ઘણુ કીમતી મદદ કરી છે. ગ્રંથની સૂચિ શ્રી રતિલાલ રામકૃષ્ણ જોષીએ તૈયાર કરી છે. શ્રી બાલુભાઈ પારેખ અને શ્રી રાજન્ કડિયાની પણ આ પ્રકાશનને અંગે સેવાઓ મળી છે. સમિતિ એ સર્વની આભારી છે. આ પુસ્તકનું મુદ્રણકાર્ય ધાર્યા સમયમાં ચીવટપૂર્વક પાર પાડીને ડાયમંડ જ્યુબિલી પ્રેસના માલિક શ્રી સુરેશચંદ્ર પોપટલાલ પરીખે અમોને અનુગૃહીત કર્યા છે.

સૌથી વધુ આભાર તો જે જે લેખક ભાઈબહેનોના લેખો આ ગ્રંથમાં સમાવિષ્ટ થયા છે તેમનો માનવાનો રહે છે. જે વિદ્વાન વિવેચકોનાં લખાણોમાંથી મૂલ્યાંકન વિભાગમાં ઉતારાઓ મૂકયા છે, તેમનો અને શ્રી કાકાસાહેબ કાલેલકરનાં લખાણોમાંથી આ ગ્રંથમાં આપેલા ઉતારાઓ માટે નવજીવન ટ્રસ્ટનો આભાર માનીએ છીએ. રેકેય, ફોટોગ્રાફ્સ અને બ્લોકસનો ઉપયોગ કરવા દેવા માટે પણ તે તે વ્યક્તિ અને સંસ્થાના આભારી છીએ.

આશા છે કે અભ્યાસીઓને 'કાલેલકર અધ્યયન ગ્રંથ' ઉપયોગી નીવડશે.

અમદાવાદ,
નવેમ્બર ૨૩, ૧૯૬૧

નગીનદાસ પારેખ
ઝીણાભાઈ દેસાઈ
યશવંત શુક્લ
મંત્રીઓ
શ્રી કાકાસાહેબ કાલેલકર સન્માન સમિતિ

+૧૩. ગૂજરાત વિદ્યાપીઠમાં કાકાસાહેબ : સુન્દરમ્ ૪૦૧
*૧૪. અમ કાકાવાળાઓ : કૃષ્ણલાલ શ્રીધરાણી ૪૧૫
+૧૫. કાકાસાહેબ : દિલખુશ બ. દીવાનજી ૪૧૮
+૧૬. આસ્તિક આચાર્ય : ઝવેરભાઈ પટેલ ૪૨૩
+૧૭. કાકાસાહેબ અને ગામડું : બબલભાઈ મહેતા ૪૨૬
૧૮. પ્રથમ શિષ્ય : મહાદેવ હરિભાઈ દેસાઈ ૪૩૨
+૧૯. કાકા કાલેલકર : લક્ષ્મણસિંહ ચૌહાન ૪૩૪
+૨૦. કાકાસાહેબ કાલેલકર :
વ્યક્તિ અને કાર્ય : શ્રીનિવાસ ના. બનહટ્ટી ૪૩૭
+૨૧. કાકાસાહેબ : મનસુખલાલ ઝવેરી ૪૫૦
*૨૨. કાકાસાહેબ — દૂરથી, નજીકથી : ભોગીલાલ જ. સાંડેસરા ૪૫૩
૨૩. કાકાસાહેબ સાથેની એક મુલાકાત : રમણલાલ જોશી ૪૬૦
+૨૪. કાકાસાહેબની જીવનરેખા : પાંડુરંગ દેશપાંડે ૪૬૨
*કાકાસાહેબ કાલેલકરની સાલવારી ૪૯૮
કાકાસાહેબનાં પુસ્તકો ( પ્રગટ વર્ષ સાથે )ની યાદી ૫૦૫
સૂચિ ૫૦૮

# છબીઓની સૂચિ

મુખપૃષ્ઠ સામે —

કાકાસાહેબ કાલેલકર

પૃ. ૩૧૮ સામે —

શ્રી. કાકાસાહેબ કાલેલકર અને અ. સૌ. લક્ષ્મીબાઈ કાલેલકર, ચિ. સતીશ (ડાબી બાજુએ) અને ચિ. બાળ સાથે

પૃ. ૩૧૯ સામે —

(૧) જ્યેષ્ઠ પુત્ર સતીશ તથા પુત્રવધૂ ચંદનબહેન અને પૌત્રી શૈલા સાથે
(૨) પિતાશ્રી (૩) નાના પુત્ર ડૉ. બાળકૃષ્ણના પુત્રો ચિ. દીપક તથા ચિ. સિદ્ધાર્થ (બોસ) સાથે

પૃ. ૪૦૦ સામે —

કાકાસાહેબ (૧૯૧૨)

પૃ. ૪૦૧ સામે —

કાકાસાહેબ (૧૯૨૯)

પૃ. ૪૩૨ સામે —

(૧) કાકાસાહેબ ગાંધીજી સાથે (૨) કાકાસાહેબ ડૉ. રાધાકૃષ્ણન્ તથા ડૉ. રાજેન્દ્રપ્રસાદ સાથે

પૃ. ૪૩૩ સામે —

કાકાસાહેબ (૧૯૪૭), સ્કેચ કે. કે. હેબર

પૃ. ૪૬૪ સામે —

કાકાસાહેબ પૂર્વ આફ્રિકાના નેતાઓ જોમો કેન્યાટા અને પિન્ગ ઑર્ડિનાંગો સાથે (૧૯૫૨)

પૃ. ૪૬૫ સામે —

(૧) કાકાસાહેબ આફ્રિકામાં (૧૯૫૨), (૨) કાકાસાહેબ અને વિનોબાજી

પૃ. ૪૯૬ સામે —

(૧) શ્રી રૈહાનાબહેન, કાકાસાહેબ અને શ્રી સરોજબહેન નાણાવટી,
(૨) કાકાસાહેબ જાપાનમાં (૧૯૫૨), પુત્રવધૂ અ. સૌ. રેવતીબહેન (તેમની ડાબી બાજુએ) સાથે

પૃ. ૪૯૭ સામે —

(૧) કાકાસાહેબ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે (૧૯૫૯), શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, ઝીણાભાઈ દેસાઈ, યશવંત શુક્લ અને ડૉ. ભોગીલાલ સાંડેસરા સાથે, (૨) કાકાસાહેબ અને રવિશંકર મહારાજ (૧૯૫૯)

# 'કાકા'સાહેબ-જીવનદર્શન

કિશોરલાલ ઘ. મશરૂવાળા

## ૧

૧૯૧૭ના જૂનમાં હું ગાંધીજીની રાષ્ટ્રીય શાળામાં જોડાયો. શ્રી સાંકળચંદ શાહ આચાર્ય હતા. કાકાસાહેબ, મામાસાહેબ (ફડકે), નરહરિભાઈ, ફૂલચંદભાઈ (વઢવાણવાળા) વગેરે મારી પહેલાં જ જોડાયેલા હતા. એમને કોઈને હું જાણતો નહોતો, તેઓ કોઈ મને ઓળખતા નહોતા. એમ પણ કહી શકાય કે ગુજરાતનેયે હું ભાગ્યે જ જાણતો હતો.

પહેલે જ દિવસે વાત કરતાં મેં જોયું કે કાકાસાહેબ, મામાસાહેબને ગુજરાતીમાં બોલવું સહેલું પડતું નહોતું. તે દિવસના એમના ગુજરાતી ઉચ્ચારો કરતાં મારા મરાઠી ઉચ્ચાર વધારે દક્ષિણી હતા, અને મહારાષ્ટ્રી જોડે મરાઠીમાં બોલવું મને સ્વાભાવિક થઈ પડેલું હતું. આથી મેં બન્ને જોડે "યા, બસા, કસેં કાય ?" શરૂ કરી દીધુ. સ્વભાષામાં વાત કરવામાં હંમેશાં વધારે મીઠાશ અનુભવાય છે. કાકાસાહેબ, મામાસાહેબને પણ મારો વ્યવહાર ગમ્યો, અને અમારી સ્નેહગાંઠ ઝપાટાબંધ મજબૂત થઈ.

મને થોડા વખતમાં જ ખબર પડી ગઈ કે મારા કામ માટે મને બરાબર અનુકૂળ થઈ પડે એવો જ્ઞાનકોષ (એન્સાઈક્લોપીડિયા) શોધવા ક્યાંય ભટકવાની જરૂર નથી. કાકાસાહેબ જીવતોજાગતો જ્ઞાનનિધિ હતા. કોષમાંથીયે જરૂરી માહિતી ક્યાં મળશે તે જાણવાની આવડત હોવાની જરૂર હોય છે. નહીં તો ખૂબ ખાંખાંખોળા કરવા પડે. જીવતો કોષ હોય તો તે આવડત હોવાની શોધનારને જરૂરત નહીં. ત્યાં તો માત્ર પૂછવાની જ જરૂર.

ટોલ્સ્ટોયે ક્યાંક લખ્યું છે તેના જેવો જ મનેયે ભૂગોળનો કંટાળો હતો. દિલ્હી જવું હોય તો દિલ્હીની ટિકિટ લઈ સાચી ગાડીમાં બેઠા કે થયું ! ગાર્ડ, ડ્રાઇવર અને સ્ટેશન-માસ્તરો બાકીનું કામ કરશે. દિલ્હી ઉત્તરમાં

આન્યુ કે દક્ષિણમા તે જાણવાની આપણને શી જરૂર? ઇતિહાસ માટે થોડો રસ હતો ખરો સ્મૃતિની જે યોગસૂત્રોમા વ્યાખ્યા આપી છે કે અનુભવેલા વિષયને જેવો ને તેવો રજૂ કરી શકવો, તે અર્થમા હુ સ્મૃતિનો બહુ થોડો વિકાસ સાધી શક્યો છુ સ્થાનો, તારીખો, આંકડા, સંદેશ કે પુસ્તકોમાથી વાક્યો કે કડીઓ, અથવા કોઈ સાથે થયેલી વાતચીતને તેના તે ક્રમ કે શબ્દોમા યાદ કરવાની મારી શક્તિ બહુ મદ છે જો સમજવુ કે છાપ બેઠી હોય તેને જ હુ ઉપજાવી શકુ છુ આથી ઇતિહાસ, ભૂગોળ, આંકડા શાસ્ત્ર અને સાહિત્યિક સુભાષિતો જેવા સ્મૃતિપ્રધાન વિષયોની ખટપટ મારાથી થઈ શકતી નથી કાકાસાહેબ અને નરહરિભાઈ બંનેને ઇતિહાસ ભૂગોળમા ખૂબ રસ હતો તેઓ યોજનાઓ ઘડે, ચર્ચાઓ કરે, તેને સાંભળતા સાંભળતા તેમા કાઈક રસ લેતો થયો

પણ ઇતિહાસભૂગોળના રંગ કરતા કાકાસાહેબના પ્રવાસવર્ણનોમા મને વધારે રસ પડતો એ મારે મન સિંદબાદની સફરો જેવા લાગતા એમને જ વાદે વાદે હુ પણ ભારતીય કળા, તથા આદર્શદર્શી કળા વિરુદ્ધ યથાર્થ દર્શી કળા વિ૦ થોડુઘણુ એમના જેવુ બોલતો થયો હતો પણ આજે મને પોતાને તપાસુ છુ તો મને લાગે છે કે આદર્શદર્શી ચિત્રકળા કે શિલ્પકળા કે કાવ્યકળાનુ સૌદર્ય પારખવાની મને કોઈ ચાવી હાથ લાગેલી જણાતી નથી ઘણી સુદર તરીકે વખણાતી આદર્શદર્શી કળાને કળાપારખતો તેવી કહે છે, માટે તે સુદર હશે એમ માનીને ચાલુ છુ હુ પોતે હમેશા તેનુ સૌદર્ય અનુભવી શકતો નથી દા ત , બગાળી ચિત્રોની લાબી લાબી આખો, લાબી લાબી આગળીઓ, નૃત્યચિત્રોના વિલક્ષણ હાથ પગ કાડા આગળા વગેરેના મરોડોમા રહેતો સૌદર્યનો આદર્શ મારી અરસિક આખો વરતી શકતી નથી તેના પ્રમાણમા હુ સીધા ફોટોગ્રાફથી પાડેલા કે દોરેલા કે કોરેલા હૂબહૂ ચિત્રોને વધારે સમજી શકતો જણાઉ છુ

પણ, આ તો વિષયાન્તર થયુ તે વખતે હુ આદર્શદર્શી કળાનો હિમાયતી હતો, કારણ કે કાકાસાહેબ હતા, અને હુ તેમનો આ બાબતમા શિષ્ય હતો છતા, વડી પર ઊગેલુ ઘાસ કેટલા દિવસ લીલુ રહે? તેમ એ ઇતિહાસ ભૂગોળ કે કળાએ મારામા ઊંડા મૂળ ઘાલ્યા નહીં મારુ આકાશદર્શન પણ એવુ જ છીછરુ ગયુ જોકે એ પ્રમાણમા મારા વધારે 'આવડતો' વિષય રહ્યો છે પણ સ્મૃતિ ખીલવવાના આગ્રહને લીધે ઘણીવાર નક્ષત્રો વારવાર ઓળખ્યા અને વારવાર ભૂલ્યો ભુલાય નહીં એવો પાયનાતનો જ

પરિચય થઈ ગયો છે હું ધારું છું કે મારે માટે આટલું તો ઘણું કહેવાય એમ માની કાકાસાહેબે ગતોષ માન્યો છે

પણ, આ તો મારું જીવનદર્શન કહેવવા લાગ્યો જેગ તે વખતમા મારો અને નરહરિભાઈનો ખાસ ઉપયોગ કાકાસાહેબના લહિયા તરીકે હતો મારો ખ્યાલ છે કે તે દિવસોમા હું લખવા બેગ હોઉ ત્યારે કાકાસાહેબ મગઠીમા જ બોલતા અને હું ગુજરાતીમા લખતો કોઈ વાર નરહરિભાઈ અને હું સાથે બેસીએ ત્યારે કાકાસાહેબને મરાઠી શબ્દનો ગુજરાતી પર્યાય આપવામા હુ મદદ કરતો. અને નરહરિભાઈ કાકાસાહેબનું વ્યાકરણ સુધારીને લખતા મારી પોતાની ભાષા અને લેખનશુદ્ધિ તો તે જમાનામા જ ચાલે એવી હતી આથી, મને પાછળ પાડી દેવાનુ કામ કાકાસાહેબ જેવાને માટે જરાયે કઠણ નહોતુ. કાકાસાહેબ ક્યારે મારી આગળ ચાલ્યા ગયા તે મને ખબરે ન પડી!

વિદ્યાપીઠની શરૂઆતમા કાકાસાહેબ, નરહરિભાઈ અને મે ખૂબ જોશભેર કામ કર્યું રાષ્ટ્રીય શિક્ષણના પ્રચાર માટે ગુજરાત કાઠિયાવાડમા ફર્યો પણ વિદ્યાપીઠનુ બંધારણ ઘડવામા લગભગ બધા જ નવા શબ્દો કાકાસાહેબે જ શોધ્યા કલમોની ભાષા બાંધવામા અમે બન્નેએ ખૂબ મહેનત લીધી હતી. એ બંધારણનો ખરડો ગાંધીજીને ખૂબ જ ગમ્યો, અને લગભગ તે જ રૂપમા તેમણે મંજૂર રાખ્યો અને રાષ્ટ્રીય શિક્ષણમંડળે પસાર કર્યો. એના કેટલાક શબ્દો ગુજરાતને બહુ નવાઈ પમાડનારા લાગ્યા, અને તેમાનો સૌથી વધારે નવો લાગનારો શબ્દ 'મહામાત્ર' મારી પર જ પ્રથમ લાદવામા આવ્યો. ઘણો વખત સુધી કેટલાક તો એમ જ માનતા કે કાંઈક ગફલતથી 'મહામંત્રી'ને બદલે 'મહામાત્ર' લખાયા કરે છે, અને તેઓ પોતાના પત્રમા એ ભૂલ સુધારીને જ સંબોધન કરતા. કેટલાકને લાગતુ કે સાચો શબ્દ 'મહામાત્રા' હશે, પણ એ નારીજાતિનો લાગે માટે કાનો ઉડાડી દીધો હશે! મારા નામ વિષે ઘણાને એમ જ લાગે છે કે ભૂલમા મારા નામમાથી એક અનુ ઉડાડી દેવાય છે, અને તેથી તેઓ આગ્રહપૂર્વક તે ઉમેરીને જ લખે છે! કાકાસાહેબની શબ્દઘડતુ શક્તિનો વિદ્યાપીઠની પરિભાષામા પુષ્કળ પરિચય થાય છે 'કુમારમંદિર', 'વિનયમંદિર', 'વિનીત', 'સ્નાતક', 'સમિતિ', 'નિયામક સભા', 'નિધિપમંડળ', 'અધ્યાપક', 'ધ્યાનમંત્ર' વગેરે શબ્દો આજે આપણને ચિરપરિચિત જેવા લાગે છે, અને કેટલાક તો બીજા ક્ષેત્રોમાયે ફેલાયા છે તે દિવસે એ બધા વિલક્ષણ લાગતા હતા

વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર સા વિદ્યા યા વિમુક્તયે અને વિદ્યાપીઠની મહોર પરનું વટવૃક્ષ તથા કમળ પણ કાકાસાહેબની સૂઝ છે.

૨

કાકાસાહેબે અને મેં જિંદગીભર ધંધો તો એક જ કર્યો છે. ભણાવવાનો, લખવાનો તથા બોલવાનો. એમનું કારખાનું વધારે મોટું અને માલ વધારે સુંદર એટલો ફરક. આ રીતે પૂ. બાપુજીની વર્ણધર્મની વ્યાખ્યા પ્રમાણે બન્નેનો વર્ણ એક જ ગણાવો જોઈએ. પણ મને લાગે છે કે એક જ ધંધો કર્યા છતાં કાકાસાહેબ બ્રાહ્મણ મટી શક્યા નથી અને હું વૈશ્ય મટી શક્યો નથી

પણ, આમ કહેવામાં મારે પુરાણકારની બ્રાહ્મણ વૈશ્યની વ્યાખ્યામાં થોડો સુધારો કરવો જોઈએ. પૌરાણિક વ્યાખ્યા એવી છે કે બ્રાહ્મણ કદી જ્ઞાનથી ધરાય નહીં, અને વૈશ્ય ધનથી ધરાય નહીં આ વ્યાખ્યા મને બરાબર લાગતી નથી. થોડી ધનપ્રાપ્તિમાં સંતોષ રાખનારા અને જ્ઞાનપ્રાપ્તિમાં સદાયે અસંતુષ્ટ રહેનાર પં. સુખલાલજી જેવા મેં ઘણા વાણિયા જોયા છે. અને તેથી ઊલટું, ધનલોભી તથા જ્ઞાનશત્રુ બ્રહ્મબંધુઓ પણ જોયા છે માટે આ વ્યાખ્યામાં હું થોડો સુધારો કરું છું. તે એ કે બ્રાહ્મણ ભલે ધનલોભી હોય પણ એને કદી પૈસાનું હિસાબીપણું ન હોય, અને વૈશ્ય ભલે નિર્લોભી હોય, પણ તેનું હિસાબીપણું કદી છૂટવાનું નહીં. તે જ ન્યાયે, વૈશ્ય પોતાના દાનનું નામું રાખે નહીં, અને બ્રાહ્મણની નજર તે પરથી ખસે નહીં. વૈશ્ય ભલે લાખો રૂપિયાનું દાન કરે અને તે છતાં નમ્ર રહે, પણ પોતાના દાનનું પાત્ર થયેલો માણસ જો દાનના ક્ષેત્રની બહાર, એના બગીચાના ફૂલ તોડી જવા જેટલો પણ ઘસારો વારંવાર પહોંચાડે તો તે એની આંખે ચડ્યા વિના ન રહે પછી ભલે એ કરોડાધીશ હોય. આ અર્થમાં કાકાસાહેબ બ્રાહ્મણ મટી શક્યા નથી અને હું વૈશ્ય, એમ બન્નેએ કબૂલ કરવું જોઈએ

આના પ્રમાણરૂપે એક જ કિસ્સો જે કાકાસાહેબ ભૂલી જ શકતા નથી, તે વર્ણવું છું. ૧૯૧૭ના સપ્ટેમ્બર કે ઓક્ટોબરની વાત છે સત્યાગ્રહાશ્રમની છાવણી સાબરમતીના તટ પર તાજી જ નંખાઈ હતી. એક તંબૂમાં કાકાસાહેબ, સ્વ. ફૂલચંદભાઈ (વઢવાણવાળા), નરહરિભાઈ અને હું રહેતા હતા કાકાસાહેબ સિવાય બીજા બધા પોતપોતાના કુટુંબો સાથે હતા. એક દિવસ કાકાસાહેબ અમદાવાદ જવાના હતા, ત્યારે પાછા ફરતા મારે

માટે કાંઈક શાકભાજી લાવવાની મેં એમને વિનંતી કરી હશે. કાકાસાહેબ ચાર આનાનું શાક લેતા આવ્યા ને તેના પૈસા આપવા માંડ્યા. કાકાસાહેબે લેવા આનાકાની કરી તેમ તેમ મેં વધારે આગ્રહ કર્યો. છેવટે એમને લેવા પડ્યા. મને કલ્પના જ ન ગઈ કે મારા પૈસા ચૂકવવાના આગ્રહથી કાકાસાહેબને ઘણું દુઃખ થયું હશે, અને એ વસ્તુ એમના સ્મરણપટ પર ભુલાય નહીં એવી રીતે નોંધાઈ ગઈ હશે. એ કિસ્સો એમણે ચાંરપાંચ વાર કહી સંભળાવ્યો, ત્યારે હું ખ્યાલ કરી શક્યો કે આ નાનકડી આપલે મોટી વેદનાનું કારણ નીવડી હતી.

હકીકતે હિસાબની આવી ચોખવટ મારા સ્વભાવમાં સહજ હતી. નરહરિભાઈ, ફૂલચંદભાઈ કે બીજા કોઈ આશ્રમના સાથી શહેરમાં જાય કે હું ગયો હોઉં, ત્યારે આમ એકબીજા માટે વસ્તુઓ લાવવા અને તેના પૈસા આપતા-લેતા એમાં અમને કોઈને અસ્વાભાવિક લાગતું નહીં. બલ્કે, એ જ સાચો વ્યવહાર છે એમ સમજતા. પણ અમે બધા જ વાણિયા, કાકાસાહેબ નહીં — એ જ ભેદ હતો. માટે પંચતંત્રની જેમ તાત્પર્ય કાઢવું હોય તો બ્રાહ્મણ પૈસાનો હિસાબ રાખે નહીં, અને વાણિયો તે ભૂલે નહીં.

૩

જબલપુર જેલમાં હતો ત્યારે એક ભાઈએ એક રમૂજી વ્યાખ્યાનમાં બહુ સચોટ લાગે એવી દલીલોથી પ્રતિપાદન કર્યું હતું કે બુદ્ધિનું સ્થાન પ્રાણીનું મગજ નહીં, પણ પેટ છે અને જેનું પેટ મોટું તેની બુદ્ધિ પણ વધારે તેજસ્વી હોય છે. આ માટે જ ગણપતિને લંબોદર કરવામાં આવે છે, અને જાનવરોમાં હાથી ઘણું બુદ્ધિમાન પ્રાણી ગણાય છે. મનુષ્યોમાં મહાસમર્થ શાસ્ત્રીઓ, પંડિતો, સમૃદ્ધ અને સફળ વેપારીઓ, મોટા મુત્સદ્દીઓ, વકીલો વગેરેના માથા કરતાં પેટ મોટું હોવાનું જોવામાં આવશે. ભાષામાંયે 'ઉદારબુદ્ધિ રાખવી' એમ કહેવું હોય તો 'મોટું પેટ રાખવું' એવો સરળ અનુવાદ કરવામાં આવે છે.

આવી જ વિચારસરણીથી કહી શકાય કે માણસના હૃદયનું પોત એના પગની પાની પરથી પારખી શકાય. કાકાસાહેબના પગ તમે તપાસ્યા છે? એમની શરીરયષ્ટિ અને ઊંચાઈના પ્રમાણમાં એ બહુ કોમળ, નાજુક અને નાના છે એમ માલૂમ પડશે. જાણે એમના પારિજાતક કે શિરીષ જેવા નાજુક હૃદયનું જ પ્રતીક. કહેવત છે કે 'સિર બડા સો સરદાર, પાંવ બડા સો ગમાર'. કાકાસાહેબનું શિર બડું છે અને પાંવ છોટા છે.

પણ એ છોગા પારમા — શ્રીમતી જાનકીદેવી બજાજ શ્રી જમનાલાલજી વિષે કહેતા તેમ — મોગા મોટા ચક્રો છે તેથી એ પગોને પ્રવાસનો ખોરાક જ બહુ ભાવે છે અને સદે છે 'ભ્રમણ કરે તે બ્રાહ્મણ' એમ કહીએ તો આ અર્થમાંયે કાકાસાહેબ પૂરેપૂરા બ્રાહ્મણ છે શ્રી વિનોબા વારવાર સંભળાવે છે કે શ્રુતિનો આદેશ છે કે "ચરતે રહો, ચરતે રહો" કાકાસાહેબે એ આદેશનો અક્ષરાર્થ તેમ જ રહસ્યાર્થ પાળતા આવ્યા છે ગાંધીજી કરતાયે કાકાસાહેબનુ ભ્રમણ વધારે થયુ હોવાનો સંભવ છે

પણ ગાંધીજી અને કાકાસાહેબની આંખોની રચના જુદી જુદી છે, તેથી બન્નેએ કરેલુ દેશદર્શન જુદી જુદી જાતનુ અને અન્યોન્યપૂરક છે ગાંધીજીની કરુણાભીની અને અર્થશોધક આંખોએ જોયુ કે હિંદુસ્તાન ગામડામા વસે છે, અને એ ગામડા ઉકરડાના ટેકરાઓ વચ્ચે છે અને એ ગામડા ગંદકી અને રોગોના કેન્દ્રો છે, તેમ સંપત્તિનાયે ભંડારો છે પણ તેની સંપત્તિ ખાલી થઈ જાય છે, અને ગંદકી તથા રોગો ફૂલેફાલે છે વળી, ગાંધીજીએ તેમા ન્યાતજાત, અસ્પૃશ્યતા વગેરેના ઝેર જોયા ગાંધીજીએ પોકાર કર્યો છે કે ગામડા સાફ કરો તેની અખૂટ સજીવ તથા નિર્જીવ સંપત્તિવર્ધક સામગ્રીનુ યથોચિત સંયોજન કરો તેને ઐક્ય અને ઉદ્યોગોથી ભરી દો

કાકાસાહેબની રસભરી અને સૌંદર્યશોધક આંખોએ સર્વત્ર સુંદરતાનો ફેલાવો જોયો જ્યા ગયા ત્યાના પર્વતો જોયા બરફથી ઢંકાયેલા ઉચ્ચ શિખરો જોયા આકાશને અડતા મહાન વૃક્ષો જોયા, નદીઓનો વિસ્તાર, ધોધ, કે ઘોડાપૂર, ઝરણાઓના શાંત કે ઉન્માદભર્યા પ્રવાહ જોયા વસંતના ફૂલ, પતંગિયા તથા પક્ષીઓમા કારીગરીને અખંડ નમૂના પૂરા પાડનારા ઉદાર હાથે રસિકપણે છાંટેલા રંગો જોયા આમ સર્વત્ર પ્રકૃતિનો સૌંદર્યવિસ્તાર જોયો સાથે સાથે સૌંદર્ય સાથે એકરૂપ થયેલા કલામય હાથોએ નિર્માણ કરેલુ ધમાતી સૌંદર્ય, કંઠોએ નિર્માણ કરેલુ નાદસૌંદર્ય, વાણીએ નિર્માણ કરેલુ ભાષાસૌંદર્ય પણ જોયુ પણ આટલુ તો એમણે દીવાના કે દિવસના 'અંધારા'મા જોયુ એથીયે વધારે એમણે સચંદ્ર કે અચંદ્ર રાત્રીના 'પ્રકાશ'મા જોયુ પૂર્ણ ચંદ્રમાથી વરસતુ રૂપુ અને આકાશમા રમતા તારલાઓની ચંચળ આંખો તથા રાસમંડળીઓ જોઈ તેમા અનેક પૌરાણિક આખ્યાયિકાઓ વાંચી અને આ બધુ એમણે ભાષાના ચમત્કારથી ભરેલી વાણીમા વર્ણવી બતાવ્યુ એમણે સુજલ, સુફલ, શસ્યશ્યામલ શુભ્રજ્યોત્સ્નાપુલકિત અને ફુલ્લકુસુમિત દ્રુમદલથી શોભિત દેશ જોયો,

અને ક્યારેક બાળકના જેવી સરળતાથી પોકારી ઊઠ્યા, " આટલી બધી સુંદરતા ચોમેર વેરાયેલી પડી છે, કોઈ લૂંટતા કેમ નથી ? "

આમ જે ગાંધીજીએ ન જોયું તે કાકાસાહેબે જોયું, અને કાકાસાહેબે ન જોયું તે ગાંધીજીએ જોયું, અને બન્નેએ પરસ્પર અવિરોધીપણે પ્રગટ કર્યું બન્નેની તેનરચનામાં આટલો ગવો ભેદ છતાં કાકાસાહેબે કળા અને કલ્પનાની ખાણ રવીન્દ્રનાથને છોડી ગાંધીજીમાં વધારે ગુરુભાવ અનુભવ્યો, અને ગાંધીજીએ કાકાસાહેબ જેવા મહામાત્ર (લેફ્ટનન્ટ) મળવાથી પોતાને હમેશાં ધન્ય ગણ્યા કાકાસાહેબની ભાષામાં આ 'સમન્વય', ગાંધીજીની ભાષામાં 'અહિંસા', અને જૈનોની ભાષામાં 'અનેકાન્તવાદ'

૪

જૂની પરંપરામાં ઊછરેલા બ્રાહ્મણને જીવન દરમ્યાન વચ્ચે વચ્ચે સંન્યાસ લેવાના સંકલ્પ ઊઠ્યા કરે તેમાં નવાઈ નથી કાકાસાહેબનો જે વર્ગના બ્રાહ્મણોમાં જન્મ થયો છે, તેનો પવિત્ર અને વિદ્વાન સાધુસંન્યાસીઓનો ફાળો હિંદુસ્તાનમાં ઘણો મોટો છે તેઓ રહે છે મોટે ભાગે દક્ષિણમાં, પણ માને છે હિમાલયને પોતાનું વતન અને સંન્યાસને પોતાનું અસલ આશ્રયસ્થાન

કાકાસાહેબ હિમાલયમાં ઘૂમી આવ્યા છે, પણ હજુ હિમાલયથી ધરાયા નથી અને ઘણી વાર પાછા ત્યાં જવાની, સંન્યાસ લેવાની, નિવૃત્ત થવાની, સર્વ પ્રવૃત્તિઓમાંથી નીકળી જવાની મનોવૃત્તિ પ્રગટ કરે છે તે વૃત્તિને અનુસરી બાહ્યજીવનમાં કેટલાક ફેરફારો પણ કરી નાખ્યા છે દા ત શિખાસૂત્ર કાઢી નાખ્યાં છે આજના જમાનામાં ચોટલી ને જનોઈ ઉતારવા માટે કોઈ પ્રકારની ધાર્મિક વૃત્તિની જરૂર નથી ચોટલી તો હવે ઘણે ભાગે ઊગતી જ અટકી ગઈ છે, અને જેમણે પોતે જનોઈ કાઢી નાખી છે, તેઓ પોતાના છોકરાઓને શું કામ આપે છે તે સમજવું મુશ્કેલ છે પણ કાકાસાહેબે શિખાસૂત્ર ઉતાર્યાં તે એ પ્રત્યે ઊપજેલા તુચ્છભાવથી નહીં, પણ સંન્યાસ પ્રત્યે જવાના એક પગલા રૂપે હમણાં સીવની જેલમાંથી આવ્યા ત્યારે મૂછ કાઢતા આવ્યા છે તે પણ એ વૃત્તિનું જ બીજું પગલું હશે કારણ કે જેલમાં નિવૃત્ત થવાની વારંવાર ઇચ્છા પ્રગટ કરતા

આ પરથી કાકાસાહેબની જીવનદૃષ્ટિમાં સંન્યાસ મહત્ત્વનો ભાગ ભજવે છે એમ કહી શકાય પણ હું આશા રાખું છું કે એમના કર્મયોગ અને ભક્તિયોગના સંસ્કારો એવા મજબૂત છે કે તે એમના સંન્યાસના

( no changers ) કહેવાતા હતા હુ કહેતો કે હું તો ફેરવાદીયે નથી અને ના ફેરવાદીયે નથી હું તો સહ ફેરવાદી ( co-changer ) છુ એટલે કે જે પક્ષમા ગાધીજી જાય તેમા જવાનો છુ તે વખતે ગાધીજી ના ફેરવાદી હતા, માટે હુ પણ ના ફેરવાદી હતો હવે તેઓ ધારાસભામા જવાના પક્ષમા છે, તો હુ પણ તે પ્રમાણે ફરી જાઉ છુ ''

આ વાચતા વિચિત્ર લાગશે પણ શ્રી ગગાધરરાવની પૃષ્ઠભૂમિકા સાથે એનો વિચાર કરીએ તો એ વૃત્તિ સર્વથા દોષરૂપ જ છે એમ નહીં કહેવાય એમાથી તાત્પર્ય એટલુ જ લેવાનુ કે રાજકારણના આવા પ્રશ્નોનો ઉકેલ પરિસ્થિતિ પ્રમાણે થાય છે એક વાર ન જવાનો નિર્ણય થયો, માટે એ જ કાયમનો સિદ્ધાત છે એમ પકડી રાખવામા ભૂલ છે અને જેના વિચારોને અનુસરી પહેલો નિર્ણય કર્યો, તે જો કેવળ શ્રદ્ધાથી કર્યો હોય, તો તેના જ વિચારોને અનુસરી શ્રદ્ધાથી બીજો નિર્ણય કરવામા સકોચ ન હોવો જોઈએ દાકતરે પાછલી વખતે જુલાબ આપેલો અને આ વખતે જુલાબ લેવા મનાઈ કરે છે, માટે એ દાકતર ખોટા ?

પણ કાકાસાહેબ માત્ર શ્રદ્ધાવાન ભક્ત જ નથી, પરતુ સિપાઈ, અને તેયે યોજકશક્તિવાળા સિપાઈ છે. આથી, કમમા કમ જે ક્ષેત્રમા ગાધીજીએ એમની યોજના કરી હોય તેમા જૂના સનાતનીની શ્રદ્ધા, આર્યસમાજીનો જુસ્સો, સત્યાગ્રહીની હઠ, નૈયાયિકની વાદકુશળતા અને સફળ મૅનેજરની કુનેહથી ગાધીજીના મતનો પ્રચાર કરે, બીજાને ગળે તે મત ઉતારી તેને પાકી રીતે બાધી દે અને તેના અમલનો પ્રબધ કરી દે

આનુ પરિણામ કોઈ વાર એટલે સુધી આવે છે કે જેમની વિચાર સરણી કે કાર્યપદ્ધતિ જુદી જાતની હોય તેઓ પહેલા કાકાસાહેબથી મૂઝાય છે, પછી ખિજાય છે, પછી વિગડી થાય છે, અને પછી પ્રતિપક્ષ બનાવી કાકાસાહેબને કાઢવા મથે છે એક બાજુથી કાકાસાહેબ માટે પુષ્કળ આદર અને બીજી બાજુથી તેમના પ્રત્યે તીવ્ર રોષ, એક બાજુથી એમના જ્ઞાન, કાર્ય અને ચારિત્રની કદર અને બીજી બાજુથી તેમને વિષે અણગમો એવી રીતે કાકાસાહેબની તુલ્ય નિંદાસ્તુતિ કરનારા ઘણા માણસો જોવામા આવશે આ કાકાસાહેબના જીવનની એક બાજુ છે તે એમને તેમ જ એમના નિકટના સાથીઓને ઘણી વાર ભારે શોકપ્રદ થાય છે, અને એમને નિરાશામાયે કદીક ડુબાડે છે

કરે છે દા ત બાળકને અક્ષર પરિચય કરાવવાની શરૂઆત પાચમે વર્ષે શરૂ કરવી કે સાતમે, એ પ્રશ્ન હોય, અને પોતે બીજા પક્ષનુ સમર્થન કરવા માગતા હોય, તો તેઓ એમ કહેશે કે મારી સૂચના તો આઠમા વર્ષ પછી અક્ષરજ્ઞાન આપવાના પક્ષની હતી, પણ બીજાઓના આગ્રહને વશ થઈ મારે સાતનો તોડ સ્વીકારવો પડ્યો છે અને પછી અક્ષરજ્ઞાન મોડુ શીખવાના ફાયદા, એની વહેલી ઉમરે લત લગાડવાના નુકસાન વગેરે સમજાવી, પાચ વર્ષની સૂચના કરનારા કેટલી ભૂલ કરે છે એમ મનાવશે

કોઈક વાર કાકાસાહેબ એથી ઊલટી જ યુક્તિનો પણ સફળતાપૂર્વક પ્રયોગ કરે છે પ્રથમ તે પ્રતિપક્ષીના મતના જ હોય એમ પોતાની વાત શરૂ કરે છે પ્રતિપક્ષીને પણ ન સૂઝી હોય તેવી દલીલો તેની તરફેણમા આપે છે પ્રતિપક્ષી ખુશ થઈ જાય છે, ત્યા ધીમે ધીમે કાકાસાહેબ એમાથી ખસતા જાય છે અને ખસવાના કારણો સમજાવતા જાય છે પરિણામે, જેમ પોર્શિયાની દલીલો સાભળી શાઇલોક પહેલા તો રાજી રાજી થઈ ગયો, પણ પાછળથી ભોઠા થવુ પડ્યુ, તેમ પ્રતિપક્ષીની સ્થિતિ થાય છે

વિરુદ્ધ પક્ષ રાજાજી કે કાકાસાહેબના કટ્ટર વિરોધી થઈને ઊભા રહે છે, તેનુ આ પણ એક કારણ હોય

૭

કાકાસાહેબે પોતાને શિક્ષક કહેવડાવવામા જ ગૌરવ માન્યુ છે વિદ્યાર્થીઓનાયે તેઓ સદા માનીતા રહ્યા છે પણ એમના શિક્ષણમાથી મળતો ખાસ આનદ લેવો હોય તેણે એમને મોટા વર્ગો કે સભાઓમા સાભળવાને બદલે, એમના ખાટલા પાસે જઈને બેસવુ વધારે ઠીક ઉમરે એમના આ ધધામા થોડોક ફેર પાડ્યો છે ખરો વીસ વર્ષ પહેલાના કાકાસાહેબ બાળકો અને મોટાઓની ભેગી બેઠક હોય, તો જાણે મોટાઓને ભૂલતા હોય અને બાળકોને જ જોતા હોય તેવી વાતો કરતા તેમની સમજાવવાની વિલક્ષણતાને લીધે મોટાઓ પણ તેનો આનદ લઈ શકે તે જુદી વાત આજના કાકાસાહેબ એવી બેઠકમા બાળકોને ભૂલતા હોય અને મોટાઓને જ જોતા હોય એવો અનુભવ થાય છે કાકાસાહેબ બોલે અને બાળકો બગાસા ખાય એવુ વીસ વર્ષ પહેલા ન થતું, હવે થઈ શકે છે પણ હજુ કાકાસાહેબ મારી કોટિએ નથી પહોચ્યા કે મોટા પણ બગાસા ખાવા માડે!

આનુ કારણ, તે કાળમા, કાકાસાહેબ કોઈ વિષયનુ ખડનમડન કરવા માગે છે એમ લાગતુ નહીં, પણ મનોરજક અને હિતકર વાતો કહેવા માગે

છે એમ લાગતું. ઘણુંખરું એકાદ વાતથી જ તે શરૂ કરતા. હવે એમનામાં રહેલો મતપ્રચારક અને નૈયાયિક બોલતો જણાય છે એમાં બાળકોને ઓછો રસ આવે.

છતાં, પોતે શિક્ષક અને શ્રોતા નાના કે મોટા વિદ્યાર્થીઓ જ છે એ ભાવનો એમના સ્વભાવમાં સદાનો અનુબંધ થઈ ગયેલો છે.

૮

કાકાસાહેબને આ વર્ષે સાઠ વર્ષ પૂરાં થાય છે. હવે આગળનો સવાલ રહ્યો. આ બાબતમાં ગાંધીજીનો છેલ્લામાં છેલ્લો અને સ્પષ્ટ મત એ છે કે जिजीविषेच्छतं समाः । શત વર્ષ જીવવાની ઇચ્છા કરવી. અને ગાંધીજીએ જ ખુલાસો પણ કરેલો છે કે શતનો અર્થ સો નહીં પણ ૧૨૦ કે ૧૨૫ થાય છે. આપણે આશા રાખીએ કે ગુરુઆજ્ઞાપરાયણ કાકાસાહેબને પરમેશ્વર ગાંધીજીના આ મત પ્રમાણે વર્તવાની તથા તેનો શ્રેષ્ઠ ઉપયોગ કરવાની શક્તિ અને સામગ્રી આપશે, અને તેમનો સર્વ દિશામાં ઉન્નત વિકાસ કરાવશે.

સેવાગ્રામ, ૨૧ મી નવેમ્બર ૧૯૪૫

જીવન અને સંસ્કૃતિ આ બે શબ્દો ધર્મ જેટલા જ અર્થઘન અને જીવનસમૃદ્ધ છે. એમાં ન આવી શકે એવું કશું નથી. માણસના અધ્યયન માટે ઘણા વિષયો છે પણ સૌથી વ્યાપક, સૌથી રોચક અને નાનપણથી ઘડપણ સુધી અખંડિતરસ એવો વિષય તો માણસ માટે મનુષ્યજીવન જ છે. જીવન મીઠું હોય કે કડવું, પ્રસાદમય હોય કે વિષાદમય, કૃતાર્થ હોય કે વ્યર્થ, માણસને એમાં રસ પડવાનો જ.

કુદરત માણસને જીવન આપે છે. એ જીવનને શુદ્ધ, સમૃદ્ધ, પ્રસન્નગંભીર અને વૈવિધ્યવિપુલ બનાવવાના પ્રયત્નમાં માણસે સંસ્કૃતિ ખીલવી. પથ્થરમાંથી જેમ મૂર્તિ બનાવીએ છીએ, ધ્વનિમાંથી સંગીત ઉપજાવીએ છીએ, ઘર્ષણમાંથી જ્વાળા સળગાવીએ છીએ તેમ જ જીવનમાંથી સંસ્કૃતિ ખીલવીએ છીએ. જીવન એ પ્રકૃતિ છે, સંસ્કૃતિ એ એનો ઓપ છે. જીવન જો સંસ્કારિતાનો ઓપ ધારણ ન કરે તો એ પરિપુષ્ટ થતાં છતાં કૃતાર્થ ન થઈ શકે અને સંસ્કૃતિ જો જીવનને વફાદાર ન રહે તો એમાં પોલાપણું આવે એટલું જ નહિ પણ વિકૃતિ પેદા થઈને દુર્ગંધ જ છૂટે. જીવન જો ધરતી હોય તો સંસ્કૃતિ એનું સ્વર્ગ છે. એ બે વચ્ચે જો અનુસંધાન ન સધાય તો બંને વ્યર્થ થઈ જાય.

'જીવનસંસ્કૃતિ', પ્રસ્તાવના, પૃ. ૬-૭. કાકાસાહેબ કાલેલકર

# સંસ્કૃતિના પરિવ્રાજક આચાર્ય •

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

"દુનિયામાં અનેક રૂપે વિચરતી, વિકસતી અને વિલસતી કળાને ઓળખવા માટે જેટલુ રખડયો છુ તેટલુ જો મારા શ્રોતાઓને કલ્પના દ્વારા રખડાવુ તો મારુ કામ પૂરુ થયું."[1]

"હુ તો એક જીવનભરનો રખડું છુ કુદરતઘેલા તરીકે પોતાને ઓળખાવતા મને સંકોચ કે વાંધો નથી"[2] સમગ્ર વિશ્વમા ભર્યું ભર્યું સૌન્દર્ય જોતા કાકાસાહેબ એક પ્રકારના vagabond છે – મરમ અર્થમા એમને તમે Intellectual vagabond (રખડુ મનીષી) કહો, કે vagabond aesthete (રખડુ રસજ્ઞ) કહો, કે ધાર્મિક પરિવ્રાજક કહો જેને ઘર નહિ તેને બધે ઘર તેમને ઘણી વાર લાગે છે કે મારુ સ્થાન શહેર કે દીવાનખાના કરતાં પહાડોના જંગલોમા કે નદીને કાંઠે છે એ પૃથ્વીના જ નહિ, વિશ્વના યાત્રી છે. આખ અને કાન અને સૌથી વિશેષ તો હૃદય ને કલ્પનાથી, જીવતાજીવત આ વિશ્વના યાત્રી થઈ શકાય તો કાકાસાહેબ થયા છે. સદ્‌ભાગ્યે આ કુદરતભક્તિમાં મનુષ્યપ્રેમ ભળ્યો છે "હુ માણસગધો નથી, મનુષ્યપ્રેમી છુ મનુષ્યજાતિનો પુરુષાર્થ, એની યોજનાઓ, એની ભૂલો અને એ સુધારવાના પ્રયત્નો, એની આશંકાઓ અને આકાંક્ષાઓ, એનો પ્રેમ અને એના બલિદાન – દરેકમાં મને રસ છે, માનવસમાજ અને માનવસંસ્કૃતિ મારી ભક્તિનો વિષય છે આ વિશાળ વિશ્વના જેટલુ જ मनुष्यहृदयनु અને एनी सस्कृतिनु ऊडाण જોઈ હુ ચકિત થઈ જાઉ છુ. અને તેથી દુનિયા મને દૂર કરે તોયે એનો સહવાસ હુ શોધુ છુ."[2]

1. 'જીવનનો આનંદ'. કળા એક જીવનદર્શન, પૃ ૪૮૭
2. 'જીવનનો આનદ'. કળા એક જીવનદર્શન, પૃ ૪૮૬

"દુનિયા કાકાસાહેબને કેમ કરી દૂર કરે? એમની રમણીય યાત્રાઓના સાથી અમને ન બનાવ્યા હોત તો સહેજમાં દૂર કરી શકત, પણ એમણે તો વાણીની મોહની લગાડી. એમનું ગાંડપણ એમણે બીજાને વળગાડ્યું. એમની સાથે ગિરિઓ અને કન્દરાઓ, નદી અને સમુદ્ર, મંદિર અને ખંડેર, ભવ્ય હિમાલય અને અનન્ત આકાશની અમે સફર કરી. એમની લાગણીઓ તે અમારી લાગણીઓ થઈ. એવી સમાનભાવી દુનિયા એમને ન છોડે."

આજે આપણે અર્ચન કરીએ છીએ કાકાસાહેબે આપણા માનસિક જીવનમાં જે સ્થાન લીધું છે તેનું. તે સ્થાન છે, મુખ્યત્વે, સાહિત્યકારનું. એમના પુષ્કળ અને વિવિધ અનુભવો એમણે નિબંધોમાં, અનાયાસ રૂપ લેતા હૃદયંગમ નિબંધોમાં વહેતા મૂક્યા છે. એમની વાણીમાં અવિરામ સૌન્દર્ય પરિશીલન નીતરે છે. એમની ભાષાની અભિનવ સુભગતા, રુચિરતા અને પાંડિત્યસૌરભ, એમની નિબંધશૈલી કે કથનશૈલીની પ્રત્યક્ષતા ને નિર્બન્ધતા, એમનું વિનોદપરાયણપણું ને કંઈક ચમત્કારી પ્રતિભાપણું, એમનો કવિસહજ ભાવાવેગ લોકોત્તર આનંદ આપે છે.

પણ આ દિલ જીતવાનું ખરું રહસ્ય કાકાસાહેબના વ્યક્તિત્વમાં છે, તેમના સિદ્ધાન્તો અને આદર્શોમાં છે, એ સિદ્ધાન્તો અને આદર્શોની સાધના માટેના સંકલ્પમાં, અથાક મંથન અને શ્રમમાં છે. એ લોકપ્રિયતાનું સાચું રહસ્ય કાકાસાહેબના જીવનદર્શન અને તદનુરૂપ જીવનઘડતરમાં છે. ધર્મ અને સદાચાર — વ્યાપક ધર્મભાવના, અને ધર્મવીર્યશીલ સદાચાર — એ એમના જીવનમાં પાયાની વસ્તુ છે અને એને લીધે કિશોરલાલ મશરૂવાળાની માફક એ ગાંધીજીના નિકટવર્તી મંડળના સાચી રીતે ગણાય છે. સાહિત્યમાં પણ 'ગાંધી' સંપ્રદાયના તેમને ગણીએ તે એમણે શુચિતા અને સાત્ત્વિક સેવાપરાયણતા પર મૂકેલા ભારને લીધે. એમના વિચારમિનારની ભૂમિકા અને ઊંભણી સાચો ગાંધીવાદ છે. જીવનના અંગપ્રત્યંગમાં સંવાદ જોઈએ. માણસ માણસ વચ્ચે, પશુ માણસ વચ્ચે, વનસ્પતિ અને માણસ વચ્ચે એકત્વનો સંબંધ જોઈએ. "શુદ્ધ નીતિ, સદાચાર, પાવિત્ર્ય એ આ વિશ્વસંગીતનું વ્યાકરણ છે. અહિંસા એટલે કે આત્મૌપમ્ય, આત્મૈક્ય એ એનો અંતિમ રસ છે."[3] મનુષ્ય એ સમગ્ર જીવન જીવવા આવ્યો છે, સંકુચિત કે એકાંગી નહિ. એ સમગ્ર જીવન ગુરુ-? હીન ન હોય, એ વિલાસી ન હોય. એ સુઘડ, ઓપવાળું, સંસ્કારી ને સમૃદ્ધ હોય, જીવનના અંગપ્રત્યંગનું તેમાં યોગ્ય સ્થાન હોય, જેમ આહાર,

3 'જીવનનો આનંદ' : જીવનનું સંગીત, પૃ. ૪૫૬

વ્યાયામ, શરીરરક્ષા આદિને તેમા સ્થાન છે, તેમ બીજા સર્વ માનસિક ને આધ્યાત્મિક અગોને પણ સ્થાન છે પરંતુ આ સનાદી નિવાસ નક્કી કરવાની ઔચિત્યબુદ્ધિ, તારતમ્યની સમજ ક્યાથી લાવવી? કાકાસાહેબ કહેરો, ધર્મ માથી, સદાચારબુદ્ધિમાથી એકલા કળાના હિમાયતી કળાનુ સેવન કરી જાણે, પૂજન ન કરી શકે પૂજનની વૃત્તિ ધર્મમાથી આવે છે "સ્વાર્થ અને અહંકાર માર્યા વગર આત્માર્પણથી થતું પૂજન સંભવતુ જ નથી "[૪] કળાને ધોરણે સદાચાર નક્કી નહિ થાય, એ સદાચારના સ્તંભ અસ્થિર છે કળા પાસેથી જીવનનુ સુમાન મળવાનુ નથી ધર્મ અને નીતિના પાયા ઉપર કળા રચાય તો તે રસગંભીર ને પ્રાણપોષક હોય છે વારતે જ કળાની દીક્ષા લેતા પહેલા કૌમારમા અને યૌવનમા માણસે સદ્ગુણો ખીલવવા જોઈએ ને દૃઢ કરવા જોઈએ કાલેલકરને કળાનુ ભાન મોડુ થયુ તેને એ સદ્ભાગ્ય માને છે તે આ શ્રદ્ધાને લીધે

કોઈ પણ સ્થિતિ કે સિદ્ધાન્તમા સત્યદ્રોહ, લોકદ્રોહ, વિસંવાદ કાકાસાહેબને પરવડતો નથી જીવનના બધા આવશ્યક અગોને પોતપોતાનું સ્થાન અને વિકાસક્ષેત્ર હોવા જોઈએ, પણ સમાધાનથી, સંવાદથી, મેળથી જીવનના એકાદ અગનો જ વિકાસ તેમા નિરૂપતા આવે છે, અને સામાન્ય સંજોગોમા એકાગી વિકાસ શક્ય પણ નથી "ફૂલ જ્યારે ખીલે છે ત્યારે એકએક પાદડી કરીને એ પૂરુ નથી થતુ પણ કળીના રૂપમા એ બધી જ પાદડીઓ લઈને જન્મે છે, અને એકસામટુ ખીલે છે '[૫] જીવનને શુદ્ધ, પ્રસન્ન અને સમૃદ્ધ બનાવવાના પ્રયત્નમા માણસે સંસ્કૃતિ ખીલવી છે

આ સંસ્કૃતિના બે પાસા છે. Civilization અને Culture, સભ્ય જીવન વ્યવસ્થા ને સસ્કારિતા, સાધનસંપત્તિ અને ભાવના, જીવનસમૃદ્ધિ અને જીવનશુદ્ધિ "બાહ્ય સાધનો યોગ્ય પ્રમાણમા મેળવવા, દરેક જાતની સંપત્તિથી ઇષ્ટતમ પ્રમાણમા નીપજ થવુ અને એના યોગક્ષેમને અર્થે સમાજનિયંત્રણના અનેક પ્રકારો સ્થાપવા"[૬] એ એક પાસુ વાસનાઓને શુદ્ધ કરવી અને તેમનુ સામંજસ્ય સ્થાપવુ, સર્વ છૂપી શકિતઓને બહાર આવવા દેવી, સામાજિક સદ્ગુણો કેળવવા અને ધર્મસંપન્ન થવુ, ટૂંકમા સાચા પુરુષાર્થી થવુ, એ સંસ્કૃતિનુ બીજુ પાસુ સાધના છે

૪ 'જીવનનો આનંદ' જીવનકળા, પૃ ૪૧૮
૫ જીવનસંસ્કૃતિ ' પૃ ૬
૬ ' જીવનસંસ્કૃતિ, પૃ ૧૩

જીવન વિશે કલ્પના શુદ્ધ કરી જીવનને સમૃદ્ધ કરવાની સાધનામાં સૌન્દર્યની ઉપાસના વણી લેવાની છે. પશુ પેઠે મનુષ્યમાં પણ ભોગવૃત્તિ છે, અને કળાને નામે ભોગપ્રધાન જીવન છુપીએ એ રૂપાળું દેખાડેલું પશુજીવન છે. ઇંદ્રિયોનું વિષયો પ્રતિ સ્વાભાવિક આકર્ષણ એ કળાવૃત્તિ નથી, ભોગવૃત્તિ છે. ઇંદ્રિયો વગર કળાનો વ્યાપાર શક્ય નથી, પણ એ વ્યાપારનું ફળ એની ચરમ નિષ્પત્તિ, એનો પરમ પરિપાક વિષયાતીત આનંદ છે; કલાનું લક્ષણ તેના વિષયમાં નથી, તેના ફલમાં છે; એ ભોગ નથી, યોગ છે; એમાં આસક્તિ કે વિકાર નથી, પણ સમત્વ છે. સૌન્દર્યમાં સુખ નથી, દુઃખ નથી, ક્લેશ નથી, માત્ર તટસ્થ આનંદ હોય છે, જે આનંદ કે પ્રેમન્ આત્માની સ્વાભાવિક સ્થિતિ છે. કલાથી, સૌન્દર્યપૂજનથી આત્માના ધર્મ પ્રગટ થાય છે, કેળવાય છે. હૃદયનો મૈત્રીધર્મ, દયાધર્મ વધારે, મનુષ્યને ઉદાર સમજવાળો ને ઉન્નત વૃત્તિવાળો બનાવે, એની ત્યાગશક્તિ ને તપસ્યા ખીલવે એ જ સાચી કળા. આજના સ્મૃતિકાર પેઠે આદેશાત્મક વાણીમાં કાકાસાહેબ કળા વિષયક સિદ્ધાન્ત સ્થાપે છે :

"કળા કોઈ કાળે ધર્મનું સ્થાન ન લઈ શકે, અને તે ધર્મની વિરોધી પણ ન જ થવી જોઈએ. કળા ભલે અંતિમ સત્ય સુધી પહોંચી ન શકે, પણ કળાએ સત્યનો દ્રોહ તો ન જ કરવો જોઈએ. કળામાં સંપૂર્ણ પુરુષાર્થ સમાયેલો ન હોય, પણ કળા એ પુરુષાર્થની વિઘાતક તો ન જ હોવી જોઈએ. સમાજોપયોગી દરેક મજૂરીમાં કળા જોવા જેટલી દૃષ્ટિ આપણી પાસે ન હોય તોપણ કળા મજૂરીનો તિરસ્કાર તો ન જ કરે. મજૂરીનું જીવન વિષમ કે વિષાદમય તો ન જ બનાવે. મજૂરીનો દ્રોહ કરીને જો જીવન પણ ન ટકી શકે તો કળા ક્યાં સુધી ટકવાની હતી ?"[17]

આ પ્રતિપાદન અનુસાર પિરામિડ કે તાજમહાલના સર્જન પાછળ જો ગરીબની હાય હતી એવી ખાતરી થાય તો એ ભવ્ય કૃતિઓનો આપણો રસ ઊતરી જવો જોઈએ. એ જ નીતિની દૃષ્ટિ કળાકારનો તોલ કરવામાં પણ રાખવી ઘટે. જીવનમાં જે એકાંગી વિકાસ સાધે છે તેને તે અંગ પૂરતી જ સહાનુભૂતિનો હક છે. શેલી કે કલાપી કવિ લેખે ઉચ્ચ તેટલા મનુષ્ય લેખે ઉચ્ચ ન પણ હોય. અને ન હોય તો તેમને જીવનમાં ઊંચું સ્થાન આપવાનું હોય નહિ. ખરું જોતાં કાકાસાહેબને મતે જીવનનું કોઈ પણ એક પાસું પૂર્ણ રીતે કેળવવાનાં સમગ્ર જીવન જ કેળવવું પડે છે,

17. 'જીવનનો આનંદ' : જીવનકળા. પૃ. ૪૨૩

અને જ્યા જીવનની ગતિ પૂર્ણતા તરફ નથી હોતી ત્યા કલા પણ – વ્યક્તિની કે સમાજની – મર્યાદિત રહે છે

સૌન્દર્યને પ્રત્યક્ષ કરતી ઇન્દ્રિયોમા પણ નીતિની દૃષ્ટિએ કાકાસાહેબ તારતમ્ય જુએ છે કળાપૂજનમા સ્પર્શેન્દ્રિય અને સ્વાદેન્દ્રિયની મદદ લેવાય નહિ, કેમ કે તે અત્યન્ત ઉન્માદકારી છે ગધનુ સ્થાન પણ ગૌણ ગણાય માત્ર શ્રવણ અને નયન સાચુ કલાગ્રહણ કરી શકે તેમ છે એ બેને ભોગ પરાઙ્‌મુખ કરી, અલિપ્ત રાખી, કેવળ સૌન્દર્યપૂજક કરી શકાય છે

આગળ કહ્યુ તેમ કળા સત્યનુ કે સદાચારનુ સ્થાન ન લઈ શકે પરતુ એ તત્ત્વનુ સૂચન કરે, અને સદાચારને પરિપોષી શકે, કેમ કે એ પણ જીવનમથન છે સત્યમ્, શિવમ્ અને સુન્દરમ્ એ ત્રણે એક જ મગળ તત્ત્વની સ્વતત્ર વિભૂતિઓ છે, અને એકમાથી બીજાની ઉત્પત્તિ કે ઉપપત્તિ સિદ્ધ કરી શકાય તેમ નથી કળાદર્શી સૂચન કરે ત્યાથી એકાગ્ર અનન્ય નિષ્ઠ સયમી સત્યશોધક આગળ ચાલે છે મનુષ્યનુ સૌન્દર્યબોધનુ કરણ એક ઇલાયદુ કરણ છે સદ્‌વૃત્તિમા સૌન્દર્યવૃત્તિનો સમાવેશ નહિ કરવો જોઈએ તે જ રીતે સદાચારની અવેજીમા કળા નહિ ચાલે પરતુ કળા જીવનના ઉત્તમ ભાગને ટેકો આપી શકે ન્યાય, ઉદારતા, કારુણ્ય, ક્ષમા, શાન્તિ, ત્યાગ, વીરતા, એ બધા આત્માના ધર્મને તથા ધર્મની સૂક્ષ્મ વૃત્તિઓને તે પોષી શકે ખરી કળા દ્વારા જીવનના કોમળ લલિત, ઉદાત્ત, અદ્‌ભુત, ભય અને ચમત્કૃતિજનક પ્રસગો ઓળખવાની શક્તિ કેળવાય છે, અને તેથી પરોક્ષ રીતે જીવનની ભવ્યતા આર્યતા, ઉદાત્તતા અને કૃતાર્થતા નીપજી શકે ખરા કલા દ્વારા પૃથ્વીના ગધ પેઠે જીવનરહસ્યનો સૂક્ષ્મ પ્રચાર થાય છે, પણ તેમા પ્રચારની વિકૃત વૃત્તિ, ધન કે કીર્તિની લાલસા ભળે તો કલા દૂષિત થાય આટલી સાવધાની રખાય તો કળા મારફતે સમાજવ્યવસ્થામા સુમેળ, સહકાર ને સામર્થ્ય લાવી શકાય

પણ આ પરિણામ એ કલાસેવન કે કલા સર્જનની ઉપનિષ્પત્તિ છે વ્યક્તિનો નિરતિશય આનદ તે એની સીધી નિષ્પત્તિ છે, એમા સસારના સુખદુઃખ ન હોય કેમ કે તેમા અહકાર, મમત્વ, કે ભોગવૃત્તિને સ્થાન નથી. એકલી એમા કલાકાર યા કલારસજ્ઞની તટસ્થતા રહે છે એમા પોતાના સત્ત્વથી નિહાળી વસ્તુઓ સાથે તાદાત્મ્ય સધાવાથી અધ્યાત્મ-personality નો વિકાસ અનુભવાય છે એ જ એના નિરતિશય આનદનુ સાચુ સ્વરૂપ છે એ ઇન્દ્રિયતૃપ્તિનો આનદ નથી, કેમ કે ઇન્દ્રિયતૃપ્તિનો આનદ ક્ષણજીવી

છે, અને એની પાછળ પાછળ જ વિરસ, ગ્લાનિ, વિષાદ, પશ્ચાત્તાપ વગેરે આવે છે. વ્યક્તિના અધ્યાત્મનો સાચો વિકાસ, – આત્માને બૃહત્ થવા દેવો – એ કલાનો ક્રિયાધર્મ છે, કેળવણીનો હેતુ પણ અધ્યાત્મનો વિકાસ જ છે. સર્વ સામાજિક તંત્રો પણ એવાં હોવાં જોઈએ કે વ્યક્તિના આધ્યાત્મિક વિકાસને પોષે, સાંકડાપણું અને સંકોચ નિવારી એને ઉદાર બનાવે.

આમ જીવનવ્યવસ્થામાં સૌન્દર્ય અને કલાનું યોગ્ય સ્થાન કાકાસાહેબ સ્વીકારે છે. એ સ્થાન દીનહીન કે ક્ષુદ્ર નથી, ઉન્નત અને ગૌરવશાળી છે. પણ ત્રિભુવનમોહિની કલા અખિલ જીવનેશ્વરી ન બની શકે. કાકાસાહેબની દૃષ્ટિએ એ સ્થાનની એ અધિકારિણી નથી. પ્રવૃત્તિમાત્ર જેથી શુદ્ધ, જ્ઞાનમય ને પુણ્યવંત બને, જેમાંથી સંયમધર્મ, પ્રેમધર્મ ને સેવાધર્મની અખંડ ધારાઓ વહે એ સત્યધર્મ જીવનનો દેવાધિદેવ હોઈ શકે.

જ્યાં બે નદીઓનો સંગમ થાય છે એ સ્થાનને પ્રયાગ કહી આપણે પૂજીએ છીએ, એટલા જ માટે કે સંસ્કૃતિઓનો જ્યારે સંગમ થાય છે ત્યારે તેને પણ શુભ સંગમ ગણતાં શીખીએ. સ્ત્રીપુરુષ વચ્ચે વિવાહ થાય તે ભિન્નગોત્રી જ હોવા જોઈએ, એવો આગ્રહ રાખીને પણ આપણે એમ જ સૂચવ્યું છે કે, એક જ સંસ્કૃતિમાં સબડતા રહેવું એમાં કલ્યાણ નથી. ભિન્ન ભિન્ન સંસ્કૃતિઓ વચ્ચે મેળ બેસાડતાં આવડવો જ જોઈએ. લંકાની લાડી ઘોઘાના (સૌરાષ્ટ્ર) વર સાથે પરણે ત્યારે જ એ બંનેમાં જીવનના બધા સવાલો પ્રત્યે ઉદારતાની દૃષ્ટિએ જોવાની શક્તિ આવે. ભારતીય સંસ્કૃતિ પહેલેથી છે જ સંગમ-સંસ્કૃતિ. આપણા રાજપુત્રોએ દૂર દૂરથી કન્યાઓ આણી હતી. કેકય દેશની કૈકેયી, ગાંધારની ગાંધારી, કામરૂપની ચિત્રાંગદા, છેક દક્ષિણની મીનાક્ષી મીનળદેવી, ઠેઠ પરદેશથી આવેલી ઉર્વશી અને મદાલસા, એમ કેટલાયે દાખલા આપી શકાય. આજે પણ રાજાઓ બનતા સુધી દૂર દૂરની કન્યાઓને પરણે છે. નદીઓ પાસેથી જ આપણે આ સંગમ સંસ્કૃતિ શીખ્યા છીએ. પોતપોતાની નદીને વફાદાર રહી ચાલો તો અંતે સમુદ્રમાં બધાંનો સમાગમ. ત્યાં એકે અલગાવ નહીં રહેતો નથી. બધું જ એકાકાર, સર્વાકાર અને નિરાકાર થઈ જાય છે सा काष्ठा सा परा गतिः।

'જીવનગીતા', પ્રસ્તાવના, પૃ. ૧૩ — કાકાસાહેબ કાલેલકર

# અમારા કાકાસાહેબ

## વિજયરાય ક. વૈદ્ય

“મારી શી વલે કરવાના છો ?” કાકાસાહેબે સસ્મિત એ પ્રશ્ન પૂછ્યો. પ્રસંગ એ હતો કે ત્યારે હજી અપ્રકટ ‘કૌમુદી’ની પ્રચારપત્રિકા અમારી એ પહેલી જ (અને એક કે બે વાર સભામાં થયેલા અલપ-ઝલપ મેળાપ બાદ કરતાં, હમણાં લગી તો છેલ્લી પણ) – પહેલી જ મુલાકાત વખતે મેં તેમના હાથમાં મૂકી, ત્યારે, જે જે ચિંતવેલા ગુજરાતી, ભારતીય, ‘જાગતિક’ વિષયોના નામ તેમાં હતાં, તેમાંનું એક હતું ‘કાલેલકર – ચિન્તક અને લેખક’. એ પ્રશ્નમાં એમની મમતા અને આછો શો, મધુર કટાક્ષ બંને છે. બીજું કાંઈ નહિ તો પ્રશ્નકારના એ ગુણોએ જ મને સવિશેષ ઉત્તેજવો જોઈતો હતો, લેખ લખવા ને એવામાં જ છાપવા; પણ આજની ઘડી સુધી એ નથી બન્યું તેનું કારણ પણ આ ક્ષણે તો મને એ પ્રસંગમાં જ જડે છે. ૧૯૨૪માં સત્યાગ્રહાશ્રમમા એમને મળવા માટે લઈ જનાર હવે તો ‘કુમાર’-કાર પણ એના આદિકાળથી જ પોતાને ‘કલા મજૂર’ તરીકે ઓળખાવવામાં આનન્દ માનનાર બચુભાઈએ મારી પિછાન કરાવી કે તુરત કાકાસાહેબ કહે, “The Hero as Drudge.” એ ખરું હતું ને આ છવ્વીસે વરસ લગી ખરું રહ્યું છે: જેનું વીરત્વ વૈતરાં કરવામાં જ ખપી ગયું હોય તેનાથી (તે સામયિક-અંકો ભલે સારા તૈયાર કરે, જેમ તેમ કરતો અ-નિયમિતપણે પ્રગટાવેય ભલે, પણ) મનમાન્યા સરસ લેખો લખવાના કેટલાક તો રહી જ જાય ને ?

એ અગત્યનું કામ રહી ગયું પણ એનાથી અધિક અગત્યનું તો શરૂ ત્યાર પહેલાં થયેલું ને વર્ષો લગી ચાલુ રહ્યું – એમની અદ્ભુતરસિક નિબન્ધિકાઓના રસપાનનુ કામ કેટલા મુગ્ધભાવથી અમે ૨૫–૨૭ની ઉંમરના જુવાનો એ વખતે ‘પૂર્વરંગ’ કે ‘ઓતરાતી દીવાલો’ આદરભાવભર્યા

મને વાંચતા, કેવી નિત્યનવી ઉત્કંઠાથી દર રવિવારે 'નવજીવન' આવે કે તુરત એમાંની શિક્ષણ અને સાહિત્ય-પૂર્તિને જ પહેલી તો હાથમાં લઈ ને 'ગંગામૈયા' કે 'યમુનારાણી' કે 'સખી માર્કંડી'ના મનોવિહાર માણતા.

પછીનાં પંદરેક વર્ષમાં પણ કાકાસાહેબની કૃતિઓએ અમને કહ્યા-પૂછ્યા વગર અમને ઘડવાનું તો ચાલુ જ રાખેલું, પણ અધ્યાપક તરીકે એમાંની 'કથ્થીક'માં ઊંડા ઊતરવાનો પ્રસંગ જ્યારે આવ્યો ત્યારે તો 'હિમાલયનો પ્રવાસ' અગર 'સ્મરણયાત્રા'ની અને ઉપલા વર્ગોમાં 'જીવનનો આનંદ', 'જીવનભારતી' અથવા 'જીવનસંસ્કૃતિ'ની ખૂબીઓ વધારે સમજીને સમજાવવાના પ્રયાસો વેળા જેમ અમારા જ્ઞાનાનુભવની ઊણપ પ્રત્યક્ષ કરતા ગયા, એ ઓછી કરવાની કોશિશો પણ થવા માંડી, તેમ ગુજરાતી સાહિત્યના આગલા યુગોના સમર્થ તથા સંમાન્ય સાહિત્યકારોથી જુદું જ શું શું આપણી માતૃભાષાને આ ચિન્તકોના ચિન્તકે વિરલ ધર્મબુદ્ધિથી, શૈલીની બાબતમાં તો એક પણ પાનું અરસિક રહેવા દેવું એ જાણે अब्रह्मण्यम् ઠરાવેલું એવી રીતે આપ્યું છે એ પણ અમે પ્રીછતા ગયા; અને એથીયે વધુ તો આ પ્રીછ્યું કે તે માત્ર અખિલ ભારતીય ચિન્તક લેખક સુધારક નથી, પણ સમગ્ર માનવ સંસ્કૃતિનું નવવિધાન ચિંતવવે સુસમર્થ એક આધુનિક શાસ્ત્રકાર, આપણા સાંપ્રત ભૂમિકાના પ્રાણમનોમય જીવનના તો અત્યંત આદરણીય એક જીવનાચાર્ય છે. એમની જીવનદૃષ્ટિ તથા કલાદૃષ્ટિએ ઘડ્યાં છે તેથીય અધિકસંખ્ય ભારતજનોને તે ભવિષ્યમાં ઘડશે; અને અન્યદેશી અભ્યાસીઓ પણ જ્યારે એમનું ઉદાત્ત જીવન જાણશે અને અભિજાત સાહિત્ય વાંચશે ત્યારે સમકાલીન જગતના માનવહિતચિન્તકોમાં આ ગુરુ દત્તાત્રેયની ગણના સહર્ષ કર્યા વિના રહેશે નહિ.

# કાકાસાહેબનું ગદ્ય : એક દૃષ્ટિ*

રામનારાયણ વિશ્વનાથ પાઠક

પદ્ય કરતાં ગદ્ય વિશે લખવું વધારે મુશ્કેલ છે. પદ્ય વિશે લખવાનાં દૃષ્ટિબિન્દુઓ કે મુદ્દાઓ લાંબી પરંપરાથી નિશ્ચિત થઈ ગયાં છે. પદ્ય કે પદ્યબદ્ધ કાવ્ય લખવુ ભલે કઠિન હોય, પણ એ કૃતિના વિવેચનના મુદ્દા સૂઝવા સહેલા છે. કાવ્યની કઠિનતા જ, તેની અસામાન્યતા જ એનુ કારણ હોઈ શકે. કાવ્યકૃતિનો જ સાર કે તેનુ વસ્તુ સાદી રીતે ગદ્યમાં કહી જતાં એનું જે રૂપ થાય, તેનાથી કાવ્યકૃતિમાં શુ શુ વિશેષ છે, એ દૃષ્ટિએ વિચારતાં કાવ્યકૃતિના વિવેચનમુદ્દાઓ સહેજે મળી આવે. કદાચ કાવ્યની વિવેચનાનો પ્રારંભ આ રીતે જ થયો હશે. છંદ, અલંકાર, રીતિ, વૃત્તિ વગેરે બધાં દૃષ્ટિબિન્દુઓ આવી સાદી તુલનામાં તરત સ્ફુટ થાય એવાં છે. આ જાતની તુલના અને પૃથક્કરણ કાવ્યતત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ અયથાર્થ અને ભ્રામક છે એ ખરુ, પણ એ તત્ત્વજ્ઞાન અને ભ્રમ સમજી લીધા પછી પાછો એ જ દૃષ્ટિબિન્દુઓનો ઉપયોગ કરી શકાય છે. ગદ્યનુ હજી આવુ થયું નથી. પદ્યને, ભલે ને ખોટી રીતે, તેના ગદ્યસાર સાથે સરખાવીને વિવેચનનાં દૃષ્ટિબિન્દુઓ ખોળી કાઢ્યાં, પણ ગદ્યને એમ કોની સાથે સરખાવીને આગળ ચાલી શકાય ? એટલે ગદ્યકૃતિઓના વિવેચન માટે વધારે ઊંડા ઊતરવું જોઈએ.

ગદ્ય એ સામાન્ય રીતે પ્રાકૃત વ્યવહારની ભાષા છે. પણ અમુક અમુક પ્રયોજનથી પ્રવર્તતાં તે સાહિત્ય બને છે. આમાંનુ એક પ્રયોજન તે કાવ્યસર્જન પોતે જ ! કાવ્યસર્જન ગદ્યમાં પણ થઈ શકે, અને ત્યારે એક છન્દ સિવાયનાં કાવ્યવિવેચનનાં જે જે દૃષ્ટિબિન્દુઓ, તે સર્વ ગદ્યકાવ્યના વિવેચનનાં પણ દૃષ્ટિબિન્દુઓ બની રહે. પણ તેને બાદ કરતાં ગદ્યસાહિત્યનો એક મોટો ઓઘ રહે છે જેને આપણે નિબંધના સામાન્ય નામથી ઓળખીએ છીએ. સાહિત્યનું અત્યારનું આપણું આ પ્રચલિત સ્વરૂપ પશ્ચિમના સાહિત્યની

પ્રેરણા અને અનુકરણથી અસ્તિત્વમાં આવેલું છે. વર્તમાન યુગમાં આ પ્રકાર શરૂ થયો તેવો જ ખૂબ ખેડાવા લાગ્યો છે. આ પ્રકાર ન ખેડ્યો હોય એવો સાહિત્યમાં નોંધ પામેલો કોઈ પણ લેખક ભાગ્યે જ મળશે. અને આ નવા પ્રકારના સમર્થ સાહિત્યકારો આપણને આ યુગમાં મળ્યા છે: નર્મદ, મણિલાલ, આનંદશંકર, બળવંતરાય, રમણભાઈ, ગાંધીજી, મુનશી.[1] એમાં કાકાસાહેબની ગણના થાય.

આ પ્રકાર એક રીતે ચાલુ યુગને બહુ જ અનુકૂળ છે. વહેવારમાં જેમ વર્તમાન બેંકપદ્ધતિથી અને શેરપદ્ધતિથી નાનામાં નાની રકમને પણ મૂડી કરી ઉત્પાદનમાં યોજી શકાય છે, તેમ આ નિબંધપ્રકારમાં સાદામાં સાદા, ટૂંકામાં ટૂંકા વક્તવ્યને પણ અવકાશ મળે છે, અને સાદામાં સાદા અધિકારીને પણ કંઈક જાણવા મળી રહે છે. અર્વાચીન પ્રજાશાસનમાં પ્રજાની બધી વ્યક્તિઓને શિક્ષણ મળી જાય તે પછી, એના શિક્ષણને તાજું રાખવાને, અને વિસ્તારવાને આના જેવો બીજો કોઈ પ્રકાર નથી. આધુનિક યુગમાં આ પ્રકાર સૌથી વધારે ખેડાય છે તેનું મુખ્ય કારણ આ છે. પૂજ્ય મહાત્માજીના આગમન સાથે હિંદમાં અને ગુજરાતમાં પ્રજાને માટે એક મહાન શિક્ષણયુગ ઉદય પામ્યો, અને કાકાસાહેબ તેના એક નિબંધકાર છે.

વિષય અને પ્રયોજનની દૃષ્ટિએ આ પ્રકારના વૈવિધ્યનો પાર નથી. આ દૃષ્ટિએ આ સાહિત્યને એક છેડે એવા નિબંધો આવે જેમાં કર્તા પોતાના વ્યક્તિત્વને કેવળ તટસ્થ રાખીને કોઈ વિષયનું, અથવા વિશેષે કરીને વિષયના કોઈ અંશનું નિરૂપણ કરે, અથવા તો વિષયનો અમુક એક દૃષ્ટિબિન્દુથી અભ્યાસ કરે, તો તેને બીજે છેડે એવા નિબંધો આવે, જ્યાં કર્તા, ઊર્મિકાવ્યની પેઠે, માત્ર પોતાનું વ્યક્તિત્વ કે વ્યક્તિગત કોઈ ભાવ દર્શાવવાના પ્રયોજનથી જ નિબંધ લખતો હોય! વચ્ચે આ બન્ને કોટિના મિશ્રણની ભિન્ન ભિન્ન છાયાવાળું વિશાળ સાહિત્ય આવી જાય. કાકાસાહેબના કેટલાક લેખો શુદ્ધ ભાવપ્રકટીકરણના જ છે. એ ત્યાં કવિ જ બને છે, અને શ્રી ઉમાશંકર જોષીએ ‘કાકાસાહેબની કવિતા’ નામનો લેખ પણ લખેલો છે. પણ એ જ્યાં જ્ઞાન આપે છે ત્યાં પણ એમને એમની પોતાની દૃષ્ટિ હોય છે, પોતાની રીતિ હોય છે, પોતાનું પ્રયોજન હોય છે.

સાહિત્યકાર કાકાસાહેબનું વિશિષ્ટ અને અનન્યસાધારણ લક્ષણ તે તેમની સૌન્દર્યદૃષ્ટિ છે. એમના સ્વભાવમાં અને સાહિત્યમાં સિદ્ધરૂપે જણાતી

૧. બધા ગદ્યલેખકોનાં નામો આપવાનો અહીં પ્રયત્ન નથી.

શક્તિઓમા આને જ હુ પ્રધાન ગણુ જે અનેક વસ્તુઓનુ સૌંદર્ય એમણે વાણીમા પ્રકટ કરવુ છે તેમાની મોટા ભાગની વસ્તુઓ એવી છે, જે સામાન્ય માણસના ચિત્તમા સુદર તરીકે કદી અકાઈ ન હોય, સુદર તરીકે મધરાઈ ન હોય, અને કદી વાણીરૂપે પ્રકટ થઈ ન હોય આની વસ્તુઓ તો એમના લેખોમા જ્યા હાથ નાખીએ ત્યા મળી આવે, અને હુ, મારી સામાન્ય ટેવ છોડી અવતરણોથી અલગ રહેવા ઇચ્છુ છુ એટલે, એટલુ જ કહીશ કે આકાશદર્શન અને અધકારદર્શનને એમણે જ ગુજરાતમા લોકપ્રિય કર્યા એમના તારાદર્શનની અસર એમના અતેવાસી કવિમિત્ર ઉમાશકરના 'નિશીથ'મા તેમજ સુદરમના 'ધૂમકેતુ'મા એમ કાવ્ય સુધી ગયેલી જોઈ શકાશે. આના વિરાટ સૌદર્યના એ જેના ઉપાસક છે તેના જ તદ્દન નાની નાની ચીજોમા રહેલા સૌદર્યના પણ ઉપાસક છે છીપલીઓ, શખલા, ફૂલો, વૃક્ષો, પથરા, અરે સમુદ્રકાંઠે પડેલી પગલીઓનુ સૌદર્ય પણ એ નોધવાનુ ભૂલતા નથી

પણ એમનુ આખુ સૌદર્યપારખુ ચિત્ત તો એમના પ્રવાસના લેખોમા મળે છે કાકાસાહેબ ગુજરાત કે દક્ષિણના જ નહિ પણ આખા હિંદના એક મહાન પરિવ્રાજક સાહિત્યક છે ગુજરાતી સાહિત્યને બે પરિવ્રાજક સાહિત્યકોનો મોઘો ફાળો મળેલો છે મુનિશ્રી જિનવિજયજીએ ગુજરાત અને તેની સાથે ઇતિહાસથી જોડાયેલા પ્રદેશો અને પ્રાતોની એક જૈન મુનિ તરીકે પગ પાળા મુસાફરી કરી છે તેથી તેમની ઇતિહાસની ઉકેલદૃષ્ટિનો ગુજરાતને લાભ મળ્યો છે કાકાસાહેબે આખા હિંદના સૌદર્યધામોની મુસાફરી ઘણીખરી પગપાળા કરી છે તેથી હિંદના એ સૌદર્યો ગુજરાતીમા ઊતરી આવ્યા છે આ બધા પ્રવાસો એમણે સૌદર્યનિરીક્ષણ માટે જ કર્યા છે એમ ન કહી શકાય પ્રારભના, ગુજરાતમા કાકા થયા પહેલાના, પ્રવાસો તો કોઈ આત્મમથન કે અધ્યાત્મદર્શન માટે કરેલા છે એવા સૂચનો મળે છે. પછીના પ્રવાસો, દેશનુ જે કામ એમને ભાગે આવ્યુ તેનો લાભ લઈ કરેલા છે પણ એ પ્રવાસવર્ણનો લખાયા છે, કેવળ કાવ્યદૃષ્ટિએ.

આ પ્રવાસવર્ણનોનુ સૌદર્ય તે અમુક સ્થાનના માત્ર દૃશ્યનુ જ નથી. કાકાએ એમા પોતાના અનેક અનુભવોથી, ઇતિહાસજ્ઞાનથી અને વિજ્ઞાનના જ્ઞાનથી તેને સુદર કરેલુ છે હુ જ્ઞાનને પણ સૌદર્યનો વિભાવ માનુ છુ. એમના નદીઓના વર્ણનો જુઓ, એમના યાત્રાના ધામોના વર્ણનો જુઓ, એમના સાદા નિરીક્ષણો જુઓ, એ બધા ઇતિહાસના મરમરણોથી સમૃદ્ધ

જણાશે. એમનાં નિરીક્ષણોમાં આધુનિક વિજ્ઞાનનું તેમ જ સમાજશાસ્ત્રનું જ્ઞાન પણ જણાશે. કાકામાં એક વિશેષતા એ છે કે એમનામાં કુટુંબકબીરમાં બ્રાહ્મણોના સમગ્ર પ્રાચીન સંસ્કારો સ્વાભાવિક રીતે પડેલા છે, અને જમાનો બદલાતાં, જમાના સાથે રહેતા પણ, એ પ્રાચીન સંસ્કારોનો તેમણે દ્વેષ કે અણગમો કેળવ્યો નથી, અને તેથી તેમાં એ રૂઢિઓનું સૌંદર્ય યોગ્ય અવસરે ખોળી શકે છે. એમનાં નદીઓનાં અને મંદિરોનાં અને પ્રાચીન સંસ્થાઓનાં વર્ણનોમાં એ આપણે જોઈ શકીએ. કોઈ પણ જાતની ભાવવિહ્વલ થયા વિના તેઓ પ્રાચીનના ગૌરવનો આસ્વાદ કરાવી શકે છે.

આ બધાં વર્ણનોમાં એમનું વિશાળ સાહિત્યવાચન પણ જણાશે. એમણે સંસ્કૃત મરાઠી અંગ્રેજી ગુજરાતી હિંદી બંગાળી સાહિત્યો સારી રીતે વાંચ્યાં છે, અને વિશેષ તો એ છે કે એના સંસ્કારો એમનામાં સદાજાગ્રત હોય છે. કાકા જુએ કે ઝાડનાં પાંદડાં ખરી ગયાં છે, ત્યારે નાગા ક્ષપણક જેવાં દેખાય છે અને એમને મૃચ્છકટિકનું વાક્ય સાંભરે 'કથં પ્રથમમેવ ક્ષપણકઃ'। સાહિત્યની કેટલીય પદાવલીઓ એમના મનમાં ઘૂમ્યા કરતી હોય છે, તે ગમે ત્યારે, પતંગિયું ફૂલ ઉપર બેસે એમ, આવીને બેસી જાય છે. એમને પોતાને એ ઘણી વાર યાદ પણ નથી હોતું કે એ ક્યાંથી આવી. 'ક્ષણશઃ કણશઃ' કે 'કાલીતટવાહિની ગંગા' જેવી ગુજરાતી લિપિમાં અવતરણ વિના લખેલી પદાવલીઓ તો અપરિચિત વાચનાર મૂળના અનુલક્ષણ વિના પસાર કરી દેતો હશે. અંગ્રેજી જેવી સમૃદ્ધ ભાષામાં અંગ્રેજી કવિતાની ઘણીય પદાવલીઓ ગદ્યમાં ચાલુ સિક્કા તરીકે વપરાતી થઈ છે. એવા વ્યાપારમાં એમણે એમના સંસ્કૃત સાહિત્યપરિચયનો વિનિયોગ કર્યો છે.

અંગ્રેજી સાહિત્યની આટલી વાત કરી તો એક બીજી પણ કહું. અંગ્રેજી સાહિત્યસમૃદ્ધિનાં કારણોનું પૃથક્કરણ કરતાં તેમાં એક બહુ મહત્ત્વનું કારણ, એક જ અર્થપિંડની ભિન્ન ભિન્ન છાયાઓને વ્યક્ત કરનારા અનેક શબ્દો, પર્યાયો જણાશે. આપણી ભાષાને એ રીતે કદાચ ભાનપૂર્વક સમૃદ્ધ કરનાર પ્રો. ઠાકોર છે તેવા જ બીજા કાકાસાહેબ છે, જોકે એમની પ્રક્રિયા એટલી ભાનપૂર્વક નહિ ચાલતી હોય. આ વ્યાપાર કાકાસાહેબ અનેક રીતે કરે છે, ક્વચિત્ પર્યાયોથી કરે છે, ક્વચિત્ એક જ સામાન્યના વિશેષોના વિસ્તૃત કથનથી કરે છે, ક્વચિત્ એક જ ક્રિયાની ભિન્ન ભિન્ન ભૂમિકા દર્શાવનાર ક્રિયાપદોથી કરે છે. આમ કરવામાં તેઓ ક્યાંક ચાલતા આવેલા વર્ગીકરણનો કે પૃથક્કરણનો આશ્રય લે છે, તો ક્યાંક એ બધામાં પોતાના

ચિંતનના ફલરૂપ ઉમેરણી કે ભિન્ન વ્યવસ્થા પણ કરી બતાવે છે. આપણા ગદ્યના ઘડતરમાં તેમનો આ ફાળો નોંધપાત્ર છે.

એમની સૌંદર્યદૃષ્ટિ એમના સર્વ લેખોમાં સર્વવ્યાપી છે. વિષયનિરૂપણ માટે લખેલા લેખો પણ તે તે વિષયના સૌંદર્યવિહાર જેવા છે. વાંચનાર બુદ્ધિના પેંતરા લડતો લડતો વિષયમાં આગળ જાય એમ એ કરતા નથી, એને આંગળી ઝાલીને સૌંદર્ય દેખાડતાં દેખાડતાં આગળ લઈ જવાનું એ પસંદ કરે છે. એમને અનેક વાર 'નવજીવન'માં લખવું પડયું છે, અનેક જગાએ લેખો આપવા પડ્યા છે, અનેક વિદ્યાર્થીઓને લખી આપવું પડયું છે, એટલે એક ને એક વિષય ઉપર ઘણી વાર લખવું પડયું છે. પણ ત્યાં દરેક પ્રયાસ તે જ્ઞાનસમુદ્ર ઉપર નવી નવી સૌંદર્યસફર જેવો છે. જ્ઞાનપર્વત ઉપરના નવા નવા આનંદપર્યટન જેવો છે. અલબત, ગેરસમજ ન થાય માટે રૂપકને બગાડીને પણ ઉમેરું કે અહીં પર્યટન કરાવનાર, એ સફર અને પર્યટનનો કર્તા હોવા સાથે, એ સમુદ્ર અને એ પર્વતનો પણ પોતે જ સર્જનાર હોય છે. એમના ઇતિહાસ વિશેના લેખો એ ઇતિહાસનાં સૌંદર્યપર્યટનો હોય છે. એમના કોઈ એક જ વિષયના લાંબા લેખમાં તેઓ ખંડો પાડે છે ત્યાં દરેક ખંડ એક સ્વતંત્ર પર્યટન હોય છે. એથી તેમનો બાલસાથી થાકતો નથી એ એક ખાસ ફાયદો છે. જોકે હું માનું છું કે એઓ ખંડકો પાડે છે તેનું એક કારણ એ છે કે એ પોતાના લેખો જાતે લખી શકતા નથી, કોઈક પાસે, ખાસ પોતાના કોઈ શ્રદ્ધેય અંતેવાસી પાસે લખાવે છે. "અમે શ્રોત્રિયોના અક્ષરો સારા હોતા નથી." એમ એમણે પોતે એક વાર કૌટિલ્યની કુટિલ ઉક્તિથી[૨] પોતાની જાતે નહિ લખી શકવાની વાતનો સરલ ઉલ્લેખ કરેલો હતો. એને જ લીધે એમના ગદ્યમાં અટપટાં વાકચો પણ નથી આવતાં એમ હું માનુ છુ. વાકયો ઉપચય પામે, પણ તેનો અન્વય સાદો અને સરલ જ હોય. પણ એ ગુણ એમના ચિંતનનો પણ હોઈ શકે. અને સરલ લખવુ એ એમનો ઉદ્દેશ પણ હોય.

આ બધા પ્રયાસો કે નિબંધો (અંગ્રેજીમાં નિબંધ માટેનો જે essay 'એસ્સે' શબ્દ છે તેનો યૌગિક અર્થ પ્રયાસ થાય છે.) માટે એમની પાસે પુષ્કળ વાગ્વૈભવ છે, તેમ જ પુષ્કળ કલ્પનાસામર્થ્ય પણ છે. કેટલાંય વરસ પહેલાં બનેલા

૨ મુદ્રારાક્ષસમાં કૌટિલ્ય કાગળ લખવા કાયસ્થ શકટદાસને બોલાવવા કહેતાં આવો ખુલાસો આપે છે. ખરું તો એ કાગળ એની પાસે લખાવવો એ એના કાવતરાનો માર્મિક ભાગ હતો.

બનાવો તેઓ કલ્પનાથી તાજા કરીને તાદશરૂપે રજૂ કરી શકે છે એમ કરવામા તેમની અલંકારસર્જક કલ્પના તેમને પૂરો સહારો આપે છે તેમના અલંકારો પણ ઘણા અપૂર્વ જણાશે કાદવને કાળા માખણ જેવું કહીને એમણે એ આખું દશ્ય નજર આગળ ખડું કરેલું છે તેમના પ્રવાસવર્ણનોમા હાસ્યની છાંટ પણ બહુ જ રુચિકર રીતે વેરાયેલી પડી છે હાસ્યમા મનુષ્યસ્વભાવની ખેલદિલી આવે છે, તેમ ચાતુર્ય, શ્લેષ, વિનોદ અને વિચારોની રમતો પણ આવે છે અને તેમની કલ્પના ગાઢ ભાવોનું નિરૂપણ પણ પ્રસંગે કરે છે બાળપણના સંસ્મરણોમા તેમણે તેમના માતાપિતા વિશે ક્યાક ક્યાક જ લખેલું છે, પણ તે કેટલું ભક્તિપૂર્ણ છે, કેટલું માર્દવયુક્ત છે ! એમણે પોતાના અંગત જીવન વિશે ઘણું થોડું લખેલું છે, – આવડી મોટી દુનિયા વિશે કથા કહેનારનું આખું છે તે રગી અંગત વાતો કેવી ! – પણ તેમને ઘણા કરુણ અનુભવો થયા હશે એમ લાગે છે તેમાથી તેમણે જેટલા બિનંગત જેવા ગણાય તે જ લખ્યા છે અને કોઈ પણ જગાએ કટુતા તો આવવા દીધી જ નથી આમ ઘણું ટાળી નાખતા છતા તેમના અનુભવો આટલા સમૃદ્ધ છે, આટલા મનોહર છે, આટલા આહ્લાદક છે

આટલા વૈવિધ્યથી લખાયું છે તેની ભાષા મુલાયમ હોય એ તો વગર કહ્યે સમજાય એમ છે એમની ભાષા સર્વ કાળ યથેચ્છ રૂપ અનાયાસે લઈ લે છે. એમના લેખમા ખંડો, પરિચ્છેદો, લાંબા ટૂંકા વાક્યો, છૂટા અવતરણમા કે સૂત્ર તરીકે મૂકી શકાય એવા વાક્યો એની મેળે લખાતા જાય છે એમને આવા સૂત્રોનો પણ શોખ છે આપણા સાહિત્યમા મુનશીમા એવા સૂત્રો ઘણા મળશે તેમ કાકામા પણ એવા વાક્યો આવે છે 'જીવનમા શું, કે કળામા શું, અનુસરણ એટલે' 'મરણ કરતા સ્મરણ બળવાન છે' એવા બીજા ઘણા બતાવી શકાય

કાકાના લેખો વાચતા વાચનારનું મન આખું ભરાઈ જાય છે કોઈ કોઈ પીરસે ત્યારે જમનારને લાગે કે પીરસનાર પૂર્ણ ભાવથી પીરસે છે, અને વાની ખૂટવાનો એને જરા પણ સંકોચ નથી, તેમ કાકા લખે છે ત્યારે લાગે છે કે એમનું મન વિષયથી પૂર્ણ ભરેલું છે, અને એ પીરસતા ભાષા વૈભવની કે કશાની જરા પણ મણા રાખતા નથી સ્વામી આનંદ – કાકાના પ્રશંસમિત્ર – એમણે એક વાર મને કહેલું કે એક સાધુ કહેતો હતો કે સતી રાંધે ત્યારે કદી ખૂટે નહિ, ને પીરસે ત્યારે કોઈ ભૂખ્યું ન રહે એ સાધુની તો સ્પષ્ટ રીતે શ્રદ્ધોક્તિ છે, પણ કાકાસાહેબના લેખોમા એક સરખી રીતે તેમની સજ્જનતાની ઝરમર વરસતી અનુભવાય છે

કાકાનાં લખાણો સ્વસ્થ હોય છે. એમના સાહિત્યનો મુખ્ય રસ હું શાંત કહું. પુણ્યપ્રકોપના પ્રસંગે પણ તેમની શૈલી સ્વસ્થ હોય છે. સૌંદર્ય-દૃષ્ટિ વિશ્વમાં સ્વૈરવિહારી છે, તેના સ્વૈરપણામાં પણ એક જાતનો આનંદ છે. કાકાની સૌંદર્યદૃષ્ટિ પણ સ્વૈરપણે વિહરે છે, પણ તે આત્મતંત્રમાં અસમન્વિત રહીને નહિ. એમના લેખો વિશે શ્રી મુનશીએ બહુ ઉચિત કહ્યું છે, કે કાકા રોમેન્ટિસ્ટ છે, તેમની શૈલી નદી જેવી છે, જે મહાત્માજીએ આંકી આપેલા બે કિનારાની વચ્ચે ઘોડાપૂરે વહે છે. આમાં કાકાની શૈલીનાં બલ અને સ્વૈરતા સાથે તેના ઔચિત્યભાનની મર્યાદાનો ઉલ્લેખ આવી જાય છે. શ્રી મુનશીએ એ મર્યાદા મહાત્માજીનાં મંતવ્યોની કહી. એ રીતે એ બાબત કહીએ તો તેમાં કશું ખોટું નથી, પણ એ મર્યાદા ખરી રીતે તો કાકાસાહેબની દાર્શનિક દૃષ્ટિની છે. તેઓ માને છે કે સૌંદર્યદૃષ્ટિ તે શિવ કે કલ્યાણની દૃષ્ટિની વિરોધિની ન હોઈ શકે. એક જ આત્મામાંથી સ્ફુરતી એ બન્ને પ્રવૃત્તિઓ પરસ્પર સમન્વિત હોવી જોઈએ. માટે તેઓ વારંવાર કહે છે કે કલાકાર પોતાના ચારિત્રમાં શુદ્ધ હોવો જોઈએ, અને તેની કલાકૃતિઓ હીન વસ્તુનો મોહ ઉત્પન્ન કરનાર ન હોવી જોઈએ. એવી કલાકૃતિઓ ઉન્નત કલા હોઈ ન શકે. પણ દુનિયામાં એવું હોય છે ખરું? શ્રી ઉમાશંકર શું હોવું જોઈએ એ પ્રશ્ન દૂર રાખી બન્ને પ્રવૃત્તિઓનું દ્વૈત સ્વીકારે છે. તેઓ કહે છે કે કલાકારની કલાશૈલી અને વ્યવહારજગતમાંની તેની કાર્યશૈલી બન્ને ભિન્ન છે, એકને બીજી સાથે સંબંધ નથી.[૩] પણ કાકાસાહેબને આટલે અટકી જવું રુચતું નથી. અને હું માનું છું એ જ તેમના મનનું મોટું મંથન છે. તેઓ પોતાના સિદ્ધાન્તો જ લખે છે, સિદ્ધાન્તના બૌદ્ધિક પ્રતિપાદનની આંટીઘૂંટીમાં ઊતરતા નથી, છતાં એક પ્રસંગે એ મંથનના પ્રતીકરૂપ એક સ્વાનુભવ તેઓ પોતે નોંધે છે. (અહીં સુધી આ લેખમાં અવતરણ લીધું નથી, પણ અહીં લઉં છું.) કાકાસાહેબ મુસાફરી કરતા હતા ત્યાં એક સુંદર ટેકરી જોઈ. ગાડી ત્યાં જ ઊભી રહી અને ટેકરી નિરાંતે જોઈ.

"ગાડી સ્ટેશન પર પહોંચી અને સ્મરણ થયું કે સવારની પ્રાર્થના પછીનો ગીતાપાઠ રહી ગયો છે. રવિવારનો દિવસ હતો. મારો પ્રિય અગિયારમો અધ્યાય વંચાશે એ ઉત્સાહમાં ચોપડી હાથમાં લીધી. અધ્યાય શરૂ કર્યો એટલામાં ગાડી ચાલી. સામાન્યપણે ગીતા શરૂ કર્યા પછી વચમાં હું

૩. હમણાં પ્રસિદ્ધ થયેલા તેમના શૈલી ઉપરના નિબંધમાં.

# •. કાકાસાહેબની કવિતા

ઉમાશંકર જોશી

ઉપરનું શીર્ષક માત્ર અનુપ્રાસના શોખ ખાતર નથી કર્યું અથવા તો પ્રો. બ. ક. ઠાકોર જેવા આરૂઢ વિવેચકે 'આપણી કવિતાસમૃદ્ધિ'માં ગુજરાતીના દસ ગદ્યસ્વામીઓ ગણાવતાં શ્રી કાકા કાલેલકરને એમાંના એક ગણ્યા છે એય ભૂલવાનું નથી. કાકાસાહેબે પ્રાસવાળી કે પ્રાસરહિત સમ ખાવા જેટલી બે લીટી પણ પદ્યની ગુજરાતીમાં લખી નથી એ વાત બરોબર ધ્યાનમાં છે. છતાં કાકાસાહેબની સાહિત્યપ્રવૃત્તિને કોઈ લેબલ લગાડવું હોય તો તે 'કવિતા' સિવાય બીજું શું લગાડવું?

આરંભમાં કહી લઉં કે કાકાસાહેબનાં પુસ્તકોમાંથી વારંવાર જેનાં સૂચન અચૂક મળ્યા કરે છે એવા એમના વિવિધરંગી જીવનકાવ્યને અનુલક્ષીને ય ઉપરનું શીર્ષક કર્યું નથી. 'સ્મરણયાત્રા'માં જે જીવનકવિતાની શૈશવપાંખડીઓ મહેકી રહી છે, હિમાલયમાં ૨૨૦૦ માઈલના પગપાળા પર્યટનથી, બ્રહ્મદેશના ને સિલોનના જળપ્રવાસથી અને લોકમાતાઓના પ્રેરણાજળના પાનથી જે જીવનકવિતા ફૂલીફાલી મસ્તવતી બની છે, જે ઉન્મત્ત પ્રપાતોરૂપે યૌવનકાળમાં ઓજસભરી ગર્જી હતી, પ્રૌઢાવસ્થામાં (ગાંધીજી હિંદ આવ્યા પછીના કાળમાં) જેના શાન્ત પ્રસન્ન સરોવરની પાળો સત્યાગ્રહાશ્રમ અને વિદ્યાપીઠમાં બંધાઈ હતી, તેની તો આપણે અત્યારે કંઈ વાત જ નથી કરતા. કાકાસાહેબની જીવનકથા લખવાનો આ પ્રયાસ જ નથી.

૧

બે સાક્ષરો — પ્રો. મો. પા. દવે અને શ્રી પ્રાણજીએ કાકાસાહેબને બે રૂપે ઓળખાવ્યા હતા: સાહિત્યક કાકાસાહેબ અને પ્રચારક કાકાસાહેબ. બારમા ગુજરાતી સાહિત્યસંમેલનના યોજકોને વળી કાકાસાહેબ કલાવિદ લાગ્યા. અખિલ ભારતીય પરિષદને કાકાસાહેબ વિવિધનિષ્ણાત જણાયા.

હિંદની અનેક શિક્ષણસંસ્થાઓ તો એમને એક કેળવણીકાર તરીકે જ વધારે ઓળખે છે. છતાં આ બધી પ્રવૃત્તિઓમાંથી આગળ તરી આવે એવું કાકાસાહેબનું એક અને અવિભક્ત સ્વરૂપ વ્યક્ત થાય છે તે તો કવિનું જ.

માત્ર કાકાસાહેબની કવિતા ગદ્ય મારફત વહી છે એટલું જ. અને એમાં કંઈ નવું નથી. મહાકવિ બાણ અને દણ્ડીની હૃદયસ્થ કવિતાએ ગદ્યદેહનો જ સ્વીકાર કર્યો હતો. કેમ કે છેવટે તો वाक्यं रसात्मकं काव्यम् ।

કાકાસાહેબની વાણીમાં સરળતા છે, પ્રસન્નતા છે, પ્રગલ્ભતા છે, સંસ્કારિતા છે. ટૂંકામાં કહીએ તો રસાત્મકતા છે. આ જોવું મુશ્કેલ નથી. છતાં આપણે હમણાં જ એની વિગતવાર ચર્ચા કરીશું. પણ કોઈ કહેશે, તો પછી કાકાસાહેબની વાણી પદ્યમાં કેમ ન વહી? આવા પ્રશ્નનો ઉત્તર આપવો દુર્ઘટ છે. પણ એક કારણ કલ્પી શકાય. કાકાસાહેબ ગુજરાતી ભાષા વાપરે છે એ જોતાં ખબર ન પડે કે ગુજરાતી એમની માતૃભાષા નથી, છતાં ગુજરાતી એમની ભાષા નથી એ હકીકત જ ઉપરના પ્રશ્નનો ખુલાસો આપવા પૂરતી ગણાવી જોઈએ મરાઠીના પ્રથમ પંક્તિના કવિ ગોવિન્દાગ્રજ નવસારીના વતની હતા અને મરાઠી તેમ જ ગુજરાતી બંને ભાષાઓ સારી પેઠે જાણતા મનાય છે કે કદાચ એ ગુજરાતીમાં પણ લેખક થયા હોત. પણ એમણે મરાઠીમા જ લખ્યું હતુ. બીજી ભાષામાં પદ્ય રચતાં મોટી મુશ્કેલી પદ્યની કારીગરીની આટીઘૂંટીઓ સમજવાની અને પ્રત્યેક શબ્દનુ ઔચિત્ય વરતી જવાની હોય છે. તરુ દત્ત અને સરોજિની નાયડુ જેવા કવિઆત્માઓએ એવી મુશ્કેલીઓ ગણકારી નથી એ ખરું. પણ નસીબજોગે તેમણે તો સુપરિચિત – અતિપરિચિત એવી અગ્રેજી ભાષામાં પોતાની કવિતા રેલાવવાનુ પસંદ કર્યું. કાકાસાહેબને લેખક થવુ પડયું એમ કહીએ તોય ચાલે. પોતે અધ્યાપક રહ્યા એટલે પોતાની આસપાસના વિદ્યાર્થીઓ સમજી શકે એ ભાષામા જ એ તો બોલવાના. આયુષ્યનો મંથનકાળ કાકાસાહેબે અનેક પ્રકારની પ્રવૃત્તિઓ અને સંસ્થાઓમાં વટાવીને પોતાના પ્રિયમાં પ્રિય પરિભ્રમણને પણ તિલાંજલિ આપીને ગાંધીજીએ તૈયાર કરેલી ભોંયમાં મૂળિયાં નાખ્યાં હતાં. એટલે ગુજરાત અને ગુજરાતી એ એમના જીવનનાં અનિવાર્ય અંગો થઈ ગયાં ગુજરાતી જ એમની ભાષા બની રહી. અને જે પોતાના લેખનવસ્તુની કાવ્યમયતા ઉપર નિર્ભર હોય તેને ભાષાના વાહન વિશે કશી શંકાશીલતા રહેય શા માટે?

મહાકવિ બાણની કાદંબરીના સંસ્કૃત ગદ્યનો ભાલણે ગુજરાતીમાં પદ્યબંધ રચ્યો છે અને શ્રી હિં. ગ. અંજારિયા કહે છે તેમ 'બીજો બાણ

ખડ પડવા નથી દેતો . પણ આજે ગીતાની શરૂઆતમા જ મગજમા ભુવન ગિરિ પેઠો હતો સ્ટેશન આવતા પહેલા એ ટેકરી એક બાજુથી ધરાઈને નિહાળી હતી અને તેથી ગાડી આગળ જતા બીજી બાજુથી એ જ ટેકરી કેવી દેખાય છે, ઉપર ચડવાનો માર્ગ રૂપાળો છે કે ભૂડો કરી મૂક્યો છે, એ બધુ જોવાનુ મન હતુ ઉપાસનામા એકાગ્ર થવાનો આગ્રહ હોવાથી આ બધી નવરી જિજ્ઞાસા છોડી દેવી જોઈએ એમ એક મન કહેતુ હતુ બીજુ મન કહે, ગીતાપાઠ તો રોજ ચાલે છે, આ ટેકરી જોવા કાઈ આપણે રોજ આવવાના નથી અધૂરુ દર્શન પૂરુ કર્યે જ છૂટકો બે મિનિટ એમા ગાળવાથી કશુ નુકસાન થવાનુ નથી પહેલુ મન ફરી કહે, પણ ઉપાસના અખડ થવી જોઈએ એ આગ્રહ કેમ છોડાય ? ગીતાપાઠની શરૂઆત ન કરી હોત તો વાત જુદી આમે ગીતાપાઠ મોડો તો થયો હતો પાચ મિનિટ હજી મોડો શરૂ કર્યો હોત તો કશો વાધો ન હતો પણ શરૂ કર્યા પછી વચમા વિક્ષેપ અણાય નહિ વકીલાત કરવાને ટેવાયેલુ બીજુ કહે, ટેકરી નિહાળવાનું કામ આખ અને હૃદય એકાગ્રતાથી કરતા હતા તેમા ગીતાપાઠનો વિક્ષેપ શા માટે આણ્યો ? જો અખડતાનો આગ્રહ હોય તો વિક્ષેપરૂપ ગીતાપાઠ કોરે મૂકવો જોઈએ અને સૃષ્ટિનિરીક્ષણરૂપી ધ્યાનયોગ અખડ ચલાવવો જોઈએ

"એટલામા એક ભારે ચમત્કાર થયો ગીતાપાઠ અગિયારમા અધ્યાય ના પાચમા શ્લોક ઉપર આવ્યો જીભ બોલી 'पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश ।' હૃદયમા ચાલતુ યુદ્ધ એકદમ બધ થયુ બન્ને મન વચ્ચે સુલેહ થઈ એકવાક્યતા જામી આ ભુવનગિરિ જોવામા ગીતાભ્યાસનો દ્રોહ ન હતો, પણ એનો વિનિયોગ જ હતો હૃદયે આખોને કહ્યુ, હવે ધરાઈને જુઓ पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश ।"[૪]

હુ આને એમના હૃદયમા ચાલતા મોટા મથનનુ પ્રતીક જ કહુ છુ હુ માનુ છુ કે તેઓ પોતાને સાહિત્યકાર કહેવડાવતા નથી – નહોતા, તેમા પણ આ મથન જ જવાબદાર હતુ બીજા કામો છોડી આ સૌદર્યવ્યાપારને જ જીવનનો પ્રધાન વ્યાપાર બનાવી દેવો એ એક પ્રકારની કર્તવ્યવિમુખતા છે એવુ એમનુ એક મન એમને ઠપકો આપ્યા કરતુ હતુ ! હુ માનુ છુ કે જગતના કે જીવનના અનેક કોયડાઓનો આ એક ગાવડો જ છે નીતિ અને સૌદર્યદૃષ્ટિ હોવા તો જોઈએ અવિરુદ્ધ અને સમન્વિત, પણ એમ છે નહિ આપણા અપૂર્ણ જગતની એ એક અપૂર્ણતા છે અથવા કહો કે આપણે અપૂર્ણ હોવા છતા

૪. 'જીવનનો આનદ' ભુવનગિરિ, પૃ ૧૬૩-૧૬૭.

એ પૂર્ણતાને કલ્પી તેને ઇષ્ટ ગણી શકીએ છીએ, તેને માટે મંથન અનુભવીએ છીએ, એ પણ એક ધન્યતા છે. કાકાસાહેબ આ અદ્વૈતમાર્ગના એક પ્રવાસી છે.

મુંબઈ, તા. ૩૧-૫-'૪૯

•

...જીવનાકાશમાં જો આ આનન્દ સૂર્ય ચળકતો ન હોત, આ આનન્દ-ચંદ્ર મલપતો ન હોત તો જીવવામાં કેને રસ આવત?

આનન્દ એ વસ્તુ જ એવી છે કે એનો અનુભવ લેવા માટે બીજાને નોતરવાથી તે બેવડાય છે. દુઃખોનો સંવિભાગ કરવાથી એની વેદના સહન કરવા જેટલી હળવી થાય છે અને સુખમાં કોઈનો ભાગ પાડવાથી તે બેવડાય છે, ઘણી વાર સાત્ત્વિક બને છે અને એમાંથી સુખથીયે નિરાળો એવો નવો જ આનંદ પ્રાપ્ત થાય છે. સૌને આવા આનંદના સંવિભાગી કેમ કરાવાય? દરેકનું જીવન અલગ અલગ સ્વતંત્ર વહેણમાં વહે છે. તમામ દુનિયાને કાંઈ આપણે આપણા જીવનના સાથી બનાવી શકવાના નથી. પણ કળા દ્વારા—સાહિત્ય, સંગીત, ચિત્ર, સ્થાપત્ય, રચના અને ઘટના દ્વારા આપણે અસંખ્ય લોકોને આપણા આનંદની ઝાંખી કરાવી શકીએ છીએ; અને જો વિશિષ્ટ જાતની શક્તિ કેળવેલી હોય તો જ્યાં અસંખ્ય લોકોને આનંદપ્રતીતિ થતી નહોતી ત્યાં આનંદ ગ્રહણ કરવાની શક્તિ અથવા ક્ષમતા અર્પી શકીએ છીએ. એને જ કલાદૃષ્ટિ કહે છે.

• • •

એવી જ સિસૃક્ષાને કારણે પરમાત્માએ એકના અનેક થવાનું પસંદ કર્યું, આ અનંત લીલામયી સૃષ્ટિ સરજી, એમાં અનંત અવતારો રચ્યા, અને એમાં સનાતન, એટલે કે નિત્યનૂતન, યૌવન રેડ્યું. ...एकाकी न रमते એટલા ખાતર એ એકનો અનેક થયો. અને એ અનેકત્વ ગમે તેટલું વિસ્તરે તોયે મૂળ એકત્વ તૂટતું જ નથી એ અનુભવનો આનંદ એણે મેળવ્યો. વિવિધતામાં એકતા અનુસ્યૂત છે. એટલું જ નહિ પણ તે અખંડ રહે છે, અને વધારે પરિસ્ફુટ થાય છે એ અનુભવમાં જ દૈવી સમાધાન રહેલું છે. દુનિયામાં ગમે તેટલી મુસાફરી કરીએ તોયે આકાશના તારાઓ સાથે ને સાથે જ છે એમ જોઈ જેમ આપણને જાણે ઘેર જ હોઈએ એવો અનુભવ થાય છે તેમ જ વિવિધતામાં રહેલું ઐક્ય અનુભવવાથી સર્વત્ર એક જ તત્ત્વ ભરેલું છે, એનો અદ્વૈતાનંદ થાય છે.

'જીવનનો આનંદ', પ્રસ્તાવના, પૃ. ૪-૫. કાકાસાહેબ કાલેલકર

પણ ન કરી શકે' એવો સફળ અને સુંદર રચ્યો છે. મને એક તર્ક સૂઝે છે કે કાકાસાહેબનાં કેટલાંય ગદ્યકાવ્યોનાં પદ્યરૂપાંતર કરવામાં આવે તો એટલી જ સફળતા મળવા સંભવ છે. 'ઓતરાતી દીવાલો '(પૃ. ૧૩)માં એક વાક્ય છે: "પણ જેમના હાથમાં મારું માન મેં સોંપ્યું ન હતું તેમને હાથે મારું અપમાન પણ શું ?"

કાકાસાહેબના એક કવિનાવારસે એ ઉપરથી ગાયું છે :

માન તમારે હાથ ન સોંપ્યુ
કેમ કરી અપમાનશો ?

અને પછી તો આગળ ચાલીને કવિએ[1] એનું એક સુંદર સંપૂર્ણ કાવ્ય બનાવ્યું છે.

૨

ઊર્મિકાવ્ય, ટૂંકી વાર્તા અને લઘુનિબંધ, એ પ્રકારે અને આલંબને પૃથક્ પૃથક્ હોવા છતાં અહીં કવિતાનાં જ ત્રણ જુદાં જુદાં કલાકલેવરો છે. મોન્ટેઇન, ઈલિયા, જી. કે. સી., કે લિન્ડ–એમના નિબંધમાં કવિતા નથી તો બીજું શું છે? લઘુનિબંધમાં માનવહૃદયની મૃદુતા, પ્રસન્નતા, વિશ્રમ્ભતા અને આત્મીયતા વ્યક્ત થાય છે તે કવિની હોય છે.

સદ્ભાગ્યે કાકાસાહેબે લઘુનિબંધને પોતાનો માનીતો કલાપ્રકાર ગણ્યો છે. ભૂલવું ન જોઈએ કે લઘુનિબંધમાં કેટલીક વાર કાવ્ય કરતાં ચિંતનની માત્રા વધારે હોય એવું પણ બને છે. બેકનના નિબંધો ચિંતનપ્રધાન છે. પણ છેલ્લી પણચાર સદીમાં એક કલાપ્રકાર તરીકે લઘુનિબંધરૂપનો વિકાસ થયો છે તે જોતાં જે લઘુનિબંધોમાં માત્ર તત્ત્વજ્ઞાન, માહિતી કે બોધ આપવાનો આશય હોય એને કલાદૃષ્ટિએ ઊચાં જ ગણવામાં આવે છે. કાકાસાહેબે ચિંતનપ્રધાન અને બોધપ્રધાન નિબંધો લખ્યા છે, ઘણી સારી સંખ્યામાં લખ્યા છે. 'કાલેલકરના લેખો' ભાગ ૧–૨ માંનાં કેટલાંક લખાણો કલાદૃષ્ટિએ ઊણાંઅધૂરાં ગણાય. કેળવણીકારની દૃષ્ટિએ લખાયેલાં કોઈ કિશોરાવસ્થામાં કેળવણી માટે એ અમૂલ્ય છે. પણ ફરક જોવા ખાતર એની સાથે 'જીવનનો આનંદ' સરખાવીએ. 'કાલેલકરના લેખો'માં જ્ઞાન છે, આમાં આનંદ છે. પેલામાં પુણ્યપ્રકોપ છે, આમાં પ્રસન્નતા છે. પેલામાં ચિંતન છે, આમાં કાવ્ય છે. 'સાહિત્યક કાકાસાહેબ અને પ્રચારક કાકાસાહેબ', એમ ભાગ પાડવા કરતાં 'કેળવણીકાર કાકાસાહેબ અને કવિ કાકાસાહેબ' એમ કહેવું કદાચ વધારે સમુચિત થઈ પડે. કાકાસાહેબ કેળવણીકાર જ ગણાવામાં

૧. શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી, 'કોડિયાં' (૧૯૫૭) સ્વમાન, પૃ. ૨૦૭.

આનંદે છે. પણ એ કેળવણીકાર હોઈ પોતાની અંદરની કવિતા પણ આત્મવ્યક્તિ શોધવા મથતી હોય તો તેને રોકતા નથી. પણ આમ એક કેળવણીકારે અવારનવાર વ્યક્ત થવા દીધેલી કવિતા તે એટલા મોટા પ્રમાણમાં છે અને ગુણવત્તાની દષ્ટિએ એટલી તો આગળ પડતી છે કે કાકાસાહેબ કેળવણીકારને બદલે કવિ તરીકે જ ઓળખાઈ રહે તો નવાઈ નહિ. પોતે કેળવણીકાર હોઈ એમના લઘુનિબંધોમાંથી જે કલાદષ્ટિએ ઉત્તમ છે તેમાં પણ ક્યાંક બોધની છાંટ આવી જાય છે. પણ 'જીવનનો આનંદ'માં સંગ્રહાયેલી કૃતિઓ જોઈએ તો તે લઘુ નિબંધોની કલા સૌંદર્યપ્રેરિત અને આનંદૈકલક્ષી જ છે. 'દિવસનાં વાદળાંનું શું કે રાત્રિના તારાનું શું, જ્ઞાન અને ઉપયોગિતાની દષ્ટિ મનમાં રાખીને તેમનો અભ્યાસ કે નિરીક્ષણ કર્યું જ નથી, કેવળ સૌન્દર્યપ્રતીતિ અને હૃદયની ભવ્યતામૂલક ઉન્નતિ એ બે વસ્તુઓની જ અપેક્ષા હમેશ રાખી છે.' (પૃ. ૧૯.) કશા જ પ્રયોજનની કાકાસાહેબને પડી નથી. 'આનંદમા પ્રયોજન? છટ્! એવી વાત સરખી ન કરો. આનંદ કંઈ જાતે વૈશ્ય છે?' (જીવનનો આનંદ, પૃ. ૫૩) કાકાસાહેબની કૃતિઓ ઘણુંખરુ નિર્હેતુક આનંદથી ઊભરાતી હોઈ રસ નિષ્પત્તિમા સફળ નીવડે જ છે

આપણે થોડા નમૂના જોઈએ

'યમુનારાણી', 'ગંગામૈયા', 'સખી માર્કંડી', 'જોગનો ધોધ', 'સહસ્રધારા', 'પ્રતિમાદર્શન', 'દેવોનુ કાવ્ય', 'પગલાંની લિપિ', 'તાજમહાલ', 'મેઘનૌકા', વગેરે તો આખા જ ઉતારવા પડે પણ તે પડતાં મૂકીને બીજા નાના લઈશુ. ક્યાક ઉતાવળથી પણ ચલાવી લેવુ પડશે.

પહેલા એમની સાથે 'તાડ પાછળનો ચંદ્ર' જોઈએ. "એક વિરલપર્ણ તાલવૃક્ષના પાદડાના આરાઓ જે નાભિમા ભેગા થતા હતા, ત્યા જ બરાબર ચંદ્ર હતો. તાડની પાચ ડાળીઓથી એ ચંદ્રબિંબના પાચ વિભાગ થયા હતા, જાણે ભૂચંપકની પાચ પાદડીઓ. તાડનુ મોટું પર્ણચક મોઢા આગળ પકડીને ચંદ્ર હસતો હતો"

ચંદ્ર ત્યાથી ખસે છે. "એક નાળિયેરીએ પોતાનાં પાદડાના ઉઝરડા ચંદ્રના ગાલ ઉપર ખેંચી બતાવ્યા એની મઝા પડી ..અમારી અને ચંદ્રની વચ્ચે સરુનુ પાતળું ઉપવન આવ્યું જાણે મોટો આગિયો જંગલમાં લપાતો લપાતો ઊડે છે.

"ચંદ્રપ્રકાશ તળે સમુદ્રવેલાની રેતી ચાદી જેવી ચળકતી હતી. અને એક કોયલ અંધારું થયા છતાં ટહુકયા જ કરતી હતી!"

કવિની પ્રતિભાદૃષ્ટિને જ સાધ્ય એવું આ આખુંયે દર્શન છે અને એના શબ્દપ્રતિબિંબનો અંત કાવ્યપ્રવૃત્તિનો જ દ્યોતક છે.

હવે ટેકરીઓનું કાવ્ય (જી આ પૃ ૯૬) જોઈએ:

"બધી ટેકરીઓ ભાવે આપણો એક અવાજ સાંભળવાની રાહ જોતી ન હોય ! જરાક સાદ પાડીએ તો 'હા, હા ! એ આવીએ !' એમ કહેતી દોડતી આવશે એ વિષે જરાયે શંકા નથી રહેતી પણ એમને બોલાવવાની હિંમત કેમ ચાલે ? શું ટેકરીઓ કોઈ જોતું ન હોય ત્યારે મધરાતે કપડાં ઉતારીને સરોવરમાં નાહવા પડતી હશે ? આજે તો નહિ જ ઊતરે, કેમ કે દુર્વિનીત ચંદ્રમા મધરાત સુધી એકીટસે સરોવરમાં જોતો હશે "

અને બીજે જોતો હશે કવિનો પ્રતિભાપ્રભાવ.

પ્રવાસી કાકાસાહેબને રસ્તાનું કાવ્યેય ઓછું આકર્ષતું નથી :

"રસ્તાની જાત વણજારાની છે પ્રજાઓ વચ્ચે એ સંસ્કૃતિના એલચીનું કામ કરે છે જંગલોના હૃદય વીંધીને માણસ માટે એને ઉઘાડા કરે છે દરેક જાતની નિશાનીઓ ભૂંસી નાખનાર રેતીના રણ ઉપર પણ એ વિજય મેળવે છે આમતેમ વાંકાચૂંકા ફરી પહાડોની ખુશામત કરતો એ એને માથે ચડી બેસે છે નદીનાળાં પણ એને રોકી શકતા નથી માણસોની દુર્દાન્ત ઇચ્છાશક્તિનો એ પ્રતિનિધિ છે " (પૃ. ૨૧૫)

કોઈ કવિની કવિતા અને જીવનકવિતા કયારેક કાવ્યવિષય બને છે "કબીર સાહેબના ઉત્સવમાં છેલ્લે દિવસે કબીરની કંબલ લોકોના દેખતા ઝાટકી બતાવે છે ભાવ એ કે કબીર સાહેબ આ દુનિયામાંથી કશું લઈ ન ગયા, બધું અહીંનું અહીં જેવું હતું તેવું મૂકી ગયા

સો ચાદર સુરનરમુનિ ઓઢી
ઓઢી કે મૈલી કિની ચદરિયા
દાસ કબીર જતનસે ઓઢી
જ્યોં કી ત્યોં ધર દિની ચદરિયા "

શરદના વાદળા પણ એમ જ કહે છે "વર્ષાકાળમાં અમે તોફાન કર્યું આકાશ મેઘમેદુર બનાવ્યું પૃથ્વીને જળબંબોળ કરી મૂકી. હવે અમે ચાલ્યા નિર્જળ, નિર્મળ થઈને ચાલ્યા ભારે થઈને આવ્યા હતા, હવે હસતા ચાલ્યા ઓ માનવી ! તને પણ એમ જ કરવા નોતરીએ છીએ ('શરદ' વાર્ષિક, અંક ૨, પૃષ્ઠ ૧ ) 'સપ્તર્ષિઓની છબીઓ' (પૃષ્ઠ ૧૪૩ ) એ ચિન્તાત્મક કથાનો નમૂનો છે.

"સપ્તર્ષિની શોભા જોવી હોય તો આ જ દિવસોમાં. (જૂનમાં.) સપ્તર્ષિ ઊગતા હોય છે ત્યારે નાગે ફેણુ માંડી હોય તેમ માથું ઊંચું કરીને ઊગે છે. સહેજ ઉપર ગયા એટલે આ સપ્તર્ષિ નથી પણ ધ્રુવબાળ લાંબી પૂંછડીવાળો 'એક પતંગ ઉડાડતો હોય એમ દેખાય છે. બરાબર મધ્ય આકાશમાં આવે છે ત્યારે કોઈ બાહોશ ખલાસી કે તારાની પેઠે પગ બરાબર પાછળ છોડીને તરતા હોય એમ લાગે છે. ત્યાંથી જરાક ઢળી પડે એટલે મત્તગજેન્દ્રની સૂંઢનો આકાર ધારણ કરે છે. એથી આગળ વધે એટલે સિંગલબાર પર કોઈ ખેલાડી ગ્રાન્ડ સર્કલ કરતો હોય એવો આભાસ થાય છે. અને જ્યારે આથમતી વખતે ચોકડી અલોપ થઈ જાય અને ત્રણ તારાનું પૂંછડું જ ઉપર રહે છે ત્યારે કોઈ ખારવો માથું નીચું કરીને સમુદ્રમાં ડૂબી જતો હોય અને એના ઢીલા છોડેલા પગ જરાક વાંકા થયા હોય એવું ચિત્ર તૈયાર થાય છે." આમાં માત્ર તરંગો નહિ પણ કલ્પનાશક્તિનો જ વૈભવ વ્યક્ત થાય છે.

જોઈ શકાશે કે આમાં ઘણી વાર તો કવિએ વર્ણનવિષય વસ્તુને જીવતી વ્યક્તિ તરીકે ગણીને (personification કરીને) કામ કાઢ્યું છે. પણ માત્ર એટલેથી જ અટક્યા વગર કલ્પનાશક્તિના અદ્ભુત સ્પર્શથી તે તે વસ્તુને, પછી તે ચંદ્ર હો, રસ્તો હો, ટેકરીઓ હો, કે સપ્તર્ષિમંડલ હો, પ્રત્યેકને વ્યક્તિત્વ આપી ચેતનવંત બનાવે છે. આપણી પેઠે જ તે પણ કવિના પ્રતિભાબળે જીવનથી ધબકી રહેલાં લાગે છે.

૩

કાકાસાહેબની આ બધી કવિતાનું મૂળ શોધવું ભારે નથી. પહેલું જ આપણે ખ્યાલમાં રાખવું જોઈએ કે કાકાસાહેબ સ્વભાવે પ્રવાસી છે. પ્રવાસ કરનારને મને કે કમને કુદરતનાં અનેકરંગી દૃશ્યો જોવાનાં આવે જ. કાકાસાહેબ તો કુદરતઘેલા જ છે. કહે છે: "કુદરતનું એક દૃશ્ય એવું નથી કે જેમાં મને રસ ન પડતો હોય." એમને કોઈ વાર ખીજ ચડે છે કે "માણસજાત એટલી બધી પ્રકૃતિવિમુખ થઈ ગઈ છે કે એને માટે કુદરતની સુંદરતા એ પારકી ભાષા જેટલી જ અપરિચિત છે." નાનપણથી જ ગાડામાં પડ્યા પડ્યા વાદળિયો ચંદ્રમા જોતાં જોતાં એની ભાવનાઓ જોવાની એમને ટેવ પડેલી.

જાણીતી વાત છે કે કાકાસાહેબ હિંદુસ્તાન, સિલોન અને બ્રહ્મદેશમાં ધરાઈને રખડ્યા છે. એમાં હિમાલયમાં તો ૨૨૦૦ માઈલ જેટલું તો

પગે જ રખડેલા ઈરાવતીના પ્રવાસ વખતે એમને કેટલા પ્રવાસ યાદ આવે છે એ ઉપરથી એમના ભ્રમણનો કંઈક ખ્યાલ આવશે "અત્યારે...ચાણોદ-કરનાળીનો દ્રૌપદી સમી નર્મદાનો પ્રવાસ, સીતાસમી તાપીનો સાગરસંગમ સુધીનો પ્રવાસ, કાશીતલવાહિની ભારતમાતા ગંગાનો પ્રવાસ, મથુરાવૃન્દાવનનો કૃષ્ણસખી કાલિન્દીનો પ્રવાસ, કાશ્મીરના નંદનવનમાં કરેલો પાર્વતી વિતસ્તાનો પ્રવાસ અને વનશ્રીના પિયરરૂપ ગોમાંતક પ્રદેશમાંનો જલપ્રવાસ એક સામટો યાદ આવે છે"[૨]

જેલમાં સુરેલીએ જોતા મગતા જયવિજય અને ત્રિશંકુ ઉપરથી એમને એ દોરતો કયા કયા આકર્ષક પરિસ્થિતિમાં મળ્યા હતા એનું એમનું વર્ણન ('જીવનનો આનંદ' પૃ ૧૨૬) જોઈએ અથવા બ્રહ્મદેશમાં એક પેગોડાના પગથિયા ચડતા એ કેટલા સ્થાનોના પગથિયાનું શ્રાદ્ધ કરે છે એ જોઈએ તોપણ એમનો પરિભ્રમણશોખ સમજાઈ જશે (બ્ર પ્ર પૃ ૧૩)

લોકમાતા, હિમાલયનો પ્રવાસ, બ્રહ્મદેશનો પ્રવાસ, એ પુસ્તકોનું કાવ્યવસ્તુ પ્રવાસોમાંથી જ ઉપલબ્ધ થયેલું છે તણે પુસ્તક લોકપ્રિય હોઈ એટલા બધા પરિચિત છે કે, વિસ્તૃત રસદર્શનની આવશ્યકતા નથી પણ અહીં એક દૃષ્ટિબિંદુ ભારપૂર્વક રજૂ કરવાની જરૂર છે તે એ કે કાકાસાહેબે માન સહેલગાહ કરવા પ્રવાસો કર્યા નથી, પ્રવાસ દ્વારા જીવનને માન માણવા કરતા જાણવા અને નાણવા એ ચોખૂટ ભોમકા ભમતા રહ્યા છે એટલે જ હિમાલયના પ્રવાસ દરમ્યાન અલમોડામાં ગાયોની દુર્દશાથી અકળાઈ જનતાને જગાડવા માટે ત્યાંનો પ્રચંડ ઘટ વગાડવાનું એમને મન થઈ આવે છે, એટલે જ કાશ્મીરમાં વેઠનો ત્રાસ જોઈ એમને એ 'સ્વર્ગમાં નરક' લાગે છે, એટલે જ બ્રહ્મદેશના પ્રવાસને અંતે મીણબત્તીના કારખાના જોઈ આવ્યા પછી એ નોંધે છે 'અને હૃદયમાં બેવડું દર્દ લઈને હું પાછો આવ્યો' 'બ્રહ્મદેશનો પ્રવાસ' એ પુસ્તકને અંતે જ આ વાક્ય મૂકવામાં લેખકનો ગર્ભિત આશય એ તો નહિ હોય કે આખાય આરા પ્રવાસને અને ચિત્તની સ્થિતિ ઉપરોક્ત પ્રકારની હોય છે

કાકાસાહેબને જેમ રખડતા રખડતા કાવ્ય સૂઝે છે તેમ રખડવાનું બંધ થયે પણ એમની રસદૃષ્ટિને ભાગ્યે જ કંઈ કાવ્યેતર નજરે પડે છે રખડવાનું બંધ પડે બે કારણે માંદગીથી અને જેલનિવાસથી બંનેનો કાકાસાહેબને સારો અનુભવ છે.

કંઈ નહિ ને રાજરોગ જેવા રોગમાં સપડાતા કાકાસાહેબને પરાણે વિશ્રાંતિ લેવી પડી તો એમણે 'ચિંચવડના પથરા'ઓ સાથે દોસ્તી કરી,

૨ 'લોકમાતા', પૃ ૬૮

'ઘંટાશિલા'નાં દર્શન – ના શ્રવણ – કર્યાં, કરાવ્યાં, સિંહગઢમાં પક્ષા-પડ્યા 'પંખીઓનું ગીત' ગાયું, 'બારીમાંથી ડોકિયું' કરતાં સહેજે જે પ્રાપ્ત થયું તે આપણા સુધી પહોંચાડયું, અને પથારીમાં રહ્યારહ્યા સ્મરણ-'યાત્રા' કરી એ તો જુદી જ.

જેલની અંદર એમને ચારપાંચ વાર જવાનું થયું છે. જેલની વાત માંદગી કરતાં તદ્દન જુદી. માંદા હોય ત્યારે તો ઊડતાં કિલ્લોલતાં પંખીઓ અને પાંખો પટપટાવતાં પતંગિયાં જોઈ પોતાની ચાલવાની અશક્તિ વિચારીને બારીમાંથી ડોકિયું કરવાથી જ સંતૃપ્તિ માને, પણ જેલનિવાસ વખતે તો પોતે હરીફરી શકે એવા હોવા છતાં માત્ર પેલાં તોફાની પંખીઓ ને ખીજવવા જ જન્મ્યાં હોય એવાં પતંગિયાંને સ્વૈરભ્રમણ કરતાં જોઈ મનમાં ને મનમાં હિજરાવાનું જ રહે. એથી જ 'ઓતરાતી દીવાલો'માં પોતે પ્રાણીસૃષ્ટિ સાથે સાધેલા તાદાત્મ્યમાંથી માત્ર અમિશ્ર આનંદ સ્ફુરવાને બદલે પોતાના સ્વાતંત્ર્યના નાશની વેદનાનો દંશ પણ ક્યાંક ક્યાંક વરતાય છે. થોરોના 'વૉલ્ડન'માંના નિર્બંધ પ્રકૃતિપ્રેમથી 'ઓતરાતી દીવાલો'ની ભિન્નતા પણ આમાં જ હશે?

છતાં પોતાના બંધનની વેદનાને લેખકે 'ઓતરાતી દીવાલો'માં આગળ કરી નથી. એનું કારણ એ પણ છે કે, બાયરન કહે છે તેમ, 'કારાગારે અતિ ચમકતી મુક્તિ'ના આશકોને આંતરપ્રવૃત્તિઓમાં તો જેલ જ એક અને અદ્વિતીય મુક્તિનિકેતન લાગે છે. પણ કાકાસાહેબ પોતાની બાહ્ય પ્રવૃત્તિઓમાં આસપાસની ઉદ્ભિજ્જ-અંડજ યોનિજ સૃષ્ટિ સાથે તદાકાર થવા જતી વખતે સ્વાસ્થ્ય ખાતર વારંવાર સૂક્ષ્મ, ઉપર કહી એવી આંતરિક, ભાવનાનું આલંબન લેતા નથી. કોઈ પણ વાત વિષે ગંભીર તત્ત્વપર્યેષણામાં ડૂબી જવા કરતાં હસી નાખવામાં જ એ વધારે ઔચિત્ય જુએ છે. કાકાસાહેબની ખોલીના સળિયા ચાટતો 'ગુર્‌ર્‌ર્‌ર્ મ્યાઉં' કરતો એક ઘોઘર બિલાડો બહાર સંતોષથી ઊભો છે. એમને શું થાય છે? "નાનપણથી અનેક અજાયબઘરો (મ્યુઝિયમો) હું જોતો આવ્યો છું. પાંજરાની માંહ્ય પશુપક્ષીઓ, વાઘબિલાડીઓ પૂરેલાં મેં જોયાં છે, તપાસ્યાં છે. તેમનું વર્ણન બહારના લેબલ પર વાંચી સંતોષ વ્યક્ત કર્યો છે; પણ કોઈ કાળે મેં એમ સ્વપ્નેય ધારેલું નહિ કે હું બંધબારણે પુરાયો હઈશ અને એક નફટ બિલાડો બહારથી મને જોઈ તપાસી પોતાનો સંતોષ જાહેર કરશે!"

છતાં કોક વાર આવા ખડખડાટ હાસ્ય પાછળ દબાવી દીધેલું ડૂસકું

હોય છે એ પણ સહેજે જોઈ શકાય એવું છે જેલ ઉપર થઈને પસાર થતા વાદળના રમૂજી વર્ણન પછી એ ઉમેરે છે, "ગયું, દીવાલ બહાર ગયું એને ક્યાં બહાર જવા માટે રજા લેવાની હોય છે?"

પ્રકૃતિકાવ્યના આસ્વાદ આડે આવે ત્યારે તો જેલની દીવાલો અને ઇતર યંત્રણાઓ એમને ખૂંચ્યા વગર નથી જ રહેતી બેલગામ જેલમાં "અપ્રસન્ન કરનારી એક જ વાત છે અને તે દક્ષિણ તરફની વીસ ચાળીસ ફૂટની આંધળી ભીંત જે બારીમાંથી માણસો ડોકાવીને જોઈ શકતા નથી એવી એની બારીઓ ફૂટેલી આંખો કરતાં પણ વધુ અભદ્ર છે આટલી ભવ્ય, આટલી ઉદાસ ભયાનક વસ્તુ બીજી નહિ હોય જૂના ખંડિયેરની વાત જુદી છે ત્યાં તો પ્રાચીનતાનું ઐતિહાસિક કાવ્ય હોય છે આ દીવાલમાં તો એ નથી" આ કાવ્યરહિતતાના કાવ્ય ઉપરથી સ્પષ્ટપણે જોઈ શકાશે કે કાકાસાહેબ અંતર્મુખ થઈને જેલગમનની કૃતકૃત્યતાના આનંદ ઉપર જ મુસ્તાક થઈને બેસી રહેતા નથી, બાહ્યસૃષ્ટિ સાથેના સંબંધના અભાવથી એમની આંતરિક મનોવની લાગણી દુભાય છે જ, તેઓ શોધી કાઢે છે "કે બાહ્ય પ્રકૃતિ અને હૃદયસ્થ પ્રકૃતિ અભિન્ન છે," પણ તે બાહ્ય પ્રકૃતિ સાથે સતત સંબંધમાં રહેવાના જાગ્રત પ્રયત્ન પછી જ

વાદળાઓ તો દિવસે ખોલી બહાર રહેવાનું હોય ત્યારે જોઈ પણ શકાય પણ રાતે તાળા લિડાઈ ગયા ને પોતાનો નિયત ખૂણો સંભાળવો રહે, ત્યારે બહાર છાપરા ઉપર સારાયે વિશ્વવિસ્તારમાં સ્ફુરી રહેતા તારાઓનું શું? '

હા એ તારાઓ તો!

*

પેલા પાશ્ચાત્ય ફિલસૂફનું તત્ત્વવચન તે કાકાસાહેબનું પણ પ્રિય સૂત્ર હોય એમ લાગે તો તે યથાર્થ છે. એ પણ પોતાના તારાવિષયક કાવ્યો દ્વારા કહેતા લાગે છે કે 'દુનિયામાં મોટામાં મોટી અજાયબીઓ હોય તો બે એક માણસનું હૃદય અને બીજું અતલાન્ત આકાશ'

કાકાસાહેબને દહાડાના થોડા અંધારા કરતાં રાત્રિનો 'કાળો પ્રકાશ' વધારે પસંદ છે કેમ કે ત્યારે જ વિશ્વની વિશાળતાને કંઈક પામવાનું બની શકે છે કાકાસાહેબ નાગવેલા છે સામાન્ય રીતે તે બહાર ખુલ્લામાં આકાશના છાપરા તળે જ સૂએ છે "ચાદર, રજાઈ અને કંબળ એટલું મેં ઓઢ્યું હતું એના પર હવાએ ઝાકળની એક પછેડી ઓઢાડી" ૩ 'દેવોનું

૩ 'જીવનનો આનંદ', પૃ ૨૨૪

કાવ્ય ' દેખતાં એ કદી થાકતા નથી, કેમ કે "અપ્સરાઓનું લાવણ્ય મ્લાન થતું નથી તેમ તારાઓની તાજગી વાસી થતી જ નથી."

જેલમાં હોય ત્યારે આકાશદર્શનમાં ભારે મુશ્કેલી ઊભી થાય, પણ ઊંટે કર્યા ઢેકા તો માણસે કર્યા કાઠડા એ રીતે કાકાસાહેબ પોતાનો માર્ગ કાઢી જ લે છે. જેલખોલીની ઊંચી જાળીમાંથી ચંદ્રનાં કિરણ અંદર દાખલ થયાં, પણ ચંદ્ર દેખાય નહિ. એટલે ચાટલું ઊંચું કરી ચન્દ્ર જોઈ લીધો! ને પછી તારાઓની કારવાન જાળીમાંથી પસાર થતી જોઈ રહ્યા. ત્યાં જૂના દોસ્ત–પુનર્વસુને પકડયા એટલે આખુંયે સરઘસ સમજાઈ ગયું...એ કેટલીક વખત તો વીજળીના ચમકારા થાય તે દરમ્યાન જ તારાદર્શન કરી લેવાના[૪]...દિવસે પાંદડાં હલાવી આમંત્રતો પીપળો રાત પડયે જયવિજયને ઢાંકીને ખોલી આગળ ઊભો રહે છે ત્યારે કાકાસાહેબથી બોલી જવાય છે "એ હવે વેરી થયો છે." પણ ઘટા ભારે ન હતી એટલે જે ઈષત્ દર્શન પ્રાપ્ત થયું તેથીયે એ રાચે છે. "ત્રિશંકુના ત્રણ તારાઓ છાપરા ઉપર મોભનાં નળિયાં બેસે એવી રીતે બરાક ઉપર બેઠા છે. અને બે હાથ ઊંચે ફેલાવ્યા હોય એમ ઉપર બે તારાઓ ચળકે છે."

તારાઓની આ દોસ્તી કાકાસાહેબ બહાર હોય ત્યારે તો પુરબહારમાં ખીલી નીકળે છે. એક નક્ષત્ર પોતે કાશ્મીરમાં ધ્યાનપૂર્વક જોયેલું હોય તેને ફરી સિલોનમાં જોતાં એમના આનંદની સીમા નથી રહેતી. 'જીવનનો આનંદ 'ની પ્રસ્તાવનાને અંતે એમણે કહ્યું છે જ કે "ખરેખર મૈત્રી એ જ જીવનનો સર્વોચ્ચ આનંદ છે."

કાકાસાહેબે આકાશને અંગેની આપણી અને ગ્રીસની કલ્પનાઓનો શક્ય તેટલો સુમેળ સાધીને એને જીવતી વ્યક્તિઓથી ભરી દીધું છે. મૃગ-લાની પાછળ દોડતો વ્યાધ જોઈ એમને કવિકુલગુરુનું વર્ણન સાંભરે છે, मृगानुसारिण साक्षात् पश्यामीव पिनाकिनम् । ( શાકુંતલ, ૧–૬ ) કાલિદાસને પ્રિય એવી 'चित्राचन्द्रमसोः' યુતિ (રઘુવંશ ૧–૪૬) દેખતાં દેખાડતાં તો કાકાસાહેબનો હરખ માતો નથી. કેટલીક વાર આપણી કલ્પનાઓ કરતાં પશ્ચિમની કલ્પનાઓ એમને વધારે આકર્ષક જણાય છે. આપણે જેને શર્મિષ્ઠા કહીએ છીએ તેને પશ્ચિમના લોકોની પેઠે 'લેડીસ ચેર' કહેવામાં એની આકૃતિ પ્રત્યે વફાદારી સચવાય એમ છે. એટલે કાકાસાહેબે એને દેવોની ખુરસી, દેવોનું યાન, દેવયાની, એમ નામ આપી દીધું.

૪. 'ઓતરાતી દીવાલો', પૃ. ૧૪.

કાકાસાહેબ નક્ષત્રોને સજીવન બનાવી એમની ઉપર પારાવાર લાવણ્ય લાદે છે 'પેલાનું નાનું નામ શું? પુષ્ય કે તિષ્ય?' એમને વળી ત્રીજું પુષ્ય જ સાચું લાગે છે "પુનર્વસુની નૌકામાં બેઠેલી કોઈ અપ્સરાએ ઉછાળેલું અને ત્યાગને લીધે ખંડિત થયેલું એ મ્લાન પુષ્પ છે." "મઘા એટલે દાતરડું એના હાથાને છેડે બે દોરીઓ બાંધી છે બંનેને છેડે એકએક ફૂમતું છે. એક પશ્ચિમ તરફ ઊડે છે, અને બીજું જરાક દક્ષિણપશ્ચિમ તરફ ઊડે છે. અને એ બે ફૂમતા વચ્ચે બરાબર સીધી લીટીમાં એક ઝાંખો તારો પોતાનું અસ્તિત્વ પ્રગટ કરવું કે ન કરવું એની શંકામાં ઊભો છે"

સપ્તર્ષિને જુદે જુદે વખતે જુદી જુદી સ્થિતિમાં જોઈ એમને પોતાને કુમારત્વના તર્કો સૂઝે પણ કોઈ બીજાએ સપ્તર્ષિના પૂછડાને શિખંડીના પૂછડા સાથે સરખાવ્યું તો એનું તો આવી જ બન્યું બ્રહ્મકમળમાંથી કોણ જાણે કઈ રીતે એમણે ખીચડીનું વાસણ ઉપજાવી કાઢ્યું છે! અને છતાં આપણે કબૂલ કરવું જોઈએ કે એ "આથમે છે ત્યારે અંદર કડછી નાખીને અંદરની બધી જ ખીચડી બહાર કઢાય છે" પુનર્વસુને ભલે કોઈ પલંગ કહે, કાકાસાહેબ તો એનું મજાનું નાવ બનાવવાના એટલું જ નહિ, પણ એમાં બૃહસ્પતિને મુસાફરી કરતો જોવા માટે ચોકી રાખવાના

આમ તો એમણે ઘણી આકૃતિઓ નક્કી કરી દીધી છે આકાશગંગાને કાંઠે ખભા પર કાવડ લઈને વિચરતો પિતૃભક્ત શ્રવણ જોઈ એમણે બાપુ માન્તા દશરથને પણ નક્કી કરી દીધો મકાનના છાપરા પર આડો પડેલો વૃશ્ચિક આખો ભરીને જોઈ લીધો એની પૂછડીમાં એમને ડંખ દેખાતો નથી. "એની પૂછડી એટલે અનંત પ્રશ્નાર્થ ચિહ્ન"

ઘડીકમાં એ અગસ્ત્યને ઝૂપડે લટાર મારતા હોય છે, ઘડીકમાં આકાશગંગામાં ચાંચ બોળતા હંસ સાથે વાતે વળગ્યા હોય છે આ ક્ષણે તમે એમને બ્રહ્મહૃદયના સોનામાંથી ઢળી જતા અદ્ભુત તેજ ન્યાળી રહેતા જોશો, તો થોડી જ વાર પછી અભિજિત્-અગસ્ત્યની દિગ્બિલાડીની રમત ચૂપચાપ જોઈ રહેતા દેખશો ક્ષિતિજના કાંગરા ઉપરથી પેલો શિકારી શ્વાન મૃગ પાછળ ભૂસકો કરે છે એની ટટાર પૂછડી ખેંચવામાં એ રોકાયા હશે એમ તમે માનતા હો તો ભૂલો છો એ તો પોતાના જન્મનક્ષત્ર નિતાન્ત રમ્ય ચિત્રા અને પેલી 'તેજોભારથી અવસન્નમના સ્વાતિ' તરફ મુગ્ધભાવે મીટ માંડીને ઓ પણે ઊભા!

આ બધા ઉપરથી સ્પષ્ટ થયું હશે કે કાકાસાહેબ તારાઓનું નિરીક્ષણ કરે છે તે એક કવિની દૃષ્ટિએ જ કરે છે એમનું ચિત્ત પ્રવૃત્ત થાય છે

સૌન્દર્યપિપાસાથી પ્રેરાઈને, આનંદની જ એક આશાએ. આકાશવિહાર કરતી કવિદૃષ્ટિને કવચિત્ કવચિત્ અણુઊકલ્યા રહસ્યો પણ નજરે પડે છે. ("ના, ચડે છે.") "આકાશના તારાઓ એ કોના પગલા હશે?" પ્રકાશ દર સેકંડના એક લાખ છયાસી હજાર ચારસો વીસ માઈલના વેગે એક વરસ સુધી પ્રવાસ કરે અને જે અંતર થાય તેને ખગોળશાસ્ત્રીઓ તેજાબ્દ કહે છે અને ખગોળગણિતમા તેને અંતર માપનાના એકમ તરીકે સ્વીકારવામા આવ્યો છે આપણા સૂર્યની નજીકમા નજીકનો તારો ૪.૨૭ તેજાબ્દ એટલે કે પચીસ હજાર અબજ માઈલ દૂર છે સપ્તર્ષિનુ એક તારાનગર આપણા થી સોળ લાખ તેજાબ્દ દૂર છે સપ્તર્ષિ-ચિના વચ્ચેનુ તારાનગર પાચ કરોડ તેજાબ્દ દૂર છે પૂર્વા અને ઉત્તરા ભાદ્રપદાના ચોરસને મોટામા મોટા દૂરબીનથી જોઈએ ત્યારે એકએક તેજોમેઘમાથી કરોડો તારાના તારાનગર થાય એવા ૧૬૨ તેજોમેઘોના ઝૂમખા દેખાય છે એ તેજોમેઘો કેટલા તેજાબ્દ દૂર હશે એ ગણ્યુ ગણાય શે?

આવી ગણતરીઓમા કાકાસાહેબ રસ લે છે ત્યારે છેવટે તો "આના અનંત વિશ્વો જે આકાશમા સમાયા છે તે આકાશને પણ અંત છે? એની અંદર પ્રકાશ પણ વાંકો વળી જ્યાથી નીકળ્યો ત્યા પાછો આવી પહોચે છે એમ આઇન્સ્ટાઈન જેવા ગણિતાચાર્યો આપણને કહે છે આ આકાશના પરપોટાની બહાર શુ છે એ આપણા ધ્યાનમા પણ ન આવી શકે"— એના જેવી દૈવી આશ્ચર્યભાન જ આવા વર્ણનોમાથી જાગે છે કોઈ પણ જાતની શાસ્ત્રીય ગણતરીઓ કરતા કરતા અદ્ભુત રસ અને અદ્ભુતને પરિણામે ક્વચિત્ શાંતરસની નિષ્પત્તિ એ જ લેખકનુ લક્ષ્ય હોય એમ લાગે છે

તારાઓનુ નિરીક્ષણ કરતા કરતા તો નિર્ભેળ રસની, આનંદપ્રાપ્તિની જ એમની આકાક્ષા હોય છે "આનંદ લેતી વખતે વાણી મૌન રહે એ જ ઉત્તમ" પછીથી એ આનંદમા વાચક સમુદાયને ભાગીદારી આપવા પ્રવૃત્ત થાય છે "આખો અંતર્મુખ થાય છે ત્યારે જ શબ્દોનુ ઝરણુ વહે છે એટલે દર્શન અને લેખન બને વ્યાપાર વેણીની પેઠે ગૂથાય છે કેમ કે એમા કલ્પનાશક્તિની ત્રીજી લટ હોય છે '

ટૂંકામા, કાકાસાહેબનુ તારાવિષયક લખાણ તે કલ્પનાપ્રેરિત જ હોય છે, કેવળ શાસ્ત્રીય હોતુ નથી. બાગમા સાહિત્યસંમેલન વખતે ગાધીજીએ કહ્યુ હતું. ખગોળ ઉપર પુસ્તકો લખો હુ તો કાકાસાહેબનેય કહું છુ

ગુજરાતીમા મને ખગોળનુ પુસ્તક આપો પણ ત્યા તો એમની કલ્પનાનુ ઓછુ ચાલવાનુ હતુ ?

આ અભિપ્રાય જ કાકાસાહેબના તારાવિષયક લખાણોમાના કલ્પના પ્રાધાન્યને બતાવી આપવા બસ છે કાકાસાહેબ તો ૧૯૨૫મા કહેતા તેમ આજેય કહેવાના "બધાના દર્શન પાછા પચાગ જાણે ક્યારે વરો !"[૫] સફરી ત્રિગુતો એ પચાગને જ સોપે છે

૪

તારાઓના નિરીક્ષણ વખતે કાકાસાહેબ ખગોળશાસ્ત્રી નથી બની જતા, મુસાફરી કરતી વખતે ભૂગોળવિદ્ તરીકે દેખાતા નથી, જેલની દીવાલો પાછળ હોય ત્યારે ગુનાશાસ્ત્રમા ઊડા ઊતરવાનો દેખાવ કરતા નથી દરેક વખતે એમનુ કવિત્વ જ બહાર આવે છે પણ સાથે સાથે એ સમાજશાસ્ત્ર વિશારદ હોઈ, ચિંતક હોઈ, એમના કવિત્વમા ઠેકઠેકાણે ચિંતનના ઘેરા રગ આવ્યા વગર રહેતા નથી ટૂકામા કહીએ તો એમની કવિતાને એમની જીવનદૃષ્ટિનો પાસ અચૂક લાગે છે એમની જીવનદૃષ્ટિના મુખ્ય અશો : (૧) પ્રાચીન આર્યત્વની અને આર્યસસ્કૃતિની સાધના, (૨) સમાજની સર્વાંગીણ ઉન્નતિ અર્થે ગાધીજીએ બોધેલા માર્ગનુ સેવન, અને (૩) જગતમા જે કંઈ સુંદર – જે કંઈ કલામય છે તેની માન વની દૃષ્ટિએ ચિકિત્સા કરતા જે ખરેખર સુદર કલામય લાગે તેની ઉપાસના, એટલા ગણાવી શકાય પ્રસ્તુત અશો ઘણુખરુ તો અનાકારપાત્ર રૂપમા દેખા દે છે છતા કોક વાર કેવળ રમણીયતાભર્યા લખાણમા બોધ ઘૂસી જાય છે અને વાચકને એટલો નાહક બોજો ઉપાડવો પડે છે દા ત 'સહકારીઓ' ('જીવનનો આનદ', પૃ ૧૮૦), 'રણ કે સરોવર' (પૃ ૧૮૨) અને 'ક્રિયા કે કૃતિ' (પૃ ૧૬૭)નો અંતભાગ અને 'અનસૂયા પ્રાચી' (પૃ ૩૭), 'અધ્યાપ્રાચી (પૃ ૧૫૧) અને 'રગોનુ પરિવર્તન'નો અત ભાગ (પૃ ૫૬) એ નમૂના તો રસક્ષતિની હદ થાય છે જ્યા એક જ બોધ – પૂર્વની અને પશ્ચિમની પ્રજાઓ વચ્ચેનો ફરક તે આભાસ માત્ર છે એવા બોધ – ઉપર મદાર બાધવામા આવેલો છે વળી એવા બોધનુ આલબન કદાચ ઉછીનુ હોઈ એ સવિશેષ અનાકારપાત્ર લાગે છે મરાઠી કવિ ગોવિંદા ગ્રજની એક કવિતામા આવે છે કે આ ઉષા તો પૂર્વમા છે, પણ પશ્ચિમમા લાલાશ ક્યાથી ઉપસી આવી ? ઉત્તરમા કવિ કહે છે કે એક ગાલે ચુબન

૫. જીવનનો આનદ', પૃ ૧૨૪

થતું હોય ત્યારે બીજા ગાલ ઉપર સુરખી ચડી આવે છે એમ જ તો ! આ ભાવ 'અનસૂયા પ્રાચી'માં વિકારરહિત બનીને દ્વિજત્વને પામતો જોઈ શકાશે. સંધ્યાસમયે પૂર્વના દર્પણમાં પશ્ચિમની લાલાશ જોઈ કાકાસાહેબ કહે છે: "પૂર્વ દિશા સ્વભાવે જ અનસૂયા હોવાને લીધે પશ્ચિમનો વૈભવ જોઈ તેના ચહેરા ઉપર કશા મત્સર વગરની શુદ્ધ સાત્ત્વિક મુદિતા જ પ્રગટ થાય છે."[૬] દેખાઈ આવે એવું છે કે આમાં 'પૂર્વ' અને 'પશ્ચિમ' શબ્દો દિશા પરત્વે જ નહિ, વ્યાપક અર્થમાં તે તે દિશાઓની પ્રજાઓ પરત્વે પણ વપરાયા છે. એટલે પ્રસ્તુત લખાણમાં બોધની માત્રા ઘણી જ વધી જાય છે. એમની જીવનદૃષ્ટિમાં આર્યસંસ્કૃતિના પ્રેમનો ઉપર કહેલો (૧) અંશ છે તે કોક વાર જ આવા ઉગ્ર રૂપમાં તો પ્રગટ થાય છે. બાકી સર્વત્ર એ અંશને લીધે કાકાસાહેબની કૃતિઓ ગાંભીર્ય, પ્રસન્નતા અને સૌષ્ઠવ ધારણ કરે છે. 'લોકમાતા' એનો એક સંપૂર્ણ પુરાવો છે. જીવનદૃષ્ટિના બીજો અને ત્રીજો અંશ અનુક્રમે 'કાલેલકરના લેખો' અને 'જીવનનો આનંદ'માં દૃષ્ટિગોચર થાય છે.

આ ઉપરાંત કાકાસાહેબની એક વૈયક્તિક ખાસિયત તે એમનું અકૃતક શૈશવ છે. એક પ્રકારનો બાલભાવ એમની કૃતિઓમા નિરંતર તરવરતો જણાય છે. એનાં નમૂના દાખલ દૃષ્ટાંતો જ જોઈએ. ગિરિઆરોહણ વખતે આનંદ મળે છે તે એમણે, જેમ જેમ ઊંચે ચડીએ તેમ તેમ વધારે ને વધારે જમીન દેખાય – જાણે કે જન્મભૂમિનો મોટો ને મોટો ભૂકડો આપણને મળતો ન હોય, એમ કહીને બાળકની પરિભાષામા વ્યક્ત કર્યો છે. 'સ્મરણયાત્રા'માં એમના બાલભાવને પ્રગટ થવા પૂરતો અવકાશ મળે છે. છતાં અન્યત્ર પણ એ છૂપો રહેતો નથી ઘણી વાર એ ખાદ્ય વસ્તુનું આલંબન લે છે. "આજે પગેઢિયે ઈશાન ખૂણા તરફનુ આકાશ તદ્દન પાકવાની અણી ઉપર આવેલા બોર જેવુ દેખાતુ હતુ." તાજમહાલ ('જી આ. પૃ. ૨૩૦) જોતા એમણે "તડબૂચ ખાતી વખતે અંદરનો બિયાં વગરનો સરસ લાલ ગરભ છેલ્લો ખાવા માટે રાખવાનુ જેમ મન થાય છે, તેમ બહારનું દૃશ્ય ધરાઈ ને જોયા પછી જ અંદર જવુ એમ મન સાથે નક્કી કર્યું હતું.'

આ બાલભાવ કાકાસાહેબની કૃતિઓના કાવ્યત્વ માટે ઓછો જવાબદાર નથી.

કાકાસાહેબની જીવનદૃષ્ટિ – ફિલસૂફી જે કંઈ કહો તેને લગતા વિભાગને અંતે 'ગુજરાત ઍન્ડ ઇટ્સ લિટરેચર'મા શ્રી મુનશીએ એ બાબતમા પોતાનું

૬. 'જીવનનો આનંદ', પૃ. ૩૭.

વક્ત વ્ય રજૂ કર્યું છે તે તરફ જરી પ્રસંગે કરવાનો રહે છે. તેમ જેના એક વિષયને લગતા શ્રી કાકાસાહેબના વિચારો ગુજરાતી સમાજને અનનુકૂળ હોઈ, એ અને એના કારણે ગુજરાતી વાચક વર્ગમાં કાકાસાહેબ લોકપ્રિય નથી એમ શ્રી મુનશીએ ચિકિત્સા કરી છે એ બાબત અહીં ચર્ચા કરી વિસ્તારમાં ઊતરવાની જરૂર નથી. લોકપ્રિયતા એ ઉત્તમ સાહિત્યની કસોટી છે કે કેમ, શ્રી કાકાસાહેબ લોકપ્રિય છે કે કેમ, એ પ્રશ્નોની ચર્ચા લોકપ્રિયતાની પારાશીશીનું અજ્ઞાન કબૂલીને અહીં છોડી દીધી છે, સહૃદય વાચકો પોતે જ સ્વાનુભવથી પોતપોતાનો નિર્ણય કરી લેશે એવી આશાથી.

૫

છેલ્લે આપણે કાકાસાહેબની શૈલી તપાસીએ. લેખક અભ્યાસ અને અનુભવે જે જીવનદૃષ્ટિ કેળવે છે એનો પાસ એની લેખનશૈલીને લાગે છે. એમની જીવનદૃષ્ટિના મુખ્ય ત્રણ અંગો આપણે હમણાં જ જોયાં. એમાંથી જ ફલિત થતાં શૈલીનાં અંગો જોઈએ.

(૧) આર્યસંસ્કૃતિનો કાકાસાહેબને સારો પરિચય છે. પરંપરાપ્રાપ્ત કૌટુંબિક ગળથૂથીમાંથી અને શિક્ષણથી. આને લીધે કાકાસાહેબના લખાણોમાં કોઈ પણ પ્રકારના પરિશ્રમ વગર વેદ ઉપનિષદ મહાભારત ભવભૂતિ કાલિદાસાદિમાંથી અવતરણો આવ્યા કરે છે. એમની શૈલીમાં છેલ્લાં પાંચ હજાર વરસની સંસ્કૃતિની સુવાસ છે. એક શબ્દ, એકાદ શબ્દયુગ્મ, કોઈ વાક્યખંડ, તો કોઈ શ્લોકાર્ધ એમના કથયિતવ્યને સૈકાઓની સંસ્કૃતિના સૌરભભારે મહેકતું કરી મૂકે છે. આવાં અવતરણો તે પાંડિત્યપ્રદર્શન માટે હરગિજ નથી હોતાં. કાકાસાહેબ જાતે એક હાલતી ચાલતી વિદ્યાપીઠ જેવા ગણાય છે એ ભલે. લખાણમાં એમની કલાદૃષ્ટિ જ આગળ હોય છે. અવતરણ દ્વારા આપણી રસદૃષ્ટિને ઉત્તેજી એના મૂળનો બોધ થતાં આપણામાં જે સહચારી ભાવો જાગે તે બધાનો લાભ પોતાના લખાણને આપી એ પ્રકારનું લાઘવ સાધવાની જ લેખકની નેમ હોય છે. કાકાસાહેબના લખાણો વાચતાં શબ્દો અને શબ્દસમૂહોની જીવનકથા અજાણ્યે પણ આપણે જાણી લઈએ છીએ એ એમની ઉપરની લાક્ષણિકતાથી જ.

પરિણામે કાકાસાહેબની શૈલીમાં પ્રૌઢિ આકસ્મિક નહિ પણ આવશ્યક અંગ બની રહે છે.

(૨) લેખકની જીવનદૃષ્ટિના બીજા અંશની જવાબદારી જેને માથે છે એવા તત્ત્વોમાં મુખ્ય છે સરળતા.

ગાંધીજીની લેખનશૈલીએ ગુજરાતમાં અસામાન્ય પરિવર્તન આણ્યું હતું. 'સાક્ષર' શબ્દ ગાળનો પર્યાય બની ગયો હતો સરળતા, સુબોધતા, એ લખાણની અનિવાર્ય અને પ્રથમ જરૂરિયાત ગણાવા લાગી હતી આ સરળતા તે સસ્તી, અજ્ઞાનમૂલક, સરળતા ન હતી, પણ જ્ઞાન પચાવી ગયા પછીના સ્વાસ્થ્યથી ઊપજેલી આડંબરરહિતતા હતી ઉપરાંત, જે મહાનુભાવિતાએ ભગવાન બુદ્ધ અને મહાવીરને પ્રાકૃત જનોની બોલીમાં ઉપદેશ કરવા પ્રેર્યા હતા તે જ આ સરળતા પાછળની પણ પ્રેરણા હતી અને ગાંધીજીના પ્રસ્તુત ગુણવિશેષમાં ભારોભાર તેજસ્વિતા અને નચોટતા પણ છે એ શ્રી રામનારાયણ વિ પાઠકના સરળ છતાં શાસ્ત્રીય લખાણો ઉપરથી સ્પષ્ટ સમજાય છે

શ્રી કાકાસાહેબ કેળવણીકાર હોઈ સરળતાનો અવિશેષ આગ્રહ રાખે એમાં નવાઈ નહિ

જીવનદૃષ્ટિના બીજા અંશને જ કાકા કાલેલકરના લેખોમાં જે ઓજસ્ છે તે પણ આભારી છે એક જાતનો સાત્ત્વિક રોષ ઘણી વાર કાકા કાલેલકરના લખાણોમાં જણાયા વગર રહેતો નથી

આનું જ આનુષંગિક તત્ત્વ કટાક્ષ તે પણ કાકાસાહેબમાં ભરપૂર છે કાકાસાહેબનો કટાક્ષ તે નિર્દંશ અને ઔચિત્યભંગ વિનાનો હોય છે "આનંદમાં પ્રયોજન! છટ્ આનંદ ઓછો જાતે વૈશ્ય છે?" 'વૈશ્ય' શબ્દમાં ભાગ્યે જ કોઈ એક શિવાજીભક્ત મહારાષ્ટ્રીયની સમૃદ્ધ ગુજરાતી ઉપર તિરસ્કારવૃત્તિ શોધશે 'તાજમહાલ' ('જી આ' પૃ ૨૩૨)માં નીચેની કબર તરફ ઊતરતાં એક ચાદીના દીવાના તેજે લેખકે કંઈક જોયું "પણ પ્રેમ અને મૃત્યુની વાતો કરવાને બદલે એ અસંસ્કારી પદાર્થ લોર્ડ કર્ઝનની જ બડાઈ હાંકવા લાગ્યો મેં ચિડાઈને એને કહ્યું, 'હટ, ખસ અહીંથી, કયે ઠેકાણે કઈ વાત કરવી એનો તને કંઈ વિવેક છે?'"

(૩) એમની જીવનદૃષ્ટિનો તૃતીય અંશ જેને પરિશુદ્ધ કલાપ્રેમને નામે આપણે ઓળખીશું એમાં કાકાસાહેબની કવિત્વશૈલીના તત્ત્વો તો છે

ઉપમા–ઉત્પ્રેક્ષા વગેરેના નવીનતા અને બાહુલ્ય તરત જ વરતાઈ આવે એવા છે એક વાદળ જ લો એની ઉપરની એમની કલ્પનાઓ તપાસો

"ખેતરમાં જેમ તરબૂચની પાકવાની શરૂઆત થતાં અંદર લાલ રંગ ધીરે ધીરે પાકવા માંડે છે તેમ જ વાદળાની નીચેના ભાગમાં ઝાંખો ઝાંખો

સિંદૂરનો રંગ ચોંટે છે અને એને લીધે વાદળાની મુખ્ય મુખ્ય નસોનો વણાટ કેવો છે તે ઓળખવું બહુ સહેલું થઈ પડે છે."[૭]

"કાળી સ્લેટમાં કોઈક વખત લીલો રંગ મળેલો દેખાય છે તેની ઉપમા કદાચ (વાદળાના રંગને) આપી શકાય. ગોરા બાળકના શરીર ઉપર લીલા ને ભૂરા રંગનું મિશ્રિત એક લાખું હોય છે. તેનું પણ સ્મરણ આ વાદળાં જોઈને થાય. . માત્ર યૌવનની કાન્તિ કે લાવણ્ય આ મેઘકાન્તિની બરાબરી કરી શકે."[૮]

"ઉત્તર તરફ વાદળાનું એક મોટું ઝેપલિન બન્યું હતું. ને તેની નીચે ઉતારુઓને બેસવા માટે ત્રણ ડબ્બા લટકતા હતા."

"જાણે છૂટેલી દેવોની કામધેનુઓ."

"આ વાદળાં જગાએ ચાલાક દેખાતાં નથી. જેમ ઊંટ આમતેમ મૂરખ જેવાં ચાલે છે તેવાં જ આ વાદળાં દેખાય છે."[૯]

"આ પેલું ઈંડા જેવું વાદળું આવે. એનો નીચલો ભાગ કાળો છે ત્યાં ભીનાશ વધુ હશે. ઉપર ભીનાશ ઓછી હશે એટલે એ બાજુ ધોળાશ વધારે, પણ ઈંડું આગલામાં ભાગી ગયું. પેલી શું બચ્ચાની ચાંચ કહેવાય? હવે તો એ સાવ પાસે ગયું. હવે તો ઢાલ જેવું દેખાય છે. ના, ના, આરસ પહાણનો કટકો લાગે છે. ના ભૂલ્યો, અગ્ગાસ સાહેબની દાઢી છે."[૧૦]

આ છેલ્લા ઉદાહરણ ઉપરથી કાકાસાહેબના બાલભાવની શૈલી ઉપર થતી અસર પણ સ્ફુટ થાય છે. કાકાસાહેબની શૈલીનું ભૂલી ન શકાય એવું એક તત્ત્વ તે શૈશવનું મુક્ત હાસ્ય છે અને તે અનેક રીતે વ્યક્ત થાય છે. ઓતરાની દીવાલો પાછળ સાંકડી બાંધ ખોબીમાં ગતે દેડકાનો શીતળ સ્પર્શ થતાં એકદમ નમને સીતાના થયેલા 'शार्व. स्नेहार्द्रशीतल'ની યાદ આવે એ પરિસ્થિતિમાંથી હાસ્ય ઉપજે છે. આડવાત તરીકે કાકાસાહેબની યાદશક્તિ વિષે ઇશારો કરવાની જરૂર છે. તે કહે છે તેમ માણસનું મન એ જ ચિત્રગુપ્તનો ચોપડો છે. એમના લેખો અનુભવોના અને પ્રાચીન સાહિત્યના સ્મૃતિચમકારોથી દીપી ઊઠે છે. એમની સ્મૃતિનો આપણે આભાર માનીએ એટલો ઓછો છે. કહે છે, "વિસ્મૃતિ કંઈ સ્થાયી વસ્તુ નથી. વિસ્મૃતિ

૭ 'જીવનનો આનંદ,' પૃ ૬
૮. 'જીવનનો આનંદ,' પૃ ૩૪
૯ 'જીવનનો આનંદ,' પૃ ૧૨૩
૧૦. 'જીવનનો આનંદ' પૃ ૧૨૩

ઉપર કોઈ કાળે આધાર રાખી બેસી ન શકાય. તે કયારે દગો દેશે તે કહી શકાય નહિ."[૧૧]

ઘણી વાર શ્લેષ જેવા સામાન્ય અલંકાર પાસેથી પણ એ ઘણું કાઢી લે છે.

ઓતરાતી દીવાલો પાછળની એક ખોલીમાં કોઈ સહૃદેદીએ કાગડાને પૂર્યો. એણે દુનિયાના તમામ કા–કા–સાહેબોને બૂમ પાડી બોલાવ્યા, પણ હું એકલો જ હાજર હતો એમ કાકાસાહેબ કહે છે. 'જીવનનો આનંદ' 'આનંદને' અર્પણ કર્યો છે, – અલમસ્ત એમના પરમમિત્ર સ્વામી આનંદને, પણ આનંદ-શબ્દથી ઉપસ્થિત થતી અસ્પષ્ટતાનો લાભ લેવામાં જ લેખકની હાસ્યખોરી છે. 'कठण समय येतां कोण कामास येतो' જેવામાં 'કોણ' એટલે કોણ અને ખૂણો એનો લાભ લેવાની વૃત્તિ પણ એ જ ગુણની દ્યોતક છે. શ્રીનગર તરફ હતા ત્યાં એમના સહયાત્રી બુવા કહે તેમ કરવાની ઇચ્છા એમણે ઠेविलें अनंते तमेंच राहावें ' એમ કહી, બુવાનું નામ અનંત હતું તેનો સુંદર લાભ લીધો. આવાં તો દૃષ્ટાંતો અગણ્ય છે.

કાકાસાહેબની પ્રતિભા તે નવનવોન્મેષશાલિની છે, એમાં આ હાસ્યની તાજગી પણ કારણભૂત છે. કાકાસાહેબ હંમેશના જુવાન છે. શ્રી રવીન્દ્રનાથ કહે છે તેમ 'મોદેર પાકબે ના ચુલ ગો,' (મારા વાળ પાકવાના નથી) એમ એ સહેજે કહી શકે.

૨૨ સપ્ટે. ૧૯૩૭

૧૧. 'જીવનનો આનંદ', પૃ. ૪૨

## ૯ જીવન-કવિ કાકાસાહેબ

**રામપ્રસાદ પ્રે. બક્ષી**

કાકાસાહેબ કાલેલકરે એક મનનીય વિધાન કર્યું છે: "કાવ્ય લખે તે કવિ એ વ્યાખ્યા અવ્યાપ્ત છે અને અતિવ્યાપ્ત પણ છે. કાવ્ય જીવે તે કવિ એ જ સાચી વ્યાખ્યા છે."[1]

જેટલા કાવ્ય લખે તેટલા બધા કવિ નહિ, એવું સૂચવતો અતિવ્યાપ્તિદોષ કાકાસાહેબે જણાવ્યો છે તેમાં નમન થનારા ઘણાને વાંધો નહિ હોય. કાકાસાહેબે જણાવેલા અવ્યાપ્તિદોષનું તાત્પર્ય એ છે કે કાવ્ય ન લખતો હોય છતાં કવિ હોય એવો પણ કોઈક હોઈ શકે. રાજશેખરે 'હૃદયકવિ' કહ્યો છે તે આ. કાકાસાહેબે પોતે જેનો બાહ્ય સ્વરૂપે કવિતા તરીકે સ્વીકાર થાય એવી કવિતા નથી લખી, છતાં તેમને કવિપદ સાંપડ્યું છે — માત્ર હૃદયકવિ તરીકે નહિ, હૃદયકવિ તેઓ છે જ, પણ એમનાં પ્રવાસવર્ણનોમાં અને પ્રકૃતિ ચિંતક લેખોમાં કાવ્યતત્ત્વ છે તેથી.

પણ કાકાસાહેબ કહે છે કે કાવ્ય જીવે તે કવિ અર્થાત્ જેનું જીવન જ કવિતા જેવું હોય તે કવિ. જે જીવન કવિતા કહેવાનાને પાત્ર હોય તેમાં કાવ્યતત્ત્વ હોવું જોઈએ. કાવ્યતત્ત્વની નિષ્પત્તિ માટે મુખ્યત્વે આ સામગ્રી આવશ્યક છે: વાસ્તવિક કે કલ્પિત, યથાસ્થિત કે આદર્શ, જીવનતત્ત્વ, એનું ચિન્તન હોય તોપણ ભાવમય હોય એવું, ભાવમય નિરૂપણ. નિરૂપિત અને સમર્પ્યમાણ અર્થની વ્યંજના દ્વારા, કે કલ્પનાજન્ય અલંકાર, પ્રતીક આદિ દ્વારા, કે વસ્તુ વર્ણનની તાદૃશતા દ્વારા, ચમત્કૃતિજનક અભિવ્યક્તિ, અને એ અભિવ્યક્તિનું પર્યાપ્ત વાહન બની શકે તેવી ભાષા. એ ભાષાની, અપેક્ષા હોય તો, લયાત્મક પદરચના.

૧ 'હિમાલયનો પ્રવાસ', પૃ. ૧૩૮

આ સામગ્રીથી નિષ્પન્ન થતા કાવ્યતત્ત્વનુ પ્રયોજન છે રસાસ્વાદ, ભાવમય આનંદાનુભૂતિ

આ કાવ્યતત્ત્વ જેમા હોય, રસાસ્વાદરૂપ પ્રયોજન જેનાથી સિદ્ધ થાય, એવુ કાવ્ય રચવામા મુશ્કેલી હોય તેથી ઘણી વધારે મુશ્કેલી એ કાવ્યતત્ત્વથી યુક્ત અને આનંદપ્રયોજનનુ સાધક એવુ જીવન, એવુ જીવન કાવ્ય, જીવનમા છે કવિતામા જીવન હોય, કાવ્ય જીવનમય હોય, પણ જીવનમા કવિતા હોય, જીવન કાવ્યમય અર્થાત્ કાવ્યરૂપ હોય – એ અતિ વિરલ સિદ્ધિ છે

કાવ્યતત્ત્વસાધક જે સામગ્રી જણાવી તેમાથી કેટલીનો જીવનમા અવતાર શક્ય છે?

જીવનમા વાસ્તવિક જીવનતત્ત્વ હોઈ શકે, કાલ્પનિક નહિ, એ જીવન તત્ત્વ આદર્શરૂપ હોઈ શકે, જીવનમા ચિન્તન હોય અને એ ચિન્તન ભાવ મય પણ હોઈ શકે, જ્યા ભાવનો જ પ્રસગ હોય ત્યા જીવન ભાવમય તો હોય જ જે જીવનકાવ્ય, આ સામગ્રીથી સપન્ન હોય તે, એ જીવન છે તે કારણે નિરૂપણનો વિષય નથી, જીવનનો વિષય છે, એની અભિવ્યક્તિ વાણીમા નહિ, વ્યવહારમા કરવી પડે, વ્યંજના, અલંકાર, તાદૃશતા, લયા ત્મકતા એ તત્ત્વો જીવનમા તો ન આવી શકે પણ એ જીવન જીવતા, "કાવ્ય જીવે તે", માનવની વાણીમા આવી શકે આવા કાવ્ય જીવનાર માનવની રસાનુભૂતિ, રસિકતા, કેવળ આત્મપરાયણ ન હોય, એ પરાસ્વાદ્ય હોય તો જ કાવ્ય જીવનારના જીવનકાવ્યનુ, એના સહૃદય આસ્વાદકને આનંદનો અનુભવ કરાવવાનુ, પ્રયોજન સિદ્ધ થાય

આવી કાવ્ય જીવનાર વ્યક્તિના ભાવરૂપે પરિણમતા સવેદનો એના પોતાના જ હોય એવુ નથી, અન્યના પણ હોય – અન્યના છતા નિજીકૃત એ વ્યક્તિ પોતાના પ્રતિકૂલ, દુ ખમય સવેદનોની પ્રતિકૂલતાને અને દુ ખ મયતાને ગાળી નાખીને એને પરને અનુકૂલ અને અદુ ખકારક બનાવે

પણ આટલુ બસ નથી 'કાવ્ય જીવવુ' એ આટલામા સમાપ્ત થતું નથી, એ કાવ્ય જીવનારો મહામાનવ પોતાના જીવનકાવ્યનો માત્ર કવિ જ નથી, શ્રોતા (અથવા દ્રષ્ટા) પણ છે એનામા સહૃદયના જેવી તટસ્થતા પણ હોવી જોઈએ કાવ્ય વાચનારો તથા નાટક જોનારો અને એવુ આસ્વાદન કરનારો સહૃદય કાવ્ય નાટકમા ન્જૂ ત્યના ભાવની અનુભૂતિની બાબતમા તાદાત્મ્ય સાધે છે, ભાવતાદાત્મ્ય સાધે છે, અને એ કાવ્યરૂપ કે નાટકરૂપ

કૃતિના કાર્ય પરત્વે તટસ્થ રહી શકે છે કાવ્ય જીવનારો માનવ તો પોતે જ એનો નાયક છે – અને પોતે જ એનો શ્રોતા – આસ્વાદક છે, તેથી નાયક તરીકે ભાવતાદાત્મ્ય એને સહજ છે પણ વ્યવહારકાર્ય પરત્વે તટસ્થ અને નિષ્ક્રિય એ રહી શકે નહિ વાઙ્મય કાવ્યનાટકનો ભાવક, સહૃદય, જે તટસ્થતા જાળવી શકે છે એ તટસ્થતા, જીવનકાવ્યનો નાયક પોતે જ છે એવા માનવને દુઃસાધ્ય છે એ તટસ્થતા, અને દ્વન્દ્વાતીત સ્થિતપ્રજ્ઞદશા

કાકાસાહેબના પ્રવાસ વિષયક અને પ્રકૃતિ વિષયક લેખોમા જે વસ્તુનુ સમર્પણ થયુ છે એ એમના જીવનનો જ એક ખડ છે પોતાના જ જીવનને, પ્રવાસમા અને પ્રકૃતિના સાન્નિધ્યમા ગાળેલા ક્ષણક્ષણના જીવનને કાકાસાહેબ અક્ષરારૂઢ કરે છે એ જીવનખડના, જીવનના ખડ કાવ્યના, નાયક એ પોતે જ છે એમના એ અક્ષરારૂઢ જીવનખડમા કાકાસાહેબ "કાવ્ય જીવે છે' એવી પ્રતીતિ કરાવે તેવી સામગ્રી છે, તેવી આસ્વાદ્યતા છે – આનદમયતા છે એમા એમણે જીવન કવિ એ પદની યોગ્યતાના પ્રમાણ આપ્યા છે

જે કાવ્ય જીવે તે વાઙ્મય કાવ્યનો સર્જક કવિ છે એવી સાહિત્ય લક્ષી વ્યાખ્યા આપણે ઘડીએ તો એ વ્યાખ્યા પણ અવ્યાપ્ત છે તેમ અતિ વ્યાપ્ત પણ છે પણ કાકાસાહેબને તો એ વ્યાખ્યા લાગુ પડે છે, કારણ કે એમણે પ્રવાસવર્ણનમા અને વિશેષત પ્રકૃતિવર્ણનમા કાવ્ય સર્જ્યુ છે

એમની એ ગદ્યકવિતામા કાવ્યતત્ત્વસાધક સામગ્રી સારા પ્રમાણમા છે એમા જીવનતત્ત્વની મીમાસા છે, ભાવમય ચિંતન છે અને ભાવમય વર્ણન છે, વ્યજના, અલકાર અને સ્વભાવોક્તિ છે, ચમત્કૃતિજનક અભિવ્યક્તિ છે અને એ અભિવ્યક્તિ માટે સમર્થ એવી ભાષા છે એમા લયાત્મક પદ્ય સ્વરૂપ નથી, કારણ કે એની અપેક્ષાનો અભાવ છે

એ જીવનતત્ત્વ કાકાસાહેબના પોતાના પ્રવાસગત અને પ્રકૃતિ સમક્ષ જીવનમાથી અને સ્થાનિક માનવોના જીવનમાથી સાપડયુ છે

કાકાસાહેબે આ ગદ્યકાવ્યની વાઙ્મયરચના ન કરી હોત તોપણ તેઓ હૃદયકવિ તો હતા જ વાઙ્મય કાવ્યાભિવ્યક્તિ આ જીવનકવિને વાઙ્મય કવિ પુરવાર કરે છે

લયનો એમણે પોતાની સાહિત્યકૃતિઓમા પદ્યસ્વરૂપે આદર નથી કર્યો, તે જના અભિપ્રાયથી એ તત્ત્વનો તેઓ અનાદર કરતા નથી, બલ્કે આદર કરે છે પહાડી ધાર્મિક નૃત્ય જોઈને એમણે લખ્યુ છે કે, "કોઈ પણ ક્રિયા અમુક નિયમસર ફરી ફરી થાય એટલે એમાથી કઈક ભાન તો પેદા થાય

જ."[૨] એવું એમનું બીજું કથન આ છેઃ "તાલ જામે એટલે ચિત્તવૃત્તિનો એક જાતનો લય થાય છે."[૩] આ કથનોમાં જે ભાવનિષ્પાદક નિયત ક્રિયા-વર્તનનો અને ચિત્તની લયાવસ્થા ઉપજાવનાર તાલની જમાવટનો ઉલ્લેખ છે તે લયસાધક તત્ત્વો છે, લય જ છે.

આ હૃદયકવિનું પ્રકૃતિ સાથે ભાવસંવાદ સાધતું હૃદય ભાવને વાણી-રૂપે છલકાવે છે, અને હૃદયકવિ વાઙ્મયકવિ બની જાય છે. કવિપ્રાણ ભાવનો વહેતારિયો છે, હોવો જોઈએ. કાવ્યમાં વહેતા કવિના ભાવનો આશ્રય જો કાવ્ય સ્વસંવેદનમય હોય તો કવિ પોતે હોય છે, અને કાવ્ય પરસંવેદનમય હોય તો કવિએ કલ્પેલો નાયક હોય છે. એ ભાવનો આલંબનવિભાવ હોય છે કવિમાં કે કવિકલ્પિત નાયકમાં ભાવ જગાડનારી વ્યક્તિ. એ ભાવને ઉત્તેજે, પોષે, એવી પ્રકૃતિ એનો ઉદ્દીપનવિભાવ બને છે. જેમાં પ્રકૃતિ ઉદ્દીપનવિભાવ નહિ પણ આલંબનવિભાવ હોય અને એવી આલંબનભૂત પ્રકૃતિએ પ્રકટાવેલો ભાવ જેમાં વહેતો હોય, એવી કવિતાની સાધના આપણા પ્રાચીન ઋષિ-કવિઓએ કરી છે તેવી અને તેટલી મધ્યકાલીન કવિઓએ નથી કરી, પાશ્ચાત્ય કવિતાથી પરિચિત અર્વાચીન કવિઓએ પણ પ્રકૃતિની એવી અનન્યભાવની ઉપાસના, પ્રકૃતિ જ જેમાં ભાવનો એકમાત્ર આલંબન-વિભાવ હોય એવી કવિતાની સાધના, ઝાઝી નથી કરી; કારણ કે જમાનાની તાત્કાલિક ઘટનાઓએ કવિહૃદયના ભાવપ્રવાહને જુદી દિશામાં વાળ્યો. કાકા-સાહેબની એ વિશિષ્ટતા છે કે એમની વાઙ્મયરચનામાં પ્રકૃતિ પ્રધાનતયા, કહી શકાય કે નિરપવાદતયા, આલંબનવિભાવ બનીને આવે છે.

હિમાલયનું સ્મરણ કાકાસાહેબના હૃદયમાં સ્વગૃહે જવાનો nostalgic ભાવ જન્માવે છેઃ

"હજુ પણ કોઈ હિમાલયની વાત કાઢે એટલે સાસરામાં રહેતી વહુ પિયેરની વાત સાભળીને જેટલી રાજી થાય તેટલો આનંદ થયા વગર રહેતો નથી. છોકરી પિયેરથી દૂર પડી એટલે તે સતત પિયેરને જ ઝંખ્યા કરે છે. આ ઝંખનાનું પરિણામ એ થાય છે કે, પિયેરનું પ્રત્યક્ષ ચિત્ર એક બાજુ રહી જઈને તે પોતાના મનમાં એક પ્રેમચિત્ર નિર્માણ કરે છે... હવે પછી હિમાલયનાં હું જે શબ્દચિત્રો આપવાનો છું તે પ્રેમચિત્રો જ હોવાનાં. જે વસ્તુની ઉપર પ્રેમ બંધાયો તે વસ્તુનો પ્રેમરહિત વિચાર થઈ શકે જ નહિ."[૪]

૨. 'હિમાલયનો પ્રવાસ', પૃ. ૧૪૬.
૩. 'ઓતરાતી દીવાલો', પૃ. ૫૬.
૪. 'હિમાલયનો પ્રવાસ', પૃ. ૪૮.

પ્રેમીજનનું પ્રેમપાત્ર જો આવી ઝંખના જગાડે નહિ તો તે સાચું પ્રેમપાત્ર નહિ, તો એ સાહિત્યસર્જનમાં પ્રેમનો ખરો આલંબનવિભાવ ન બની શકે કાકાસાહેબ કહે છે. "જે વસ્તુની ઉપર પ્રેમ બંધાયો તે વસ્તુનો પ્રેમરહિત વિચાર થઈ શકે જ નહિ" કાકાસાહેબનો વિચારભાર પણ પ્રેમગલિત છે, પ્રેમના રંગે રંગાયેલો છે, ભાવમય બન્યો છે, અને ભાવ એ તો કાવ્યનું મુખ્ય તત્ત્વ છે

આ રતિભાવ સ્થાયીભાવ છે, આખા હિમાલયપ્રવાસનો અધિષ્ઠાનભૂત વ્યાપક ભાવ છે અન્ય આવતા જતા, સંચારી, ભાવો પણ તે તે સ્થળે વ્યક્ત થયા છે, અને ત્યાં ત્યાં એનો આલંબનવિભાવ પણ પ્રકૃતિ જ છે આ વાક્ય વાંચો

" અમે ચાલવા લાગ્યા હતા ચાલવા લાગ્યા કહેવા કરતાં રિસાયેલા પહાડ સાથે અનુનય કરવા લાગ્યા એમ કહીએ તો વધારે સાચું ગણાય"[૫]

પ્રકૃતિનું સજીવ તત્ત્વ, કોઈ માનવેતર પ્રાણી, ભાવનું આલંબન બને એ તો, આનન્દવર્ધનના ધ્વનિસિદ્ધાન્તમાં સમર્થક પ્રમાણ તરીકે સ્વીકારાયેલી, પ્રાચીનકાલથી ચાલતી આવતી ઘટના છે વાલ્મીકિના રામાયણમાં વહેતા કરુણરસનો મૂલભૂત શોકભાવ ક્રૌંચમિથુનમાંથી એકના પારધીએ કરેલા વધમાંથી ઉદ્ભવ્યો હતો જેલ સહવાસી મિત્રના પગ તળે ચગદાઈ ગયેલો મંકોડો જોઈને, કાગડાએ મારેલું ખિસકોલીનું બચ્ચું જોઈને, અને કાગડાનો માળો ઢળી પડતાં મરી ગયેલું કાગડાનું બચ્ચું જોઈને કાકાસાહેબના હૃદયમાં એવો જ, જેનું આલંબન સજીવ પ્રકૃતિ છે તેવો, શોકભાવ જન્મ્યો હતો[૬] દાડમના દાણા જેવા લાલ ને મખમલ જેવા સુંવાળા અલ્પાયુષ ઇન્દ્રગોપના દર્શને કાકાસાહેબના ચિત્તમાં જે ચિંતન પ્રેર્યું તેમાં પણ ભાવનું અંતઃસ્રોત વહે છે[૭]

નદીની, પ્રપાતની, સરોવરની અને સાગરની 'જીવનલીલા'એ કાકાસાહેબના હૃદયને જેટલું ભાવપ્રવણ કર્યું છે તેટલું અન્ય પ્રકૃતિતત્ત્વોએ નહિ કર્યું હોય જીવનના પ્રતીક સમી નદી ક્યાંથી આવી અને ક્યાં જાય છે એ ગૂઢ પ્રશ્ન એમના ચિત્તમાં કુતૂહલ પેદા કરે છે નદી એ તો નદીમાતૃક પ્રદેશની માતાઓ છે "રત્નપ્રદાયિની એ માતાઓનું દર્શન અને ધ્યાન એમનામાં વસેલે વત્સલ માતા પ્રત્યે હોય એવો, માતૃભક્તિનો ભાવ જન્માવે

૫ 'હિમાલયનો પ્રવાસ' પૃ ૧૩૭
૬ 'ઓતરાતી દીવાલો', પૃ. ૯ ૩૧, ૩૭
૭ 'ઓતરાતી દીવાલો', પૃ ૪૮

છે નાની માર્કંડી નદી એમની "નાનપણની સખી" છે એનો સહવાસ એમને આનંદનિમગ્ન કરે છે એની સાથે ગોષ્ઠી કરીને એઓ પોતાનો પ્રેમ વ્યક્ત કરે છે અને એના પ્રેમથી આર્દ્ર બને છે — એકબીજાની વાત ન સમજાય તે છતા એ નદી સાથેનુ એમનુ મિલન પ્રેમમિલન છે, ભાઈબહેનનુ ભાવભર્યું મિલન છે "સવાલ શો પૂછ્યો અને જવાબ શો મળ્યો એ તરફ ધ્યાન રાખવા જેટલી સ્વસ્થ વૃત્તિ પ્રેમમિલન વખતે ક્યાથી રહે? ૮ સિંધુની, પાચ નદીઓના પ્રવાહોનો "મોટો હુમલો ઝીલી, પચાવી, પોતાનુ જે નામ કાયમ કરનાર શક્તિ" અને "જીવનની ઉદાર કૃપા અનેક રીતે ફેલાવતી" એ સરિતાનુ, મભૂત અર્થનો પરાર્થે ત્યાગ કરવામા પ્રત્યક્ષ થતુ આર્ય રાજાઓનુ અનુકરણ કાકાશ્રીમા અહોભાવ ઉપજાવે છે ૯ એવો જ અહોભાવ એઓ નજકાય પ્રાચીન પહાડને વીંધતી, "નમ્ર છતા આગ્રહી જીવનધર્મી સત્યાગ્રહી અથોભ નીર" વહાવતી ગુચ્છુપાની નદીને જોઈને અનુભવે છે ૧૦

આશ્ચર્યભાનથી જોયેલો ધોધ કાકાસાહેબને એ સ્થાન જોઈને સૂઝેલા (જન્મેલા) ભાવોનુ એકાદ તાડવસ્તોત્ર રચીને એની ઉદ્દીપક વાઙ્મયી મૂર્તિ ઘડવાને પ્રેરે છે ધુવાધારના ભવ્ય પાવન દર્શને એમની પાસે આ ઉદ્ગાર કરાવ્યા છે

"નિસર્ગયાત્રાથી પ્રથમ કુતૂહલ જાગ્રત થાય છે, તેમાથી અદ્ભુતતા જન્મ લે છે અને તે સારી રીતે એકઠી થતા, એકાએક ભક્તિનો ઉમળકો બહાર પડે છે"૧૧

સરોવરનુ દર્શન એમને મિત્રદર્શન જેટલુ આહ્લાદક લાગે છે ઉપરાત "સરોવર પોતાની અરીસા જેવી શાન્તિ દ્વારા માણસને આત્મપરિચય પામવાનુ પ્રોત્સાહન આપે છે"૧૨ અહીં મૈત્રીરૂપ રતિભાવનો આલબન વિભાવ બનેલુ સરોવર તરત જ શાન્ત રસનો, પ્રો સાહક શાન્ત વીર રસનો, ઉદ્દીપનવિભાવ બને છે આ ગ્રથમા અનેક સ્થળે જેનો સમુચિત સુભગ ઉપયોગ થયો છે એવા 'જીવન' શબ્દનો શ્લિષ્ટાર્થ પ્રયોગ કરીને કાકાસાહેબ કહે છે

"સરોવરમા આપણને જીવનની પ્રસન્નતાનુ દર્શન થાય છે, જ્યારે સાગરમા જીવનની પ્રક્ષુબ્ધ વિરાટતાનો સાક્ષાત્કાર થાય છે"૧૩

શિવનાથ નદીની યાત્રા દરમ્યાન ઝારસુગડા સ્ટેશન પાસે જતા વચમા

૮. 'જીવનલીલા' પૃ ૩
૯ 'જીવનલીલા', પૃ ૧૩૫.
૧૦ 'જીવનલીલા', પૃ. ૨૨૦
૧૧ 'જીવનલીલા', પૃ ૧૭૬
૧૨. 'જીવનલીલા', પૃ ૧૩૭
૧૩ 'જીવનલીલા', પૃ ૧૩૭

રસ્તા તરફથી વહેતી એક સુંદર નદીમાં પાણી ભાત જોઈને શ્રી કાલેલકરે જે ઉદ્દગારવચન ઉચ્ચાર્યું તે, નદીજનિત ભાવ રજૂ કરવા સાથે, કલાધર્મનું રમણીય પ્રતિપાદન કરે છે "આ નદીની ભાત પણ કશું બોલ્યા વગર, કશો બોધ આપ્યા વગર, હૃદય સુધી પહોંચતી હતી અને ત્યાં પોતાની મધુરની છાપ પાડતી હતી એનું નામ તે સાચી કળા"[૧૪] હું ઉમેરીશ કે આનું નામ તે સહૃદયતા

કાકાસાહેબના પ્રકૃતિ પ્રત્યેના, જેનું આલંબન પ્રકૃતિ જ છે એવા, પ્રેમ, આશ્ચર્ય, ભક્તિ આદિ ભાવ, એમના આર્ય હૃદયમાંથી સ્ફુરતા હોઈને પાશ્ચાત્ય પ્રકૃતિપ્રશંસક કવિઓના ભાવો કરતાં વિલક્ષણ છે એમાં ઋગ્વેદકાલીન ઋષિકવિઓની પ્રકૃતિ પ્રત્યેની ભક્તિ, પ્રકૃતિનાં તત્ત્વોને દેવત્વ અર્પવાની કાવ્યમય કલ્પના અને એમના સાન્નિધ્યમાં અનુભવાતી ધન્યતા છે એના સ્તોત્રોમાં પણ, સર્વગત પરમતત્ત્વની વિભૂતિ નિરખવા દૃષ્ટિમાં જોનારી તત્ત્વવિમર્શિની દૃષ્ટિ છે એમાં જે કાવ્ય છે તે તત્ત્વજ્ઞાનનું જ કાવ્ય છે એ તત્ત્વજ્ઞાન પામવાને અધ્યયનની અને મનનની અપેક્ષા રહેતી નથી, એ દર્શનમાં સૂર્યનો દૃષ્ટિમોચી – આંખને આંજી નાખતો પ્રચંડ પ્રકાશ નથી પણ એક ક્ષણમાં સૂક્ષ્મને પ્રત્યક્ષ કરાવતો વીજઝબકાર છે આ લખું છું તે કાકાસાહેબે જ કવિ કેશવસુતની કાવ્યપંક્તિઓ ટાંકીને એની નીચે આપેલા એના અર્થવિસ્તારને સ્મરણમાં રાખીને લખું છું "ધ્યાન અને તપસ્યાથી ઋષિમુનિઓ જે તત્ત્વનું સ્પષ્ટ દર્શન કરે છે તેનું સહેજ સ્પષ્ટ અને સહેજ ઝાંખું દર્શન કવિઓને સહેજે થાય છે. તેથી જ કેશવસુતે ધૂમસવાળા પ્રભાતકાળને કવિહૃદયની ઉપમા આપી છે"[૧૫])

સંસ્કૃત ભાષાના અર્થસૌરભથી મહેકતા શબ્દકુસુમોની કાકાસાહેબને સહજ ત્વરિત ઉપસ્થિતિ થાય છે તત્કાળ નજર સામે રહેલ પ્રકૃતિતત્ત્વે જન્માવેલો ભાવ ઘનીભૂત થઈને એક શબ્દમાં સમાઈ જાય છે અને એ શબ્દ, શ્લેષના પ્રભાવે, બીજો જ – પૂર્વનો અને અપ્રત્યક્ષ – ભાવ આણીને પ્રસ્તુતભાવની અગોઅડ ખડો કરી દે છે, એ બે ભાવોનું તાદાત્મ્ય પણ તે સાધે છે (ઉદાહરણો 'જીવનલીલા'માંથી છે) —

"ચાલી ! એ જીવનયાત્રા ચાલી ! એક પછી એક, એક પછી એક, દીવાઓ પોતાના ભાગ્યને જીવનપ્રવાહમાં છોડી દે છે" (પૃ ૨૬)

૧૪ 'જીવનલીલા', પૃ ૧૮૬

૧૫. 'ઓતરાતી દીવાલો', પૃ ૮–૯

"આખરે બન્નેએ નક્કી કર્યું કે બન્નેએ દાક્ષિણ્ય કેળવી સરિત્પતિનાં દર્શને જવું." (પૃ. ૧૭)

"અને ષટ્-વર્ધન શ્રીકૃષ્ણના સુદર્શન જેવા તેટલા જ રેંટિયા પણ આ ધર્મભૂમિમાં ચાલતા કરવા છે." (પૃ. ૮)

"ચંચળતા ક્યાંય સ્થિર થઈ હોય તો અહીં." (પૃ. ૨૭૧)

ઉચ્ચારસામ્યથી ઉપસ્થિત થતા ભિન્નાર્થ શબ્દોનો પણ અર્થનું વહન કરતો બહુદ-પ્રયોગ કાકાશ્રી અનેક વાર કરે છે:

"આ સૂક્ષ્મ જીવનકણોએ અમારી આ જીવનક્ષણોનું સાર્થક્ય કર્યું." (પૃ. ૧૭૬)

"બંડ ગાર્ડનમાં લક્ષાધીશ અને ભિક્ષાધીશ લોકોનો સંગમ થાય છે." (પૃ. ૧૦)

"અટકે પણ પરદેશીઓને અંદર આવતા અટકાવવાને બદલે ભારતવાસીઓને બહાર જતા અટકાવ્યા. . . . મહમદ કે બાબરને પણ અટક નડી." (પૃ. ૧૩૪).

આકાર-સાદૃશ્યથી અતિશયોક્તિ સૂઝી, એમાં ગુજરાતીનો ભાષારૂઢિ પ્રયોગ ભળ્યો જેણે શ્લેષ અર્પ્યો, એમાંથી સમાસોક્તિ નીપજી અને અપ્રસ્તુતની વ્યંજના થઈ, અને એ વ્યંગ્યાર્થ સાથે આકારનો સહયોગ થતાં વ્યંગ્યાર્થ સંકુચિત, અમુક જ સ્થળે જઈને બેસે, એવો થયો. આ લાંબું વર્ણન જે વાક્યને લાગુ પડે છે તે વાક્ય આ :—

"મતલબી હોડીઓને પોતાની ત્રિકોણી પાઘડી ફેરવતાં વાર નથી લાગતી." (પૃ. ૧૩)

(સઢના ત્રિકોણાકારથી ત્રિકોણ પાઘડી સૂઝી; 'પાઘડી ફેરવતાં' એ રૂઢપ્રયોગે વેપારી વર્ગને આણી મૂક્યો; એ આવતાં વળી પાઘડીનો ત્રિકોણ આકાર પાછો આવ્યો અને વાચકના ચિત્તને અમુક કોમ પ્રત્યે ઘસડી ગયો.)

કાકાસાહેબ તરફ વાગ્બાણ છોડનારે ઢાલ સજ્જ રાખવી પડે — નહિ તો દિશા ઉલટાવીને પાછું ફરેલું, તીક્ષ્ણતર બનેલું, એ બાણ મૂળ બોલનારનું મર્મ વીંધે, એવું આ સંવાદ આપણને શીખવે છે :—

"એ એકદમ બોલી ઊઠ્યા, 'બસ કરો, કેવી વાનરભાષા બોલો છો ?' મેં એમને કહ્યું, 'તમે ભૂલો છો. આ તમારી ભાષા નથી, સંસ્કૃત છે.'" (પૃ. ૨૫૩)

એમણે કહ્યું છે "હું પ્રકૃતિ પાસે કલાની દીક્ષા લઉં છું" ભાષાની જનની આપણી સંસ્કૃતિ પાસેથી એમણે હારવરસની દીક્ષા લીધી છે

પ્રકૃતિના તત્ત્વોને પોતાના ભાવના કારણ – આલંબન – કલ્પવા એના પાયામાં અંગ્રેજીમાં જેને Personification કહે છે તે માનવધર્મારોપણનો કલ્પનાવ્યાપાર છે જીવનસમૃદ્ધ સરિતાઓને, સંતાનને પોષતી પયસ્વિનીઓને, માનવભાવ અનુભવતી કલ્પવી એ પ્રકૃતિ સમુચિત, કુદરતનો જેને ટેકો છે એવા, કવિકર્મમાં ભાષાસમૃદ્ધિ શ્લેષ સમાસોક્તિ દ્વારા બહુ સહાયકરી નીવડે છે, અને એ રીતે કાકાશ્રીએ 'જીવનલીલા'માંથી પ્રકટાવેલી અને માણેલી ભાવસમૃદ્ધિ વાચકને પણ ભાવસભર કરે છે

નદીઓ જોઈના કાકાસાહેબના આ ભાવવિનિમયમાં એમનું પોતાનું 'જીવન કવિ'નું હૃદય ભાવનો આશ્રય છે – ભાવને અનુભવનાર છે અને તે નદીઓની 'જીવનલીલા' એ ભાવનો આલંબનવિભાવ છે, અને ભાવાશ્રય નાયકને જેમ આલંબનભૂત નાયિકા ભાવનું પ્રત્યર્પણ કરે તેમ નદીઓ કાકાશ્રીને વાત્સલ્યભાવથી આર્દ્ર કરે છે

માણસનું સર્વસ્વ એની બુદ્ધિમાં છે એના કરતાં વધારે એના હૃદયમાં છે હૃદયને કેળવવાનું કામ તો બુદ્ધિના વિકાસ અને સદાચારથી જ થઈ શકે છે પણ હૃદયને જાગ્રત કરવાનું કામ સંગીતથી સરસ રીતે થઈ શકે છે માટે હૃદયને હમેશાં સંગીતથી પલાળવું જોઈએ સંગીતભીનું હૃદય સહેલાઈથી સંસ્કારો લઈ શકે છે

'જીવનસંસ્કૃતિ' પૃ ૧૮૩ કાકાસાહેબ કાલેલકર

# ભારેલું સંસ્કૃત

ગૌરીપ્રસાદ ચુ. ઝાલા

કાકા કાલેલકરે કાવ્યરચના કરી હોય કે ન કરી હોય તોપણ તેનો જીવ કવિનો જીવ છે. કવિની પ્રતિભા પોતાના વિષયને અનેક રીતે અને અનેક રૂપે જોઈ શકે છે – સાદૃશ્ય ન હોય એવી વસ્તુઓમાં પણ સાદૃશ્ય જોઈ શકે છે. આને પરિણામે કવિના દર્શનમાં સમૃદ્ધિ અને સમગ્રતા આવે છે. 'જીવનનો આનંદ', 'રખડવાનો આનંદ', 'જીવનલીલા', 'હિમાલયનો પ્રવાસ' વગેરેમાં સંગ્રહાયેલા લેખોમાં દર્શનની આવી સમૃદ્ધિ અને સમગ્રતા પ્રતીત થાય છે: કેટલાયે લેખો ગદ્ય-કાવ્ય બની રહે છે. આ લલિતોદાત્ત નિબન્ધો નોંધો અને નિબન્ધિકાઓમાં રમ્ય કલ્પના-લીલા સાથે સંસ્કૃત સાહિત્યની સૌરભ મહેકે છે. કાકાસાહેબનો સંસ્કૃત-સાહિત્ય – વૈદિક સંહિતા, ઉપનિષદો, રામાયણ, મહાભારત, પુરાણો, મનુસ્મૃતિ, કાવ્યો, નાટકો, સ્તોત્રો વગેરેનો પરિચય વિશાળ ફલકવાળો છે. એ પરિચય એમણે એવો આત્મસાત્ કર્યો છે કે તે કલ્પવૃક્ષની પેઠે ફળતો રહે છે. ગમે તે વિષય હોય, ગમે તે પ્રસંગ હોય કે ગમે તે દૃષ્ટિકોણ હોય, કાકાસાહેબનું સંસ્કૃત-શ્રોત્રિયત્વ આ નિબંધોમાં 'बहुधा विश्वतोमुखम्' ફોરી ઊઠે છે.

સાધારણ રીતે, પ્રવાસવર્ણન કરનારો લેખક પોતે જોયેલાં સ્થાનોની વિશિષ્ટતા કે મહત્તાને મૂલવવા જતાં તે તે સ્થાનોના ભૂતકાળને યાદ કરવાનો. કાકાસાહેબમાં 'ભમતા રામ' અને 'રમતા રામ'નો સુભગ સમન્વય થયો છે. 'હિમાલયનો પ્રવાસ', 'રખડવાનો આનંદ', 'જીવનલીલા' વગેરેમાં પ્રવાસવર્ણનના લેખો સંગ્રહાયા છે. ભારતમાં ચારે ખૂણે પરિભ્રમણ કરતાં કાકાસાહેબે તીર્થક્ષેત્ર અને કલાધામો, મંદિરો અને મસ્જિદો, નગરો અને જીર્ણ અવશેષો, પર્વતો અને પર્વતરાજિઓ, નદીઓ, સંગમો અને વિશાળ સાગરનાં દર્શન કર્યાં છે. આપણા દેશમાં તો લગભગ દરેક નદી, પર્વત, તીર્થ, સાગરકાંઠો અને વૃક્ષ સુધ્ધાં સાથે કોઈ ને કોઈ પ્રાચીન

પૌરાણિક કે ઐતિહાસિક કથા સકળાયેલી હોવાની કોઈ ઋષિના યજ્ઞયાગની કે તપશ્ચર્યાની કે કોઈ દેવ, ગન્ધર્વ કે અપ્સરાના વરદાન કે શાપની કે પરાક્રમ કે લીલાની કથા પુરાણોમા ગવાયેલી હોવાની આવા પ્રાચીન ઉલ્લેખોના સૂચન કે વર્ણન દ્વારા વર્ણનવિષયભૂત સ્થાનની વિશિષ્ટતા તરફ અગુલિનિર્દેશ કરવાનુ કેમ ચૂકાય ? કાકાસાહેબે ધૃષ્ણેશ્વર જ્યોતિર્લિંગનું વર્ણન આરભતા બારેય જ્યોતિર્લિંગની નામાવલિ અને ભૌગોલિક સ્થિતિનો નિર્દેશ કર્યો છે ('રખડવાનો આનદ', પૃ ૧૦૧) 'દક્ષિણગગા ગોદાવરી' મા રામ સીતાના જીવન કારુણ્યને કવિહૃદયે ઝીલ્યુ છે ('જીવનલીલા', પૃ ૨૮). 'ઉભયાન્વયી નર્મદા'મા 'નર્મદાષ્ટકની પક્તિઓ ટાકી છે તેને બાદ કરીએ તોપણ એ લેખ નર્મદાના महिम्न स्तोत्र જેવો છે ('જીવનલીલા') 'ગોકર્ણની યાત્રા'મા એ તીર્થની ઉત્પત્તિ વિશે પૌરાણિક કથા આપી છે ('જીવનલીલા' પૃ ૮૭) નાની માર્કંડીને પણ માર્કંડેય આખ્યાન સભળાવ્યુ છે ('જીવનલીલા', પૃ ૩)

ભૂગોળની પેઠે ખગોળના સૌદર્ય અને ભવ્યતામા રાચતા કાકાસાહેબ સપ્તર્ષિ મડળના ઋષિઓની ઓળખાણ આપે છે, મૃગ અને વ્યાધની – દક્ષયજ્ઞ અને મહાદેવની – પૌરાણિક કથાને સભારી આપે છે, સપ્તર્ષિમડળની નજીકમા દેખાતા સારમેય યુગલની ઉત્પત્તિ દેવાસુરો વચ્ચેની સ્પર્ધામાથી શી રીતે થઈ તે સમજાવતી વૈદિક કથા પણ કહે છે ('જીવનનો આનદ', પૃ ૧૬૫)

કાકાસાહેબ સસ્કૃત શબ્દો યોજે છે તેમા પણ કેટલી અર્થદ્યોતકતા અને સસ્કારોદ્બોધકતા રહી છે ! ઉષાને 'વાજિનીવતી' (જી આ પૃ ૧૨૧) કહીને અને 'આપણા લોકો હવે પહેલાના જેવા ઉષર્બુધ રહ્યા નથી' (જી આ પૃ ૮૮) એ વિધાનમા 'ઉષર્બુધ' પદનો પ્રયોગ કરીને કાકાસાહેબ આપણા ચિત્તમા છેક ઋગ્વેદસહિતાના સસ્કારો જગાડે છે 'જીવનનો આનદ'ની પ્રસ્તાવનામા જ વ્યાકરણશાસ્ત્રની 'પરસ્મૈપદી' 'આત્મનેપદી' વગેરે પરિભાષાનો કેવો દ્યોતક વિનિયોગ સર્જનપ્રક્રિયાના ક્ષેત્ર પરત્વે કર્યો છે ! "તુ તો હમેશનો છાત્રદેવ રહ્યો" (જી આ પૃ ૧૭૮) – આ 'છાત્રદેવ' તૈત્તિરીયોપનિષદના 'मातृदेवो भव। पितृदेवो भव।' વગેરે અનુશાસન વાક્યોના ભણકાર સભળાવે છે

સસ્કૃત સાહિત્યમાથી અવતરણરૂપે અપાયેલા શ્લોકો, શ્લોકાર્ધો, પદસમૂહો કે પદો આ સગ્રહોમાના લેખોને 'पण्डित બનાવવાની સાથે 'मण्डित' પણ કરે છે અવતરણો(quotations)ની બાબતમા લેખકોના ત્રણ

પ્રકાર ગણાવી શકાય. પહેલો પ્રકાર છે અવતરણમુગ્ધ લેખકનો. આ પ્રકારનો લેખક જરૂર ન હોય તોપણ અવતરણો વિના સંતોષ પામતો નથી; કદાચ પાંડિત્યપ્રદર્શનની લાલસાથી કે પોતાની અશક્તિ કે મર્યાદાને ઢાંકી દેવાની વૃત્તિથી પણ અવતરણોનો આશ્રય લેવાને એ પ્રેરાતો હોય એવો લેખક દેખીતી રીતે જ પરોપજીવી છે બીજો પ્રકાર છે અવતરણપ્રિય લેખકનો આ પ્રકારનો લેખક પોતાના વિચારોના નિરૂપણમા કોઈ અનુકૂળ પ્રતિષ્ઠિત વચન મળી જાય તો પોતાના વક્તવ્યના સમર્થન માટે અથવા સ્પષ્ટીકરણ માટે એ વચનનો અવતરણ તરીકે ઉપયોગ કરે છે અને ત્રીજો પ્રકાર છે અવતરણરસિક લેખકનો આ પ્રકારના લેખકના વિચારો તથા નિરૂપણ વગેરે स्वके महिम्न्यवस्थित હોય છે એના નિરૂપણમા ઉપયોગમા લેવાયેલા અવતરણો પુચ્છ પ્રતિષ્ઠા-રૂપના નથી હોતા લેખકના વિચારના સમગ્ર નિરૂપણમા અવતરણો એકરસ – સમગ્ર – થઈ ગયે છે જેમ ઉત્તમ કાવ્યમા પ્રયોજાયેલા અલંકારો अपृथग्यत्ननिर्वत्य હોય છે તેમ અવતરણો પણ આ પ્રકારના લેખકની કૃતિમા અકૃત્રિમ અને અનાગન્તુકરૂપ ધારણ કરે છે અને કૃતિની સમૃદ્ધિને ઉપસાવે છે અવતરણોની બાબતમા કાકા કાલેલકરને આ પ્રકારના લેખકની કોટિમા મૂકી શકાય

'જીવનનો આનંદ'મા શિર સૂત્ર તરીકે મૂકેલુ તૈત્તિરીયોપનિષદનુ વચન જુઓ. को हि एव अन्यात् ? क प्राण्यात् ? यद् एष आकाशे आनन्दो न स्यात् ॥ પ્રકૃતિના દર્શનમા 'કેવળ સૌન્દર્યપ્રતીતિ અને ભવ્યતામૂલક ઉન્નતિ'ની અપેક્ષા રાખીને કરાયેલા પ્રકૃતિ નિરૂપણમા આ સૂત્ર સ્થાયાસ્વર તરીકે ગુંજ્યા કરે છે એ જ રીતે 'જીવનલીલા'મા 'विश्वस्य मातरः सर्वा' એ શિર સૂત્રની યથાર્થતા 'સરિતા સંસ્કૃતિ' અને બીજા લેખોમા સ્પષ્ટપણે વ્યક્ત થાય છે. ગગાયમુનાના સગમનુ 'સુન્દર દશ્ય' क्वचित्प्रभालेपिभिरिन्द्रनीलैः વગેરે શ્લોકોમા એ જ દશ્યના કાલિદાસે રઘુવંશમા કરેલા વર્ણનની લલિતોદાત્ત વાણી દ્વારા માણે છે ('જીવનલીલા' પૃ ૨૧) મૃગ અને વ્યાધનુ વર્ણન કરતા શાકુન્તલની પ્રસિદ્ધ ઉત્પ્રેક્ષા मृगानुसारिण साक्षात्पश्यामीव पिनाकिनम् । અવતારીને ઉમેરે છે. " આમા 'સાક્ષાત્' શબ્દ આકાશ તરફ હાથ કરીને બોલવાનો હોય છે " (જી આ પૃ ૧૩૩)

પણ પ્રાચીન સાહિત્યના પ્રસગો કે પાત્રોનો ઉલ્લેખ અથવા પ્રાચીન કૃતિઓના પદ કે પદાવલીઓનો પ્રયોગ સવિશેષ તો કલ્પનાનુપ્રાણિત પરિસ્થિતિમા થતો નજરે આવે છે 'કુદરતઘેલા' અને સૌન્દર્યપિપાસુ કવિચિત્તની કલ્પના ઉત્તેજાઈને ચમક્યા કરે છે અને તેમા સાત્ત્વિક ઔચિત્યથી

ઉલ્લેખાયેલા પ્રાચીન સાહિત્યના અંશો ભળતા તે પારિજાતની પેઠે ખીલી ઊઠે છે આ સ્થિતિમાં અવતરણો અવતરણો રહેતા નથી નિરૂપણના તાણાવાણામાં અવનવી ભાતની પેઠે વણાઈ જાય છે અને મૂળ સંદર્ભના સંસ્કારોની છાયામાં કોઈ અપૂર્વ ભાવનાસૃષ્ટિ સર્જે છે સંસ્કારોદ્‌બોધકતા ( allusiveness ) કાકાસાહેબની શૈલીનો વિશેષ ગુણ છે

પહેલા, આ બે ત્રણ સરળ ઉદાહરણો જુઓ અનુરાધાપુરના બોધિ વૃક્ષના પાંદડા એક વાર ખરી પડવા માંડ્યાં એટલે લોકોએ " દૂધના ઘડા ભરી આણી એના મૂળિયાને સિંચન કર્યું અને એ વૃક્ષ અને ચ્યવનઋષિની પેઠે ફરી જુવાન થયું ' ( ૨ખ આ પૃ ૧૩૯ ) મેઘ ઇન્દ્રધનુષ, વરસાદની ઝડી અને વિદ્યુલ્લતાનું નૃત્ય જોઈને ઉર્વશીની પાછળ ગાંડા થનાર પુરૂરવાની યાદ આવે જ પણ પોતાની નાની ભત્રીજીની ગભરામણ જોઈને સમભાવથી પ્રેરાઈને न खलु न खलु बाण: सन्निपात्योऽयमस्मिन् આ શાકુન્તલના વચનોને સંભારી લેવાનું કાકાસાહેબ ચૂકતા નથી (જી આ પૃ ૧૦) મનોરા બેટ ઉપર ઉન્મત્ત રીતે અને અવિરત અફળાતા સમુદ્રના પ્રચંડ મોજાંઓને જોતા ' જાણે વીરભદ્ર તમામ શિવગણોને ભેગા કરી મોજાંના રૂપમાં અહીં પ્રલયકાળ ભજવવા માગે છે ! ' ( જી આ પૃ ૨૦૨ ) એવા પ્રાચીન ઉલ્લેખથી મોજાંના ભીષણ તાણ્ડવનું ચિત્ર રજૂ કરે છે હવે, કાકાસાહેબની વિશિષ્ટ શૈલીના આ ઉદાહરણો જુઓ ચોમાસામાં ' મધ્યા સમયે વાદળા પાછળ અર્ધ ઢંકાયેલા સૂર્યની શોભા વાલ્મીકિના કાવ્ય જેવી ઉજ્જ્વળ હોય છે ' ( જી આ. ૧૩૧ ) " દક્ષિણ તરફ અને ઉત્તર તરફ આછા વાદળાંઓની વીચિ છે સિંહાસન ઉપર બેસેલા રામચંદ્રના મુખ ઉપરનું જાણે સૌમ્ય સ્મિત જ ' ( જી આ પૃ ૮ ) ' અંતઃસૃષ્ટિના શોધક ઋષિઓ અને બાહ્ય સૃષ્ટિના શોધક વિજ્ઞાનશાસ્ત્રીઓના મનમાં દીર્ઘકાલીન ધ્યાન પછી જ્યારે કોઈ એકાદ સાર્વભૌમ કલ્પના જાગે છે ત્યારે એમના વદન પર જે આશા અને પ્રસન્નતા, મહત્તા અને ઉત્સાહ પ્રગટ થાય છે તે જ ગયુ પૂર્વ દિશાના મોઢા ઉપર બ્રાહ્મમુહૂર્તે દેખાવા લાગે છે એની જાદુઈ અસર ચરાચર ઉપર થાય છે કાળનિદ્રામાંથી જાગતા સત્યવાનના મોઢા ઉપર જેમ ફરી કળા જામવા લાગી અને તેથી સાવિત્રીના હૈયામાં આનંદ સ્ફુરવા લાગ્યો, તેવી જ રીતે સૃષ્ટિ ઉપર પ્રભાતની આશા પથરાવા લાગી અને દ્વિજગણોને એકદમ ગાવાનું સૂઝ્યું ' ( જી આ પૃ ૫૮ ) કાકાસાહેબ કોઈક વાર " પટવર્ધન શ્રીકૃષ્ણના સુદર્શન જેવા તેટલા જ રેંટિયા પણ આ ધર્મભૂમિમાં ચાલતા કરવા છે ' ( 'જીવનલીલા', પૃ ૮ )માં ' પટવર્ધન ' જેવો બાણનું

સ્મરણ કરાવે તેવો શ્લેષ બુદ્ધિચાતુર્યથી વાપરે છે એ ખરું, છતાં પ્રધાન પણે એમની કલ્પના આવા કેવળ શુષ્ક ઉલ્લેખોથી દૂર રહેતી દેખાય છે. મધ્યાસમયે પશ્ચિમના રંગવૈભવનો જરાયે દ્વેષ ન કરતી પ્રાચીને 'અનસૂયા' જેવું અભિજાત વિશેષણ આપવું (જી આ પૃ ૩૦), મદ્રાસ પાસે અડયાર નદી "સમુદ્ર તરફ હૃદય સમૃદ્ધિનો કાપ લઈ આવે છે અને સમુદ્ર ચિડાઈને એની આગળ રેતીનો એક બાધ ઊભો કરે છે ખંડિતાનુ એ દૃશ્ય " ('જીવનલીલા', उपस्थान)—અહીં નદી માટે ખંડિતાનાયિકાની કલ્પના કરવી, કે મોજાઓનું તાડવ અને તેનો પ્રચંડ તાલ જોઈને શિવતાડવગ્રોના પ્રમાણિકાવૃત્તની કલ્પના કરવી – આવા ભાવપ્રધાન ઉલ્લેખો તો આ લેખોમાં ચોમેર વેરેલા પડ્યા છે

કાકાસાહેબની શૈલીની મરકારોદ્બોધકતા( allusiveness )ના કેટલાક ઉદાહરણો આપણે જોયા પણ આ શૈલીનો નિતાન્તસુન્દર ઉન્મેષ તો ભારોભાર કાવ્યતત્ત્વથી ભરેલો છે સન્ધ્યાકાળે "ક્ષિતિજ ઉપર (ચિત્રા અને સ્વાતિ) બન્ને એકી વખતે ઊગતી હોય છે તો પણ ચિત્રાના પગલા હળવા અને દૂર દૂર પડવાને કારણે તે ઝડપથી ઉપર ચડે છે જ્યારે સ્વાતિ પોતાના તેજના ભારથી અલસગમના હોય એ સ્વાભાવિક જ છે" (જી આ પૃ ૧૮) સ્વાતિનુ આ વર્ણન વાચતા કયા સહૃદયને મેઘદૂતની श्रोणीभारादलसगमना નાયિકા સ્મૃતિપટમાં નહિ ઊતરી આવે? રાત્રે આકાશમાં વાદળાઓથી તારાઓ ઢંકાઈ ગયા હોય ત્યારે "કવચિત્ પાતળા મેઘના ઝીણા બુરખામાથી એકાદ તારકા સ્પષ્ટાસ્પષ્ટ લકલક થવા માંડે ત્યારે આ અવગુંઠનવતી વળી કોણ છે એવું કુતૂહલ ઉત્પન્ન થઈને (જી આ પૃ ૧૭) – આ વર્ણન તપસ્વીઓની સાથે આવેલી શકુન્તલાને જોતા દુષ્યન્તના મોમાથી નીકળેલા 'कास्विदवगुण्ठनवती बाला' વચનોના ભણકાર જગાડે છે દરિયાકાંઠે શખલા વીણવા કે નહિ એ પ્રશ્નને રજૂ કરતા લેખનુ શીર્ષક 'कथं न ज्ञेयमस्माभिः' (જી આ ૧૮૦) અર્જુનના મનોમન્થન જેવું જ મનોમન્થન સમર્થ રીતે સૂચવે છે ખરું કહીએ તો ભગવદ્ગીતાના વચનો કે પદોના પ્રયોગો તો આ લેખોમાં ઠામઠામ નજરે આવે છે – મોટે ભાગે અવતરણ રૂપે પણ કોઈ વાર પ્રચ્છન્નરૂપે પણ "ધર્મના એટલે કે સદાચારના પાયા પર શ્રદ્ધાયુક્ત રચાયેલી કળા રસગભીર હોય છે, પ્રાણપોષક હોય છે, અનન્તવીર્ય અને અમિતવિક્રમ હોય છે" (જી આ પૃ ૨૨૫) સાવધાન ન હોઈએ તો અહીં ગીતાના અગિયારમા અધ્યાયના 'अनन्तवीर्यामितविक्रमस्त्वम्' વાક્યનુ સ્મરણ ન પણ થાય ભાવનગરના

ગૌરીશંકર તળાવનું વર્ણન કરતાં કહે છે, "સામેની ટેકરીએ માથું ઊંચું ન કર્યું હોત તો આ ગંધવતી પૃથ્વી ક્યાં પૂરી થાય છે અને નિઃશબ્દ આકાશ ક્યાં શરૂ થાય છે એ જાણવું કોઈ પંડિતને પણ અઘરું થઈ પડત" (૨૫ આ પૃ ૧૩) આ સુન્દર ચિત્રને गन्धवती पृथ्वी અને शब्दगुण आकाशम् એવી વ્યાખ્યાઓમાં રાચતો નૈયાયિક તો ન જ સમજી શક્યો હોત!

કાકાસાહેબે આવા પ્રાચીન ઉલ્લેખો વિનોદી શૈલીમાં અને કટાક્ષપૂર્વક પણ કર્યા છે આ ઉલ્લેખોમાં અનોખી તાજગી અનુભવાય છે "કોયલનું અસહાય બચ્ચું પકડીને તેને ખાઈ નાખનારો કોઈ ગાયનકલારસિક શકાર પણ અહીં જેલમાં હોવાનો સંભવ નથી" (૭ આ પૃ ૫૨) મૃચ્છકટિકના શકારની મૂર્ખાઈ અને બડાશનો કેવો વિનોદી ઉલ્લેખ! એ જ લેખમાં "પક્ષીઓનાં સ્મૃતિશાસ્ત્રોમાં કોયલનું માંસ કયા કયા પક્ષીઓને ખપે" સ્મૃતિઓમાં ભક્ષ્યાભક્ષ્યના વિષયમાં કરાયેલા વિધિનિષેધો ઉપર નિર્દંશ કટાક્ષ અહીં જોઈ શકાય છે. કાવેરીની ખાણોમાંની રેતીમાંથી સોનું કાઢી લીધા પછી રેતી કશા કામમાં આવતી નથી "બિચારી રેતી પોતાના ઉપયોગ કરનાર ભવિષ્યના માનવીની રાહ જોતી અહીં શલ્યા થયેલી અહલ્યાની પેઠે તપસ્યા કરે છે" (૨૫ આ પૃ ૪૭) કેટલો હળવો અને કેવો સ્વાભાવિક લાગતો અહલ્યાનો ઉલ્લેખ છે! સોનું ધરતીના પેટાળમાંથી નીકળે છે તેનું વિનોદી શૈલીમાં નિરૂપણ કરતાં કહે છે કે સોનું ભગવાન પાસે ગયું અને પોતાના ગુણો જ પોતાના મારક થયા છે એની ફરિયાદ કરીને સાહાય્યની યાચના કરી "કિરીટકુંડળધારી હિરણ્યવપુ જવાબ શો આપે? એટલે સોનું ધરતી માતા પાસે જઈ બોલ્યું 'भगवति वसुधरे, देहि मे विवरम्'" (૨૫ આ પૃ ૫૧) કેવી વિનોદી શૈલી અને કેવો વિચિત્ર છતાં ઔચિત્યવાળો ભાવતો નિરાધાર શકુન્તલાના વાક્યનો પ્રયોગ! છેલ્લે, રેતીના ઢગલામાં સાયનાઇડ નાખીને પ્રવાહી બનાવી દઈને પછી જસતના પાતળા છોલણો ઉપર રેડે છે અને "કમભાગ્ય સાયનાઇડને જસત મળે કે એ તરત સોનું છોડી દઈ જસતને વળગે છે સાયનાઇડ કહેશે જસતની ખૂબી તમે શું જાણો? એની આગળ સોનાનો સહવાસ તુચ્છ છે. ખરેખર तत् तस्य किमपि द्रव्यं यो हि यस्य प्रियो जनः।" (૨૫ આ પૃ ૪૮) આ કેવું અન્તરંગ તો પ્રાચીન વાક્યના પ્રયોગની વિનોદી શૈલીનું અને વક્રતાનું ઉત્તમ ઉદાહરણ છે ભવભૂતિએ પોતે મકરંદ અને પુંડરીકનું તેમ જ હિમગિરિ અને ચન્દ્રકાન્તનું—એવાં ઉદાહરણો જ આપ્યાં છે ને? તો સાયનાઇડ અને જસતનો ગો વાક?

કાકાસાહેબના લેખોમાં અવતરણો અવતરણમાત્ર ન રહેતાં વિભૂતિરૂપ બની ગયાં છે

# કવિ અને સૌન્દર્યશોધક

ચંપકલાલ ડાહ્યાભાઈ વ્યાસ

કાકાસાહેબ કવિ છે. કવિ? હા, કવિ. એમણે જ એક સ્થળે કહ્યું છે તેમ, "કાવ્ય લખે તે કવિ એ વ્યાખ્યા અવ્યાપ્ત પણ છે અને અતિવ્યાપ્ત પણ છે. કાવ્ય જીવે તે કવિ એ જ સાચી વ્યાખ્યા છે."[1] આ અર્થમાં ગંગા અને યમુનાના ઉપાસક યામુન ઋષિ જો કવિ તો ભારતવર્ષની સંખ્યાબંધ સરિતાઓના મુગ્ધ ઉપાસક કાકાસાહેબ કવિ કેમ નહિ? મહાકવિ કાલિદાસની જેમ, હિમાલય ગંગા અને મહાદેવ પાછળ જેમની કલ્પના ગાંડી થઈ છે તે કવિ નહિ? અનંત આકાશમાં પરિભ્રમણ કરનાર, અસંખ્ય તારકોનો પરમ મિત્ર કવિ નહિ? 'લોકમાતા', 'જીવનનો આનંદ', 'હિમાલયનો પ્રવાસ', અને 'જીવતા તહેવારો'ના લેખક કાવ્ય જીવે છે અને લખે છે એ વિશે શો સંદેહ હોય! કાકાસાહેબ કવિ નથી તો કશું નથી. ગોવર્ધનરામની જેમ એમની ગદ્યકંડિકાઓ કાવ્યના અંશોથી સમૃદ્ધ છે. અલબત્ત, ગોવર્ધનરામ જેટલું કાવ્યત્વ એમનામાં છે એમ કહી શકાય તેમ નથી. પણ ગોવર્ધનરામ પછી જે બેચાર લેખકોનુ ગદ્ય કાવ્યઅંશથી સમૃદ્ધ થયું છે તેમાં કાકાસાહેબનુ સ્થાન મોખરે છે. મુગ્ધ સૌન્દર્યાસક્તિ, સમૃદ્ધ કલ્પના, સંસ્કારસભર ભાવનામયતા, પ્રસંગમાંથી કે હકીકતમાંથી રહસ્ય તારવતી બુદ્ધિ, સારા કવિને પણ શરમાવે તેવી સુરમ્ય ને સચોટ ઉપમાઓ શ્રી કાલેલકરને કવિપદના અધિકારી બનાવે છે:

"ગંગા શકુન્તલા જેવી તપસ્વી કન્યા દેખાય છે, જ્યારે કાળી યમુના દ્રૌપદી જેવી માનિની રાજકન્યા દેખાય છે."[2]

૧. 'હિમાલયનો પ્રવાસ', પૃ. ૨૨૩.
૨. 'લોકમાતા', પૃ. ૨૩.

"પ્રયાગ પછી ગંગા કુલવધૂની પેઠે ગંભીર અને સૌભાગ્યવતી દેખાય છે."[3]

"જેણે ભારતવર્ષના ક્ષત્રિય કુળનો અનેક વાર સંહાર જોયો છે એ યમુનાને પારિજાતના ફૂલસમી તાજબીબીનું અવસાન કેટલું મર્મભેદી થવાનું હતું? છતાં પ્રેમસમ્રાટ શાહજહાંના થીજેલા આંસુઓનું પ્રતિબિંબ પાડવાનું એણે સ્વીકાર્યું છે."[4]

"પ્રેમનો પ્રવાહ, પ્રેમનો વેગ અને પ્રેમનો પરિણામ વિશેનો નિરાદર મહાસિંધુ કરતાં પણ મોટો જ હોય!"[5]

સિન્ધુ અને બ્રહ્મપુત્રાનો ઉલ્લેખ કરતાં કહે છે

"શ્રી કૈલાસનાથે ભારતવર્ષને પોતાની બાથમાં લેવા માટે જાણે બે કારુણ્ય બાહુ પ્રસાર્યા હોય!"[6]

"આજે પણ નાશક પંચવટીમાં ફરીને જુઓ, ચોમાસામાં જાઓ કે ઉનાળામાં, આખી પંચવટી જાણે જટાયુની પેઠે 'સીતા સીતા'ની ઉદાસ વાણી બોલતી હોય એમ જ લાગે છે."[7]

"કેવું સુંદર! ઉપર પુષ્પક વિમાનમાં મેઘશ્યામ રામચન્દ્ર અને ધવલશીલા જાનકી ચૌદ વર્ષના વિયોગ પછી અયોધ્યા પહોંચવાને ઉતાવળા થયા છે, અને નીચે ઇંદીવરશ્યામા કાલિંદી અને સુધાજલા જાહ્નવી એકબીજાનો પરિરંભ છોડયા વગર સાગરમાં નામરૂપ તજીને વિલીન થવા દોડે છે એ દૃશ્ય જોઈ સ્વર્ગમાંથી પુષ્પવૃષ્ટિ થઈ હશે અને ભૂતલ પર કવિઓની પ્રતિભાસૃષ્ટિના ફુવારા ઊડ્યા હશે."[8]

બીજાની વાત જાણતા નથી પણ ઉપર્યુક્ત પ્રસંગનું કાલ્પનિક ચિત્ર જોઈ કાકાસાહેબનું કવિત્વ ગવાઈ જાય છે એ નિઃશંક છે. આવાં તો અનેક ઉદાહરણ આપી શકાય. કાકાસાહેબે પદ્યમાં લખ્યું નથી છતાં સાચા અર્થમાં કવિ છે કારણ કે તેઓ સૌંદર્યના પરમ ઉપાસક છે. એમનામાં સૌન્દર્યાસક્તિ ન હોત તો એ કવિ ન હોત. સૌન્દર્યનો તલસાટ એમને કવિ બનાવે છે. કવિ બનવાની એમની ઇચ્છા નથી છતાં પગલું બનાવે છે. આ તલસાટને કારણે તેઓ જ્યાં ને ત્યાં સૌન્દર્ય શોધે છે અને સૌન્દર્ય જડે છે ત્યારે જ પરિતૃપ્ત થાય છે પણ તેમને માટે સૌન્દર્ય મદ્યપાન નથી,

3 'લોકમાતા', પૃ. ૨૪
૪ 'લોકમાતા', પૃ. ૨૯
૫ 'લોકમાતા', પૃ. ૪૩
૬ 'લોકમાતા', પૃ. ૩૭
૭ 'લોકમાતા', પૃ. ૭૭
૮ 'લોકમાતા', પૃ. ૩૧

લહેજતદાર મિષ્ટ પીણું છે. સૌન્દર્ય પરમાત્માનો આવિષ્કાર છે અને સૌન્દર્યનો પરિચય સત્યનો પરિચય છે એવી એમની માન્યતા છે. જે સુંદર છે તે સત્ય છે અને તે જ કલ્યાણકારી છે. જે સત્ય છે તે સુંદર છે અને તે જ કલ્યાણકારી છે. 'સત્યમ્ શિવમ્ સુન્દરમ્' એક જ તત્ત્વનું વર્ણન કરનારા પર્યાય છે. આ માન્યતા પચેલી હોવાથી એમની સૌન્દર્યનિષ્ઠા સત્યનિષ્ઠાથી વેગળી નથી. બાવાઓ ઢોંગી, ધૂર્ત, આળસુ અને હરામનું ખાનારા છે એમ શિક્ષિતો માને છે. કાકાસાહેબ આ અણઘડ અને કદરૂપી લાગતી સંસ્થામાંથી સૌન્દર્ય શોધે છે અને એમનું એ સૌન્દર્યદર્શન સત્યદર્શનથી ભિન્ન નથી એમ સમજાય છે ત્યારે આનંદનો પાર રહેતો નથી :

"બીજું કાંઈ નહિ તો, આ દેશમાં કેવી રીતે રહેવાથી સારામાં સારી રીતે આરોગ્ય જાળવી શકાય છે એ બતાવવાની એમની સેવા દેશને માટે આજે પણ એટલી આદર્શરૂપ છે કે, સાધુઓ પર ખરચાતો પૈસો તેટલે દરજ્જે સાર્થ ગણાય. શું સંસારમાં રહીને લોકોની અધમ વૃત્તિને પોષીને ધન મેળવનાર અને મરતી વેળાએ પ્રાણ અને શઊર વગરનાં છોકરાંઓની ફોજ પાછળ મૂકી જનાર લોકો સમાજના હિતકારી અને સાધુઓ 'મફતનું ખાનારા'? અજબ છે એ ન્યાય!"[૯]

"ઐતિહાસિક અને ભૌગોલિક પુરાવા આપીને ચોપડી લખનારા વિદ્વાનોએ હિન્દુસ્તાનની રાષ્ટ્રીય એકતા સિદ્ધ કરી હશે, પણ તે રાષ્ટ્રીય એકતા ઉત્પન્ન કરવાનું શ્રેય તો સાધુઓને જ છે."[૧૦]

સૌન્દર્ય ને સત્ય વચ્ચે તત્ત્વદૃષ્ટિએ કશો ભેદ નથી એમ સમજાયા પછી સૌન્દર્યમાં વિલાસિતાને સ્થાન હોઈ શકે નહિ. જીવનશુદ્ધિની નિયામક નીતિ અને સૌન્દર્યજનિત ઉલ્લાસ પરસ્પર વિરુદ્ધ નથી. સૌન્દર્યદર્શન જીવનમાં ઉલ્લાસ પ્રેરે અને ઉલ્લાસની ક્ષણોમા પવિત્ર અને મંગલ વાતાવરણ અનુભવાય જે જીવન માટે માનવીને કેળવી શકે. સૌન્દર્ય આ દૃષ્ટિએ નીતિપ્રેરક છે. કાકાસાહેબની સૌન્દર્યાસક્તિ સત્યાસક્તિ છે, શુદ્ધ જીવનની આસક્તિ છે. આ કારણે સૌન્દર્યનો ઉપભોગ વિલાસ વડે નહિ, તપ અને ત્યાગ વડે થવો જોઈએ એમ તેઓ માને છે. એમની એ માન્યતાનુ મૂળ આપણી પ્રાચીન પ્રણાલિકામાં છે. ઉપનિષદનો ઉદ્‌ઘોષ છે : तेन त्यक्तेन भुञ्जीथाः । આ જીવન-દૃષ્ટિને પરિણામે આપણાં સૌન્દર્યસ્થાનો તીર્થસ્થાનો બન્યાં છે, જ્યારે

૯. 'હિમાલયનો પ્રવાસ', પૃ. ૧૧૮.
૧૦. 'હિમાલયનો પ્રવાસ', પૃ. ૧૧૯

પશ્ચિમના સૌન્દર્યસ્થાનો વિલાસના સ્થાનો બન્યા છે આ દૃષ્ટાન્ત તરફ ધ્યાન દોરતા કાકાસાહેબ પોતાની સૌન્દર્યદૃષ્ટિનો આપણને સરસ પરિચય આપે છે

"આપણા લોકોના મંદિરો એટલે જન્મભૂમિના કાવ્યમય સ્થાનો અમુક શિખર ઉત્તુંગ છે? ત્યાં કોઈ ઋષિ ધ્યાન ધરવા જઈ બેઠા જ છે અને ભક્તોએ ત્યાં એક મંદિર બાંધ્યું જ છે દક્ષિણ તરફ દોડનારી નદી અમુક ઠેકાણે ઉત્તરવાહિની થઈ છે? ચાલો ત્યાં આવો એક તીર્થ કરીએ. લોકો આવે અને પાવન થઈ જાય મોટી મોટી બે નદીઓ એકબીજાને મળે છે? તો એ પ્રયાગ ઉપર આપણા લોકોએ પોતાની નગરની વહેવડાવી જ છે બધી યાત્રાઓ પૂરી થઈ અને સમુદ્ર સુધી આવી પહોંચ્યા? ત્યાં ભક્તોએ જગન્નાથને અથવા સેતુબંધ મહાદેવને બેસાડ્યા જ છે"[૧૧]

ઉપયોગ દૃષ્ટિએ જરૂરી અને અનઘડ લાગતી દૃષ્ટાન્તમાંથી પણ એમની સૌન્દર્યશોધક દૃષ્ટિ, દહીંમાંથી માખણ તારવી લઈએ તેમ, સૌંદર્ય તારવી લે છે

"ચોરવાડના લોકોને એ સંગમ પર જ સ્મશાન બાંધવાનું શું સૂઝ્યું છે? અથવા એમાં પણ ઔચિત્ય નથી એમ કેમ કહેવાય? સ્મશાન એ પણ ઇહલોક અને પરલોકનો સંગમ જ છે ને!"[૧૨]

"આજે એ મસ્જિદ ઇસ્લામી ધર્મના વિજયની પતાકા રહી નથી, પણ હિંદુ લોકોએ પોતાનું સામ્રાજ્ય લગભગ દેશભરમાં વ્યાપી ગયું હતું તે વખતે બતાવેલી સહિષ્ણુતાની ધજા છે"[૧૩]

કાકાસાહેબને સ્થૂલ સૌન્દર્યમાં રસ નથી એમ નથી, પણ એમની દૃષ્ટિ સ્થૂલને વળગીને અટકી રહેતી નથી સ્થૂલને વીંધીને એમની દૃષ્ટિ ભીતરનું હાર્દદર્શન કરી લે છે ને આપણી સમક્ષ એક અભિનવ સૌન્દર્ય ખડું કરી દે છે સૂક્ષ્મસૌન્દર્યના અનુભવમાં સ્થૂલ સૌન્દર્યનો અનુભવ જાણે ઓગળી જતો હોય એમ લાગે છે બાકી કાકાસાહેબને રૂપનું, ગુણનું, ભાવનું, પ્રેમનું કે પ્રકૃતિનું, ગમે તેનું સૌન્દર્ય આકર્ષે છે આકર્ષણ માટે સૌન્દર્ય હોવું એ જ શરત છે પણ નિગૂઢ રહસ્યનું સૌન્દર્ય એમને સૌથી વિશેષ આકર્ષે છે આ કારણે જ એમને નગાધિરાજમાં અને આકાશની અનંત સૃષ્ટિમાં ખૂબ રસ પડે છે અને આ કારણે જ પ્રકૃતિદૃશ્યમાંથી તેઓ સરસ અર્થ ઘટાવી શકે છે પ્રકૃતિદર્શનનું યથાતથ વર્ણન કરવાને બદલે એ દૃશ્ય

૧૧ 'લોકમાતા', પૃ ૧૨૧
૧૨ 'લોકમાતા', પૃ ૮૯
૧૩ 'હિમાલયનો પ્રવાસ' પૃ ૧૪

માથી પોતે કેવા વિચારો મેળવ્યા તેનુ વર્ણન કરવાનુ જ એમને ગમે છે લક્ષ્મણ ઝૂલા આગળ ગગાની અનેરી શોભાનો માન ઉલ્લેખ કરે છે અને ત્યા પોતે કેવા વિચારો અનુભવ્યા તેનુ જ વર્ણન કરે છે

"કેટલાક સ્થાનોની અસર કઈક અદ્ભુત હોય છે જેટલી વાર લક્ષ્મણ ઝૂલાના પુલ પરથી પસાર થયો છુ, તેટલી વાર સૃષ્ટિ ચૈતન્યમય છે, અતરાત્માએ જ આ જાતજાતના આકાર ધારણ કર્યા છે, અને જેમ હજારો ને લાખો વરસથી ગગાના પાણી વહેતા છતા એનો અત આવતો નથી, તેમ અતરાત્માની વિભૂતિઓનો પણ અત નથી, એ વિચાર મનમા અચૂક આવ્યો છે નદીના જળ અને એમા રમતા માછલા, ઝાડના પાદડા અને એમા ગાતા પક્ષીઓ, ખીડનુ ઘાસ અને એના પર ચરતા પશુઓ, અને એ બધાનો દ્રોહ કરતા છતા પરમપિતાનો વારસો મેળવવા ઇચ્છનાર માણસ, બધા એક જ છે, દ્રોહ અને પાપ એ માયા છે, અભેદ અને પ્રેમ એ જ સાચા છે"[૧૪]

કાકાસાહેબ પ્રાચીનના ઉપાસક છે એમ કહેવુ વાજબી નથી એ તો સૌન્દર્યના ઉપાસક છે પ્રાચીનમા જેટલુ સુદર છે તેનો સ્વીકાર કરે છે અને કદરૂપુ કે બેડોળ છે તેનો ત્યાગ કરે છે ઋષિમુનિઓના બધા આચરણો એમને માન્ય નથી યજ્ઞમા પશુ કે માનવીનો બલિ આપવાની પ્રથા સામે એમનો ઉગ્ર વિરોધ છે રામચન્દ્રજીએ હરણનુ માસ ખાધુ હોય કે સીતા માતાએ ગગાજીને મદિરાનો અભિષેક કર્યો હોય તોયે એ વાતનો સ્વીકાર કરવાનુ તેઓ આપણને કહેતા નથી પ્રાચીન સમયમા કોઈએ પ્રજાજીવનને બેડોળ બનાવે તેવા રિવાજ સામે બળવો કર્યો હોય તેના તરફ એમનુ અતકરણ ભક્તિભાવથી નમી પડે છે બુદ્ધ અને શકરાચાર્ય પ્રત્યેનુ એમનુ આકર્ષણ આ કારણે છે વિશ્વવિખ્યાત પ્રસ્થાનત્રયીભાષ્ય લખવા માટે નહિ, રમણીય સ્તોત્રો લખવા માટે નહિ, પણ નરમેધ જેવી ભયકર પ્રથાને દૂર કરવા માટે એ શકરાચાર્ય પાછળ મુગ્ધ બની જાય છે એ તો પ્રાચીનમાથી સુદર તત્ત્વો લઈને વર્તમાનને સુદર બનાવવા ઇચ્છે છે કે જેથી ભવિષ્યને પણ સુદર બનાવી શકાય વર્તમાન અને ભવિષ્ય બન્નેને સુદર બનાવવા માટે વર્તમાન કાળના બેડોળપણાનો એ સખત હાથે સામનો કરે છે ભીલો જગલી અને અનઘડ છે તેને સુધારવાની અગત્ય સ્વીકારીને તેઓ કહે છે કે એમને આપણા જેવા બનાવવાથી સુધારો થવાનો નથી, પણ એ લોકોનુ પોતીકુ સૌન્દર્ય છે તે અલોપ થશે અને એના જીવનમા વિશેષ બેડોળપણુ આવશે ભીલ લોકોના પ્રકૃતિપ્રેમ ને નૃત્યપ્રેમ, પ્રકૃતિના ભાવોનો પડઘો

૧૪. 'હિમાલયનો પ્રવાસ' પૃ ૧૭૪

પાડતા દ્રવ્યમન, મતોષી જીવનનો ઉલ્લાસ, એ બધુ દૂર કરવામા આપણે એ લોકોનુ સૌન્દર્ય હણીએ છીએ અને એ લોકોને આપણે સુધારતા નથી પણ વટાળીએ છીએ ઘણા સાધનો વગર જીવી નહિ શકનાર સંસ્કારી અને સભ્ય, અને ઓછા સાધનોથી કુશળતાપૂર્વક જીવનાર જંગલી! ભદ્રવર્ગે સ્વીકારેલી આવી માન્યતા સામે કાકાસાહેબની સૌન્દર્યપિપાસુ દૃષ્ટિ પુણ્ય પ્રકોપ ઠાલવે છે

કાકાસાહેબ સૌન્દર્યશોધક છે એટલુ જાણ્યા પછી એમની બધી પ્રવૃત્તિઓ સરળતાથી સમજાય છે જીવનને સર્વાંગસુંદર બનાવવુ એ જ એમનુ ધ્યેય છે એ ધ્યેયને આડે આવે તેનો પ્રતિકાર કરવો અને અનુકૂળ હોય તેનો સત્કાર કરવો એ જ એમના જીવનની ગડમથલ છે તેઓ શિક્ષક અને કેળવણીકાર થયા, સાહિત્યકાર થયા, અંત્યજોના પક્ષકાર બન્યા, રાષ્ટ્રભાષાના પ્રચારક બન્યા, પરદેશી સરકાર સામે લડતમા પડ્યા, પ્રાચીન અને અર્વાચીન બન્નેમાથી જે કાઈ સારુ અને સુદર હોય તે ગ્રહણ કરનાર સમન્વયકાર બન્યા, જે કઈ બન્યા તે એમની આ સૌન્દર્યશોધનની મનોવૃત્તિનુ પરિણામ છે. એમની આ બધી પ્રવૃત્તિઓનો એક જ વાક્યમા પરિચય આપવો હોય તો એમ કહેવુ જોઈએ કે કાકાસાહેબ ભારતવર્ષની પ્રજાને સૌન્દર્યદીક્ષા આપનાર પરિવ્રાજક છે

કલાનો મારો આદર્શ એ છે, કે એમા તાદાત્મ્ય અને તાટસ્થ્ય એ બને પરસ્પર વિરોધી લાગતી ચિત્તવૃત્તિઓનુ સપૂર્ણ મિલન થવુ જોઈએ અનાસક્ત કર્મયોગમા જે આદર્શ અભિપ્રેત છે, તે જ ઉચ્ચ કલામા પણ છે તાદાત્મ્ય અને તાટસ્થ્યના કીમિયાથી જ જીવન અને કલા બને સર્વોચ્ચ કોટિએ પહોચી શકે છે આ જ એક સર્વોચ્ચ રસસિદ્ધિ છે એવી રસસિદ્ધિ જે કવિએ કરી બતાવી એને વૈરાગી રાજા ભર્તૃહરિની વાણીમા આપણે નમન કરીએ

जयन्ति ते सुकृतिनो रससिद्धाः कवीश्वराः ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

'જીવનભારતી', પૃ ૨૮૨ — કાકાસાહેબ કાલેલકર

# કાકાસાહેબનો અલંકારવૈભવ

સુરેશ જોષી

૧

દરિયાકાંઠે બેઠા બેઠા હાથમાં એક કાંકરાને રમાડતો હતો, સ્પર્શથી એના રૂપનો પરિચય કરતો હતો એ રૂપ દરિયાના મોજાએ ઘડ્યું હતું, પવને પણ એની આગળ એના પર ફેરવી હતી, દૂરના સૂરજનો પણ એ રૂપ ઘડવામાં હાથ હતો એ કાંકરાને સ્પર્શતાં જળ, પવન અને તેજના સ્પર્શનો પણ અનુભવ થયો. એક રીતે જોતાં કાંકરાનું રૂપ એ ત્રણ તત્ત્વોનો સ્પર્શ કરાવવાનું નિમિત્ત બન્યું.

કોઈને એમ લાગશે કે મે કાંકરાને વધારે પડતો દૂર ફેંક્યો નદીકાંઠે બેઠા હોઈએ ત્યારે કાંકરાને પાણીમાં સાતસાત કૂદકા મરાવવાની હરીફાઈમાં કોણ નહિ ઊતર્યું હોય ? કોઈ વાર વિચાર કરતાં એમ લાગે છે કે આ અલંકારયોજનાની પ્રવૃત્તિ પણ વાસ્તવિકતાના કંકરને સાત કૂદકા મરાવવા જેવી જ છે જે એકને એકલા ન ગમ્યું, જે એકલો ન રમી શક્યો ને એ કારણે, સાત શું અનેક, કૂદકા મારીને બહુ થયો તેણે જ આ રમતની આપણને આદિ દીક્ષા આપી દીધી સુન્દર મુખ જોયું, ખુશી થયા, એ ખુશીના જ હિલ્લોળથી દોલાયિત થઈને આકાશના ચન્દ્ર સુધી પહોચી ગયા અવકાશયાત્રા આપણા મનની તો એક પ્રિય પ્રવૃત્તિ છે જ, કારણ કે મન પોતેય અવકાશ નહિ તો બીજું શું છે ?

એ एक રમવા સારુ બહુ થયો, માટે આપણેય બહુ સાથે રમતાં રમતાં જ एक સુધી પહોચી શકીએ આથી જ રવીન્દ્રનાથે કહ્યું હતું. 'રૂપસાગરે ડુબ દિયેછિ, અરૂપરતન આશા કરિ' પ્રસ્તુતનું નિમિત્ત રાખીને આપણે અપ્રસ્તુત સાથે ક્રીડા કરીએ છીએ આ પ્રસ્તુત અપ્રસ્તુત વચ્ચે તમે જેટલો વધુ અવકાશ રાખી શકો તેટલું ક્રીડાનું પટાંગણ મોટું.

એને માટે તમે સાદૃશ્યને ખપમાં લો કે વિરોધને ખપમાં લો, એકના ગુણ ધર્મોનું આરોપણ બીજા પર કરો કે એમને સાવ નકારીને બીજાને સ્થાપો, નકારીને ન અટકો ને એમ દ્વારા બીજાનુ નિગરણ કરી જાઓ, કાર્યકારણ અને એવા બીજા સંબંધોનો વિપર્યય કરો, વ્યતિરેકનો પણ આશ્રય લો–આવી અનેકવિધ રીતે તમે ક્રીડાનો રસ વધારી શકશો.

આપણું શરીર, આપણું ભૌતિક અસ્તિત્વ અમુક સ્થળ અને કાળના ચોકઠામાં છે, પણ આપણી ચેતના એના સ્મૃતિ કલ્પના સ્ફુરણા વગેરે સાધનોથી આ ચોકઠાને ઠેકી જાય છે આ ચોકઠાને ઠેકી જવાની ક્રીડાનો રસ અનેરો જ છે વગર જૈવિક પ્રયોજનોનું દાતવ્ય આપણે કદી મંજૂર ગણ્યું નથી સહેજ સરખું નિમિત્ત મળતાં આ ક્રીડા શરૂ થઈ જાય છે બહુમાં રમતાં રમતાં પેલા એક ને પકડી પાડવાનું કૌતુક આપણામાં જાગ્રત રહે છે કોઈ શબ્દોને એવી રીતે રચે કે એના ધ્વનિના આંદોલનો વિસ્તરે જ જાય કોઈ રેખા અને રંગનું એવું સંવિધાન કરે કે નાનકડા કૅનવાસના ફલકને વટાવીને અનેક રૂપોની સભર સૃષ્ટિમાં આપણો પ્રવેશ કરાવી દે કોઈ સૂર અને સૂરની એવી મિલાવટ કરે કે એના આવર્તનો સાથે આપણે શૂન્યમય અવકાશમાં લયલીન થઈ જઈએ ભવભૂતિ 'નેત્રનિર્વાણ' શબ્દ વાપરી ગયો છે તે બહુ સૂચક છે દૃશ્ય રૂપના સૌન્દર્યની ચરમ સીમા એટલે એને જોનાર નેત્રનું નિર્વાણ, પછી જોવાપણું રહે જ નહિ આ પ્રકારનું annihilation જ પૂરેપૂરો અવકાશ રચી આપે રસાનુભવનો એ અનિવાર્ય ઘટક છે

આ અર્થમાં અલંકાર એટલે શણગાર નહિ પણ ભાષાની અભિવ્યક્તિની શક્તિની ચરમ સીમા એટલે સુધી પહોંચ્યા પછી ભાવક બોલી ઊઠે અલમ્ ! બહુ થયું, આથી આગળ જવાનું રહ્યું નથી

કલામાં વાસ્તવિકતાનું રૂપાન્તર થાય છે કાવ્યમાં આ રૂપાન્તરની પ્રક્રિયામાં અલંકારયોજના મોટો ભાગ ભજવે છે વાસ્તવિકતાની દૃષ્ટિએ સાવ અસંગત લાગે એવી વાતો કવિ રસપૂર્વક કરે અને એ આપણે પણ રસપૂર્વક સાંભળીએ આથી રસમીમાંસકો એમ કહે છે કે જે વાસ્તવિક છે તેની યથાર્થતાનું ઇંગિત કલામાં મળે છે એ યથાર્થતાના બૃહત્ પરિમાણમાં વાસ્તવિક અને કપોલકલ્પિત વચ્ચે પણ શુભદૃષ્ટિ થાય છે વસ્તુ વસ્તુ વચ્ચેના સંબંધોની ભૂમિકા બદલાઈ જાય છે પેલા એકને બહુમાંથી શોધી કાઢવાના ચટુલ ચપલ કૌતુકની હીરદોર બધું એક ભાતમાં ગૂંથી લે છે

આપણે ઘડીભર મમ્મટાચાર્યની અલંકારની વ્યાખ્યાને ભૂલી જઈએ

અલંકારોનાં નામ જ એમનો સાચો પરિચય આપી છૂટે છે; કોઈ આચાર્યની કારિકા કે વૃત્તિ પાસે જવાની ખાસ જરૂર નથી. 'ઉપમા' કહેવાથી જ સમજાઈ જાય છે કે તમે બે વસ્તુને એકબીજાની પાસે લાવો છો ને એ રીતે એનું મનમાં નવું માપ કાઢો છો, ભાવજગતમાં એનું નવું મૂલ્ય આંકો છો. પાસે લાવીને માપ કાઢવામાં જ એક કૌતુક રહ્યું છે. એ માપ કે મૂલ્યનું કોઈ બજારમાં ચલણ નથી માટે જ એ સાચા અર્થમાં અમૂલ્ય બની રહે છે. બે વસ્તુને, બે વિચારને, બે સંવેદનોને, બે સ્મૃતિને, બે કલ્પનાને પાસે લાવવાં એટલે બંનેના સંબંધની નવી શક્યતાનું નિર્માણ કરવું. કાવ્યમાં આ બે વચ્ચેનું સાધર્મ્ય તે વસ્તુઓના ગુણધર્મ પર જ અવલંબીને રહેતું નથી. એનો એ જેટલો ઓછો આધાર લે તેટલું કવિકર્મ મોટું. અલંકારમાત્રમાં, અનેક મિષે, આખરે તો બે વસ્તુને પાસે લાવીને એમની વચ્ચેના નવા નવા સંબંધોની શક્યતાનો સાક્ષાત્કાર કરવાની પ્રવૃત્તિ રહેલી જ છે.

હવે લઈએ ઉત્પ્રેક્ષા. નામ જ બધું કહી દે છે. કવિ એવી તો ગજબની 'સંભાવના' કરે છે કે આપણાથી ઊંચા થઈ થઈને જોયા વિના રહેવાતું નથી! આવી પ્રેક્ષણીયતા આ અલંકાર સરજી આપે. આવી 'સંભાવના'માં બે વસ્તુઓને એકાએક અથડાવી મારવાથી કોઈ ચોંકી ઊઠે એવી નરી ચાતુરી નથી હોતી. એ ચાતુરી તો પલકારામાં ચમકીને લોપાઈ જાય. કવિની પ્રતિભાની ખરી કસોટી એની ઉત્પ્રેક્ષાઓથી થઈ જાય.

૨

કાકાસાહેબના મુખ્ય અલંકારો ઉપમા અને ઉત્પ્રેક્ષા છે. કવિ રીઢો થાય એટલે અર્થાન્તરન્યાસ તરફ વળે. કાકાસાહેબમાં ઘણી વાર અર્થાન્તરન્યાસી વલણ દેખાય છે ખરું, પણ એમનામાં રહેલું કૌતુક, આ 'દેવસ્ય કાવ્ય'ને જોવાથી થતું વિસ્મય, એમની સ્મૃતિનો પારસમણિ એ વલણને બહુ પોષતાં નથી તે આપણે માટે એક સુખદ ઘટના છે.

કાકાસાહેબની અલંકારસૃષ્ટિના બે મુખ્ય સંચાલક બળો તે શિશુસહજ નિત્યનવીન વિસ્મય અને સ્મૃતિ. આ સ્મૃતિનેય શૈશવ જોડે જ ઝાઝો સંબંધ છે. સ્મૃતિના સ્પર્શથી જ બે પૃથક્ ઘટનાઓ કે અનુભૂતિઓ સંધાઈ જાય છે. સ્મૃતિ ભૂતકાળની ઘટનાના રૂપનું નર્યું પુનરાવર્તન નથી કરતી, એ સમય દરમિયાન ચિત્તે ગ્રહેલા સંસ્કાર, અધ્યાસ, સંવેદનોના દ્રાવણમાં ભૂતકાળની ઘટનાઓનાં રૂપ બદલાતાં જ રહે છે. સ્મૃતિ વિસ્મૃતિની પૂર્ણ મદદ લે છે, અમુક અંશોનો લોપ સાધે છે. ઘણી વાર આવા લુપ્ત કરેલા

અંશોને સ્થાને કલ્પનાને ક્રિયાશીલ બનાવી એ નવા અંશો ઉમેરી દે છે. સ્મૃતિની આ લીલા પણ વિસ્મયનો વિષય બની રહે છે.

અલંકારસૃષ્ટિના પ્રસ્તુત અને અપ્રસ્તુત કે ઉપમેય અને ઉપમાના બે ધ્રુવ વચ્ચે કેટલો વિસ્તાર છે તે અલંકારસર્જકની પ્રતિભા પર અવલંબે છે. જે વિસ્તારનું સાધન છે તેને જ કેટલીક વાર કવિ પોતાને અભિમત એવી એકાદ ભાવના કે માન્યતાના સાંકડા ચોકઠામાં ઢાળીને હ્રસ્વ કરી મૂકે છે. કલા યાંત્રિક સમીકરણોમાં રાચતી નથી, બહુકરણમાં જ રાચે છે.

કાકાસાહેબ ' चरन्वै मधु विन्दन्ति ' સંપ્રદાયના યાત્રી છે. એમની આ યાત્રાએ જ આપણને મોટા ભાગનું અલંકારમધુ સંપડાવ્યું છે. યાત્રા કરનારનામાં એક પ્રકારની સજીવતા હોય છે, એક પ્રકારનું dynamic તત્ત્વ હોય છે. ડગલે ને પગલે દૃશ્ય બદલાય, કુતૂહલ સદા જાગ્રત રહે ને હવે પછીના આવનારા વળાંકે વળી શું જોવાનું મળશે એની ઉત્સુકતા પણ કશું વાસી નહિ થવા દે. કાકાસાહેબની સૃષ્ટિમાં નદીઓ, આકાશ ( એ તારાથી ખચિત હોય કે બપોરના આકરા તાપમાં બળબળતું હોય, ચન્દ્રયુક્ત હોય કે વાદળોથી છવાયેલું અન્ધકારમય પણ હોય ), વાદળાં – આટલાં મુખ્ય આલંબનો છે. આમ જુઓ તો એ સૃષ્ટિ બહુ મોટી નથી, એમાં ઝાઝી સંકુલતા નથી, સંસારની અનેકવિધ સંવેદનાની અપ્તરંગી ભાત નથી, રવીન્દ્રનાથની ઉત્પ્રેક્ષામાં હોય છે તેવી અંતસ્તલમાંની અનેક દુર્લભ રત્નકણિકાઓને લીલયા એક સૂત્રે પરોવી દેનારી રચના નથી કે એલિયટ જેવાની ઉત્પ્રેક્ષામાં યુગના હાર્દને મૂર્ત કરી દેવાની જે દૃષ્ટિ છે તેય કદાચ નથી. એમ છતાં, પોતાની મર્યાદામાં રહીનેય એઓ આ આપણી ચિરપરિચિત સૃષ્ટિને એમની વિસ્મયભરી દૃષ્ટિની માયાવી આભાથી મંડિત કરીને આપણને ન્યાલ કરી દે છે.

શિશુસહજ સરલ તરલ વિસ્મય, બે વસ્તુને અડખેપડખે મૂકીને જોવાનું કૌતુક એમની મોટા ભાગની ઉત્પ્રેક્ષાના મૂળમાં છે. ' જીવનનો આનંદ ' ( પૃ. ૧૭૫ ) માં એમણે જ કહ્યું છે : " કિંમત એટલે સરખામણી." આવી સરખામણીથી વસ્તુઓની, અનુભૂતિઓની નવી નવી કિંમત ઉપજાવવાનું એમને ભારે કૌતુક છે. આ કૌતુકની દીરદોરનું ભરત એમની ઉત્પ્રેક્ષાઓમાં ને ઉપમાઓમાં દેખાય છે. પ્રસ્તુતથી અપ્રસ્તુત સુધી પહોંચવામાં સ્મૃતિનો ફાળો પણ મોટો છે. એમણે જ આ વિશે ઉદ્‌ગાર કાઢ્યો છે : " ત્યારે શું સાચેસાચ આપણે કશું ભૂલી જતા નથી ? જોયેલું અનુભવેલું

બધુ ક્યાક દટાયેલુ રહે છે ને પ્રસગ આવ્યે પાપપુણ્યની પેઠે ઊભુ થાય છે" ('જીવનનો આનંદ', પૃ ૧૦૫) અહીં પણ 'પાપપુણ્યની પેઠે' કહ્યા વિના એઓ રહી શકતા નથી

સૌથી પ્રથમ આપણે આકાશ, ચન્દ્ર, તારા વિશેના અલંકારો જોઈએ કાકાસાહેબ આકાશદર્શનના ભારે શોખીન છે એ તો બધાને જાણીતુ છે વાદળો કામરૂપ છે ને એમને અનુસરીને કાકાસાહેબની કલ્પના પણ કામરૂપ બને છે એ કામરૂપ કલ્પનાનો થોડો લીલાવિલાસ જોઈએ

'જીવનનો આનંદ'મા 'દેવોનુ કાવ્ય-૨' મા વર્ષારમ્ભે વાદળાઓના આગમનને કાકાસાહેબ વર્ણવે છે આમ તો નિરભ્ર આકાશ જ એમને ગમે છે આથી એક બે સ્થળે નિરભ્ર સ્વચ્છ આકાશ પ્રત્યેનો પક્ષપાત બતાવતા એમણે કહ્યુ છે "મેઘ વગરની હસમુખી ઉષા એ જ એક મોટુ સાત્વિક કાવ્ય છે" (જી આ પૃ ૫૦) "આકાશ સીતાની કીર્તિની જેમ પૂરેપૂરુ સ્વચ્છ થયુ" (જી આ પૃ ૧૭) "માથા પર આકાશ સાવ નિરભ્ર હતુ. બૌદ્ધોનુ નિર્વાણ જ જાણે ન પ્રસરેલુ હોય" (જી આ પૃ ૧૬) અહીં 'કાવ્ય'ની પહેલા આવતુ 'સાત્વિક' એ વિશેષણ અને સ્વચ્છતાની સીતાની કીર્તિ જોડેની સરખામણી કાકાસાહેબની જીવનદૃષ્ટિના દ્યોતક બની રહે છે શુભ્ર નિરંજનતા એમને ઇષ્ટ છે, એ જ એમને મન સાત્વિક છે ને છતા રંગો વિશેની એમની લાલસા પણ કાંઈ ઓછી નથી વાદળોના બદલાતા રૂપ જોઈ ને એમને કૌતુક થાય છે ને તે એમણે વિવિધ રીતે વર્ણવ્યુ છે વર્ષાકાળે ચાલ્યા આવતા કાળા વાદળાઓને જોઈ ને એઓ કહે છે "જાણે મોટા મોટા હંસોનુ અથવા બગલાઓનુ ટોળુ સૂરજના દર્શને દોડે છે' પણ આકાશની સ્વચ્છતા તો એમનાથી કલુષિત થઈ જ ચૂકી આથી કાકાસાહેબને એ વાદળો માટે સદ્ભાવ નથી એઓ કહે છે "જેમ ઊંટ આમતેમ મૂરખ જેવા ચાલે છે તેવા જ આ વાદળા દેખાય છે" હંસમાથી થયા બગલા ને બગલાના થયા ઊંટ! પછી આશ્રમમાના વહેલી સવારે ઊઠવાના નિયમનો ફાયદો કોઈ નવા ભરતી થયેલા આશ્રમવાસીને સમજાવતા હોય તેમ ઉમેરે છે "સવાર વહેલા ઊઠ્યા નહિ તેથી આટલા મલિન હશે?" વાદળા તો આવ્યે જ જાય છે "એ પેલુ ઈંડા જેવુ વાદળુ આવે" એ ઈંડુ ભાગી જાય છે "પેલી શુ બચ્ચાની ચાચ કહેવાય?' બે કુતૂહલભર્યા બાળકો વચ્ચે જાણે સવાદ ચાલી રહ્યો છે "ના, ના, આરસપહાણનો કટકો લાગે છે" તરત સુધારીને કહે છે

"ના, ભૂલ્યો, અભ્યાસ સાહેબની દાઢી છે" પતંગિયાના જેવી ઊડાઊડ કરતી ચટુલ કલ્પનાની મૂર્તિ આપણે જોઈ વરસાદના પાણીથી ભરેલા કાળા વાદળાને એમણે 'શામળભાઈ' કહીને એમના પર આ મીયતાનો અભિષેક કર્યો છે આ પ્રકારનુ સજીવારોપણ બાળક હમેશા કરતું હોય છે એનામા જીવનનો ઉજ્જ્વલ સ્રોત એવો તો છલકાતો હોય છે કે એની આજુબાજુની સૃષ્ટિને પણ એ સજીવ બનાવી દે છે નાના કાચા વાદળા પાછળ આટલો કલ્પનાવિલાસ કર્યો તે બદલ પશ્ચાત્તાપ કરતા હોય તેમ એઓ કહે છે "મરઘાના બચ્ચાની પેઠે ચણના આમતેમ દોડતા એ વાદળ પાછળ આપણે નહિ દોડીએ. આપણને બીજુ ઘણું કામ છે"

ઘણીક વાર તુચ્છ, અસ્મરણીય લાગતી વીગત પણ એમની સ્મૃતિમા સુરેખ રીતે અંકાઈ ગઈ હોય છે તે અણધારી જ ઊપસી આવીને આપણને ચકિત કરી દે છે. કાળા અને ધોળા વાદળ સાથ હોય એવુ દસ્ય વર્ણવતા એઓ કહે છે "કાળા વાદળાના હાથમા સફેદ વાદળાનો પુંજ જોવા જેવો હતો હરિકેન ફાનસના કાચ પર સળગતી મશાલનાગા હાથનુ ચિત્ર ઉપસાવેલુ હોય છે, એના જેવી શોભા અહીં દેખાતી હતી" (જી આ. પૃ ૧૬) આ શોભા તે સ્મૃતિના પારસમણિએ સામા ય વીગતના કથીરના કરેલા કંચનની શોભા છે આવી જ એક બીજી વીગત એમની સ્મૃતિમા બરાબર અંકાઈ ગઈ છે "આપણા મોગ મોગ પાણીના દેગડા પરની કંસારાની હથોડીની ઠેક જેવી તેના પર (પથરા પર) ભાત છે" (જી આ પૃ ૧૮૬) બહુ આછા વાદળાનો કાકાસાહેબ ખાસ વિરોધ નથી કરતા, નિરભ્ર આકાશ સીતાની કીર્તિની નિષ્કલકતાનુ સ્મરણ કરાવે છે તો આછા વાદળાની વીચિમાળા રામચંદ્રનુ સ્મરણ કરાવે છે "આજે દક્ષિણ તરફ અને ઉત્તર તરફ આછા વાદળાઓની વીચિ છે સિંહાસન ઉપર બેઠેલા રામચન્દ્રના મુખ ઉપરનુ જાણે સૌમ્ય સ્મિત જ" અહીં અધ્યાસના બળે સૌમ્ય પ્રસન્નતાનું પ્રેક્ષણીય ચિત્ર ખડુ કરી દીધુ છે બાળપણના એક અતિ પરિચિત અનુભવની સ્મૃતિ પણ વરસાદની નવેસરથી તૈયારી કરતા વાદળોને જોઈને થાય છે "આંક બોલતા ભૂલ થાય ત્યારે છોકરાઓ જેમ ફરી પહેલેથી શરૂ કરે છે તે જ ઢબે વાદળાઓએ જાણે ચોમાસાની ફરી પહેલેથી તૈયારી કરવાની હોય એવો જ ઘાટ ઘડયો છે' બાળપણની આવી જ એક સુખદ સ્મૃતિ આપણને એક બીજી ઉત્પ્રેક્ષાની લહાણ કરી જાય છે "નિશાળિયા છોકરાઓ થાકીને ઊંઘી ગયા હોય અને એમની નોટો અને સ્લેટો ચોપડીઓ સાથે આમતેમ પડી હોય તેમ આ રેતી પરની ભાત

દેખાતી હતી. " ('લોકમાતા', પૃ. ૯૯). કૌતુકની ધીરદોર વગર આ એમને કોણ સાધી શકવાનું હતું ?

વાદળની ક્રીડા આકાશના પટાંગણમાં દેવશિશુના જેવી જ હોય છે. એ ચન્દ્ર જોડે પણ રમે ને સૂર્ય જોડે પણ રમે. ચન્દ્ર જોડેની એની ક્રીડા જુઓ: "પશ્ચિમ તરફના એક વાદળાએ પોતાનો ખૂબ લાંબો સરખો અણીવાળો હાથ ચંદ્રમા સુધી લંબાવ્યો હતો. કેમ જાણે ચંદ્રની મંદગતિ તેનાથી સહન જ ન થતી હોય !" (જી. આ પૃ ૧૪) સૂર્યોદય વેળાએ પશ્ચિમાકાશમા દેખાતા ઝાંખા ચન્દ્રને ઢાંકી દેવાને લંબાતા વાદળને જોઈને કાકાસાહેબ કહે છે: "સૂર્યોદય થવા લાગ્યો તોય આ ચંદ્ર શું કામ પાછળ રહે છે એમ જોઈ પોતાના હાથ વડે પશ્ચિમ મેઘ જાણે તેને પોતાની તરફ ખેંચી લે છે એમ થાય છે જૂના વખતમા વિલાસી તરુણ રાજપુત્રોને તેમના અન્તઃપુરમાથી બહાર ખેંચી કાઢવાનું કામ ગજકારણપટુ અમાત્યોને કરવું પડતું એના જેવું તો કોઈ કારણ ન હોય !" (જી આ પૃ. ૪૨). રાજકારણપટુ અમાત્ય તે વાદળ ને વિલાસી રાજપુત્ર તે ચન્દ્ર કારણ કે એ ઝાંખો છે, ને વિલાસીઓ ફિક્કા પડી ગયેલા જ હોય.

મહાભારતમાનું યુદ્ધનું વર્ણન કાકાસાહેબ વાચતા હતા એ અરસામાં વાદળોમાંથી નીકળતા સૂર્યના કિરણોને જોઈને એમને થયુ: "સૂર્યકિરણની જાણે તોપો છૂટતી ન હોય !" કેટલીક વાર વાદળો વિશેની એક સંભાવનાથી પૂરો સંતોષ ન થતા એને નકારીને બીજી સંભાવના રજૂ કરવામા આવે છે. પ્રચંડ વિસ્તારવાળા વાદળાના ખડને આકાશમા તરતા જોઈને કહે છે: "જાણે ઇન્દ્રના વજ્રથી પાંખ તૂટી જવા અગાઉના પર્વતો જ ન હોય !" (જી આ. પૃ. ૪૬) પણ પછી તરત જ કહે છે. "મેઘ કંઈ આકાશમાં ઊડતા પર્વતો નથી, તે તો દેવોની કામધેનુઓ છે" (એજન, પૃ ૪૬). કદીક નાના વાદળાની ગોઠવણી જોઈને શિલ્પરચનાની પણ સ્મૃતિ તાજી થાય છે: "વચમા વચમા આ લંબાણુ તળે નાનકડા વાદળા ગોઠવાઈ ગયા હતાં, જાણે પ્રાચીન મંદિરોમા કોતરેલા વિમાનવાહક યક્ષો" (એજન, પૃ. ૫૫).

રાત્રિના તારાખચિત આકાશને ઢાંકતા વાદળો કાકાસાહેબને જરાય ગમતા નથી કાળું વાદળુ જ્યા જ્યા ફરે ત્યાના તારાના દીવા હોલવાઈ જાય. આ જોઈને એઓ કહે છે: "કાળી ભમ્મર મેઘનૌકા પોતા પૂરતા મૂઠીભર દીવા હોલવીને ચોરની જેમ આકાશસાગરમા ફર્યા કરે છે" (એજન, પૃ ૧૩) મળસકાના દિનસસર વૃદ્ધ ધ્રુવચન્દ્રને કાળા વાદળથી

ઢંકાઈ જતો જોઈને એઓ કહે છે: "તેમના માથા ઉપર ભય ઉપજાવે એવો પહાડ જેવો પ્રચંડ અને કાળકાય મેશ જેવો કાળો મેઘ અજગરની જેમ તેમને ગળી જવા ઉદ્યત થયો હતો." (એજન, પૃ. ૨૭). પણ ચન્દ્ર તો સંકટમાં સપડાયેલા વીરના જેવો રમણીય જ લાગતો હતો. રાતનાં વાદળાં પ્રત્યેનો એમનો અણગમો સૌથી વિશેષ તિરસ્કારપૂર્વક અહીં પ્રકટ થાય છે: "(રાતનું વાદળાં) તારાઓની વચ્ચેથી ભૂતની પેઠે અથવા મારાઓની પેઠે લપાતાં છુપાતાં જાય છે એ જ મને ગમતું નથી." કાકાસાહેબને મુત્સદ્દીઓ માટે તિરસ્કાર છે. આ વાદળોને ગાળ દેવા એમનો પણ એઓ ઉપયોગ કરે છે: "મુત્સદ્દી લોકોની ભાષા જોતજોતામાં બદલાવાથી સામાન્ય લોકો જેમ કુંઠિત થઈ જાય છે તેમ જ વાદળાંઓનું રૂપાંતર – રૂપાંતર જ કેમ? સર્વાંતર કહોને – જોઈને ભારે વિસ્મય થાય છે." (એજન, પૃ. ૪૪). મુત્સદ્દીઓ બીજી વાર પણ ઝડપાયા છે ખરા: "સિંદૂરનો રંગ મુત્સદ્દીની ભાષાની જેમ ક્ષણે ક્ષણે નવો અર્થ વ્યક્ત કરે છે." (એજન, પૃ. ૫૫). અહીં ક્ષણે ક્ષણે નવતા ઉપજાવનાર રમણીયતા જોડેનો વિરોધ આપણા મનમાં આપોઆપ પ્રકટ થઈ જાય એવી શબ્દયોજના કરી છે. આમ આપણે વાદળોનું 'સપ્તાંકી નાટક' જોયું.

હવે સૂર્યનાં થોડાં રૂપ જોઈએ. વેદકાલીન ઋષિની દૃષ્ટિએ થયેલું બપોરનું વર્ણન તો જાણીતું જ છે. એના સંસ્કારની અસર નીચે કાકાસાહેબ (પોતા તરફથી થોડું સંગીત ઉમેરીને) અપરાહ્ન વિશે કહે છે: "બપોરે સારંગ રાગના ભવ્ય આલાપ સાંભળતાં સાંભળતાં યમરાજના કૂતરાની જેમ જીભ બહાર કાઢી હાંફતા અપરાહ્નને પશ્ચિમ તરફ હાંકી કાઢવાનો હોય છે." (એજન, પૃ. ૧૪). સૂર્યનાં કિરણો અતરાયને ભેદીને ધારારૂપે સૃષ્ટિ પર વરસી રહે એ આદિકાળથી માણસને માટેનુ એક સુખદ પ્રેક્ષણીય દૃશ્ય બની રહ્યું છે કાકાસાહેબ ઇજનેરી વિદ્યાના ક્ષેત્રમાંથી ઉત્પ્રેક્ષાની થોડી સામગ્રી આયાત કરીને (ભવિષ્યના કોઈ સંશોધકને 'સર્જનાત્મક સાહિત્ય પર સમકાલીન વિજ્ઞાનની અસર' કે એવા કશાક અભ્યાસ માટેની અણુજાણ-પણે સામગ્રી પૂરી પાડતાં) કહે છે: "બીજી જ ક્ષણે વાદળાની બારી જરા ઊઘડી અને ધધારેરા ફૂટતાં જેમ રોકી દીધેલું પાણી ચોમેર દોડવા માંડે તેમ સૂર્યનાં કિરણ વાદળાંની ટેકરીઓ ઉપર નાચવા લાગ્યાં." (એજન, પૃ. ૧૫). ફૂટતું પ્રભાત એ રાત્રિના અંધકાર પછીની કેટલી આશાસ્પદ ઘટના છે! જાણે હતાશ સત્યવાન સાવિત્રીનું અર્ધું આયુષ્ય પામીને ફરીથી બેઠો ન થતો હોય અહીં 'સાવિત્રી' શબ્દ સત્યવાનનુ સ્મરણ કરાવીને આખી 'સંભાવના'

ખડી કરી દે છે: " કાલનિદ્રામાંથી જાગતા સત્યવાનના મોઢા ઉપર જેમ ફરી કળા જામવા લાગી અને તેથી સાવિત્રીના હૈયામાં આનંદ સ્ફુરવા લાગ્યો તેવી જ રીતે સૃષ્ટિ ઉપર પ્રભાતની આશા પથરાવા લાગી અને દ્વિજ ગણોને એકદમ ગાવાનું સૂઝયું." ( એજન, પૃ. ૫૯ ). કોઈ આલંકારિકના આકરા પૃથક્કરણમાં આ અલંકારયોજનાની શિથિલતા ઝટ પકડાઈ જાય એવી છે. પણ એથી આસ્વાદમાં ઝાઝું વિઘ્ન આવતું નથી, શાસ્ત્રને વિઘ્ન ભલે આવતું ! આપણે જેને સૂરજદાદા કહીને ત્રણ ડગલાં દૂર રહીએ છીએ તે સૂરજનુ દાદાપણું કાઢી નાખીને કાકાસાહેબ કલ્પનાની ધલમલકડીથી એને બાળક બનાવીને બાલોચિત ક્રીડામાં રાચતો કરી દે છે: " સૂર્ય ? આકાશમાં જ રૂપાળાં વાદળાંનો દરિયાકિનારો બનાવી ત્યાં તે રમતો હતો." (એજન, પૃ. ૧૪). સૂર્ય પાણી જોડે પણ રમે છે: "...તેના પાણી પર સૂરજ પોતાનાં કિરણ કેટકેટલી રીતે પ્રતિબિંબિત થઈ શકે છે તેનો પ્રયોગ કરતો હોય છે. એ દશ્ય કોઈ અરસિક માણસને પણ ગાંડો બનાવી દેવા પૂરતું છે." ('રખડવાનો આનંદ', પૃ. ૨૬૬ ). અહીં વાત્સલ્યભર્યો પિતા બાળકની ક્રીડા જોઈને ઘેલો ઘેલો થઈ જાય તેનું સુદર ચિત્ર છે. સૂર્ય જ રંગોની માયાપુરી ખડી કરી દે છે ને! આ માયા વર્ષામાં તો માઝા મૂકે છે: " મેઘ, ઇંદ્રધનુષ્ય, વરસાદની ઝડી અને વિદ્યુલ્લતાનુ નૃત્ય – આટલું જોયા પછી ઉર્વશીને માટે ગાંડા થનાર પુરુરવાની યાદ કેમ ન આવે ? " ('જીવનનો આનંદ', પૃ. ૧૦ ). કાલિદાસે આવી જ કોઈ પળે ઉર્વશીની કલ્પના કરી હશે. સૂર્ય જે રંગો રચે છે તેનુ વર્ણન કરતાં કાકાસાહેબ થાકતા નથી. રંગોની જુદી જુદી છટા વિશેની એમની સૂક્ષ્મ પરખ, એને વર્ણવવાને કેટલીક વાર ચક્ષુરિન્દ્રિયનુ પરિમાણ બદલીને અન્ય ઇન્દ્રિયોનાં પરિમાણમાં પ્રવેશી અનોખી આસ્વાદ્યતા ઉપજાવવાનુ કૌતુક – એ કરવામાં એમને ખૂબ મજા પડે છે. આના નમૂના તો મબલખ વેરાયેલા પડ્યા છે. આપણે થોડા જ જોઈએ. એક ધરગથ્થુ વર્ણન : " સૂર્યની આસપાસ કેટલાંક વાદળાં ઉપર ઇંદ્રધનુષ્યના રંગો અસ્તવ્યસ્ત ફેલાયા હતા. તાંબાનું વાસણ ચોખ્ખું માંજીને તડકામાં રાખીએ ત્યારે કેટલીક વાર આવો રંગ એના ઉપર દેખાય છે. " ( એજન, પૃ. ૧૧ ). બાળપણના કેટલાક સ્વાદની સ્મૃતિ શરીર સદા તાજી રાખે છે, તેમાંય બોર, આમલી, તરબૂચ જેવી વસ્તુની તો ખાસ. તરબૂચ વેચનારો ' લાલમ લાલ લ્યો ' એમ જે કહેતો તે મને હજુ યાદ છે. કાકાસાહેબ એ લાલ રંગને યાદ કરે છે, પણ પાકતાં તરબૂચનું એમનું સૂક્ષ્મ નિરીક્ષણ જુઓ, ભારે આસક્તિ વિના આટલું વીગતપૂર્ણ નિરીક્ષણ ન

સમજાવે : "ખેતરમાં જેમ તરબૂચની પાકવાની શરૂઆત થતાં અંદર લાલ રંગ ધીરે ધીરે પાકવા માંડે છે તેમ વાદળાંના નીચલા ભાગમાં ઝાંખો ઝાંખો સિંદૂરનો રંગ ચોંટે છે અને એને લીધે વાદળાંની મુખ્ય મુખ્ય નસોનો વળાંક જેવો છે તે ઓળખવું સહેલું થઈ પડે છે.' (એજન, પૃ. ૫) જેણે પાકવા આવેલા તરબૂચને કાપીને જોયું હશે તેને આ નસોવાળી વાત તરત સમજાઈ જશે. મારા જેવા નદીકાંઠે વતન ધરાવનારા આદમીને 'તરબૂચનું ખેતર' એ શબ્દ જરા ખૂંચે ખરો. તરબૂચ નદીના ભાઠામાં કે તળિયામાં થાય છે, ને વૈશાખમાં ચોમાસેથી નદી સુકાઈને જેવું તો મીઠાશનું વાવેતર કરી જાય છે! સૂર્યના તાપમાં વાદળાનું બહુરૂપીપણું ને બહુરંગીપણું આપણને એક બીજું સ્વાદુ ચિત્ર આપે છે: "પૂર્વ તરફના વાદળાંઓ નવો જ તપખીરિયો રંગ આજે ક્યાંથી લઈ આવ્યાં હતાં. તેમાં થોડોક ફેર પડ્યો એટલે પાકેલા બનારસી આંબાનો રંગ દેખાવા લાગ્યો. તેમાં સૂર્યનો પ્રકાશ થોડોક ભળી જતાં જ તે રંગે બકુલના ફળનું સ્મરણ કરાવ્યું, અને ફરી ગુલાબનું ફૂલ સુકાઈ જતાં જે રંગ દેખાય છે તેની છટા નજરે પડી.' (એજન, પૃ. ૨૭–૨૮) જાદુનો ખેલ જ થયો ને! પેલી, પાણીમાં માખણને નાના ટુકડા મગાવવા જેવી પ્રેક્ષણીય ક્રીડા છે. કાકાસાહેબની મુગ્ધવૃત્તિ રંગોના વર્ણનમાં વૈદ્યરાજની સુવર્ણમાલિનીને પણ ખેંચી આણે છે: "સામેની બાજુએ જાણે આખી દુનિયામાંના વૈદ્યોને રાજી અને તૃપ્ત કરવા સારુ જ સુવર્ણમાલિનીનો એક આખો પહાડ જ તૈયાર થયો.' (એજન, પૃ. ૪૫) અહીં શિશુમનની નરવી મુગ્ધતા છે. શિશુ એની આજુબાજુના વિશાળ વિશ્વના પરિમાણ જોડે પોતાનો મેળ બેસાડવા મથતું હોય છે. પોતાના લઘુપરિમાણ શરીરમાં રહીને એ બહારની બૃહત્તાને જુએ છે. આથી પ્રમાણ બેસાડવા એ અતિશયોક્તિ કરે છે. બહુ મોટી વસ્તુનો એને ભય હોય છે, માટે રાક્ષસની એની કલ્પનામાં મોટો આકાર અનિવાર્ય બને છે. જે એને રુચે છે તેનું એ લઘુક નાજુક રૂપ કલ્પે છે. એની પરી પતંગિયા જેવી નાની હોય છે. જાગતી રાતે ગીચ જંગલની કોઈ અંધારી ગુફામાં લપાઈ રહે ત્યારે નાનકડી પરી ચન્દ્રલોકમાં સ્વૈરવિહાર કરે ને ફરાવે. બાળકને જે મધુરું ગમે તેના મોટા જથ્થાની એ કલ્પના કરે છે. માટે તો અહીં સુવર્ણમાલિનીનો પહાડ ઊભો થઈ ગયો. કાકાસાહેબ રંગોમાં મહત્ત્વારોપણ કરીને કેટલાક સ્વભાવવર્ણનોનું પણ આરોપણ કરે છે. રંગોનો આપણા મનોભાવ જોડે સંબંધ છે. માનસશાસ્ત્રી કે ચિત્રકાર કહે તેથી જુદી પોતાની આગવી, રીતે કાકાસાહેબ રંગોને સ્વભાવ અર્પે છે: 'સોનેરી રંગ લાગે સ્વપ્ન

ટકે તેમા મજા નથી. મરકારી વિનોદની જેમ તેની લહેરો આવે ને જાય તેમા જ ખરી મજા છે." (એજન, પૃ ૨૪). રંગોની બદલાતી છટા સાથે મનોભાવની એકબીજાથી શબલિત થતી છટાઓનુ સમાંતર વર્ણન તદ્દિદ્ સહૃદયને માટે હૃદ્ય બની રહે છે: "ગુલાબી છટા જ્યારે કલ્પનાના પ્રાથમિક સ્ફુરણ જેટલી પાતળી આછી હોય છે ત્યારે તે એટલી પારદર્શક હોય છે કે તેમાથી આકાશનો નીલવર્ણ સ્પષ્ટપણે દેખાય છે અને આ રંગ પ્રસન્નતા અને વિલાસિતાની વચલી સ્થિતિનો પૂરેપૂરો દ્યોતક બને છે" (એજન, પૃ ૧૯) આ વર્ણન પર કાકાસાહેબના નૈતિક અભિગ્રહનો પાસ બેઠેલો કોઈને લાગે તો નવાઈ નહિ! બે ભાવાવસ્થાની સંધિ અને સન્ધ્યા તથા ચન્દ્રોદયની સન્ધિનુ આવુ જ વર્ણન કાકાસાહેબે આપ્યું છે. એઓ કવિઓ સામે ફરિયાદ કરતા કહે છે: "...સંધ્યાનો સંધિવૈભવ ને ચંદ્રિકાનો આહ્લાદ કંઈ જુદા જ હોય છે આ બન્નેના મિલનના પ્રસંગે તે વૈભવ અને આહ્લાદ એકત્ર મળવાથી જે ભાન નિર્માણ થાય છે તેનુ કવિઓએ હજુ નામ પાડયુ નથી, એ તેમનો ગુનો જ કહેવાય" આટલી ફરિયાદ કર્યા પછી આ ભાવસન્ધિને સ્પષ્ટ કરવા બીજી ભાવસન્ધિને ઉપમાન તરીકે પ્રયોજતા કહે છે. "રૂપયૌવના યુવતીને પ્રથમ માતૃપદ પ્રાપ્ત થતાં તેના મુખ ઉપર જે વૈભવયુક્ત સ્થિર શાંતિ પથરાયેલી દેખાય છે તે જ છટા પ્રકૃતિદેવીના અંગપ્રત્યંગો ઉપર તે વખતે દેખાય છે" (એજન, પૃ ૧૮) આટલુ કહ્યા પછી જેમ કોઈ શિશુ "જો મને તો આ મળ્યુ, છે તારી પાસે?" કહે તેમ કાકાસાહેબ તૃપ્તિની ખુમારીમા પૂછે છે: "ચંદ્ર આકાશમાથી આ બધુ જોઈ શકતો હશે ખરા?" પૃથ્વી પર રહેનારા ફાયદાઓ કાંઈ સાવ નજીવા નથી! કાકાસાહેબની કૌતુકવૃત્તિ સન્ધ્યામા સજીવારોપણ કરીને એને હનુમાનની ભક્ત પણ બનાવી દે છે: "...આટલું કર્યા પછી સંધ્યાને યાદ આવ્યુ કે આજે તો શનિવાર છે તેથી હનુમાન માટે સિંદૂર તૈયાર કર્યે જ છૂટકો!" (એજન, પૃ ૪૫) કેટલીક વાર, કેટલીક વાર જ, કાકાસાહેબ ઇન્દ્રિયલુબ્ધ બની જાય છે, ને ત્યારે આપણને તો પ્રાયશ્ચિત્ત કરવાનુ સૂઝતુ નથી, સુખનો જ છાક ચઢે છે. એવી, અસાવધતાની પળે છટકી નાઠેલી, બે ઉક્તિઓ આખી જોઈએ: "આજે પરોઢિયે ઈશાનખૂણા તરફનુ આકાશ તદ્દન પાકવાની અણી ઉપર આવેલા બોર જેવુ દેખાતું હતુ (બનારસી બોરનો સ્વાદ તો આપણે આગળ ચાખ્યો. હવે આગળ–) નવયૌવનમય માર્દવ સહેજ તપાસી જોવાની દાતને ઉત્કટ ઇચ્છા થાય છે તેવો રંગ, બરાબર તેવો જ રંગ, આજે આકાશે

ધારણ કર્યો હતો " (એજન, પૃ ૫૦) અહીં ચક્ષુ, સ્પર્શ અને સ્વાદ – આ ત્રણેય એકસાથે તરપાય છે હવે તો કાકાસાહેબ પીણામાં જઈને નશો કરવા જ બેસે છે " નાગલીના બગીચામાં ગુલછડી (નિશિગંધી) નું એક લાગટ પહોળું પીધું હતું ગજ સાંજે નશો કરવા હુ ત્યાં જતો " ('રખડવાનો આનંદ' પૃ ૧૩૦).

બપોરવેળાના પ્રખર સૂર્યના પણ કાકાસાહેબ એટલા જ આશક છે ગ્રામજીવન માણનારને સુપરિચિત અને ફીણવાળા ધારોષ્ણ દૂધના સ્વાદની સ્મૃતિને તાજી કરતી આ છબી જુઓ " ભેંસો દૂધ દેતી વખતે જેમ આંખ મીંચીને નિસ્તબ્ધ ઊભી રહે છે તેમ આકાશ તડકાની સેરો છોડતું જ રહે છે " ('જીવનનો આનંદ', પૃ ૧૩) અહીં બપોરની નિસ્તબ્ધતા, મગ્નતાનું વાતાવરણ પણ સુરેખ ઊપસી આવે છે જે લોકો 'બહુ તાપ છે, બહુ તાપ છે' કરીને અકળાય છે તેમને 'તડકાનું કાવ્ય' માણનાર કાકાસાહેબ વિનોદવૃત્તિથી શરમમાં નાખવા કહે છે " જે તડકો ઢેખાના પેટમાંનું પાણી પણ લૂટતો નથી તેને નાસનાયક શા હિસાબે કહો ? " (એજન, પૃ ૧૩) પણ કોઈક વાર કાકાસાહેબનેય મધ્યાહ્નની પ્રખરતાનો અનુભવ થાય છે " બપોરનો તાપ કર્મકાંડી બ્રાહ્મણોની પેઠે સ્હેજ તપતો હતો " ('લોકમાતા', પૃ ૬૩) અહીં કર્મકાંડી બ્રાહ્મણોના પર કાકાસાહેબના રોષનો આકરો તાપ વરસ્યો!

સાન્ધ્યવેળાના વર્ણવિલાસમાંય કેટલીક વાર કાકાસાહેબને વૈરાગ્યનું સૂચન દેખાય છે પણ એ વૈરાગ્યનેય એનો આગવો પ્રભાવ હોય છે. " પ્રથમ ક્ષણે સૂર્ય તો સન્યાસ લીધેલા કોઈ સમર્થ પુરુષ જેવો પ્રભાવશાળી પણ પ્રભાવિહીન એવો દેખાતો હતો " ('જીવનનો આનંદ,' પૃ ૧૫) અહીં 'પ્રભાવશાળી પણ પ્રભાવિહીન'માં પ્રભા અને પ્રભાવ વચ્ચેનો કાકાસાહેબે કરેલો વિવેક વિરોધના પાયામાં છે શબ્દો જ કેટલીક વાર કાકાસાહેબને આવી રમત કરવા ઉશ્કેરે છે બધા જ કવિઓ શબ્દને રમકડું રમીને જ મોટા થાય છે સંધ્યાસમયના સૂર્યનું એક બીજું ચિત્ર જુઓ. " આજકાલ સંધ્યાસમયે વાદળાં પાછળ અર્ધ ઢંકાયેલા સૂર્યની શોભા વાલ્મીકિના કાવ્ય જેવી ઉજ્જ્વળ હોય છે. ' (એજન, પૃ ૧૩૧) અહીં 'અર્ધ ઢંકાયેલા' એ જ અલંકારનો પાયો છે કાવ્ય અર્થ પ્રકટઅપ્રકટ હોય તો જ રસાત્મક બને-તે સૌ-રસિકો-જાણે છે

સૂર્યની અસ્તસમયની થોડી છબિ જોઈ લીધી હવે ચન્દ્ર તરફ વળીએ. કવિતામાં ચન્દ્ર એવો તો ચવાઈ ગયો છે કે કોઈ ચન્દ્ર વિશે કવિતા કરવા

તૈયાર થાય ત્યારે આપણુને એકદમ એ માટે ઉત્સાહ થઈ આવતો નથી, આપણે જરા શંકાશીલ બની જઈએ છીએ આની પરિસ્થિતિમાથી કાકાસાહેબને એમની શિશુસહજ સરળતાથી વિસ્મયની વૃત્તિ ઉગારી લે છે. બાકી ચન્દ્ર આવ્યો એટલે શીતળતા ને આહ્લાદકતા તો હોય જ, સુન્દર મુખ પણ આવવાનુ જ. ને કલંકની પણ થોડીઘણી વાત આવવાની. કાકાસાહેબ ચન્દ્રમાં, ખાસ કરીને દિનસધૂસર ચન્દ્રમા, વિલાસિતાને કારણે આવેલી ફીકાશનુ આરોપણ કરે છે ખરા.

ચન્દ્ર પારકું તેજ ઝીલીને આપણુને આપે છે. આ હકીકતનો ઘણાખરા કવિઓ ઉપયોગ કરે છે અર્થાન્તરન્યાસની છાપવાળી કાકાસાહેબની આ યુક્તિ પણ એ હકીકતનો, પોતાને અભિમત દૃષ્ટિબિન્દુ પ્રકટ કરવામે, સૌન્દર્ય ઉપજાવવાને નહિ, ઉપયોગ કરે છે: "કોઈ મોટી વ્યક્તિ પાસે રહી પ્રેરણા મેળવનારા લોકો બીજાને બહુ પ્રેરણા આપી શકતા નથી. જ્યારે તેઓ દૂર જાય છે ત્યારે જ તેમનામા પ્રેરણા આપવાની શક્તિ આવે છે એમ કહેવાય છે એ કેટલુ ખરું હશે એ કોણ જાણે! પણ ચંદ્રની બાબતમા તો તે સાચું લાગે છે ખરુ" ('જીવનનો આનંદ', પૃ ૩૦). અહીં સર્વનામોના પ્રયોગોમા રહેલી શિથિલતા અર્થ સમજવામા અતરાય ઊભો કરે છે તે જણાઈ આવશે ચન્દ્ર કેટલી પ્રેરણા કોને આપે છે તે વાત જવા દઈએ, કાકાસાહેબ જેવા સયમના આગ્રહીને પણ એ ઉન્મત્ત બનાવે છે એટલું નક્કી એમના આ વિશેના એકરાર ઠેરઠેર એમના લખાણમા વેરાયેલા પડ્યા છે. એ પૈકીના થોડા જોઈએ: "હીનોપમાનો દોષ સ્વીકારીને પણ કહેવાનુ મન થાય છે કે–પાપ જેમ આપણુને થોડુંક આગળ જવાને લલચાવે છે, અને એમ કરતા કરતા ધીમે ધીમે દૂર સુધી લઈ જાય છે, તેવી જ રીતે ચાદનીના આમત્રણનુ પણ હોય છે" (એજન, પૃ ૨૨). અહીં ચાદનીના આમંત્રણને પાપના આમંત્રણ જોડે સરખાવવાનુ એમને સૂઝ્યું એ એક સૂચક ઘટના છે ચન્દ્ર એમની સ્પર્શેન્દ્રિયને સતેજ કરે છે ને સાથે ભળે છે શિશુસહજ કૌતુક: "લોટ જેવુ સફેદ ચાદરણું પડ્યું હોય ત્યારે જેમના પગમા ગતિનો સચાર થતો નથી તેઓ ચોક્કસ કોઈ આધિ કે વ્યાધિથી ગ્રસ્ત થયેલા હોવા જોઈએ." (એજન, પૃ ૨૨) અહીં 'લોટ જેવુ સફેદ' એમ કહેવાને બદલે 'લોટ જેવુ મુલાયમ' કહેવુ જોઈતું હતુ, કારણકે સફેદ હોવાનુ સાધર્મ્ય અહીં અપ્રસ્તુત છે, અહીં તો સ્પર્શસુખની વાત છે. આ સ્પર્શસુખનો, આને મળતો, બીજો ઉલ્લેખ પણ જોઈએ: "ચૂનો, ચોખાનો લોટ અથવા તો ઘઉનો મેદો એ બધાંનો રંગ

સૌથી વધારે સદ્દ એમ કહી શકાય આના મોટા ઢગલા પડેલા હોય ત્યારે પ્રકાશ અને છાયાને લીધે તેમાં મખમલ જેવી છટા આવી જાય છે, ..." (એજન, પૃ ૪૪) અહીં ચક્ષુ અને સ્પર્શના પરિમાણની સુખદ અદલાબદલી છે ગાંડપણનો સ્પષ્ટ એકરાર સાંભળો. "આદની ગત એટલે કાવ્યમય ગાંડપણનો જ ઉસર! ડાહ્યા માણસોએ પસંદ કરેલું ગાંડપણ!! 'પાગલામી' નો મુશળ ધાર વરસાદ!!!' (એજન, પૃ ૨૨) અહીં ગાંડપણની માત્રા સાથે વધતો જતો ઉદ્ગાર ચિહ્નોનો ઉપયોગ જુઓ આવા ગાંડપણમાંય કાકાસાહેબ સાવધ રહે છે. ઘણુંખરું એકાદ વિશેષણને ઢાલ તરીકે વાપરવાનું એમને ફાવે છે—'મસ્તકારી ઉલ્લાસ', 'જીવનધર્મી' કલા', 'કાવ્યમય ગાંડપણ', 'ડાહ્યા માણસોએ પસંદ કરેલું ગાંડપણ'

શિશુના વિસ્મયથી કાકાસાહેબ ચન્દ્રને જુએ છે ત્યારે સુન્દર ઉત્પ્રેક્ષા એમની લહાણ કરે છે. બાળપણમાં દૂધ ભરેલી વાટકી આપણી સામે મૂકી હોય ત્યારે કેવો આનંદ થતો, એ વાટકીની પૂર્ણતા જ આપણું સૌથી મોટું મૂલ્ય ત્યારે બની રહેતું આ આનંદની સ્મૃતિ કાકાસાહેબ પાસે એક ઉપમા યોજાવે છે "આઠમનો ચન્દ્રમાં ભરેલી વાટકીના જેવો પ્રસન્ન-ગંભીર હોય છે" (એજન, પૃ ૩૬) અહીં ચન્દ્ર અને વાટકીના આકાર વચ્ચેનું સાદૃશ્ય શોધવામાં ખરી ખૂબી રહેલી છે ભરેલી દૂધની વાટકી સાથે કોઈવાર ચુકાઈ ને બેરડ વળી ગયેલો રોટલો પણ યાદ આવી જાય છે 'ચાંદો હોય તોયે વાસી રોટલાના કકડા જેવો કયાંક પડયો હોય." (એજન, પૃ ૬૩) અહીં 'વાસી' હોવું એ સાધર્મ્ય ને આકારનું સાદૃશ્ય આપણા આસ્વાદની સામગ્રી બની રહે છે અલંકારશાસ્ત્રી જેને કદાચ હીનોપમાના કોઠામાં મૂકે એવી એક રુચિર ઉપમા જુઓ "ચન્દ્રલેખા આના કરતાં પાતળી હોત તો ઉતારેલા નખની ઉપમા આપી શકાત' (એજન, પૃ ૧૧૪) અહીં એની તનુતા જ એમના લક્ષ્યમાં છે, માટે જ 'ચન્દ્રલેખા' શબ્દ વાપર્યો છે એવી જ બીજી આપણને ગમી જાય એવી હીનોત્પ્રેક્ષા જોઈએ "જ્યારે અમારી ને ચંદ્રની વચ્ચે સરુનું પાતળું ઉપવન આવ્યું ત્યારે થયું કે, જાણે મોટો આગિયો જંગલમાં લપાતો લપાતો ઊડે છે" (એજન, પૃ ૧૭૭) જંગલમાં ગીચ ઝાડી વચ્ચેથી અલપઝલપ દેખાતા ચન્દ્રને માટે તો આની જ ઉત્પ્રેક્ષા ઘટે નાળિયેરીના અણિયાળા પાંદડા વચ્ચેથી દેખાતા ચન્દ્રનું તો ઘણાએ વર્ણન કર્યું છે, પણ અહીં શિશુસહજ નિર્દોષ દૃષ્ટિએ આંકેલું ચિત્ર જુઓ "એક નાળિયેરીએ પોતાના પાંદડાના ઉઝરડા ચંદ્રના ગાલ ઉપર ખેંચી બતાવ્યા એની મજા પડી" (એજન, પૃ ૧૭૭)

બાળપણમા સાભળેલી કથાઓમાનુ સોનાનુ વહાણ પણ કાકાસાહેબને, ચન્દ્રને જોતા, યાદ આવી જાય છે " રાત્રે આકાશમા જ્યારે વાદળાના મોજા ફેલાય છે ત્યારે ચદ્ર એવો તો શોભે છે કે જાણે સમુદ્રમા તરતું કોઈ સોનાનુ વહાણ .." (એજન પૃ ૧૩૧) કેટલીક વાર ચન્દ્રને નિમિત્તે કટાક્ષ કરવાનુ કાકાસાહેબ ચૂકતા નથી અલબત્ત, અહીં ચન્દ્ર નહિ પણ કટાક્ષ પર ભાર મુકાયો હોય છે · " રાત્રિપતિ ચદ્રને તો રોજ એક એક ઘરની પરોણાગત લેવાની હોય છે એટલે વરગાજાની પેઠે – અથવા સાચુ કહીએ તો માનપત્રો ઉઘરાવતા રાષ્ટ્રપતિની પેઠે એ જતો હોય છે " (એજન, પૃ ૧૨૦). મેથ્યુ આર્નોલ્ડે કહ્યુ જ છે તો, Poetry is criticism of life ! ઉન્માદ પ્રેરતો ચન્દ્ર કોઈક વાર ભારે ડહાપણભરી ઉક્તિ પણ કાકાસાહેબ પાસે કઢાવે છે · " ( ચન્દ્રના ) બે બાજુના શીંગડાની અણીઓ સહેજ અસ્પષ્ટ હોવાને લીધે રસિક જનોના મર્મવચન જેવી લાગતી હતી " (એજન, પૃ ૧૧૪) સસ્કૃત સાહિત્યનુ પરિશીલન પણ ચન્દ્રને વર્ણવવામા ખપમા આવે છે " (દિવસનો તે ચન્દ્ર) વિલાસ-ચતુર પણ ગરીબ થયેલા ચારુદત્તનુ સ્મરણ કરાવે છે " (એજન, પૃ ૧૧૪) હવે ચન્દ્રની વદાય લઈએ

તારાખચિત આકાશ જોતા કાકાસાહેબ ધરાતા નથી જેટલુ જળનુ–નદીઓનુ એમને આકર્ષણ છે તેટલુ જ ગ્રહનક્ષત્રોથી ભરેલા આકાશનુ છે આ બાબતમા એમનો દૃષ્ટિવિલાસ માઝા મૂકે છે અહીં સયમ રાખવાની જવાબદારી આપણી છે ! રાત્રિના સૌન્દર્ય પર કાકાસાહેબ વારી જાય છે નક્ષત્રખચિત રાત્રિનુ એક ચિત્ર જુઓ " અધારું થયુ અને રાત્રીનું વિશાળ કદબ ફૂલવા લાગ્યુ પારિજાતના ઝાડ ઉપર જેમ ફૂલોની બહાર આવે તેમ નક્ષત્રો ફૂલવા લાગ્યા ' (એજન, પૃ ૬૯) કદબના ફૂલ ઓછા પડ્યા એટલે વધુ સમૃદ્ધિ માટે તરત પારિજાતને હાજર કરી દીધુ તારાઓની આકાશમાની જુદી જુદી સ્થિતિને કૌતુકથી જોઈ રહેતા એઓ કદી ધરાતા નથી કૌતુકભરી એ દૃષ્ટિએ આકેલા થોડા ચિત્રો જોઈએ " ત્રિશકુના ત્રણ તારાઓ છાપરા ઉપર મોભના નળિયા બેસે એવી રીતે બરાક ઉપર બેઠા છે ' (એજન, પૃ ૧૧૯) આકાશવિહારીનુ આવુ અવતરણ ઘણી વાર જોવા મળે છે " આકાશમા જોયુ તો કાળા કાળા અભ્રા વચ્ચે એક જ તારો ચમકતો હતો, ચમકતો શાનો ? દુ બે-કષ્ટે બિચારો સહેજ ડોક લબાવીને જોતો હતો એક જબરા મોટા મકાનમા કોઈ એકાકી વૃદ્ધા ગોખમા બેસીને ખાલી રસ્તા પર જોતી હોય એમ " ('રખડવાનો આનદ', પૃ ૧૮૯) તારાખચિત આકાશને દૃષ્ટિસમક્ષ જો રાખીએ નહિ તો નિદ્રા

પણ નહીં આવે. આ બાગમાં કાકાસાહેબને એક સમાનધર્મી મળી જાય છે તેના મુખમાં પણ કાકાસાહેબ એક ઉપમા મૂકી દે છે : "છોકરાને મજાની ઉપમા સૂઝી એટલે આખો દીપાવીને કહે : જેમ તંબૂરા વગર ગવાય નહિ તેમ તારાઓના ચંદરવા વિના સુવાય નહિ" ('જીવનનો આનંદ', પૃ ૧૨૨) આ આગાશીને કાકાસાહેબની આંખ પણ દીપી જ ઊઠી હશે, પણ કાકાસાહેબ જ્યારે સપ્તર્ષિની જુદી જુદી છબીઓ જોઈને વારી જાય છે ત્યારે અલંકારની માળા ગૂંથીને આપણને આપી દે છે. "સપ્તર્ષિ ઊગતા હોય છે ત્યારે નાગે ફેણ માંડી હોય તેમ માથું ઊંચું કરીને ઊગે છે સહેજ ઉપર ગયા એટલે આ સપ્તર્ષિ નથી પણ મુગ્ધબાળ લાંબી પૂંછડી-વાળો એક પતંગ ઉડાડતો હોય એમ દેખાય છે બરાબર મધ્ય આકાશમાં આવે છે ત્યારે કોઈ બાહોશ ખલાસી કે તારાની પેઠે પગ બરોબર પાછળ છોડીને તરતા હોય એમ લાગે છે ત્યાંથી જરાક ઢળી પડે એટલે મત્ત ગજેન્દ્રની સૂંઢનો આકાર ધારણ કરે છે એથી આગળ વધે એટલે સિંગલ-બાર પર કોઈ ખેલાડી ગ્રાંડ સર્કલ કરતો હોય એવો આભાસ થાય છે અને જ્યારે આથમતી વખતે ચોકડી અલોપ થઈ જાય અને નર્યું તારાનું પૂંછડું જ ઉપર રહે છે ત્યારે કોઈ ખારવો માથું નીચું કરીને સમુદ્રમાં ડૂબી જતો હોય અને એના ઢીલા છોડેલા પગ જરાક વાંકા થયા હોય એવું ચિત્ર તૈયાર થાય છે." (એજન, પૃ ૧૩૦) અહીં ખલાસી કે તરવૈયાની જુદી જુદી ગતિના ચિત્રો કાકાસાહેબના સૂક્ષ્મ નિરીક્ષણના દ્યોતક છે એમની કૌતુકભરી દૃષ્ટિ સિંગલબારના ખેલાડીનું ચિત્ર પણ લઈ આવે છે તારાઓના ગુચ્છનું બીજું ચિત્ર આ રહ્યું. "અગસ્તીનું ચાંદરણું તો સીધું સોંસરું ઊતરીને પાણીમાં ઊતરી જતું હતું ફક્ત જાતિવૈરી સુર-અસુરના ગુરુઓ દીર્ઘવિગ્રહથી કંટાળીને કંઈક વિધિ કરવા માટે ભેગા થયા હોય તેમ પશ્ચિમે ચળકતા હતા" ('રખડવાનો આનંદ', પૃ ૧૩) તારાના અમીધાર જેવા તેજને કાકાસાહેબ "પૃથ્વીના માતૃહૃદયના સ્તન્ય જેવો— પ્રેમનો ફુવારો" ('જીવનનો આનંદ', પૃ ૫૮) કહીને ઓળખાવે છે

હવે 'લોકમાતા'ના ભક્ત કાકાસાહેબ નદી અને સમુદ્રના દર્શનથી ગદ્‌ગદ્ થઈને કેવી ઉપમાઉત્પ્રેક્ષાઓ યોજે છે તે જોઈએ પાણી જે આકારો રચે છે તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કાકાસાહેબે કર્યું છે પાણી જે આકારે ફેલાય છે તેનું એક ચિત્ર જુઓ. "એક ઠેકાણે પાણીએ અવતાર કર્યો કે તરત ફરી ત્યાં અંગરખાના ઘેરાવાની પેઠે કે ધોતિયાની કળીની પેઠે એ રેલાવા લાગે છે" ('લોકમાતા' ૧૫૨) બંધારાના લોખંડના દરવાજામાંથી બહાર નીકળતા

પાણીનો વેગ અને સ્ફીત આકાર કાકાસાહેબ એમની લાક્ષણિક રીતે આમ વર્ણવે છે: "લોખંડી દરવાજાની નીચે થઈને બહાર નીકળનારું પાણી વ્યાસ તથા વાલ્મીકિની પ્રતિભાની સાથે ટક્કર ઝીલી રહ્યુ છે" ('રખડવાનો આનંદ', પૃ ૯૦) અહીં વ્યાસ-વાલ્મીકિની પ્રતિભા કેની તો બૃહત્ પરિમાણ હતી તેનો ખ્યાલ આપવા સાથે પાણીના વેગનો ખ્યાલ પણ આપણને આપી દે છે હવે શિશુસહજ કૌતુકવૃત્તિથી એના સ્ફીત આકારનુ કરેલુ વર્ણન જુઓ: "ઉપરની બાજુએ આ કઠિથી પેલા કાઠા સુધી ભટજીના પેટ જેવુ ફૂલેલું પાણી જાત જાતની હોડીઓને પોતાની સપાટી પર રમાડી રહ્યુ છે" (એજન, પૃ ૯૦) મનની ભાવદશાઓ સાથે પાણીના બદલાતા આકારોની આ સરખામણી પણ પ્રેક્ષણીય છે: "આનદનો, દુ:ખનો, હર્ષનો અથવા ઉદ્વેગનો ઊભરો પેટમા જ્યારે સમાતો નથી ત્યારે જેમ માણસ રહી રહીને ઉદ્ગાર કાઢ્યા જ કરે અને ગમે તેટલા ઉદ્ગાર કાઢે તોપણ બસ થતું નથી, તે જ પ્રમાણે અહીંના પાણીને ઠડા હિમ જેના ઊભરા આવતા હતા અને ફાટી ગયેલા ફીણની વક્ર રેખાઓ આખા પૃષ્ઠ ભાગને આરસપહાણના પથ્થરની માફક અમરખની શોભા આપતા હતા" (એજન, પૃ ૯૦-૯૧)

પાણીનો પડતો ધોધ જે રૂપો રચે છે તેને જોવાનો આહ્લાદ અવ નવીન જ હોય છે એ રૂપોનુ દર્શન કાકાસાહેબને પણ અનેક પ્રેક્ષણીય રૂપો રચના ઉત્તેજે છે ઘડીભર એમને સ્વપ્નો નુ માયા નુ મતિભ્રમો નુ-જેવુ થઈ જાય છે! "પણ અરે, આ શુ! હું રખડુ મુસાફર છુ કે આ દુનિયાનો બાદશાહ છુ? મારી પલાઠી તળે આ રત્નખચિત આસન ક્યાથી આવી ગયુ? પાણીના તુષાર ચારેકોર ફેલાય છે, જાણે મોતીની માળા! અને આસન તળે બે રૂપાળા ઇન્દ્રધનુષ્યો મને સમ્રાટની પ્રતિષ્ઠા આપી રહ્યા છે અલકાપુરીના કુબેર કરતા મારો વૈભવ હવે કઈ બાબતમા ઓછો છે? ઇન્દ્રધનુષની ઝીનરી કિનારવાળા ચાદીના ધાગાવાળા આસન ઉપર બેઠો છુ, અને મોતીની માળાનુ ઉત્તરીય ઓઢી અહીં આનદ કરુ છુ માથે સૂર્યનારાયણનુ ચળકતું છત્ર છે અને આસપાસ ઊડતા આ દ્વિજગણો જગન્નાથના સ્તોત્રો ગાય છે!" ('રખડવાનો આનદ', પૃ ૧૦૦) અહીં કલ્પનાના લખલૂટ વૈભવની છાકમછોળ દેખાય છે ગદા પાણી પર બાઝેની લીલનુ સૌન્દર્ય એમને વિસ્મિત કરી દે છે ને કાકાસાહેબ રમ્ય મદેહમા રાચે છે: "એ પાણી જેટલુ ગદુ હતુ તેટલુ તેના ઉપર જામેલુ લીલનુ પડ અસાધારણ સુદર હતું, એ બાબત તરફ મારુ ધ્યાન ખાસ ગયુ આ એક પ્રકારનો

અકીકનો પથ્થર છે, કે જેનો ચળકાટ ઊડી ગયો હોય તેવો પન્નાનો એક ચોરસ ટુકડો છે તેની ગડભાંજમાં હું ત્યાં ઊભો રહી ગયો." (એજન, પૃ. ૧૦૫). ધોધનાં પાણીની જેમ દરિયાનાં મોજાંની ઉત્થાનપતનની લીલા વિદગ્ધ કાકાસાહેબને લાક્ષણિક ઉપમા યોજવા પ્રેરે છે: "(મોજાંનું તાંડવ) જાણે શિવતાંડવસ્તોત્રનું પ્રમાણિકાવૃત્ત પોતાની શક્તિ અજમાવવા માંડે છે અને હૈયું ભરાઈ આવે એટલે ઓઘ વધવાથી જોતજોતામાં પ્રમાણિકાનું પંચચામર થઈ જાય છે." ('જીવનનો આનંદ', પૃ. ૨૦૨-૨૦૩). મોજાંનાં પાણીમાં સ્નાન કરતાં પગથિયાંનું ચિત્ર જુઓ: "...કેટલાંક પગથિયાં અખંડ સ્નાન કરતા ઋષિઓની પેઠે ધ્યાન કરતાં બેઠાં છે. મોજાંનું પાણી એમને માથે પડી હસતું હસતું અને ગોમુત્રિકાબંધ કરતું પગથિયાં ઊતરતું જાય છે." (એજન, પૃ. ૨૦૩). દરિયાકાંઠે ભરતી ઓસરતી હોય તે વેળાએ રેતાળ પટ પર જે ચળકાટ દેખાય છે તે જોઈને કાકાસાહેબને શું યાદ આવે છે?–" આખો સમુદ્રકિનારો જાણે દેવોનું કે દાનવોનું ભીંજાયેલું ટેનિસકોર્ટ હોય એવો સીધો સપાટ દેખાય છે." ('રખડવાનો આનંદ', પૃ. ૨૪૫). એવી ભીની રેતી પર ચાલતાં આપણા ભારથી પગ નીચેનાં ચોસલાં ભાંગી જાય તેનો અનુભવ વર્ણવતાં એઓ કહે છે: "રેતીના બટકણા પોપડા જ્યારે પગ તળે ભાંગી જતા ત્યારે પાપડ ખાવા જેટલો આનંદ આવતો." ('લોકમાતા', પૃ ૯૯). નદીઓનો સંગમ કાકાસાહેબની કલ્પનાને ખૂબ ચગાવે છે. એવા એક સંગમનું વર્ણન જુઓ: "ચિનાબ નદી પોતાનો કરભાર લઈને ઐરાવતીને મળવા આવી હતી. એનો શો પ્રેમસંગમ! ગમદાસ અને તુકારામ એકબીજાને મળ્યા હોય અથવા ભવભૂતિ શેતરંજ રમતા કાલિદાસને પોતાનું 'ઉત્તરરામચરિત' સંભળાવતો હોય એવો એ દેખાવ હતો." ('લોકમાતા', પૃ. ૧૪૬). અહીં કલ્પના સ્વૈરવિહારી બને છે નદીમાં ફરતાં સઢવાળાં વહાણોના ચળકતા સઢ તો આપણે ઘણી વાર જોયા છે, પણ કાકાસાહેબને એ ચળકાટ જોતાં શું યાદ આવે છે? "સઢો એટલા તો ચળકતા હતા કે એ રેશમના છે કે હાથીદાંતના છે એ નક્કી થતું ન હતું. સઢમાં જ્યારે પવન ભરાય છે, ત્યારે કેળના પાંદડાની ભાત એમાં ઘણી શોભે છે." ('રખડવાનો આનંદ', પૃ. ૭૮). અહીં ચળકાટને લીધે બદલાતી પોતાની સ્પર્શક્ષમ અનુભૂતિ આપણને થાય છે.

હવે થોડી પ્રકીર્ણ ઉપમા ઉત્પ્રેક્ષાઓ જોઈ લઈએ. તાજમહાલને વર્ણવતાં બાળકોનું કાકાસાહેબે કરેલું નિરીક્ષણ આપણને ચકિત કરી દે છે: "દરવાજામાંથી તાજ કેવો નાનો અને રૂપાળો, સાવ બાળક જેવો

દેખાય છે। નાના બાળકો જ્યારે દાવકા થઈને બેસે છે ત્યારે એમના શરીરના પ્રમાણમા એમનુ માથુ કાઈક મોટુ દેખાય છે તાજનુ પણ પહેલી ક્ષણે એવુ જ લાગે છે" (એજન, પૃ. ૧૬૩) અનેક રગના કમળને જોઈને કાકાસાહેબ રગીન કલ્પના કરવા માડે છે "કમળ સફેદ હોય છે ત્યારે તપસ્વિની મહાશ્વેતાનુ સ્મરણ કરાવે છે એ જ જ્યારે લાલ હોય છે ત્યારે ગધર્વનગરી પર રાજ્ય કરતી કાદબરીની શોભા બતાવે છે પણ નીલ કમળ તો જાણે પ્રત્યક્ષ કુજવિહારી શ્રીકૃષ્ણનો જ ભાગ ભજવતું હોય એવુ લાગે છે" (એજન, પૃ ૨૪૫) અળાઈ થવાથી જે અકળામણ થાય છે તે પણ કાકાસાહેબ વર્ણવ્યા વગર રહેતા નથી "પેટમા ન માય એવી કોઈની છાની વાત સાભળ્યા પછી જે અસ્વસ્થતા અનુભવાય છે, તેવી જ અસ્વસ્થતા અળાઈને કારણે થાય છે" મનની બે જુદી જુદી પણ સમાનકર્મ અવસ્થાઓ જ ઉપમેય-ઉપમાન બની રહે છે એવી જ રીતે ટાઢનુ પણ વર્ણન કાકાસાહેબે કર્યુ છે "ખાસ ચીડવવાના ઉદ્દેશથી, લાગણી દુભાય એવી મસ્કરી કોઈ કરે અને આપણને લાગી આવે એવી નળગણી એ ટાઢ હતી" ('જીવનનો આનદ', પૃ ૧૭)

કાકાસાહેબમા રહેલો શિક્ષક પણ આ અલકાર યોજનામા ઘણી વાર પ્રકટ થઈ જાય છે વરસાદનુ પાણી જે રીતે રસ્તો કરીને વહેતુ જાય છે તેને જાણે પ્રાથમિક શાળાનો કોઈ શિક્ષક વર્ગને પદાર્થપાઠ આપતો હોય એવી અદાથી એઓ વર્ણવે છે "જ્યા જ્યા વરસાદ પડે છે ત્યા ત્યા માબાપોએ પોતાના બાળકોને લઈ જઈને જમીન ક્યા કેટલી ઊંચી છે, પાણી ક્યાથી કેવી રીતે વહે છે, પહાડ અને ટેકરા પરથી માટી કેવી વહી જાય છે અને પાણી ઉચ્ચનીચનો ભેદ દૂર કરવાનો કેવો પ્રયત્ન કરે છે એ બધુ એમને બતાવવુ જોઈએ' (એજન પૃ ૬૭) મસ્કૃતને માટેની વકીલાત કરતા કાકાસાહેબ કહે છે "આજના જમાનાના લોકો સસ્કૃતના સુદર રત્નોને અગ્નિ સમજીને અડકતાયે નથી!" (એજન, પૃ ૧૧૩) અહીં રોષનો કાકુ તરત પકડાઈ જાય છે વીજળીના દીવાઓ એમને તારાભર્યા આકાશ નીચે ગમતા નથી, આથી તિરસ્કારથી એઓ કહે છે "આ વીજળીના દીવાઓ એમની નફ્ફટ આત્મશ્લાઘાને કારણે કેટલા ભૂડા દેખાય છે!" ('રખડવાનો આનદ', પૃ ૧૧૯) હિલાલયની 'આધ્યાત્મિક ત્રિકોણમિતિનો જ આવિષ્કાર કરવો જોઈએ' એવી એઓ આપણને સલાહ પણ આપી છૂટે છે. પીપળાની ગૂચવાયેલી શાખા આપણા સમાજની અટપટી રચનાને ભાડવાના ખપમા આવે છે "પીપળાની ઉપર નીચે જનારી

શાખાઓ એટલી બધી ગૂંચાળી થઈ ગઈ છે કે એને હિન્દુ લોકોના સમાજશાસ્ત્રની જ ઉપમા આપી શકાય" (એજન, પૃ. ૩૧૧)

કાકાસાહેબની વિનોદવૃત્તિ પણ આ અલંકારયોજનામાં ઠીક ઠીક ભાગ ભજવે છે. કાગળને બે ભાગમાં ફાડવા માટે 'જરાસંધ'નો પ્રયોગ, Casting vote માટે તુલસીપત્ર, Printers devilનો શબ્દશઃ અનુવાદ મુદ્રારાક્ષસ — આ તો આજે ખૂબ જ જાણીતા થઈ ગયા છે. સંસ્કૃત સાહિત્યના પરિશીલનના સંસ્કાર આ અલંકારરચનામાં વરતાય જ છે, તે ઉપરાંત રવીન્દ્ર-સાહિત્યનો રસાસ્વાદ પણ પરોક્ષ રીતે એમના પર પ્રભાવ પાડે છે. મોટે ભાગે બાલોચિત કૌતુક ને અકૃત્રિમ વિસ્મય એમની અલંકાર રચનાને પ્રેરે છે. એમનો વ્યાપ બહુ મોટો નથી, કેટલાક પુનરાવર્તનો પણ થયા કરતાં હોય છે ને ઘણીવાર ઉપદેશક કાકાસાહેબની છાયા પણ પડતી હોય છે, તેમ છતાં એમાં ધરાઈ ધરાઈને માણવા જેવી સામગ્રી ઓછી નથી. આ અલંકારો ગદ્યમાં આવતા હોવાથી કાવ્યમાં એનો સમસ્ત રચના સાથેનો જે મજ્જાગત સંબંધ દેખાય તેવું અહીં બનતું નથી એ પણ ખરું, છતાં ગદ્યમાં એ નવી છટા પ્રકટાવે છે એટલું નક્કી.



ખરો સાહિત્યકાર બોધ આપતો નથી પણ દૃષ્ટિ આપે છે. તેથી જ શિક્ષકને પદે બેઠા વિના તે ગુરુસ્થાન પ્રાપ્ત કરે છે. કોઈ આંધળાનો હાથ પકડી એને લઈ આપણે ઓરડીમાં લઈ જઈએ અને ઓરડીમાંની દરેક વસ્તુનો તેને હાથે સ્પર્શ કરાવી તેને ઓરડીનો પરિચય કરાવીએ તો તે એ ઓરડીમાં સુખેથી રહી શકશે અને પોતાનો નિત્ય વ્યવહાર નભાવી શકશે. પણ આટલી ખાજગડ કર્યા વગર જો આપણે તે આંધળાને દૃષ્ટિ બક્ષી શકીએ, તો ક્ષણ અગાઉનો તે આંધળો ઓરડીમાંની બધી વસ્તુનો સ્વામી બની જાય. પછી તેને ઓરડીમાંની દરેક વસ્તુનો પરિચય કરાવવાપણું રહેતું નથી. હવે તે આપણા જેવો જ થઈ ગયો. તે હવે આપણો આશ્રિત નહિ પણ આપણો સાથીદાર થયો.

સાહિત્યનો મહિમા આવો છે. સાહિત્ય બોધ નહિ પણ દૃષ્ટિ આપે છે. સાહિત્ય માત્ર જીવનનું ઉદ્દીપન છે, રહસ્યોદ્‌ઘાટન છે, સાક્ષાત્કરણ છે.

હે સાહિત્યગુરો પરમાત્મન્, તારા અવતાર સમા બાકી સાહિત્યકાર આ દુનિયા ઉપર મોકલ. દુનિયા આપદ્‌ગ્રસ્ત થયેલી છે. તેને શાંતિ અર્પણ કર તેને કૃતાર્થ કર.

'જીવનભારતી', પૃ. ૨૫ — કાકાસાહેબ કાલેલકર

# કાકાસાહેબ દ. બા. કાલેલકરની કલાસંપૂર્તિ

**રવિશંકર મ. રાવળ**

૧૯૧૮ના અરસામાં વડોદરા કલાભવનમાં હેડમાસ્તર સ્વ. બુધવારની કલાચાર્યની જગ્યા ખાલી પડી તેના માટે ઉમેદવારી કરવા પ્રિન્સિપાલ મિ. વોરાની સૂચનાથી હું જાતે ગયો હતો અને મારા મિત્ર ગજાનન પાઠક તે વખતે સ્થાપત્ય વિભાગના શિક્ષાગુરુ હતા તેમને ઘેર મારો ઉતારો હતો. એ વખતે છાણીમાં સ્વામી આનંદ અને કાકાસાહેબ લશ્કરીઓમાં સ્વદેશભક્તિની પ્રેરણા પ્રચારી રહ્યા હતા. સ્વામીનો મારો પૂર્વ પરિચય અને સારો સંબંધ બંધાઈ ચૂક્યો હતો અને તેથી તે મારી પ્રવૃત્તિઓમાં ખૂબ જ રસ લેતા હતા. મારા વડોદરામા હોવાના ખબર મળતાં જ એક રાતે તેઓ અને કાકાસાહેબ ગજુભાઈ પાઠકને ઘેર આવ્યા, અને પહેલું જ કહ્યું કે અમે તમને છાણી લઈ જવા આવ્યા છીએ. કાકાસાહેબને તમારો ખાસ પરિચય કરવો છે. તેમની કલારુચિ ઘણી ઉચ્ચ છે અને કલાકારોને તેમના સંગમાં મજા આવશે. આવો કંઈક પ્રસ્તાવ થયો તે પછી અમે હિંદની કળાભાવના વિકસાવવા થોડી વાતો કરી; પણ એ વખતે હું તેમની સાથે જઈ શક્યો નહિ. વળી વડોદરામા મને કોઠું મળ્યું નહિ એટલે હું પાછો મુંબઈ ગયો અને વધુ એક વર્ષ મુંબઈ શરદી અને વ્યાધિઓની જેલમાં પુરાયો. પણ ૧૯૧૯માં તો વૈદ્યો અને ડૉક્ટરોની સલાહથી મુંબઈ છોડી દેવું પડયું અને અમદાવાદને મારું પ્રવૃત્તિકેન્દ્ર બનાવ્યું. બીજી તરફ પૂ. ગાંધીજી પણ અમદાવાદને તેમની તપસ્યાનું મથક બનાવી રહ્યા હતા એટલે સ્વામી આનંદ, જેમનું જીવનવ્રત રાષ્ટ્રસેવા જ હતું તે, પહેલા આવી ગયા અને સાથે કાકાસાહેબને પણ ખેંચી લાવ્યા. આથી વખતોવખત તેમનો સમાગમ મને મળવા લાગ્યો. એ વખતે તેમના જીવન વિશે, વિદ્યાભ્યાસ વિશે મને ઝાઝી માહિતી નહોતી, પણ જ્યારે જ્યારે તે ચિત્રો જોઈ પોતાની વિવેચના કરતા ત્યારે હું મુગ્ધ થઈ જતો અને મિત્રોને કહેતો કે આ

માણસ ચિત્રકારનું દૃષ્ટિબિંદુ બરાબર સમજી શકે છે અને ચિત્રોની રેખાઓ તેમજ રચના પાછળ રહેલા વિચારો પારખી શકે છે મારા યમ અને સાવિત્રીના એક ચિત્ર પર તેમણે એક કલાક સુધી વિચારો આપ્યા કર્યા ત્યાર પછી તો મને એમ થયું કે કાકાસાહેબને દરેક નવું ચિત્ર જોવા નિમંત્રવા એમને પણ એ બહુ ગમતું ચિત્રો અને ચિત્રોના ગ્રંથો જોવાને તેઓ ખૂબ ઉતેજાગ રહેતા આમ અમારો પરિચય ગાઢ થતો ગયો અને તેમનું સ્નેહીમંડળ પણ મને ઓળખતું થઈ ગયું

૧૯૨૦ મા છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ અમદાવાદમા થઈ ત્યારે તેને અંગે પ્રદર્શન રચવાનું કામ મને સોંપાયું હતું નવા ચિત્રકારોની કૃતિઓ જૂજ હતી, પણ મે મારા સાથીદારોની મદદથી અમદાવાદની ઘણી પ્રાચીન વસ્તુઓ ભેગી કરી હતી તે વખતની મારી કામગીરીથી કાકાસાહેબને મન હું બહુ ભાની ગયો હોઈશ, કારણ કે સ્વામીએ મને એક વાર કહ્યું કે તમે શહેર છોડીને આશ્રમમા આવી જાઓ તમારે માટે ખર્ચ કે સાધનની બાબતમા અમે કંઈ પ્રતિબંધ નહિ રાખીએ કલાકાર તરીકે તમને જે રુચે તે કરવું સ્વામી અને કાકાસાહેબની માગણી એટલી લલચાવનારી હતી કે હું મનમા તો ગળી ગયો હતો, પરંતુ આશ્રમના નિભાવ માટે પૂ. ગાંધીજીને કેટલો પરિશ્રમ વેઠવો પડે છે એ હું જાણતો હતો તેમ જ મારી આશ્રય પર જીવવાની ભાવનાથી એ પ્રસંગ મે જતો કર્યો, છતા આશ્રમની સેવામા કોઈ પણ પ્રકારની કલાને લગતી જરૂર પડતી એટલે હું કાકાસાહેબ અને સ્વામીને સાથ આપતો નવજીવનમા અને ગૂજરાત વિદ્યાપીઠમા એ રીતે મારો સંપર્ક ચાલુ થયો હતો અને નવી રાષ્ટ્રભાવનામા હું રંગાતો જતો હતો ગૂજરાત વિદ્યાપીઠનું પ્રતીક, નવજીવનના કેટલાક પ્રતીકો અને ચિત્રાવલીઓ તેના જ પરિણામો છે નવજીવન માટે ગિજુભાઈની 'ચાલણગાડી'ના ચિત્રો થતા હતા ત્યારે શ્રી જુગતરામ દવેએ તે બધા કાકાસાહેબને જોવા મોકલ્યા હતા તે વખતે કાકાસાહેબે કહ્યું હતું કે "ગુજરાત દશ વર્ષ આગળ વધ્યું " આમ તેમનો કલા તરફનો પક્ષપાત અને ઊર્મિ ઘણા કલાકારોને પ્રેરણા અને ઉદ્દીપન આપતી એટલું જ નહિ પણ તેમના ઉત્તર વિદ્યાર્થીવૃંદમા તેમણે હિંદી ચિત્રો અને પ્રતિમાઓ અને શિલ્પની પ્રશસ્તિઓ કરી તેમનામા કલાપ્રેમના બીજો રોપ્યા હતા હું જ્યારે જ્યારે તેમને નવા ચિત્રો જોવા આમંત્રણ કરું ત્યારે તે આવ્યા વિના રહેતા નહિ અને તેઓ તેમના ઉત્તર પ્રાંતના પ્રવાસોમા બહુ ભારપૂર્વક ગુજરાતના તરુણ ચિત્રકારોને યાદ કરતા એવું મારા જાણવામા આવ્યું છે

જ્યારે અમદાવાદમાં સાહિત્ય પરિષદ થવાની હતી ત્યારે કલાવિભાગના પ્રમુખ તરીકે તેમની વરણી સુયોગ્ય ગણાશે એવી મતલબનો એક પત્ર મેં 'જન્મભૂમિ'માં પ્રકટ કર્યો હતો. તેમાં મેં કાકાસાહેબની કલાભક્તિને રસ્કિનની કલાભક્તિ સાથે સરખાવી હતી અને કલા પરનાં તેમનાં પ્રવચનોની ભાષા, અભિજાત સંસ્કારિતા અને ઉચ્ચ સૌંદર્યભાવનાનો ઉલ્લેખ કર્યો હતો. તે પર મુંબઈના એક કલાવિદ્ છેડાઈ પડયા હતા અને કેટલાક ઊગતા ચિત્રકારોની સભા મેળવી એ પસંદગીનો વિરોધ પણ કરી બતાવ્યો હતો છતાં હું તો મારા મતને દૃઢપણે વળગી રહ્યો છું કે કાકાસાહેબે કલાસાહિત્ય ગુજરાતને જેટલું આપ્યું છે તેટલું કોઈએ આપ્યું નથી.

વખત જતાં તેમની કલાભાવનાને અનુસરી રાષ્ટ્રની કલાઓ વિકાસ-ક્રમ નહિ યોજે તો કલાપ્રવૃત્તિઓ ઉન્માર્ગી થઈ જવાનો પૂરો સંભવ છે. એનો નિર્ણય તો કાળથી જ થઈ શકે. ચિત્રશિક્ષા માટે કાકાસાહેબનો અનહદ પ્રેમ છે અને તેઓ સામાન્ય જનને પણ થોડી ઘણી ચિત્રક્રિયાઓ શીખવા માટે આગ્રહ રાખે છે તે માટે તેમણે 'કુમાર'માં એક લેખ પણ લખ્યો છે. કાકાસાહેબે જેમ અનેક સ્થળે નિસર્ગ દશ્યો અને કળાપ્રવૃત્તિઓ ઉપર પોતાની વિચારમાળા રજૂ કરી છે, તેમ તેઓ પોતાને ગમતાં ચિત્રો, શિલ્પો અને પ્રતિમાઓ ઉપર એક લેખમાળા લખે તો ઘણો ઉપયોગી ગ્રંથ થાય. કાકાસાહેબ માત્ર શબ્દો ઉચ્ચારતા નથી, વસ્તુના પ્રત્યક્ષ દર્શનથી થતી સચોટ પ્રતીતિ તેમના નિરૂપણમાં ઉતારી શકે છે અને તે સાથે તેમના હૃદયમાં ઊઠતી ઊર્મિઓના આઘાત-પ્રત્યાઘાત, આંદોલનોનો નકશો આલેખી શકે છે એટલે સુધી કે કળાનિર્માતા પણ તેમની આ અંતર્યામી દૃષ્ટિને પ્રમાણપત્ર આપી શકે. આ કાકાસાહેબની એક અપૂર્વ જીવનસિદ્ધિ છે અને એમના જેવા પરીક્ષક દૃષ્ટિવાળા પુરુષો સંસારમાં કેટલીયે રીતે પ્રજાજીવનના વ્યવહારોમાં રાષ્ટ્રીય ચોકીદાર બની આદર્શો અને સર્જનોનાં મૂલ્ય અને શક્તિમત્તાના આંક પાડી શકે.

☆

# શ્રી કાલેલકરની કલાભાવના

## એક અંજલિ અને ચર્ચા

અંબાલાલ પુરાણી

ગુજરાતને અપનાવનાર થોડાક પરપ્રાંતીય લોકોમાં શ્રી કાલેલકરનું સ્થાન જાહેર જીવનમાં પણ અગ્રસ્થાને છે. એમણે ગુજરાતને અપનાવ્યે ઈ. સ. ૧૯૦૮ના ગંગેનાથ ભારતીય વિદ્યાલય જેટલો સમય થયો મનાય. તે વખતે તેઓ વડોદરાના દેશભક્ત સ્વર્ગવાસી કેશવરાવ દેશપાંડે જોડે કાર્યમાં જોડાયા હતા. કાળી, ભરાઉ અને બરછટ વાળવાળી દાઢી અને ચશ્માં પાછળ ચમકતી દૃષ્ટિવાળા જુવાન કાલેલકરમાં સ્વદેશ ખાતર, તેની સ્વતંત્રતા ખાતર સર્વસ્વ હોમવાની તમન્ના કોઈ પણ વગર પ્રયત્ને જોઈ શકે એટલી આગળ પડતી હતી. છૂપી પોલીસને તે સમયે એ પ્રાણીનું મહત્ત્વ આજે છે તે કરતાં તો કયાયે વધારે હતું. એમણે અનેક પ્રકારની સગવડ વગર જાણ્યે પોતાના દેખાવ માત્રથી જ કરી આપી હતી. સ્વ. કેશવરાવ દેશપાંડેની સ્વદેશી યુગના આરંભની ધગશમાંથી મહાત્માજીના આશ્રમને અને એ રીતે ગુજરાત તથા હિંદને મળેલ ત્યાગી દેશભક્તોમાં શ્રી કાલેલકર તથા શ્રી જુગતરામની ગણતરી કરવી ઘટે. આવા પીઢ રાષ્ટ્રસેવકનું બહુમાન કરવામાં ગુજરાત ઔચિત્ય આચરે છે, અને એમની ષષ્ટ્યબ્દીપૂર્તિને પ્રસંગે એમને માનાંજલિ આપતાં મને ઘણો હર્ષ થાય છે. વિદ્યાપીઠ, નવજીવન સંચાલન, હિંદી પ્રચાર વગેરે અનેક ક્ષેત્રોમાં એમણે કરેલી સેવાઓ આ પ્રસંગે યાદ આવે છે. એમના વિચાર અને કાર્યના વિશાળ ક્ષેત્રનું અવલોકન, મૂલ્યાંકન તથા કદર આવે પ્રસંગે સમુચિત છે. એમના એ વિશાળ પ્રવૃત્તિપ્રદેશને ન્યાય આપવો મારે માટે શક્ય નથી. એટલે એમણે કરેલી ઉત્તમ પ્રકારની સાહિત્યસેવા અને ખાસ કરીને એમણે પ્રચારેલી કલાભાવના વિશે થોડું વિવેચન કરીને સંતોષ માનીશ.

જીવનનાં કોઈ વિશિષ્ટ ક્ષેત્ર વિશેનાં વિચારો, મૂલ્યાંકનો અને ભાવનાઓ જીવનના સામાન્ય દર્શનમાંથી ફલિત થાય છે. જે વ્યક્તિના જીવનમાં કોઈ મહાન ભાવનાને સિદ્ધ કરવાની ધગશ હોય છે, તેવી વ્યક્તિઓ પોતાની ભાવનાની મૂર્તિ સમાન કોઈ મહાન વિભૂતિની, અથવા તો વધારે સાચી રીતે કહીએ તો, શાશ્વતીમાં ગતિમાન કોઈ ગ્રહમાળાના મધ્યસ્થ સૂર્ય જેવી મહાન વ્યક્તિની આજુબાજુ આપોઆપ ગોઠવાઈ જતી દેખાય છે. સ્વામી દયાનંદ સરસ્વતીના નામ સાથે જ આપણને પંડિત ગુરુદત્ત વિદ્યાર્થી, લાલા લેખરામ, મહાત્મા મુનશીરામ, લાલા હંસરાજ વગેરે નામો યાદ આવે છે. શ્રી રામકૃષ્ણ પરમહંસની આજુબાજુ વિવેકાનંદ, રાખાલ (પાછળથી સ્વામી બ્રહ્માનંદ), નિવેદિતા, મહેન્દ્ર ગુપ્ત, નાગ મહાશય વગેરે સ્વાભાવિક રીતે અયન કરતા લાગે છે. મહાત્મા ગાંધીજીની સાથે આપણે શ્રી વિનોબા, શ્રી કાલેલકર, શ્રી કિશોરલાલ, શ્રી નરહરિ પરીખ, શ્રી મહાદેવ દેસાઈ, શ્રી જુગતરામ દવે વગેરે ઉડુગણ મૂકીએ છીએ ત્યારે જ જાણે એ ગ્રહમાળા પૂરી અને એક રીતે સમુચિત લાગે છે, ભલે શ્રી કાલેલકર અને જુગતરામ સ્વર્ગવાસી દેશપાંડેની કક્ષામાંથી ચલિત થઈ ને મહાત્માજીના વિશાળ અયન માર્ગમાં ગતિકર્તા થયા હોય.

મહાત્માજીના જીવનનો પ્રધાન સૂર ઉગ્ર તપોભાવના છે. એટલે સુધી કે તેને એમની લાક્ષણિકતા પણ ગણી શકાય. આમ હોવાથી એમના જીવન-દર્શનમાં કલાભાવના, કલાસર્જન વગેરે ગૌણ હોય એમાં આશ્ચર્ય નથી. જે અર્થમાં રવીન્દ્રનાથ કલાના ઉપાસક, કલાસર્જક છે તે અર્થમાં મહાત્માજી કલાભક્ત કે સર્જક નથી એમ કહેવામાં હકીકતનું નિવેદન છે. એથી મહાત્માજીની હિમાલય સમી મહત્તામાં કશોયે ફેર પડતો નથી. તપસ્વી મહાત્માજીના સંપર્કમાં આવેલા શ્રી કાલેલકરમાં કલાભાવના હતી અને છે. મને લાગે છે કે જેવી અને જેટલી કલાભાવના આપણે મહાત્માજીના જીવન-દર્શનમાં જોઈએ છીએ તેની હસ્તીના યશનો સારો જેવો ભાગ શ્રી કાલેલ-કરનો ફાળો છે એમ કહી શકાય. આ એમની સેવા, કદાચ અજ્ઞાન રીતે થયેલી તેથી, ઓછી મહત્ત્વની ઠરતી નથી.

બંગભંગના સમયમાં સૌથી પ્રથમ જે ઉદ્દામ રાષ્ટ્રીય આંદોલન જાગ્રત થયું તેમાં આનંદ કુમારસ્વામી, હાવેલ, અવનીન્દ્રનાથ ટાગોર વગેરે કલાભક્તોએ હિંદી કલાની, તેનાં મૌલિક અને પ્રેરક તત્ત્વોની જે મીમાંસા રાષ્ટ્રીય પુન-રુત્થાનના અગત્યના અંશ તરીકે રજૂ કરી તેને પરિણામે રાજકીય સ્વાતંત્ર્ય માટે ઉત્સુક એવા ઘણા યુવાનોને પ્રથમ તો આઘાત સહિત એ જ્ઞાન આપ્યું

કે એમનું પોતાનું સમગ્ર માનસ પાશ્ચાત્ય સંસ્કારો અને ધોરણોથી તરબોળ હતું કેળવાયેલા હિંદીઓની સુરુચિ એટલી તો બહેર મારી ગઈ હતી કે હિંદની પોતાની કલા છે એ ભાન પણ તેમને ન હતું હિંદી સ્વાતંત્ર્યના ઘણા યુવાન હિમાયતીઓ હિંદી કલાના પણ ભક્ત બન્યા એમાંના કેટલાક માનવકલાના – કલામાનવના ઉપાસક તરીકે પરિવર્તન પામ્યા શ્રી કાલેલકર એવા માનવકલાના – વિશ્વકલાના ઉપાસક છે

રાષ્ટ્રીય અસ્મિતાની જે સમગ્ર રૂપે જાગૃતિ થઈ તેના એક અગત્યના ભાગ તરીકે ભારતીય કલાભાવનાની સમજણ અને તેની ભક્તિ જન્મી આગળ કહ્યા પ્રમાણે જ્યારે હિંદી કલાની રાષ્ટ્રીય ભક્તિ કલામાનવની ભક્તિ બની ત્યારે શ્રી કાલેલકર ' આચાર્ય ' બની ચૂક્યા હતા એમ હું ધારું છું મને લાગે છે કે શ્રી કાલેલકરની ' આચાર્ય ' તરીકેની ઉપાધિ એક કરતા વધારે અર્થમા સાર્થક છે અધ્યાપક તરીકે તેઓએ કેવું કામ કર્યું તે જાણવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો નથી, પરંતુ લેખક તરીકે એમનો ઝોક આચાર ઉપર, તેની શુદ્ધિ, ઉન્નતીકરણ તથા રક્ષણ ઉપર વધારે હોય છે કદાચ મહારાષ્ટ્ર પ્રાંતનો એમને મળેલો એ ઉપયોગી વારસો હોય એટલે જ્યારે એમની કલાભક્તિએ વિશાળ રૂપ ધારણ કર્યું, ત્યારે પણ આચાર નમ્ર દૃષ્ટિ રાખવાની વૃત્તિને પરિણામે એમનું કલાનું મૂલ્યાંકન તેની સામાજિક ઉપયોગિતા કે હાનિકારકતા ઉપર, કદાચ અજાણે અવલંબતું લાગે છે

મહા માણસની જીવનવિચારણામા કલાનું સ્થાન એ શ્રી કાલેલકરનો, કાંઈ નહિ તો આરંભ પૂરતો, ફાળો ગણાય, તો બીજી બાજુ એમની કલાભાવના ઉપર મહા માણસના આદર્શોની અસર થઈ છે એ પણ સ્વાભાવિક જ ગણાય. ઉચ્ચોચ્ચ કલા સર્વસુલભ હોવી જોઈએ, મહાન કલા તે, કે જેનો આસ્વાદ ગમે તે માનવ લઈ શકે, વગેરે* ટોલ્સ્ટોયના મત પૈકીના કેટલાક મહાત્માજીએ અપનાવ્યા લાગે છે એમની અસર પણ શ્રી કાલેલકરની કલાભાવના પર જણાય છે

પ્રશ્ન વિચારવાનો એ છે કે કલાના રસાસ્વાદમા અધિકાર ખરો કે

---

* ૧૯૨૦ની સાહિત્ય પરિષદ વખતે એમણે મેદાનમા ભરાયેલી સભામા પૂછ્યું હતું કે તમે કોસિયા માટે કવિતા બનાવી હોય તો મને બતાવો એની આંખો બંધ કરે એવી કવિતા ક્યાં છે ? એના પ્રત્યુત્તર રૂપે મને એક પ્રશ્ન સાહિત્યિકે પતિપ્રશ્ન કર્યો હતો પણ અમારા કેટલાક અગણ્ય કવિનો વાજો બાંધે છે તેનું શું ? સારી કવિતા લાવે છે છતા આંખો બાંધે છે, તેનો શો ખુલાસો કરો છો ?"

નહિ ? રસાસ્વાદ પણ વિકાસની અમુક કક્ષાની અપેક્ષા નથી રાખતો ? આપણા કલાવિવેચકો તો 'સહૃદય'ને – જેમણે પોતાની રસશક્તિને (ટાગોર જેને માટે 'નંદનશક્તિ' શબ્દ વાપરે છે) ઉચ્ચ કક્ષાએ વિકસાવી હોય તે જ 'પ્રમાણ' ગણાય, 'ઇતરે જનાઃ' નહિ એવું વિધાન કરે છે. આપણા સદ્‌ગત આચાર્ય આનંદશંકર સ્વીકારે છે કે રસાસ્વાદ માનવે પ્રાપ્ત કરેલ ચિત્તતંત્રના વિકાસને સાપેક્ષ છે. એક બાળક શૃંગાર કે શાંતરસનો આસ્વાદ લેવાની સ્થિતિમાં હોતું નથી, કારણ કે એના ચિત્તતંત્ર જોઈતો વિકાસ સાધેલો હોતો નથી.

ઉચ્ચ કલા પણ સર્વસુલભ હોવી જોઈએ એ માન્યતા બીજી પણ અનેક રીતે મર્યાદિત બને છે. ઉદાહરણ તરીકે, શેલીની કવિતા ઇંગ્લેંડમાં સૌ કોઈ સમજી શકે નહિ માટે તે ઉચ્ચ કવિતા નથી એ વિધાનનું સમર્થન કરવું મને લાગે છે કે મુશ્કેલ છે.

શ્રી કાલેલકરની રાષ્ટ્રભાવના જીવનદર્શનાના એક વિશિષ્ટ પ્રકારમાં મહાત્માજીના સંપર્કને લઈને પરિણમી એ આપણે જોયું. રુક્ષ તપસ્યા, સ્વેચ્છાસ્વીકૃત ગરીબાઈ, અપરિગ્રહ, સાદાઈ વગેરેના અનુસરણમાં જે એકતરફી ઝોક આવવાનો સંભવ હતો તે કાંઈક અંશે પ્રાકૃતિક સૌંદર્યની કદર, પ્રાર્થના કરવાના સાધન તરીકે સંગીતનો સ્વીકાર વગેરે તત્ત્વો ઉમેરવાથી હળવો થયો ખરો. વળી કલાની સામાજિક ઉપયોગિતાને તથા અસરકારકતાને લઈને તથા વિશેષમાં સૌંદર્યતત્ત્વના એક વિશિષ્ટ શાસ્ત્ર તરીકે સર્વ સંસ્કૃતિઓમાં–અને ખાસ કરીને વર્તમાન યુરોપમાં – થયેલા વિકાસને લઈને પણ, કલાભાવનાની વિચારણા તેના ઉદ્દેશો, પદ્ધતિ, મૂલ્યાંકન વગેરેનું સ્પષ્ટીકરણ આવશ્યક બન્યું હતું. શ્રી કાલેલકરે તે કાર્ય બજાવ્યું. મહાત્માજીની અને પોતાની કલાભાવનાની ચર્ચા અનેક પ્રસંગે બને તેટલી વિશદતાથી તેમણે કરી છે. એમની અનોખી શૈલીએ તથા તર્કસરણીએ વર્તમાન ગુજરાતની કલાભાવનાના ઘડતરમાં અગત્યનો ફાળો આપ્યો છે. સ્વતંત્ર વિચાર કરવાની અને પોતાનાં મંતવ્યોનાં મૌલિક તત્ત્વોને તપાસી, ચકાસી જોવાની પ્રેરણા એમનાં લખાણમાંથી કોઈ પણ સાચા વિદ્યાર્થીને મળ્યા વિના રહેશે નહિ એમ હું ધારું છું. પોતાનાં મંતવ્યોની રજૂઆતમાં એમણે સમાજહિતૈષીની દૃષ્ટિએ ભયસ્થાનોનો નિર્દેશ કરતી ગંભીર સૂચનાઓ આપી છે. એમણે પોતાના કલાદર્શન સાથે સ્વાભાવિક રીતે જ જીવનદર્શનનો પણ ખ્યાલ રજૂ કર્યો છે. જીવનનાં અને સંસ્કૃતિનાં રાષ્ટ્રીય તત્ત્વો ઉપર એમની એ બન્ને ભાવનાઓનું

દેવીની ઉપાસનામા મર્યાદિત નથી સૌન્દર્ય એ ભગવાનના સ્વરૂપનો અવિભાજ્ય ઐશ્વર્ય ગશ છે એગ્સે જ એને "નિર્મળ સૌદર્યનિધિ" કે "અખિલ રમાર્ણવ" કહેવાય છે, એગ્સે જ 'રસો વૈ સ' રસમાન એની-પુરોત્તમ સ્વરૂપ પ્રભુની—અભિવ્યક્તિ ગણાય છે એ પરમ સૌદર્યની અભિવ્યક્તિ એ સાહિત્યનો અને કલાનો પરમ ધર્મ છે સૌદર્યજગતના એ રૂપોનું જીવન સ્વતંત્ર હોઈ એમના સર્જક જોડેનો એમનો સબધ ખરુ જોતા એટલો જ હોય છે કે સૌદર્ય, સંવાદ વગેરેના રૂપોની જે ઊર્ધ્વ સૃષ્ટિ છે તેના પ્રત્યે કળાસર્જક પોતાની ચેતનાને ખુલ્લી કરી શકે છે, અથવા કહો કે પોતાના પાર્થિવ જીવનમાથી ડૂબકી મારીને એ સૌદર્યલોક સાથે પોતાની ચેતનાનો સબધ સ્થાપિત કરી શકે છે, એટલુ જ નહિ પરતુ તેને આપણા જગતમા કલામય રૂપ આપીને પ્રગટાવી શકે છે, અવતારી શકે છે જેમ કલાનુ ઉગમસ્થાન જેમ કલાસ્વરૂપમા મૂર્ત થતો સંવાદ, સૌદર્ય, લય વગેરેની ભૂમિકા ઊર્ધ્વ તેમ કલાસર્જકની પોતાની તેને ઝીલવાની તથા મૂર્ત કરવાની શક્તિ પણ સવિશેષ જોઈએ વળી વિરોધાભાસ તો એ છે કે સૌદર્યના રૂપોની સૃષ્ટિ જેટલી ઊર્ધ્વ તેટલી તેનો સ્વીકાર કરનાર કલાસર્જકની પ્રકૃતિ, એનું સમગ્ર ચિત્તતત્ર નિષ્ક્રિય અને શાત હોય એ આવશ્યક છે આવુ સર્જન કરવામા કલાસર્જકની પ્રકૃતિની અશુદ્ધિઓ, તેની નૈતિક નિર્બળતાઓ વગેરે—જો તે સાચો કલાકાર હોય તો—ગૌણ ભાગ જ ભજવી શકે છે. મતલબ કે કલારૂપના નિર્માણમા મુખ્ય વસ્તુ સૌદર્યનું દર્શન અને સર્જન એ જ રહે છે કલાસર્જકની પ્રકૃતિની નિર્બળતાઓથી મૌલિક રંગ એના કલાસર્જનમા પડતો નથી એમ કેમ કહી શકાય કે અનીતિમાન કે અશુદ્ધ પ્રકૃતિવાળો માણસ સૌદર્યની એ ભૂમિકા પ્રત્યે પોતાની ચેતનાને ખોલી જ ન શકે! કારણ કે વ્યવહાર એના વિરોધમા અનેક ઉદાહરણો આપણને આપે છે કેટલીક વાર તો એવુ પણ બનતું જોવામા આવે છે કે કલાસર્જકને પોતાની નિર્બળતાનું જે તીવ્ર સવેદન હોય છે તે જ તેને એક પ્રકારની આત્મભર્ત્સના કે ઘૃણાનો અનુભવ કરાવે છે એ પ્રતિકાર્યને પરિણામે તેને પોતાની અદર ગુપ્ત કે સુષુપ્ત રહેલા નિત્ય મુક્ત એવા સચ્ચિદાનદમય અતરાત્માનું ભાન થાય છે અને પોતાના જન્મસિદ્ધ હક માટે પોકાર કરી પ્રેરણાની પાખો ઉપર જ જીવનની સામાન્યતાથી ક્યાયે ઊચે ઊર્ધ્વ ચેતના પ્રત્યે તે આરોહણ કરે છે અને એ રીતે કલાસર્જક દિવ્ય સૌદર્યના દર્શન પોતે કરે છે અને કલારૂપનુ નિર્માણ કરીને અન્ય માનવોને પણ કરાવે છે

આ પ્રમાણે જોતા જણાશે કે કલાનુ સામાજિક મૂલ્ય આકનાને ધોરણે કલાકારના ક્ષર જીવનને એની કલાપ્રવૃત્તિ જોડે અવિનાભાવે સાકળના જેવી દલીલ પણ શ્રી કાલેલકર કરે છે તે અશત જ સત્ય હોઈ શકે એમના કથનનો સાર એ જણાય છે કે કલાકાર નીતિમય જીવન, સાદુ જીવન જીવે તો જ ઉત્તમ કલાકૃતિ રચનાનો અધિકારી બની શકે. આપણે સ્વીકારીશુ કે કલાસર્જકનુ અગત જીવન, જેને શ્રી ગોવર્ધનરામ ક્ષર જીવન કહે છે તે, એના અક્ષર જીવન જેટલુ જ ઉન્નત હોય એ બેશક ઇષ્ટ છે, પરતુ અહીં પ્રશ્ન એ બે વચ્ચેના સબધનો છે શ્રી કાલેલકર માનતા લાગે છે કે ઉચ્ચ જીવન કે ઉન્નતિકારક જીવન જીવે તેની કલાસૃષ્ટિ ઉચ્ચ, ઉત્તમ અને મહાન બને. આ મુદ્દો કાઈક વધુ વિચારણા માગે છે પ્રથમ તો નીતિમય, સદાચારી જીવન ગાળનારનુ કલાસર્જન કલા તરીકે, સૌદર્યના દર્શન અને સર્જન તરીકે, ઉચ્ચ હોવાને બધાયેલુ છે ખરુ ? તો બીજી બાજુ દયારામ કવિ જેવાનુ ક્ષર જીવન નીતિની દૃષ્ટિએ ઉચ્ચ ન હતુ તે કારણે એમના કાવ્યો નિકૃષ્ટ ગણાવાને પાત્ર છે ખરા ? એમના ભક્તિરસ પ્રધાન કેટલાક કાવ્યો ઘણાના હૃદયમા ભક્તિ પ્રેરે છે તેનુ શુ ? ‘હરિ જેવો તેવો હુ દાસ તમારો, કરુણાસિંધુ ગ્રહો કર મારો ’ એ કાવ્યમા જે આર્તિ છે, જે શ્રદ્ધા છે, પ્રભુના પતિતપાવનપણામા જે વિશ્વાસ છે તે — એમના ક્ષર જીવનના પ્રતિકાર્ય રૂપે એ ભાવ જન્મે છે એમ માનીએ તોપણ — કલાકૃતિ તરીકે તદ્દન સ્વતત્ર છે એટલે વિચારવાનુ એ પણ રહે છે કે કલાકારનુ ક્ષર જીવન અનીતિમય હોય, ઉદ્દામ આવેગોને વશ હોય, કોઈ ક્ષુદ્ર વાસનાની ગુલામી જેવુ પણ હોય તે ઉપરથી આપણે એમ કહી શકીએ ખરા કે ચોવીસે કલાક તે એ જ સ્થિતિમા જ રહે છે, રહેવાને બધાયેલો છે ? જો એમ હોય કે અમુક ક્ષણોમા, વિશિષ્ટ પ્રસગોમા કે આતર-બાહ્ય સજોગો અને અવલબનોને પરિણામે એ પોતાના ક્ષુદ્ર, ક્ષર વ્યક્તિત્વને વટાવી જઈ શકતો હોય તો પ્રેરણાના એ પૂરમા એની ચેતના જીવનના રહસ્યો જુએ એને પરમ ઉન્નતિના, ચરમ સાર્થકતાના દર્શન થાય અને એને હાથે જે કલાનુ સર્જન થાય તે શા માટે સાચી કલા, અને ઉચ્ચોચ્ચ કલા પણ ન હોઈ શકે ? ખરુ જોતા પોતાની ક્ષરતાને — નીતિમય અને સાત્વિક ક્ષરતાને પણ — વટાવીને જ સાચો કલાસર્જક પોતાની સૃષ્ટિ રચે છે

ઉચ્ચ કલાના નિર્માણ માટે તાટસ્થ્ય અને તાદાત્મ્ય એ એકબીજાથી વિરોધી જણાતી સ્થિતિઓને શ્રી કાલેલકર આવશ્યક ગણે છે તે ઉપર

પ્રકાશ થયેલું હોવાથી એમણે આપેલી કલાભાવના અને જીવનદર્શન એ એમની વિશિષ્ટ પ્રકારની રાષ્ટ્રસેવા ગણાવાને પાત્ર છે સેંકડો યુવાનોને અને સાહિત્યના ક્ષેત્રના ઘણા ઉપાસકોને એમણે પાશ્ચાત્ય કલાભાવના અને જીવન દર્શનની અયોગ્ય અને વધારે પડતી અસરથી બચાવ્યા છે એ એમની સેવા જેવી તેવી નથી એમણે પ્રાકૃતિક સૌંદર્યને કાવ્યમય ગદ્યમાં અને એક પ્રકારની ગંભીર છતાં રમતિયાળ શૈલીમાં રજૂ કરીને ગુજરાતી સાહિત્યમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. વિલાસિતાને કલાના ક્ષેત્રમાં સ્થાન ન હોવું જોઈએ અને જીવનનું શુદ્ધીકરણ કલા અને સર્જકના અંગત જીવનમાં પણ આવશ્યક છે એવો આગ્રહ એમણે સતત રાખ્યો છે સાદાઈને કલાના ઉન્નત શિખરે સ્થાપન કરવાનો એમણે પ્રયત્ન કર્યો છે

એમની એ બધી સેવાનો સહર્ષ ઉલ્લેખ કરીને આપણે કેટલાક ચિંત્ય મુદ્દાઓ વિશે ચર્ચા કરીશું, જેથી કરીને એમણે આરંભેલ વિશદ કલાવિચારણાના કાર્યમાં કાંઈક મદદ થાય, અને એમના ષષ્ટ્યબ્દી પ્રસંગે એમણે કરેલ કલાસેવા માટે ગુજરાત એમના પ્રત્યે આભારની લાગણી સહિત કલાવિચારણામાં આગળ વધે

આ વિશાળ ક્ષેત્રમાંથી આપણે બેચાર મુદ્દાઓ માત્ર ચર્ચી શકીશું જેવા કે, ૧ કલાસર્જકનું મૂલ્યાંકન સામાજિક કેટલે સુધી? એટલે કે કલાનો હેતુ શો? માનવના વિકાસમાં વ્યક્તિ તરીકે કલાનું સ્થાન શું? કલાસર્જકના બાહ્ય જીવનની અસર અને અગત્ય એની કલાપ્રવૃત્તિ પર કેટલી? કલાસર્જકની પ્રવૃત્તિના મૂળ કઈ ભોમમાં છે? ઉચ્ચોચ્ચ સૌંદર્ય કયું — પ્રાકૃતિક કે બીજું કોઈ? વગેરે

કલા “સદાચારમાંથી, ઉદ્યમશીલતામાંથી કે પરોપકારી વૃત્તિમાંથી” મુખ્યત્વે જન્મે છે ખરી? હું માનું છું કે માનવમાં રહેલી સૌંદર્યની અને આનંદની અદમ્ય ખોજમાંથી ઊંડી સિસૃક્ષામાંથી કલાપ્રવૃત્તિ જન્મે છે એટલે સૌંદર્યની અને આનંદની સાધના એ જ કલામાત્રનું મુખ્ય ધ્યેય બને છે જેટલે અંશે કલાસર્જક સૌંદર્યને સર્જે છે તેટલે અંશે તે સત્યને પણ સર્જે છે એમ પણ કહી શકાય કે વિશિષ્ટ સિદ્ધિને પ્રાપ્ત કરનાર કલાસર્જકો દિવ્યતાને પણ સર્જે છે કારણ કે એવી ઉચ્ચ કલાનું ઉગમસ્થાન ચેતનાની કોઈ ઊર્ધ્વ દિવ્ય ભૂમિકા હોય છે એટલે કલાના ક્ષેત્રમાં સૌંદર્ય અને આનંદ સિવાય કોઈ અન્ય હેતુને ઇષ્ટ તરીકે સ્થાપવાની જરૂર નથી

સૌંદર્ય અને આનંદ આપણા વિશ્વની અંતિમ વાસ્તવિકતામાં રહેલા પૂર્ણ પુરુષોત્તમના ઐશ્વર્ય કે દૈવી સંપત્તિનાં મૌલિક તત્વો છે, ગૌણ નથી એ વધારે સ્પષ્ટતાથી સ્વીકારવાની જરૂર છે એમ મને લાગે છે. વિશ્વ સમસ્તનું સૌંદર્ય કે તેની કલાત્મકતા ઉદ્યમમાં જ આવી રહેલી છે, યા તો સદાચારમાથી જ ઉદ્‌ભવે છે યા તો ઉદ્‌ભવવી જોઈએ એમ કેવી રીતે કહી શકાય?

કલાસર્જન સ્વપર્યાપ્ત પ્રવૃત્તિ છે, આત્મનિષ્ઠ છે. એ જગતના નિયમો જીવનનાં અન્ય ક્ષેત્રો સાથે સંકળાયેલા હોવા છતાં સ્વતંત્ર છે. આમ હોવાથી મર્ત્યકલાસર્જક પોતાની કૃતિને અમરતા પ્રાપ્ત કરાવી શકે છે અને ક્ષર જીવનવાળો પોતે સૃષ્ટિસર્જક બ્રહ્માની કક્ષામાં અક્ષરરૂપે બિરાજી શકે છે. કળાક્ષેત્રની આ અમરતા સૌંદર્ય–સર્જન વડે જ, આનંદજનકતા વડે જ સાધી શકાય છે.

એમ કહેવામાં આવે કે એક દૃષ્ટિએ જુઓ તો સર્વ દેવો એક જ છે, એકનાં જ પ્રતીકો છે, સ્વરૂપો છે, અભિવ્યક્તિના પ્રકારો છે એટલે 'સર્વ દેવનમસ્કારઃ કેશવં પ્રતિ ગચ્છંતિ' તોપણ ઇષ્ટ દેવતા જેવી ભાવનામાં સત્ય રહેલું છે તેનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી.

ઉપરની તર્કસરણી પરથી એમ ફલિત નથી થતુ કે સમગ્ર સૌંદર્ય એક જ શ્રેણીનુ હોય છે. એમા પણ ચડતાઊતરતા ભેદો, સૌંદર્યના પ્રકારો અનેક કારણોને લઈ ને પડે છે. ઉર્વશી[1]ની ઉપાસનાને એમા સ્થાન છે તથા જેનો સ્વીકાર શ્રી કાલેલકર કરે છે તે જગત્–ધાત્રી અન્નપૂર્ણા તથા તે મહિષાસુરમર્દિનીને પણ સ્થાન છે. વાક્‌શક્તિના કે અન્ય લલિત કલાઓનાં અનેકાનેક સ્વરૂપોને એમા સ્થાન છે. બધાં જ સરસ્વતીનાં સ્વરૂપોને ગણવાને પાત્ર છે. મુદ્દો એ છે કે સાહિત્યમાં કે કલામા પ્રગટતી જગત્‌ધાત્રી અન્નપૂર્ણાને કે મહિષાસુરમર્દિનીને સૌંદર્યનુ રૂપ લઈ ને જ એમાં પ્રવેશ કરવાનો અધિકાર મળે છે. એટલે કે કલામા એ દેવીઓને મૂર્ત કરનાર ઉપાસકે એમનાં સૌંદર્યનો પ્રસાદ મૂર્તિમંત કરવો આવશ્યક છે. લલિત કલાઓમાં કે સાહિત્યમાં પ્રગટતું સૌંદર્ય ઉર્વશીની કે કોઈ અન્ય એક

૧. ઉર્વશી : મૂળ તો પુરાણની ઉર્વશી વેદમાથી આવી. વેદનો "પુરૂરવા" તો અનેક ઇચ્છાઓની બહુશાખાવાળી કામનાઓની અનેક અવાજે, અનેક રવે બમો પાડતો પુરુ—રવા માનવના અંતર આત્માનો પ્રતીક બને છે અને એને સંતોષનાર "ઉર્વશી" વિશાળ આનંદ—ઉરુ અશ્યા અનન્ત આનંદ—ની અનુભૂતિનું પ્રતીક જણાય છે. પુરૂરવા–માનવઆત્મા ઉરુ–આનંદ પ્રાપ્ત કરીને સંતુષ્ટ બને એવો ધ્વનિ વેદના રૂપકમાં છે એ વિચારવા જેવો છે.

જણાવેલા વિશિષ્ટ અર્થમાં પણ સાર્થક બને છે. એટલે કે કલાસર્જક સર્જનની પ્રેરણાના ઉદ્રેકમાં પોતાની નિર્બળતાઓથી પણ તટસ્થ અને મુક્ત બને છે, તથા ચેતનાના નિમ્ન તથા ઉચ્ચ પ્રદેશોને જોઈ શકે છે, અનુભવી શકે છે અને સ્વાનુભવમાં રહેલ કેવળ અંગત, અને તેથી નશ્વર, તત્વોને બાતલ કરી દઈ ને તેને સર્વોપભોગ્ય કે વિશ્વજનીન અનુભવનું રૂપ આપી શકે છે.

એક ઉદાહરણ આપીને આપણે આ મુદ્દો સ્પષ્ટપણે સમજવા પ્રયત્ન કરીએ. કાલિદાસ અને ભવભૂતિની કૃતિઓ – ‘ શાકુન્તલ ’ અને ‘ ઉત્તરરામચરિત ’ – સર્વાનુમતે ઉચ્ચ કલાસર્જનો તરીકે સ્વીકારાયેલી છે. કાલિદાસ કે ભવભૂતિનાં ક્ષર જીવન વિશે આપણે લગભગ કાંઈ જ જાણતા નથી એમ કહીએ તો ખોટું નહિ ગણાય. હવે દલીલ ખાતર ધારીએ કે એમનુ અંગત ક્ષર જીવન આપણા જાણવામાં આવે અને તે નીતિની દૃષ્ટિએ ઉચ્ચ ન હોય તો શું એમનાં કલાસર્જનની, એમની કૃતિઓની અસર લોકો પર જુદી પડશે ? એમની કલાનુ આટઆટલાં વર્ષોનુ મૂલ્યાંકન ફરી જશે ? હું નથી ધારતો. પ્રથમ તો પ્રત્યેક વ્યક્તિમાં અનેક ઉચ્ચાવચ વ્યક્તિસ્વરૂપો આવી રહેલાં હોય છે. એટલે સર્જક અને અનીતિની ગુલામીમાં પડેલ વ્યક્તિસ્વરૂપો જેકીલ અને હાઈડના જેટલી કેવળ પરસ્પર વિરોધી જ નહિ પરંતુ એકબીજાને અજ્ઞાત, પણ એક જ વ્યક્તિમાં હોય એ શક્યતા આપણે સ્વીકારવી જ પ્રાપ્ત થાય છે. આનાં ઉદાહરણો કલાસર્જનના પ્રદેશમાં એટલાં તો પ્રચુર છે કે તેનો ઉલ્લેખ માત્ર કરીને આપણે સંતોષ માનીશું.

વળી, પ્રત્યેક કલાકૃતિ આગળ જણાવ્યા પ્રમાણે તેના સર્જકથી છૂટી પડતાં જ જાણે એક નવી જ પોતાની સૃષ્ટિમા પ્રવેશ કરે છે. એમાં સર્જકના ક્ષર જીવનને સીધેસીધા પ્રવેશ કરવાનો હક મળતો જ નથી. કારણ કે આગળ જણાવ્યા પ્રમાણે એ પ્રદેશ અક્ષર દેહનાં સંતાનોનો હોય છે; અને એમનો પ્રાણ એમના સૌંદર્યમાં રહેલો હોય છે. જેટલું અને જેવું સૌંદર્ય તેટલું અને તેવું દીર્ઘ આયુ; તેટલો સમર્થ કલાકૃતિનો પ્રાણ. એટલે કલાકારે કરવાનું એ હોય છે કે જાણ્યે-અજાણ્યે પણ પોતે સૌંદર્યસર્જનના નિયમોનું પાલન કરવું જોઈએ. એ નિયમના પાલનમાં એના દિલની સચ્ચાઈ, જીવનની પવિત્રતા વગેરે તત્વોને સ્થાન મળે છે પરંતુ તે એવું નહિ કે સૌંદર્યદર્શનને ગૌણ બનાવી શકે.

આનો અર્થ એવો કરવાનો ન જ હોય કે કલાસર્જક, પોતાને અનીતિ ...નો કે દુરાચારી થવાનો પરવાનો મળ્યો છે એમ માનવાને હકદાર છે.

યા તો એમ પણ નથી ઠરતું કે કલાકારનાં સ્ખલનો, તેની વિલાસિતાની ગુલામી વગેરે એ કલાકાર હોવાથી કોઈ ખાસ હકને લઈને અન્ય માનવો કરતાં વધુ માર્જનીય બને છે, એવું સમાજે માનવું જોઈએ. એનો અર્થ એટલો જ થાય છે કે કલાસર્જક વ્યક્તિ તરીકે હીણો હોય તે પરથી આપણે એના કલાસર્જનને હીણું ગણી શકતા નથી.

હા, એવું બને કે એવાં સ્ખલનો કલાસર્જકની પ્રકૃતિ ઉપર કાંઈક અસર કરે અને એ અસર એની કલાકૃતિને દેહ આપવાની પ્રક્રિયા પર પણ કાંઈક અસર કરે; પરંતુ આ માત્ર એક શકયતા જ ગણવી જોઈએ, નિયમ નહિ. કારણ કે આપણે ઉપર જણાવ્યું તે પ્રમાણે માનવતું માનસ એટલું અટપટું છે કે તેમાં એક બીજાથી તદ્દન ભિન્ન અને અલિપ્ત એવાં વ્યક્તિસ્વરૂપો એકી વખતે વાસ કરી શકે છે. એટલું જ નહિ, પરંતુ એક-બીજાથી તદ્દન સ્વતંત્રપણે કાર્ય કરતાં પણ માલૂમ પડે છે. 'હાઉંડ ઑફ હેવન' રચનાર અંગ્રેજ કવિ ફ્રાન્સીસ થેમ્સનનુ જીવન કદાચ આના ઉદાહરણ તરીકે ગણી શકાય.

કેટલીક વ્યક્તિઓમાં કલાની ઉપાસના વિલાસિતાને પોષે છે, એટલે આચારના ઉપર ભાર દેનાર આચાર્ય કાલેલકર સમાજને ગંભીર ચેતવણી આપે છે તે હિતકારક છે. જેમ બાળકની સંભાળ લેનાર મા હર પ્રસંગે રખેને બાળક કાંઈ ભૂલ કરી બેસે એવી આશંકાથી પ્રેરાઈને જરા જરામાં એને રોકે છે, તેમ આ ભય કે આશંકા શ્રી કાલેલકરનાં લખાણોમાં વારે-વારે આવ્યા કરે છે. ખરુ છે કે સમાજનાં ધોરણો એક વાર શિથિલ થયાં તો પછી તેમની પુનઃસ્થાપના મુશ્કેલ બને છે. પરંતુ એમાં પણ આપણે લક્ષમાં રાખવાનું છે કે સમાજ પ્રયોગભીરુ; રૂઢિરક્ષક, પ્રાચીનતાપૂજક કે નવીનતાથી ડરનારો ન બને. ટૂંકામાં આપણે યાદ રાખવાનુ છે કે સમાજની મુખ્ય જરૂરિયાત તે કે, સમાજ જીવંત હોવો જોઈએ. તેનામાં પ્રાણ હોવો જોઈએ એ છે. જો એ હશે તો નિર્બળ વિલાસિતાને તે ઉચ્ચકલાનું સ્થાન આપવાની ભૂલ કદી નહિ કરે. આપણી અત્યારની સ્થિતિમાં તો મૂળ કલાસર્જકો અને કલાભક્તો એટલા ઓછા છે કે હજી એવી ગંભીર ચેતવણીનો સમય ભાગ્યે આવ્યો ગણાય. સાચી કલારસિકતા, કલાના મૂલ્યાંકનની સ્થાપના હજી દૃઢ પાયા ઉપર ભાગ્યે થઈ ગણાય.

આપણાં પ્રાચીન ધોરણો જીવિત નથી, એટલે હાલ તો મોટે ભાગે એ પ્રદેશમાં અસ્પષ્ટ વિચારણા અને વર્ણસંકરતા જ પ્રવર્તે છે. કદાચ થોડા કલાકારો પોતાના કાર્યનો ઘમંડ લઈને ફરતા હશે; પરંતુ તેથી સમગ્ર સમાજ

પર એમની અસર થવાનો સંભવ મને તો ઘણો ઓછો દેખાય છે જેમ સાચી વસ્તુ હારે તે થોડા સમય માટે, તેમ કદાચ ખોટી કલા જીતે તે પણ થોડા સમય માટે જ એટલે ભય કે આશકાથી પ્રેરાઈને કલાસર્જનના નિયમોની બહારના અન્ય ધોરણોના નિયંત્રણમા કલાને રાખવાનો પ્રયત્ન કરવાની જરૂર મને દેખાતી નથી હા, એકાદ વાર લાલ બત્તી ધરી કલાની ખોટી ભક્તિના પરિણામો સ્પષ્ટ કરવા એ સમાજના ધુરીણોની અને જાગૃત વિવેચકોની ફરજ છે પરતુ કલા જેવા સ્વપ્રતિષ્ઠિત, સ્વપર્યાપ્ત ક્ષેત્રને અન્ય કોઈ ક્ષેત્રના તાબામા સોપવાની સતત હિમાયત કરવાથી કે કલાસર્જકોમા જે નિકૃષ્ટ હોય તેમના પ્રત્યે દૃષ્ટિ રાખવાથી તો કલાનુ પોતાનુ ગૌરવ અને ક્ષેત્ર બન્ને મર્યાદિત થાય છે અને આપણને એના ઉચ્ચોચ્ચ શિખરોને પહોચવામા અતરાયો નડે છે એમ મને લાગે છે

શ્રી કાલેલકરની કલાભાવનામા પ્રાકૃતિક સૌદર્ય ઘણુ અગત્યનુ અને ઉચ્ચ સ્થાન લે છે મહાત્મા ગાધીજી તો એમ પણ માને છે કે પ્રાકૃતિક સૌદર્ય એ ઈશ્વરની કૃતિ હોઈ કલાનુ ઉચ્ચમા ઉચ્ચ સ્વરૂપ છે અને માનવનુ કોઈ કલાસર્જન પ્રાકૃતિક સૌદર્યની બરાબર આવી શકે જ નહિ શ્રી કાલેલકરને એ મતવ્ય માન્ય છે કે નહિ યા તો કેટલે સુધી માન્ય છે, તે હું જાણતો નથી પરતુ એમના લખાણોમા પ્રકૃતિ પ્રત્યે એક પ્રકારનો રમતિયાળ છતા ગભીર ભાવ છે તે ગુજરાતી સાહિત્યમા એમને વિશિષ્ટ સ્થાન અપાવે છે પ્રાકૃતિક સૌદર્યનુ ભાન પણ દ્રષ્ટામા અમુક પ્રકારની સૌદર્ય-ગ્રાહક શક્તિની, નદન-શક્તિની અપેક્ષા રાખે છે કાશ્મીરનો, સમુદ્રતટનો, નર્મદા કે ગગાના તટનો કે પર્વતના પ્રદેશોનો રહેવાસી પોતાની આજુબાજુની પ્રકૃતિના સૌદર્યનુ હમેશા પાન કરતો હોય છે ખરા? પ્રકૃતિનુ સૌદર્ય ઉચ્ચમા ઉચ્ચ ખરૂ કે નહિ એ પ્રશ્ન બાજુએ રાખીને કહી શકાએ કે એના રસાસ્વાદના સૌ કોઈ અધિકારી છે એમ તો ન જ કહી શકાય કવિ વર્ડ્ઝવર્થની તો એ કડવી ફરિયાદ છે કે “The world is too much with us Little we see in Nature that is ours પ્રાકૃતિક સૌદર્ય પણ પ્રકૃતિના બાહ્ય સ્વરૂપ ઉપર કેટલુ અને દ્રષ્ટાના માનસ ઉપર કેટલુ અવલબે છે એ પણ વિચારવા જેવુ છે પ્રકૃતિમા સૌદર્ય, સર્વદા અખૂટ, અણુએણુ પડયુ છે તે કારણે તે શુ સૌથી ઉચ્ચ ઠરે છે? મને લાગે છે કે એ પ્રમાણે માનવ અને પ્રકૃતિ વચ્ચે ભેદ પાડવો એ જ એક રીતે કૃત્રિમ છે માનવ પોતે અચેતન દેખાતી, પરતુ સૌદર્યપૂર્ણ પ્રકૃતિમાથી ઉદ્ભવેલા ક્રમિક વિકાસની શ્રણીની ઉચ્ચ ભૂમિકા

ઉપર ઊભો છે. તે પોતે પણ પ્રભુની જ કૃતિ છે. અફાટ નીલ આકાશ, શ્વેત સ્વર્ગંગાનો અવકાશની આરપાર જતો અનન્ત પટ, તારાઓ, ગ્રહો, નક્ષત્રો અને ઉપગ્રહો વગેરે પ્રભુના પાર્થિવ આનન્ત્યનો ખ્યાલ જરૂર આપે છે. પરંતુ એક વાલ્મિકિ, એક વ્યાસ, એક ડેન્ટે કે એક શેક્સપિયર બ્રહ્માના સ્થૂલ વિશ્વમાં નવું જ આંતરવિશ્વ ઉત્પન્ન કરતો નથી? અને એ માનવકૃત એટલા ખાતર જ શા માટે ઉતરતું? અનન્તની જે ગહન શક્તિ પ્રાકૃતિક સૌંદર્યની પાછળ અજ્ઞાતપણે કાર્ય કરે છે, તે જ શું માનવની અદમ્ય સિસૃક્ષાની પાછળ કાર્ય કરતી નથી?

સાદાઈને–સરલતાને કલામાં કેટલું અને કેવું સ્થાન છે એ પ્રશ્ન પણ વિચારણીય છે. સરળતા અને રમણીયતા સહગામી અને સહવાસી હોય એ બનવા જોગ છે. પરંતુ અવિભાજ્ય હોવાં જોઈએ ખરાં? વળી, કલા માત્ર અપ્રયત્નસાધ્ય હોવી જોઈએ એ મત કેટલે અંશે સ્વીકાર્ય છે તે પણ જોવાનું છે. કારણ કે માનવની સર્વ પ્રવૃત્તિમાં પ્રયત્ન ઘણો જ અગત્યનો ભાગ ભજવે છે.

નીતિ, સદાચાર વગેરે કેટલે સુધી ત્રિકાલાબાધિત ધોરણ તરીકે સ્વીકાર્ય છે એ પણ આ વિષયની વિચારણામાં આવે છે. કારણ કે સદાચારનું સનાતન કે ધ્રુવ સ્વરૂપ સ્થાપિત થયેલું નથી. કાળ, સ્થળ અને સંજોગોને લઈને તેમાં ફેર પડ્યા કરે છે. જે સામાજિક પરિવર્તન લાવવાનો દાવો નીતિ પોતે કરે છે અને કલા પાસે પોતાનાં મૂલ્યાંકનો સ્વીકારાવવાનો જે આગ્રહ નીતિના ઉપાસકો રાખે છે તે દાવો નીતિ પોતે જીવનમાં સાર્થક કરી બતાવી શકે છે ખરી? અમુક આચાર સત્ય હોય; પરંતુ પ્રચલિત સામાજિક સદાચારની વ્યાખ્યામાં તે ન આવે એ બનવા જોગ નથી? અછૂતોનો મંદિરપ્રવેશ અમુક સમાજમાં સદાચાર ન ગણાય તેથી શું? એટલે કલાના ક્ષેત્રમાં પોતાનાં મૂલ્યાંકનોના સ્વીકારનો આગ્રહ પૂરતો પ્રમાણિક લાગતો નથી.

નિષ્પાપ, ઉન્નત, અભિજાત કે પરોપકારી જીવનના "સુવાસ તરીકે સાહિત્ય, સંગીત કે કલા જન્મે તો જ તે સાચી કલા" એ મંતવ્ય પણ વિવાદાસ્પદ છે. "વિશ્વકારુણ્યમાંથી, ગરીબોની દાઝમાંથી જે કલા ખીલે છે, સેવામય જીવનની સૌરભમાંથી જે કલા પ્રસરે છે, રાષ્ટ્રીય આંદોલન સાથે જે કલા ડોલે છે તે કલા છે" એ માન્યતા ઘણી વિચારણા માગી લે છે. જીવનનાં એ તત્ત્વોમાંથી, કે પ્રવૃત્તિઓમાંથી પણ કલાસર્જક—જેમ

વિશ્વજીવનની અનન્તાનન્ત બાજુઓથી, દર્શનોથી, આઘાતોથી કલાસર્જન કરવા પ્રેરાય છે તેમ—પ્રેરણા મેળવે અને સર્જન કરે એ તદ્દન શક્ય છે, પરંતુ એ વિષયો અને ક્ષેત્રો સિવાયનાં ક્ષેત્રો અને વિષયોને અનુલક્ષીને ચિરંજીવી કલા ઉદ્‌ભવી છે તેનું શું? સદાચારી જીવનમાંથી ઉદ્‌ભવેલી કલા, કલા તરીકે ઉચ્ચ હોવાને બધાયેલી છે કે કેમ એ પ્રશ્ન આપણે આગળ ઉપસ્થિત કર્યો જ છે. કલા સ્વપર્યાપ્તપ્રવૃત્તિ હોવા ઉપરાંત પ્રત્યેક એવી પ્રવૃત્તિની પેઠે એની સામાજિક ઉપયોગિતા શામાં રહેલી છે એ મુદ્દો પણ વિચારવા જેવો છે. કેટલાકના મતે કલાથી "અભિરુચિ કેળાય છે, વૃત્તિના વેગમાં માર્દવ આવે છે, બગૂરું કશું સહન થતું નથી અને આખું જીવન સુંદર અને પ્રમાણબદ્ધ કરવા તરફ વલણ વધે છે." આ પરિણામો મને લાગે છે કે આનુષંગિક છે. કલાનું ઊંડામાં ઊંડું અને તેથી મુખ્ય કાર્ય કલાવિધાયકની ચેતનાને કોઈ ઊર્ધ્વ ચેતના સાથે સંપર્કમાં લાવવાનું છે અને એ રીતે તે જે કલાસર્જન કરે તેના દ્વારા અન્ય અધિકારી વ્યક્તિઓનો પણ એ ઊર્ધ્વ ચેતના સાથે સંબંધ સ્થાપન કરવો એ તેનું ઉત્તમ પરિણામ જણાય છે. બુદ્ધિથી પર કોઈ દિવ્યલોક સાથે, ચેતનાના ઉન્નત પ્રદેશો સાથે, પ્રભુ જેવી દિવ્ય વાસ્તવિકતા સાથે સંબંધ સ્થાપન કરવાનો, તેમનો સાક્ષાત્કાર કરવાનો પ્રયત્ન જેમ ધર્મસંસ્થાપકો કરે છે અને અન્ય માનવો માટે તે સિદ્ધ કરવાના ઉપાય તરીકે ધર્માચાર નિયત કરે છે, એવો જ દાવો પ્રાચીનકાળથી પ્રત્યેક સંસ્કૃતિના આરંભમાં કલા પણ કરતી આવી છે. ધર્મ ને કલા બન્ને સહોદર હતાં એ મુદ્દો મેં 'બુદ્ધિપ્રકાશ'ના એક અંકમાં સવિસ્તર ચર્ચ્યો હોવાથી અહીં એની પુનરુક્તિ કરતો નથી.

કલાનો—શુદ્ધ કલાનો ધર્મની સાથે નોંધાવેલો દાવો એ છે કે તે પોતે કોઈ મનસાતીત લોકમાંથી આ પૃથ્વી ઉપર આવે છે. કોઈ દિવ્ય સત્યનો સૌંદર્યરૂપે સાક્ષાત્કાર, તૃતીય નેત્ર વડે કોઈ અનન્ય સાધારણ વાસ્તવિકતાનું દર્શન અને આપણા પાર્થિવ લોકમાં પાર્થિવ સામગ્રી અને ઇંદ્રિયોની સહાય વડે એ દિવ્ય વાસ્તવિકતાના રૂપોનું નિર્માણ કરવું એ કલાનો ઉદ્દેશ હોય છે.

માનવને સૂક્ષ્મ સંવેદનો ઝીલવાને લાયક બનાવવો, જીવનમાં સુંદરના, સંવાદ વગેરે પ્રત્યે અભિરુચિ કેળવવી વગેરે પરિણામો આવે છે તેમાં પણ કલાસર્જન ચેતનાની એ ઊંડી—અને મહાન કલાસર્જનમાં ઊંચી—ભૂમિકાઓને, સામાન્ય માનવને માટે વિરલ એવી ચેતનાની ભૂમિકાઓને અને

પ્રદેશોને સ્પર્શે છે એ તેની મોટામાં મોટી સેવા મને લાગે છે. એમ સ્વીકારીએ કે બુદ્ધિ એ માનવની ઉચ્ચમાં ઉચ્ચ શક્તિ નથી, તેની સર્વોત્તમ શક્ય મર્યાદા નથી અને તેનાથી ઊર્ધ્વોર્ધ્વ ચેતનાનાં સ્તરો આરોહ્ય છે, પ્રાપ્ય છે તો માનવજાતિમાં એ ઊર્ધ્વ ચેતના પ્રત્યેના આરોહણની ક્રિયામાં ધર્મ, કવિતા, કલા વગેરે અતિમાનસ પ્રદેશોની પ્રવૃત્તિઓ અગત્યનો ભાગ ભજવી શકે છે. માનવની સમુત્ક્રાંતિ જો જડથી બુદ્ધિ પ્રત્યે અને બુદ્ધિથી યદ્બુદ્ધેઃ પરતઃ છે, તેના પ્રત્યે હોય તો કલા એ પ્રદેશને પહોંચવામાં માનવને જે સહાય કરે છે તે એની અમૂલ્ય સેવા ગણાય. આ રીતે કલા માનવ-આત્માની અમરકલા, અમરદીપ્તિ અને શક્તિ ઠરે છે.

કલામાં તપસ્યા આવશ્યક ગણાઈ છે, અને એ સાચું પણ છે; પરંતુ કલાની તપસ્યા તેની પોતાની અને તેની પોતાની જ રીતે થાય છે. એક સંગીતકાર કે કવિ પોતાની કલાનું આયોજન – સ્વરસાધન કે ભાષા ને છંદનું કે લયનું સાધન – હાસલ કરે છે ત્યારે એને તપસ્યાની જરૂર પડે છે. પોતાની કૃતિની સર્જનક્ષણો વીત્યા પછી અથવા તો પોતે કરેલ સર્જન યોગ્ય છે કે નહિ, પોતે મનમાં ધારેલ, કે અનુભવેલ વસ્તુને યથાર્થ રીતે તે રજૂ કરે છે કે નહિ, રૂપનિર્માણ થયું એમાં દોષો કયા કયા છે વગેરે અનેક પ્રશ્નોના નિરાકરણમાં કલાસર્જકની તપસ્યા તેને સહાય કરે છે.

શ્રી કાલેલકર સદાચાર, ઉદ્યમ, પરોપકાર વગેરેને મુખ્ય ગણીને કલાનું મૂલ્યાંકન કરે છે એની સાથે કલાના અનન્ય ભક્તો એકમત થાય એમ લાગતું નથી એટલે કે સદાચાર, ઉદ્યમ, પરોપકારમાંથી ફૂલે અને ફળે તો જ સાચી કલા, એ મંતવ્ય સર્વસ્વીકૃત થઈ શકે એમ લાગતું નથી. જે વ્યક્તિ કલાને, કલાભક્તિને અને કલાસર્જનને પોતાના જીવનનું કેન્દ્ર ગણે તેને એ વિચારસરણી કેવી રીતે માન્ય થાય? એક સ્થળે તો એમણે એટલે સુધી વિધાન કરેલું છે કે મજૂર, રેંટિયો ચલાવનાર માતા, નાવિક, કોશ ચલાવનાર અને વણઝારાની પોઠ–વગેરેના જીવનમાં વ્યક્ત થતું સંગીત એ જ સાચું સંગીત છે!! આમાં સંગીત એ માનવવ્યક્તિની અંદર પ્રગટતી સ્વપ્રર્યાપ્ત પ્રવૃત્તિ હોઈ શકે એ ભૂલી જવાયું છે. પોતાના એ હાથે કામ કરીને ઈંટો પાડનાર કુંભાર માનવસમાજને અને સંસ્કૃતિને ઉપયોગી છે. પરંતુ બાર સ્વરોની સામગ્રીથી આરંભ કરીને માલકોશ કે ભૈરવ વગેરેના સ્વરપ્રાસાદ તૈયાર કરનાર શા માટે ઓછો મજૂર, ઓછો ઉપયોગી ગણાવો જોઈએ? એને પોતાનું કાર્ય સાધવાને ઓછી મજૂરીની કે ઓછી તપસ્યાની જરૂર પડે છે?

કલાની સમગ્ર વિવેચનાનું ક્ષેત્ર તો અમર્યાદ ગણાય આપણે તેમાંથી શ્રી કાલેલકરે ઉપસ્થિત કરેલ કેટલાક ઉપયોગી મુદ્દાઓની ચર્ચા અહીં કરી છે તે એટલા માટે કે ગુજરાતના વિવેચકો એ પ્રશ્નની વધુ વિશદ ચર્ચા કરવાને પ્રેરાય અને એ રીતે કલાનું રહસ્ય વધારે સમજી તથા અનુભવી શકાય હમણાં જ ગોનામાં મળેલી મરાઠી સાહિત્ય પરિષદના પ્રમુખસ્થાનેથી શ્રી કાલેલકરે કેટલાક મંતવ્યો ઉચ્ચાર્યાં છે, તેમાં આવકારલાયક પ્રગતિશીલતા જણાય છે એમનો આદર્શ સાહિત્યકાર કેવો હોય તે એમણે જણાવ્યું છે ઉપરાંત પત્રકારોને પણ વાજબી રીતે સાહિત્યકારોની હારમાં લીધા છે એ રીતે એમના અરસિક રોજિંદા થઈ પડેલ કાર્યનું મહત્ત્વ કેટલું છે એ તેમણે દર્શાવ્યું છે લલિત સાહિત્ય વિશે એમણે સંયમ અને મોકળાશના સુમેળની હિમાયત કરી છે. ઉર્વશીના ઉપાસકોને અભયદાન પણ આપ્યું છે અને ભાવિસમાજ માટે વાલ્મિકિ જેવા દ્રષ્ટાઓની આવશ્યકતા છે એમ તેમણે જાહેર કર્યું છે એટલું જ નહિ, પરંતુ ધર્માચાર્યો અને સાધુસંતોની જવાબદારી આજે સાહિત્યકારોને માથે છે એમ જણાવીને એમણે સાહિત્યકારોનું ગૌરવ વધાર્યું છે અને એમના ઉચ્ચ કાર્યનો નિર્દેશ કર્યો છે, એ સર્વથા ઇષ્ટ છે



ખરું જોતાં, ઉચ્ચ કલાકૃતિઓ-પછી તે સંગીતના રાગો હોય, શિલ્પની મૂર્તિઓ હોય, સ્થાપત્યના પ્રાસાદો હોય, સામાજિક તહેવારો અને ઉત્સવો હોય, નાનાં કે મોટાં કાવ્યો હોય કે સાહિત્યની અનેકવિધ કૃતિઓ હોય એ બધી જીવતી વસ્તુઓ છે ઐતિહાસિક પુરુષોનો જેમ આપણે વિચાર કરીએ છીએ, અને સમાજમાં એમનું સ્થાન શું એ નક્કી કરીએ છીએ, અને એમના પ્રત્યે કૌતુક, આદર, ભક્તિ, તિરસ્કાર, ઉપેક્ષા કે જુગુપ્સા કેળવીએ છીએ, તેમ જ કલાકૃતિઓ પ્રત્યે પણ એમના જીવતપણાને કારણે થયા વગર રહેવાનું નથી-રહેતું નથી.

જો મારે શ્રાદ્ધ કે બ્રહ્મયજ્ઞ કરવો હોય, તો હું કેવળ સેનાપતિઓ, તત્ત્વવિવેચકો, ઋષિઓ, કવિઓ સુધારકો અને સંતોનું જ તર્પણ કરવા નહિ બેસું, પણ પોતાના વ્યક્તિત્વથી મારું અને મારા સમાજનું વ્યક્તિત્વ ઘડનાર સાહિત્યકૃતિઓનું પણ હું અવશ્ય તર્પણ કરું. મારા પૂર્વજોએ પહાડો, નદીઓ, વૃક્ષો, પશુપક્ષીઓ અને આકાશની જ્યોતિઓ તેમ જ વાદળાંઓનું પણ તર્પણ નથી કરેલું ? સાહિત્યકૃતિઓને પણ જો હું પૂજ્ય પિતરોને સ્થાને કલ્પું તો એમાં હું કશું અજુગતું નથી કરતો.

'જીવનભારતી' પૃ ૨૭૧ — કાકાસાહેબ કાલેલકર

# કાકાસાહેબનું કળાદર્શન

## મનસુખલાલ ઝવેરી

નવજીવન સંપ્રદાયના ઋજુ, સરળ, ચિંતનપૂત અને પ્રસન્નગંભીર શૈલીના લેખકોમાં કાકાસાહેબનું સ્થાન વિશિષ્ટ પ્રકારનું છે. શાસ્ત્રાભ્યાસ, દેશાટન અને મૌલિક ચિંતન–આ ત્રિવિધ સમૃદ્ધિથી કાકાસાહેબના લેખો સોહી રહ્યા છે. એ લેખોનું મધ્યબિંદુ જીવન છે. કાકાસાહેબની દષ્ટિએ આ જગતમાં જીવન કરતાં ચઢિયાતું કશું નથી. પોતાના અધ્યાત્મનો વિકાસ કરીને જીવનમાં પરાક્રમ અને કારુણ્યના પ્રદીપ પ્રગટાવવા એ જ મનુષ્યનું એક માત્ર લક્ષ્ય હોઈ શકે. ધર્મ, નીતિ કે સમાજશાસ્ત્ર; સાહિત્ય, સંગીત કે કળા; આ સહુ જીવનની પ્રતિષ્ઠાનાં સાધનો જ છે. એ સાધનો ગમે તેવાં સુંદર હોય કે ગમે તેવાં સંપૂર્ણ હોય તોપણ એ સાધનો જ રહે છે, સાધ્ય કદી બની શકતાં નથી. સાધ્ય તો જીવન જ છે. અને તેની સિદ્ધિ આ સાધનો જેટલે અંશે કરાવી શકે તેટલે અંશે તેમનું સ્થાન જીવનમાં હોઈ શકે.

જીવનનું સાર્વભૌમત્વ કાકાસાહેબ આ રીતે સ્વીકારે છે. તેથી જ એ કળાનું સ્થાન પણ એક સાધન પૂરતું જ સ્વીકારે છે. 'જીવનનો આનંદ'માં 'જીવનનો ઓપ' એ વિભાગમાં પ્રકીર્ણ લેખો દ્વારા અને ખાસ કરીને 'કળા–એક જીવદર્શન' એ વ્યાખ્યાન દ્વારા કાકાસાહેબ જીવનમાં કળાના સ્થાનની ચર્ચા કરે છે. એ ચર્ચા જુદે જુદે પ્રસંગે જુદા જુદા પ્રકરણમાં–Context માં–જુદે જુદે વખતે થઈ હોવાથી એમાં પરસ્પર વિરોધી વિધાનો પેસી જવા પામ્યાં છે. ઉદાહરણ તરીકે–'જીવનકળા'ના લેખમાં કાકાસાહેબ કહે છે : 'જીવનની પૂર્વદશામાં પ્રથમ સદ્‌ગુણો કેળવવા જોઈએ, દૃઢ કરવા જોઈએ, સદાચારની મહત્તા ને દુરાચારની હીનતા હૃદય પર શિલાલેખની પેઠે કોતરેલી હોવી જોઈએ. આટલું થાય ત્યાર પછી જ કળાની દીક્ષા

લેવાની તૈયારી થઈ ગણાય  યૌવન પાસે બધુ હોય છે, માત્ર એક સુકાન નથી હોતું  એ સુકાન જો ધર્મસંસ્કારો અને સદાચાર પાસેથી ન મળે તો કળા પાસેથી મળવાનું નથી જ. (પૃ ૧૨૪)' અહીં કાકાસાહેબ સદાચાર અને કળા વચ્ચેનો વિરોધ સ્વીકારી લેતા હોય એમ લાગે છે  અને ધર્મસંસ્કાર અને સદાચારનુ રક્ષાબંધન જો ન થાય તો કળા જીવનને ભરખી જાય એમ કાકાસાહેબ માનતા લાગે છે પરતુ એ જ માન્યતાથી વિરુદ્ધ માન્યતા 'કળા–એક જીવનદર્શન'ના ચોથા ખડમા રજૂ કરે છે  તેમા ' કળા એ વાસનાઓના વિષયનુ અલિપ્તપણે, તટસ્થપણે દર્શન કે શ્રવણ કરી, એ નિરીક્ષામાથી જ અમુકને કેવળ તટસ્થ સાધન બનાવી  એમાથી બ્રહ્માનંદ-સહોદર એવા રસાત્મક આનંદનો અનુભવ કરશે' આમ કહીને તપ, ત્યાગ, મંત્ર, તંત્ર કરતા પણ કળાની શક્તિને કાકાસાહેબ ચઢિયાતી ગણે છે  ઉપરાત ' કળાનુ ક્ષેત્ર ' અને 'કળા–એક જીવનદર્શન'ના પાચમા ખડમા પણ કાકાસાહેબ આ જ વસ્તુનુ સમર્થન કરે છે  એક જ પરબ્રહ્મના સત્યં શિવં સુન્દરમ્ આ ત્રણ પાસા છે  એમા 'સત્યમ્ જ્ઞાનરૂપ છે, શિવમ્ આચારપ્રધાન છે, અને સુન્દરમ્ અભિરુચિને વ્યક્ત કરે છે ' આ ત્રણે પાસા પરસ્પર સ્વતંત્ર છે  એટલુ જ નહિ પણ અપ્રમેય પણ છે  એ ત્રણમા કોઈ કોઈથી ચઢિયાતુ નથી, કોઈ કોઈથી ઊતરતું નથી  જ્ઞાનના ક્ષેત્રમા જેમ સત્ય સર્વોપરી છે, તેમ કલ્પનાના ક્ષેત્રમા અભિરુચિ અથવા કળા સર્વોપરી છે  એટલુ જ નહિ પણ ' કળા–એક જીવનદર્શન'ના પાચમા ખડમા કાકાસાહેબ કહે છે  તે પ્રમાણે સત્યની શોધ અને કળાની પ્રતીતિ એ બન્ને તત્ત્વનો ગઢ જીતવાના જુદા જુદા હુમલાઓ છે  આ રીતે સત્યની શોધ અને કળાની પ્રતીતિ બન્નેનુ લક્ષ્ય તો એક જ છે

જરા ઝીણવટથી જોતા કાકાસાહેબના આ વિધાનોમા પરસ્પર વિરોધ દેખાઈ આવ્યા વિના રહેશે નહિ  કળા જો સદાચારની વિરોધી હોય, સદાચારની રક્ષા વિના કળા જો જીવનને વિકૃત બનાવી નાખતી હોય  તો એને સચ્ચિદાનંદના એક પાસા તરીકે કઈ રીતે ગણી  શકાય ? આવુ જ પરસ્પર વિરોધી વિધાન કળા અને તત્ત્વજ્ઞાનના સબધમા પણ કાકાસાહેબ કરે છે  એક તરફથી આપણે જોઈ ગયા તેમ, કળા પણ તત્ત્વનો ગઢ જીતવાનો પ્રયત્ન પોતાની રીતે કરે છે  બીજી તરફ કાકાસાહેબ ' સૌંદર્ય અને સત્ય'માં કહે છે તે પ્રમાણે ' સૌંદર્યદર્શન સત્યસાધનની ગરજ ન સારી શકે ' સત્ય જો પરમ મગલ તત્ત્વનું કળાની માફક એક પાસું જ હોય અને સત્યશોધનથી જો એ તત્ત્વની પ્રાપ્તિ થઈ શકતી હોય  તો શુદ્ધ કળાથી પણ એ પ્રાપ્તિ કેમ ન થઈ શકે ?

આવાં કેટલાંક પરસ્પરવિરોધી વિધાનો પેસી ગયાં હોવા છતાં કાકાસાહેબની કળાની ચર્ચા એકંદર મનનીય છે. કાકાસાહેબ યોગ્ય રીતે માને છે કે કળાનો ઉગમ વસ્તુજગતમાં નથી પણ મનુષ્યના હૃદયમાં છે. પોતાના આનંદની ઊર્મિને પોતાના જ હૃદયમાં દાબી ન શકવાથી મનુષ્ય પોતાના એ આનંદનો અનુભવ લેવા માટે બીજાને નોતરે છે. પણ સહુને આવા આનંદના સંવિભાગી કરવાનું શક્ય નથી. એટલે કળા દ્વારા સાહિત્ય, સંગીત, ચિત્ર, સ્થાપત્ય, રચના અને ઘટના દ્વારા અસંખ્ય લોકોને મનુષ્ય પોતાના આનંદની ઝાંખી કરાવી શકે છે. એટલું જ નહિ પણ મનુષ્યે જો વિશિષ્ટ શક્તિ કેળવી હોય તો અસંખ્ય લોકોને જ્યાં આનંદપ્રતીતિ થતી નહોતી ત્યાં આનંદગ્રહણ કરવાની શક્તિ અથવા ક્ષમતા અર્પી શકે છે. પોતાના આનંદની અદમ્ય સર્જકતાને લીધે મનુષ્ય પણ વિધાતાની માફક એકમાંથી બહુ થાય છે. અને એ અનેકત્વ ગમે તેટલું વિસ્તરે તોયે મૂળ એકત્વ તૂટતું નથી. એ અનુભવનો આનંદ એ મેળવે છે. આમ વિવિધતામાં રહેલું ઐક્ય અનુભવવાથી સર્વત્ર એક જ તત્ત્વ ભરેલું છે એનો અદ્વૈતાનંદ મનુષ્ય લે છે. આ જ હકીકતને કાકાસાહેબ 'કળા—એક જીવનદર્શન'ના આઠમા ખંડમાં બીજા શબ્દોમાં સમજાવે છે. કાકાસાહેબ માને છે કે કળાના આનંદનું સ્વરૂપ જ એવું છે. એની આગળ સુખદુઃખ ગમે તે આવે, કળા તો એમાંથી સરખો આનંદ જ લઈ શકે છે; કારણ કે વ્યવહારમાં માણસને દુઃખ ન ગમતું હોવા છતાં એના જીવનમાં દુઃખનો ઉપયોગ છે જ. દુઃખમાંથી આપણે અનુભવસમૃદ્ધ થઈએ છીએ. આપણું વ્યક્તિત્વ, આપણી Personality અથવા ગીતાની પરિભાષામાં કહીએ તો આપણું અધ્યાત્મ વધે છે. સમભાવને લીધે આપણું વ્યક્તિત્વ આપણા શરીરમાંથી બહાર નીકળી, ઇંદ્રિયોનુ બંધન તોડી, સંકુચિતતામાંથી ઊગરી જઈ વિકાસ પામે છે. અને આપણા દેહની ભિન્ન એવી વ્યક્તિઓ, મૂર્તિઓ, ઘટનાઓ અને તત્ત્વો સાથે એકરૂપ થઈ જાય છે. આ વ્યક્તિત્વનો વિકાસ એ જ આનંદ છે. આ વ્યક્તિત્વવિકાસની જે કળા અથવા કૌશલ્ય, તે જ યોગ છે. ઇંદ્રિયો મારફતે સુખદુઃખાદિ લાગણીઓનો અનુભવ કરવો એ પ્રાથમિક દશા છે. એ લાગણીઓને કેળવ્યા છતાં એમને ગૌણ કરી એમાંથી અધ્યાત્મનો આનંદ સીધી રીતે લઈ લેવો એ કળાનું કામ છે.

વ્યક્તિત્વનો આ વિકાસ અથવા તાદાત્મ્ય એ જ આનંદનું સ્વરૂપ ખરું; પણ જ્યારે એ આનંદ ભૂલથી ઇંદ્રિયોને તૃપ્તિ આપવા મથે છે ત્યારે એ રસધારા આત્માનો વિકાસ કરવાને બદલે આત્માને સંકુચિત કરી

નાખે છે. આત્મા અને અનાત્માનો ગોટાળો કરે છે, અને અંતે ફજેત થઈ આનંદ ખોઈ બેસે છે. આ સ્વરૂપચ્યુતિ એ જ મોટું અધઃપતન છે એ અધઃપતનમાંથી ઊગરવા માટે કાકાસાહેબ તાદાત્મ્યની સાથે તટસ્થતાને પણ આવશ્યક ગણે છે, અને તેથી જ એ કહે છે કે: 'જ્યાં તટસ્થતા નથી ત્યાં અધ્યાત્મ નથી. ત્યાં સુખદુઃખથી પર એવી દૈવી અનુભૂતિ નથી. કાવ્યાનંદ, કળાનંદ અને ગાનાનંદ એ બધા ઇંદ્રિયો મારફતે લીધેલા હોવા છતાં તે ઇંદ્રિયનિરપેક્ષ થઈ શકે છે અને જેટલે દરજ્જે એ ઇંદ્રિયનિરપેક્ષ થાય છે તેટલે દરજ્જે તે પરમાનંદ બની જાય છે; કેમકે પછી એ સ્થાયી હોય છે, પવિત્ર હોય છે એ આનંદમાં દુઃખ, વિષાદ, વિકૃતિ કે પશ્ચાત્તાપને અવકાશ હોતો નથી. જ્યાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એકી સાથે આપણે કેળવી શકીએ છીએ–અનુભવી શકીએ છીએ–ત્યાં આપણને આનંદ જ લાધે છે'

આ આનંદ, અલબત્ત, કાકાસાહેબ સમજાવે છે તે પ્રમાણે સુખ નથી સુખ એ નથી તન્મયતા કે નથી શુદ્ધ આનંદ આનંદ તો અનાસક્ત તન્મયતાથી જ અનુભવાય છે. આવી તન્મયતા કે તલ્લીનતા એ જ આનંદ છે. એમાં અહંતા, મમતાને અવકાશ રહેતો નથી

બીજી રીતે વિચાર કરતાં પણ સમાધિસ્થિતિમાં માણસમાં અહંતા, મમતા રહેતી નથી તે વખતનો અનુભવ અપૌરુષેય હોય છે, અને અનિર્વચનીય પણ હોય છે જ્યાં ભેદ જ નથી ત્યાં નિર્વચનનો સવાલ જ ક્યાંથી હોય ? પણ એ સમાધિનું વ્યુત્થાન થયા પછી સમાધિકાળનો અનુભવ અને ત્યાર પછી પ્રાકૃત દશા વચ્ચે જે અંતર પેદા થાય છે, અંતરનું ભાન થાય છે, એમાંથી કળાનો ઉદ્ભવ છે જીવસ્થિતિના વ્યક્તિત્વ ઉપર આવ્યા પછી ખોયેલું બધા સાથેનું ઐક્ય પાછું અનુભવવા માટે કળા મારફતે એ પ્રયત્ન કરે છે. વિશ્વાત્મૈક્યભાવ, સ્વાત્મૈક્યભાવ એ જ પરમ આનંદ છે. સમાધિમાં જે ક્ષણેક અનુભવ્યો તે આનંદ ઇંદ્રિયો દ્વારા વ્યક્ત કરી બીજાઓને એની ઝાંખી કરાવવાનો જે પ્રયત્ન તે જ સાચું કાવ્ય છે, તે જ કળા છે તેથી જ સાચી કળા હૃદયને ઉન્નત કરે છે, વિગ્રહને એ મટાડે છે, ઉન્નત આત્માઓને પાસે આણે છે ને સમાજના કેટલાયે ગૂંચવણભરેલા સવાલો સહેજે ઉકેલે છે કળાનું આ પ્રયોજન, એનો એ અધિકાર જાણીને જો આપણે કહીએ કે કળા એક જાતનો સંચાર છે, પ્રચાર છે,– propaganda છે, તો તેમાં વાંધો નથી

. કાકાસાહેબ કળાના આ પ્રયોજનને સ્વીકારતા હોવાથી, કળાને એ નથી

સ્વીકારતા કળાના નિરતિશય આનંદને માટે કે નથી સ્વીકારતા જીવનની વાસ્તવિકતામાંથી છૂટકારો મેળવવા માટે કાકાસાહેબ માને છે કે કળા નિરતિશય સમાધાન માટે (for joy), વિનોદવિસામા તરીકે (for recreation) કે સિસૃક્ષાની અદમ્ય વૃત્તિની તૃપ્તિને અર્થે (as creative necessity) હોઈ શકે નહિ કલાનું મુખ્ય પ્રયોજન નીરસ વ્યવહારમાંથી છટકી જઈ જીવનાનંદમાં પ્રવેશ કરવાના સાધન તરીકે (art as an escape into life) કે સેવાના સાધન તરીકે (for service sake) કે આત્માનુભૂતિના સાધન તરીકે (for self-realisation) હોઈ શકે આ ત્રિવિધ પ્રયોજનમાં પણ કાકાસાહેબ કળાને સ્વીકારે છે તો એક સાધન તરીકે જ જીવનના Missionary હોવાથી કાકાસાહેબની દૃષ્ટિએ જીવન જ સાર્વભૌમ હોય તેમાં નવાઈ નથી પણ જીવનનું સાર્વભૌમત્વ સ્થાપવા માટે એ જ્યારે કળાનું સ્વતંત્ર, અનન્ય પરતંત્ર અસ્તિત્વ સ્વીકારતા નથી ત્યારે આપણને જરા નવાઈ લાગે છે જીવન અને કળા બન્નેનો સબંધ અવિયોજ્ય છે એ ખરું પોતાની પ્રેરણા માટે જીવન કળા પર અને કળા જીવન પર આધાર રાખે છે એ પણ ખરું જીવનવિહીન કળા અને કળાવિહીન જીવન વિશ્રી અને પશુવત્ બની જાય એ પણ ખરું પણ કળાની સૃષ્ટિ વિધાતાની સૃષ્ટિથી સ્વતંત્ર છે તેમાં શંકા નથી મમ્મટ કહે છે તેમ, કળાની સૃષ્ટિ **નિયતિકૃતનિયમરહિતા, હ્લાદૈકમયી, અનન્યપરતન્ત્રા,** અને નવ**રસરુચિરા** છે એનું અસ્તિત્વ વિધાતાની સૃષ્ટિના અસ્તિત્વ પર આધાર રાખતું નથી વિધાતાની સૃષ્ટિમાં સુખ અને દુઃખ, હર્ષ અને શોક બન્ને છે કવિની સૃષ્ટિમાં એકલો નિર્ભેળ, નિરતિશય આનંદ જ છે. વિધાતાની સૃષ્ટિમાં માત્ર છ જ રસો છે કવિની સૃષ્ટિમાં નવ રસ છે કવિની સૃષ્ટિ, આમ, વિધાતાની સૃષ્ટિ કરતાં ચડિયાતી છે કવિ અથવા કવિકુલના કાવ્યશાસ્ત્રીઓ જ આમ કહે છે એમ નથી કવિતારસિકો કે કળાભક્તો કળાની સૃષ્ટિને સાતમે આસમાને ચડાવે એ તો સ્વાભાવિક છે, પરંતુ કાકાસાહેબ જેવા જીવનધુરીણ પણ કળાનું આ માહાત્મ્ય સ્વીકારે છે 'કળા, જીવન અને તત્ત્વજ્ઞાન'ના લેખમાં કાકાસાહેબ પણ આ જ હકીકતનું સમર્થન કરે છે મનુષ્ય જ્યારે જ્યારે બહિર્મુખ મટીને અંતર્મુખ બનતો આવે છે, એની માયાનો પાશ જ્યારે પોતાના જ ભારથી આખરે ખડી પડે છે ત્યારે ત્યારે મનુષ્ય આત્માભિમુખ થઈને ઇંદ્રિયજન્ય રસને છોડી દઈ ભાવાત્મક રસ લેવા માંડે છે એ કળા દ્વારા મળતો આનંદ શમપ્રધાન હોય છે, કારણ કે આ કળાના આદર્શમાં આત્માનું પ્રતિબિંબ પડ્યું હોય છે

કવિની સૃષ્ટિની આ અનન્ય પરતંત્રતાને લીધે જ એને આપણે વાસ્તવિક સૃષ્ટિ પર કે વાસ્તવિક સૃષ્ટિના જીવન પર આધાર રાખની બનાવી શકીએ નહિ. જીવન સાથે કળાનો સંબંધ ઘનિષ્ઠ હોવા છતાં એનું અસ્તિત્વ સ્વતંત્ર હોઈ શકે છે. કેટલાક ઉત્તમ કળાકારોના જીવનની શિથિલતા કાકાસાહેબને ઈશ્વરની સૃષ્ટિના ગૂઢ રહસ્ય જેવી લાગે છે તેનું પણ આ જ કારણ છે. છીછરું અને ગંદું ખાબોચિયું પણ અનન્ત આકાશનું પ્રતિબિંબ પોતાના હૃદયમાં ધારણ કરે છે તેમ નિઃસત્ત્વ અને નિર્માલ્ય જીવનવાળા કળાકારો ઈશ્વરના સંદેશને પોતાની કળા દ્વારા વ્યક્ત કરતા હશે એમ કાકાસાહેબ અનુમાન કરે છે. એ અનુમાન તત્ત્વતઃ ખોટું નથી પણ એ અનુમાનમાંથી આ હકીકત તો ફલિત થાય જ છે કે કળાનું સંવેદન તે વાસ્તવિક જીવનના અનુભવોથી સ્વતંત્ર છે. કળાકાર પોતાની કલ્પના દ્વારા વાસ્તવિક જીવનમાં ન જોયેલી કે ન જડવાની એવી સૃષ્ટિનું દર્શન કરી શકે છે, અને યોગ્ય ઉપાદાન દ્વારા એવી સૃષ્ટિનું નિર્માણ કરીને સહૃદયોને તેનું દર્શન પણ કરાવી શકે છે.

જીવનને સાર્વભૌમ પદ આપી દેવાનો આગ્રહ બીજી દૃષ્ટિએ પણ વધારે પડતો લાગે છે. કળા પોતાના અસ્તિત્વ માટે જીવન પર આધાર રાખે છે એમાં શંકા નથી. એટલું જ નહિ, પણ કળાની સૃષ્ટિના મુખ્ય વ્યાપારો વિધાતાની સૃષ્ટિના વ્યાપારોને પ્રતિકૂળ હોય તો કળાસૃષ્ટિ નિષ્ફળ પણ જાય એ ખરું છે. વાસ્તવિક જીવનમાં જો અપમાનનો પ્રત્યાઘાત ક્રોધ હોય, તો કળાના જીવનમાં પણ તેમ જ હોવું જોઈએ. આમ, કળાની સૃષ્ટિમાં શક્યતા (possibility)નું તત્ત્વ વધારે કે ઓછું જળવાય તેની ચિંતા નથી; પણ સંભવિતતા(probability)નું તત્ત્વ જળવાવું જ જોઈએ તેમાં શંકા નથી. જીવનની, આમ કળાના ક્ષેત્ર પર ઊંડી અને વ્યાપક અસર થતી હોય છે. પણ કળા જેમ જીવનમાંથી પ્રેરણા મેળવે છે તેમ જીવન પણ દ્રષ્ટાઓની કળામાંથી પોતાની પ્રેરણા મેળવી રહ્યું હોય છે. આપણું જીવન હજારો વર્ષ પહેલાંનાં રામાયણ–મહાભારતમાંથી પ્રેરણા મેળવી રહ્યું છે એ હકીકત છે. તો જે કળા હજારો વર્ષો સુધી જીવનનું પ્રેરકબળ બની શકતી હોય તેને ઉવેખીને જીવનનું જ સાર્વભૌમત્વ સ્થાપવાનું શી રીતે બને? ઉત્કૃષ્ટ જીવનમાંથી ઉત્કૃષ્ટ કળાનું સર્જન થયું છે તેમ ઉત્કૃષ્ટ કળાએ પણ જીવનને ઉત્કૃષ્ટ બનાવ્યું છે. રાજ્યમાં, ધર્મમાં, સમાજમાં અને જીવનમાં અપૂર્વ ક્રાંતિઓ આણી છે અને સમસ્ત માનવજાતના જીવનને નવાં જ વહેણોમાં વાળ્યું છે.

આનો અર્થ કળા નિરુદ્દેશ હોવી જોઈએ એવો નથી. મંદમાં મંદ માણસની ગમે તેવી ક્ષુદ્ર પ્રવૃત્તિ પણ નિરુદ્દેશ નથી હોતી તો કળાપ્રવૃત્તિ નિરુદ્દેશ ક્યાંથી હોઈ શકે? કળાકાર કળાસર્જનમાં પ્રવૃત્ત થાય છે એનું કારણ એટલું જ કે તેને કંઈક વ્યક્ત કરવું હોય છે. એને જે વ્યક્ત કરવું હોય છે તે એટલું બધું વિશિષ્ટ હોય છે કે એ વ્યકત કર્યા વિના કળાકારને ચેન જ ન પડે. એ વિશિષ્ટ કથન એટલે જ જીવનના અમુક વિશિષ્ટ અને અસાધારણ રહસ્યનું આલેખન. પોતાના એ અનુભવને અને રહસ્યને ભાવકના હૃદયમાં સંક્રાન્ત કરવાને માટે કળાકાર ભિન્ન ભિન્ન ઉપાદાનો દ્વારા પ્રયત્ન કરે છે. કળાકાર જેટલે અંશે પોતાના એ અખંડ અનુભવની સંક્રાન્તિ કરી શકે તેટલે અંશે તે સફળ કહેવાય. એ રહસ્ય કયું છે? જીવનની સમસ્ત યોજનામાં એ રહસ્યનું સ્થાન કયું? જીવનની દૈવી અગર માનુષી વૃત્તિઓને જો એ રહસ્ય જાગ્રત કરતું હોય તો એ રહસ્ય ઇષ્ટ છે. જીવનની પાશવી ભાવનાઓને જ જો એ સ્પર્શતું હોય તો કાકાસાહેબ કહે છે તે પ્રમાણે કળાકાર નટ, વિટ કે ગાયકની કોટિએ સરી પડે છે. કળાનો મુખ્ય હેતુ તો, તેમ છતાં, એ રહસ્યને વ્યક્ત કરતા કરતા પણ નિરતિશય આનંદ આપવાનો જ છે. ઉપદેશ તેમાં હોય નહિ એમ નહિ, પણ તે ઉપદેશ **કાન્તાસંમિતતયા** અપાયેલો હોવો જોઈએ. શુદ્ધ કળા જો નિરતિશય આનંદ આપી શકે તોપણ ઘણું કહેવાય, કારણ એ આનંદ જો સાચો હશે અને શમપ્રધાન હશે તો જીવનના કોઈ મંગલ રહસ્યને મૂર્ત કરતો હશે એ આનન્દની સમાધિ જ ભાવકના હૃદયને સંસ્કારી બનાવશે. અને હૃદયની સંસ્કારિતા જીવનને સંસ્કારી બનાવ્યા વિના નહિ રહે.

કળા ખાતર કળાના સિદ્ધાન્તનો કાકાસાહેબનો વિરોધ, અલબત, અકારણ નથી જન્મ્યો. કેટલાક પ્રતિભાશીલ કળાકારોનાં પણ જુગુપ્સોત્પાદક જીવન જોઈને કાકાસાહેબ કળા ખાતર કળાના સિદ્ધાન્તનો વિરોધ કરે છે. અને એ રીતે જો કળા જીવનની વિશૃંખલતાને કે અધમતાને જ પોષતી કે રક્ષતી હોય તો એ વિરોધ યોગ્ય પણ છે. પણ એવી રીતે વિશિષ્ટ વ્યક્તિઓના વાંકે આપણે સામાન્ય સિદ્ધાન્તને દોષ દઈ શકીએ નહિ. કેવળ કળાના થોડા ઉપાસકોએ પોતાના જીવનની સમૃદ્ધિને વેડફી નાખી, એટલા માટે એ આખો સિદ્ધાન્ત જ ખોટો એવો નિર્ણય કરી શકાય નહિ.

કળા ખાતર કળાનો સિદ્ધાન્ત, નથી જીવનની ઉપેક્ષા કરતો કે નથી જીવનનો દ્રોહ કરતો. સિદ્ધાન્ત તરીકે તો સર્વથા યોગ્ય છે, એમ કહી શકાય.

'હું ક્યાં ફિરકી નચાડું છું? એ તો એની મેળે નાચે છે' કહેનાર જે છોકરાનું કાકાસાહેબ ઉદાહરણ આપે છે તેના જેવી અદમ્ય સિસૃક્ષામાંથી કળાકાર જો કળાસર્જન કરે તો પોતાના આનન્દને વ્યક્ત કરવા ઉપરાંત તેની પાસે બીજું કશું ધ્યેય હોઈ શકે નહિ. કાકાસાહેબ પોતે જ સમજાવે છે તે પ્રમાણે પોતાના અસાધારણ આનન્દને વ્યક્ત કરવાનું અને અન્યને તેના સંવિભાગી કરવાનું વલણ સહજ હોય તો એ પણ કળા ખાતર કળાના સિદ્ધાન્તનું જ પ્રતિપાદન થયું ગણાય. કારણ કે કળાસ્વરૂપ દ્વારા પોતાના આનન્દને વ્યક્ત કરનાર કળાકાર પોતાનું સર્જન કરવાને મુખ્યત્વે તો પ્રેરાય છે, પોતાની અદમ્ય સિસૃક્ષાથી. જીવનની વિષમતાઓને એ તેનાથી ભૂલી જતો હોય કે જીવનસંઘર્ષમાં ઝઝૂમવા માટે એ તેનાથી પ્રેરાતો હોય તો તે પરિણામ ગૌણ છે. કળાનું સર્જન એ જીવનને ભૂલવા માટે નથી કરતો કે જીવનમાં પેસવા માટે પણ નથી કરતો. કળાનું સર્જન એ કરે છે, એનાથી એમ કર્યા વિના રહી શકાતું નથી એટલે. આમ, કળાનું પ્રયોજન કળાથી વ્યતિરિક્ત બીજું કશું નથી. અને 'કળા ખાતર કળા'નો સિદ્ધાન્ત પણ આથી વધારે કહેતો નથી. તેમ છતાં, અલબત્ત, કળા ખાતર કળાનો સિદ્ધાન્ત જીવનની ઉપેક્ષા કરી શકે નહિ. કળાનું પ્રયોજન કળાથી વ્યતિરિક્ત બીજું કશું નથી એટલો જ એ સિદ્ધાન્તનો અર્થ થાય છે. એથી વધારે આગળ વધીને જ્યારે એ જ સિદ્ધાન્ત જીવનને હણી નાખવા કે નિઃસત્ત્વ કરવાને મથે ત્યારે એનો ઉત્તમ શબ્દોમાં વિરોધ જ કરવો રહ્યો. જીવનથી વિમુખ રહેતી કળા નિઃસત્ત્વ અને નિર્જીવ હોય છે. કળા જો શુદ્ધ હશે તો એનો આનન્દ નિરતિશય હોવાનો અને એ આનન્દ નિરતિશય હશે તો એમાં અન્તે તૃષ્ણા કે વાસનાનો અભાવ પણ હોવાનો. આમ કળાનો આનન્દ જ ચિત્તને પરિપૂત કરવાનો અને જીવનના દૈનિક વ્યવહારમાં વીસરાઈ જતી કે પ્રસુપ્ત થયેલી રહેતી અનેક સુકુમાર ઊર્મિઓને સંવેદન કરાવીને તેને સજીવ બનાવવાનો. એ ઊર્મિઓમાંથી શુભ અને સુન્દર ઊર્મિઓને સજીવ બનાવવાને બદલે, કળાનો આનન્દ જો પાશવી અને અશુભ ઊર્મિઓનું સંવેદન કરે તો એ ઉપાસના અવળી કળા ગણાય. એટલે કળા જો શુદ્ધ કળા જ હશે તો કળા ખાતર કળા અને જીવન ખાતર કળાનો વાદ ઊભો થશે નહિ. એ કળા હશે તો એનો સંબંધ જીવનની સાથે અવિયોજ્ય હોવાનો.

'જીવન ખાતર કળા'નો સિદ્ધાન્ત આમ, ઉપસ્થિત જ થતો નથી. કળાએ જીવનને માટે ટકવું જોઈએ એમ કહેવાનો કશો અર્થ નથી, કારણ

કે એ શુદ્ધ કળા હશે તો જીવન વિના એને ચાલવાનું નથી અને એ શુદ્ધ કળા નહિ હોય અને જીવનને પ્રેરે એવી મહાન ભાવનાઓનો ગમે તેવો સમગ્ર સ્પર્શ કરતી હશે તોપણ એ કળા બનવાની નથી કેવળ કળા કે જીવન ખાતર કળા આ બન્ને વાદોમાં પહેલી અને અનિવાર્ય આવશ્યકતા છે કળાની કોઈ પણ કૃતિ જો કળાકૃતિ હશે તો એને આ બન્નેમાંનો કોઈ પણ વાદ નડશે નહિ અને કળાકૃતિ નહિ હોય તો આમાંનો કોઈ પણ વાદ એને બચાવી શકશે નહિ

જીવન ખાતર કળાના વાદનો વિરોધ, આમ, અસ્થાને છે આપણે જેનો વિરોધ કરીએ છીએ તે એ વાદનો નહિ, પણ એ વાદના અતિરેકનો જીવન ખાતર કળાને નામે જે નિષ્પ્રાણ અને નિઃસત્વ કૃતિઓ કળાકૃતિને નામે પ્રચાર પામે છે તેનો જ વિરોધ આપણે કરવો રહ્યો એટલું જ નહિ પણ કળાકૃતિનું **પ્રધાન** ધ્યેય જીવનને ઉચ્ચ કે મહાન બનાવી દેવાનું છે એવો તેનો જે અર્થ થાય છે તેનો આપણે વિરોધ કરવો રહ્યો કારણ કે એવો અર્થ કરવામાંથી જ સાહિત્યમાં અકારણ ભારેખમવેડા, ચાપલાઈ અને અ-સહૃદયતા જન્મે છે અને આ વસ્તુઓ કળાના પ્રાણને પૂરેપૂરા પાંગરવા દેતી નથી

કાકાસાહેબનું કળાનું દર્શન, આ રીતે, એકંદર મંગળ અને સાચું છે, એમાં ક્યાંક ક્યાંક પરસ્પર વિરોધી વિધાનો પેસી જવા પામ્યાં છે, ક્યાંક કેવળ કળાના સિદ્ધાંતને અકારણ ઉતારી પાડવામાં આવ્યો છે, છતાં કાકાસાહેબ આપણા ગંભીર પર્યેષક અને જીવનધુરીણ હોવાથી એમનું ચિંતન, મનન અને દર્શન સ્પષ્ટ અને મંગળ હોય એમાં શંકા નથી

કવિ એટલે દ્રષ્ટા બહુ વાંચવાથી પૂછવાથી અથવા અનુમાન કરવાથી પણ ઘણા લોકો જે સમજી શકતા નથી તે કવિઓ સહેજે જુએ છે આપણી દૃષ્ટિ વર્તમાનકાળથી મર્યાદિત હોય છે નિર્મળ દૃષ્ટિવાળા કવિ ભવિષ્યકાળમાં પણ જોઈ શકે છે

'જીવનભારતી, પૃ ૨૨૯ —કાકાસાહેબ કાલેલકર

# જીવનના વૈભવમાં કળાનો મહેલ

[ 'જીવનનો આનંદ'માની કાકાસાહેબની કળાવિચારણા ]

જયંત કોઠારી

સંસ્કૃતિના પરિવ્રાજક જ્યારે કળા વિશે વિચારચંક્રમણ કરે ત્યારે એમની દૃષ્ટિ માત્ર કળા પર જ સ્થિર ન રહે તો એ તદ્દન સ્વાભાવિક લેખાવું જોઈએ, અને એનો એક મહત્ત્વનો લાભ પણ વીસરાવો ન જોઈએ. એ કળાની અંદર જુએ, કળાની ઉપર જુએ અને આજુબાજુ પણ જુએ. કળાના છદ્મરૂપથી એ સહેજે છેતરાય નહિ, જીવનના વ્યાપક સંદર્ભમાં પણ એ કળાનું મૂલ્યાંકન કરે.

શ્રી કાકાસાહેબની કળામીમાંસા[1] આવા પ્રકારની લાગે છે. કળા વિશેના કેટલા બધા પ્રશ્નોનુ એ ચિંતન કરે છે ? કળાની પ્રેરણા શામાંથી, કળાનુ મૂળભૂત તત્ત્વ કયું, કળાકારના જીવનને અને કળાને સંબંધ શો, કળાનું પ્રયોજન શું–પરિણામ શું, કળાનો વ્યાપાર કઈ જાતનો, કળા અને નીતિનો સંબંધ શો, કળાનુ જીવનમાં સ્થાન કેવુ અને કેટલુ — આ બધા પ્રશ્નો કાકાસાહેબ અવારનવાર હાથમાં લે છે અને ચર્ચે છે. અને કાકાસાહેબ માત્ર ચર્ચા જ નથી કરતા, જીવનના અનુભવી તરીકે કળાની તે પ્રવૃત્તિનું અને એની અસરનુ એ અવલોકન પણ કરે છે. એ અવલોકનમાં કેટલીક વાર એમની પ્રસન્નતા વ્યક્ત થઈ ઊઠે છે, કેટલીક વાર એમનો ઉદ્વેગ પણ તરી આવે છે. આ અંગત લાગણીનો રંગ કાકાસાહેબની કળાવિચારણાને ક્યારેક હૃદયસ્પર્શી બનાવી મૂકે છે.

૧. આ ચર્ચા 'જીવનનો આનંદ'માના કળાવિષયક લેખો પૂરતી મર્યાદિત છે. અવતરણોના પૃષ્ઠાંક બધે 'જીવનનો આનંદ'ની ત્રીજી આવૃત્તિ (૧૯૫૨)ના સમજવા.

આ રીતે કાકાસાહેબની આ કળામીમાંસા ખૂબ જ વ્યાપક છે, પણ એમાં એટલું જ ઊંડાણ છે એમ કહી શકાશે નહિ. વળી, આ કળામીમાંસાનો સમગ્રપણે વિચાર કરતાં એક છાપ એ પડે છે કે કાકાસાહેબની દૃષ્ટિ અહીં બહુધા શાસ્ત્રીય વિવેચકની નહિ, પણ સંસ્કારસેવકની – કેળવણીકારની રહી છે. આથી, કોઈ સિદ્ધાંતનું શોધન કરવા એ બહુ ઓછે સ્થળે પ્રવૃત્ત થતા લાગે છે. જીવનના, કુદરતના અને કળાના અનુભવોમાંથી એમના જે કેટલાક કળાવિષયક વિચારો ઘડાયા છે તેનો પ્રચાર, એક ધર્મકાર્ય લેખે, કરવાનું વલણ આગળ તરી આવે છે. તેઓ પોતે જ કહે છે: " શાસ્ત્રીય વિવેચન કરવાનો મારો દાવો છે જ નહીં, ઉદ્દેશ નથી. હું તો સંસ્કારો પાડી ચેપ લગાડવામાં જ માનું છું."[૨]

છતાં આનો અર્થ એવો નથી કે કાકાસાહેબના આ લેખોમાં ક્યાંયે કળાના તત્ત્વનુ સૂચન કે એનો સ્પર્શ નથી. પ્રસન્ન હૃદયવૃત્તિના પારસમણિથી ઠેરઠેર સૌંદર્ય– સુવર્ણનુ સર્જન કરનાર કાકાસાહેબના કળાચિંતનમાં કળાતત્ત્વનું સૂચન કે એનો સ્પર્શ ન આવે તો જ નવાઈ. પણ કાકાસાહેબનો કળાની તાત્વિક અને તાર્કિક મીમાસા માટેનો પ્રયત્ન કે ઉત્સાહ દેખાતો નથી. આથી કેટલીક વાર બને છે એવુ કે કાકાસાહેબની કળામીમાસા કળાતત્ત્વ સુધી પહોચવા જતા જતા અરધે રસ્તે અટકી પડે છે, કેટલીક વાર સાચાં છતાં અપૃથક્કૃત સૂત્રોના ઉચ્ચારણોમા સરી પડે છે, કેટલીક વાર તે વ્યવહાર દૃષ્ટિની આનુષંગિક વાતોમા અટવાઈ જાય છે. છતાં ઉચ્ચ જીવનની ઝંખના સેવનારે કળાને પોતાના જીવનમા કેવુ અને કેટલું સ્થાન આપવું, કળાનો આનંદ કેવી રીતે લેવો એ અગેનુ ઘણુ મહત્ત્વનુ માર્ગદર્શન તો આ કળામીમાસામાથી મળે જ છે.

કાકાસાહેબની મીમાંસા કળાતત્ત્વ સુધી પહોચવા જતાં જતાં અરધે રસ્તે અટકી પડી હોય તેનુ ઉદાહરણ તેમણે વર્ણવેલા તેમના જીવનના એક પ્રસંગમાં મળી આવે છે તેઓ લખે છે: " એક વાર મિત્રને મળવા એમને ગામડે ગયો હતો ત્યા એક મોટો વીંછી મને ડંખ્યો; વગડામાં દવા ન મળી; ઝેર ચડવા માંડ્યુ હવે શુ કરાય? એક ઉપાય સૂઝ્યો. વીંછીનું ઝેર કેમ ચડે છે એનુ સૂક્ષ્મ નિરીક્ષણ કરવાની આ એક ઉત્તમ તક છે એમ સમજી, જાણે કોઈ બીજા જ માણસને વેદના થાય છે અને એવી વેદનાનો અંશેઅંશ સમજવાની અને નીરખવાની શક્તિ આપણને **વ્યાસ પ્રસાદાત્** મળી છે, એવી તટસ્થતાથી ઝેરની અસરનાં મોજાંઓનુ આક્રમણ

૨. પૃ. ૨૯૦.

હું તપાસવા લાગ્યો એ મોજામાં ભરતીઓટ હોય છે હવે વેદના અહીં સુધી આવી, હવે અહીં સુધી, એમ કરીને જેમ જેમ તટસ્થ ભાવે તે નિરીક્ષણ કરતો ગયો, તેમ તેમ વેદના સહ્ય થઈ, એટલું જ નહીં, પણ એમાં રસ પણ પડવા લાગ્યો અને અને ઊંઘ આવતા પણ મુશ્કેલી ન રહી '[3]

આ અનુભવ કાકાસાહેબે તાટસ્થ્ય અને એના પરિણામના દાખલા લેખે ટાંક્યો છે આથી, તાટસ્થ્યને કારણે એમને રસ પડવા લાગ્યો એવું તેમનું મન્તવ્ય અનુમાની શકાય પણ અહીં હજુ વધારે પૃથક્કરણની આવશ્યકતા લાગે છે વેદના ભુલાઈ જવી અને રસ પડવો એ બન્ને જુદી વાતો છે માણસ તટસ્થ થાય તો વેદનાની અસરમાંથી મુક્ત રહી શકે, પણ એથી એને વેદનાના અનુભવમાં આનંદ આવે એમ કહી નહી શકાય નહિ માણસ જડતા કેળવીને કષ્ટ સહન કરી શકે છે, પણ એથી એને અનુભવમાં આનંદ ન આવે

તો પછી આ વેદનાના અનુભવમાં આનંદ આવ્યો એનું કારણ શું? આનું કારણ એ જણાય છે કે વેદનાનો અંશેઅંશ એ નીરખી શક્યા અને એના મોજાંઓની ભરતીઓટ પણ સમજી શક્યા આનો અર્થ એ કે એમનું ધ્યાન વેદનામાં નહિ પણ વેદનાના અંશેઅંશના પરસ્પર સંબંધમાં, એની વ્યવસ્થામાં, એના આકારમાં કેન્દ્રિત થયું આમાંથી રસ જન્મ્યો

પશ્ચિમની મીમાંસામાં આ જાતનો આકૃતિનો સિદ્ધાન્ત સ્વીકારાયેલો છે, એ સિદ્ધાંત મુજબ સૌંદર્ય કે કળા અનુભવપદાર્થમાં નથી, અનુભવના આકારમાં છે કાકાસાહેબના જીવનપ્રસંગનું પૃથક્કરણ કરતાં આ સિદ્ધાંત આ રીતે સૂચિત થાય છે

કાકાસાહેબમાં આ મુદ્દો હંમેશાં ગૂંચવાયેલો રહ્યો છે, વિષય પરત્વેની અલિપ્તતાને—તટસ્થતાને એ કળાના આનંદનું એક માત્ર કારણ ગણવા લાગે છે "અલિપ્તપણે અનાસક્તપણે જે આનંદ અનુભવી શકાય તે જ કળાનો વિષય થઈ શકે છે "[4] "વૈરાગી ત્યાગી કે સંન્યાસી માણસ જીવનની લાલચથી સો ગાઉ દૂર ભાગશે તપસ્વી એ લાલચો પર કાબૂ મેળવશે તાત્રિક એ લાલચોને વશ થયા વિના એમાંથી જ પરમ તત્ત્વની ઝાંખી કરવાના ફાંફાં મારશે. જ્યારે કળા એ લાલચોના વિષયોનું અલિપ્તપણે તટસ્થપણે દર્શન કે શ્રવણ કરી, એ વિષયોમાંથી જ અમુકને કેવળ તટસ્થ

૩ પૃ ૩૦૯, ૪ પૃ ૨૨૧

સાધન બનાવી, એમાથી બ્રહ્માનંદ–સહોદર એના રસાત્મક આનંદનો અનુભવ કરે."[૫] કેટલીક વાર કાકાસાહેબ તાટસ્થ્યની સાથે તાદાત્મ્યને પણ કળાનંદનુ કારણ ગણે છે: "વસ્તુગત સૌન્દર્યની સાથે તટસ્થપણે તાદાત્મ્ય સાધવામા જ કળાત્મક આનદ રહેલો છે."[૬]

કાકાસાહેબના આ બધા વચનોમાથી કંઈક આવો અર્થ તારવી શકાય છે. વૈરાગી કે તપસ્વી વિષયોથી અલિપ્ત, તટસ્થ બને છે, પણ કલાકારનું તાટસ્થ્ય એના કરતાં જુદા પ્રકારનુ છે એ વિષયોને 'તટસ્થ સાધન' બનાવે છે. તદુપરાત, એક જાતનુ તાદાત્મ્ય પણ કળાવ્યાપારમા રહેલુ છે, પણ આ તાદાત્મ્ય પાછુ તાત્રિકોના જેવુ નથી હવે પ્રશ્ન એ રહે છે કે કળાનંદમા વિષય એ 'તટસ્થ સાધન' છે તો એ કળાનંદનુ અધિષ્ઠાનભૂત–કારણભૂત તત્ત્વ કયુ? તાદાત્મ્ય અને તાટસ્થ્ય એ બન્ને વૃત્તિ એક સાથે કેવી રીતે સભવે?

આનો ખુલાસો એક રીતે થઈ શકે કળાનો આનદ તે વિષયમાથી ઉદ્‌ભવતો આનંદ નથી, પણ વિષય સાથે સંકળાયેલ કોઈ બીજા તત્ત્વમાથી ઉદ્‌ભવતો આનદ છે વિષય પરત્વે આપણે તટસ્થ છીએ, પણ વિષયના એ તત્ત્વ સાથે તો આપણુ તાદાત્મ્ય સધાય છે આ તત્ત્વ તે શુ?

પશ્ચિમની વિવેચના કહેશે – આ તત્ત્વ તે વિષયમા દેખાતી, સમજાતી, પ્રતીત થતી કોઈ આકૃતિ કોઈ પણ પદાર્થ કે અનુભવ, એના અગેઅગની પરસ્પર સગતિ અને ઔચિત્યને કારણે, સ્વયપર્યાપ્ત અને એકરૂપ લાગે, ત્યારે એને સૌન્દર્યમય કે કળામય કહી શકાય કાકાસાહેબ ક્યારેક આ તત્ત્વને 'ભાવ' કે 'ભાવના' રૂપે ઉલ્લેખે છે. "હૃદયના અમૂર્ત ભાવો, મૂર્ત વસ્તુઓ દ્વારા વ્યક્ત કરવા એ કળાનુ પ્રધાન કાર્ય છે"[૭] તેઓ 'ભાવ' શબ્દને સાદા પ્રચલિત અર્થમા જ અહીં પ્રયોજતા જણાય છે, પણ તાદાત્મ્ય તે ભાવ સાથેનુ, વિષય સાથેનુ નહિ એમ તો તેઓ સૂચવે છે. "જો એ મૂર્ત વસ્તુઓ અમૂર્ત ભાવોનુ વહન થવા ઉપરાત પોતાના તરફ જ માણસનુ ધ્યાન ખેચે. તો ત્યા કળા મરી જ ગઈ સમજવી"[૮] કાકાસાહેબના 'ભાવ'ને આકારપિંડ સાથે કદાચ સબધ હોય

વિષય પરત્વેની તટસ્થતા સૌન્દર્યગ્રહણ માટે જરૂરી છે એ વાત તો સહેજે સ્વીકાર્ય બને છે કવિવર ટાગોર પણ કહે છે કે જળમા ઊછળતી માછલીનુ સૌન્દર્ય નિરપેક્ષ દ્રષ્ટા જ જોઈ શકે છે, એને પકડવાની ઇચ્છા રાખનાર માછીમાર નહિ માછીમારને માટે માછલી છે કેવળ ઇન્દ્રિયવિષય;

૫. પૃ. ૨૯૮, ૬ પૃ ૨૮૮, ૭ પૃ. ૨૯૮, ૮. પૃ ૨૯૮

નિરપેક્ષ દ્રષ્ટા એ વિષયથી તટસ્થ બની એની લીલાને – એની ગતિ આકૃતિને નિહાળે છે.

પણ આ ઉપરથી એવા ભ્રમમાં તો સરી ન જ પડાય કે જાળમાં ઊછળતી માછલીનું સૌન્દર્ય નિરપેક્ષ દ્રષ્ટા જોઈ શકે જ. સાગરને મળતી સાબરમતીનો પ્રવાહ જોઈ મંજરી સૌન્દર્યદર્શનનો આનંદ અનુભવે છે; કાકને તો કાદવવાળી તોફાની નદી, છૂટાંછવાયાં ઝાડ અને ઊડતાં ધોળાં પક્ષીઓ સિવાય બીજું કંઈ દેખાતું નથી. તટસ્થ બંને છે. વિષયમાં રસ એકેને નથી. છતાં મંજરી વિષયની આકૃતિ, વાતાવરણમાં એકતા કલ્પી શકે છે, કળાત્મક ભાવ અનુભવી શકે છે, કાકમાં એ દૃષ્ટિ, વૃત્તિ, શક્તિ નથી. પરિણામે એને માટે એ સૌન્દર્યનો અનુભવ નથી બની શકતો.

આ બધી ચર્ચા ઉપરથી આપણે બે મુદ્દા ફલિત કરી શકીએ. એક તો એ કે સૌન્દર્ય વિષય કે અનુભવમાં નથી, એના આકાર કે એની એકતામાં છે – એના ભાવમાં છે. આથી જીવનનો કોઈ પણ અનુભવ સૌન્દર્યનું ઉપાદાન બની શકે. બીજું એ કે સૌન્દર્યની વૃત્તિ એ એક સ્વતંત્ર વિશિષ્ટ શક્તિ છે, અને બીજા ગુણો કે શક્તિથી નિરપેક્ષ રીતે એ કોઈ પણ માણસમાં રહેલી હોય છે.

પહેલો મુદ્દો તો કાકાસાહેબને માન્ય હોય એવું જણાય છે : "સુંદર ચિત્ર સૌન્દર્યનું જ ચિત્ર હોવું જોઈએ એવું કંઈ નથી."[૯] "કળાનો ઉગમ વસ્તુજગતમાં નથી, પણ મનુષ્યના હૃદયમાં છે."[૧૦] "કુદરતનો કોઈ પણ સ્વાભાવિક વ્યાપાર સ્વતઃ અશ્લીલ નથી."[૧૧] "અશ્લીલતા શરીર ઉપર નથી પણ મનના ભાવમાં છે. પોતાનું દિગંબર ચિત્ર અશ્લીલ બનાવવું અથવા કલાપૂત બનાવવું એ ચિત્રકારના હાથમાં છે, મૂર્તિકારના હાથમાં છે"[૧૨] આ બધાં વિધાનો એમ સમજાવે છે કે કળાનો વિષય ગમે તે હોય, એમાં સૌન્દર્યનું દર્શન કરી શકાય છે અને એમાંથી કળાકૃતિનો જન્મ થઈ શકે છે.

છતાં આ સિદ્ધાંતને બીજી દૃષ્ટિએ વિચારતાં, કંઈક મર્યાદા મૂકવાનું કદાચ પ્રાપ્ત થાય. એ તો એક સિદ્ધ હકીકત છે કે કળાનો આનંદ તે માનસિક – ચૈતસિક આનંદ છે. કળાનું કે સૌન્દર્યનું જે મૂળભૂત તત્ત્વ આકાર કે ભાવ છે તે મનથી ગ્રહણ કરવાનું હોય છે. અલબત્ત, એમાં ઇન્દ્રિયોની દરમ્યાનગીરી તો આવે છે. પરંતુ બધી ઇન્દ્રિયોની દરમ્યાનગીરી ઇષ્ટ પણ નથી ગણવામાં આવી. સ્વાદ, સ્પર્શ અને ગંધની ઇન્દ્રિયો વધુ સ્થૂળ છે

૯. પૃ. ૨૪૧, ૧૦. પૃ. ૨૯૯, ૧૧. પૃ. ૨૨૦, ૧૨. પૃ. ૩૦૪.

અને એ ઇન્દ્રિયોના અનુભવોમા દૈહિક વિકાર અને દૈહિક મતૃપ્તિને વિશેષ અવકાશ રહે છે – તાટસ્થ્ય અશ ક્યત્ છે માટે એ ઇન્દ્રિયો કળાનો અનુભવ લેવાને માટે યોગ્ય માનવામા આવી નથી કળાનો અનુભવ તો આખ અને કાન એ બે ઇન્દ્રિયો દ્વારા જ લઈ શકાય આરસના કોઈ સુદર શિ પની મસૃણતા આખથી જ પામવાની હોય છે, અડકીને નહિ આખ અને કાનના અનુભવોમા દૈહિક સવેદનને અવકાશ નથી એમ નહિ, પણ એ અનુભવોમા ઇન્દ્રિયોના વ્યાપારને વધુમા વધુ સૂક્ષ્મ પ્રકારના અને કેવળ સાધનરૂપ બનાવી શકાય છે, દેહવૃત્તિઓથી તટસ્થ થઈ શકાય છે, માટે એ કળાને યોગ્ય ઇન્દ્રિયો મનાઈ છે

શ્રી કાકાસાહેબ પણ આ જ જાતના વિચારો દર્શાવે છે "કળાનો વ્યાપાર ઇન્દ્રિયગોચર હોય છે, પણ એનો આનદ તો વિષયાતીત હોવો જોઈએ"૧૩ "કળાપૂજનમા બધી જ ઇન્દ્રિયો એકસરખી લાયકાત ધરાવતી નથી સ્પર્શેન્દ્રિય અને સ્વાદેન્દ્રિય એટલી બધી ઉન્માદકારી અને અમયત હોય છે કે કળાપૂજનમા તેમની મદદ લેવાય જ નહીં ગન્ધ એ પણ સ્પર્શસુખ જ છે એટલે ગધગ્રાહી ઇન્દ્રિયનુ પણ કળાપૂજનમા સ્થાન શકાસ્પદ જ છે બાકી રહી બે જ્ઞાનેન્દ્રિયો શ્રવણ અને નયન એ બેની સૂક્ષ્મ છતા જબ્બર શક્તિ ધારે તો અલિપ્તપણે કામ કરી શકે એમ છે. ભોગપરાઙ્મુખ કરી એમને કેવળ સૌન્દર્યપૂજક કરી શકાય છે"૧૪

પણ આપણો પ્રશ્ન જરા જુદી જાતનો છે કળાનો આનદ શ્રવણ અને નયન એ બે ઇન્દ્રિયો દ્વારા જ લઈ શકાય એ વાત તો જાણે કે સમજ્યા, પણ એનો અર્થ એવો ખરો કે કળામા સ્પર્શના – સ્વાદના – ગધના અનુભવોનુ વર્ણન કે નિરૂપણ જ ન આવે? એટલે કે કવિતામા ભોજનની વાત ન કરી શકાય અને શિ પમા આલિગન કરતા યુગલોનુ આલેખન ન કરાય? કાકાસાહેબને તો નાટ્યશાસ્ત્રનો નિયમ માન્ય છે કે "નાટકમા ભોજનના પ્રસંગો બતાવવા નહીં, તેમ જ મોઢાને પાણી છૂટે એવા ખાદ્ય પદાર્થોનુ વર્ણન પણ કરવુ નહીં"૧૫ બીજે એક સ્થળે પણ તેઓ કહે છે કે "પશુપક્ષીઓ વિષય સેવે છે માણસ પણ વિષય સેવે છે એમા જુગુપ્સિત એવુ કશુ નથી, પણ એનુ દર્શન કરવા, સ્મરણ અને ચિંતન કરવા અનેકોને નોતરવા એ અશિષ્ટ છે, જુગુપ્સિત છે એમા કળાનદ તો નથી જ."૧૬ પણ તેઓ ઉમેરે છે કે "એ ભોગ સાથે જે ભાવનાઓ પેદા

૧૩ પૃ ૨૨૬, ૧૪ પૃ ૨૨૭ ૧૫ પૃ ૨૯૮, ૧૬ પૃ ૩૦૬,

થાય છે એની વાત જુદી છે એ ભાવનાનો આનંદ કાવ્યનો અને કળાનો વિષય થઈ શકે છે"[17]

એ વાત સાચી છે કે ઇન્દ્રિયોના કેવળ સ્થૂળ વ્યાપારો કે ભોગોનું વર્ણન કાવ્ય કે કળા ન બની શકે, મકે એમાં તો એની સાથે સંકળાયેલ વૈષયિક સંસ્કારો જાગ્રત થાય, પણ સાથે સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઈએ કે ભાવનાઓને વ્યક્ત કરવા માટે ભોગના આલેખનની જરૂર તો રહેવાની દામ્પત્યભાવ સૂચવવા માટે કવિને 'તમાલતરુ ઉત્તુંગે પ્રિયયુવતિઃ સજ્જે' એમ તો કહેવું પડવાનું એટલે કાવ્યમાં વૈષયિક સંસ્કારો જાગ્રત થાય એની સામગ્રી તો રહેવાની તો પછી કોઈ પણ કૃતિમાંથી વૈષયિક સંસ્કારોને અવકાશ આપ્યા વિના મનોગ્રાહ્ય તત્ત્વ પૂરી રહે છે, અને એ કૃતિ સાચી કળાકૃતિ બને છે એનો નિર્ણય કેમ કરી શકાય? અથવા તો એ કૃતિ વૈષયિક સંસ્કારો જાગ્રત કરતી હોઈ, એમાં કળામાં આવશ્યક એવું સૌન્દર્યતત્ત્વ નથી અને એ કૃતિ અશ્લીલ છે એમ ક્યારે કહી શકાય?

શ્રી કાકાસાહેબ કહે છે કે "અશ્લીલતા એ હેતુ પરિસ્થિતિ અને અન્તર ઉપર આધાર રાખે છે"[18] આમાંથી કળાકારના હેતુનું તો આપણાથી શોધન ન થઈ શકે (અને કોઈ પણ કળાકાર પોતાનો હેતુ સૌન્દર્યસર્જનનો નહિ, પણ અશ્લીલતાસર્જનનો હતો એમ કહેશે જ નહિ, કહી શકે જ નહિ) પરિસ્થિતિ કોયડારૂપ બની છે, કેમકે એક પક્ષને ભાવાલેખન માટે ભોગદશાનું આલંબન લેવું નિર્વાહ્ય લાગે છે, બીજા પક્ષને આ જાતનું ભોગદશાનું આલેખન ભાવનાબોધમાં મદદ ન કરતું હોઈ, નિર્વાહ્ય નથી લાગતું છેલ્લી વાત રહી અન્તરની કાકાસાહેબ કળાકૃતિની અસરને કળાકૃતિના કળા તત્ત્વના નિર્ણયનું ધોરણ માનતા લાગે છે 'જે ચિત્ર જોતાં મનમાં ઉપભોગની, વિષયની કલ્પના આવે છે તે કળાકૃતિ નથી'[19] પણ એથી આપણે કશા નિર્ણય પર ખરેખર પહોંચતા નથી કોઈ કળાકૃતિના દર્શનથી કોઈને વિષયની કલ્પના આવે, કોઈને ન આવે ત્યાં એ કળાકૃતિના કળાતત્ત્વનો નિર્ણય કેવી રીતે કરી શકાય? આવે સમયે જ્યાં કાવ્યશાસ્ત્રીઓ 'સહૃદયને પ્રમાણ માનવાનું કહેશે ત્યાં કાકાસાહેબ 'સંસ્કારી ભદ્રપુરુષ'ને પ્રમાણ માનવાનું કહે છે "જ્યારે કોઈ કૃતિ સંસ્કારી ભદ્રપુરુષને અરુચિ ઉત્પન્ન કરાવે છે ત્યારે એ અશ્લીલ છે એમ જાણવું"[20] પોતાનું મન વિકારી થાય છે કે નહિ એ પોતાને માટે નક્કી કરવું આ દંભી જમાનામાં મુશ્કેલ પ્રતીત થાય છે

૧૭ પૃ ૩૦૬, ૧૮ પૃ ૨૨૦, ૧૯ પૃ ૨૨૪, ૨૦ પૃ ૨૨૦

એ કાકાસાહેબનો આક્ષેપ[૨૧] તથ્યવાળો હોવાથી 'સરકારી ભદ્રપુરુષ'ને પ્રમાણ માનવાની સૂચના વ્યવહારુ લાગે, પણ કાવ્યરસિકો એને ભાગ્યે જ માન્ય રાખે 'સહૃદય સરકારી ભદ્રપુરુષ'ને પ્રમાણરૂપ ગણી બન્ને પક્ષોને સતોષ આપવાનો આપણે પ્રયત્ન કરીએ છતા મુશ્કેલી ટળે એમ નથી, કારણ કે 'સહૃદય સરકારી ભદ્રપુરુષ' કોને કહેવા એ વિશે આવા વિવાદ વખતે ઐકમત્ય હોવાનો સભવ નથી એટલે કાકાસાહેબ કહે છે તેમ, "શુદ્ધ સૌન્દર્યની દૃષ્ટિ રાખી હિંમતપૂર્વક જનતાને પણ કળાનો વિષય બનાવવો એ જુદુ, અને વિકારોને ઉત્તેજન મળે એવા ચિત્રો કાઢી વિકાર લોલુપ લોકોને માટે એમને કળાયુક્ત મ્હેનતાનના એ જુદુ"[૨૨] હોવા છતા, એ જુદાઈની રખા કેટલીક વાર અસ્પષ્ટ અને વિવાદાસ્પદ રહેવાની, અને સૌન્દર્ય કે કળા વિષયમા નથી, પણ વિષયના આકારમા છે એ સિદ્ધાત આટલે અશે સાપેક્ષ રહેવાનો

બીજો મુદ્દો — સૌન્દર્યદર્શનની કે કળાસર્જનની શક્તિ, સ્વતત્ર વિશિષ્ટ શક્તિ છે એ મુદ્દો— કાકાસાહેબમા બહુ સ્પષ્ટ હોય એમ લાગતુ નથી સૌન્દર્યનુ દર્શન કે સર્જન કરવાની શક્તિ એ સ્વતત્ર શક્તિ છે એનો અર્થ તો એવો થાય કે સદાચારી માણસ સૌન્દર્યનુ દર્શન-સર્જન કરી શકે તેમ દુરાચારી પણ કરી શકે એટલે કે સૌન્દર્યની વૃત્તિ અને કળાની શક્તિને જીવનની સાત્ત્વિક વૃત્તિઓ, સદાચાર કે નીતિ સાથે કઈ સબધ નથી કાકાસાહેબને ગળે આ વાત સહેલાઈથી ઊતરતી નથી એ ગળે ઉતારે છે ત્યારે પણ ક્વિનાઈનની ગોળી ઉતારતા હોય એમ કમને આથી જ તેઓ વારવાર કહે છે કે "કળા એ કઈ યદૃચ્છાપ્રાપ્ય વસ્તુ નથી તેને માટે તપસ્યા કરવી જોઈએ, પવિત્રપણે તેની ઉપાસના કરવી જોઈએ"[૨૩] "સાચી કળાદૃષ્ટિ કેળવાય તે માટે વિષયવિરક્તિ અત્યત જરૂરી વસ્તુ છે"[૨૪] "જીવનની પૂર્વદશામા પ્રથમ સદ્ગુણો કેળવવા જોઈએ ત્યારપછી જ કળાની દીક્ષા લેવાની તૈયારી થઈ ગણાય"[૨૫] 'કળાની ઉપાસના યોગથી થાય છે'[૨૬] દૈવી સપત્તિની ખિલવણીથી જ કળાનો વિકાસ થવાનો છે'[૨૭] એટલુ જ નહિ એક વખત તો કાકાસાહેબ સહેજે ચિડાઈ જતા કે ફુલાઈ જતા કળાકારને કળાધર ગણવાનો પણ ઇન્કાર કરે છે[૨૮]

કાકાસાહેબના આ મતવ્યોનુ મૂળ તાટસ્થ્યના સિદ્ધાતમા હોય એમ લાગે છે કળાકારને વસ્તુમા નહિ, વસ્તુના આકારમા, વિષયમા નહિ પણ

૨૧ પૃ ૩૦૫ ૨૨ પૃ ૩૦૫ ૨૩ પૃ ૨૮૧, ૨૪ પૃ ૨૮૭, ૨૫ પૃ ૨૨૪, ૨૬ પૃ ૨૧૯, ૨૭ પૃ ૩૩૯, ૨૮ પૃ ૨૧૯

વિષયમાંથી સ્ફુરતા એકાકાર ભાવમાં રસ હોય તો જ સૌન્દર્યદર્શન અને કળા-સર્જન થઈ શકે એમ આપણે આગળ જોયું. પણ, કાકાસાહેબ ભૂલી જાય છે કે, આ તાટસ્થ્ય, આ વિષયવિરક્તિ ક્ષણિક હોય છે, કળાસર્જનના સમય પૂરતી મર્યાદિત હોય છે. સમગ્ર જીવનમાં એ સિદ્ધ ન થઈ હોય એમ પણ બને. માણસને સૌન્દર્યતત્ત્વની સમજ હોય, એના દર્શન માટે જરૂરી કલ્પના-શક્તિ એને વરેલી હોય તો, જીવન સાત્ત્વિક કે સદાચારી ન હોય છતાં, એ આવા પ્રેરણાપ્રસંગે તટસ્થ બની જાય. કાકાસાહેબ, અલબત્ત, જુએ છે કે "ઉસ્તાદો જ્યારે ગાય ત્યારે તો પોતાના દિવ્ય આલાપોથી પ્રત્યક્ષ સ્વર્ગનો પરિચય કરાવતા; પણ જ્યારે ગદ્યનો આશ્રય લઈ વાતો કરતા ત્યારે તો અર્થ કે ઔચિત્ય વગરની ખુશામત, શરમ વગરની આત્મસ્તુતિ અને ઉદારતા-વિહીન પરનિંદા એમાં ભારોભાર રહેતી."[૨૯] "ચિત્ર દ્વારા રોજ ગંધર્વ-નગરી ઉત્પન્ન કરનારા, કવિતા દ્વારા અલૌકિક અનુભવ કરાવનારા...કેટલાક કળાધરોનું જીવન...પ્રાકૃત માણસને પણ સૂગ ચડાવે એવું હોય છે."[૩૦] પણ તેઓ આ સ્થિતિનો તાત્ત્વિક ઉકેલ શોધવાને બદલે "એ એક ઈશ્વરી સૃષ્ટિનું ભારે ગૂઢ છે."[૩૧] એમ કહી હાથ ધોઈ નાખે છે યા આવા કળા-કારોને વિરાટ આકાશનું પ્રતિબિંબ પાડતા ગંદા ખાબોચિયાંની[૩૨] કે સુધારસ પીરસનારી કડછીની[૩૩] ઉપમા આપી સંતોષ માને છે.

હા, કળાસર્જન માટે જે પ્રેરણાની, ક્ષણ પૂરતી વિષયવિરક્તિની આવ-શ્યકતા છે તે જીવનવ્યાપી બને તો એ એક ઇષ્ટ સ્થિતિ છે; અને કાકા-સાહેબ સાથે આપણે એ વાતમાં પણ સંમત થઈ શકીએ કે "જીવન પ્રત્યે સાવ બેદરકાર થઈ જેઓ ફક્ત કલ્પના કેળવે છે, તેમણે ફક્ત કલ્પના પુરતી જ સહાનુભૂતિ માગવી જોઈએ. એના બદલામાં કલ્પનાપ્રવીણને માટે જ્યારે તેઓ જીવનમાં પણ ઉચ્ચ સ્થાન માગે છે, ત્યારે તેઓ સમાજ ઉપર અત્યા-ચાર કરે છે. શેલીનાં કાવ્યોનાં વખાણ આપણે જરૂર કરીએ, પણ એની કાવ્યશક્તિથી અંજાઈ જઈ આપણે એના જીવનમાંનાં સ્ખલનો પણ રૂપાળાં જ હતાં એમ કહેતા બેસીએ તો આપણે જીવનનો દ્રોહ કરીએ."[૩૪] પરંતુ જ્યારે "ઉચ્ચ કળા અને આર્ય સદાચાર એ બે વચ્ચે મેળ હોવો જ જોઈએ"[૩૫] એવો આગ્રહ સેવવામાં આવે ત્યારે એમાંથી તર્કભંગ ન હોય એવાં અનુમાનોમાં આપણે સરી પડીએ એવો ભય રહે છે.

૨૯. પૃ. ૨૬૮, ૩૦. પૃ. ૩૦૧, ૩૧. પૃ. ૩૦૧-૨, ૩૨. પૃ. ૩૦૧, ૩૩. પૃ. ૨૬૪, ૩૪. પૃ. ૨૯૬, ૩૫. પૃ. ૩૦૨.

કાકાસાહેબની કળાવિચારણામા આ ભય સાચો પડતો ક્યારેક દેખાય છે તેઓ "કળાકાર જીવનકળામા પામર જેવો ન દેખાવો જોઈએ"[૩૬] એવુ આદેશવચન ઉચ્ચારીને "ઉચ્ચ કળા અને આર્ય સદાચાર એ બે વચ્ચે મેળ હોવો જ જોઈએ" એવો પરસ્પર મળધ માન વ્યક્ત કરીને અટકી નથી જતા, પરતુ "સાચો નિરક્ત માણુસ જ ઉત્તમ કળારસિક થઈ શકે છે"[૩૭] "આ સર્વોચ્ચ કળા — જીવનકળા — જેણે સિદ્ધ કરી તેને બીજી બધી કળાઓનુ હાર્દ બહુ જ સહેલાઈથી અવગત થાય છે"[૩૮] "જીવન ધુરીણો મોટે ભાગે સાહિત્યકુશળ હોય જ છે"[૩૯] વગેરે વિધાનો કરી જાણે એવુ સૂચવે છે કે કળાની શક્તિ તે સદાચારની — ઉચ્ચ જીવનની શક્તિને અધીન હોય, એમાથી આપોઆપ નીપજતી હોય આ બરોબર નથી

કળાના ઉદ્ભવમા કાકાસાહેબ જેમ સાત્ત્વિક કે સદાચારી જીવનનો ફાળો કલ્પે છે, તેમ સાત્ત્વિક કે સદાચારી જીવનના ઘડતરમા કળા ફાળો આપી શકે એમ તેઓ માને છે "કળાની ભવ્યતામા માણુસને નિષ્કામ, નિર્મમ અને નિરહકાર બનાવી જીવન્મુક્તની પેરે વગર લોભે વિચરતો કરવાની શક્તિ હોય છે"[૪૦] "કળાની સમ્યક્ ઉપાસના કરનાથી માણસ કળાતીત થાય છે અને મોક્ષ મેળવવાને લાયક બને છે"[૪૧] પણ કાકાસાહેબની આ આશા છે, નિશ્ચય નથી આથી જ આ મતની મર્યાદા દોરતા વિધાનો પણ આપણને કાકાસાહેબ પાસેથી મળે છે "કળા મારફતે પરમ તત્ત્વની પ્રાપ્તિ થશે જ એમ તો કોઈ ખાતરીથી ન કહી શકે"[૪૨] "એકલી કળાની સાધનાથી કોઈને આત્મસાક્ષાત્કાર થયો છે એમ માનવુ મુશ્કેલ છે પણ સાધનાની પૂર્વતૈયારી તરીકે શુદ્ધ કળાની ઉપયોગિતા ઘણી છે"[૪૩] "જીવનના કોમળ, લલિત, ઉદાત્ત, અદ્ભુત, ભવ્ય અને ચમત્કૃતિજનક પ્રસગો ઓળખવાની શક્તિ આપણે કળા દ્વારા કેળવીએ છીએ એમાથી સદાચાર નીપજશે જ એની ખાતરી ન અપાય, છતા સદાચાર એટલે કે જીવનની ભવ્યતા, આર્યતા, ઉદાત્તતા અને કૃતાર્થતા નીપજવાના હોય તો કળાની સસ્કારિતા અને સમભાવિતા એમા ખૂબ મદદ કરશે એ વિશે શકા નથી"[૪૪]

કાકાસાહેબના મનમા આવી આશા પણ રહે છે એના બે કારણુ જણાય છે એક તો, તેઓ કળાકારની તટસ્થતા અને સ્થિતપ્રજ્ઞ કે અના

૩૬ પૃ ૨૩૬, ૩૭ પૃ ૨૦૭ ૩૮ પૃ ૨૮૯, ૩૯ પૃ ૨૯૬, ૪૦ પૃ ૫૭, ૪૧ પૃ ૨૧૯, ૪૨ પૃ ૨૯૮, ૪૩ પૃ ૩૧૬, ૪૪ પૃ ૩૦૨

સક્ત માણસની તટસ્થતાને એકરૂપ માની લેતા હોય એવો સભવ છે આમ માને તો જ " કળાની ભવ્યતામા માણસને નિષ્કામ, નિર્મમ અને નિર હંકાર બનાવી જીવન્મુક્તની પેઠે વગર લોભે ચિંતન કરવાની શક્તિ હોય છે" એવો વિચાર ઉદ્‌ભવે પણ આ સમીકરણ સાચુ લાગતુ નથી કદાચ કળાના આન દને 'બ્રહ્માસ્વાદસહોદર' કહેવામા આવે છે તેમાથી કાકાસાહેબની માન્યતાને પોષણ મળ્યુ હોય પણ કળાનો આનદ 'બ્રહ્માસ્વાદ'નો સહોદર–એનો ભાઈ છે – એના જેવો છે, એ જ નથી બન્ને વચ્ચે તાત્ત્વિક ભેદ છે કળાકારમા તટસ્થતા સાથે તાદાત્મ્ય પણ જોઈએ એને જીવનમા રસ છે, પોતાના હૃદયમા ભિન્ન ભિન્ન પ્રસગે જે લાગણીઓ ઉદ્‌ભવે છે એમા પણ એને રસ છે આમાથી તો એની કળા જન્મે છે સ્થિતપ્રજ્ઞ કે અના સક્ત માણસ તો હૃદયને અવિક્ષુબ્ધ બનાવવા ચાહે છે એનું શુભ અને અશુભ વૃત્તિઓ, સદ્ અને અસદ્ વસ્તુઓનો વિવેક કરવાનો છે કળાકારને જીવનને અખડ રૂપે જોવામા રસ છે શ્રી કાકાસાહેબ પણ, આપણે આગળ જોયુ કે, તપસ્વી અને વૈરાગીની તટસ્થતાથી કળાકારની તટસ્થતાને જુદા પ્રકારની ગણાવે જ છે આ ભેદ આપણે સમજી લઈએ તો કળાની ઉપાસના અનાસક્ત કે સાત્ત્વિક જીવન તરફ દોરી જાય એમ માનવાને કારણ રહેતું નથી

કળા સાત્ત્વિક કે સદાચારી જીવનના ઘડતરમા મદદ આપશે એવી આશા રાખે છે તેનુ બીજુ કારણ એ લાગે છે કે તેઓ કળાસામાન્યને નહિ પણ કળાના કોઈ વિશેષ પ્રકારને ધ્યાનમા રાખીને વિચારે છે આપણે જોયુ કે કળાનુ ઉપાદાન કોઈ પણ અનુભવ કે કોઈ પણ વિષય બની શકે છે એ અનુભવ કે વિષય જીવનની ઉચ્ચતા પ્રગટ કરતો હોય કે એની હીનતા પણ પ્રગટ કરતો હોય, એ સામાજિક વ્યવસ્થાનો — સામાજિક આચારોનો આદર કરનાર હોય, એનો અનાદર પણ કરનાર હોય સૈદ્ધાન્તિક રીતે તો કળાને એની સાથે નિસ્બત નથી જોવાનુ એટલુ જ છે કે કળાકાર પોતાના જીવનદર્શનમા સ યનિષ્ઠ, ગભીર અને તટસ્થ છે કે નહિ

પણ આ સિદ્ધાત — કળાને એનુ ઉપાદાન શુ છે એની સાથે નિસ્બત નથી એ સિદ્ધાત — વ્યવહારમા જ્યારે આપણે કળાકૃતિઓ અને સમાજનો સબધ વિચારીએ છીએ ત્યારે સાપેક્ષ બની જાય છે પહેલુ તો એ કે, કળાનો આસ્વાદ લેવા જનાર માણસ હમેશા એ સિદ્ધાતને જાગ્રતપણે વળગી રહે એવુ કહી શકાય નહિ બીજુ, કળાકૃતિ પણ એની અદરના જીવનતત્ત્વ પરત્વે ભાવકને તટસ્થ બનાવી દે એવા સૌન્દર્યના પ્રભાવવાળી હમેશા નહિ હોવાની આથી, કેટલીક વાર માનવની જીવનનિષ્ઠા–સામાજિકતા અને કળાકૃતિના સૌ દર્ય

તત્ત્વ વચ્ચે ગજગ્રાહ ચાલવાનો ' કોઈ વાર કળાકારને પોતાની કૃતિની કદર થાય એ માટે કોઈ 'સમાનધર્મા'ની રાહ જોવી પડે અને જીવનનિષ્ઠા વધારે વ્યાપક બનતા, સામાજિકતા વધાર ઉદાર થતા, જો વસ્તુ પરત્વેની પોતાની દૃષ્ટિમા કળાકાર ખરેખર ગભીર અને તટસ્થ હોય તો એની કૃતિના સૌન્દર્યની કદર થાય પણ ખરી કોઈ વાર બહુજનસમાજને માન્ય એવી જીવનદૃષ્ટિનો, સમાજે દૃઢપણે સ્વીકારેલા જીવનમૂલ્યોનો કોઈ કળાકૃતિ દ્રોહ કરતી હશે, તો સભવ છે કે, એ કળાકૃતિનુ સૌન્દર્ય કે એનો રસ ઘણા લોકોને માટે અગ્રાહ્ય થઈ પડે પણ આ બધુ લોકોની જીવન દૃષ્ટિનુ સ્વરૂપ અને એનુ બળ, કળાકારની ગભીરતા, તટસ્થતા અને એની કૃતિનુ સૌન્દર્યબળ — આ બધા ઉપર આધાર રાખે છે

પણ એક વાત સ્પષ્ટ છે જીવનદર્શનની વ્યાપકતા, ગહનતા અને ગ્રાહ્યતા કોઈ પણ કળાકૃતિને વિશિષ્ટ સ્થાન આપવામા મહત્ત્વનો ભાગ ભજવશે રોજિંદા જીવનની કોઈ સાદી લાગણીને શબ્દબદ્ધ કરતી ઊર્મિકવિતા કે પ્રકૃતિના કોઈ તત્ત્વનુ ચિત્ર આપી મનનો ભાવ વ્યક્ત કરતી કવિતા અને જીવનને વ્યાપકરૂપે સ્પર્શતા તથા ઉદાત્તભવ્ય, કરુણમગલ ભાવનાઓનુ આલેખન કરતા કોઈ મહાકાવ્યના પ્રભાવમા ફેર પડવાનો કળાતત્ત્વ બન્નેમા સમાન રૂપનુ હોવા સભવ છે, પણ બીજી કૃતિમા માનવની સામાજિકતાને — એની જીવનનિષ્ઠાને તૃપ્તિ આપતુ એક વિશેષ તત્ત્વ છે એ એક વિશેષ લાભ પણ છે એથી તો એની કળા સહેજે 'મહાન કળા'ની સજ્ઞા પામી જાય છે

વ્યક્તિભેદે આ સિદ્ધાન્ત હજી વધારે સાપેક્ષ બનવાનો એટલે કાકા સાહેબ જેવા સાત્ત્વિક જીવનના આગ્રહી ક્યારેક કળાનો વિચાર નિરપેક્ષ દૃષ્ટિએ નહિ, પણ એના ઉપાદાનને લક્ષમા રાખીને કરે તો એમા કશી નવાઈ નહિ અને જેનુ ઉપાદાન જીવનના ભવ્ય અને મગલ ભાવો છે એવી કળા એમના લક્ષમા હોય ત્યારે કળા જીવનની સાત્ત્વિકતામા મદદરૂપ થાય એવી આશા પણ સહેજે બધાય એટલે કળા જીવનમા ઉપકારક થાય છે એમ કાકાસાહેબ કહે છે ત્યારે તેમના મનમા અમુક પ્રકારની કળાકૃતિઓ હોય એમ લાગે છે અલબત્ત, એક દૃષ્ટિએ તો બધી જ કળાકૃતિઓને જીવનને ઉપકારક ગણી શકાય, તે એ રીતે કે સૌન્દર્યની ભાવના એ જીવનતત્ત્વનુ અગ હોઈ એને તૃપ્ત કરતી કળાકૃતિ જીવનની પૂર્ણતામા ફાળો આપે છે કળા દ્વારા સધાતો અધ્યાત્મ—વ્યક્તિત્વનો વિકાસ એ જ આનદ,[૪૫] એમ કાકાસાહેબ

૪૫ પૃ. ૩૦૬

પણ છતાં કાકાસાહેબ માને છે કે, "કળાને નીતિની કસોટી ઉપર કસી શકાય, અને નીતિને પણ કળાની કસોટીએ ચડાવી શકાય"[૫૪] આ ખરું છે?

વ્યક્તિગત રીતે તો કળાના સૌન્દર્યબોધમાં ભાવકની જીવનનીતિનું ધોરણ કેટલીક વાર ભાગ ભજવતાનું અને એ રીતે કળાને નીતિની કસોટીએ એનું મન અપ્રજ્ઞાત રીતે ચડાવવાનું એ આપણે આગળ જોયું પણ એક બીજી દૃષ્ટિએ પણ કળાને નીતિની કસોટીએ કસવાનું જરૂરી થઈ પડે એમ લાગે છે કાકાસાહેબને ભય છે તેમ, કેટલીક વાર કળા, કળા ખાતર નહિ પણ અશ્લીલતા ખાતર, પ્રણાલિકાભંગ ખાતર મર્જાતી–સેવાતી હોય એવું બને છે એવે વખતે કૃતિના સૌન્દર્યતત્ત્વ અંગે વિચાર રહેવાનો તો પછી બહુજનસમાજ ઉપર એ કૃતિની શી અસર પડે એ લક્ષમાં રાખીને નીતિની દૃષ્ટિએ કૃતિનું મૂલ્યાંકન કરવું રહ્યું આ મૂલ્યાંકન હમેશાં સાચું હોય એવું કંઈ નથી, પણ ભિન્નભિન્ન અધિકારવાળી વ્યક્તિઓના સમુદાયમાં કેવળ કળાનો સિદ્ધાંત કામ આવતો નહિ

અને માણસની સૌન્દર્યભાવનાનો ખ્યાલ રાખ્યા વિના ઘડાયેલી નીતિ સમાજમાં વ્યાપક બનતી નથી, અને બને છે તો એમાંથી વિકૃતિ જન્મે છે નીતિપ્રચારકો પણ પોતાની વાતને સુંદર રીતે મૂકવાનો પ્રયાસ તો કરે છે આમ નીતિના મૂલ્યાંકનમાં કળાતત્ત્વ ભાગ ભજવે છે આથી, જીવનની વધારે મહત્ત્વની અને વ્યાપક દૃષ્ટિએ, કાકાસાહેબ કહે છે તે ખરું જ લાગે છે, "સત્યનિષ્ઠા, સદાચાર અને સદભિરુચિ – આ ત્રણેના સાહચર્યથી જ જીવન સમૃદ્ધ અને કૃતાર્થ થાય છે એ સમજનાર કળા તે જ સાચી કળા, એ સમજનાર નીતિ તે જ સદાચાર"[૫૫] માન આગલી જ વ્યાપકરૂપની જીવનનિષ્ઠા જો કળાના ઉપાસકમાં હોય તો એની સૌન્દર્યશોધ આત્મવંચના નહિ બને એટલું જરૂર કહી શકાય

હવે આપણે વિચારવાનો પ્રશ્ન રહે છે તે છે – જીવનમાં કળાનું સ્થાન શું? સામાન્ય રીતે આપણે ઉપર જોયું તેમ કાકાસાહેબ સૌન્દર્યને સત્ય અને શિવની પેઠે જીવનનું એક સળંગ તત્ત્વ ગણે છે એ ત્રણેના સાહચર્યથી જીવન સમૃદ્ધ અને સાર્થક થાય છે, એટલું જ નહિ પણ 'જીવનનું કોઈ પણ એક પાસું ખરેખર રીતે કેળવતાં સમગ્ર જીવન જ કેળવવું પડે છે, અને તેમ ન કરીએ તો એકાંગિતાની અસ્થ અને વિરૂપ વિભૂતિ આપણને ખાવા ધાય છે'[૫૬] એમ પણ તેઓ માને છે આથી જ તેઓ વારંવાર "સંગીત

૫૪ પૃ ૨૯૫, ૫૫ પૃ ૨૦૭, ૫૬ પૃ ૨૯૪

એ કાઈ જીવનસર્વસ્વ નથી''૫૭ "હુ જ જીવન છુ કે જીવનસર્વસ્વ છુ એમ કળા કેમ કહી શકે?''૫૮ એમ કહ્યા કરે છે અલબત્ત, નીતિ પણ કઈ જીવનસર્વસ્વ નથી અને કેવળ કળાની ઉપાસનામાથી ઉપરનો 'ઓપ' જ આવે, ડોળ આવે, તો કેવળ સદાચારની ઉપાસનામાથી જડતા આવે એમ આપણે કહી શકીએ

પણ છતા કાકાસાહેબ આ ત્રણે તત્ત્વોને જીવનમા એકસરખા મહ ત્ત્વના માનતા નથી તેઓ કહે છે કે, કલ્પનાના ક્ષેત્રમા અભિરુચિ અથવા કળા સર્વોપરી છે તત્ત્વજિજ્ઞાસાના ક્ષેત્રમા સત્ય સર્વોપરી છે જ્યારે જીવ નના સાર્વભૌમ ક્ષેત્રમા શિવ અથવા નીતિ શ્રેષ્ઠ છે''૫૯ તો પછી જીવનમા કળાનુ સ્થાન કેવા પ્રકારનુ છે? કાકાસાહેબનો ઉત્તર છે "જેમ કપડાના શણગાર માટે 'કિનાર અને પાલવ' હોય છે, તેમ જીવનના આનદ માટે સાહિત્ય સગીત અને કળા હોય છે કિનાર અને પાલવ વગર સાડી બની શકતી નથી એમ નથી, છતા એ હોય છે ત્યારે જ આપણુને સાડી, સાડી જેવી લાગે છે તે જ પ્રમાણે સાહિત્ય, સગીત અને કળા વિના જીવવુ શક્ય હોવા છતા, આપણે એને જીવનનુ નામ નહીં આપીએ સાડી છે માટે તો કિનાર અને પાલવનુ મહત્ત્વ છે'૬૦ આ વિધાનનો મર્મ – કળા વિનાનુ જીવન શક્ય હોવા છતા અધૂરુ છે અને કળાનુ મહત્ત્વ જીવનને અર્થે છે – ગ્રાહ્ય હોવા સામે ભાગ્યે જ કોઈ મુશ્કેલી હોય પણ અહીં અને 'જીવનનો આનદ'ના આ વિભાગના શીર્ષક('જીવનનો ઓપ')મા કળાને માટે જે ઉપમાનો યોજાયા છે તે આ મર્મને સુયોગ્ય રીતે વ્યક્ત કરવા સમર્થ હોય એમ લાગતુ નથી 'ઓપ' અને 'કિનાર અને પાલવ'થી બાહ્ય તત્ત્વો લક્ષિત થાય છે, જ્યારે કળા એવી બાહ્ય વસ્તુ નથી જે રીતે સદા ચારની, તત્ત્વશોધનની વૃત્તિ જીવન સાથે સકળાયેલ છે, એ જ રીતે સૌન્દર્યની કે કળાની વૃત્તિ પણ સકળાયેલ છે આ બધા જીવનના અગો છે એ સયોગસબધે નહિ પણ સમવાયસબધે જીવન સાથે જોડાયેલા છે તેથી જ તો એ બધા જીવનને ખાતર છે અને જીવન એમાના કોઈ એક વિના અપૂર્ણ જ રહેવાનુ છે એમ કહી શકાય

પણ કાકાસાહેબને સૂચવવુ છે તે એ કે જીવનની દૃષ્ટિએ સદાચાર એ કળા કરતા વધારે મહત્ત્વની વસ્તુ છે આપણે માનવો જ્યારે એક સમાજ રચીને રહીએ છીએ, ત્યારે સદાચાર કે નીતિની ભાવના આપણા પરસ્પરના જીવનવ્યવહારને જેટલે વ્યાપકપણે સ્પર્શે છે, એટલે વ્યાપકપણે

૫૭ પૃ ૨૫૫, ૫૮ પૃ ૨૯૪ ૫૯ પૃ ૨૮૬, ૬૦ પૃ ૨૯૩

કહે છે ત્યાં એમને કળાની આ જાતની ઉપકારકતા કદાચ અભિપ્રેત હોય પણ એ દૃષ્ટિ કાકાસાહેબની અહીં નથી લાગતી એ જ રીતે કાકાસાહેબ જ્યારે કળાના પ્રયોજનની ચર્ચા કરે છે ત્યારે પણ આનંદને કળાનું મૂળભૂત અને મુખ્ય પ્રયોજન માનવા છતાં સામાજિક સામર્થ્ય અને સદાચારને અયુતસિદ્ધ ઉપપ્રાપ્તિ લેખે છે તેમાં પણ એમની દૃષ્ટિ કળાના કોઈ વિશિષ્ટ પ્રકાર તરફ હોય એમ લાગે છે

કળાનું મુખ્ય પ્રયોજન તો એમાંથી મળતો સૌન્દર્યનો આનંદ જ હોઈ શકે એમાં કાકાસાહેબને શંકા નથી એથી જ તેઓ, મસ્તીમાં આવી સિસોટી વગાડતા અને પોલીસે રાખ્તા 'હું ક્યાં સિસોટી વગાડું છું? એ એની મેળે વાગે છે ' એમ જવાબ આપતા છોકરાનો દાખલો આપી, કહે છે કે "આને જ જો Art for art s sake કહો તો કોઈને વાંધો ન હોય '[46] કાકાસાહેબના મનમાં એ સૂત્ર સામે વાંધો ઊઠે છે તેનું કારણ તો એ છે કે "વિલાસને સારુ કળાનું સેવન થાય છે અને એ જ ઉદ્દેશને રૂપાળું નામ આપી, સદાચારનો દ્રોહ કરી, Art for art s sakeનું સૂત્ર આગળ ધરવામાં આવે છે Art for art's sal e એ ખરું જોતાં Art for marl et s sake, Art for vul_arity s sake, Art for dissipation s sake ઘણી વાર થઈ બેસે છે "[47] પણ આ ભય સ્થાનનું નિવારણ કળાની તાત્ત્વિક ભૂમિકા ઉપર રહીને કરવાને બદલે કાકાસાહેબ કળાને હંમેશ માટે ઉચ્ચ આશય સાથે જોડી દેવાના બીજે છેડે જઈ બેસે છે ' જીવન જેમ નિષ્કામવૃત્તિથી જ કૃતાર્થ થાય છે તેમ જ કળામાંથી જો આપણે બજારુ વૃત્તિ ધન કે કીર્તિની લાલસા કાઢી નાખીએ, ઉપદેશનો અસરકારી ડોળ દૂર કરીએ, કળાને ધર્મોપદેશકો, ધર્માચાર્યો, રાજપુરુષો અને કારખાનાદારોના હાથમાં જવા ન દઈએ, અને કળા પોતાની સંભાળ પોતે લઈ શકે એમ છે એમ કહીએ તો તે Art for art's sake થઈ ગણાય '[48] — એમ કાકાસાહેબ કહે છે ત્યાંસુધી તો ઠીક છે, પણ તેઓ તો એથી પણ આગળ વધે છે ' કળા મારફતે ધર્મની સૂક્ષ્મ વૃત્તિઓ સમજી અને કેળવી શકાય કળા મારફતે સમાજવ્યવસ્થામાં સદ્‌ભાવ, સમાધાન, સામર્થ્ય, સમૃદ્ધિ અને સુસંગતિનું સંગીત દાખલ કરી શકાય એટલું મિશન જો કળા માટે સ્વીકારીએ અને એની અપીલ સાર્વભૌમ કરી મૂકીએ તો પછી Art for art s sake કહેવામાં વાંધો નથી '[49]

૪૬ પૃ ૩૧૭, ૪૭ પૃ ૩૧૭ ૪૮ પૃ ૩૧૮, ૪૯ પૃ ૩૧૮,

પ્રશ્ન એ થાય છે કે અહીં કળા ખાતર કળા રહે છે ખરી ? કળા આ જાતના મિશનનો ભાર ખમી શકે એમ નથી, એવું નથી. કળાએ આવું મિશન ઘણી વાર સફળતાથી પાર ઉતાર્યું પણ છે. પણ આ મિશન સ્વીકારીને આવે તે જ કળા એવો નિયમ કળાના તત્ત્વ સાથે સંગત નથી.

આથી જ જ્યારે કાકાસાહેબ એમ કહે છે કે, "આદર્શ કળામાંથી જે સર્વોચ્ચ આનંદ માણસને મળે છે, એ જ એનો અંતિમ હેતુ હોવાથી પણ 'કળા ખાતર કળા' કહી શકાય. સર્વોચ્ચ આનંદનો જેણે સ્વાદ ચાખ્યો, એને માટે સદાચાર સ્વાભાવિક અને સહજ થઈ જાય છે. એવે પ્રસંગે આપણે કહી શકીએ કે, કળાનું મુખ્ય પ્રયોજન તો બ્રહ્માનંદ–સહોદર એવો કળાનંદ છે. સદાચાર અને સામાજિક સામર્થ્ય એ એનાં અયુતસિદ્ધ ઉપ-પ્રાપ્તિ(by product)છે."[૫૦] ત્યારે એમણે પોતે કળાનો એક આદર્શ કલ્પેલો છે એને ધ્યાનમાં રાખીને તેઓ કળાનું પ્રયોજન વિચારે છે અને તેથી એમાં આંશિક અને સાપેક્ષ સત્ય છે એની ખાતરી થાય છે.

સંપૂર્ણ અને નિરપેક્ષ સત્ય કાકાસાહેબના ખ્યાલમાં નથી, એમ નથી. જ્યારે કેવળ તત્ત્વની દૃષ્ટિએ તેઓ વિચારે છે ત્યારે તો તેઓ સૌન્દર્યની જીવનના એક સ્વતંત્ર તત્ત્વ તરીકે પ્રતિષ્ઠા કરે જ છે. "**સત્યં, શિવં** અને **સુન્દરં** એ ત્રણે એક જ મંગળ તત્ત્વની સળંગ વિભૂતિઓ હોઈ એ ત્રણેમાં પરસ્પરાનુકૂલતા અને સુસંગતિ હોવાં જ જોઈએ. ત્રણે સ્વતંત્ર છે, સ્વયંભૂ છે, એ વિષે શંકા નથી. એકમાંથા બીજાની ઉત્પત્તિ અથવા ઉપપત્તિ સિદ્ધ કરી શકાત તો આપણા તર્કકઠોર પૂર્વજોએ આ ત્રણેને ઈશ્વરની ત્રણ વિભૂતિ ન જ માની હોત."[૫૧] "કળા અને નીતિ પરસ્પર નિરપેક્ષ છે એમ માની શકાય. એ પરસ્પર વિભિન્ન તો છે, પણ પરસ્પર વિરોધી નથી...કળાને નીતિની ભાષામાં સિદ્ધ ન કરી શકાય, નીતિને કળાની ભાષાથી ઉદ્દીપિત ન કરી શકાય."[૫૨] અહીં પણ તેઓ, આપણે જોઈ એ છીએ કે, સત્ય, નીતિ અને કળા વચ્ચે પરસ્પરાનુકૂલતા, સુસંગતિ અને વિરોધના અભાવની અપેક્ષા તો રાખે જ છે, પણ એ અંગે તેઓ ઉદારતાથી વિચારે છે. એથી જ તેઓ કહે છે કે, "જ્યારે એ (કળા અને નીતિ) પરસ્પર વિરોધી થાય છે ત્યારે નિશ્ચિત જાણવું કે બેમાંથી એક અથવા બન્ને ભાન ભૂલ્યાં છે, સ્વધર્મથી વિમુખ થયાં છે, અને તેથી વ્યર્થ બન્યા છે."[૫૩] આ સ્વસ્થ દૃષ્ટિકોણ છે એમ નહિ કહી શકાય ?

૫૦. પૃ. ૩૧૯, ૫૧. પૃ. ૨૯૯, ૫૨. પૃ. ૨૭૫, ૫૩. પૃ. ૨૯૫.

સૌન્દર્યની કે તત્ત્વશોધનની ભાવના સ્પર્શતી નથી એ સાચુ છે, અને એ દષ્ટિએ કાકાસાહેબની આ માન્યતા પણ સ્વીકાર્ય છે, પણ સાથે સાથે એ ભૂલવુ ન જોઈએ કે આપણી નીતિની ભાવના પણ તત્ત્વશોધનની અને સૌન્દર્યની ભાવનાને સાપેક્ષ હોય છે

છતા કાકાસાહેબની નીતિનિષ્ઠા આવે વખતે કઈક ઉગ્ર રૂપે પ્રગટ થયા વિના રહેતી નથી. એને કારણે કેટલીક વાર એમના વિચારો અશાસ્ત્રીય અને ભ્રામકરૂપે રજૂ થઈ જાય છે "જે સુદર રીતે જીવી જાણે છે તે જ સૌન્દર્યમય છે"[61] "જવાબદારીમા જ સૌન્દર્ય પ્રતિષ્ઠિત છે"[62] "સદાચાર એ સર્વશ્રેષ્ઠ કળા છે"[63] "જીવવુ કેવી રીતે તે સમજવુ એ જ સૌથી મોટી કળા છે"[64] 'મોક્ષ મેળવવો એ ઉચ્ચતમ કળા છે'[65] – આ બધા વિધાનો એ પ્રકારના નથી લાગતા? 'સૌન્દર્ય' અને 'કળા'નો અર્થસદર્ભ અહીં ફરી જતો નથી લાગતો? કદાચ આપણને ખૂબ ઉપયોગી હોઈ એમા જ ખરુ સૌન્દર્ય છે એમ કહેવુ એના જેવી આ વાત નથી લાગતી? સામાન્ય વ્યવહારમા આપણે 'કળા' શબ્દને વ્યાપક અને શિથિલ અર્થમા વાપરીએ એ જુદી વાત છે, પણ શાસ્ત્રીય વિવેચનમા શબ્દને એ રીતે વાપરવાથી ગેરસમજ ઊભી થવાની શક્યતા છે અહીં સદાચારથી પૃથક કોઈ સૌન્દર્ય નથી એવી સમજ ઊભી થવાની શક્યતા નથી લાગતી? 'સદાચાર એ સર્વશ્રેષ્ઠ કળા છે' એમ કહેવાને બદલે 'સદાચાર એ કળા કરતા ઊંચી વસ્તુ છે' એમ કહેવુ વધારે સ્વારસ્યભર્યુ નથી લાગતુ?

કાકાસાહેબ સદાચારને આટલુ બધુ મહત્ત્વ આપે છે તેનુ એક બીજુ કારણ પણ છે તેઓ જુએ છે કે એકલી કળાથી જીવનનું ઘડતર નથી થતું. જીવનને ઘડનાર – દોરનાર તો નીતિ કે ધર્મ છે આ વાત તેઓ ખૂબ ભારપૂર્વક ઘણી વાર રજૂ કરે છે "જીવન પાને બધુ હોય છે, માત્ર એક સુમાન નથી હોતું એ જમાન જે ધર્મશિક્ષકો અને સદાચાર પાસેથી ન મળે તો કળા પાસેથી મળવાનુ નથી જ"[66] "કેવળ કળા ઉપર ભાર આપવામા ઘણી વાર ઉપર ઉપરનો માત્ર વિવેક જ હોય છે"[67] "કળા કોઈ કાળે ધર્મનુ સ્થાન ન લઈ શકે"[68] એટલે કે કળા જીવનમા ઉપકારક થાય છે પણ એ જીવનનો પાયો ન બની શકે કેમ કે આ જગતની તુલના

૬૧ પૃ ૨૨૨, ૬૨ પૃ ૨૨૨ ૬૩ પૃ ૨૨૬ ૬૪ પૃ ૨૪૦,
૬૫ પૃ ૨૪૦, ૬૬ પૃ ૨૩૫, ૬૭ પૃ ૨૩૫, ૬૮ પૃ ૨૨૬

કરતી વખતે એમના મનમાં ધર્મ એટલે 'વ્યાપક શુદ્ધ ધર્મ' અને કળા એટલે 'કેવળ કળા' છે. કળા કેવળ કળા ન હોતાં સાથે સાથે સદાચારની બોધક પણ હોય તો તો કંઈ પ્રશ્ન જ રહેતો નથી.

કળાનું એક મોટું ભયસ્થાન પણ કાકાસાહેબના લક્ષમાં છે. "ધર્મ, સદાચાર અને લોકરુચિ બધાને તિલાંજલિ દઈ કેવળ કળાનું જ તંત્ર સ્વીકારનાર લોકોનો જ્યારે અધઃપાત થાય છે તે સૌથી ભયાનક હોય છે."૯૯ કોઈ પણ વસ્તુની ઐકાન્તિક ઉપાસનામાં ભયસ્થાન તો રહેલું હોય જ છે, પણ કળામાં એ ભયસ્થાન વધારે ગંભીર બની જાય છે તેનું કારણ એ છે કે કળાકાર જીવનના અનિષ્ટ અનુભવોને પણ સાકાર કરવા મથે છે, એને કળારૂપ આપવા મથે છે. ધર્મ, સદાચાર અને લોકરુચિને નેવે મૂકનાર કળાકાર તો, સંભવ છે કે, અનુભવની ઇષ્ટાનિષ્ટતાનો મુદ્દલ વિચાર નહિ કરે. એનામાં કલ્પનાશક્તિ હશે તો એ અનિષ્ટ અનુભવોને પણ સાકાર કરી શકશે, પણ એ અનિષ્ટ અનુભવોની ગટર મુકાદમી એને કાદવના છાટા નહિ ઉડાડે એની શી ખાતરી? અને તો પછી એનો અધઃપાત સૌથી વધારે ભયંકર નીવડે એમાં શી નવાઈ?

આમ, જીવન પ્રત્યેની ઊંડી ભક્તિ અને કળાના ભયસ્થાનો અંગેની સવિશેષ જાગૃતિને કારણે કાકાસાહેબ જીવનમા કળાને મોકળે મને બહુ મહત્ત્વનું સ્થાન આપી શકતા નથી. કેવળ સૈદ્ધાન્તિક દૃષ્ટિએ જુએ છે ત્યારે તો તેઓ કળાનું ઠીક ઠીક ગૌરવ કરે છે, પણ જીવનનિષ્ઠાનો દોર તેઓ ક્યારેય ચૂકતા નથી, અને જીવનના સંદર્ભમાં વ્યાવહારિક ભૂમિકા ઉપર રહી કળાનું કર્તવ્ય અને કળાની મર્યાદા દર્શાવ્યા વિના રહેતા નથી. આને લીધે કાકાસાહેબમા કળાની તાત્ત્વિક મીમાંસા અને કળાના વ્યવહારમાં દેખાતા રૂપોના પ્રત્યાઘાતો – આ બન્ને તત્ત્વોની ચર્ચા ગૂંચવાઈ જતી હોય એટલું જો આપણા ધ્યાનમા રહે તો કળા અંગેનું ઘણું માર્ગદર્શક ચિંતન આપણને કાકાસાહેબ પાસેથી મળી શકે, એ આ આખી ચર્ચા પરથી સહેજે સ્પષ્ટ થઈ જાય છે.

કાકાસાહેબની આ કળામીમાંસાનો વિચાર કરતા તેમણે જ આપેલું 'વિશ્વપતિના વૈભવમા નૃપતિનો મહેલ' એ દૃષ્ટાંત યાદ આવે છે. વિશ્વપતિના વૈભવમા રાજાનો મહેલ બિન્દુ રૂપે દેખાય છે, પણ જ્યારે સૂક્ષ્મદર્શક કાચથી

૯૯. પૃ. ૩૦૧.

જોવામા આવે છે ત્યારે એ મહેલની સઘળી સમૃદ્ધિ છતી થાય છે[70] કાકાસાહેબ પણ 'જીવનના વૈભવમા કળાનો મહેલ' ઊભો કરે છે, અને ત્યારે એમને કળાનું સ્થાન ગૌણ લાગે છે, પણ કળાનુ જ્યારે સ્વતંત્ર રીતે સૂક્ષ્મદર્શક કાચ લઈને નિરીક્ષણ કરે છે ત્યારે એમની પાસે એની સમૃદ્ધિ ખુલ્લી થાય છે અને કાકાસાહેબ એનુ ગૌરવ કરે છે[71]

ૐકાર પ્રણવ જેમ પરબ્રહ્મનો વાચક છે તેમ સાહિત્ય એ જીવનનું—સંપૂર્ણ જીવનનું—વાચક થઈ શકે છે એટલી મોટી પ્રતિષ્ઠા સાહિત્યની છે માત્ર તેની સાધના અખંડ કાળજીથી યોગ્ય રીતે થવી જોઈએ જેમ મૂર્તિની પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી જ તેને દેવત્વ પ્રાપ્ત થાય છે તેમ સાહિત્યમા પ્રાણપ્રતિષ્ઠા કર્યા પછી જ તેને પ્રભુવપૂજ્યતા અને વાચાશક્તિ પ્રાપ્ત થાય છે પ્રાણપ્રતિષ્ઠા કરવી એ એક દૈવી વિદ્યા છે, અમર કલા છે આ કલા, આ વિદ્યા જેમણે પ્રાપ્ત કરી છે એવા કવિ કોક જ મળી આવે છે

'જીવનભારતી', પૃ ૨૪ —કાકાસાહેબ કાલેલકર

૭૦ પૃ ૨૪૮

૭૧ આ નિબંધના કેટલાક વિચારબિંદુ માટે આચાર્ય વી. એન. પટેલ અને પ્રા. ઉપેન્દ્ર પંડ્યાનો આભારી છું. [illegible], મારી છે

# વિવેચક કાકાસાહેબ

હીરા ક. મહેતા

આપણા વિવેચનસાહિત્યમા ગાંધીયુગના પ્રતિનિધિ-વિવેચક પોતાની અનેક રિદ્ધિસિદ્ધિ સહિત પ્રવેશ કરતા જણાય છે. પાછળ ફરતાં દેખાશે, કે ક્યાં સાક્ષરયુગના વિવેચકોની પૂર્ણ સાહિત્યિક[1] અને અભ્યાસનિષ્ઠ સાક્ષરી વિવેચનશૈલી ! અને ક્યાં આપણા આ ગાંધીયુગના લેખકની પૂર્ણ જીવનગામી, જીવનમર્મી, જીવનધર્મી અને જીવનનિષ્ઠ એવી ચિંતનપૂત સરળશિષ્ટ શૈલી ! આ બન્ને શૈલીના મૂળગત ભેદો પાછળ તે તે યુગબળોના ભેદ પણ રહેલા જણાય છે. આત્મવિકાસ અને જીવનશુદ્ધિ એ જ જેની સાહિત્ય-પ્રવૃત્તિનાં વિશિષ્ટ અને ઉદ્દિષ્ટ વા પ્રેરક અને નિયામક બળ છે, એવા આ લેખકની ઋજુ અને રમ્યરસિક લેખનશૈલીને આપણા સમસ્ત નિબંધસાહિત્યની એક નવીન જ મંજીવિતતા લેખવી જોઈએ.

[ ૧ ]

આવા જીવનનિષ્ઠાના ઉપાસક વિવેચકનુ વિવેચન જોવા માંડતા પહેલાં તેમની આ પરથી ઉદ્દ્ભવતી કેટલીક વિશિષ્ટતાઓ પર ધ્યાન ઠેરવવુ આવશ્યક છે; જેથી કરીને આ વિશિષ્ટતાએ તેમના વિવેચનને કઈ રીતે કેવો ઝોક આપેલ છે, તેનુ આકલન સુકર થઈ પડે.

એક તો આપણે જોયું તેમ એમની વિવેચનાનુ ઊગમ અને અનુસંધાન જીવન સાથે છે અને તેથી કળાસર્જનથી માંડીને તે કળાની રસનિષ્પત્તિ લગીના તમામ સિદ્ધાંતો કેન્દ્રસ્થ થયેલા જીવનનિષ્ઠાના મુખ્ય સિદ્ધાંત ભણી જાય છે, વા ત્યાથી જન્મે છે કે તેથી પુષ્ટ થાય છે. તેમની કળાની પ્રત્યેક ચર્ચા એ મુખ્ય સિદ્ધાતને અનુલક્ષીને થયેલ હોય છે. તેથી દરેક પ્રસંગે

૧. બંગાળી અને મરાઠીમા ચલણી થયેલ આ શબ્દ શુદ્ધ સંસ્કૃતદૃષ્ટિએ ખોટો છે; પણ આપણા સાહિત્યમાય એ ચલણી થતો જાય છે, અને આ લેખક પણ વાપરતા હોય છે.

કળાચર્ચા કરતા કરતા, તેને જીવનદૃષ્ટિના મુખ્ય સિદ્ધાન્ત સાથે લેખક લાગુ કરી – તાળો મેળવી લુએ છે, એવું જણાયા વિના નહિ રહે

આ જ શ્રી કાકાસાહેબની કળામીમાંસાની શક્તિ અને શક્તિમર્યાદા બન્ને છે તેમની શક્તિ તે કળામીમાંસાને વધુ વિશાળગ્રાહી અને અનેકદૃષ્ટિ યુક્ત બનાવે છે, અને કેળવણીકાર–ઉપદેશકનું દૃષ્ટિબિન્દુ મળે છે અને કળામીમાંસાની શક્તિમર્યાદા પણ તેમાથી જ ઊઠીને બેઠી થાય છે લેખક કળા વિશે કળાદૃષ્ટિએ મીમાંસા કરતા થોડેક સુધી આવી, એકદમ કળા અને જીવન, તથા કળાકાર કે જીવન અને જીવનની ચર્ચા ઉપર ચઢી જાય છે. અને તેમની કળાની ચર્ચા એમ અટકી પડે છે,[2] અથવા તો કળા અને જીવનકળાને સેળભેળ કરીને તેનો ગોટાળો કરે છે,[3] અથવા કળાની ખાસ સર્જનાત્મક કળા તરીકેની ચર્ચા કરતા કરતા, તત્કાળ કળા શબ્દનો વિશાળ અર્થ કરી, તે વ્યાપક વિચાર હેઠળ જીવનકળા, પ્રકૃતિકળા, ભક્તિકળા, કુદરતકળા વગેરેનો સમાવેશ કરી દે છે[4] આમ, કળા અને જીવનની સેળભેળ, કે કળા પર જીવનમતવ્યોનું વધતું-ઓછું આક્રમણ કે તેમા બીજી બાબતોનો નાહક સમાવેશ થતો દેખાય છે એનો અર્થ એમ નથી કે લેખક કળા–શુદ્ધ કળાચર્ચા–ને સમજતા નથી, પણ તેનું કારણ એક તો એ છે કે, અત્યારનું વિવેચન જાણે કળાને જીવનથી પણ વધારે ગણી કાઢે છે, એ મતનો સામનો કરવો જોઈએ એ શ્રી કાલેલકરને પોતાની ફરજ લાગે છે

૨. જુઓ 'જીવનનો આનંદ' પૃ ૪૨૭ અને એવું બીજું કેટલેય પ્રસંગે

૩ જુઓ પૃ ૪૦૯ (જીવનનો આનંદ) "કળામા અનેક વસ્તુઓની આવશ્યકતા હોય તોપણ वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि એવું હૃદયનું આર્જવ એ મુખ્ય હોવું જોઈએ, એ જ જીવવાની કળા છે એ જ્યા ન હોય ત્યા વિષયનો વિલાસ જ છે–પછી એને તમે તેટલું સુંદર રૂપાળું નામ આપો"

કળામા હૃદયનું આર્જવ આવશ્યક છે, પણ એથી એ જીવવાની કળા થઈ ગઈ? એ સાચું કે કળામા તેમ જ જીવવાની કળામા આર્જવ આવશ્યક છે પણ તેથી એમ સિદ્ધ કરી દેવાય નહિ કે કળા અને જીવનકળા એક જ છે લેખક કળા સાથે જીવનનું અનુસંધાન કરી આપવા માટે – તેનું સાયુજ્ય સિદ્ધ કરવા માટે – કહો કે જીવનકળામા જ કળાનો સમાવેશ કરી દેવા માટે, આ પ્રમાણે જીવન અને કળાની સેળભેળ કરે છે

૪ જુઓ જી આ પૃ. ૪૯૭ 'કળાની હિમાયત કરતી વખતે કળાનો જે વ્યાપક અર્થ કરવામા આવે છે તેને જ એ લોકો વળગી રહે તો તો કશો જ વાંધો નથી કેમકે કળા એટલે જીવનકળા, સર્વ ધર્મોનો સમન્વય, આદર્શ જીવનની સહજ સુવાસ, એની સામે શું કહેવાનું હોય?" તથા, જુઓ જી આ પૃ ૫૦૮–૫૦૯

અને તેથી જરા વિવેચનસામાન્યની વાત થઈ કે એક બે વાક્યમાં એમનાં જીવનસંબંધી સૂત્રો, જેવાં કે જીવનની પણ કળા છે, કળા જીવનનિષ્ઠ હોવી જોઈએ, કળા પણ જીવનોન્નતિનું સાધન માત્ર છે, એ કે એવું કાંઈક આવી જ પડવાનું. બીજું, એ છે કે શ્રી કાકાસાહેબ કેળવણીકાર–ઉપદેશક હોઈ, ઉપદેશ વારંવાર કરવો જોઈએ, એ સૂત્રને જાણ્યે–અજાણ્યે અવલંબીને પોતાનાં જીવનસંબંધી મંતવ્યોને છૂટે હાથે વિવેચનામાં વેરે છે.

આ કારણથી ઘણી વેળા કળામીમાંસાની શાસ્ત્રીય અને સળંગસૂત્ર વ્યવસ્થા જળવાતી નથી. જોકે લેખકની કળાનિષ્ઠ અને સળંગસૂત્ર ચર્ચાની પ્રતિજ્ઞા કે દાવો ક્યાયે નથી. છતાં, એમનો ઉપાડ કે અંતર્ગત ચર્ચા ઘણીયે વેળા કળાની દૃષ્ટિએ થતી ચર્ચાની હોય છે. એટલું જ નહિ તેમના નિરૂપણમાં પણ તેઓ કેટલેક સ્થળે ઠીક ઠીક પારિભાષિક શબ્દો પણ વાપરે છે. એ દૃષ્ટિએ જોતાં પણ તેમની જીવનવિચારણાની શૈલી, પારિભાષિક શૈલીનું ગૌરવગાંભીર્ય અને તજ્જન્ય લાઘવને શિથિલ કરી નાખે છે. અને આ અતિપ્રિય વિચારણા વચ્ચે આવી કળાશાસ્ત્રની દૃષ્ટિએ સળંગ વિવેચનસરણીને ફાવવા જ દેતી નથી. આથી તેમનુ વિવેચન છૂટે છૂટે સ્થળે વેરેલાં છૂટાં છૂટાં વિધાનો રૂપે રહે છે, અને ચુસ્ત શાસ્ત્રીય ઢબે સળંગ રીતે ચર્ચેલા સિદ્ધાંતો રૂપે વિરલ જ જણાય છે. આમ રસશાસ્ત્રનુ જે ઊંડાણ, શાસ્ત્રીય ચર્ચાનું જે સાતત્ય કલાચર્ચામા હોવુ જોઈએ તેનો ઘણી વેળા અભાવ હોય છે; જોકે વ્યવહારુ અને સામાન્ય તત્ત્વજ્ઞાનનુ ઊંડાણ તેમાં રહેલું હોય છે છતાં.

બીજું, આ વ્યવહારુ સામાન્ય તત્ત્વજ્ઞાનના દૃષ્ટિબિન્દુને બીજી રીતે સમજીએ તો તે કેળવણીકારનું અથવા લોકશિક્ષક કે પ્રચારકનું છે. અને તે તેમની પ્રધાન વિશિષ્ટતા છે. તેથી "કેળવણી એ જ એમની નિષ્ઠાનો એક માત્ર વિષય છે,"[૫] એમ તેમને વિશે યથાર્થ કહેવાયું છે. વળી એ બાબત તેમણે પણ અનેક સ્થળે ખાસ ભાર દઈને કહેલી છે.[૬] એ ઉપરાંત વળી, કેળવણી

૫. જુઓ 'જીવનવિકાસ'મા 'પ્રકાશકનું નિવેદન'.

૬. જુઓ 'જીવનવિકાસ' પૃ ૭ અને પૃ. ૧૭. (૧) "મારી લેખનપ્રવૃત્તિમાં મેં અનેક ક્ષેત્રો ખેડયા છે. પણ મારી જિંદગીનું મુખ્ય કાર્ય તો પ્રથમથી આમ વર્ગની કેળવણી એ જ રહ્યું છે ..જો કોઈ વિષયનું અખંડ અને વ્યાપક ચિંતન કર્યું હોય તો તે એક કેળવણીનું જ. મારા બધા રસો કેળવણી પ્રત્યેની જીવન-નિષ્ઠાનો પરિપોષ કરવા માટે જ છે, એમ કહી શકું." (૨) "ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યા સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે, પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે."

નિમિત્તે જ તેમણે સાહિત્યવિવેચન કર્યું છે, એ બાબત તેમણે સોઈ–ઝાટકીને કહી છે[૭] એથી પણ વિશેષ આગળ, તેઓ કેવળ સાહિત્ય મારફત કેળવણીના અલ્પશ્રદ્ધ છે[૮] કારણ, તેઓ માને છે અને તેથી ઠેરઠેર તેમણે કહેલુ પણ છે કે કેવળ સાહિત્ય કેળવણીને એકાંગી, છીછરી અને નિષ્ક્રિય બનાવી મૂકે છે

આ બધા તેમના મંતવ્યોમાથી એક બહુ જ મોટી માનસશાસ્ત્રીય વિશિષ્ટતા, તેમના લખાણમાથી ફલિત થતી જણાય છે તેઓ સ્વભાવથી લેખક થવા સરજાયા હોય એમ દેખાય છે, અને નિપુણ લેખક જ છે જે તેમના વિપુલ લેખનથી પણ સાબિત થાય છે[૯] અને છતા, ગીતાની અને ગાંધીજીની પ્રેરણાથી તથા આ પ્રવૃત્તિશીલ જમાનાને અનુલક્ષીને, કર્મયોગમા માનનારા હોઈ કેવળ સાહિત્ય ખાતર સાહિત્યલેખનને નિષ્ક્રિય આનંદ લેખે માને છે તેમનામાનુ આ દ્વિધાત્વ, લખાણમા પણ આરપાર વરતી શકાય છે

પણ તે દ્વિધાત્વમાથી જ તેમણે કરેલુ આબાદ સમાધાન – કહો કે સમન્વય – પણ તેમના લેખન-વ્યવસાયમાથી જ પ્રત્યક્ષ થાય છે સાહિત્યને જેમ એક બાજુ કળા તરીકે અન્ય કળાઓ સાથે સંબંધ છે, તેમ બીજી બાજુ તેના વ્યવહાર(Communication)ને કેળવણી સાથેય સંબંધ છે એ સિદ્ધાંતનુ જો પ્રતિપાદન કરવુ હોય તો, તેને માટે આવશ્યક દૃષ્ટાન્તના અનન્યયોગ્ય પ્રતિનિધિ તરીકે શ્રી કાકાસાહેબને જ ધરી દેવા જોઈએ. સાહિત્યનો અન્ય કળા સાથેનો સંબંધ સૂક્ષ્મતર ભૂમિનો–માનસશાસ્ત્રીય છે

૭ જીવનભારતીમાથી 'જીવનવિહાર' પૃ ૧૩ 'કેળવણી દ્વારા જનતાની સેવા કરવાની સાધના દરમ્યાન જે કાંઈ સાહિત્યનુ મનન અને લેખન થઈ શક્યુ તે. . ગુજરાતને ચરણે ધરુ છુ"

૮ જુઓ જીવનભારતીમા 'જીવનના વહેણો' પૃ ૧૧ અને જીવનવિકાસમા 'પ્રયોગોની પરંપરા' પૃ ૧૧ તથા જીવનવિકાસ પૃ ૯, ૨૮૯

૯ આ પ્રવાસી લેખકની સાહિત્યકાર લેખેની સૌંદર્યપિપાસા, કલારસિકતા અને કવિત્વદૃષ્ટિ, એ તેમના સ્વભાવના કેવડા તો અવિભાજ્ય પ્રધાનલક્ષણો છે, એ બાબત 'જીવનનો આનંદ'માના 'ભુવનગિરિ' લેખથી નિઃસંશય બને છે તેમા પ્રકૃતિ સૌંદર્યના કવિત્વદર્શનની ઇચ્છા પળભર તો ગીતાના નિત્યપાઠની ઉપાસનાને પણ હડાવી બાજુએ મૂકે છે ! તે જેવા, ગીતાપાઠ દ્વારા થતુ ઈશ્વરદર્શન, 'ભુવનગિરિ'ના દર્શનથી પણ અનુભવાયે તેવુ આબાદ સમાધાન તેઓ સ્વભાવે કલાકાર છે માટે જ, કરી શકે છે અરે ! તેમણે કરેલુ સમાધાન પણ સાહિત્યપૂર્ણ—બલ્કે કવિત્વપૂર્ણ (Lyrical)છે અલબત્ત, એ જ નિબંધના શબ્દોમા તેમની 'કળારસિક આંખો' 'ધર્મપૂત દૃષ્ટિ'થી જોવુ પસંદ કરે છે, તે સાચી વાત, કે જે દૃષ્ટિ તેમના આખા વિવેચન માટે પણ માની શકાય.

ત્યારે કેળવણી એ જગતના વ્યવહારને સ્પર્શતી હોઈ, કાર્યકારી-પ્રવૃત્તિશીલ છે. શ્રી કાકાસાહેબે આ રીતે જોતાં સાહિત્યકર્તવ્ય તો અપનાવ્યું, પણ સમાજના હિતચિંતક કેળવણીકાર લેખે. અને એ દૃષ્ટિથી તેમણે કળામીમાંસા પણ કરી. એટલે જીવનવિવેચક કળાગુણાનુરાગીએ કેળવણીની દૃષ્ટિએ કરેલું સાહિત્યલેખન, એ જ શ્રી કાકાસાહેબની મહત્ત્વની વિશિષ્ટતા છે.

આમ, જીવનનું અનેકવિષયી, પણ નૈતિક દૃષ્ટિએ આકલન કરનાર આ કેળવણીકાર લેખક, સાહિત્યને-કળાસમગ્રને, જીવનસાધનાનું ભલે પવિત્ર ને અત્યુત્તમ એવું, પણ બહુ બહુ તો સાધન જ હોવું જોઈએ, એમ માને છે.[૧૦] તેથી, તેમણે કહ્યું છે, "કળાની ઉપાસના એ બ્રહ્મપ્રાપ્તિની એક સાધના છે."[૧૧] સાહિત્યની તેમણે કરેલી આ મૂલવણીમાં, જીવનને ઉપકારક સાહિત્યની શક્તિ અને શક્તિમર્યાદા બન્ને સૂચવાય છે. તેમણે 'જીવનનો આનંદ' પુસ્તકમાંના કળામીમાંસાના વિભાગને 'જીવનનો ઓપ' નામે જે ઓળખાવ્યો છે, તે શબ્દ આ દૃષ્ટિએ સૂચક છે. આ 'ઓપ' શબ્દ કળાને અનુલક્ષીને છે, એ રીતે જોતાં બહુ સુખદ નહિ લાગે, જોકે તેમણે 'ઓપ'નો અર્થ, જે શુભ અર્થવાળો અંગ્રેજી રૂઢાર્થ, Polish કર્યો દેખાય છે; અને એ શબ્દના ગુજરાતી રૂઢાર્થ સારા અને ખરાબ એ ભાવાર્થમાંથી સારો અર્થ- ઓપ એટલે અંતર્ગત સ્વાભાવિક શોભાનો ઉચિત આવિર્ભાવ-જ તેમને અભિપ્રેત છે. અને છતાં, લેખકે એ શબ્દ વાપર્યો છે તે તેમને માટે સહેતુક છે. અત્રે, ફરીફરી વાર કહેવાયેલી આ બાબતને બીજી રીતે કહીએ તો માનવસમાજ અને માનવસંસ્કૃતિ લેખકની ભક્તિના વિષય છે.[૧૨] તેથી જીવનને મધ્યવર્તી સ્થાન સોંપી તેને ઉપકારક કેળવણી, કળા, વિજ્ઞાન, સંસ્કૃતિ વગેરે તત્ત્વોની ચર્ચા તેમણે કરેલી છે આ કારણે, તેમનાં કેટલાંક પુસ્તકોનાં શીર્ષકો-'જીવનવિકાસ,' 'જીવનનો આનંદ', 'જીવનભારતી', 'જીવન-સંસ્કૃતિ', 'લોકજીવન'- તેમની આ જીવનધર્મી ભાવનાના જ દ્યોતક છે. તેમના વિવિધ વિષયનાં અપાર પુસ્તકો, 'હિમાલયનો પ્રવાસ,' 'લોકમાતા,' 'સ્મરણ-યાત્રા', 'ઓતરાતી દિવાલો,' 'જીવતા તહેવારો,' 'કાલેલકરના લેખો ' વગેરેમાં

૧૦. જીવનભારતી, પૃ. ૭, ૧૯, ૩૦. જુઓ પૃ. ૩૦ "સાહિત્ય તો હંમેશ જીવનનું એક અંગ ગણાવું જોઈએ, જીવનશુદ્ધિ એ જે દિવસે સાધ્ય ગણાશે અને સાહિત્ય એવા અનેક સાધનોમાનુ એક પવિત્ર સાધન ગણાશે, ત્યારે જ સમાજ અને ચારિત્ર્ય બન્નેની ઉત્તમ સેવા થશે."

૧૧. જીવનનો આનંદ, પૃ. ૪૦૮.

૧૨. જીવનનો આનંદ, પૃ. ૪૮૯.

પણ જીવન એ જ દૃઢભાજક અંક (Highest Common Factor) રૂપે હોય છે

આ લેખકના વિવેચનને હવે જોવા માંડીએ તે પહેલાં, હજી એક દૃષ્ટિબિન્દુ તેમના વિવેચનને માટે ધ્યાનમાં રાખી લઈએ આપણે આગળ જોયું તેમ લેખકની ધારણા, કળાભિમાનતાને શાસ્ત્રીય ગ્રંથસ્થ લેખો બનાવવાની છે જ નહિ આ માટે લેખકે આપેલા અભિપ્રાયોમાંથી આપણે કેટલાક તારણો તારવી શકીશું એક તો, આનાનું મોટા ભાગનું લખાણ "કલાવૃત્તિથી પ્રેરિત થઈને લખાયેલી નોંધો, રચાયેલા નિબંધો અને અપાયેલા ભાષણો બધાં પ્રાસંગિક છે જેમાં લેખક 'વાસરી નોંધો' ને તથા પત્રોને પણ અંદર લઈ લે છે[13] અને તે કારણે તેમના શબ્દોમાં એ 'પરસ્મૈપદી' કરતાં 'આત્મનેપદી'[14] વિશેષ છે વસ્તુતઃ જોઈશું તો એમના લખાણના સિદ્ધાંતો બધા પ્રાસંગિક નહિ પણ ચિરંતન છે, પણ તેમના લખાણનું નિમિત્ત પ્રસંગપરત્વે હોઈ, 'વાસરીની નોંધો' માફક, તેમના

૧૩ પત્રલેખન અને વાસરી નોંધો દ્વારા લખાતા સાહિત્ય વિશે લેખકનું જાણવાલાયક દૃષ્ટિબિંદુ 'એટલું ખરું કે કાગળો અને વાસરી એ જ સામાન્ય જનસમાજનું સાહિત્ય છે મારે મન એ જ ઉચ્ચ કોટિનું સાહિત્ય છે બંનેમાં વાસ્તવિકતાનો મોટામાં મોટો આધાર હોય છે સંભાષણ અને મનન એ જેમ ઉત્કટ વ્યાપાર છે તેમ જ કાગળો અને વાસરી એ બંનેનું લેખન ઉત્કટ વ્યાપાર છે" જીવનભારતીમાંથી 'જીવનવિહાર' પૃ ૫

પત્રો, વાસરી નોંધો એ જો એક રીતે સાહિત્યકારની આત્મકથાના આવશ્યક ઘટકો સમજીએ અને સર્જનાત્મક ગદ્યસાહિત્યને બાદ કરતાં તે પછીના તમામ ગદ્યસાહિત્યમાં જો રસદૃષ્ટિએ આત્મકથા જેવા યોગ્ય સાહિત્યપ્રકારને જરૂર ઊંચું સ્થાન આપીએ, તો પછી આત્મકથાના ઘટકોની ગરજ સારનારા અને છતાં સાહિત્યનચારના પ્રયોજનને સંતોષનારા પત્રો નોંધોને એ દૃષ્ટિએ ઉચ્ચ કોટિના સાહિત્ય લેખે અને સાહિત્યસર્જનની સામગ્રી લેખે જરૂર ગણી શકાય વળી પશ્ચિમના કોઈ લેખકે નોંધોને સાહિત્યમાં સ્થાન આપેલું ખ્યાલમાં છે પણ એ બધું જવા દઈએ તોપણ આ લેખકના નોંધો-પત્રો દ્વારા લખાયેલા વિવેચન વિશે આપણે એટલું કહી રાખીશું કે તે ઉચ્ચ કોટિનું છે

૧૪ 'આત્મનેપદી લખાણ ગણેલું છે કારણ કે લેખક પોતાને વિશે કહે છે તેમ – 'હું તો પોતાને સ્વાભાવિક લેખકના વર્ગમાં મૂકું છું અનુભવ અને ચિંતનમાંથી જે કંઈ સૂઝે અને જેવું સૂઝે તે જ તે તે વખતે લખી નાખવાનું મેં પસંદ કર્યું છે પ્રયત્નપૂર્વક સાહિત્યસેવા મારે હાથે થઈ જ નથી' જીવનભારતીમાંથી 'જીવનવિહાર' પૃ ૪

કેટલાક વિચારો તદ્દન છૂટક, એકદેશીય અને પુનરાવર્તનવાળા હોય એ સ્વાભાવિક છે.[૧૫]

કારણ, તેમાં આત્મનેપદી (Subjective) દૃષ્ટિ હોવાને લીધે પ્રસંગને જરૂરી વિચારોનું જ આલેખન થયેલું હોય, અમુક જ વિચાર પર વિશેષ ભાર દેવાયો હોય, કે અમુક વિચાર છેડીને અધ્ધડતો છોડી દેવાયો હોય, અને પ્રમાણબદ્ધ સળંગ નિરૂપણને સ્થાન ન પણ મળ્યું હોય. શ્રી કાકાસાહેબ પોતે સાક્ષરી પત્રકાર છે, અને પત્રકાર હોવાથી તેમના લખાણમાં આવું બને તે સ્વાભાવિક છે; પણ તેમના સિદ્ધાંતનુ ચિરંતનપણું લખાણને નથી રાખતું 'વાસરી નોંધો' જેવું પ્રાસંગિક તત્ત્વોવાળું; અને લખાણમાં રહેલી મૌલિકતાની સર્વગમ્યતા તેને કેવળ આત્મનેપદી ન રાખતાં સર્વભોગ્ય બનાવે છે.

બીજું, આ લખાણ સળંગસૂત્ર ન બની શક્યું તેનું મહત્ત્વનું કારણ, લેખક પોતે કબૂલે છે કે તે માટેની તેમને વૃત્તિ કે નવરાશ છે જ નહિ.[૧૬] તેમને પ્રવાસપ્રવૃત્તિ અને અન્ય પ્રવૃત્તિઓને લીધે નવરાશ કે સ્વસ્થતા ન હોય એ સહજ છે. પણ એથી વિશેષ મહત્ત્વનુ કારણ તો, તેમને કળાની એવી તાર્કિક – 'તાત્ત્વિક'– દાર્શનિક અને તેમાંની અનિવાર્ય પૃથક્કરણ પદ્ધતિ સ્વીકારવાની વૃત્તિ જ નથી[૧૭] તેઓ કળાની તર્કશુદ્ધ વ્યાખ્યાની પણ વિરુદ્ધ છે.[૧૮] અને, તેમને કળામીમાંસા રુચે છે તે પણ ગુણદર્શનપદ્ધતિ રૂપે જ.

૧૫. જુઓ જીવનભારતીમાંથી 'જીવનવિહાર' પૃ. ૧૧ તથા જીવનવિકાસમાંથી 'પ્રયોગોની પરંપરા' પૃ. ૧૬–"દરેક વિભાગને સરખું અથવા પ્રમાણસર મહત્ત્વ મળ્યુ છે એમ હું નથી કહી શકતો. કેટલાક વિચાર અનેક રૂપમાં ફરી ફરી આવે છે જ્યારે કેટલાક મહત્ત્વના વિચારો એકએક વાક્યમા અથવા વિશેષણમા પતાવ્યા હશે. આખું લખાણ પ્રાસંગિક છે, એટલે બીજું થાય જ નહિ એ સહેજે સમજાય એમ છે."

કેળવણીના લેખો વિશે લેખકનો આ અભિપ્રાય, કળામીમાંસા પરત્વે પણ લઈ શકાય તેમ છે.

૧૬. જુઓ જી. આ., પૃ. ૪૮૪ "...મારા વિચારો એકત્ર મૂકવાની મને તક આપી, એ તકનો લાભ લઈ લખવા જતા મેં અનુભવ્યુ કે વ્યવસ્થિત અને સળંગસૂત્ર લખવા જેટલી નવરાશ કે વૃત્તિ મારે માટે છે જ નહિ. શાસ્ત્રીય વિવેચન કરવાનો મારો દાવો છે જ નહિ; ઉદ્દેશે નથી. હું તો સંસ્કારો પાડી ચેપ લગાડવામાં જ માનું છું."

૧૭. જી. આ. પૃ. ૪૯૩.

૧૮. જુઓ જી. આ. પૃ. ૪૯૨." કળાની વ્યાખ્યા તર્કશુદ્ધ કરવા જતાં એમાં કળા હણાય છે. અને બુદ્ધિ પ્રતિકૂળ થઈ બેસે છે."

કારણ, તેમણે અનેક સ્થળે કહેલું છે કે તેઓ કળાના 'આશક અને ભક્ત' હોઈ, કળાનો તેવો 'ચેપ લગાડનાર' જ લખે છે[૧૯] ટૂંકમાં, તેમણે વ્યવસ્થિત વિવેચન કરવા કરતાં, ગુણદોષદર્શનપદ્ધતિ ઉપરાંત મુખ્યત્વે તો કળાની છૂટી સિદ્ધાંતદર્શનપદ્ધતિ ખાસ અખત્યાર કરેલી છે

[૨]

આટલું પ્રાસ્તાવિક જોયા બાદ હવે આપણે તેમની વિવેચના ભણી વળીએ

શ્રી કાકાસાહેબના અનેક વિષયના વિવેચનાત્મક લેખોમાંથી, આપણા વિષયને લગતી લેખોની વર્ગણી એમની રીતે નીચે પ્રમાણે મૂકીશું

(૧) 'જીવનનો ઓપ'
(૨) 'સાહિત્યવિવેચન'
(૩) 'સાહિત્યપરિચય'

તેમના 'જીવનનો ઓપ' વિભાગમાં કળામીમાંસા છે, 'સાહિત્યવિવેચન' વિભાગમાં સાહિત્ય વિશેની સામાન્ય ચર્ચાના લેખો, વ્યાખ્યાનો વગેરે છે, અને કદમાં સહુથી મોટો 'સાહિત્યપરિચય' વિભાગ છે, જેમાં લેખકે સાહિત્યના પુસ્તકોના અવલોકનો તથા પ્રસ્તાવનાઓ મૂકી છે, અને 'કવિવર રવીન્દ્રનાથ,' 'સ્વ કવિ કાન્ત,' 'ગુજરાતી સાહિત્યના ભીષ્માચાર્ય' જેવા લેખો કવિઓ વિશેના પરિચયાત્મક વિવેચનો–નોંધો પણ તે વિભાગમાં દાખલ કરેલા છે અલબત્ત, આ બધું વર્ગીકરણ, તેમના ગ્રંથસ્થ થયેલા લખાણોનું જ છે અને તેમાં આવતા પત્રો ઉપરાંત બીજા એવા અનેક ખાનગી પત્રો મારફત તેમણે કેટલુંય વિવેચન કરેલું છે, તે જો પુસ્તકાકારે પ્રસિદ્ધ થાય તો પત્ર દ્વારા વિવેચનનો એક રમ્યરસિક, લોકગમ્ય (Popular) અને 'આત્મનેપદી' વિવેચનપ્રકાર સહુથી વિશેષ પ્રમાણમાં અને યોગ્ય રીતે ખેડવાનું માન તેમને ખાતે જમા થાય

હવે, શ્રી કાકાસાહેબની છૂટી છૂટી કળામીમાંસાની ચર્ચા પરથી, તેમનો સમગ્ર કળાનો દૃષ્ટિકોણ બાંધી લઈને ઓળખવાનો રહે છે જોકે તેમનો ૧૨મી ગુજરાતી સાહિત્ય પરિષદના કળાવિભાગના પ્રમુખ તરીકેનો જે લેખ છે, તેમાં લેખકે કળાવિષયક લગભગ બધા જ સિદ્ધાંતોનો ખ્યાલ પણ એક જ સ્થળે ઉપસ્થિત કરેલો છે તેથી સ્વતંત્ર નહિ તોપણ એક સામગ્ર સિદ્ધાંતોની સર્વાંગીણ કળાચર્ચા તે લેખમાંથી ઉપલબ્ધ થાય છે વળી એ

૧૯ જી આ, પૃ ૪૮૩-૪૮૪, ૪૮૬-૪૮૭

લેખ બીજી રીતે પણ મહત્ત્વનો છે. લેખકના કળા સિવાયના, પણ અનેક સંસ્કૃતિને લગતા, શોખના વિષયો તથા કેળવણી, જીવન, કુદરત વગેરે પર તેમનું સ્વતંત્ર ચિંતન પણ તેમાં રજૂ થયેલું છે. ટૂંકમાં, લેખકનું સાહિત્યકાર લેખેનું પૂર્ણ વ્યક્તિત્વ ધરાવનારો તે પ્રતિનિધિ લેખ છે.

શ્રી કાકાસાહેબે સાહિત્ય અને કળા શબ્દોને નામે, કાવ્યસમજની–કળાસમજની અર્થાત્ સાહિત્ય સહવર્તમાન કળાની સામાન્ય ચર્ચા કરી છે. એક સ્થળે તેમણે કહેલું છે કે "સાહિત્યનો વ્યાપક, અને એટલા માટે ખરો અર્થ જોઈએ તો વાઙ્મય પ્રમાણે જ નાદમય અને વર્ણમય સાહિત્યનો પણ તેની અંદર સમાવેશ થવો જોઈએ."[૨૦] અત્રે, સાહિત્યનો વિશાલાર્થ કરી સાહિત્ય, સંગીત અને ચિત્રકલાને અનુક્રમે તેમાં સમાવી દીધાં છે અને એ દૃષ્ટિએ લેખકે જોકે તર્કશુદ્ધ વ્યાખ્યાની વિરુદ્ધ હોવાથી તેમણે અંગત રીતે જે સાહિત્ય વ્યાખ્યા બાંધી છે, તે આપણે જોઈએ :

"માણસના વિચારો, એની કલ્પનાઓ, ભાવનાઓ, લાગણીપ્રધાન અનુભવો બીજા આગળ અસરકારક રીતે વ્યક્ત કરવાની શક્તિ જે વસ્તુમાં છે તે સાહિત્ય, એ મારા પૂરતી સાહિત્યની વ્યાખ્યા છે....જેનામાં લાગણીઓ પર અનાયાસે અસર પાડવાની શક્તિ છે તે સાહિત્ય. ચેપીપણું એ સાહિત્યનો પ્રધાન ગુણ છે."[૨૧]

અહીં સાહિત્યની વ્યાખ્યા કરતાં પણ વિશેષતઃ વર્ણન થયેલું જણાશે. આ દૃષ્ટિથી લેખકે એક સૂત્ર પણ એ રીતે મૂકેલું છે કે "કળા એ હૃદયની ભાષા છે." આ ઉપરાત, લેખકે જીવનની દૃષ્ટિએ આપેલી એક બીજી વ્યાખ્યા તે આ રહી : "કળા એટલે જીવનકળા, સર્વ ધર્મોનો સમન્વય, આદર્શ જીવનની સહજ સુવાસ."[૨૨] લેખકની આ બન્ને વ્યાખ્યાઓનુ સંયોગીકરણ કરતાં, આપણને કૉલરિજની કવિતા વિશેની વ્યાખ્યા જે, "કવિતા તે સર્વ માનવજ્ઞાન, માનવવિચારો, માનવ–મનોરાગ, લાગણીઓ,

૨૦. જી. આ., પૃ. ૪૩૮

૨૧. જી. ભા. પૃ. ૮. આ જ વ્યાખ્યા પાછળ રહેલા સિદ્ધાંતને લેખકે અન્યત્ર મૂકેલો છે :–"સાહિત્ય એ સાવ નૈસર્ગિક પ્રવૃત્તિ છે. અવલોકન, નિરીક્ષણ, વિચાર, કલ્પના કે ભાવના જ્યારે ઉત્કટ થઈ જાય છે ત્યારે માણસથી બોલી જવાય છે અને ઉત્કટતાનો સ્વભાવ જ છે કે એની ભાષામાં કંઈક ચમત્કૃતિ કંઈક અસાધારણપણું, કંઈક આકર્ષણ આવી જ જાય છે." જી. ભા.માંથી જીવનવિહાર પૃ. ૩

૨૨. જી. આ. પૃ. ૪૯૭.

ભાષા એ સર્જનો પલ્લવ અને સુગંધ છે, '' ૨૩ એની સાથેનું અલબત્ત, આકસ્મિક પણ ઘણું સામ્ય જણાશે

આ ઉપરાંત લેખકનું એક ઇતર મન્તવ્ય જેને કળાની ત્રીજી વ્યાખ્યા ગણી શકાય તે એ કે, " હૃદયના અમૂર્ત ભાવો, મૂર્ત વસ્તુઓ દ્વારા વ્યક્ત કરવા એ કળાનું પ્રધાન કાર્ય છે '' ૨૪ આ મન્તવ્યને સ્પષ્ટ રીતે સમજવા માટે શ્રી કાકાસાહેબની કળાની સર્જનપ્રક્રિયા સંબંધી તમામ ચર્ચાને સમજવી જોઈએ

આ કળાસમગ્રની સર્જનપ્રક્રિયા, તેની પાછળનો કળાકારનો માનસ વ્યાપાર, ભાવસંવેદના અને કળાદૃષ્ટિ એ બધા વિશે પ્રસંગોપાત્ત શ્રી કાકાસાહેબે છૂટક છૂટક કહેલું છે સહુથી પહેલા તો, કળાના ઉદ્‌ભવ પૂર્વેની કળાકારની દશા, લેખક નીચે પ્રમાણે પ્રશ્નરૂપે રજૂ કરે છે

" જ્યાં સુંદર કુદરત ચાર કોર પથરાયેલી છે અને જીવનના હૃદયંગમ પ્રસંગો આપણને ક્ષણે ક્ષણે જોવા મળે છે ત્યાં કેવળ એની નોંધ જોનામાં કોને વિશેષ રસ પડે ? નિરીક્ષણમાં આવતી સુન્દરતા ઉપરાંત એવી કેટલીયે સુંદરતા મનુષ્યજીવનમાં પ્રવેશ કરી શકે છે જે કેવળ ભાવગમ્ય છે મનુષ્યની સંસ્કારિતા, એની ઉચ્ચ અભિલાષા, એની ? મળ, ઉત્કટ અને પવિત્ર લાગણીઓ અને જીવનના નવોન્મેષ આદર્શની સ્પષ્ટ કે અસ્પષ્ટ ઝાંખી, એ બધાંને લીધે એના હૃદયમાં અસાધારણ સુંદરતા પ્રગટે છે જે વ્યક્ત કર્યા વગર કળાકારને ચેન પડે નહિ અને છતાં એ ગૂઢ વસ્તુ વ્યક્ત કેમ કરાય એની મૂંઝવણ એને રહે જ છે જીવનની આર્યતાનો કંઈક અપૂર્વ પાસો એની નજરે ચઢ્યો, એને અસાધારણ આનંદ થયો, હવે એ શી રીતે તે વ્યક્ત કરે ? એ આનંદને જો એ અમર ન કરી શકે તો એનું જીવન શી રીતે કૃતાર્થ થાય ?'' ૨૫

આ અવતરણમાં લેખક પ્રકૃતિ, માનવજીવન અને જગતના અનુભવને પરિણામે જન્મતી ભાવનવેદનાને કળાકાર શી રીતે વ્યક્ત કરી શકે તેની સંભાવના વિચારે છે અને જાણે એ પ્રશ્નનો જ જવાબ ન આપી રહ્યા હોય, તેમ લેખક બીજે સ્થળે છેક ૧૯મી સાહિત્ય પરિષદના લેખમાં નીચેનો ટુકડો મૂકે છે

૨૩ રમણભાઈ નીલકંઠકૃત 'કવિતા અને સાહિત્ય ૧ ઉ વાલ્યુમ પૃ ૩૪૧
૨૪ જી આ પૃ ૪૯૪
૨૫ જી આ પૃ ૪૭૫

"સૌંદર્ય સાથે ભાવોનું મિલન થયું કે તરત એમાંથી સર્જનશક્તિ જાગ્રત થાય છે, અને એ પોતાની પ્રતિભાથી નવાંનવાં રૂપો, નવીનવી આકૃતિઓ, નવાનવા વર્ણવિન્યાસો અને નવાનવા આલાપો પેદા કરે છે. ભાવોની જાગ્રતિ, એમની નવનિર્મિતિ, એમની સંક્રાન્તિ અને એમાંથી નીકળતી અસ્વસ્થતાને અંગે પ્રાપ્ત થતી તૃપ્તિ – એ બધું કળાનું સ્વરૂપ છે. એને માટે વાહન તરીકે કઈ વસ્તુ વપરાય છે એ ગૌણ સવાલ છે. માટી, પથ્થર, લાકડું, ધાતુ, કાચ, સાબુ, મીણ, હાથીદાંત ગમે તે પદાર્થ વાપરો; રંગરેખા, દોરા, મણિ ગમે તેની મદદ લો, ગદ્ય અને ગેય શબ્દો વાપરો અથવા મૂક અભિનય કરો; કળા સ્થાપત્યની હો કે નગરરચનાની હો, સમાજરચનાની હો, કે મહાકાવ્યના સંવિધાનચાતુર્યની હો, કળા બધે એક જ છે. કળાનો ઉગમ વસ્તુજાતમાં નથી પણ મનુષ્યહૃદયમાં છે."[૨૬]

અહીં, લેખક કળાસર્જનની વેળાએ કળાકારની બધી જ માનસિક પ્રક્રિયા – સિસૃક્ષા સમયનો કળાકારનો મનોવ્યાપાર – રજૂ કરે છે. કળાકારને સૌંદર્યાનુભવથી ભાવસંવેદનાની સર્જનપ્રેરક આતુર અસ્વસ્થતા જાગે છે, તે સમયે તે અમૂર્ત ભાવને કલ્પના વડે મૂર્ત સ્વરૂપ આપવા મથે છે. અથવા લેખકે જે કળાની ત્રીજી વ્યાખ્યા રજૂ કરી છે તે પ્રમાણે "હૃદયના અમૂર્ત ભાવો, મૂર્ત વસ્તુઓ દ્વારા વ્યક્ત કરવા એ કળાનુ પ્રધાન કાર્ય છે." બરાબર આ જ બાબત તેમણે બીજે સ્થળે શબ્દફેરે કહેલી છે.[૨૭]

ઉપર્યુક્ત અવતરણમા, લેખક જુદી જુદી કળાના સર્જનનાં જે ઉપાદાનો રજૂ કરે છે તે પરથી જોઈ શકીશુ કે લલિતકળાથી વ્યવહારુ–પ્રયુક્ત (applied) કલાને વ્યાવૃત્ત ન કરતા, તે સહુને સાથે જ ગણાવે છે કારણ, તે સહુ પાછળ ઓછેવત્તો કળાનો સર્જનવ્યાપાર તો રહેલો જ છે. તે પછી તેનાં ઉપાદાનો ગમે તે હોઈ શકે કારણ, કળાનુ ઉપાદાન એ ગૌણ વસ્તુ છે, કળાકારનુ સર્જન–પર માનસ એ જ મુખ્ય છે. અને તેથી, તેમણે અવતરણના અન્તના વાક્યમાં કહ્યુ છે જે, કલાનો ઉગમ ઉપાદાનોની વસ્તુ-સામગ્રીમાથી જ નહિ પણ કવિના હૃદયમાથી સ્ફુરતી કવિત્વદૃષ્ટિમાંથી જ મુખ્યત્વે થાય છે.

૨૬. જી. આ. પૃ. ૪૯૩–૯૪

૨૭. જી. આ. માથી 'કળા એક જીવનદર્શન' પૃ. ૫૦૯–"માણસના મનમા સૌંદર્યભાવના જન્મ લે અને તે પાર્થિવ વસ્તુઓ મારફતે પ્રગટ થવા મથે ત્યારે જ કળા સંભવે છે મનુષ્ય-કલ્પનાની પ્રસૂતિ વેદનામાથી જ કળાનો સંભવ છે."

કળાના આ મહત્ત્વ સંબંધી વિશેષ વિચાર કરતાં, લેખક કંઈક દાર્શનિક પદ્ધતિથી એક મહત્ત્વનો મૌલિક સિદ્ધાંત આ પ્રમાણે રજૂ કરે છે

"કળાનો બીજી રીતે વિચાર કરી શકાય સમાધિસ્થિતિમાં માણસમાં અહંતા મમતા રહેતી નથી તે વખતનો અનુભવ અપૌરુષેય હોય છે અને અનિર્વચનીય પણ હોય છે જ્યાં ભેદ જ નથી ત્યાં નિર્વચનનો સવાલ જ ક્યાંથી હોય? પણ એ સમાધિનું વ્યુત્થાન થયા પછી સમાધિકાળનો અનુભવ અને ત્યાર પછીની પ્રાકૃત દશા વચ્ચે જે અંતર પેદા થાય છે અને તે અંતરનું ભાન થાય છે એમાંથી કળાનો ઉદ્ભવ છે જીવસ્થિતિરૂપી વ્યક્તિત્વ ઉપર આવ્યા પછી ખોયેલું બધા સાથેનું ઐક્ય પાછું અનુભવવા માટે કળા મારફતે માણસ પ્રયત્ન કરે છે વિશ્વાત્મૈક્યભાવ, સર્વાત્મૈક્યભાવ, એ જ પરમ આનંદ છે સમાધિમાં જે ક્ષણિક અનુભવ થયો તે આનન્દ ઇન્દ્રિયો દ્વારા વ્યક્ત કરી બીજાઓને એની ઝાંખી કરાવવાનો જે પ્રયત્ન તે જ સાચું કાવ્ય છે, તે જ કળા છે"[૨૮]

મમ્મટે કળાનુભવ માટે કહેલી બીજા અનુભવોના વિગલિતપણાની દશા અને પરિમિત પ્રમાતૃત્વનો લોપ, એ મુદ્દો શ્રી કાલેલકરે આ સિદ્ધાંતની શરૂઆતમાં મૂક્યો છે[૨૯] અને તેને માટે યોગની પરિભાષા વાપરી એમ કહે છે કે કળાસંભવ વેળા સમાધિસ્થિતિમાં બને છે તેમ કળાકારનું વ્યવહાર સાથેનું અનુસંધાન થતાં અહંતામમતાનો નાશ થાય છે આ મુદ્દાનો અનુવાદ અને વિવરણ શ્રી કાકાસાહેબે બરાબર મણિલાલ દ્વિવેદીની રીતે જ કરેલાં છે તેમણે પણ યોગની નિર્વિકલ્પ સમાધિ સાથે કળાનુભવને સરખાવી આ બાબત કહેલી છે[૩૦] શ્રી પાઠકે પણ આની આ વસ્તુ સ્વાભીમાંસાની દૃષ્ટિએ ચર્ચેલી છે[૩૧]

પણ મમ્મટના આ મુદ્દાથી આગળ જઈ શ્રી કાકાસાહેબ કળાનો એક અતીવ તાત્ત્વિક મુદ્દો યોગની જ પરિભાષામાં રજૂ કરે છે જે એમની તત્ત્વગ્રાહી અને મૌલિક એવી કળામીમાંસાની શક્તિનો દ્યોતક છે શ્રી કાકાસાહેબ કહે છે કે કલાકાર આત્મવેદનની એવી સમાધિસ્થિતિ અનુભવી

૨૮ જી આ માંથી 'કળા એક જીવન દર્શન'—પૃ ૫૦૮

૨૯ એ જ સિદ્ધાંતવાળી શ્રી કાકાસાહેબની એક વિચારકલિકા જી આ પૃ ૪૭૫ માંથી – કળાની ઉપાસના કરતાં અહંકારનો લય કરવો એ એક સ્વાનો મહદાનંદ છે—'विगलितवेद्यान्तर परमानदम् ।'

૩૦ આપણું વિવેચનસાહિત્ય—પૃ ૬૬

૩૧ એજન પૃ ૨૬૫ ૬૬

રહે તે પછી તેના માનસનું વ્યવહાર સાથે અનુસંધાન થાય છે એ વેળા ભાવસંવેદન અને વ્યવહારજગત, બન્ને વચ્ચેનું અફાટ અંતર તે અનુભવે છે, ત્યારે, કલાકાર વ્યવહાર–જગતમાં રહી પેલા એક વાર અનુભવેલ ભાવસંવેદનને કલ્પના દ્વારા સ્મરીને, ફરી વાર અનુભવીને–શ્રી કાકાસાહેબના આગલા અવતરણના શબ્દમાં–નવનિર્મિતિ કરે છે, અને તે તેનું કળાસર્જન બને છે આને બીજી રીતે એમ કહી શકાએ કે ભાવનાનું અને વ્યવહારનું તે અંતર ટાળે છે, માટે જ તે કળા છે

કવિ વર્ડ્ઝવર્થનો કળાસર્જનનો સિદ્ધાંત કે કાવ્ય એ emotions recollected in tranquility છે, એ ઉપર્યુક્ત સિદ્ધાંતનું જ, પણ કેવું કાચું સ્વરૂપ છે તે આ ઉપરથી જણાશે

ઉપર્યુક્ત અવતરણને અંતે તેઓ કહે છે કે ભાવનાસંવેદનમાંથી જન્મતો આ આનંદ કળાકાર સર્જન દ્વારા વ્યક્ત કરી ભાવકને ઇન્દ્રિયો દ્વારા અનુભવાવે છે રમણભાઈએ પણ કળાની આવી જ વ્યાખ્યા આપી કહેલું છે કે ઇન્દ્રિયગમ્ય રૂપમાં ભાવના પ્રકટ કરવી એ કળાનું કામ છે જોકે, શ્રી કાકાસાહેબ કહે છે કે વ્યવહારમાં ઇન્દ્રિયોના આનંદ વિષયજન્ય હોય છે, ત્યારે કળાનુભવમાં તે ભાવનાજન્ય હોય છે અને તેમાં પણ ખાસ કરીને અમુક જ ઇન્દ્રિયોનો ઉપયોગ કળાર્થે થાય છે[૩૨] આ ભાવનાજન્ય આનંદ સાત્ત્વિક પ્રકારનો છે[૩૩] અને માટે જ તે બીજાઓ સાથે ઉપભોગ કરવાની ઇચ્છા થાય

૩૨ (૧) "કળાત્મક આનંદની ઇન્દ્રિયો બે નેત્ર અને કર્ણ દ્વારા જ માનસિક મન તે આનંદ ભોગવી શકે છે આ બે ઇન્દ્રિયો જ હૃદયની ઉન્નતિ કરનારી છે અને તેથી જ માણસે તેમનો દુરુપયોગ કદી પણ કરવો જોઈએ નહિ ' જી આ, પૃ ૫૦

(૨) કળાપૂજનમાં બધી જ ઇન્દ્રિયો સરખી લાયકાત ધરાવતી નથી શ્રવણ અને નયન એ બેની સૂક્ષ્મતા જબ્બર શક્તિ ધારે તો અલિપ્તપણે કામ કરી શકે એમ છે એ બેની વિલાસિતા અટકાવી એમને કળા ગ્રહણની દીક્ષા આપી શકાય છે, ભોગ પરાઙ્મુખ કરી એમને કેવળ સૌન્દર્ય પૂજક કરી શકાય છે જી આ, પૃ ૪૧૯

૩૩ (૧) " તટસ્થ આનંદનો ઉપભોગ બીજાઓની સાથે લેવાની ઇચ્છા થાય છે તેથી તે સાત્ત્વિક છે ઇન્દ્રિયો દ્વારા તેનો ઉપભોગ લેવાય છે છતાં તે વિષયાનંદ નથી જી આ, પૃ ૪૯

(૨) ભોજન રસ અને કામ વિકાર લોકયાત્રા માટે ગમે તેટલા આવશ્યક હોય તોયે એમાં તટસ્થ આનંદ હોતો નથી અલિપ્તપણે અનાસક્તપણે જે આનંદ અનુભવી શકાય તે જ કળાનો વિષય થઈ શકે છે ' જી આ, પૃ ૪૧૧

છે અને એ ઇચ્છામાથી જ કળાસર્જન વ્યાપાર ઉદ્ભવે છે તેથી કરીને શ્રી કાકાસાહેબે ભૂખ અને કામનામનાના આનદને કળાનો મુખ્ય રસ ન બનાવવો જોઈએ એમ કહ્યુ છે (જી આ પૃ ૫૦૪)[૩૪] કારણ કે "કળાનો પ્રયત્ન ઇન્દ્રિયાતીત આનદને વિષયવાસનાના સસર્ગથી દૂષિત ન કરતા તેને શુદ્ધ સ્વરૂપમા અનુભવવાનો હોય છે" (જી આ પૃ ૪૭૮)[૩૫] આ કારણે તેમા 'તાદાત્મ્ય અને તાટસ્થ્ય' (જી આ પૃ ૪૮–૫૦) હોવાથી તેને લેખકે સર્વાત્મૈક્યભાવવાળો આનદ લેખ્યો છે તેથી જ અન્ય સ્થળે લેખકે કહ્યુ છે કે "કળાનો વ્યાપાર ઇન્દ્રિયગોચર હોય છે પણ એનો આનદ તો વિષયાતીત હોવો જોઈએ" (જી આ, પૃ ૪૧૮ તથા પૃ ૪૨૧)

કલાકારની આ સિસૃક્ષાવૃત્તિ વિશે લેખકે આ પ્રમાણે વિચાર કરેલો છે

"Art as a creative necessity એટલે કે દરેક માણસમા 'एकोऽहम् बहु स्याम्'ની જે અદમ્ય વૃત્તિ છે તેના સતોષ ખાતર માણસ જ્યારે હૃદયના ગૂઢ અને ઉત્કટ ભાવોને વ્યક્ત રૂપ આપવા પ્રેરાય છે ત્યારે એના મનમા જે પ્રયોજન હોય છે તેની વધાર મીમાસા થવાની જરૂર છે"[૩૬]

પોતાના અનુભવને સર્વગમ્ય કરવાની જે કલાકારની આ વૃત્તિ છે, તેનુ મૂળ આ પ્રમાણે માનસશાસ્ત્રીય ગણી આ મુદ્દાને છેડીને લેખકે એ સ્થળે તો અછડતો મૂકી દીધેલ છે[૩૭]

૩૪ શ્રી પાઠકે પણ 'કાવ્યની શક્તિ'મા આ જ કહેલુ છે પૃ ૨૩–૨૫.

૩૫ આ જ મતવ્યનુ સરખાપણુ જુઓ આ વિ, પૃ ૧૬૫ (આનદશકરનો મત) અને પૃ ૨૬૫ (શ્રી પાઠકનો મત)

૩૬ જી આ માથી 'કળા–એક જીવનદર્શન'–પૃ ૫૧૬

૩૭ શબ્દફેરથી, જોકે વધુ સ્પષ્ટતાથી તેમણે બીજે સ્થળે આની આ બાબતની કઈક મીમાસા કરેલી છે

"સાહિત્યની પ્રવૃત્તિ હમેશા સમાજસેવાને અર્થે જ થાય છે એમ નથી માનસિક આનદ, સમાધાન, મૂઝવણ અથવા વ્યથા પ્રગટ કરવાની શબ્દબદ્ધ કરવાની માણસમા જે સહજ વૃત્તિ છે તેમાથી સાહિત્યનો ઉદ્ગમ છે, સાહિત્યની પ્રવૃત્તિ મુખ્યત્વે પોતાના લાગણીપ્રધાન મનન અથવા ઉદ્ગારને બીજામા સક્રાન્ત કરવાની ઇચ્છાથી થાય છે તેથી સાહિત્ય એ મુખ્યત્વે સામાજિક વસ્તુ છે એમ કહી શકાય" જી આ, પૃ ૯

આ દૃષ્ટિએ જ આ લેખમા મૂકેલી સાહિત્યની પહેલી વ્યાખ્યા તેમણે ઘડેલી છે જેમા ઉપર કહેલી સાહિત્યની લાગણી 'સક્રાન્ત' કરવાની શક્તિને તેમણે ત્યા 'ચેપ લગાડવાની શક્તિ' તરીકે વર્ણવી છે અને પોતાને વિશે જ્યા એમણે એમ કહેલુ છે કે 'હુ તો સસ્કારો પાકી ચેપ લગાડવામા જ માનુ છુ અને

પણ આ આખી સર્જનપ્રક્રિયાની આદ્યશક્તિ તો આપણે કળાકારની કળાદૃષ્ટિને — કવિનદૃષ્ટિને લેખીશુ લેખક કહે છે, " ...જો વિશિષ્ટ જાતની શક્તિ કેળવેલી હોય તો જ્યા અસંખ્ય લોકોને આનદપ્રતીતિ થતી નહોતી ત્યા આનદ ગ્રહણ કરવાની શક્તિ અથવા ક્ષમતા અર્પી શકીએ છીએ એને જ કળાદૃષ્ટિ કહે છે " ૩૮

આ સ્થળે શ્રી કાકાસાહેબની કળાકારની આખી સર્જનપ્રક્રિયા સબધી તમામ ચર્ચાનો અત આવે છે હવે આપણે વિવિધ કળાઓ વિશેની તેમની મીમાસા આરભીએ

અમૂર્ત ભાવોને વિવિધ ઉપાદાનો દ્વારા મૂર્ત કરતી જુદીજુદી કળાઓની વિશિષ્ટતા તથા પરસ્પરની સરખામણી વગેરે થોડેક અશે તેમણે કરેલા છે અને વાણી જેનુ ઉપાદાન છે તેવા સમસ્ત સાહિત્યની – વાઙ્મયની, કે વાઙ્મયનુ ઉત્તમાગ છે એવી કવિતાકળા વિશેની સ્વરૂપચર્ચા પણ અન્ય કળાઓને અનુલક્ષીને કરેલ છે આ કળાચર્ચા પાછળ તેમની જીવનદૃષ્ટિ તો છે જ

" સાહિત્ય, સગીત અને કળા ત્રણેય એકબીજાના પરમ મિત્ર છે, એકકુટુબી છે " (જી આ, પૃ ૪૮૯) એમ કહીને પણ સાહિત્યને તેમણે ગુરુપદે સ્થાપ્યુ છે " માટે સાહિત્યે મોટાભાઈની ફરજ સમજી સગીત અને કળાને પોતાની સાથે રાખવા જોઈએ " (જી ભા, પૃ ૧૭)

" સાહિત્ય એ કળાનો જ એક ભાગ છે " એમ કહી સાહિત્યની કવિતાકળાનુ વિશિષ્ટ સ્વરૂપ કવિ માટે નિર્દેશતા, શ્રી કાકાસાહેબ કહે છે કે

" જો એ કવિ હોય તો શબ્દો મારફતે જે કઈ વ્યક્ત થઈ શકે તેની મદદથી એ અવ્યક્ત આનદને મૂર્ત રૂપ આપવાને એ મથે છે. શબ્દરચના તાલબદ્ધ કરી, શબ્દોની સૂચનશક્તિની પરમાવધિનો ઉપયોગ કરી અશક્ય કાર્ય એ શકય કરી બતાવે છે અસખ્ય લોકોએ મૂગાની પેઠે જે અનુભવ મેળવ્યો હતો, પણ જે તેઓ વ્યક્ત કરી શકતા નહોતા, તેને તેણે વાચા અર્પણ કરી અને અનુભવને બોલતો કર્યો ' (જી આ પૃ ૪૨૫)

કવિતાને આવશ્યક વાણીના ઉપાદાનની વિશિષ્ટતા અને તે દ્વારા ભાવસક્રમણ, એ આ અવતરણનો માયનો છે પણ કવિતાકળા વિશે અન્યત્ર રજૂ કરેલા સિદ્ધાતમાના એક મુદ્દાનુ સ્પષ્ટીકરણ આવશ્યક છે અને તે એ કે

" શાસ્ત્રીય વિવેચન કરવાનો મારો દાવો છે જ નહિ ', ત્યા આગળ લેખક અજાણપણે પણ પોતાની સાહિત્યકાર લેખેની શક્તિને જ આગળ કરે છે

૩૮ જી આ માથી ' આનદના ઝરણા '–પૃ ૬

કવિની કવિતાકળા છંદોબદ્ધ શબ્દરચનામાં રહેલી સૂચનશક્તિ દ્વારા ભાવ-નિરૂપણ કરે છે. એટલે જ કવિતા કળાને ચિત્રકળા સાથે સરખાવતાં શ્રી કાકાસાહેબે એ કળાનું ભેદ દર્શન પણ આ જ દૃષ્ટિએ કરેલું છે કે, "શબ્દોમાં અંકન–કલા નથી, પણ સૂચન–કલા છે." ( જી. આ., પૃ. ૪૯ ). શ્રી કાકાસાહેબ 'સમભાવ' લેખમાં કહે છે કે સાહિત્ય પાસે અંકન કળા નથી અને સૂચન-કળા છે તેથી તે શબ્દો દ્વારા સૌન્દર્ય કેવું હશે તે સૂચવે છે. પણ તેને એક મુશ્કેલી એ નડે છે કે જ્યારે તેને ચિત્રાત્મક દશ્યો રજૂ કરવાનાં હોય છે ત્યારે અંકન કળાની જે જે આલેખન-ખૂબીઓ છે તે તે વ્યક્ત કરી શકતી નથી. તે બાબત ' અવ્યક્ત સૌંદર્ય 'ના લેખમાં તેઓ જણાવે છે :

"કોઈ પણ દર્શનમાં આકૃતિ, ગતિ, માર્દવ યા કાઠિન્ય, રંગ અને કાન્તિનું જ વર્ણન આવવાનું. એની બહારનું કેટલુંય સૌંદર્ય આપણે પ્રતિદિન નજરે જોઈએ છીએ પણ તેનું પૃથક્કરણ કરી તેની જુદીજુદી છટાઓ માટે સર્વમાન્ય સંજ્ઞાઓ ભાષાએ નક્કી કરેલી ન હોવાથી તેનુ વર્ણન આપણે શબ્દમાં કરી શકતા નથી. મૂંગાને એકાદ સુંદર સ્વપ્નું આવે તો તે બીજાને શી રીતે જણાવે ? તેને તે પોતાની અંદર જ જીરવવું રહ્યું. गूंगेको सपनो भयो समुझ समुझ पछताय ।" જી. આ., પૃ. ૨૩.

લેખક અહીં સાહિત્યકળાની મર્યાદા આંકી છે અને તે યથાર્થ પણ છે. છતાં કહેવું જોઈએ કે સાહિત્યની સૂચનશક્તિ, એ કળાની બધી મર્યાદાનો ખંગ વાળી દે છે. શ્રી પાઠકે "કાવ્યની શક્તિ" લેખમાં આ બાબતને ચર્ચતાં કહ્યું છે કે ચિત્રકળા અંકનકળા દ્વારા જે કાર્ય સાધે છે, તે સાહિત્ય-કળા પોતાની જાતજાતની ભાવદર્શી ભંગીઓ દ્વારા સાધે છે. ( આ. વિ. સા. પૃ. ૨૬૨–૬૪ ). એમાં જ સાહિત્યકળાની અન્ય કલા જોડેની સમાનતા, મર્યાદા અને વિશિષ્ટતા રહેલી છે.

# કાકાસાહેબનું સાહિત્યવિવેચન

## રમણલાલ જોષી

" વસ્તુની સુંદરતા જોવી એ જ તેની સત્યતા જોયા બરોબર છે."
('જીવનભારતી' પૃ. ૪૯૭)

હમણાં જ એક મિત્રે પ્રસિદ્ધ નિબંધકાર અને વિવેચક એચ. ડબ્લ્યુ. ગેરડના 'Poetry and the Criticism of Life' પુસ્તક તરફ મારુ ધ્યાન દોર્યું. ગેરડે પ્રતિપાદન કર્યું છે કે કવિતાના અને સમગ્રતયા સાહિત્ય માત્રના વિવેચકની પ્રથમ ફરજ એ છે કે એણે રસિક થવું જોઈએ. સાચે જ વિવેચક સાહિત્ય જેવા પરમ રસિક પદાર્થ સાથે કામ પાડી રહ્યો છે, કળાકૃતિઓમાંથી પોતાને થયેલા રસાનંદને વર્ણવી રહ્યો છે એની પ્રતીતિ એના વિવેચનમાંથી થવી જોઈએ. સાહિત્યની સુગંધ વિવેચનમાંથી મહેકી ન ઊઠે તો વિવેચન ઊણું ઊતર્યું ગણાય. સાહિત્ય-વિવેચન મૂલ્યાંકન, અર્થઘટન, તોલન કે વિશ્લેષણ – સંયોજન કરે, પણ અંતે એ સાહિત્યની કક્ષા સુધી પહોંચે એમા જ એની ચરિતાર્થતા છે.

શ્રી કાકાસાહેબે વિવેચનનું એક ક્ષેત્ર તરીકે ખેડાણ સસંકલ્પ કર્યું નથી, તેમ વિવેચન એ તેમની મુખ્ય પ્રવૃત્તિ પણ ન ગણાય. તેમ છતાં તેમના હાથે જે કાંઈ વિવેચનકાર્ય થયું છે તે ગુણવત્તામાં અને છયત્તામાં ગણનાપાત્ર જરૂર છે, અને ગુજરાતી વિવેચનસાહિત્યનો સમગ્ર ખ્યાલ મેળવવા માગનારે કાકાસાહેબના વિવેચનકાર્યને નિકટતાથી જોવુ પડે એવું છે. ઉપર મેં 'ગણનાપાત્ર' શબ્દ વાપર્યો, પણ એથીય આગળ વધી હું એમ કહેવા લલચાઉં છું કે કાકાસાહેબનું સાહિત્યવિવેચન કેટલીક બાબતોમાં 'વિશિષ્ટ' કોટિનું પણ છે. ગેરડ માગે છે તે પ્રમાણે એ વિવેચન રસિક તો એટલું બધું ગણાય કે કદાચ બીજા કોઈ ગુણો એમાં હશે કે કેમ એની

શકા થાય પોતાનો આનંદ પ્રકટ કરવો એ સિવાય જાણે કે કોઈ બીજુ લક્ષ્ય તેમણે રાખ્યું નથી હા, જીવનાભિમુખ દષ્ટિબિંદુઓને કારણે સામાજિક મૂલ્યોની જાળવણી તરફ તે ખૂબ જાગ્રત, કહો કે સભાન છે અને કોઈ વાર સમાજહિતચિંતક કાકાસાહેબ, સાહિત્યવિવેચક કાકાસાહેબની આડે આવે છે, અને પરિણામે વિવેચનનિબંધનુ ગ્રથન ઢીલુ પડે છે પણ આવો સ્વૈરવિહાર એમની વાઙ્મયપ્રતિભાની લાક્ષણિકતા છે કાકાસાહેબ મુખ્યત્વે સર્જક-નિબંધકાર છે સર્જકનિબંધનો લેખક જુદી જુદી પરિસ્થિતિઓ, પ્રસગો કે અનુભવોને નિમિત્ત બનાવી આલેખન કરતો હોય છે કાકાસાહેબ જ્યારે વિવેચન કર છે ત્યાર ઉદ્દીપન તરીકે કોઈ પુસ્તક કે સાહિત્યકાર હોય છે, પણ એની શૈલી એમની પોતાની હોય છે અને એ વિવેચન લખાણ ઉપર તેમના વ્યક્તિત્વની સ્પષ્ટ મુદ્રા ઊઠતી હોય છે ‘જીવન ભારતી’મા સાહિત્યવિચારણાના લેખો તેમ જ પ્રત્યક્ષ સાહિત્યવિવેચનના લેખો છે સાહિત્યવિવેચનના લેખો તરત જ સર્જકનિબંધના ઢાળામા ઢળવા જાય છે

સાહિત્યવિવેચનનુ એક મુખ્ય કાર્ય તે આનંદ આપવાનુ છે એમ ગેરડે કહે છે અને એને માટે વિવેચકમા ત્રણ ગુણો હોવા જોઈએ એમ પણ તે ઉમેરે છે વિવેચકનો માહિતી-ફલક વિસ્તૃત હોવો જોઈએ, એની વિવેચન-પદ્ધતિમા વિવિધતા હોવી જોઈએ અને એના વ્યક્તિત્વની પ્રબલ અસરથી વિવેચન અંકિત થવુ જોઈએ કાકાસાહેબના વિવેચનોમા છેલ્લા બે ગુણો સારા પ્રમાણમા છે કાકાસાહેબ જેવા સભર વ્યક્તિત્વવાળા લેખક જ્યારે વિવેચનમા પોતાની આત્માભિવ્યક્તિ સાધે છે ત્યારે વિવેચન એક રસિક ચીજ બને છે ‘જીવનભારતી’માના સાહિત્યલેખો મુખ્યત્વે પ્રસ્તાવનાઓ રૂપે યોજાયા છે, પ્રત્યેક સાહિત્યકાર અને પ્રત્યેક સાહિત્યપ્રકાર પરત્વે તે જુદી જુદી પદ્ધતિઓ અપનાવે છે લેખકના અગત જીવન અગેની માહિતી અથવા તો તેના સાહિત્યિક જીવન અગેની કોઈ વિશેષતા તે નિરૂપે છે કોઈ વાર સાહિત્ય ક્ષેત્રના પ્રચલિત ખ્યાલોના નિરસન કે વિરોધરૂપે તે પોતાનું લખાણ શરૂ કરે છે અને જોતજોતામા તે આપણને વિષયના કેન્દ્રમા લઈ જાય છે મુખ્યત્વે તે વિવરણપદ્ધતિનો ઉપયોગ કરે છે તેમનુ મુખ્ય લક્ષ્ય તે તે કૃતિમા પોતાને શુ ગમ્યુ તે જણાવવાનુ છે અને એમ કરતા કરતા મૂળ કૃતિ તરફ વાચકને પ્રેરવાનું છે મૂલ્યાકન પણ તે જરૂર કરે છે, પણ એ મૂલ્યાકન પોતાના આનંદના અહેવાલમા એવુ છુપાઈ ગયુ હોય છે કે એને જુદુ તારવવુ મુશ્કેલ બને સામાન્ય રીતે રાખેલા મુક્ત

મૂલ્યાંકનો આપવા વિશે કાકાસાહેબ ઝાઝી ચિંતા સેવતા નથી. પ્રત્યેક લેખકે જીવનને કેમ જોયું, મનુષ્યલોકના વિવિધ રસોને કેમ આત્મસાત્ કર્યા અને વિવિધ ભાવપરિસ્થિતિઓમાં વિશ્વસૌન્દર્યને કઈ રીતે અનુભવ્યું એની પદ્ધતિ નિરીક્ષવામાં કાકાસાહેબને રસ છે. પોતાની રુચિ અને જીવનદૃષ્ટિના પ્રકાશમાં તે એ બધી સૃષ્ટિને તપાસે છે, અને પોતે જ્યાં જુદા પડે છે ત્યાં પોતાનો દૃષ્ટિભેદ સુરેખ માંડી આપે છે. પરંતુ એમ કરતી વેળા પણ સામાની દૃષ્ટિને સમજવાની તે પૂરી કોશિશ કરે છે, અને પોતાને અનભિપ્રેત એવા સાહિત્યખ્યાલોની દૃષ્ટિએ પણ એની ગુણવત્તા તારવી બતાવે છે. આખીય પ્રક્રિયામાં ક્યાંય પણ સમભાવની કમીના નથી.

'માહિતી'ની બાબતમાં એમ જરૂર કહી શકાય કે કાકાસાહેબની સાહિત્યક્ષેત્રની માહિતી મર્યાદિત છે. ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનું તેમનું પરિશીલન તેમના વિવેચનને વિશાળતા આપે છે અને રસિક પણ બનાવે છે, તેમ છતાં ભારતીય ભાષાઓના સાહિત્ય વિશે તેમની પાસે અમુક જ માહિતી છે (કદાચ કાકાસાહેબ જેવા 'પ્રવાસી'–વિવેચક પાસે વધારે અપેક્ષા રહે), અંગ્રેજી સાહિત્યની અમુક જ સર્જક – કૃતિઓના સંદર્ભો અવારનવાર ડોકાય છે. પણ એનું સાટું સંસ્કૃત સાહિત્ય વાળી દે છે. સંસ્કૃત-સાહિત્યનો તેમનો અભ્યાસ વિવેચનને રસિક બનાવે છે; એટલું જ નહિ પણ તેમની શૈલી ઉપર પણ એની અસર થઈ છે, અને પરિણામે ગદ્યશૈલીની રોચકતા વધી છે.

આપણા યુગના કયા કયા મહાનુભાવોનાં લખાણોની વિશેષ અસર તેમના ઉપર થઈ છે એ વિશે તે કહે છે, "આધુનિકોમાં ભાંડારકર, રાનડે, સ્વામી વિવેકાનંદ, ભગિની નિવેદિતા, લાલા હરદયાળ, આનંદકુમાર સ્વામી, બાબુ બિપિનચંદ્ર પાલ, અરવિંદ ઘોષ, રવીન્દ્રનાથ ઠાકુર અને ગાંધીજી આટલાની અસર મારા ઉપર વધારેમાં વધારે છે એમ હું માનું છુ."[૧] કાકાસાહેબની સાહિત્યરુચિ ઘડાઈ છે રવીન્દ્રનાથ અને કાલિદાસના સાહિત્યથી, અને તેમની સાહિત્ય દૃષ્ટિ રંગાઈ છે ગાંધીજીની વિચારણાથી. (ટૉલ્સ્ટૉયના કળા ઉપરના વિચારોનો પરિચય કાકાસાહેબને પોતાના સાહિત્ય આદિ કળાઓ વિશેના વિચારો પરિપક્વ થયા પહેલાં થયો હોય તો ટૉલ્સ્ટૉયની અસર પણ ગણાય.)

કાકાસાહેબની સાહિત્યપ્રવૃત્તિનો આરંભ રવીન્દ્રનાથ ઉપરના લેખથી થયો છે. અમદાવાદમાં છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદ મળી અને "કોકિલકંઠ

૧. જીવનભારતી, મસ્તા. પૃ. ૮.

રવીન્દ્રના શ્રવણમનોહર પંચમ સ્વરથી અમદાવાદનો વસન્ત નિનાદિત થયો" એ પ્રસંગે ગુજરાતને કવિવરનો પરિચય કરાવવા કાકાસાહેબે જે લેખ લખ્યો તે એમનો પહેલો સાહિત્યવિષયક લેખ છે. અલબત્ત, ૧૯૨૦માં લખાયેલા આ લેખ પહેલાં 'જૂના ખેતરમાં નવું ખેડાણ' અને 'હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા' જેવા એક બે લેખો તેમણે લખ્યા હતા, છતાં સીધું સાહિત્ય વિશે લખવાનો આ પહેલો જ પ્રસંગ હતો. રવીન્દ્રનાથની કાવ્યસૃષ્ટિ અને વિચારસૃષ્ટિનો મૂલગામી પરિચય પૂરા ગાંભીર્યથી અને રસિકતાથી તેમણે આપ્યો છે. *રવીન્દ્રનાથ 'ખરા અર્થમાં કવિ છે' એમ કહ્યા બાદ કવિ વિશેનો* પોતાનો આદર્શ તે બતાવે છે :—" કવિ એટલે દ્રષ્ટા. બહુ વાંચવાથી, પૂછવાથી અથવા અનુમાન કરવાથી પણ ઘણા લોકો જે સમજી શકતા નથી તે કવિઓ સહેજે જુએ છે. આપણી દૃષ્ટિ વર્તમાનકાળથી મર્યાદિત હોય છે. નિર્મળ દૃષ્ટિવાળા કવિ ભવિષ્યકાળમાં પણ જોઈ શકે છે."[2] આરંભથી જ કવિતા વિશેનો કેવો ઉચ્ચગ્રાહ કાકાસાહેબના મનમાં રહ્યો છે એની પ્રતીતિ ઉપરનાં વચનોમાં થાય છે. આ લેખ લખાયા બાદ બે વર્ષે કાકાસાહેબે કવિ વિશેનો પોતાનો એ આદર્શ વધારે સ્ફુટ કરી આપ્યો :—" કવિ એટલે દ્રષ્ટા. જે જીવનરહસ્ય જુએ છે, જેને ઇહ–પર સૃષ્ટિ બન્ને સરખી જ પ્રત્યક્ષ છે, જે અતિવાદમાં ઊતરી શકે છે, જે આ દુનિયામાં રહેતો છતાં આ દુનિયાનો નથી, તે કવિ. ચર્મચક્ષુને જે દેખાતું નથી, તર્કદૃષ્ટિથી જેનું આકલન થતું નથી, વ્યાવહારિક દુનિયામાં જેને માટે પ્રમાણ મળતું નથી એવા અતીન્દ્રિય સૂક્ષ્મ અને સ્વસંવેદ્ય એવા અનુભવોનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરી શબ્દ અથવા વર્ણ જેવા મર્યાદિત સાધન દ્વારા તે બધું બીજાને માટે પણ જે પ્રત્યક્ષ કરી શકે છે તે કવિ. આ સૃષ્ટિની પાછળ રહેલી,– બાહ્ય સૃષ્ટિ તેમ જ અંતઃસૃષ્ટિની પાછળ રહેલી ઈશ્વરી યોજના, ઈશ્વરી લીલા અને ઈશ્વરી આનંદનો જે સાક્ષાત્કાર કરી શકે છે તે કવિ."[3] રવીન્દ્રનાથના જીવન અંગેની નાનીમોટી જાણકારીની સાથે તેમના મુખ્ય ગ્રંથોનો માર્મિક પરિચય પણ એની સાથે વણી લઈ રવીન્દ્રનાથની વાઙ્મયવિભૂતિને કાકાસાહેબે ઉપસાવી છે તે આજે પણ અનુત્તમ છે. એમાં વિષયભૂત વ્યક્તિ રવીન્દ્રનાથ તે તો જાણે નિમિત્ત છે, પણ કોઈ પણ દેશના મહાન કવિનો પરિચય કેવી રીતે આપી શકાય તે આ સુદીર્ઘ અધ્યયન લેખમાં જોવા મળે છે. રવીન્દ્રનાથના અંગત પરિચયમાં પણ કાકાસાહેબ આવેલા, પણ તેમનો ખરો પરિચય – તેમના અક્ષરદેહનો પરિચય – કેવી આત્મીયતાપૂર્વક તેમણે કર્યો છે એની પ્રતીતિ આ લેખમાં

૨. એજન, પૃ. ૨૨૯.   ૩. એજન, પૃ. ૨૫૦.

થાય છે એ પછી પણ રવીન્દ્રનાથના સાહિત્યનુ પરિશીલન કાકાસાહેબ સતત કરતા રહ્યા છે અને વિવિધ દૃષ્ટિકોણથી તેમના ગ્રથોનુ તાત્પર્યદર્શન કરાવ નાના પ્રસગો તેમને ચાલુ આવ્યા કર્યા છે

રવીન્દ્રનાથની 'ઘરે બાહિરે' નવલકથાને કાકાસાહેબ 'રાષ્ટ્રોદ્ધારક નવલકથા'[૪] કહે છે એમા કેટલુ બધુ સૂચનાઈ જાય છે! સકુચિત રાષ્ટ્રવાદ સરવાળે દેશને નિ સત્ત્વ બનાવી મૂકે છે "ઉત્તેજિત થયેલા રાષ્ટ્રના પુરુષાર્થના વેગવાન ધોધમા ચારિત્ર્યની મડાન શિલા થઈને" ઊભા રહેવાનુ "એક મોટુ વીરકર્મ" રવીન્દ્રનાથે બજાવ્યું છે વાર્તાની નાયિકા વિમલા નિખિલના વિચારો રજૂ કરતા જણાવે છે કે તેઓ કહેતા "દેશની સેવા કરવા હુ તૈયાર છુ, પણ હુ વદન તો તેના કરતાયે અતિ ઉચ્ચ સ્થાને વિરાજતા સત્યને જ કરીશ દેશને દેવ ગણી વદન કરવુ એ તેનુ સત્યાનાશ વાળ્યા બરાબર છે"[૫] — નવલકથાની કેન્દ્રવર્તી ભાવના તે આ જ છે નવલકથાકારની સર્જક કપનાનુ આ સત્ય કાકાસાહેબ યથાર્થ રૂપે સ્પષ્ટ કરી આપે છે —"દેશના લાભ આગળ ધર્મ, ઈશ્વર, સત્ય, નીતિ, સદાચાર, ચારિ ય બધુ ફૂલ છે, એમ કહેનાર લોકો એ નથી સમજતા કે એવી માન્યતા સાથે દેશની ભક્તિ અને સેવા કરતા તેઓ દેશનુ ભારે અપમાન કરે છે કોઈ દીકરી વૃદ્ધ માતાને જિવાડવા ખાતર અનાચારથી કમાણી કરે, તો એ માતાને એવી રીતે જીવવુ પસદ પડે ખરુ? માતા ક્રોધ અને ઉદ્વેગમા જ બગાસુ ખાઈને મરી જશે દેશ એટલે દેશાતરને ચૂસી ખાનાર વેપાર— એમ આજના વેપારી રાષ્ટ્રો ભલે માને પણ ખરુ તો એ છે, કે દેશ એટલે દેશનુ સર્વોદય—સાધક ચારિત્ર્ય, દેશનો પરમ મગલ જ્ઞાનરાશિ, દેશનો કલ્યાણકારી પુરુષાર્થ દેશ એટલે પોતાના સમાજ મારફતે થતી માનવકોટિની અને આખી સૃષ્ટિજાતની સેવા જેઓ સ્વાર્થ કે મત્સર ખાતર દેશને પારકા લોકના હાથમા વેચી નાખે છે, અને જેઓ દેશને નામે સત્યનો કે ચારિત્ર્યનો દ્રોહ કરે છે, તે બને દેશના દ્રોહી જ છે એ વસ્તુ પોતાની ઉજ્જવળ દેશ

૪ કાકાસાહેબના વિવેચનલેખોના શીર્ષકો જેટલા આકર્ષક તેટલા જ અન્વર્થક છે યુરોપ અમેરિકા અને રશિયા આદિ દેશોની વાર્તાઓને તે "દૂર દૂરની લાવણ્યવતી બાળાઓ' કહે છે, હેલન કેલરની આત્મકથા વિશે લખતા તેને 'નેત્ર વિનાની નેત્રી કહે છે, જવાહરલાલની આત્મકથાને 'પારદર્શક આત્મકથા" કહે છે તો 'વડલો'ની પ્રસ્તાવનાનુ શીર્ષક છે કાવ્ય રૂપ'

૫ 'ઘરે-બાહિરે', બીજી આવૃત્તિ પૃ ૨૯

સેવાથી જે જે દેશભક્તોએ સ્પષ્ટ કરી છે, તે બધાના માર્ગમાંના કેટલાક કાંટાઓ કાઢી નાખવાનું કામ રવીન્દ્રનાથે આ નાનકડી પણ તારાની પેઠે ચમકતી નવલકથા દ્વારા કર્યું છે. "[6] અન્ય દેશભક્તોના માર્ગમાંથી કાંટાઓ કાઢી નાખવાનું કામ આ સત્ત્વશીલ કૃતિએ કર્યું હશે, પણ " 'ઘરે–બાહિરે' એ બહાર દેશથી પાછા ઘેર આવીને દુનિયાની સેવા કરનાર મહાત્મા ગાંધીજી માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરી આપનાર મોટી સેવા રૂપ છે. "[7] એમ પણ કાકાસાહેબે યોગ્ય રીતે રવીન્દ્રનાથ જેવા સાહિત્યકારની સેવાની સાચી મૂલવણી કરતાં કહ્યું છે. આ પ્રસ્તાવના એ કાકાસાહેબે લખેલી ઉત્તમ પ્રસ્તાવનાઓમાંની એક છે, અને આગળ ઉપર જોઈશું તે, તેમનો કેટલોક મહત્ત્વનો સાહિત્યવિચાર, આ પ્રસ્તાવનાલેખમાં મળે છે.

' ચિત્રાંગદા તથા વિદાય– અભિશાપ 'ની પ્રસ્તાવનામાં રવીન્દ્રનાથની તે તે કૃતિનું હાર્દ, પ્રણયમીમાંસા કરીને, ખોલવાનો પ્રયાસ કર્યો છે. આરંભમાં પ્રસ્તાવના કરતાં કાકાસાહેબ લખે છે, " પ્રણયસાહિત્ય આજકાલ ગાડાં ભરી ભરીને તૈયાર થાય છે. સંયમ અને સદભિરુચિની મર્યાદા ઓળંગવામાં અહમહમિકા ચાલી રહી છે. ભોગ અને આનંદ વચ્ચેનો ભેદ જાણે ભૂંસાઈ ગયો છે. એવે સમયે [ રચના સાલ : ૧૯૨૩ ] પ્રસ્તાવના લખવા બેઠો છું, જે વખતે આખો દેશ સંજીવની વિદ્યા પ્રાપ્ત કરવાને મથી રહ્યો છે... એક તરફ વિદ્યા – સંજીવની વિદ્યા – સ્વરાજ્ય વિદ્યા, અને બીજી તરફ પ્રણય આજ બંને એક જ ઘડીએ સ્વીકારને અર્થે આવ્યાં છે. "[8] પણ ઉપર ' પ્રવાહપ્રાપ્ત કાર્ય ' રૂપે તે પ્રસ્તાવના લખે છે. ઉપરના વચનોમાં સાહિત્યાવલોકન સ્વરાજ્યવિદ્યાની આડે શી રીતે આવે તે સમજવું મુશ્કેલ છે.

આ પ્રસ્તાવનાલેખમાં કાકાસાહેબ પ્રેમ( સ્નેહ ) અને પ્રણયનો ભેદ કરે છે અને બન્નેનાં વ્યાવર્તક લક્ષણો વર્ણવે છે : – પ્રેમ અનંત છે, પ્રણય પરિમિત છે. પ્રેમની પરિણતિ આત્મોત્સર્ગ અને આત્મૌપમ્યમાં છે; પ્રણયની પરિણતિ ઇન્દ્રિયતૃપ્તિ અને ગ્લાનિમાં છે. પ્રણયની પેઠે પ્રેમ પુરુષાર્થને હણે નહિ, યશને મલિન કરે નહિ અને ' આપણે બે 'ની સંકુચિતતા ધારણ કરે નહિ. પ્રણયમાંથી જે મુક્ત થાય તે જ પ્રેમને ઓળખી શકે છે. પ્રેમ ' વજ્રાદપિ કઠોર ' થઈ શકે છે અને ' કુસુમાદપિ મૃદુ ' પણ બની શકે છે. પ્રેમમાં નિત્ય ગૌરવ છે. પ્રણય મોહક છે, સ્વાભાવિક છે, વ્યાપક છે, પણ તારક

૬. જી. સા., પૃ. ૨૭૭. ૭. એજન.
૮. એજન, પૃ. ૨૬૧-૨૬૨.

કે પોષક તો નથી જ. પ્રણયને તેને પોતાને સ્થાને રહેવા દઈ એ એમાં જ શ્રેય છે. પ્રણયના વિકાસની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સંયમમાં જ તેનું પોષણ છે અને શુદ્ધીકરણ છે. "[૯] પણ વિવેચનની દૃષ્ટિએ તો પ્રશ્ન એ છે કે પ્રણયની પણ કલાકૃતિ શી રીતે થાય છે. રવીન્દ્રનાથ એ કરી શક્યા છે એમ કાકાસાહેબ સૂચવે છે, અને "આજકાલના વિલાસચતુર યુગમાં યુવક-વર્ગ આ સંવાદનું સૂક્ષ્મ નિરીક્ષણ કરે એ બહુ જરૂરનું છે" એમ પણ તે કહે છે, પરંતુ સાક્ષાત્ નાટ્યકૃતિમાં એ શી રીતે સિદ્ધ થયું તે પૂરી પ્રતીતિ-કારક રીતે તેઓ બતાવી શક્યા નથી.

'ચિત્રાંગદા'નો મર્મ તદ્દન ટૂંકાણમાં તે બતાવે છે: "કાલિદાસે 'શાકુન્તલ'ના સાત અંકમાં જે સાધ્યું તે રવીન્દ્રે 'ચિત્રાંગદા'ના એક જ અંકમાં શોભાવ્યું છે. પાર્થિવ સૌન્દર્યના દર્શનથી આકર્ષણનો ઉદ્‌ભવ થાય છે. આકર્ષણની પરિણતિ આકંઠ વિષયોપભોગમાં થાય છે. આકંઠ વિષયો-પભોગ વિષાદનું સ્વરૂપ પકડે છે. વિષાદ પછી પ્રેમનું દર્શન થાય છે. પ્રેમ સૌન્દર્યનું કવચ ભેદી સત્યને જાણવા ચાહે છે. અને સૌન્દર્યથી ઉત્પન્ન થયેલી ઉત્કંઠા સત્યના સાક્ષાત્કારથી તૃપ્ત થઈ શમી જાય છે." [૧૦] — 'ચિત્રાંગદા' વિશેનું બાકીનુ લખાણ ઉપરનાં વચનોનું જાણે ભાષ્ય જ છે. આટલા ટૂંકાણમાં અને આટલી સાહજિક પકડથી કોઈએ આ કૃતિનો મર્મ બતાવ્યો હોય તો તે જાણ્યામાં નથી. 'વિદાય–અભિશાપ'ના સંવાદનું મૂળ "ઋગ્વેદમાં આવેલા યમયમી સંવાદમાં છે" એમ કહી એ બન્નેને સરખાવી તપાસી જોવાનુ કાકાસાહેબ કરે છે અને રવીન્દ્રનાથની કૃતિમાંનો વિકાસક્રમ પણ આપણા હાથમાં સ્વાભાવિક રીતે મૂકી દે છે:–"પ્રથમ આશા, પછી સંયત પરિસ્ફોટ, ત્યાર પછી આશંકા, પછી નિરાશા, અને અન્તે પ્રેમની વિકૃતિરૂપ અભિશાપ – એ આખો ક્રમ કેટલો કાવ્યમય અને હૃદયને હલાવનારો છે!" [૧૧] ત્યાર પછી એ સંવાદનું સુભગ રસદર્શન આપ્યું છે તે જાણે કે 'વિદાય–અભિશાપ'માંના વિકાસક્રમનો જ વિસ્તાર છે. કેળવણીકાર કાકાસાહેબે પ્રણયની મીમાંસા કરતી વેળા – અને તેય કળાકૃતિના અર્થઘટનના સંદર્ભમાં – વિદ્યાર્થીવર્ગ પ્રત્યેની હિતચિંતાને લઈને પ્રણય અને પ્રણયના સાહિત્ય અંગે ભારે વ્યથા અને અકળામણ પ્રકટ કરી છે. (ખાસ કરીને જુઓ, આ પ્રસ્તાવનાલેખનો છેલ્લો પૅરેગ્રાફ).

૯. એજન, પૃ. ૨૭૨. ૧૦. એજન, પૃ. ૨૬૩.
૧૧. એજન, પૃ. ૨૭૦.

સારા સાહિત્ય પ્રત્યે તેમને વિરોધ નથી, હીન સાહિત્ય પ્રત્યે છે એક જગ્યાએ તેમણે વાપર્યો છે એ શબ્દ વાપરીને કહીએ તો તે 'સુરુચિવાદી' છે પ્રણયસાહિત્ય જો સાહિત્ય બને (જેમકે, આ કૃતિમાં) તો કાકાસાહેબને એ સ્વીકાર્ય છે તેઓ લખે છે, "રવીન્દ્રનાથ જેવા સમર્થ કવિઓએ દીપાવેલા વિષયો છેડવા એ સહેલ વાત છે, પણ તેમનો સંયમ, તેમની મર્યાદા અને તેમનું ગાંભીર્ય લાવવા માટે તેમની ધર્મપરાયણતા, પવિત્ર રસિકતા અને દિવ્ય દૃષ્ટિની જરૂર છે"[12] રવીન્દ્રનાથની 'વૈરાગ્ય'ની ફિલસૂફી વિશે કાકાસાહેબ કહે છે, "રવીન્દ્રનાથ વૈરાગ્યના બળને ઝાઝું માન નથી આપતા[13] તેમની સાધના કઠોર, કર્કશ છે જ નહિ ફૂલમાંથી ફળ પ્રગટે તેમ સહજ ભોગમાંથી શાન્તિ પ્રાપ્ત થાય એવી મધુર સાધના તેઓ સૂચવે છે વૈરાગ્યમાં દુનિયાનો વિરોધ છે, અનુભવ નથી, અતૃપ્તિ છે, સમાધાન નથી તેથી અણી પર ઊભા કરેલા શંકુ જેવી તેની સ્થિતિ છે દરેક ક્ષણે તેને અધઃપાતની બીક હોય જ"[14] પણ આગળ તેઓ કહે છે, "વૈરાગ્ય વિશેની રવીન્દ્રનાથની ફિલસૂફી આજના જમાનાને ચાહે તેટલી મધુર લાગે તોપણ તે યથાર્થ છે એવી પ્રતીતિ નથી થતી ઐહિક દૃષ્ટિએ જીવન સમૃદ્ધ કરવું હોય પ્રવૃત્તિનું સમાધાન મેળવવું હોય તો વૈરાગ્યનો રસ્તો કામનો નથી એ વાત સાચી ત્યાં તો ભુક્તિ અને મુક્તિનો સમન્વય બોધનાર તન્ત્રમાર્ગ જ સેવ્ય છે એથી ઊલટું આત્મચિન્તના, આત્મસાક્ષાત્કાર અને અખંડ શાન્તિના ભૂખ્યા માણસને સર્વ ધર્મના સાધુઓએ ઉપદેશેલો ઇન્દ્રિયનિગ્રહનો — વૈરાગ્યનો — માર્ગ જ ગ્રહણ કર્યે છૂટકો છે અપ્રતિમ સૌન્દર્ય આગળ જ્યારે વૈરાગ્ય પરાભૂત થાય છે ત્યારે આત્મા પણ સંકુચિત થાય છે અને વિશ્વમાંગલ્યને આઘાત પહોંચે

૧૨ એજન પૃ ૨૭૩

૧૩ કાકાસાહેબના આ અભિપ્રાયના મૂળમાં રવીન્દ્રનાથની નીચેની જેવી પંક્તિઓમાં પ્રકટ થતી વિચારણા હોય એમ લાગે છે —

वैराग्यसाधने मुक्ति, से आमार नय ॥
असंख्य बन्धन-माझे महानन्दमय
लभिब मुक्तिर स्वाद ।

मोह मोर मुक्ति रूपे उठिबे ज्वलिया,
प्रेम मोर भक्ति रूपे रहिबे फलिया ॥

૧૪ જી સા, પૃ ૨૬૩-૨૬૪

છે, એ સનાતન સત્ય મિથ્યા કરી બતાવનાર સાધના હજી લગી તો યોજાઈ નથી. "૧૫ રવીન્દ્રનાથને પોતાની જે કવિતામાં વૈષ્ણવી મધુરા ભક્તિનો માર્ગ અભીષ્ટ છે ત્યાં તાત્ત્વિક કે આધ્યાત્મિક દૃષ્ટિએ મુશ્કેલીઓ હશે, પણ કળાકારને એ ઉપકારક છે.

કળાકૃતિઓનાં વિવેચનોમાં કાકાસાહેબ પોતાનો આનંદ જ પ્રકટ થવા દે છે. તેમની સત્યની શોધ જાણે કે સૌન્દર્યપ્રાપ્તિમાં પરિતૃપ્તિ પામે છે. કળાકૃતિનો સંદેશ શો હશે એ બતાવવું તેમને હમેશાં રુચતું નથી. કળાકૃતિનો સંદેશ કળાકૃતિ પોતે જ છે. 'ગૃહદાહ'માં શરદબાબુએ નિરૂપેલા ધાર્મિક આદર્શોની તુલના કર્યા બાદ કાકાસાહેબ લખે છે, "અહીં કરેલી ધાર્મિક આદર્શોની તુલના સાંભળીને કથાલેખક કદાચ એકદમ કહેશે કે તમને ઠીક લાગે તે અનુમાન તમે કાઢો. મારે તેની સાથે કશી લેવાદેવા નથી. હું એ વિશેની કશી જવાબદારી લેતો નથી. આનાથી તદ્દન ઊલટાં અનુમાનો કોઈ કાઢે તોપણ મારે વાંધો નથી. મારે જે વાર્તા કહેવી હતી તે મેં કહી છે. કેટલાક વિચારો અને કેટલીક કલ્પનાઓ ઘણા દિવસથી ચળ કરતી હતી તેમને વ્યવસ્થિત રૂપ આપી તેમને આકાર આપ્યો. એટલે મારું કામ પૂરું થયું. માતૃહૃદયની કાલવણીમાં આખું જીવન, બધો સ્નેહરસ એકઠો થયો, માતાએ બાળકને જન્મ આપ્યો, તે પછીનો બાળકનો જીવનક્રમ સ્વતંત્ર છે. "૧૬ અને અંતે એક જ વાક્ય કાકાસાહેબ કહે છે કે, "આટલા જ કારણે કલાકારને વિધાતા કહ્યા છે." અહીં જાણે કર્તાનું હૃદ્ગત જ કાકાસાહેબની વાણીમાં વ્યક્ત થયું લાગે છે.

વિવેચક કળાકૃતિમાંથી પોતાને શું ગમ્યું એની જ વાત કરે તો કેવું સુભગ પરિણામ આવી શકે તે 'ખોવાયલા તારા'ની પ્રસ્તાવના બતાવે છે. દરેક વાર્તામાં પોતાને કયાં કયાં સૌન્દર્યબિંદુઓ આકર્ષક લાગ્યાં તે કાકાસાહેબે રમતા રમતાં બતાવી દીધુ છે – પ્રસ્તાવના વાચનાં જાણે કે ભાવકહૃદયની વાર્તા વાંચી ન રહ્યા હોઈએ! આ ઓગણીસ વાર્તાઓમાં કઈ વાર્તા કાકાસાહેબને સૌથી સરસ લાગી હશે? "આવી ઓગણીસ વાર્તાઓમાં સૌથી સારી કઈ એમ કોઈ મને પૂછે તો હું પ્રથમ મૂંઝાઉં. 'મોતનું ઝાડ' એ બેરી પેનની વાર્તા છે એટલે એ જ સર્વોત્કૃષ્ટ હોવી જોઈએ એમ મનને થાય છે, પણ 'કૂતરાના પટા' આગળ દિવ્ય ઝાડ ફીકું પડે છે એ વિશે મારા મનમાં શંકા નથી. પણ મરાઠી ભાષા પ્રત્યે મારા સહજ પક્ષપાતને લીધે

૧૫. એજન, પૃ. ૨૧૮. ૧૬. એજન, પૃ. ૩૨૦–૩૨૧.

એમ લાગતું હોય એમ મને પોતાને જ એક વાર શંકા આવેલી એ શંકાને કારણે ઘણા દોકડા ઓછા કર્યા પછી પણ મારી કસોટીમાં 'કૂતરાનો પટો' જ સફલ નીવડ્યો "[૧૭] એક જમાનામાં "નીતિનો બોધ આપવાને સારુ વાર્તાઓ રચાતી." અને "આવી વાર્તાઓને અંતે એ વાર્તા પરથી નીકળનાર બોધ ચોક્કસ શબ્દમાં રીતસર લખી આપવામાં આવતો હતો" એમ કહ્યા બાદ કાકાસાહેબ લખે છે, "આજના સાહિત્યકારો કહે છે કે વાર્તાઓના ગર્ભમાં ભલે બોધરૂપી બાળક હોય પણ લેખકે સૂચણું થવાનો પ્રયત્ન ન જ કરવો ઘટે," અને પછી તે ઉમેરે છે, "એથી આગળ વધીને આજે સાહિત્યકુશળો કહે છે કે બોધનો વળગાડ અસ્પષ્ટ રીતે પણ રાખવાની જરૂર શી? હૃદયની લાગણીઓ જેથી કોમળ બને, ચિત્ત ઉત્કટ અથવા અસ્વસ્થ બને અને જીવનના સ્વરૂપનું દર્શન ઊંડામાં ઊંડું થાય એવું વાતાવરણ ઊભું કરી આપો, જમાવી આપો એટલે બસ હૃદયની લાગણીઓ ઉશ્કેરાઈ એટલે કામ થયું એમાંથી સાચું જીવનરહસ્ય જડશે, કર્તવ્યનું ભાન થશે અને બીજા એવા એવા ઘણા લાભો એની મેળે થશે વાર્તા દ્વારા જીવનને રસ મળે અને આપણી સંવેદનાશક્તિ વધે એટલું શું ઓછું છે? જીવનમાં અમુક રસ ભારે ઉન્મત્ત હોય છે, એ ઓળખી લીધા અને અસરકારી ઢબે જગાડ્યા એટલે પત્યું "[૧૮] આપણી અંદર પડેલા ભાવોને જાગ્રત કરવા – અને તેય 'અસરકારી ઢબે' જાગ્રત કરવા – એ કળાકારનું કામ છે વાર્તાની ફલશ્રુતિ તે સમભાવ જાગ્રત કરવાની–સહાનુભૂતિના ક્ષેત્રનો વિસ્તાર કરવાની છે, એ કળાના પાયાના વ્યાપક સત્ય ઉપર કાકાસાહેબની વાણી સ્થિર થાય છે. "વાર્તાનો ઉદ્દેશ બોધ નથી, મીમાંસા નથી પણ સમભાવ છે જેમ જેમ સમભાવ જાગતો જાય છે તેમ તેમ આપણે આપણા બધાનું હૃદયનું ઐક્ય, હૃદયનું અદ્વૈત અનુભવવા લાગીએ છીએ, એ જ વાર્તાશ્રવણની ફલશ્રુતિ છે, એ ઉપરાંતના બીજા લાભો વર્ણવાય છે તે કેવળ રોચનાર્થે છે "[૧૯] મેક્સિમ ગોર્કીનું 'Twenty six and a Girl' પુસ્તક વાંચ્યા પછી એ વિશે કાકાસાહેબ લખે છે, "આ કથા વાંચતાં સહેજે તો કાંઈ જ બોધ નીકળતો નથી કલાની દૃષ્ટિએ ગોર્કીની કુશળતાનો આ ઉત્કર્ષ કહી શકાય" અને પછી કહે છે કે, "યથાર્થપરિચય એ કાંઈ નાનોસૂનો બોધ નથી. કલાત્મક યથાર્થપરિચય ઘણી વાર એક અપ્રતિમ અને અમોઘ જીવનતત્ત્વજ્ઞાન આપી દે છ "[૨૦]

૧૭ એજન, પૃ ૨૯૬
૧૮ એજન, પૃ ૨૯૬
૧૯ એજન, પૃ ૨૯૬–૨૯૭
૨૦ એજન, પૃ ૫૦૭

કાકાસાહેબમાં રસદર્શન કરાવવાની મોટી શક્તિ છે. તેમની વિવેચન-પદ્ધતિમાં કોઈ વાર તે મુખ્ય કથયિતવ્યના મર્મરૂપ ચિંતન રજૂ કરે છે, તો કોઈ વાર પ્રકૃતિવર્ણન કે પ્રવાસ અનુભવ આપે છે, કોઈ વાર તેમની સ્મરણમંજૂષામાંથી વિષયને પ્રસ્તુત એવાં સ્મરણો પણ સરી પડે છે. કાકાસાહેબ રહ્યા શિક્ષક, એટલે આપણી શિક્ષણપદ્ધતિ વિશે કે સમાજની સંસ્કારિતા વિશે પણ કાંઈ ને કાંઈ સૂચનો ગૂંથી લીધા વગર શાના રહે? દેશ–પરદેશના તત્કાલીન બનાવનો ઉલ્લેખ પણ એમાં આવ્યા વગર ન રહે. આપણી સામાજિક કે સાંસ્કૃતિક પરિસ્થિતિના સંદર્ભો પણ તે આપે, કોઈ વાર ઇતિહાસમાં પણ આપણને ડૂબકી લગાવડાવે – અને સરવાળે તેમના વિવેચનમાં રોચકતા વધે છે. ખબરદારની 'દર્શનિકા'ની અર્પણ પત્રિકા – 'સ્મરણમાધુરી' વાંચીને કાકાસાહેબ લખે છે, "અત્યારે તો 'સ્મરણમાધુરી' નામની અર્પણપત્રિકા જ જોઈ શક્યો છું. કેવળ એનો જ આનંદ વાચકો આગળ રજૂ કરીને કાવ્યપિપાસા જાગૃત કરવાનું કામ કરી શકાય એમ છે."[૨૧] વિવેચનમાં પણ કાકાસાહેબે સાહિત્યપિપાસા જાગ્રત કરવાનું જ કામ કર્યું છે. તેમણે સાહિત્યના આનંદમાં 'इष्टैः सह भुज्यताम्'ની રીતે તેમના વાચકોને સંવિભાગી કર્યા છે

ચિંતનશીલતા એ તેમનાં વિવેચનોનું એક વિશિષ્ટ લક્ષણ છે, પણ એ ચિંતનશીલતા એ તેમની પ્રકૃતિનો એક ભાગ હોય એ રીતે દેખાય છે, એટલે વાચકો ઉપર એનો બોજ પડતો નથી. વિચારો પ્રવાહી છે પણ જ્યારે એ ચિંતનની પ્રક્રિયામા પસાર થાય છે ત્યારે એમાં ઘનત્વ આવે છે. કાકાસાહેબના સમગ્ર ગદ્યમાં – 'જીવનભારતી'માં પણ – સૂત્રાત્મક વાકચો કે લઘુ કંડિકાઓ મળી આવે છે. આ ચિંતનને ધારણ કરી શકે એવી અભિવ્યક્તિક્ષમતા અને પ્રાસાદિકતા તેમની વાણીને સહજ છે.

સાહિત્યસંદર્ભો પણ યથાસ્થાને આવે છે અને તેમનાં વિવેચનોને આનંદદાયક બનાવે છે. રણજિતરામના 'લોકગીત' – સંચયની પ્રસ્તાવનામાં ગુજરાતી લોકગીતોની વાત કરતા તરત જ સરખા ભાવવાળાં મરાઠી લોકગીત તેમને સ્મરણે ચઢે છે, નિખિલનો વિચાર કરતાં 'અંકલ ટૉમ્સ કેબિન'માંનો સેન્ટ કલેર યાદ આવે છે, પ્રણયની અદમ્ય શક્તિની વાત કરતાં ટેનિસનનો લેન્સલૉટ સ્મરણમા આવે છે, 'વિદાય–અભિશાપ'માંની દેવયાનીની પ્રણયયાચનાના સંદર્ભમાં શેક્સપિયરની જુલિયેટ અને કાલિદાસની શકુન્તલાનું સ્મરણ થાય છે, રામાયણ–મહાભારતમાંથી સંબંધિત પ્રસંગો તે અવાર-

૨૧. એજન, પૃ. ૧૫૫.

નવાર આપે જ, પણ જનશ્રુતિ, જીવનચરિત્ર કે પુસ્તકોમાંથી પણ પ્રસંગોપાત્ત ઉદાહરણો આપે છે આ બધી પ્રક્રિયાને લઈને તેમના સાહિત્યિક વિવેચનો વ્યાપક અને તાર્કિક નીવડે છે

કાકાસાહેબની આત્મીયતા પણ તેમના વિવેચનોની રસિકતા વધારે છે દા. ત. 'દ્વિરેફની વાતો' વિશે લખતા તે કહે છે, "દ્વિરેફ એટલે ભ્રમર, એની પાસે ડંખ પણ હોય અને મધ પણ હોય આ વાર્તાઓમા સાત્ત્વિક ડંખ ઓછો નથી સમાજની નાનીમોટી બદીઓ પર જ્યાં ત્યાં સજ્જન વૃત્તિની ટીકા છે પણ તમને એમ નહિ લાગે કે દ્વિરેફ ઉપદેશ આપવા બેઠો છે દ્વિરેફ એટલે ભ્રમર, એ તો ગમ્મતથી આકર્ષાય, અને ઊડયા જ કરે, નાનાંમોટાં ફૂલો તપાસે અને જ્યાં ત્યાંથી મધ લૂંટે, એને એકલા ખાવાની ટેવ નહિ એટલે તમને પણ થોડુંક પીરસે છે "૨૨ કાકાસાહેબે શ્રી રામનારાયણ પાઠકના તખલ્લુસનો અર્થ કરીને જ વાર્તાઓની લાક્ષણિકતા સૂચવી દીધી ! અને મૂલ્યાંકન કેવુંક કર્યું ? "મને લાગે છે કે આ તેરમાંથી ફક્ત અગિયાર વાર્તા દ્વિરેફની છે 'જમાનાનું પૂર' એ આખી વાર્તા રામનારાયણભાઈની છે, દ્વિરેફની નથી અને છેલ્લી 'ખેમી' એ તો કોઈ ધૂમકેતુના મિત્રે દ્વિરેફના નામે ચડાવી છે એ વાર્તા નિતાન્ત સુંદર છે એનો સમભાવ જરૂર રામનારાયણભાઈનો છે પણ શૈલી દ્વિરેફની નથી "૨૩ 'તણ કરુણ કાવ્યો'મા રોબર્ટ બર્ન્સના કાવ્ય વિશે લખતા કાકાસાહેબ કહે છે, "દુર્દૈવી સસલાનું મરણ દુઃખદ છતાં છોડાતું નથી એટલે કવિએ છંદોનો ભંગ કરી છેલ્લી લીટી પંચપદીને બદલે ષટ્પદી કરી છે અને આમ શબ્દ સાથે છંદને પણ કારુણ્યની સેવામા કૃતાર્થ કર્યો છે "૨૪

'વિશ્વશાંતિ' અને 'વડલો'ની પ્રસ્તાવનાઓ એ તે તે કળાકૃતિમા પોતે શું જોયું એની વાત કાવ્યમય વાણીમા રજૂ કરે છે કાકાસાહેબ પોતે લલિત નિબંધોના સર્જક છે, અને કવિતાની સમૃદ્ધિ ગદ્યમા લાવી શકે છે, તેમ છતાં કવિતા પ્રત્યે તેમને સાચા હૃદયનો મુગ્ધભાવ છે અન્યત્ર તેઓ લખે છે, 'મારા મનમા કવિઓ વિશે ઘણો આદર છે જેની સૃષ્ટિના તેઓ ઈશ હોય છે તેઓ ગદ્યસૃષ્ટિમા આવીને ગદ્યલેખકોના આમુખની શા માટે ગરજ ધરાવે છે તે હું સમજી શકતો નથી હું કવિ હોત તો બર્નાડ શૉ કરતા વધારે આત્મવિશ્વાસી અને જગન્નાથ પંડિત કરતા વધારે અભિમાની થઈ બેસત અને વિજયરાઘવની પેઠે દરેકને ઇલકાબ આપવાનો ધંધો કરત

૨૨. એજન પૃ ૧૮૮ ૨૩ એજન પૃ ૧૮૯ ૧૯૦
૨૪ એજન પૃ ૧૪૬

મને લાગે છે કે આના બધા સંકરોમાથી મને બચાવવા માટે ઈશ્વરે મને કવિ ન બનાવ્યો, પણ સારા સારા કવિઓને મિત્ર તરીકે આપી એણે મારુ જીવન ધન્ય બનાવ્યું "૨૫ 'વિશ્વશાતિ'ની પ્રસ્તાવનાના આરંભમા જ કાવ્યમય ઉપાડ જોવા મળે છે: "ઘેરાયેલા આકાશમા જ્યારે ભીષણગભીર મેઘગર્જના થાય છે, ત્યારે મોરને કળા કરી નાચવાનુ અને પોતાના ઊંડા ટહુકારથી વાર્ષિકી સૃષ્ટિને આમ ત્રણ અને અભિનંદન એકસામટુ આપવાનુ મન થાય છે રાષ્ટ્રના જીવનમા જ્યારે કોઈક ધીરોદાત્ત બનાવ બની આવે છે, ત્યારે વિપુલ કલ્પનાશાળી કવિઓને જીવનસાગરમા ફરીફરી અવગાહન કરી તત્ત્વચિંતનના મોતી કાઢવાનુ શૂર ચઢે છે મેઘ મયૂરનો સબધ સનાતન છે મેઘ ગગનમા ગર્જે છે, મયૂર ધરતી પર નાચે છે જીવનવીર ધરણી પર પરાક્રમ કરે છે, અને કવિવર કલ્પનાસૃષ્ટિમા ગગનવિહાર કરે છે મયૂરનો બોલાવ્યો મેઘ આવે છે, કે મેઘનો પ્રેર્યો મયૂર નાચે છે, એ સવાલ કોરે મૂકી, આપણે એ શોધમા ઊતરવુ જોઈએ કે એ બંનેને પ્રેરનાર કોઈ મહાન વિશ્વતાપ છે કે નહિ "૨૬ વિશ્વ – અખિલ બ્રહ્માડ – મા શાતિની ઝખના કેવી સ્વયભૂ અને સાહજિક છે, અને તેમાય આપણા જમાનાનો તો તે જીવનમરણનો પ્રશ્ન છે – એ કેવી રીતે સિદ્ધ થાય તે કવિની ખોજ છે અને અંતે એ જઈને ઠરે છે સહાનુભૂતિના ફલકનો વિસ્તાર કરવા ઉપર – પ્રેમ અને અહિંસા ઉપર આ કાવ્યાનુભૂતિ આતરિક એકતા દ્વારા ઉદ્ગાર પામે છે કાવ્યનુ રમણીય રસદર્શન કાકાસાહેબે કરાવ્યુ છે વિવેચકની ભાષા પણ કાવ્યત્વથી રંગાયેલી જણાય છે "શાતિની મૃગયા સનાતન છે તેજોમેઘમાથી જ્યારે સૂરજ જન્મ્યો અને એના વ્યોમવ્યાપી પ્રચડ વમળમાથી સ્ફુલિંગ રૂપે ગ્રહો અને ઉપગ્રહો ફેંકાયા, ત્યારથી શાતિ અને અશાતિ વચ્ચે ગજગ્રાહ ચાલ્યો જ છે "૨૭ અનેક જાતજાતના અને ભાતભાતના કોલાહલો વચ્ચે મનાદિતાની રાગિણી ગેલાવવી એ કવિઓનુ કામ છે, અને એવા મળાકારોના કશાય ઉધામા વિનાના પ્રયાસો અને તેમના તેજસ્વી સાહસો એ જ તો છે "માનવજાતિનુ બૃહત્ ચરિત", એનુ "સમગ્ર આકલન ગગનવિહારમા જ થઈ શકે છે", કારણ કે, કાકાસાહેબ કહે છે તેમ, "મહાકાન્તારને પાદાક્રાન્ત કરનાર વનકેસરીને પણ જે અરણ્યદર્શન દુ સાધ્ય છે, તે દિનમણિના ઉપસ્થાનમા ઊડતા ચડોળ અને ગરુડને સહજ છે' ૨૮ રાષ્ટ્રના ઉત્થાનકાળે 'જીવનવીરો,' 'સાહિત્યવીરો'

૨૫ અવારનવાર, પૃ ૧૧૩-૧૧૪ ૨૬ જી ભા, પૃ ૧૫૮,
૨૭ એજન, ૨૮ એજન, પૃ ૧૫૯,

વિચિત્ર દેખાય તેટલું જ કોઈ પુખ્ત ઉંમરના માણસનુ તોતડું બોલવું હાસ્યાસ્પદ થઈ જાય."[૩૪]

કવિતામાં છંદોવૈવિધ્ય વિશે કાકાસાહેબ કહે છે, "વૃત્તો તો વૃત્તિ ઉપર આધાર રાખે છે. વિષયના ગૌરવ કે લાલિત્યને લીધે જો વૃત્તિ એક જ રાગ પર સ્થિર થઈ જાય તો એક જ વૃત્ત શરૂઆતથી આખર સુધી ચલાવવું જોઈએ......ભાવોની વિવિધતા...એક જ વૃત્તમાં પણ આણી શકાય. પણ વૃત્તિભેદ તો વૃત્તભેદ માગે જ."[૩૫]

'વડલો'માં "કથાવસ્તુયે નથી અને અધ્યાત્મસૂચને નથી. તો પછી આ કૃતિમાં છે શું..." એમ પૂર્વપક્ષ ઊભો કરી કાકાસાહેબ ઉત્તર આપે છે, એમાં કાવ્યનો આનંદ એ જ મુખ્ય ઉદ્દિષ્ટ વસ્તુ છે એમ તેમને અભિપ્રેત જણાય છે : "કાવ્ય એ આસ્વાદ ખાતર છે. એમાંથી આપણી બધી શુભ ભાવનાઓ જો તૃપ્ત થાય તો કાવ્ય કૃતાર્થ થયું એ તૃપ્તિને અંગે શું શું જડયું, શુ શુ મળ્યું એ પાછળથી જોવાનુ હોય. કાવ્યમય વાતાવરણમાં આપણે જઈ આવ્યા એટલો આનંદ શુ બસ નથી? વ્યવહારની દુનિયાને ભૂલી જઈ આદર્શ વ્યવહાર, કોમળતા અને સાત્વિકતા આપણે અનુભવી શકયા એટલું શુ બસ નથી?"[૩૬] કાવ્યમા અધ્યાત્મબોધ તે કોઈ નોખી ચીજ નથી, કવિ જે જીવનચિત્રણ આપે છે એમા જ એ રહ્યો હોય છે:— "જીવનને અંગે જે કાંઈ ચિત્રણ હોય તેમા સ્વભાવતઃ જ અધ્યાત્મબોધ રહેલો હોય છે. પણ તે પ્રયત્નપૂર્વક દેખાડવાની જરૂર હોય જ છે એમ નહિ. આરોગ્ય સાથે લાવણ્ય જેમ એની મેળે આવી જાય છે તેમ જીવનના યથાર્થ દર્શન સાથે અધ્યાત્મદર્શન હોય જ છે. એને સ્પષ્ટ રૂપમાં પ્રગટ કરવાની ખાસ જરૂર નથી હોતી ઘણી વાર પ્રગટ કરવાના પ્રયત્નમાં એ એકાંગી અને સંકુચિત થઈ જવાનો ભય રહે છે અધ્યાત્મ એ અંતે જીવનનુ રહસ્ય છે. શ્રદ્ધા કે અનુભવથી જ એ કળી શકાય છે. એના પ્રત્યય વગર સ્પષ્ટ કે અસ્પષ્ટ એવુ એનુ સૂચન કરવુ એ ગમે તેટલુ રસિક હોય તોયે એમા સચ્ચાઈ તો નથી જ અધ્યાત્મ એ હિન્દુસ્તાનના હાડમા રહેલુ છે."[૩૭]

'વૃત્તવિવેચન' એ શબ્દ કાકાસાહેબે ગુજરાતીમા રૂઢ કર્યો છે. 'પત્રકારની દીક્ષા'મા વૃત્તવિવેચનના પ્રશ્નોની ચર્ચા મળે છે. કાકાસાહેબ કહે છે કે "ધર્મોપદેશક, પત્રકાર અને કેળવણીકાર ત્રણેનુ કાર્ય લગભગ સરખું જ છે."

૩૪. એજન, પૃ. ૨૫૨, ૩૫. એજન, પૃ. ૧૬૩.
૩૬. એજન, પૃ. ૧૬૮, ૩૭. એજન, પૃ. ૧૬૭.

પત્રકારની કામગીરીનો આદર્શ રજૂ કર્યા બાદ તે કહે છે કે, "લોક સેવક, લોકપ્રતિનિધિ, લોકનાયક અને લોકગુરુની ચતુર્વિધ પદવી પત્રકાર ભોગવી શકે છે."[૩૮]

ટૉલ્સ્ટૉય, પ્રેમચંદજી અને નરસિંહરાવ વિશે પરિચયાત્મક લેખો કાકાસાહેબે લખ્યા છે એ ત્રણેમા મૂળ મહારાષ્ટ્રી વાચકોને ઉદ્દેશીને મરાઠીમા લખાયેલો નરસિંહરાવ વિશેનો લેખ 'ગુજરાતી સાહિત્યના ભીષ્માચાર્ય' વિશેષ ધ્યાન ખેંચે છે. અંગત સંસ્મરણોને કારણે પણ લેખની રોચકતા વધી છે નરસિંહરાવ "સાહિત્યવિવેચનમા હંમેશ સજ્જ એવા ઉત્સાહી મલ્લ હતા ' અથવા તો સાહિત્યક્ષેત્રના "પીઠ પહેરેગીર" હતા એમ તેમણે કહ્યુ છે એ સમજાય તેવુ છે, પણ તેમને "ભીષ્માચાર્ય" કહ્યા છે એમા તો નરસિંહરાવના લઘુવયસ્ક સમકાલીનની ઉદારતા વિશેષ દેખાય છે

કાકાસાહેબના સાહિત્યવિવેચનોમા સ્ફુટ-અસ્ફુટરૂપે તેમની સાહિત્ય વિચારણા રહેલી જ છે પણ એ ઉપરાત સીધા સાહિત્યચર્ચાના લેખો પણ તેમણે લખેલા છે તેમની સાહિત્યવિચારણા ઉપર ગાધીજીની જીવનદૃષ્ટિની અને રવીન્દ્રનાથના તેમ જ મંભવત ટૉલ્સ્ટૉયના કળાવિષયક વિચારોની અસર પડેલી જોઈ શકાય છે ગાધીજીએ તો 'કળા જીવનની દાસી છે અને તેની સેવા કરવાનુ જ તેનુ કાર્ય છે ' એમ કહેલુ જ છે ટૉલ્સ્ટૉયના કળાવિષયક વિચારોએ કાકાસાહેબનો કળાવિચાર ઘડવામા ભાગ ભજવ્યો છે કે કેમ એ વાત બાજુએ રાખતા પણ કાકાસાહેબની કળાવિષયક વિચારણા સમજવામા સહાયભૂત થાય એ દૃષ્ટિએ ટૉલ્સ્ટૉયના વિચારો અતિ ટૂંકાણમા જોઈએ

કળાપ્રવૃત્તિ શુ છે એની તપાસ હાથ ધરતા પહેલા ટૉલ્સ્ટૉય કળા અને સૌંદર્યની બીજાઓએ આપેલી વ્યાખ્યાઓ રજૂ કરે છે, અને તારણ કાઢે છે કે સૌંદર્યમીમાસા એ એક ભેદી પ્રવૃત્તિ થઈ ગયેલી છે વિવેચકો પણ કળા શુ છે તે શોધવા કરતા કળાના પ્રવર્તમાન સ્વરૂપોનો બચાવ કરવા પ્રવૃત્ત થયેલા છે જેને કળા તરીકે ઓળખાવવામા આવે છે તે કળા હોવી જ જોઈએ અને માટે એમા કળા છે જ એવા મતવ્યો ઉપર તે આવેલા છે ટૉલ્સ્ટૉય કળાને મનુષ્ય મનુષ્ય વચ્ચેના વિનિમયનુ સાધન માને છે કળાકારે અનુભવેલી લાગણીઓનો ભાવકોને ચેપ લાગે તો તેનુ સર્જન 'કળા' નામને પાત્ર ગણાય કળાની પોતાની વ્યાખ્યા આપતા ટૉલ્સ્ટૉયે લખ્યું કે, "પોતે એક વાર અનુભવેલી લાગણી પાછી પોતામા જગવવી, અને એમ કરીને પછી

૩૮ એજન, પૃ ૩૨.

તેને હલનચલન, રેખા, રંગ, ધ્વનિ કે શબ્દચિત્રણ દ્વારા, બીજાઓને એવી રીતે પહોંચાડવી કે જેથી તે જ લાગણી તેઓ અનુભવે;— કલાપ્રવૃત્તિ આ વસ્તુ છે. કળા એક માનવપ્રવૃત્તિ છે; એક માણસ પોતે અનુભવેલી લાગણીઓને જ્ઞાનપૂર્વક અમુક બાહ્ય સંજ્ઞાઓ મારફત, બીજાઓને પહોંચાડે છે, અને એ લાગણીઓ વડે બીજાઓ ચેપાય છે અને તેમને અનુભવે પણ છે."૩૯ આઈ. એ રિચર્ડ્ઝ લખે છે કે ઉપરની વ્યાખ્યામાં 'લાગણી'ને બદલે 'અનુભવ' શબ્દ મૂકીએ એટલે એ સ્વીકાર્ય નીવડે એવી છે. જે કોઈ કળા ચેપી છે તે શુદ્ધ કળા છે, અર્વાચીન અથવા ભેળસેળવાળી કળાથી વિરુદ્ધની. પરંતુ કોઈ પણ કળાકૃતિનું પૂરેપૂરું મૂલ્ય નક્કી કરવામાં એના વસ્તુનું એટલે કે કળાકાર જે અનુભવો સંક્રાન્ત કરે છે તેનું સ્વરૂપ ગણનામાં લેવું જોઈએ. કળાવસ્તુનું મૂલ્ય, ટૉલ્સ્ટૉયના અભિપ્રાય પ્રમાણે, તે તે યુગની ધાર્મિક ચેતનામાં રહ્યું છે. અને એ ધર્મચૈતન્ય તે મનુષ્યોની ઈશ્વર સાથેની અને એકબીજા સાથેની એકતા છે જે માનવીય સંબંધો એકતા સ્થાપે એ સિવાયના સંબંધોને ટૉલ્સ્ટૉય નકારી કાઢે છે. માત્ર ધર્મમા જ આ શક્તિ છે એવો ટૉલ્સ્ટૉયને દઢ પ્રત્યય છે. સમાજના અમુક વર્ગો જ જેનો ઉપભોગ કરે એ કળાકૃતિઓ ટૉલ્સ્ટૉયને સ્વીકાર્ય નથી. કળાકૃતિમા સૌંદર્યની કસોટી તેમને અસ્વીકાર્ય છે, કારણ કે સૌંદર્ય એટલે રસાનંદ આપવો અને એ રસાનંદ પણ અમુક વર્ગના લોકોને જ આપવો આ દષ્ટિએ ટૉલ્સ્ટૉયે શેક્સપિયર, ગ્યુઈથે જેવા કળાકારોની કૃતિઓનો અસ્વીકાર કર્યો. બીથોવનની 'નાઈન્થ સિમ્ફની'મા પણ "સાર્વભૌમ ખ્રિસ્તી કળા "નો અભાવ તેમને જણાયો. ટૉલ્સ્ટૉય, એક વિવેચકે નોધ્યું છે તેમ, એના કેરેનિના (૧૮૭૫–૧૮૭૭) પૂરી કર્યા બાદ વધારે ને વધારે અસંતુષ્ટ બન્યા, રશિયન ચર્ચનો ધર્મ તેમને અપૂરતો લાગ્યો અને તેમણે ખ્રિસ્તી ધર્મની પોતાની વિભાવના ઊભી કરી અને એમા જ જીવનનું સમાધાન શોધ્યું. એ પછી ૧૮૯૮માં ટૉલ્સ્ટૉયે કળા વિશેનો ગ્રંથ લખ્યો ત્યારે પોતાની આ નૂતન ધર્મવિચારણાને કળાની પરિભાષામાં રજૂ કરવાનો પ્રયત્ન કર્યો. યુરોપમાં ટૉલ્સ્ટૉયનો કળા વિશેનો આ ગ્રંથ સાહિત્યવિચારના ગ્રંથ કરતાં સંસ્કૃતિવિચારના ગ્રંથ તરીકે વધુ પ્રતિષ્ઠિત છે.

કાકાસાહેબ પણ ટૉલ્સ્ટૉયની જેમ ચેપીપણાને સાહિત્યનો મુખ્ય ગુણ માને છે : "માણસના વિચારો, એની કલ્પનાઓ, ભાવનાઓ, લાગણીઓ અથવા લાગણીપ્રધાન અનુભવો બીજા આગળ અસરકારક રીતે વ્યક્ત

૩૯. કળા એટલે શું ? પૃ. ૩૮

કરવાની શક્તિ જે વસ્તુમા છે તે સાહિત્ય . જેનામા લાગણીઓ પર અનાયાસે અસર પાડવાની શક્તિ છે તે સાહિત્ય ચેપીપણુ એ સાહિત્યનો પ્રધાન ગુણ છે"૪૦ સાહિત્ય પ્રજાહિતૈષી હોવુ જ જોઈએ એવો કાકાસાહેબનો સ્પષ્ટ અભિપ્રાય છે "સાહિત્યના તમામ વિસ્તારમા પ્રજાહિતનો, લોકકલ્યાણનો સૂર કાયમ રહેવો જ જોઈએ જે કઈ એનાથી વિસવાદી હોય તે સગીત નથી, પણ કોલાહલ છે તે સાહિત્ય નથી પણ માનસિક ઝેર છે"૪૧ વળી કાકાસાહેબ કહે છે, "જીવનને ભૂલી જઈને, જીવનનો દ્રોહ કરીને કેવળ સાહિત્યનુ પોષણ અમારે કરવુ નથી જીવનને માટે સાહિત્ય છે, જીવનમાથી સાહિત્યનો ઉદ્ગમ છે અને સાહિત્યનુ ફળ પણ અસરકારી અને સમર્થ જીવનમા જ રહેલુ છે"૪૨

કાકાસાહેબ સાહિત્યને જીવનના સાધન તરીકે જ સ્વીકારે છે 'જીવન ભારતી'મા પૃ. ૭ ઉપર તે કહે છે, "સાહિત્યને સાધન તરીકે જ સ્વીકારુ છુ" વળી ત્યા જ તે "સાહિત્ય એ જીવનરૂપી પ્રભુની સેવા કરનાર અનન્યનિષ્ઠ ભક્તને ટેકારૂપે શોભે" એમ કહે છે આગળ પૃ ૧૯ ઉપર તે કહે છે, "સાહિત્ય – ઉચ્ચ સાહિત્ય – સાચુ જોતા હૃદયમા આભિજાત્ય ઉત્પન્ન કરનારુ અને જીવનને ઉન્નત કરનારુ એક સાધન માત્ર છે" પૃ ૨૫ ઉપર તે કહે છે, "સાહિત્ય માત્ર જીવનનુ ઉદ્દીપન છે, રહસ્યોદ્ઘાટન છે, સાક્ષાત્કરણ છે" આગળ પૃ ૩૦ ઉપર તે "સાહિત્ય તો હમેશ જીવનનુ એક અગ બનાવુ જોઈએ" એમ કહે છે સાહિત્ય એ જીવનની સુગધ છે, જીવનની છાયા છે, માણસાઈ અને ધર્મનિષ્ઠામાથી જ સાહિત્ય સમૃદ્ધ થવાનુ છે એમ પણ કાકાસાહેબ ભારપૂર્વક કહે છે સાહિત્યે યુગધર્મ બતાવવો જોઈએ, એ એનુ કર્તવ્ય છે એમ પણ તે ઉમેરે છે "આપણુ સાહિત્ય જો આપણને આપણો યુગધર્મ ન બતાવે, અને તે ધર્મ પાળવાને આપણને ન પ્રેરે તો તે બાકી બધી રીતે સરસ હોય, તોયે નિષ્ફળ જ કહેવુ જોઈએ"૪૩

મનુષ્ય માત્રમા સક્રમણની સ્વાભાવિક ઇચ્છા રહી છે એ દૃષ્ટિએ સાહિત્યને સામાજિક પ્રવૃત્તિ લેખી શકાય "સાહિત્યની પ્રવૃત્તિ મુખ્યત્વે પોતાના લાગણીપ્રધાન મનન અથવા ઉદ્ગારને બીજામા સક્રાત કરવાની ઇચ્છાથી થાય છે તેથી સાહિત્ય એ મુખ્યત્વે સામાજિક વસ્તુ છે એમ કહી

૪૦ જી. ભા., પૃ ૮, ૪૧ એજન, પૃ ૧૦
૪૨ એજન, પૃ ૮૪, ૪૩ એજન, પૃ ૧૪-૧૫

શકાય"૪૪ "સાચા સાહિત્યની નિર્મિતિ પ્રજાના પુરુષાર્થનુ જ ફળ છે", "સાહિત્યની ઉન્નતિ પ્રજાની ઉન્નતિ સાથે જ થાય છે", "સાહિત્ય એ પ્રજાના પરાક્રમનો પ્રસાદ છે"૪૫ એમ પણ કાકાસાહેબ માને છે સાહિત્યનુ માધ્યમ ભાષા એ સામાજિક સર્જન છે સાહિત્ય જીવનનુ 'અનુકરણ' કરે છે, અને જીવન છેવટે તો સામાજિક વાસ્તવિકતા છે કળાકાર પોતે સમાજનો સભ્ય છે અને તે જે ઉપકરણોને પોતાની કળામા પ્રયોજે છે એના ઘડતરમા સમાજનો હિસ્સો અચૂક રહેલો છે આને કારણે સાહિત્ય એ સામાજિક સસ્થા છે એવો મત યુરોપીય વિચારકોમા પણ પ્રવર્તે છે

"જનતાત્મા નારાયણની પૂજાના એક પ્રકાર તરીકે જ સાહિત્ય તરફ જોવુ જોઈએ"૪૬ એમ આગ્રહપૂર્વક કહેતા અને એથી સાહિત્યને સામાજિક પ્રવૃત્તિ લેખતા કાકાસાહેબ કેટલીક વાર તદ્દન વિરોધી લાગતા અભિપ્રાયો પણ વ્યક્ત કરે છે. દા ત — "સાહિત્ય એ મોટે ભાગે વ્યક્તિગત પ્રયાસ જ છે"૪૭ એમ પણ તે કહે છે

સાહિત્યમા અતસ્ફુરણા (ઇન્ટ્યૂઈશન) અને સક્રમણ (કોમ્યુનિકેશન) એ બન્નેનો સમન્વય કાકાસાહેબ કરે છે, "સાહિત્ય માટે જબરદસ્ત સિસૃક્ષા અને બીજાઓ સાથે ઊડો વિચારવિનિમય કરવાની આતુરતા એ જ મુખ્ય પ્રેરણા હોઈ શકે છે સાહિત્યસિસૃક્ષા પણ ઉત્કટ અને અદમ્ય વૃત્તિ છે . સિસૃક્ષા એ સ્વતત્ર પ્રેરણા છે"૪૮ સાહિત્યને તે સાવ નૈસર્ગિક પ્રવૃત્તિ માને છે અને પોતાને "સ્વાભાવિક' લેખકના વર્ગમા મૂકે છે તે કહે છે, "અવલોકન, નિરીક્ષણ, વિચાર, કલ્પના કે ભાવના જ્યારે ઉત્કટ થઈ જાય છે ત્યારે માણસથી બોલી જવાય છે અને ઉત્કટતાનો સ્વભાવ જ છે કે એની ભાષામા કઈક ચમત્કૃતિ કઈક અસાધારણપણુ, કઈક આકર્ષણ આવી જ જાય છે ઉત્કટતામા સ્વાભાવિક સૌદર્ય પ્રગટ થયા વગર રહેતુ જ નથી"૪૯

સાહિત્યમા બિનસાહિત્યિક તત્ત્વોનો પ્રવેશ એ જ મોટામા મોટી વિરૂપતા (વગેરિટિ) છે કાકાસાહેબના મનમા સારુ સાહિત્ય અને ખરાબ સાહિત્ય એવા ભેદો રહેલા છે સારુ એટલે કે સાચુ સાહિત્ય કાકાસાહેબની પ્રીતિને પાત્ર બન્યા વગર કેમ રહે? એના સાહિત્ય વિશે વાત કરતા કાકાસાહેબની વાણી હમેશા આનદથી છલકાય છે દા ત "શુભકર

૪૪ એજન, પૃ ૯,
૪૫ એજન, પૃ ૧૬–૧૭
૪૬ એજન, પૃ ૪૭,
૪૭ એજન, પૃ ૧૬
૪૮ એજન, પ્રસ્તા, પૃ ૭,
૪૯ એજન, પૃ ૩

સાહિત્ય એ આત્માની અમૃતકળા છે કેમકે એ ચૈતન્યની પ્રેરણા છે"[૫૦] વળી તે કહે છે, "સાહિત્ય એક જાતનુ ચૈતન્ય છે, સામાજિક તેજ છે; મનુષ્યમકલ્પની અમોઘ શક્તિ છે"[૫૧] સાચુ સાહિત્ય નીતિને અવિરોધી હોય છે નીતિનો સીધો પ્રચાર કરવો એને જેમ સાહિત્યનુ ધ્યેય ન ગણીએ, તેમ જાણીબૂઝીને એનો ભંગ કરવો એ પણ એનુ લક્ષ્ય નથી સાહિત્ય સાહિત્ય રહીને પ્રજાના ચારિત્ર્યનુ ઘડતર કરી શકતુ હોય તો એમા શો વાધો હોઈ શકે? પરંતુ બહિરંગવાદીઓએ જ્યારે બહાગના સૌન્દર્ય ઉપર વધારે પડતો ભાર મૂક્યો ત્યારે જીવનવાદીઓએ અનસ્તત્ત્વનો મહિમા કર્યો કાકાસાહેબ કહે છે, "ઉચ્ચ સાહિત્ય રૂપાળુ હોય જ છે, જ્યારે રૂપ કાઢનાથી કોઈ સાહિત્ય ઉચ્ચ કે ઇષ્ટ થતુ નથી"[૫૨] વળી તે કહે છે, "આપણુ જૂનુ પારમાર્થિક સાહિત્ય ભારેમા ભારે વિચારો અને સિદ્ધાંતો પણ સાદી ચમત્કૃતિશૂન્ય ભાષામા મૂકવાનુ જ પમદ કરે છે, જ્યારે આજનુ સાહિત્ય, અદર કાઈ હોય કે ન હોય, બની શકે તેટલુ રૂપ કાઢવામા માને છે"[૫૩]

સાહિત્યનુ કાર્ય વર્ણવતા કાકાસાહેબ લખે છે, " . ઉત્તમ સાહિત્ય બુદ્ધિને પ્રગલ્ભ કરે છે, લાગણીઓને સૂક્ષ્મ બનાવે છે, અનુભવને પીંજીને વિશદ કરે છે, ધર્મબુદ્ધિને જાગ્રત કરે છે હૃદયની વેદનાને વ્યક્ત અને તેજસ્વી કરે છે, સમભાવ કેળવે છે અને આનદને સ્થાયી કરે છે" કાવ્ય એ જાણે કે જીવતી વ્યક્તિ છે અને એના વ્યક્તિત્વની ગાઢ અસરમા આપણે મુકાઈએ છીએ એવા વિચારો ટી એસ. એલિયટ આદિએ રજૂ કર્યા છે, પણ કાકાસાહેબ માત્ર કાવ્યને જ નહિ પણ હર કોઈ કલાકૃતિને જીવતી વ્યક્તિ લેખે છે, "ખરુ જોતા, ઉચ્ચ કલાકૃતિઓ — પછી તે સગીતના રાગો હોય, શિલ્પની મૂર્તિઓ હોય, સ્થાપત્યના પ્રાસાદો હોય, સામાજિક તહેવારો અને ઉત્સવો હોય, નાના કે મોટા કાવ્યો હોય કે સાહિત્યની અનેકવિધ કૃતિઓ હોય, એ બધી જીવતી વસ્તુઓ છે .જો મારે શ્રાદ્ધ કે બ્રહ્મયજ્ઞ કરવો હોય, તો હુ કેવળ સેનાપતિઓ, તત્ત્વવિવેચકો ઋષિઓ, કવિઓ, સુધારકો અને સંતોનુ જ તર્પણ કરવા નહિ બેસુ, પણ પોતાના વ્યક્તિત્વથી મારુ અને મારા સમાજનુ વ્યક્તિત્વ ઘડનાર સાહિત્ય કૃતિઓનું પણ હું અવશ્ય તર્પણ કરું."[૫૪]

૫૦ એજન, પૃ ૭, ૫૧. જી ભા, પૃ ૭૪
૫૨. એજન, પૃ. ૬, ૫૩ એજન, પૃ ૪૧૬, ૫૪ એજન, પૃ. ૨૭૬.

કાકાસાહેબનો કલાનો આદર્શ એ છે કે "એમાં તાદાત્મ્ય અને તાટસ્થ્ય એ બંને પરસ્પર વિરોધી લાગતી ઉત્કટ વૃત્તિઓનું સંપૂર્ણ મિલન થવું જોઈએ." અને "આ જ એક સર્વોચ્ચ રસસિદ્ધિ છે."[૫૫]

કાવ્યસર્જનપ્રક્રિયામાં એવી સ્થિતિ પણ આવે છે જ્યારે કાવ્ય એ સાક્ષાત્કારનું સ્વરૂપ પકડે છે, પણ સર્જકનું જીવન ઉદાત્ત ન હોય તો એ ધન્ય સ્થિતિમાંથી પોતાના પ્રાકૃત જીવનમાં ઊતરી પડે છે એ વિશે કાકાસાહેબ કહે છે, "શ્રેષ્ઠ પિતાની કીર્તિ પર નભનાર પુત્ર જેમ હાસ્યાસ્પદ થાય છે તેમ પોતાની ધન્ય ઘડીની ઉચ્ચ પ્રતીતિની પ્રતિષ્ઠા ઉપર પોતાનું સામાન્ય જીવન નભાવનાર કવિ, ચિત્રકાર અથવા ગાયક પોતાનો જ નાલાયક વારસ બની દયાને પાત્ર થાય છે", એટલું જ નહિ પણ "...કલાધર જો પોતાની કલાકૃતિ ઉપર મુગ્ધ થનાર સમાજને હમેશાં અકળાવે અને કહે કે 'મારી ખુશામત કરો. મારી ઇજ્જત કરો. મારાં અહંકારનાં વચનોમાં રસપૂર્વક ભળો. મારી હીન વૃત્તિ અને હીન ચાળા પણ રૂપાળા છે એમ માની લો.' તો તે પોતાના કાવ્યનું, પોતાની કળાકૃતિનું અપમાન કરે છે એટલું જ નહિ પણ પોતાની કાવ્યશક્તિ પણ ગુમાવી બેસે છે."[૫૬] કવિ કરતાં કાવ્ય ઘણી વાર શ્રેષ્ઠ હોય છે એમ કહેવાય છે એનું રહસ્ય આ જ છે એમ કાકાસાહેબ કહે છે. પોતાની કાવ્યકૃતિને ગુરુસ્થાને કલ્પી ઉન્નત જીવનની ધગશવાળો કવિ પોતાની ઉન્નતિ કરી શકે છે: "એ ઈશ્વરની પ્રાર્થના કરશે કે 'હે આદિ કવે! કાવ્યસૃષ્ટિમાં લઈ જઈ કોઈક કોઈક ક્ષણે મને જે પોતાનો સાક્ષાત્કાર તું કરાવે છે, એ સાક્ષાત્કારને લાયક હું બનું એવું પરિવર્તન મારા હૃદયમા અને જીવનમાં અખંડ થયા કરે એટલું જ હું માગું છું.' 'આ કાવ્ય પરથી મારું જીવન એટલું જ સુંદર છે એવું અનુમાન બાંધવાની ભૂલ નહિ કરતા' એવી દીન સૂચના સમાજને આપતો ફરું એના કરતા 'આ કાવ્ય એ જ મારો સાધનમાર્ગ છે, આણે જ મારો હાથ ઝાલી મારી પાસે ઉત્તુંગ જીવનયાત્રા કરાવી છે.' એમ કહેવાની તક મને આપજે!"[૫૭]

સાહિત્યનું વિવેચન સાહિત્યદૃષ્ટિથી કરવું કે જીવનદૃષ્ટિથી કરવું એ વિવેચનનો એક ચાલુ ચર્ચાસ્પદ પ્રશ્ન રહ્યો છે. કાકાસાહેબે 'જીવનભારતી'ની પ્રસ્તાવનામાં કહ્યું છે, "પુસ્તક પરીક્ષણ મોટે ભાગે સાહિત્યની દૃષ્ટિએ થાય છે તે મને યોગ્ય નથી લાગતું. કલાત્મક દૃષ્ટિ મહત્ત્વની છે ખરી, પણ એ

૫૫ એજન, પૃ. ૨૮૨, ૫૬. એજન, પૃ. ૧૭૨, ૫૭. એજન, પૃ. ૧૭૩.

સાહિત્યનું સર્વસ્વ નથી જીવન દૃષ્ટિથી જ સાહિત્યનું પરીક્ષણ થવું જોઈએ."
રવીન્દ્રનાથના 'પ્રાચીન સાહિત્ય'ની પ્રસ્તાવનામાં કાકાસાહેબ કહે છે, "આપણા કવિઓની કૃતિઓ તરફ ઐતિહાસિક અથવા સામાજિક દૃષ્ટિએ જોવાની વૃત્તિ ભલે પાશ્ચાત્ય લોકોએ આપણને સૂચવી હોય, પણ રવીન્દ્રનાથનું આર્યહૃદય આર્યદૃષ્ટિએ જ સંસ્કૃત સાહિત્ય તરફ જોઈ શક્યું છે"[૫૮] આ 'આર્યદૃષ્ટિ' એટલે શું તે કાકાસાહેબે સ્પષ્ટ કર્યું હોત તો સારું પણ એ પછી ૧૯૦૫માં કાકાસાહેબની સાહિત્યવિચારણા, રસદૃષ્ટિ અને સામાજિક દૃષ્ટિનો સમન્વય કરવા તરફ ઢળે છે, "રવિબાબુ કહે છે કે કલાકૃતિને રસની દૃષ્ટિએ તપાસો, નહિ કે તમારા અચલાયતન સનાતની સમાજના ઘૂંટી કાઢેલા આદર્શ પ્રમાણે બંને દૃષ્ટિ પ્રત્યે સમભાવ રાખીને કોઈ સાહિત્યગ્રંથને આપણે સામાજિક દૃષ્ટિએ પણ તપાસી શકીએ છીએ"[૫૯] કાકાસાહેબ પોતે 'જીવનભારતી'માં જ્યારે કલાકૃતિઓ સાથે પ્રત્યક્ષ કામ પાડે છે ત્યારે મુખ્યત્વે સાહિત્ય દૃષ્ટિએ વિવેચન કરે છે કાકાસાહેબ, અગાઉ જોયું તેમ, સાહિત્યને જીવનનું 'પ્રતીક', 'અંગ' કે 'સાધન' માનતા હોવા છતાં અને ગાંધીજીની તેમ જ ટૉલ્સ્ટૉયની આહિત્યદૃષ્ટિથી પૂરતા રંગાયેલા હોવા છતાં જ્યારે તે પ્રત્યક્ષ વિવેચન કરે છે ત્યારે તેમનો ઊંડો સાહિત્યપ્રેમ તેમના ઘણાખરા આગ્રહોને વિનીત કરે છે અને સામાન્ય રીતે તેઓ સાચી કલાદૃષ્ટિ દાખવે છે

લોકવાર્તા, લોકગીત કે લોકસાહિત્ય, નવલકથા, બાળવાર્તા કે કાવ્ય આદિ વિવિધ સાહિત્યપ્રકારો વિશે પણ કાકાસાહેબે પ્રસંગોપાત્ત લખ્યું છે, પણ તેમણે કરેલી 'રસમીમાંસા અને નવલકથાના સ્વરૂપની ચર્ચા વિશેષ ધ્યાન દોરે છે ૧૯૨૭માં લખાયેલા 'નવું કરુણ કાવ્ય' એ લેખમાં કાકાસાહેબ કહે છે, 'સંસ્કૃત કવિઓએ કાવ્યના નવ રસ કલ્પ્યા છે તેમાંય શૃંગાર, વીર અને કરુણ સ્થાયી અને ઉન્નત હોવાથી અગ્રસ્થાન ભોગવે છે એ ત્રણેમાં શ્રેષ્ઠ કયું એ વિશે મતભેદ હોઈ શકે છે પણ મનુષ્યહૃદયના વિકાસમાંથી જેટલું સાહિત્ય બધા દેશમાં તથા બધા યુગમાં તૈયાર થયું છે તેમાં ઉત્તમોત્તમ કવિતા તો કરુણ રસમાંથી જ ઝર્યું છે"[૬૦] એ પછી ૧૯૩૬માં લખાયેલા 'રસમીમાંસા વિનોદ' લેખમાં જુદાજુદા રસોની તેમણે મીમાંસા કરી અને કરુણ રસને સર્વોચ્ચ સ્થાન આપ્યું "જ્યારે ભવભૂતિએ 'રસ એક જ છે અને તે કરુણ છે, એ અનેક રૂપો ધારણ કરે છે,'

૫૮ એજન, પૃ ૨૪૭, ૫૯ એજન, પૃ ૨૭૫-૭૬
૬૦ એજન, પૃ ૧૪૨

એવો સિદ્ધાન્ત બાધ્યો ત્યારે એણે કરુણ શબ્દને કળા જેટલો જ વ્યાપક બનાવ્યો છે હૃદય કોમળ થાય, ઉન્નત થાય, સૂક્ષ્મવેદી થાય કે ઉદાત્ત થાય ત્યાં કારુણ્યની છટા આવવાની જ કારુણ્યની સમભાવના કે સમવેદના સાર્વભૌમ છે, એમાંથી વિશ્વાત્મૈક્ય સુધી આપણે પહોચી શકીએ છીએ કરુણ રસ ખરેખર રસસમાટ છે "૬૧ કરુણ રસની અસરકારકતા વિશે કાકાસાહેબ કહે છે કે, "કરુણ રસમાથી કેવળ હૈયું પીગળે એટલુ બસ નથી, હૈયું સળગતુ જોઈએ અને એણે જીવનમા આમૂલાગ્ર ક્રાન્તિ કરી નાખવી જોઈએ "૬૨ "વાત્સલ્ય રસ, શાત રસ અને ઉદાત્ત રસ, એ કરુણાના જુદાજુદાં પાસાં છે" એમ પણ તે કહે છે પ્રેમને તેઓ રસરાજ કહે છે અને શૃંગારને કેવળ એનો આલંબન વિભાવ કહે છે "વીર રસ પણ એના શુદ્ધ સ્વરૂપમા આત્મવિકાસને જ સૂચવે છે" એમ કહ્યા બાદ વીર રસનુ આકર્ષણ અને સિદ્ધિ શામા રહ્યા છે એ વિશે કાકાસાહેબ લખે છે, "આલસ્ય, સુખોપભોગ, બીક, સ્વાર્થ, એ બધુ તજી દઈ, દેહરખાપણુ ખંખેરી કાઢી, બલિદાન આપવા માટે માણસ તૈયાર થાય છે ત્યારે એ જડ ઉપર – દેહ ઉપર – વિજય મેળવી આત્મગુણનો ઉત્કર્ષ બતાવે છે આવુ વીરકાર્ય, આવી વીરવૃત્તિ જોનાર કે સાભળનારના હૈયામા પણ સમાનભાવ— સમભાન જગાડે છે એ જ વીર રસનુ આકર્ષણ અને ખરુ સાફલ્ય છે"૬૩ "અદ્ભુત, રૌદ્ર અને ભયાનક રસનો ઉગમ એક જ છે" અને "અદ્ભુત રસ ભવ્યતા–Sublimity–માથી ઉત્પન્ન થવો જોઈએ" એમ તેમણે કહ્યુ છે અદ્ભુત રસની ખૂબી દર્શાવતા તે કહે છે: "...આર્યહૃદયને ભવ્યતાનુ દર્શન થતાવેત પોતાની વિભૂતિ પણ એટલી જ વિરાટ, ઉદાત્ત અને ભવ્ય કરવાનુ મન થઈ આવે છે"૬૪ કાકાસાહેબે જીવનની દૃષ્ટિએ કરેલી આ રસમીમાસા કાવ્યશાસ્ત્રના પ્રશ્નોને એક નવા દૃષ્ટિકોણથી ચર્ચવાના પ્રયત્નરૂપ છે અને એ રીતે એ ઉપયોગી પણ છે

નવલકથાને કાકાસાહેબ "એક દુર્દાન્ત સામાજિક શક્તિ" કહે છે. શાસ્ત્રો જીવનનુ આકલન કરે છે પણ "પૃથક્કરણ કર્યા વગર શાસ્ત્રોનુ ભેજું ચાલતુ જ નથી અખડ જીવનનો એક સામટો જો કોઈ વિચાર કરતું હોય તો એ કા તો કવિ કરે છે અથવા નવલકથાકાર". નવલકથાકાર–કલાકાર અખંડ દર્શન કરી શકે છે એ જ તેની વિશેષતા છે: "કવિ કે કલાકાર જીવન ઉપર ઝબૂક દઈ ને પ્રકાશ પાડી આખા દૃશ્યને પ્રત્યક્ષ કરી લે છે".૬૫

૬૧. એજન, પૃ ૯૬–૯૭, ૬૨ એજન, પૃ ૮૮
૬૩. એજન, પૃ ૯૨, ૬૪ એજન, પૃ ૧૦૦, ૬૫. એજન, પૃ. ૨૧૯.

નવલકથાકારની સજ્જતા વિશે વાત કરતા કાકાસાહેબ કહે છે, "નવલકથાકારે મનુષ્યસ્વભાવનુ અને સામાજિક જીવનનુ ઊંડામા ઊંડુ જ્ઞાન મેળવવુ જોઈએ "[૬૬] નવલકથામા ઐતિહાસિક સત્યની અપેક્ષા રાખવી ન જોઈએ પણ નવલકથામા માનસશાસ્ત્રીય સત્ય તો હોવુ જ જોઈએ કાકાસાહેબ લખે છે, "નવલકથામા જો કોઈ અત્યત આવશ્યક ગુણ જરૂરનો હોય તો તે એ છે કે કથાનકમાના સર્વ પાત્રો વિચિત્ર હોય તોપણ માનસશાસ્ત્રની દૃષ્ટિથી શકય કોટીના હોવા જોઈએ માનસશાસ્ત્રની દૃષ્ટિથી તો તેમા યત્કિચિત્ પણ અસત્ય ન હોવુ જોઈએ '[૬૭] વાસ્તવિક જીવનની વિગતોનો ઉપયોગ નવલકથાકાર ભલે કરે, પણ હેયોપાદાનવિવેક તો એણે કરવો જ જોઈએ, કારણ કે "તિરસ્કાર અને પુરસ્કાર એ તો કળાનો આત્મા છે" જૂના જમાનાના નવલકથાકારો કરતા આજના નવલકથાકારોનો ભેદ બતાવતા કાકાસાહેબ કહે છે કે જૂના જમાનાના નવલકથાકારો "સ્વભાવચિત્રણમા અસાધારણ કળા બતાવતા હતા અને ઘટનાપરિપોષ અદ્ભુત રીતે ખીલવતા છતા એમના સ્વભાવચિત્રો અપરિવર્તનશીલ અથવા સ્થાયી (Static) જ રહેતા "[૬૮] નવલકથાઓના કેટલાક આકર્ષક પાત્રો વ્યક્તિચિત્રો હોવા ઉપરાત અમુક અશે જાતિચિત્રો હોય ત્યારે લોકપ્રિય બને છે એવો કાકાસાહેબનો અભિપ્રાય લાગે છે "કવિ અને કળાકાર વ્યક્તિના ચિત્રો ચીતરે છે અને એમને જીવતા કરે છે પણ દરેક ચિત્ર એ એક સપૂર્ણ નમૂનો એટલે કે ટાઈપ હોય છે અને એ ટાઈપ મનુષ્યસ્વભાવ અને યુગસ્થિતિને જ્યારે અનુરૂપ હોય છે ત્યારે જનતા એને અસાધારણ આવકાર આપે છે નવલકથાકારની સફળતા આવા ટાઈપ નિર્માણ કરવામા જ હોય છે "[૬૯]

નવલકથાની ચર્ચા કરતી વેળા અવારનવાર આપણે 'કેરેક્ટરિઝેશન' માટે 'પાત્રાલેખન' કે 'પાત્રચિત્રણ' શબ્દો યોજીએ છીએ કાકાસાહેબ યથાર્થરીતે 'ચારિત્ર્યચિત્રણ' કે 'સ્વભાવચિત્રણ' શબ્દો યોજે છે, ત્યારે પાત્રોના સમગ્ર જીવનુ ચિત્રણ તેમને અભિપ્રેત જણાય છે 'ઘરે બાહિરે'મા "પોતાના તરફથી આખી વાર્તા સળગ કહેવાને બદલે કથાના મુખ્ય પાત્રોને મોઢેથી પોતપોતાની વાત વીતક અને વિચારસરણી મૂકીને પ્રથમ તો અસાધારણ કલાવિધાન સાધ્યુ છે "[૭૦] એમ કાકાસાહેબ કહે છે અને આ શૈલી યોજીને ટાગોરે પોતાની "નાટ્યકુશળતા" વ્યક્ત કરી છે એમ

૬૬ એજન, પૃ ૨૨૧, ૬૭ એજન, પૃ ૩૧૬, ૬૮ એજન, પૃ ૨૨૧
૬૯ એજન, પૃ ૨૨૦-૨૨૧, ૭૦ એજન પૃ ૨૦૧

# કાકાસાહેબનું પ્રકૃતિદર્શન

**ચન્દ્રકાન્ત મહેતા**

ગુજરાતનું પ્રકૃતિકાવ્ય નર્મદથી શરૂ થયું. નરસિંહરાવે એ કવિતાને સંસ્કારી બનાવી, પણ ગુજરાતને સાચું પ્રકૃતિદર્શન માણતાં શીખવ્યું છે કાકાસાહેબે. કાકાસાહેબ કુદરત પાસે પ્રકૃતિથી ભિન્ન એવા માનવી તરીકે જતા નથી, પણ જાણે પ્રકૃતિના એક સ્વજન તરીકે જાય છે. સંધ્યાકાળે સરોવરનું દર્શન કરતાં કાકાસાહેબ કહે છે કે, "ભલે તમે એકલા સરોવરને દર્શને જાઓ, ત્યાં તમે એકલા રહેવાના નથી. આકાશનાં વાદળાં અને બધા કરતાં વિશેષ ઉતાવળે દોડી આવેલી સંધ્યા તારકાને તમારી સાથે જ સરોવરની શોભા તમે નિહાળતી જોશો" (જીવનનો આનંદ, પૃ. ૧૯૨). આકાશમાં દ્વિજરાજને જોતાં કાકાસાહેબ એને સમાનધર્મા ગણીને વન્દન કરે છે (એજન, પૃ. ૫). ઘણા દિવસથી કોઈ તારો ન જોયો હોય તો સ્વજનને મળાયું ન હોય ને જેવી ચિન્તા થાય છે, તેવી ચિન્તા કાકાસાહેબને થાય છે. તેઓ ક્યારેક એ પ્રકૃતિનાં તત્ત્વો સાથે રિસાય છે, ક્યારેક એમની જોડે વાતો કરે છે, ક્યારેક ક્યારેક રાતોની રાતો પસાર થાય તોપણ એકે તારો ન દેખાતાં નિરાશ થઈને હવે ચાર મહિના તારાદર્શન જ છોડી દેવું એવો નિરધાર કરવાનો મનમાં વિચાર કરે છે ત્યાં તો રાત્રીની રાણી સ્વાતિ, ને તેની સખી ચિત્રા બન્ને એકદમ એમને દેખાય છે, ને એઓ કહે છે "શેની નિરાશા ને શેનો નિરધાર ?" આમ કાકાસાહેબ તારાઓ સાથે વાતો કરે છે, રમે છે, એમના ગામની નદી માર્કંડી—કે જેને એઓ બાળપણની સખી તરીકે પિછાને છે—સાથે એ સુખદુઃખની વાતો કરે છે. ચન્દ્રની પ્રેરણા પામી ગાતી માનવબાલિકાઓના સંગીતનો નાદ કાને પડતાંવેંત નાળિયેર અને સોપારીનાં વૃક્ષો એમને રોમાંચિત થતાં અને પોતાનાં ઉન્નત મસ્તકો કિંચિત્ નમાવીને એ ગીતોના આલાપોનું પાન કરતાં દેખાય છે. ('જોગના ધોધનું પુનર્દર્શન')

સરોવરકાંઠાની ટેકરીઓ માનવીનો અવાજ સાંભળવાની જ રાહ જોતી હોય છે, ને જરાક સાદ સંભળાતાં "હા ! હા ! એ આવીએ ! એ આવીએ !" કહેતી જાણે દોડતી આવે છે. (જીવનનો આનંદ, પૃ. ૧૯૪). આ પરથી કાકાસાહેબે પ્રકૃતિ જોડે આગળના ગુજરાતના કોઈ પણ પ્રકૃતિનિરીક્ષકે ન કેળવેલી કે ન કલ્પેલી એવી આત્મીયતા કેળવી છે, કુટુંબિતા કેળવી છે, તેની પ્રતીતિ થશે. શ્રી ઉમાશંકર 'વિશ્વશાંતિ'માં લખે છે:–

વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવીઃ
પશુ છે, પંખી છે, પુષ્પો, વનોની છે વનસ્પતિ !

પરંતુ કાકાસાહેબને તો જાણે આટલી સૃષ્ટિ પણ નાની પડે છે, એટલે, ભૂગોળનાં તત્ત્વો જેટલી જ આત્મીયતા એમણે ખગોળનાં તત્ત્વો જોડે પણ કેળવી છે.

કાકાસાહેબને માનવીની પ્રકૃતિવિમુખતા ખૂબ સાલે છે. માનવી આંખ હોવા છતાં પ્રકૃતિની સુંદરતા તરફ દૃષ્ટિ કરતો નથી એથી એમને દુઃખ થાય છે એ વ્યક્ત કરતાં એઓ કહે છે: "કુદરતનુ દર્શન ગમે તે સ્થિતિમાં આહ્લાદક હોય છે. પણ રોજના ધંધામાં ફસાયેલો માણસ એ તરફ ધ્યાન આપતો જ નથી... માણસને એનો રોજનો નીરસ વ્યવહાર એટલો બધો વહાલો છે કે, એની આગળ ગમે તેટલી ઉચ્ચ અને ઉદાત્ત વસ્તુ જતી કરવા એ તૈયાર થાય છે." (જીવનનો આનંદ, પૃ ૩–૪). અન્ય સ્થળે એઓ કહે છે કે "માનવજાત એટલી બધી પ્રકૃતિવિમુખ થઈ ગઈ છે કે એને માટે કુદરતી સુંદરતા એ પારકી ભાષા જેટલી જ અપરિચિત છે." પરંતુ કયારેક નજર સામે સુંદર પ્રાકૃતિક દૃશ્ય હોય છતાં માણસ ન જુએ, ત્યારે એમને માનવી સામે પ્રબળ ચીડ ચડે છે. ખંડાળા ઘાટ આગળથી પસાર થવા છતાં એ ઘાટની સુંદરતા તરફ બેધ્યાન માણસો માટે એઓ કહે છે: "આપણે એ વિશ્વરૂપ દર્શનની અવજ્ઞા કરીએ છીએ, એટલું સ્મરણ પણ રેલના મુસાફરોને થતું નથી. કુદરત પ્રત્યે અલિપ્ત અનાસક્ત ભાવ કેળવી, એ લોકોને બહાર જોયા વગર બીડી પીતા, તડાકા મારતા કે કેક બિસ્કિટ ચેવડો ખાતા જોઈને એવી તો ચીડ ચઢે છે કે એકે એકને ઊંચકીને એ પહાડને ચરણે ફેંકી દેવાનુ મન થાય છે. બહાર ડોકિયું કાઢી જો એ વિશાળ દૃશ્યનુ માણસ પાન કરે તો, શુ એને અપચો થવાનો હતો, આંખો પાકી જવાની હતી કે ઝાંખી પડવાની હતી !" સાચા પ્રકૃતિના ભક્તથી પોતાના ઇષ્ટ દેવતાની અવગણના સહન ન થાય, ને તેથી તેનો આવો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠે એ સ્વાભાવિક છે. છતાં, આ ચીડ

ટકે છે તો એક ક્ષણભર જ, તરત જ બીજાની ટીકા કરતા જતાં એઓ આત્મનિરીક્ષણ કરે છે, ને પોતાને માટે કહે છે "પણ એના પર ચિડાતા પહેલા મારે વિચાર કરવો જોઈએ કે આવડું વિશાળ આકાશ માથે તણાયુ હોવા છતા હુ કયા ગદ્‌ગદ્ ફડે અને સજલ નેત્ર એનુ દર્શન કરુ છુ ?" (જીવનનો આનદ પૃ ૧૪૯) એક બાજુ પ્રકૃતિની સુદરતા પ્રત્યે એ માન વીને કા તો બેદરકાર કે અવજ્ઞા કરતો જુએ છે તો બીજી બાજુ, માનવી પોતાનામા બુદ્ધિ છે, તેથી કઈક ગર્વથી, કંઈક શ્રેષ્ઠતાની ભાવનાથી વૈજ્ઞાનિક સાધનોની મદદ લઈને પ્રકૃતિ પાસે જાય છે, તે નિષ્ફળ જ જવાનો છે, એવી એમને પૂરેપૂરી ખાતરી છે, એથી એઓ કહે છે "अणोरणीयान् महतो महीयान् એવુ આ અતર્ક્ય વિશ્વ છે એક બાજુ દૂરદર્શક યત્રની મદદથી, અને બીજી બાજુ સૂક્ષ્મદર્શક યત્રની સહાયથી તમારા ચર્મચક્ષુની શક્તિ ગમે એટલી વધારી દો, આ વિશ્વનો છેડો તમારા હાથમા આવવાનો નથી." (પૃ ૯૬) વળી, કાકાસાહેબ તો માને છે કે, પ્રકૃતિ માટેનો પ્રેમ હૃદયમાથી સ્ફુરવો જોઈએ, એમા અભ્યાસીની વૃત્તિ નહિ, પણ ભક્તિભાવ હોવો જોઈએ, ને આથી જ રોજ તારા જોઈ એની ઉદયાસ્તની નોધ લેતા, પોતાને, અને એક અબોધ ગામડાના છોકરાની તારાઓ પ્રત્યેની મા જેવી ભક્તિ જોઈ કાકાસાહેબ પ્રશ્ન પૂછે છે, "ખરો કવિ કોણ ? એ અબોધ પ્રાકૃતિક બાળક કે સસ્કારના ભાનથી ભારે થયેલો માર જેવો તારાપ્રેમી ?" (પૃ ૧૩૧) અને આ પરથી કાકાસાહેબ પ્રકૃતિ જોડેનુ માનવીનુ જેટલે અશે તાદાત્મ્ય, તેટલે અશે એ સસ્કારી એવી સસ્કારિતાની વ્યાખ્યા તારવીને કહે છે "થોડાક તારાઓને પણ જે ઓળખી ન શકે તે માણસ સસ્કારી નથી" (પૃ ૧૩૨)

પ્રકૃતિવિમુખતા, એ આ જડવાદનો વારસો છે યત્રવાદની આપણને મળેલી લહાણ છે, ને યત્રવાદ કે જડવાદ માનવીને પશુવત્ બનાવે છે, એ કાકાસાહેબના વક્તવ્ય જોડે સૌ સમત થશે આમ હોવાથી જ્યારે જ્યારે પ્રકૃતિનુ સૌદર્ય અને માનવસર્જિત સુદરતા વચ્ચે પસદગી કરવાની આવે છે, ત્યારે, એમની પસદગી પ્રાકૃતિક સૌદર્ય તરફ જ ઢળે છે ખાસ તાજમહાલને જોવા ગયા, ત્યારે એક બાજુ તાજમહાલ હતો ને બીજી બાજુ સૂર્યાસ્ત થતો, તે સમયની પોતાની મનોદશા દર્શાવતા એઓ કહે છે, "જતી વખતે તો સાર સહજભાવથી તાજમહાલ જોવા ગયો જેમ જેમ નજીક ગયો તેમ તેમ મનમા તાજમહાલના વિચાર આવવાને બદલે અસ્તમાન સૂર્યનારાયણના સુવર્ણકિરણ તરફ અને રવિબિમ્બના મદ સૌમ્ય પ્રવાહ તરફ જ ચિત્ત ચોટયુ હતુ ઠેકઠેકાણે પથરાયેલા માટીના મોટા મોટા સૌદર્ય-

શૂન્ય હવાઓ, અને જાણે પોતાનુ કંઈ ખોવાઈ ગયુ હોય તેમ એ ટેકરીઓ વચ્ચે વિમનસ્કપણે ફરતો પવન, એ બન્ને તરફ પણ મારુ લક્ષ ખેચાયુ, છતા તાજમહાલનો વિચાર સરખો પણ ન આવ્યો તાજમહાલ તો છે જ" (પૃ ૫૫૪) કાકાસાહેબના પ્રકૃતિદર્શનની જે વિશેષતા છે, તે આ જ છે એમને સ્થાને બીજો કોઈ હોય તો એમ કહે કે સૂર્યાસ્ત તો છે જ, પણ તાજમહાલ જોવા આવ્યો છુ તો તાજમહાલ જ જોઈ લઉ

કાકાસાહેબ પ્રકૃતિ પાસે ભક્તિભાવે જાય છે માનવીનું અહમ્ લઈને નહિ કુદરતનુ દર્શન એમને મા ગીતાવાચન જેટલુ જ ધાર્મિક કાર્ય છે ગીતા દ્વારા જેમ પરમાત્માના વિરાટ તત્ત્વની ઝાખી થાય છે, તેની જ રીતે પ્રકૃતિમા પણ એમને પરમાત્માનુ વિશ્વરૂપદર્શન થાય છે એમના દક્ષિણ હિન્દના પ્રવાસમા ભુવનગિરિ આગળથી પસાર થતા ગીતાપાઠનો સમય હતો, તો બીજી બાજુ ભુવનગિરિનુ મનોરમ દર્શન હતુ એમાથી એકની પસદગી કરવાની હતી ઘણી વાર સુધી એમના મનની દ્વિધાવૃત્તિ કાયમ રહી પણ પછી ગીતાએ જ એમને બોધ આપ્યો કે "पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश ' ને એમને સમજાયુ કે 'ભુવનગિરિ પણ વિશ્વ રૂપની જ એક વિભૂતિ છે' ને 'ભુવનગિરિ જોવામા ગીતાધ્યાનનો દ્રોહ ન હતો, પણ એનો વિનિયોગ જ હતો" (પૃ ૧૯૭) આ પ્રમાણે કાકાસાહેબ માત્ર કલાદૃષ્ટિથી જ પ્રકૃતિનુ નિરીક્ષણ કરતા નથી પણ ધર્મદૃષ્ટિએ નિહાળે છે નદીઓ એ એમને ઈશ્વર નહિ પણ ઈશ્વરનુ ભાન કરાવનારી હોવાથી ગુરુ જેવી જ વદ્ય ને પૂજની લાગે છે તે આથી જ

એઓ કુદરતના દર્શનથી જે નિરનિરાળા ભાવો જન્મે છે ને એ ભાવોનુ સક્રમણ શી રીતે થતુ જાય છે, તે જણાવતા કહે છે કે, "નિસર્ગ-યાત્રાથી કુતૂહલ જાગૃત થાય છે, તેમાથી અદ્ભુતતા જન્મ લે છે અને તે સારી રીતે એકઠી થતા એકાએક ભક્તિનો ઉમળકો બહાર પડે છે" (જી આ, પૃ ૨૮૦)

જેમ ભક્તને ઈશ્વરની એકેએક નાનીમોટી વાતમા, ભગવાન વિશેની ઝીણામા ઝીણી તેમ જ ભવ્યમા ભવ્ય લીલામા જીવન્ત રસ હોય છે, તેવો રસ એમને છે એઓ કહે છે, "કુદરતનુ દર્શન ગમે તે સ્થિતિમા આહ્લાદક હોય છે, કુદરતનુ એકે દર્શન એવુ નથી કે જેમા મને રસ ન પડતો હોય" ને એથી જ, એમણે કુદરતના જે જે વિષયો પર લખ્યુ છે, તેની પર માત્ર એક દૃષ્ટિ જ ફેરવતા એની પ્રતીતિ થશે એમના પ્રકૃતિ

દશ્યોમાં એક બાજુ અનેક બ્રહ્માંડો જેમાં ભર્યાં છે, એવું આકાશ, સાગર અને હિમાલય છે, તો બીજી બાજુ છે મધ્યાહ્નનો તડકો, કાદવ, મી ..કુ બોલતું પક્ષી, રેતીમાં પડેલાં પગલાં, ચિચવડ આગળ સાગર કિનારે મળતા પથરા તથા તેના રંગો, મેઘલી રાત, ચામાચીડિયાં, પરોઢિયું અને વાદળાં વિષયની આ વિવિધતા, આપણા પ્રકૃતિકવિ નરસિંહરાવની પ્રકૃતિ કવિતામાં સાગર, ગિરિ, કોયલ વગેરે વારંવાર ફરી ફરી અથડાતા મર્યાદિત વિષયો કરતાં મોટી છે ભક્તને જેમ ઈશ્વરના કોઈ પણ રૂપમાં અસુંદરતા દેખાતી નથી, ને એને બધાં જ રૂપો મહિમા ગાવા પ્રેરે છે, તેવું જ કાકાસાહેબને પ્રકૃતિનું એકેએક દર્શન કુદરતની સુંદરતાનું મહિમાગાન કરવા પ્રેરે છે એઓ કહે છે "કુદરતના કીમિયાથી માણસ કવિ બને એમાં આશ્ચર્ય નથી એમાં અજુગતું પણ કશું નથી વળી ભક્ત જેમ એના અનન્ય ભક્તિભાવથી, સામાન્ય માનવી ઈશ્વરનો જે મહિમા જોઈ શકતો નથી, તે એ જોઈ શકે છે, ને તેવું જ કાકાસાહેબનું છે કુદરતનાં જે દશ્યો સામાન્ય માનવીને સુંદરતા વિહોણાં લાગે છે, જેમાં સુંદરતા હોઈ શકે જ નહિ એમ એ માને છે તેમાં ખરેખર અદ્ભુત સૌંદર્ય રહેલું છે, તે એઓ જોઈ શક્યા છે એ રીતે કાકાસાહેબને આપણે અજોડ સૌંદર્ય દ્રષ્ટા કહી શકીએ કાદવમાં ? બપોરના તડકામાં સુંદરતા છે, એ કાકાસાહેબે એમના 'મધ્યાહ્નનું કાવ્ય' ને 'કાદવનું કાવ્ય' એ બે લેખો દ્વારા સાબિત કરી બતાવ્યું છે આપણે એ સુંદરતા જોઈ શક્યા ન હતા તેવી જ રીતે, વળી કાકાસાહેબનો 'પગ્ગાની લિપિ' એ નામક લેખ દર્શાવે છે કે, આપણને ચક્ષુ હોવા છતાં આપણે જોતા નથી પગલામાં ઇતિહાસ રહેલો છે, એ કાકાસાહેબે દર્શાવ્યું આ પ્રમાણે કુદરતનું દર્શન માનવીની બુદ્ધિને કેવી રીતે ખીલવી શકે તે કાકાસાહેબે બતાવી આપ્યું છે

પ્રકૃતિદર્શન કાકાસાહેબને ચિન્તન તરફ દોરી જાય છે આ ચિન્તન ક્યારેક આત્મપૃથક્કરણનું રૂપ લે છે, તો ક્યારેક એઓ પ્રકૃતિના દર્શન પરથી જન્મતું ચિન્તનકટાક્ષનું રૂપ લે છે આશ્રમના વિદ્યાર્થીઓ માટે શખલા વીણવાની એમને ઇચ્છા થતા એઓ એ ઇચ્છાનું પૃથક્કરણ કરતા કહે છે "માયા પ્રવેશ કરે છે ત્યારે પરોપકારનું રૂપ ધારણ કરીને જ આપણી આગળ ઊભી થાય છે માયા જો માયાવી ન હોય તો બીજું કોણ હોઈ શકે ? માયાની શરૂઆત હમેશાં મીઠી હોય છે પણ એના પરિણામ માઠાં આવે છે

કાગડાઓની બોલી સર્વત્ર એક સરખી જ હોય છે, એ પરથી ભાષા ખીલવીને માનવીએ શુ કર્યું તેના વિચાર એમને આવે છે, ને માનવીની અવદશા સચોટ શબ્દોમા વ્યક્ત કરતા એઓ કહે છે, "ભાષા ખીલવીને માણસ શુ કમાયો ? પ્રગતિનો રોગ પોતાને વળગાડી લેવા સિવાય બીજું તેણે કશુ કર્યું નથી" કાકાસાહેબ જણાવે છે કે "દર્શન વગર શ્રવણ-મનન અધરું હોય છે, અને અધૂરુ રહે છે" એ એમને પોતાને માટે સાચુ છે, કારણ ક એમનુ મનન કે ચિન્તન છે તે દર્શનજન્ય છે

મનન કે ચિન્તન હોવા છતા, કાકાસાહેબનુ કુદરત પ્રત્યેનુ વલણ તો લાગણીપ્રધાન, ભક્તનુ જ છે કુદરતને જોતા એમના હૃદયની ઊર્મિઓ દ્વિગુણિત વેગથી ઊછળે છે, ને ચિતન તો એમના લખાણમા ક્યાક ક્યાક જ દૃષ્ટિએ પડે છે, પણ ઊર્મિઉછાળ તો સર્વત્ર દેખાય છે એમાનુ એક જ દૃષ્ટાન્ત લઈ એ: "મોજા અમને કહે, 'આવો આવો, આટલે દૂરથી શુ નિહાળો છો ? તમે કાઈ પરાયા નથી પાસે આવો, મોજ માણો, હસો અને કૂદો. આ ક્ષણ અને અનન્ત કાળ વચ્ચે કશો ભેદ નથી ચાલો આવો". (પૃ ૧૮૦) "થોભો, થોભો ! આ દીવાલ પરથી વૃશ્ચિક ઉપર આવે છે. અનુરાધા તો પૂરી ઉપર આવી વૃશ્ચિકના પેટમાથી પ્રવાલ જેવો ચળકતો પારિજાત પણ ડોકિયુ કરે છે, પણ ઊગતા વૃશ્ચિકનુ દર્શન કોણ કરે ?" (પૃ ૧૧૪) આ ઊર્મિશીલતા, એ જ સાબિત કરે છે, કે ભલે દર્શન ચિન્તનમા પરિણમે, પણ એમનુ હૃદય તો સાચા ભક્તનુ છે ને બુદ્ધિ કરતાયે એમણે લાગણીને જ પૂરપાટે વહેવા દીધી છે

ભક્ત જેમ ભગવાનને સમજવા ભગવાનમા માનવભાવનુ આરોપણ કરે છે, તેમ કાકાસાહેબ પણ પ્રકૃતિમા માનવભાવનુ આરોપણ કરે છે આ માનવભાવના આરોપણથી જ, એઓ તારાઓ ને ગ્રહો ઉપગ્રહોના વિરાટ-દર્શનને રમ્ય બનાવી શક્યા છે એમની પશ્ચિમ દિશા પોતે તાપતપ્ત દુનિયાને આનંદ આપનાર રાણી છે એમ માની અભિમાન કરે છે, પણ કાકાસાહેબ કહે છે કે જે દિવસે એને ખબર પડશે કે એ આરાધનાની તરસી ભિખારણ છે, તે દિવસે એનો ઉલ્લાસ વિલીન થશે એમનો ચન્દ્ર તાડનુ મોટુ પર્ણચક્ર મોઢા આગળ રાખી હસે છે. નાળિયેરી પોતાના પાદડાના ઉઝરડા ચન્દ્રના ગાલ પર ખેચી બતાવે છે સૂરજ અસખ્ય જીભો વડે તારાને ચાટી જાય છે. આ દૃષ્ટાન્તો પરથી, કાકાસાહેબના પ્રકૃતિદર્શનમા, જીવતતા શાથી લાગે છે, તે સમજાશે. ભક્ત ભગવાનમા માનવતાનુ આરોપણ કરી પ્રભુને

માનવીની નિકટ લાવી મૂકે છે, તેવી જ રીતે કાકાસાહેબ પણ પ્રકૃતિને આપણી નજીક લાવી, એ ને આપણે જુદા નથી, એમ પ્રતિપાદિત કરે છે.

એઓ કહે છે: "સ્વદેશભક્તિ એટલે સ્વજન સેવા, સ્વદેશમા રહેતા લોકોની સેવા એ હું જાણુ છુ છતા હિન્દુસ્તાનની કેવળ ભૂમિ પ્રત્યે સ્વતંત્ર આકર્ષણ ઓછુ નથી મારા દેશનો મોટામા મોટો ભાગ એક સામટો જ્યારે નજરતળે આવે છે ત્યારે હૈયુ ફુલાય છે ...ગિરિઆરોહણ પણ જન્મભૂમિની ઉપાસનાની એક ઉત્તમ સાધના છે "

એક સ્થળે એઓ કહે છે. "જેમ જેમ હું પ્રવાસ કરુ છુ અને અભિમાન અને પ્રેમથી હૃદય ભરાઈ જાય એવા દૃશ્યો જોઉં છુ તેમ તેમ એક વાત મને અસ્વસ્થ કર્યા જ કરે છે, આવડો સુદર ને ભવ્ય આ દેશ પરતંત્ર છે તેને માટે હું જવાબદાર છુ પારતંત્ર્યનુ લાંછન કપાળે લઈને હુ અદ્ભુત રમ્ય દેશની ભક્તિ પણ શી રીતે કરુ, એમ મને લાગી આવે છે આ દેશ મારો જ છે એમ શુ મારાથી માની શકાય ખરુ કે? મારુ સર્વસ્વ દેશ પાસેથી જ મને મળ્યુ છે, પણ આ દેશ મારો છે એમ માનવા યોગ્ય મે શુ કર્યું છે?...આ અસ્વસ્થતાને લીધે જ સ્વરાજ્યસંકલ્પ બળવાન બને છે, ને જેમ જેમ પ્રવાસ કરતો જાઉ છુ તેમ તેમ અગમા નવી શક્તિનો સચાર થતો લાગે છે " આ અવતરણ કાકાસાહેબનુ પ્રકૃતિ દર્શન એમની રાષ્ટ્રસેવાને વિઘ્નકર્તા નહિ પણ પરિપોષક બનતુ હોવાનુ પ્રગટ કરે છે

ગુજરાતનો સાચો પ્રકૃતિગાયક હોય, નિસર્ગકવિ હોય તો એ કાકાસાહેબ જ છે જેમ મેઘાણીએ લોકહૃદયમા પ્રવેશ કરી, લોકગીતોમા જે ધબકતા હતી, જે થનગનતુ ચેતન હતુ તે આપણને દેખાડયું, તેવી જ રીતે કાકાસાહેબે પ્રકૃતિના હૈયામા પ્રવેશી, એમા જે ચેતન ને કાવ્ય હતુ, તે એમણે દિવ્ય દૃષ્ટિ વડે જોયુ ને આપણને જોવા માટે એ દિવ્ય દૃષ્ટિ આપી, વાણી દ્વારા ચખાડયું છે આપણે એ બદલ એમના ઓછા ઋણી નથી

## 'દેવોનું કાવ્ય'ના ગદ્યકવિ

છોટુભાઈ સુથાર

રામાયણ અને મહાભારત આપણા મહાકાવ્યો છે એ બન્નેના શ્રવણ, મનન કે રસપાન કરતા કદી અભાવો જન્મતો નથી સામાન્ય મનુષ્યોથી માંડી વિદ્વાનો સુધીની સઘળી કક્ષાના માનવીઓ ચિત્તશાંતિનો ખોરાક એમાંથી મેળવતા રહ્યે છે સ્થિર સપાટીવાળા સરોવરમા કાકરી પડતા જેમ વમળ પેદા થાય છે તેમ કોઈકોઈ વાર આ ગ્રન્થોનુ આસ્વાદન કરતા કરતા માનવીમનમા એકાદ બે લહરીઓ પેદા થાય છે, પણ યથોચિત વ્યગ્રતાના અભાવે તે ક્ષણિક બની કિનારે પહોચતા પહેલા જ શમી જાય છે એથી ઊલટુ, વિલક્ષણ મનીષીના મનમા પેદા થયેલી આવી લહરી મંદ ન પડતા કંપનનુ વિશિષ્ટ રૂપ ધારણ કરે છે, અને ત્યારે સામાન્ય માનવીના દિલમા પડઘો પાડે અને એના ચિત્તનુ સમાધાન કરે એવુ કાવ્ય સરિતાનુ રૂપ ધારણ કરી એ વહેવા માંડે છે

રામાયણની જ વાત લઈએ રામ અને સીતાની સાથે લક્ષ્મણ પણ વનમા જાય છે એ વનવાસ પણ ચૌદ વરસની લાબી અવધિનો છે સીતાજીને રામ વિના એકલુ રહેવુ ઠીક ન લાગ્યુ, તેથી એ પતિની સાથે વનમા ગયા લક્ષ્મણને રામ વિના કશુ જ પ્રિય ન હતુ '**मोरे सबइ एक तुम स्वामी** – આપ જ મારુ સર્વસ્વ છો એવી દલીલ કરી **कृपासिंधु परिहरि कि सोई** – હે કૃપાસિંધુ એવો (હુ) ત્યાગને યોગ્ય છુ ?' એમ પ્રશ્નજિત બની લક્ષ્મણ પણ રામની સાથે વનમા ગયા અને પછી તો આખી કથા પૂરી થઈ એનુ રામાયણ બન્યુ. આમ છતાય લક્ષ્મણ સિવાય જેને બીજુ કશુ જ પ્રિય ન હતું એ લક્ષ્મણની ઊર્મિલાની વાત રામાયણમા ક્યાય આવતી નથી કવિવર રવિબાબુને આ અભાવ ખટક્યો અને એ મતલબે એમણે ટકોર કરી

સ્વનામ ધન્ય મૈથિલીશરણ ગુપ્ત દ્વારા એ અભાવની પૂર્તિ થઈ અને ભારતની જનતાને 'साकेत'નું સુંદર કથાકાવ્ય મળ્યું

આપણા જીવનના કાવ્યની વાત પણ આવી જ છે. જીવનમાં અનેક બાબતોની ઉપેક્ષા કરવામાં આવે છે, કોઈ જ્યારે આવી દુર્લક્ષ્યતા પ્રત્યે આપણું ધ્યાન દોરે છે ત્યારે આપણે એમને કવિ યા દ્રષ્ટા કહી નવાજીએ છીએ. જીવનમાં જેમ કાવ્યની જરૂર છે તેમ જ જ્ઞાન અને વિજ્ઞાનની પણ જરૂર છે. ચિત્તનો ખોરાક મેળવવામાં કાવ્ય જેટલી મદદ કરે છે, તેટલી જ મદદ વિજ્ઞાન પણ કરે છે. વિજ્ઞાનમાંથી આવો ખોરાક મેળવનારને તપસ્વી કહેવામાં કશો બાધા નથી. એવા તપસ્વીઓ દ્વારા પીરસાયેલું જ્ઞાન જનસાધારણનું મન ખુશ કરવામાં કારણભૂત બને છે અને એ રીતે જ્ઞાનાભાવની પૂર્તિમાં સહાયક નીવડે છે.

આ પ્રકારનો એક અતિ વિશિષ્ટ પ્રયોગ મહાભારતમાંયે પણ કર્યો છે. અર્જુનને કર્તવ્યનો મોહ થયો હતો. ક્ષાત્રધર્મનો સામાન્ય ઉપદેશ એને ગળે ન ઊતર્યો ત્યારે એને વિશ્વરૂપદર્શન કરાવવું પડ્યું. પાછળથી એ દર્શનજ્ઞાન આમ જનતાની સંપત્તિ બની ગયું.

આજે આપણે અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરીએ છીએ, એ બધા દ્વારા યા એમાંના કોઈ એક દ્વારા આપણા હૃદયમાં જાગેલા અસમાધાનનો આપણે ઉકેલ મેળવી શકીએ છીએ ખરા? આપણી બુદ્ધિને તૃપ્ત કરે, આપણી રસવૃત્તિને પોષક બને અને વિશ્વમાંના સનાતન તત્ત્વને આપણે સમજી શકીએ એવું કોઈ શાસ્ત્ર છે ખરું? એવા જ્ઞાનસાગરમાં અવગાહન કરવાથી આપણું હૃદયાકાશ સ્વચ્છ તેમ જ ઉન્નત થઈ પાપવૃત્તિનો ઉચ્છેદ થવાની વકી છે ખરી?

પંડિતો અને જ્ઞાનીઓ આ માટે ખગોળવિજ્ઞાનનું શરણું સ્વીકારવા સૂચવે છે. ખગોળવિદ્યા અને જીવનવિદ્યા એ બે એવી વિદ્યાઓ છે કે જે દ્વારા મનુષ્ય अणोरणीयान् અને महतो महीयान्‌નું સ્વરૂપ અને અતિ ભવ્ય દર્શન કરી શકે છે. તેથી જ આકાશદર્શન યા વિશ્વરૂપદર્શન ગ્રંથના કારની સૃષ્ટિનું આવશ્યક અંગ બન્યું છે.

જીવ અને જીવન સાથે આપણો સીધો પરિચય છે. તેથી જીવવિદ્યાનું જ્ઞાન આપણને થોડેઘણે અંશે ભાવતું રહ્યું છે. પણ જેને પ્રત્યક્ષ જોવા સિવાય બીજી કોઈ રીતે સ્પર્શ કરી, સમજી શકીએ તેમ નથી એવા અતિ વિરાટ આકાશી જગતની વિદ્યા આપણને કોણ આપે? ગણપતજીની ઊર્મિ

લાની પેઠે એ વિષય પણ ઉપેક્ષિત થયા કર્યો વિદેશોમા ખગોળવિજ્ઞાનની ઉપાસના અગે મોટી વેધશાળાઓ બંધાઈ, જ્યારે આપણે ત્યા જૂના સમયમા બધાયેલી વેધશાળાઓ સુરક્ષિત ખડેરોનુ બિરદ પામવા લાગી અને તેથી વારસામા મળેલી જૂની ખગોળવિદ્યા પણ આપણે ભૂલવા માડ્યા જ્ઞાન-હ્રાસ એટલી હદ સુધી પહોચ્યો કે 'આકાશમા તારા, સૂરજ, ચદ્ર અને ગ્રહો છે' એ પૂરતુ જ આપણુ ખગોળજ્ઞાન મર્યાદિત બની ગયુ વ્રત અને જપતપ માટેના તિથિનિર્ણયોનુ કામ પચાગકારો પોતાની રીતે કર્યે જાય છે, પણ ભણેલા વર્ગમા અગ્રેજી તારીખોએ એવુ ઊડુ મૂળ નાખ્યુ કે સુશિક્ષિતો પણ ઉત્તરાયણ અને મકરસક્રાતિ જેવા વિશિષ્ટ તહેવારોની તો ઠીક પણ સામાન્ય તહેવારોના ખગોલીય મહત્ત્વની પણ ઉપેક્ષા કરવા લાગ્યા

એક બીજી રીતે પણ ખગોળજ્ઞાનનો ફેલાવો અટક્યો લેખાય. પ્રથમ વિશ્વયુદ્ધ સુધી મેટ્રિકની પરીક્ષામા 'ખગોળશાસ્ત્ર 'નો વિષય તરીકે અભ્યાસ કરાવવામા આવતો હતો બાદમા એનુ અધ્યયન બધ થયુ અને તેથી ભણેલા વર્ગની ખગોળશાસ્ત્ર પ્રત્યેની અભિરુચિ પણ ઓસરી ગઈ સમય જતા બહુ જ ઓછા માણસોને એનુ આકર્ષણ રહ્યુ અલબત્ત વિશ્વયુદ્ધના સમય દરમિયાન વેપારીઓ ધૂમ કમાયા અને તેથી ખગોળશાસ્ત્રને બદલે ફળજ્યોતિષ તરફ પ્રજા ઝૂકતી ગઈ જેથી મહારાજાઓને પણ આ ફાવતું આવ્યુ એમણે પણ ખગોળવેત્તા થવાને બદલે મુહૂર્તવાન થવા તરફ વિશેષ લક્ષ્ય આપ્યુ પરિણામે પચાગો દ્વારા થતી સેવાએ કજિયા અને મતમતાતરનુ રૂપ ધારણ કર્યું

વીસમી સદીના ત્રીજા દશકામા હરિજન આશ્રમ – સાબરમતીનુ કામ ગાધીજીની નિગેહબાની નીચે ક્રિયાત્મકરૂપે પ્રેરણાદાયી બન્યુ હતુ ગાધીજીને મળવા અનેક વિદ્વાનો આવતા હતા કેટલાક વિદ્વાનોને ગાધીજીએ પોતાના પ્રયોગોથી આકર્ષી આશ્રમમા રહેતા કરી દીધા હતા પૂ કાકાસાહેબ એમાના એક હતા એ પોતે સસ્કૃતના મોટા પડિત અને પાછા આકાશના રસિયા રહ્યા એટલે અને નક્ષત્રોના નિર્મળ તેજ જેવુ આશ્રમ જીવન જિવાતુ હોવાથી, એમને આકાશી દુનિયાની અને આપણી દુનિયાની એકાત્મતા, શબ્દ અને વાણી દ્વારા પ્રકટ કરવાનુ ગમ્યુ ઈ સ ૧૯૨૫ની સાલમા 'આશ્રમ સમાચાર' નામનુ હસ્તલિખિત સાપ્તાહિક આશ્રમમા પ્રકટ થતુ હતુ એ સામયિકમા વખતોવખત કાકાસાહેબ આકાશી નક્ષત્રો વિશે લખતા હતા ખાસ કરીને તો મુખ્ય મુખ્ય નક્ષત્રો વિશે સાહિત્યિક

ઢબે લખાતુ, પણ એ લખાણ એવુ રસિક રહેતુ કે ખગોળ અને આકાશના નામથી ભડકનારા પણ એ ચૂપચાપ વાચી જતા જે લોકો તારાઓનુ પ્રત્યક્ષ દર્શન કરવામા સક્રિય ભાગ લેતા હતા તેમને એ લેખો ઢળિયા ભાવા સાથે પચી જતા પણ જે લોકો ઢળિયા ફેકી દેનારા હતા તેમને પણ ભાવાની મીઠાશ એવી આકર્ષક લાગતી કે વાચતી વખતે નક્ષત્રોના નામની યાદગારી કરવા છતાય મૂળ વસ્તુની છાપ એમના મન પર પડયા વગર રહેતી

કાકાસાહેબે આ રીતે ભુલાઈ જતી ખગોળવિદ્યાને પોતાની વિશિષ્ટ ઢબે ગુજરાત સમક્ષ મૂકી પાછળથી તારા ઓળખવામા રસ લેનારની સખ્યા વધવા માડી અને ૧૯૩૦ની લડતના સમય દરમિયાન તો ઘણા જણ તારાઓના રસિયા બન્યા પછી આ યો કારાવાસનો જમાનો અગ્રેજ સરકાર લડત ચલાવનારાઓને જેલમા પૂર્યા, અને ત્યા જેલમા પણ તારાઓના રસિયાઓને ભેગા થવાનો લાભ મળ્યો કાકાસાહેબે એ અરસામા અનેકને આકાશી સમૃદ્ધિની મોહિની લગાડી, એટલુ જ નહિ પણ રાત્રિની સમૃદ્ધિના આ અદ્ભુત દેવકાવ્ય વિશે એમણે અનેક લેખ પણ લખ્યા ઈ સ ૧૯૩૦થી ૧૯૩૨ના સમય દરમિયાન ખગોળ સબધ એમણે જેટલુ લખ્યુ છે તેટલુ પાછળથી એ લખી શકયા નથી આ સમય જાગૃતિનો અને રાષ્ટ્ર પુનરુત્થાનનો હતો તેથી તેમજ અક્ષરદેહે અનેક જણ કાકાસાહેબનો પરિચય કરતા હતા તેથી આકાશી જ્ઞાન વિશે થોડુ ઘણુ જાણવાનો ઉમગ અનેક શિક્ષિતોના મનમા રહેતો હતો જેઓને તારાનુ પ્રત્યક્ષ દર્શનજ્ઞાન મળ્યુ હતુ એમનો એ ઉમગ કાયમ રહ્યો, પણ જેઓ માત્ર લેખો વાચી ઉમગતો ઉભરાવો વિસ્સારવા ઇચ્છતા હતા તેમનુ જ્ઞાન પોથીજ્ઞાનથી આગળ વધી ન શક્યુ કાકાસાહેબ ખુદ માને છે કે આકાશી સૃષ્ટિના જ્ઞાન માટે તારા-દર્શન આવશ્યક છે અને તેથી તારા પરિચયના લેખો સાથે એ માટેના ઉચિત ચિત્ર અપાવા જોઈએ પણ ચિત્ર યા ચિત્રકારના અભાવે એમાનુ કશુ બન્યુ નહિ એનો કાકાસાહેબને ખેદ રહ્યા કર્યો છે વર્ધાથી 'સર્વોદય' (હિન્દી) માસિક જ્યારે શરૂ થયુ ત્યારે એમા પણ એમણે આકાશી દેવો વિશેની લેખમાળા શરૂ કરી મને યાદ છે કે બે એક લેખ સચિત્ર પણ બનાવ્યા હતા, પણ પછી એ પ્રવૃત્તિ ત્યા જ અટકી ગઈ રાષ્ટ્રપ્રવૃત્તિના બીજા અગ વધતા ગયા, વિશેષે કરીને આજની નઈ તાલીમ કે જે તે વખતે પ્રયોગદશામા સુપ્ત પડી હતી તેને લઈને એ એમના આ પ્રિય વિષયને વધુ ન્યાય આપવાનો સમય કાઢી શકયા નહિ પછી તો કાર્યભાર ઉત્તરો

ત્તર એવો વધતો ચાલ્યો કે એમની પાસેથી ખગોળ વિશેના લખાણુ મળતા લગભગ બધ થઈ ગયા

એ જ અરસામા એક બીજી વાત પણ બની હતી ઈ સ ૧૯૩૦ના અરસામા શ્રી હરિહર ભટ્ટે નક્ષત્રોના પરિચય મળધે કુમારમા લેખમાળા લખેલી અને શ્રી ભોગીલાલ પટવાએ ઈ સ ૧૯૩૧મા આકાશદર્શન નામનુ પુસ્તક પ્રકટ કર્યું હતુ આ બને લખાણો સચિત્ર હોવાથી કાકાસાહેબના લેખો ગૂજરાતમા ખૂબ જ આવકારાયા શ્રી પટવાનુ પુસ્તક અનેકને પ્રેરણાદાયી બન્યુ વળી એ અરસામા ખગોળના થોડા મરાઠી પુસ્તકો પણ પ્રકટ થયેલા, જે પૈકી 'રાત્રિની બે ઘડીની મોજ (ગૂજરાતી) ત્યારે વધુ પ્રસિદ્ધિમા આવ્યુ

ઉપર્યુક્ત ત્રણે મુરબ્બીઓ દ્વારા જે ખગોળનો પાયો નખાયો તેની ઉપર જ છેવટે ઈ સ ૧૯૪૫મા તારક મડળ – આણદ નામની ખગોળ મસ્થા ઊભી થઈ એ મસ્થાએ જે કામગીરી બજાવી છે તે વિશે ઘણા જાણે છે એટલે એની વધુ વાત અહીં અપ્રસ્તુત લેખાશે

લબાણપૂર્વકની આ ખગોળગાથા પછી થોડુ ખગોળ અવગાહન પણ કરીએ

વાર્તા હમેશ રમ્ય લાગે છે કાવ્ય રસિક લાગે છે, પણ ગણિત તેવુ રમ્ય કે રસિક લાગતુ નથી ખગોળગણિતને તો વળી સાવ શુષ્ક લેખવામા આવે છે આમ બનવાનુ કારણ સમજવુ કઠણ નથી સામાન્ય પ્રજા જ્યા સુધી કોઈ વિષયમા રસ ન લે ત્યા સુધી એ વિષયની ઉપેક્ષા જ થવાની પણ ઉપેક્ષિત વિષયને કોઈ રસિક રીતે રજૂ કરે ત્યારે એના મળધેની કલ્પના જ બદલાઈ જાય છે

'આ ગુરુ છે અને પેલો શુક્ર છે એમ કહેવામા સત્યનો કશો લોપ થતો નથી પણ આકાશદર્શન કરનાર એટલુ જોઈ સમજી વધુ રસિકતા યા તૃપ્તિ પામતો નથી પણ 'હીરાને મળવા મોતી આવ્યો છે' એના યા સુરગુરુ પૂર્વમા છે અને અસુર ગુરુ પશ્ચિમમા ચળકે છે' એના અનુબધિત જ્ઞાનદર્શન દ્વારા ગુરુ શુક્રની ઓળખ કરાવવામાં આવે તો તેની અસર ચિરસ્થાયી બને છે પણ આવુ કામ લોકમાનસ સમજનાર સમર્થ ગદ્યસ્વામી વિના બીજા કોનાથી બને ? ગૂજરાતીમા ગદ્યસ્વામીઓ અનેક છે પણ પ્રવાહી શૈલીમા મધુરતા અને વિશદતાનુ મિશ્રણ કરી કઠિન વિષયોને સામાન્ય મનુષ્ય સમજે એ રીતે લખનારા ગદ્યસ્વામીઓ બહુ ઓછા છે રખડીને

શકીએ. શિયાળાની દીર્ઘ રાત્રિએ આઠ વાગ્યે અને સવારે ચારપાંચ વાગ્યે જ્યારે વ્યવહારના કામમાંથી આપણે મુક્ત હોઈએ છીએ ત્યારે એ આકાશ તરફ જોઈશું તો પૃથ્વી પર જેની આપણને કલ્પના ન થાય એવા જાત-જાતના આનંદો મળશે.'

ગૂજરાતમાં તારાદર્શન માટેની જે ભૂમિકા તૈયાર થઈ છે એનું શ્રેય કાકાસાહેબને જ છે એમ કહું તો એમાં કશી અતિશયોક્તિ નથી. રવિશંકર મહારાજ અને બીજા લોકસેવકો પાસેથી પણ આ જ વાત જાણવા મળી છે. પ્રકૃતિનું સહેતુક નિરીક્ષણ કરાવનાર કાકાસાહેબ પૃથ્વી પરથી આપણને જ્યારે આકાશમાં લઈ જાય છે ત્યારે એમના મુક્તવિહારનો આપણને સહેજે લાભ મળી જાય છે. અનંત પથના યાત્રીઓને જોઈ એમના અક્ષય યૌવન માટે આપણને આનંદ અને ઈર્ષ્યા થાય એટલી હદે કાકાસાહેબ દ્વારા એમની પ્રશસ્તિ થાય છે. એ બાબત આપણને તારાભિમુખ કરાવનારી થવી જોઈએ એમ હું ઇચ્છું છું. 'સંગીત સાંભળવામાં જે આનંદ છે, બુદ્ધિબળ અજમાવવામાં જે એકાગ્રતા કેળવાય છે, મોટી નવલકથાનુ અટપટું કથાનક જાળવવામાં જે તલ્લીનતા અનુભવાય છે તે બધુ આ તારાનિરીક્ષણમાં આપણને સહેજે મળે છે. આંખોને માટે એના કરતાં વધારે પૌષ્ટિક ખોરાક નથી.' વગેરે કહી, અંતે 'થોડાક તારાઓને પણ જે ઓળખી ન શકે તે માણસ સંસ્કારી નથી.' એમ દર્શાવી કાકાસાહેબ આપણને ખરેખર મર્માળો મીઠો ચાબખો જ મારે છે. જો કે તે સાથે, સહેજ માર્ગદર્શન કરાવતા હોય તેમ મીઠો ઉપાલંભ પણ આપે છે: 'નવલખ તારાની નામાવળી કોઈ આપણી પાસે માગતું નથી, પણ સવાર સાંજ બારે માસ જે તારાઓ ફરી ફરી દર્શન દે છે, જેમને સાક્ષી રાખી આપણાં બધાં સગાંવહાલાંઓ પરણે છે, જેમને જોઈ ને ખેડૂતો વાવણી અને લણણી કરે છે, જેમના હિસાબથી મુસાફરો રાત્રે દિશા નક્કી કરે છે, જેમની મદદથી અજાણ્યા મુલકમા પણ મોટી મોટી ફોજો અચૂક રસ્તો કાઢે છે, અને જેમના પરથી રાત્રે કેટલા વાગ્યા છે એ પણ આપણે થોડીક મહેનતથી નક્કી કરી શકીએ છીએ તે મોટામોટા તારાઓનાં વીસપચીસ નામોની પણ આપણને ખબર ન હોય!' એમ સૂચવી આપણી સંસ્કારિતાનુ ઊંડાણ તપાસવા આપણને પ્રેરે છે.

જેમની જ્યોતિ મ્લાન થતી લાગતી નથી એવા તેજસ્વિતા અને પ્રફુલ્લતાના પ્રતીક સમા તારાઓની અપરિસમાપ્ત લીલા વિશે કાકાસાહેબે જે જ્ઞાનપ્રકાશ આપણને આપ્યો છે તે તારાઓના તેજ જેવો દીપ્તિમાન હોઈ

નિસર્ગનો આનંદ પામી 'જીવનનો આનંદ' પ્રકટ કરનાર કાકાસાહેબ આવા ગદ્યસ્વામીઓમાં અગ્રસ્થાને છે.

કાકાસાહેબે રસ ઝરતી બાનીમાં ખગોળવર્ણન કર્યું છે માટે હું આવો પક્ષપાત કરું છું એમ રખે કોઈ માને. અંગ્રેજીમાં ખગોળસાહિત્ય પર અનેક જનસુલભ (Popular) પુસ્તકો લખાયેલા છે, પણ એ બધા રસપ્રદ છે એવું નથી. આમ છતાંય સર જેમ્સ જીન્સના પુસ્તકો જેમણે વાંચ્યા છે તેમણે કબૂલ કર્યું છે કે એના લખાણમાંથી કાવ્યાનંદ (તારાનંદ)ની જે નિષ્પત્તિ થાય છે તેવી બીજા ખગોળ લેખકોના લેખો દ્વારા થતી નથી. ભાષાની આ ભક્તિ-શક્તિને કારણે જ સર જેમ્સ જીન્સને અંગ્રેજીના છ સમર્થ ગદ્યસ્વામીઓ પૈકીના એક ગણવામાં આવે છે.

વસ્તુને જોવી એક બાબત છે અને તેનું અનેક રીતે યથોચિત વર્ણન કરવું એ અન્ય બાબત છે. આકાશમાં વૃશ્ચિક હોય છે ત્યારે મૃગ હોતું નથી, મૃગ આથમે છે ત્યારે જ વૃશ્ચિકનો ઉદય થાય છે. આ પ્રસંગનો ઉલ્લેખ કાકાસાહેબ આમ કરે છે: 'મૃગલાને વીંછીનો ડંખ લાગ્યો. એટલે બિચારું અલોપ થયું છે. આખી રાત ઉજાગરો કરીએ તોય દેખા દે નહિ. લોક કહે છે કે મૃગ નક્ષત્ર બેઠું છે. હવે ચૌદ દિવસ સુધી સૂર્યનારાયણ એ ઘાયલ મૃગની સાથે જ ફરવાના અને સૂર્યસ્નાનથી એને સાજું કરવાના.' થોડામાં અને તે પણ સાદા સીધા શબ્દોમાં, ઘાયલમૃગની મોટી કથાનો કેવો નાનો પણ અતિ રસિક સંક્ષેપ! ઘાયલમૃગને સૂર્યસ્નાનથી સાજું કરવાની કાકાસાહેબની કલ્પના તો અતિ મનોહર છે.

સપ્તર્ષિ નામ સૌને પરિચિત છે, પણ એનું દર્શન કરી એની યથોચિત આકૃતિ શાની છે એ બહુ જ ઓછા કહી શકતા. સપ્તર્ષિને માચી કહેવામાં આવે છે, એ એનું એક કલ્પનાચિત્ર થયું. નાગ, પતંગ, ખલાસી, હાથી અને ખારવો એવા સપ્તર્ષિના વિવિધ ઉપમાચિત્રો તો યથાર્થ રીતે કાકાસાહેબની પાસેથી જ મળે. સૂર્ય અને બુધ વિશેનાં એમનાં વર્ણન તો રાજનીતિશાસ્ત્રની વાત જેવા લાગે. એક નમૂનો લઈએ: 'બુધ તો સૂર્યનારાયણનો અંતેવાસી યા પ્રાઇવેટ સેક્રેટરી છે. સૂર્યથી બહુ દૂર કોઈ કાળે જાય જ નહિ. બુધ સૂર્યને પોતાની પૂંઠ બતાવતો નથી. જરાક જરાક જમણું કે ડાબું પડખું બતાવે ખરો... આ કવિતા બુધનું ભેજ ફરી ગયું છે એ સાંભળતાં કેવું લાગે છે!' કોઈ કોઈ વાર તો કાકાસાહેબ એવું અમદય્ય પીરસી દે છે કે આપણે એની મિષ્ટતાનો સ્વાદ મોડે સુધી લીધા કરીએ.

શનિની દશા બેસે છે એવું ફળજ્યોતિષી માને છે કાકાસાહેબ જ્યારે લખે કે વૃશ્ચિકને માથે હાલ શનિશ્ચર બિરાજે છે, ત્યારે કેવી કૌતુકમય વિચાર સામગ્રી પીરસાઈ જાય છે એનો ખ્યાલ તો વૃશ્ચિકના દર્શન કરનારને જ વિશેષે આવે ઘડીભર તો વિરાટ વૃશ્ચિકની દયા પણ આવે! પણ કાકાસાહેબ એ માટે થોડું જ થોભવાના છે! એમને તો કોઈ લટકતા તારાને કોઈનો કલ્હાર બનાવવાની ઉતાવળ છે યા કોઈ એકલ તારાને તપસ્યારત યોગીનું બિરુદ આપવા પહોચી જવું છે રૂપરંગના સામ્રાજ્યમા તારાઓની લાલાશ અને ભૂરાશ કાકાસાહેબ પાસેથી જે ઉદ્‌ગાર કઢાવે છે તે કાવ્યાનંદ સમા હોય છે આવો, થોડા સહભાગી થઈએ 'શુક્ર એટલે ધોળો, તેજસ્વી પણ સવારે ઊગતી વખતે આપણા વાતાવરણને લીધે તે લાલચોળ દેખાય છે મને થયુ કે દશરથે ધનુષ્ય આકર્ણ ખેચીને બાણ ફેક્યુ તે શ્રવણને વીંધીને શુક્રને વાગ્યુ, અને તે પણ એની ફૂટેલી આખમા, તેથી જ એનું મોઢું આમ લોહીલોહાણુ થયુ છે શુક્રે મંગળનુ સ્મરણ કરાવ્યુ ' કેવી બધી બાબતોનો અહીં સુભગ મેળ સધાયો છે! કાકાસાહેબનુ વર્ણનગાણુ આપણને પણ કેવા રાતામાતા કરી દે છે એનો આ એક નમૂનો છે

આકાશમા મઘા નક્ષત્ર અવળુ પ્રશ્નાર્થ ચિહ્ન લેખાય છે એ રીતે એ ચિહ્નને તો સૌ કોઈ વરતે એમા કાંઈ કયાં રહ્યુ? કાકાસાહેબે પકડ્યો વીંછીને એની પૂછડીને અવળુ પ્રશ્ન ચિહ્ન કહ્યુ અને પછી પૂછ્યો પ્રશ્ન, 'એ પ્રશ્નનો જવાબ કોણ આપી શકે? જ્યા સવળા પ્રશ્નો પણ અઘરા હોય છે, ત્યા અવળા પ્રશ્નની વાત જ શી?' અને આમ આપણને અવળા સવળા ફેરવી સવ્યસાચી બનાવી આપણા બેય પાસા સરખા કરી આપ્યા

લાગે છે કે આકાશી સમૃદ્ધિ વિશે કાકાસાહેબે જેટલી વાતો કરી હશે એનો થોડોક જ ભાગ ગ્રંથસ્થ થઈ શક્યો છે ખગોળ વિશેનુ એમનું ગ્રંથસ્થ લખાણ 'જીવનના આનંદ'મા આઠમા ભાગના પૃષ્ઠ રોકે છે પણ અનંતના એ વિસ્તારે વાચકોના દિલમા વિસ્તારનુ જે સામ્રાજ્ય રચ્યુ છે એ રચનાનો ઉપકાર નાનોસૂનો નથી અનેક નવી શબ્દાવળીઓ અને નવી કલ્પનાઓ દ્વારા આકાશનુ કરાયેલુ ઉદ્‌બોધન અનેક રીતે જ અભિષ્ટ લાગ્યા કરે છે

આકાશનુ દર્શન વિશ્વરૂપનુ દર્શન છે કાકાસાહેબ કહે છે તે પ્રમાણે 'વિરાટનું, વિભુનું, વ્યાપક તત્ત્વનુ દર્શન થયા પછી જ માણસને મહત્તાનો, પોતાની શક્તિનો, પોતાના વારસાનો સાક્ષાત્કાર થાય છે એ રીતે વિશ્વરૂપ

દર્શન એ ગીતાજ્ઞાનનું આવશ્યક અંગ છે.' આમ છતાંય કેવળ દર્શનથી પાપનો ઉચ્છેદ થાય એમ નથી એવું જણાવી, 'દેવોનું કાવ્ય'ના ગદ્યકવિ લખે છે, 'દર્શનથી કંઈ માણસ શુદ્ધ થવાનો નથી. એ દર્શનની અસર હૃદય પર જેઓ થવા દેશે એ જ પાપમુક્ત થશે અને પાપીઓ પ્રત્યે કરુણા પણ બતાવી શકશે. એ સત્યનારાયણની જે અખંડ તપસ્યા છે તેની સાથે એકરૂપ થવું એ જ આપણું અઘમર્ષણ છે.'

સત્યનારાયણના ઉપાસક ગાંધીજીએ પણ આકાશદર્શન વિશે લખતાં લખ્યું છે : '૧૯૩૦-'૩૧મા કાકાસાહેબનો સમાગમ મળ્યો. તેમને તો આ વસ્તુનું સારું જ્ઞાન, પણ હું તેમની પાસેથી તે ન પામ્યો! કેમકે ત્યારે ખરી જિજ્ઞાસા નહોતી. '૩૧ ની સાલના જેલના છેવટના માસમાં એકાએક ધગશ થઈ. બાહ્ય દૃષ્ટિએ જ્યાં સહેજે ઈશ્વર છે તેનું નિરીક્ષણ હું કેમ ન કરું ?...ઈશ્વરની મહાન લીલા નીરખવાની આ તક કેમ જવા દેવાય ?..' જોગનો ઘોષ જોતા જવાનો લોભ છોડી દેનાર ગાંધીજીએ આકાશદર્શન કરવા જે આગ્રહ અને તત્પરતા દાખવ્યાં છે એ જ તારાઓના સાચા આકર્ષણની કસોટી છે. આકાશદર્શન વિશે પોતે શું માને છે એ વિગતો ગાંધીજીએ કાકાસાહેબને લખેલો નીચેનો પત્ર જોઈશું તો સ્પષ્ટ થશે કે સત્યશોધક આકાશઘેલો કેમ બને છે :

'મારો રસ જુદા જ પ્રકારનો છે. આકાશને નિહાળતાં જે અનંતતાનો, સ્વચ્છતાનો, નિયમનનો, ભવ્યતાનો ખ્યાલ આવે છે એ આપણને શુદ્ધ કરે છે. ગ્રહોને અને તારાઓને પહોંચી શકીએ અને ત્યાં પણ ભલે કદાચ પૃથ્વીના સાગરરસનો અનુભવ થાય છે તેવો થાય, પણ દૂરથી તેમાં જે સૌંદર્ય રહેલું છે અને ત્યાંથી જે શીતળતા છૂટી રહી છે તેની શાંત અસર પડે છે, તે મને અલૌકિક લાગે છે. અને આકાશની સાથે આપણું અનુસંધાન કરીએ એટલે ગમે ત્યાં બેઠા હોઈએ તેની કાંઈ હરકત ન રહી. એ તો ઘેર બેઠા ગંગા આવ્યા જેવું થયું. આ બધા વિચારોએ મને આકાશદર્શનઘેલો કરી મૂક્યો છે અને તેથી મારા સંતોષ પૂરતું જ્ઞાન મેળવી રહ્યો છું.'

આ 'આકાશદર્શનઘેલા'નું ઘેલું ઘેરું કરનાર કાકાસાહેબ પોતે પણ કેવો ભાવ અનુભવે છે તે જોઈએ :

'આના અદ્ભુત પ્રકાશની અખૂટ લીલા રોજને રોજ આપણને જોવા મળે છે, તો તેને વિશે આપણે સહેજમાજ જાણી લઈએ તો નિર્દોષ આનંદ મેળવવા ઉપરાંત, આપણે ઈશ્વરને જાણી શકતા નથી એ ભાન પણ તાજું કરી શકીએ અને આપણા જીવન વ્યવહારમાં નમ્રતા અને ઉદારતા આણી

શકીએ શિયાળાની દીર્ઘ રાત્રિએ આઠ વાગ્યે અને સવારે ચારપાચ વાગ્યે જ્યારે વ્યવહારના કામમાથી આપણે મુક્ત હોઈએ છીએ ત્યારે એ આકાશ તરફ જોઈશુ તો પૃથ્વી પર જેની આપણને કલ્પના ન થાય એના જાત જાતના આનદો મળશે '

ગૂજરાતમા તારાદર્શન માટેની જે ભૂમિકા તૈયાર થઈ છે એનુ શ્રેય કાકાસાહેબને જ છે એમ કહુ તો એમા કશી અતિશયોક્તિ નથી રવિશકર મહારાજ અને બીજા લોકસેવકો પાસેથી પણ આ જ વાત જાણવા મળી છે પ્રકૃતિનુ સહેતુક નિરીક્ષણ કરાવનાર કાકાસાહેબ પૃથ્વી પરથી આપણને જ્યારે આકાશમા લઈ જાય છે ત્યારે એમના મુક્તવિહારનો આપણને સહેજે લાભ મળી જાય છે અનત પથના યાત્રીઓને જોઈ એમના અક્ષય યૌવન માટે આપણને આનદ અને ઈર્ષ્યા થાય એટલી હદે કાકાસાહેબ દ્વારા એમની પ્રશસ્તિ થાય છે એ બાબત આપણને તારાભિમુખ કરાવનારી થવી જોઈએ એમ હુ ઇચ્છુ છુ 'સગીત સાભળવામા જે આનદ છે, બુદ્ધિગણ્ય અજમાવવામા જે એકાગ્રતા કેળવાય છે, મોટી નવલકથાનુ અટપટુ કથાનક જાળવવામા જે તલ્લીનતા અનુભવાય છે તે બધુ આ તારાનિરીક્ષણમા આપણને સહેજે મળે છે આખોને માટે એના કરતા વધારે પૌષ્ટિક ખોરાક નથી ' વગેરે કહી, અને 'થોડાક તારાઓને પણ જે ઓળખી ન શકે તે માણસ મશ્કરી નથી ' એમ દર્શાવી કાકાસાહેબ આપણને ખરેખર મર્માળો મીઠો ચાબખો જ મારે છે જો કે તે સાથે, સહેજ માર્ગદર્શન કરાવતા હોય તેમ મીઠો ઉપાલભ પણ આપે છે 'નવલખ તારાની નામાવળી કોઈ આપણી પાસે માગતુ નથી, પણ સવાર સાજ બારે માસ જે તારાઓ ફરી ફરી દર્શન દે છે, જેમને સાક્ષી રાખી આપણા બધા સગાવહાલાઓ પરણે છે જેમને જોઈને ખેડૂતો વાવણી અને લણણી કરે છે, જેમના હિસાબથી મુસાફરો રાત્રે દિશા નક્કી કરે છે, જેમની મદદથી અજાણ્યા મુલકમા પણ મોટી મોટી રાજે અચૂક રસ્તો કાઢે છે, અને જેમના પરથી રાત્રે કેટલા વાગ્યા છે એ પણ આપણે થોડીક મહેનતથી નક્કી કરી શકીએ છીએ તે મોટામોટા તારાઓના વીસપચીસ નામોની પણ આપણને ખબર ન હોય ! એમ સૂચવી આપણી મશ્કરિતાનુ ઊડાણ તપાસવા આપણને પ્રેરે છે

જેમની જ્યોતિ મ્લાન થતી લાગતી નથી એવા તેજસ્વિતા અને પ્રફુલ્લતાના પ્રતીક સમા તારાઓની અપરિસમાપ્ત લીલા વિશે કાકાસાહેબે જે જ્ઞાનપ્રકાશ આપણને આપ્યો છે તે તારાઓના તેજ જેવો દીપ્તિમાન હોઈ

વાસી થવાનો નથી આમ તારા અને દેવોના અમરત્વની અસરવાળુ કાકાસાહેબનુ તારાઓનુ ગદ્યકાવ્ય, અનેક તારારસિયાઓને વર્ષો સુધી ખોરાકખાણુ પૂરુ પાડશે એમા કશો જ શક નથી ચાવીને ખાવાથી દાંત મજબૂત થવાની સાથે જેમ ખાવાનો પૂરો સ્વાદ માણવા મળે છે તેમ કાકાસાહેબના લેખોના પરિશીલનથી સાહિત્યિક રસાસ્વાદ ઉપરાંત પૌષ્ટિકતાનો બીજો આસ્વાદ મળે છે આ ગુણની કદર મૂલ્ય ચોરવાની ટેવ જેમને નથી પડી એવા સૌ કોઈ કરી જ રહ્યા છે અને તેથી 'કળાની અનુભૂતિ જેને થાય છે એ એકલપેટો રહી શકતો નથી' એ કાકાસાહેબના આશ્વાસનવચનને વળગી રહી આપણે એટલુ જરૂર ઇચ્છીએ કે તારાઓની મૈત્રી દ્વારા આપણું જીવન સમૃદ્ધ કરવામા સહાયભૂત નીવડનાર તેઓ હજી તારાત્મક દીર્ઘ જીવન જીવે।

/ ( ખરુ જોતા ધર્મોપદેશક, પત્રકાર અને કેળવણીકાર ત્રણેનુ કાર્ય લગભગ સરખુ જ છે સૂતેલી પ્રજા જ્યારે જાગવા માગે છે તે વખતે તો પત્રકારનુ સ્થાન અસાધારણ મહત્ત્વ અને જવાબદારી ભોગવે છે પત્રકાર એટલે લોકશિક્ષણનો આચાર્ય, બ્રાહ્મણોનો બ્રાહ્મણ અને ચારણોનો ચારણ પ્રજા જ્યારે સુષુપ્ત થઈ જાય છે ત્યારે ઘણીવાર પત્રકારને લડવૈયો અને સેનાપતિ પણ થવુ પડે છે અને સાગી પેઠે ક્ષાત્રધર્મ કેળવવો પડે છે જ્યા જ્યા અન્યાય થતો હોય, જ્યા જ્યા દીનદુર્બળ અને મૂક વર્ગો પર જુલમ ચાલતો હોય ત્યા ત્યા 'क्षतात्किल त्रायते' એ પોતાના બિરુદનુ સ્મરણ કરી પત્રકાર ઝપલાવે છે એવા પ્રસંગો ન હોય ત્યારે વિચાર, માહિતી સંસ્કાર, અભિરુચિ અને આદર્શોની પરબ ચલાવી તે સમાજસેવક બની જાય છે અજ્ઞાનને લીધે અથવા અનુદારદૃષ્ટિને લીધે લોકો જ્યા લડતા હોય ત્યા ज्ञानाञ्जनशलाकया લોકોની દૃષ્ટિ શુદ્ધ કરવાને તે મથે છે સમાજચક્રના પૈડા જ્યારે એકરાગ ભૂલી જઈ ચીત્કાર કરે છે ત્યારે તે યોગ્ય ઠેકાણે સ્નેહ રેડી ઘર્ષણ દૂર કરે છે અને જ્યારે જ્યારે સરકારદરબારના પ્રસંગ આવે છે ત્યારે ત્યારે તે પ્રજાનો પ્રતિનિધિ થઈ લોકમતને એકધારા બનાવી લોકશક્તિ ચેતવે છે આવી રીતે લોકસેવક લોકપ્રતિનિધિ લોકનાયક અને લોકગુરુની ચતુર્વિધ પદવી પત્રકાર ભોગવી શકે છે

'જીવનભારતી' પૃ ૩૨ —કાકાસાહેબ કાલેલકર

# કાકાસાહેબના છાત્રાલય વિશેના વિચારો

ડોલરરાય ર. માંકડ

આજે જેના વિશે આપણે ભાનપૂર્વક ઓછામાં ઓછો વિચાર કરીએ છીએ તેના એક વિષય ઉપર કાકાસાહેબના વિચારો જાણવા જેવા છે આજે આપણા શિક્ષણસમાજમાં છાત્રાલયો ખૂબ વધ્યાં છે કૉલેજોમાં તો છાત્રાલયો હોય જ હાઈસ્કૂલોમાં પણ ઘણે ઠેકાણે છાત્રાલયો હોય છે પ્રાથમિક શાળામાં પણ કોઈક ઠેકાણે છાત્રાલયો છે પણ આપણા કેળવણીકારો છાત્રાલયસમાયલન વિશે નિરાંતે બેસીને ભાનપૂર્વક કોઈ વિચાર કરતા હોય તેમ લાગતું નથી

નઈ તાલીમના વિચારને લીધે છાત્રાલયોને મહત્ત્વ મળ્યું છે સરકારી ધોરણે અપાતી ઘણી તાલીમમાં, હવે, છાત્રાવાસ આવશ્યક મનાય છે. પ્રાથમિક શિક્ષકોની તાલીમ, પંચાયત મંત્રીની તાલીમ વગેરે માટે છાત્રાવાસ ફરજિયાત થયો છે તેવે કાળે છાત્રાલયના પ્રશ્નો આપણે સમજીને વિચારવા જોઈએ પણ આજે નઈ તાલીમની ગણીગાંઠી સંસ્થાઓ સિવાય ક્યાંય આ વિષયનો વિચાર થતો દેખાતો નથી

પણ આજથી ચાળીસેક વર્ષ પહેલાં, એક વખત એવો હતો જ્યારે ગુજરાતમાં મોતીભાઈ અમીને અને સૌરાષ્ટ્રમાં નાનાભાઈ ભટ્ટે આ પ્રશ્નની વ્યવસ્થિત વિચારણા થાય તેનું ઘણું કર્યું હતું એ કાળે છાત્રાલય-સંમેલનો પણ ભરાતાં અને કેટલુંક છાત્રાલય સાહિત્ય પણ તૈયાર થયું હતું ગાંધીજીની ગુજરાત વિદ્યાપીઠ સ્થાપનાની સાથે એના કાર્યકરોને પણ આ વાતનો વિચાર કરવો પડ્યો. અને કાકાસાહેબ પણ એ રીતે આ પ્રશ્નને સમજતા થયા હોય એમ લાગે છે

'જીવનવિકાસ'માં કાકાસાહેબના છાત્રાલયજીવનને લગતા લેખોનો સંગ્રહ છે, તેમાં લગભગ ૧૦૦ પાનાંમાં એમણે છાત્રાલયજીવનના મહત્ત્વના

ઘણા પ્રશ્નોને સ્પર્શ્યા છે. એમાંથી બેચાર પ્રશ્નો વિશે કાકાસાહેબે કેવો વિચાર કર્યો છે તે જોઈએ.

૧. છાત્રાલય વિશે કેટલીક સૈદ્ધાન્તિક ચર્ચા કરતાં તેમણે કહ્યું છે કે છાત્રાલય વગેરે સંસ્થાઓ કુટુંબસંસ્થાને તોડીને આગળ વધે છે તે બરાબર નથી, પણ એના ઉપાય તરીકે એમણે છાત્રાલયો કૌટુમ્બિક ધોરણે ચાલવાં જોઈએ એમ કહ્યું છે :

“સરકારોની કેળવણી આપણે ઘરમાંથી કાઢી શાળાઓને સોંપી. પરિણામે ઘણા છોકરાઓને પણ ઘરમાંથી કાઢી શાળાઓમાં રહેવા મોકલવા પડયા. આજની દરેક સંસ્થા કુટુંબસંસ્થાને તોડનાર થઈ છે. ઈશ્વરનિર્મિત કુટુંબસંસ્થા પર અશ્રદ્ધા નાખી આપણે અસંખ્ય સંસ્થાઓ ઉત્પન્ન કરીએ છીએ. હોટેલો, વીશીઓ, ધરિયનાલો અને કોર્ટોની પેઠે છાત્રાલયો પણ એ કુટુંબસંસ્થાને નબળી પાડવાનું જ કામ કરે છે.” (પૃ ૫૦૧)

કાકાસાહેબનો આ પુણ્યપ્રકોપ સમગ્ર આધુનિક સંસ્કૃતિ સામે છે. પણ આ જમાનામાં આ વાત અનિવાર્ય છે એ પણ કાકાસાહેબ જાણે છે. એટલે સિદ્ધાન્ત બાંધે છે કે—

“કુટુંબ, સંયુક્ત કુટુંબ અને ન્યાત એ ત્રણે સંસ્થા લોહીના સંબંધ પર બંધાયેલી છે, લગ્નસંબંધ પર રચાયેલી છે. તેથી તેને યૌનસંસ્થા કહી શકાય. આથી જુદા વિચાર, આચાર, સંસ્કાર અને આદર્શ ઉપર રચાયેલી એવી આધ્યાત્મિક સંસ્થાઓ સ્થાપન કરી શકાય કે કેમ અને રચાય તો તે યૌનસંસ્થાઓ કરતાં વધારે હિતકર નીવડે કે કેમ? ... યૌનસંબંધથી આગળ જઈ આવા આધ્યાત્મિક સંબંધ બાંધવાની શક્તિ માણસજાતમાં છે, તેથી આવી સંસ્થાઓ યશસ્વી કરવાનો પ્રયત્ન મનુષ્યજાતે વિશેષ ધીરજપૂર્વક કરવો જોઈએ. કુટુંબો ચલાવતાં ચલાવતાં હારીને કાઢેલી સંસ્થા તરીકે નહિ, પણ માનવશક્તિને કુટુંબસંસ્થા અધૂરી અથવા સંકુચિત પડવાથી સ્થાપન કરેલી સંસ્થાઓ તરીકે આપણે આધ્યાત્મિક સંબંધવાળા પ્રયોગો કરવા જોઈએ.”

આવો સિદ્ધાન્ત બાંધીને પછી એમણે કહ્યું છે :

“એટલે હવે આપણે એ નિર્ણય પર આવ્યા છીએ કે છાત્રાલયો હોય કે આશ્રમો હોય, તેમાં ઓછામાં ઓછું વ્યવસ્થિત કુટુંબ જેટલા સદ્ગુણોની તૈયારી હોવી જ જોઈએ. કુટુંબને લાગુ પડતા ઘણાખરા નિયમો આવી સંસ્થાને લાગુ પડવા જોઈએ.”

આમ કાકાસાહેબના મતે છાત્રાલય યૌન સંબંધ ઉપર રચાયેલી સંસ્થા નથી, પણ આધ્યાત્મિક સંબંધ ઉપર રચાવી જોઈએ તેવી સંસ્થા છે; પણ તેમાં કૌટુંબિક વાતાવરણ હોવું જોઈએ.

૨. કાકાસાહેબે છાત્રાલયમાં કામમીમાંસાનો પ્રશ્ન પણ છેડચો છે. એ પ્રશ્નનું વિશ્લેષણ કરી એવા મત ઉપર પોતે આવ્યા છે કે મુગ્ધતા હોય તેને ટકાવી રાખવી જોઈએ:

" જ્યાં હોય ત્યાં એ વસ્તુસ્થિતિ વધાવી લેવી જોઈએ અને મુગ્ધતા જેટલી ટકાવી શકાય તેટલી ટકાવવી જોઈએ. અને જ્યારે એ મીમાંસાનું પૃથક્કરણ કરવાની જરૂર જણાય ત્યારે પણ જરૂર પૂરતી જ માહિતી આપી અટકવુ જોઈએ......અજ્ઞાનની દશા, એ સુરક્ષિત દશા કોઈ કાળે ન મનાય એ સાચુ'. પણ મુગ્ધતા એ કંઈ ફક્ત અજ્ઞાનની દશા નથી. એ નિર્વિકારી દશા છે, એ નક્કર વસ્તુ છે. એ જ્યાં સુધી ટકે ત્યાં સુધી ટકાવવામાં જ લાભ છે. આવી મુગ્ધતા ન હોય અને છતાં છે એમ માનવાની ભૂલ આપણે કરીએ તો તેનાં પરિણામ ઘણાં માઠા આવે એ ખરું છે; પણ જો આપણી બેદરકારી ન હોય, મુગ્ધતા છે એમ પ્રામાણિકપણે લાગતુ હોય તો બાળકને કશુ ન કહેવામા આપણે ઈશ્વરની આગળ ગુનેગાર નથી અમુક ઉંમર પછી તો કુદરતનો એ ક્રમ ઓળખી જ્ઞાન આપવુ એ જ યોગ્ય છે." (પૃ. ૫૧૫)

મને લાગે છે આજે પણ આ સલાહ માન્ય થાય તેવી છે.

૩. છાત્રને છાત્રાવાસ દરમ્યાન થતા ખર્ચનો પ્રશ્ન પણ ઘણો વિકટ છે. વિદ્યાર્થી પોતાને ઘેર રહી, ગામમાં જ શાળા હોય તો લગભગ ખર્ચ વગર ભણી શકે. પણ ગામમા નિશાળ ન હોય ત્યારે એને બીજા ગામે જઈ છાત્રાલયમાં રહેવુ પડે ત્યારે ભોજનખર્ચનો પ્રશ્ન આવે. આ પ્રશ્ન વિશે કાકાસાહેબે મહારાષ્ટ્રમા ચાલતી માધુકરીની પ્રથાની વાત કરી છે. વિદ્યાર્થી છાત્રાલયમા રહે અને ગામમાં બેચાર ઘેર જઈ રોજ ભિક્ષા માગી લાવે અને એમાથી પોતાનો નિભાવ કરે કાકાસાહેબે લખ્યું છે કે, મહારાષ્ટ્રમાં તે કાળે, આ પ્રથામા વિદ્યાર્થીને હીણપત લાગે તેવુ કશુ બનતું નહીં. ગૃહસ્થો પોતાનો ધર્મ ગણી છાત્રનો ભાગ આપતા.

આ પ્રથાને પુનર્જીવન આપી શકાય તો એક બહુ મોટા પ્રશ્નનો ઉકેલ આવી જાય. વિદ્યાર્થી ભિક્ષા માગવા જાય અને ગૃહસ્થ એને અન્નદાન આપે તેને બદલે, હવે તો ગામેગામ પંચાયતો કે સુધરાઈઓ છે તે પોતે સમજીને

ગામમાં કેટલા વિદ્યાર્થી છાત્રાલયમાં ભણે છે તેની ગણતરી કરી ગામના સંસ્કારી સજ્જનો એકેક બબ્બે વિદ્યાર્થીને પોતાને ઘેર જમવાને નોતરે, એવી પ્રથા ઊભી કરી શકે તો ઘણું સારું થાય. અલબત્ત આવી બધી પ્રથામાં કેટલીક બાધછોડ તો કરવી જ પડે. વિદ્યાર્થીએ બહુ માનીપણું હોય તે તજી દેવું જોઈએ અને ગૃહસ્થોએ કેટલીક અડચણ વેઠવાને તૈયાર રહેવું જોઈએ. પણ પ્રયોગ કરી જોવા જેવો છે.

માધુકરી પ્રથા કે ઉપર કહી તેની આતિથ્ય પ્રથા – બન્ને વિકેન્દ્રીકરણ ઉપર રચાય તેની પ્રથા છે. જ્યાં સુધી સમાજમાં આર્થિક અસમાનતા છે ત્યાં સુધી આવો કોઈક ઉકેલ આપણે વિચારવા પડશે.

આની સાથે કાકાસાહેબે એક બીજો પ્રશ્ન પણ છેડ્યો છે તે છે જૂના છાત્રોનું સમાજ-ઋણ. જે છાત્રો ન્યાત, કોમ કે અન્ય કોઈની મદદથી ભણ્યા હોય તેમણે કમાતા થયા પછી, આ પ્રવૃત્તિને મદદ અને ઉત્તેજન આપવાં જોઈએ એ એક ધર્મ-ઋણ છે, એમ કાકાસાહેબે લખ્યું છે, તે બરાબર જ છે. સમાજના સમધારણ માટે એ જરૂરનું જ છે કે સમાજ પાસેથી આપણે જેટલું લીધું તેટલું કે તેથી વધુ સમાજને આપણે આપવું જોઈએ, પણ પ્રક્રિયા માત્ર એકપક્ષી જ બની જાય કે લેવું પણ દેવું નહીં, તો સમાજની સમતુલા જળવાય જ નહીં. આથી કરીને જેમ ગૃહસ્થોની ફરજ છે કે આવા છાત્રોને મદદ કરવી તેમ આવા છાત્રોએ પોતે કમાતા થયા પછી પોતાના જેવા છાત્રોને મદદ કરવાનું ધર્મ-ઋણ ચૂકવવું જ જોઈએ.

માધુકરી કે આતિથ્ય પ્રથા – આ બેની સાથે ઋણમોચનનો વિચાર સમવાયીભાવે સંકળાયેલો છે એમ ગણવું જોઈએ અને આ બેને વ્યવસ્થિત કરાય તો એક મોટા પ્રશ્નનો ઉકેલ આવે.

સંયમ એટલે મન પર કાબૂ. સંયમ એ સંસ્કૃતિનું મૂળ છે. નબળાઈ, વિલાસિતા અથવા અનુકરણના વાતાવરણમાં કોઈ કાળે સંસ્કૃતિનો ઉદ્ભવ થતો નથી અને વિકાસ પણ થતો નથી. પચ્ચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય રાખનારની પ્રજા જેમ સુદૃઢ હોય છે તેમ સંયમને આધારે નિર્માણ થયેલી સંસ્કૃતિ પ્રભાવશાળી અને દીર્ઘજીવી હોય છે. સાહિત્ય, સંગીત, સ્થાપત્યકળા અને વિવિધ ધર્મવિધિઓ સંયમની પાછળ પાછળ આવે છે. સંયમ પ્રથમ તો કઠોર અને નીરસ લાગે છે, પણ તેમાંથી જ સંસ્કૃતિનાં મધુર ફળો આપણને મળે છે.

'જીવનસંસ્કૃતિ', પૃ. ૧૮ —કાકાસાહેબ કાલેલકર

# કાકાસાહેબ કાલેલકર

## મગનભાઈ દેસાઈ

### ૧

વીસેક વર્ષ પરની વાત છે. કાકાસાહેબ 'નવજીવન'નું કામ ત્યારે સંભાળતા હતા, કેમ કે ગાંધીજી જેલમાં હતા. તંત્રી તરીકે નામ બીજાનું રહેતું, પણ કામ મુખ્યત્વે કાકાસાહેબ કરતા. પછી તે જેલમાં ગયેલા તે અરસામાં એક બુજરગે મને પૂછ્યું, "આ કાકા કાલેલકર તમારા છે તે મોટી પાકટ ઉંમરના માણસ હશે. તેમનાં ઠરેલ અને વિચાર-પૂર્ણ લખાણ પરથી એમ લાગે છે". અને એવી જ કલ્પના તે જ અરસામાં એક મોટા ગુજરાતી સાક્ષરે પણ કરી હતી એમ મેં સાંભળ્યું છે.

આજે અમદાવાદની સાહિત્ય સભા કાકાની ષષ્ટિપૂર્તિ ઊજવે છે ત્યારે એ મને યાદ આવે છે અને તે પ્રસંગે, હું માનું છું, કેટલાકને એથી ઊલટી લાગણી થશે, "એં! કાકાસાહેબને ૬૦ વર્ષ થયાં!" માણસની ઉંમર વિશે, કાળે કાળે, નવી નવી ભાવના થાય છે.

સામાન્યપણે પણ આવું નથી હોતું? નાનપણમાં બાળકને વધતાં જતાં વર્ષોનો ભાર નથી લાગતો. મોટા થવાની તેને સહજ ઇચ્છા હોય છે, ત્યારે તેને કેળવાવાની ભૂખ અને તનમનાટ એની મેળે હોય છે. તેથી વર્ષો વધવાનો આનંદ લાગે છે. પણ વર્ષો વધ્યા પછી? આધેડ ગણાતી વય પાર કર્યા પછી? ત્યારે વર્ષોનો ભાર શો ભાવ જગવતો હશે? મને લાગે છે, જેવી જેની ભાવના અને જીવન તેમ તેને વ્યક્તિગત થતું હશે. આ તો પોતાને થતા ભાવની વાત થઈ. પરંતુ પરિચિત માણસની ઉંમર બાબત આપણને કેટલીક વાર નવાઈ લાગે છે. સાહિત્ય સભાએ કાકાની ઉંમર જાહેર ન કરી હોત તો ઘણાને ખબર ન હોત કે, કાકા 'વન' પાર કરી જીવનની 'સાઠી'માં આ [સને ૧૯૪૫ના] ડિસેંબરની ૧લીથી પ્રવેશ કરે છે.

## ૨

ષષ્ટિપૂર્તિનો આ સમારંભ વિચારતો હતો ત્યારે એક ચર્ચા કાન ઉપર આવી કે, સાહિત્ય સભા જો ગુજરાતી ભાષાના એક મહારાષ્ટ્રી સાક્ષરની સાઠી ઊજવે, તો તેણે ગુજરાતી સાક્ષરોની વિશે કરીને ઊજવવી જોઈએ આ જો તે ન કરવાની હોય તો કાકાની જયંતી પણ ન કરવી જોઈએ

ન્યાય તો એથી ઊલટું જ બતાવે છે કાકાસાહેબ મૂળે મહારાષ્ટ્રના છે એ તો ઉઘાડી વાત છે અને એ પરથી જો વિચાર કરાતો હોય તો તો એમ થાય કે, એ પરપ્રાંતીની સેવાની કદર કરવી એ ગુજરાતની એક સ્વતંત્ર ફરજ છે તેને ઘરના બીજાઓની ઉજવણીના પલ્લામાં ન મૂકી શકાય કાકાને પરપ્રાંતના માનો તો એમનું ઋણ અદા કરવામાં ઘરના લોકોની ‘સારી’નો સવાલ શી રીતે આડે આવી શકે? એટલે જો સાહિત્ય સભાએ ઉપલા પ્રશ્નનો આ રીતે વિચાર કરીને પોતાનો ઠરાવ કર્યો હોય, તો એને માટે એ વિશેષ ધન્યવાદને પાત્ર બને છે

અમે એમના સાથીઓ તો કાકાને પરપ્રાંતી માની જ શકતા નથી એ ગાંધીજીના આશ્રમવાસી છે આશ્રમવાસીઓના તો તેઓ એક ભાઈ છે અને તેઓ માટે પ્રાંતીયતા કે દેશની પણ સીમા ગાંધીજીએ કદી માની કે મનાવી નથી મારે માટે કહું તો, હું તો ઈ સ ૧૯૨૧થી, આશ્રમની કાકાની શાળાના જમાનાનો, એમનો એક મદદનીશ અને સાથી છું આજે પણ એમણે જ શરૂ કરેલું કામ વિદ્યાપીઠમાં કરી રહ્યો છું આમ અમારી નિકટતા એવી છે કે, આ માસિક [‘શિક્ષણ અને સાહિત્ય’]ના તંત્રની જવાબદારી મારે માથે ન હોત તો આ લખું છું તે હું ભાગ્યે જ લખત

## ૩

આગલા વર્ષોના એ બધા સહકાર્ય અને સહજીવનનો વિચાર કરું છું ત્યારે મને લાગે છે કે, ગુજરાતના અનેક લોકની વિચારસૃષ્ટિમાં કાકા અજ્ઞાનપણે પણ બેઠેલા છે કાકાએ એક જમાનામાં ગુજરાતના વાચક વિચારક લોકોના ચિત્તમાં પ્રવેશ અને આવકાર મેળવ્યો છે શરીરને બાંધનાર અન્ન પચી ગયા બાદ જેમ તે જુદું નામધારી રહેતું—રહી શકતું નથી, ન રહેવામાં જ તેની કૃતાર્થતા છે, તે જ પ્રમાણે આપણા મનના ખોરાકનુંય છે અને સાહિત્ય એ મનનો ખોરાક છે એ ખોરાક પૂરો પાડવામાં કાકાસાહેબ ગુજરાત પર ‘અદ્ભુત ઢળ્યા છે’ એટલા બધા કે, એક મિત્રે સાચું કહ્યું કે, હાઈસ્કૂલના આરંભથી માંડીને એમ એ સુધી આજ કાકા વંચાય છે, એવી વિવિધ અને વિપુલ સામગ્રી એમણે ગુજરાતને

ચરણે ધરી છે ગુજરાતને કાકાની આ ભેટ ધન્ય કરે છે. તેના સાહિત્યના ઇતિહાસમાં એ વડે કાકા અમર સ્થાન પામ્યા છે.

પણ કાકાને મન આ લેખનકાર્ય ગૌણ છે પોતાને સાક્ષર કે સાહિત્યકાર કોઈ કહે એ એમને ઓછુ પસંદ છે. અધ્યયન અધ્યાપનને તેમણે પોતાનુ જીવન માન્યુ છે અને જાહેર કર્યું છે અને રાષ્ટ્રીય કેળવણીકારનુ બિરુદ એમને પહેલુ પસંદ છે. અને એ તરીકે એમણે ૧૯૨૦–'૩૦ની નવ જુવાન પેઢીનુ માનસ ઘડવામાં જે ફાળો આપ્યો છે એ ગુજરાતના ત્યારના જીવનને ઘડવામા અદ્વિતીય હતો. આ વસ્તુ સાહિત્યના ઇતિહાસ કરતાં આપણા તે દસકાના રાજકીય ઇતિહાસમા જે અકાઈ છે, તે વધારે મોટી, કાયમી અને જીવનપ્રદ છે. ગુજરાતે કાકાને એ વર્ષોમા ઓળખ્યા અને એ ઓળખ ગુજરાત ભૂલ્યુ નથી — ભૂલી શકે એમ નથી શરૂમા મેં જે કથા-પ્રસંગ ઉલ્લેખ્યો છે, તે આ જ દસકાનો છે, એ વાચકને યાદ દેવડાવુ. તે જ જમાનામાં ગુજરાતે પોતાની રાજકીય પરિષદના પણ એમને પ્રમુખ વર્યા હતા ગુજરાતના રાષ્ટ્રીય જીવનના ઉદયકાળના એ દસકામા કાકાસાહેબે આવો ફાળો આપ્યો છે.

૪

પરંતુ કોક સાહિત્ય વિલાસી પૂછશે, તો કાકા સાહિત્યકાર કેમ થયા ? તેમણે '‘ઓતરાતી’ દીવાલો', ‘ હિમાલયનો પ્રવાસ ’, ‘ સ્મરણયાત્રા ’, ‘જીવનનો આનંદ' જેવા પુસ્તકો કેમ લખ્યા ? તે તો એમનો નિષ્કામ આનંદ વ્યક્ત કરતી નર્યા સર્જનની કલાકૃતિઓ છે એમા એ કોઈ રાષ્ટ્રનિર્માણના પ્રશ્નને હલ કરવાને કારણે લખતા લાગતા નથી ગાંધીજીએ ‘ આત્મકથા ’ લખી તે એક ‘ સત્યનો પ્રયોગ ’ તરીકે જરૂરી લાગ્યુ ત્યારે, પોતાના કામને હિસાબે. કાકાએ આ રીતે પણ લખ્યું છે એ ખરુ, પરંતુ કેટલુંક લખાણુ નરી સર્જકતાની આંતરઊર્મિનુ છે, એનુ શુ ?

આ પ્રશ્ન સાચો ઊઠી શકે એવો છે એ સમજવા જેવોય છે અને, મને લાગે છે, એમાથી કાકાના વ્યક્તિત્વનુ અને એમની સેવાની ખાસિયતનુ પણ સ્વરૂપ ઠીક સમજાય એમ છે વાચક યાદ કરે કે, ઉપરના પુસ્તકો ઘણે ભાગે ૧૯૨૦–'૩૦ ના જ દસકાના છે અને કાકાએ ‘હિમાલયનો પ્રવાસ’ આશ્રમની શાળાના પોતાના વિદ્યાર્થીઓ માટે અને તેમના હસ્તલિખિતમાં લખવા માંડેલો. તેની સાહિત્યિક ખુશબો સૂંઘનાર કોકે ‘ મધપૂડા ’માથી તેને બહાર કાઢ્યો. મેં એ અમર ગ્રંથના શરૂનાં કેટલાક પ્રકરણો ૧૯૧૯ના અરસામાં ‘ વસંત ’માં ઘણું કરીને વાચ્યાનુ યાદ આવે છે. ત્યારે મને

થયેલું કે, મરાઠી માતૃભાષાવાળો એક માણસ કેવી મધુર ગુજરાતી લખે છે!

આમ જ કામના ઘણા લખાણો અંગે છે પોતાના કાર્યને અંગે લખવા તે પ્રેરાયા છે અને એમનું કામ એટલે કેળવણી એ આજન્મ કેળવણીકાર છે, સંકલ્પપૂર્વક એ એવા થયા છે ને પોતાને ઘડવા મથ્યા છે પણ એમનો કેળવણીનો અર્થ નર્યું ભણાવી ખાવું એ નથી કાકાની કેળવણીની વ્યાખ્યા અતિ વ્યાપક છે એને તે એક દર્શનની ઉદાત્તતાએ જ લઈ જાય છે

પશુપંખી અને મનુષ્ય સૌ સૃષ્ટિમાં વિચરે છે પરંતુ મનુષ્યપ્રાણીને માટે અચૂક એવું કહી શકાય કે, તે આ વિશ્વમાં આવીને કેળવાય છે — વિકસે છે ક્રમે ક્રમે, જાણ્યે અજાણ્યે, ધાર્યે નધાર્યે, આપોઆપ — માનવ ખોપરી પરમેશ્વરે એવી બનાવી છે કે તેને જ લઈને, તે પ્રકૃતિ અને સમાજમાં રહેતાં અને વિચરતાં માત્ર પણ કેળવાય જ છે શરીર આહારથી મોટું થાય છે તેમ જ માનવચિત્ત પણ તેનો આહાર મેળવીને ઘડાય છે અને પોષાય છે આપણે ન જાણીએ છતાં, ચિત્ત આસપાસના જીવનમાંથી પોતાનો ખોરાક ચૂસી લઈને, પોતાની ભૂખને ભાંગે છે આથી જ એની કેળવણી સાધી શકાય છે આવું જે સદા ઉઘાડ શિક્ષણ-ક્ષેત્ર, તે કાકાના કેળવણી દર્શનનો પાયો ગણાય એ અર્થમાં એ એક જીવનદર્શન થયું અને કાકા કેળવણીને આ દૃષ્ટિએ સમજે છે

અને આ દર્શનને એ કલા દ્વારા ભજે છે સ્વભાવે કાકાસાહેબ લાગણીપ્રધાન — કલાત્મા છે, તર્ક અને બુદ્ધિની ચિકિત્સા તે એના આત્મામાં રહીને કરે છે એ ફિલસૂફ નથી, એની પદ્ધતિથી કદાચ એ અમળાતા હોય એ વિજ્ઞાની નથી એના ઓછુંવત્તે એમને ગમે, પણ એની રીત એમની નથી એ સંગઠનકાર નથી, સંગઠન વગર કામ ન ચાલે એ એમને કબૂલ છે, પણ તેને માટે જોઈએ એટલું પક્ષપાતીપણું એમના કલાત્માને કદાચ રુચતું જ ન હોય જોકે, જીવન અંગે આ બધાને શું કહેવાનું છે, એ તે જરૂર સમજવા ચાહે છે, કેળવણીકાર તરીકે તેને પોતે છોડી ન શકે પરંતુ તેમની વિભૂતિ કલાત્મક છે તેની પોતાની સહજ દૃષ્ટિએ એ પોતાનું કામ કરે છે આથી તે લખે છે તો ગદ્ય રૂપે, પણ તેનો ગુણ પદ્યનો — કાવ્યનો હોય છે તેથી જ કદાચ કાકાનું સાહિત્ય મોટે ભાગે ટૂંકા નિબંધ છે, અને એ નિબંધમાં પણ નાની નિબંધિકા જેવાં ફકરા, કે જે પોતપોતાના વ્યક્તિત્વ સાથે એમાં વિરાજે છે વર્ષાના આકાશને કે પ્રકૃતિના કોઈ દૃશ્યને જોઈ એમ પૂછી ન શકાય કે, આ રંગ કે રેખા આમ કેમ છે અને તેમ નથી તે છે તે છે,

ને તેમા જે સમગ્રતાથી એકતા આવે છે, તે જોવી હોય તો જુઓ કાકાની શૈલી કાઈક આ જાતની છે. તેમા તર્ક કે વિજ્ઞાનનુ પૃથક્કરણુ ન ફાવે એ કાકાની શૈલી નથી મૂળથી એ એવા ઘડાયા હોય એમ લાગે છે આજન્મ પ્રવાસે એમા એમને કાયમ કર્યા છે પ્રવાસ એટલે પ્રકૃતિ અને સમાજ એ એનુ વિદ્યામદિર કાકાએ પોતાના ઘડતરનુ ઘણુ કામ આ વિદ્યામદિરમા કર્યું છે

આવી પ્રકૃતિવાળો માણુસ કેળવણીને અર્થે જે કહે (એટલે કે લખે પણુ), તે આપોઆપ સાહિત્યગુણી બને કાકાના લખાણો (અને તેમા પત્રો ભારે મોટા જથામા છે) આથી સહેજે સાહિત્ય બને છે શબ્દકલા એમની સહજસિદ્ધિ છે

૫

પરતુ આ તો એમની શૈલી કે સાધનની બાહ્ય વાત થઈ એ દ્વારા તે જે વસ્તુની ભક્તિ રેડે છે, તે એમનો રાષ્ટ્રપ્રેમ અને દેશના શ્રેયને માટેની ઊડી તમન્ના છે આ વસ્તુએ કાકાના પ્રવાસી જીવનને એકસૂત્ર કર્યું છે, પાર વિનાની પ્રવાસ-શિક્ષણુ સામગ્રીને પચાવવાને માટે એણે એમને પૂરતો તેજ અગ્નિ આપેલો છે તે વિના એ સામગ્રી અજીર્ણ જ કરે

કાકાસાહેબ કાગ્રેસની જોડે ઈ સ ૧૮૮૫ના ડિસેબરમા જન્મ્યા, અને તેમનુ માનસ ઘડતર આ સદીના પહેલા દસકાના પૂનામા થયુ પૂના પોતાના વિદ્યા-વ્યાસગને માટે તો આજેય જાણીતુ છે પરતુ તે દસકામા તે ગોખલે અને ટિળકની કર્મભૂમિ હતુ બગભગના જહાલ દિવસો એ હતા સ્વદેશી રાષ્ટ્રવાદનો ઉદયકાળ એ હતો કાકા એ રગે પૂરા રગાયા અને એ રગ એવો પાકો છે કે, આજ સુધી રાષ્ટ્રની વિકસતી રહેતી એ લડતના તાપથી પણ ઊડયો નથી, બલ્કે ખીલ્યો છે કાકા જો મૂળે સાક્ષર કે સાહિત્યકાર જ હોત, તો ક્યારના એ એમાથી પરવારી ગયા હોત પરતુ એમની મૂળ પ્રેરણા શિક્ષણ દ્વારા રાષ્ટ્રસેવા હોવાથી જ આજ સુધી તેમા તે અડીખમ ઊભા છે

અને એમનો આ રાષ્ટ્રપ્રેમ એક ધર્મ જેવો જીવનમા જડાયેલો છે, જીવનમા ધાર્મિકતાની નિષ્ઠાનો વારસો એમને એમના માતાપિતા પાસેથી મળ્યો લાગે છે એની ગળથૂથી, મને લાગે છે, એમને શ્રી અરવિંદબાબુના રાષ્ટ્રવાદી અધ્યાત્મમાથી મળી હોય * તે કવિ દ્વિવસક આજ વરસોથી અધ્યાત્મમા જ દગાઈ ગયા, કાકા ઇચ્છે તોય એટલે સુધી જઈ ન શકે

* સ્વ બિપિનચદ્ર પાલ પણુ આમ કાઈક હોય, એમ એક મિત્ર સૂચવે છે

રામકૃષ્ણ મિશનમા નવી ઢબનો સેવાપરાયણ સન્યાસ યોજવામા આવ્યો, એથી કદાચ કાકાને એ પ્રત્યે ખાસ અનુરાગ હોય પરતુ એમાયે એમનો આત્મા ઘર કરતો નથી

તે શાતિનિકેતન પણ જાય છે એ કાવ્ય અને કલાનુ ધામ કાકાના રાષ્ટ્રપ્રેમી કલાત્માને પૂરા ખેચી નથી લેતુ પણ ત્યા એમને ૧૯૧૫મા ગાધીજી મળે છે, અને એમનામા એમને ઘર જડે છે એ ઘરમા કાકાને ઉપરના બધાની સમન્વિતતા જોવા મળે છે એમા એ તૃપ્તતા માણી શકે છે કારણ, ગાધીજીમા આપણો રાષ્ટ્રધર્મ તેના આર્યધર્મના પાયાથી માડીને બધા મજલાઓને જ્ઞાનપૂર્વક આવરી લઈને મૂર્તિમત થયો છે એથી જ એ ધર્મે હિંદના સર્વ ખૂણેથી ને સૌ સ્વભાવના લોકોને પોતાથી રગ્યા છે, અને એનો પ્રકાશ બહાર જગતમા પણ પડ્યો છે કાકાના પ્રવાસી જીવે એમા છેવટે પોતાની ખોળનુ વસ્તુ જોયુ છે કાકા સ્વભાવે ભક્ત છે, અવતારી પુરુષની આપ્તતામા એમને શ્રદ્ધા છે આનુ અધિષ્ઠાન એમને ગાધીજીમા મળ્યુ છે

કાકાસાહેબ પોતાને વિશે કહે છે કે, મહારાષ્ટ્રના પહાડો જેવો ખડબચડો માણસ હુ તો છુ, સમાજમા ભળતા મને આવડતુ નથી કલાકીય સ્વભાવમા એક પ્રકારની એકલધુનિતા, અમુક નિજધર્મી મસ્તી હોય છે કાકાનુ ઉપરનુ કહેવુ કદાચ એનુ જ પર્યાય નામ હોય આના સ્વભાવને માટે એમ લાગે છે કે, તેની જોડેના વ્યવહારમા ગેરસમજસમજી થયા કરવી, એ કદાચ તેની સાથે લખાયેલી વસ્તુ હશે અને એવી વસ્તુ કાકાના જાહેર-જીવનમા જોવા મળશે

પરતુ, ઇતિહાસ આવી આગતુકતા જોવા નથી થોભતો તેની નજર તો, કાલપુરુષ છેવટે પ્રસાદરૂપે શુ અર્પે છે, એની ઉપર હોય છે ત્યા આગળ ખાડાખૈયા અને ખૂણાખાચરા વગેરે પોતપોતાનુ સ્થાન પામી જઈ એક સુશ્લિષ્ટ ને પ્રસન્ન મૂર્તિ બનીને રહે છે આથી જ કાલ વિકરાળ છતા મગળમૂર્તિ છે

ઇતિહાસ કહે છે કે, કાકાએ ગુજરાતમા ગાધીજીએ આદરેલા યુગકાર્યમા અને તેના નવસર્જનમા અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે, અને 'અક્ષર' દેહ તેની ભાષામા એ અકાઈ ચૂક્યો છે એમા જીવનની અને આઝાદીની સાચી ભક્તિ અને કેળવણીનુ કાયમી રસાયણ રેડવાનો જીવન સકલ્પ એવો પેસો ઊતર્યો છે એને કાળ પણ ન હણી શકે રાષ્ટ્રદેવની આરાધનાનુ એ સાહિત્ય આપવાને માટે ગુજરાત કાકાનુ હમેશનુ ઋણી રહેશે ભારત અને ભારતીની સેવામા કાકાસાહેબ ઘણુ જીવો

# કાકાસાહેબનું ધર્મદર્શન

અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

"સત્યથી જુદો એવો કોઈ ધર્મ નથી
અને ધર્મથી જુદો પરમેશ્વર નથી"
— 'ગીતાધર્મ'

૧

જીવનને એની વિશાળતા અને વિવિધતામાં, સૂક્ષ્મતા અને સંકુલતામાં પામવાની જિજ્ઞાસા અને અભીપ્સા જેને છે તેના વિચાર અને આચાર એકાંગી ન હોઈ શકે કાકાસાહેબની જીવનપ્રીતિ અને જીવનનિષ્ઠા એમની જીવનરીતિને એકાંગી ન રહેવા દેતાં જીવનના અનેક ક્ષેત્રોમાં વિહરવાની પ્રેરણા આપે છે, પછી ભલે એ ક્ષેત્ર શૈક્ષણિક હોય, સામાજિક હોય, સાહિત્યિક હોય કે ધાર્મિક હોય 'રખડુ'ના અનુભવે એમના ચિંતનને મોટે ભાગે નક્કરતાનો પાયો પૂરો પાડ્યો છે અનુભવની સરાણ પર જે ચિંતન ઘસાયું નથી તે ન તો વાગ્દાર બની શકે કે ન તો ધર્મબળના તણખા વેરી શકે કાકાસાહેબના લેખોમાં ચિંતન આવા ધર્મતત્ત્વની સાથે અનુસ્યૂત થઈને રહેલું જોઈ શકાય છે કાકાસાહેબના નિબંધાત્મક લખાણોની આ લાક્ષણિકતા છે એ નિબંધો પછી ભલે પ્રકૃતિવર્ણનના હોય કે ગહન ચિંતનના હોય કાકાસાહેબના પ્રવાસવર્ણનોમાં વાચકને વાંચતાં વાંચતાં ઉપનિષદ કે ગીતાની કંઈ કેટલીયે પંક્તિઓનો ભેટો થઈ જવાનો અને ઠેરઠેરથી ધર્મચિંતનનું અનુરણન સંભળાયા કરવાનું મહાભારત-રામાયણ પુરાણાદિમાંના કોઈ ને કોઈ પ્રસંગને પ્રકૃતિ-વર્ણનના સંદર્ભમાં ટાંકી કાકાસાહેબ એની કોઈ અવનવી રમણીયતા ઉપજાવે છે પ્રકૃતિના સૌન્દર્યમંડિત પરિવેશમાં લપેટાઈને આવતા એવા પ્રસંગો આપણી ધર્મવૃત્તિને સ્પર્શીને રસાત્માને ઝંકૃત કરી મુદા અને પાવિત્ર્યનું વાતાવરણ સરજી જાય છે પ્રકૃતિની બહિર્ગત સુંદરતા આત્મગત સુંદરતા સાથે સંધાઈને આવતી નથી

ત્યારે એટલી અસરકારક નીવડતી નથી કાકાસાહેબની આત્મગત સુંદરતાના પાયામાં છે એમની ધાર્મિકતા એમની ધાર્મિકતાની ઓળખાણ એમના સર્જનાત્મક નિબંધો વાચનારને થયા વિના રહેતી નથી પણ એ ઓળખાણ કર્યા પછી એના સંપર્કમાં આવવા માટે આપણે માટે કાકાસાહેબના ચિંતનાત્મક લેખોનું પરિશીલન કરવું આવશ્યક થઈ પડે છે રસપ્રતી રમતિયાળ કલમે સર્જનાત્મક નિબંધો લખનાર સાહિત્યકારનો ધીરગંભીર લેખિની પ્રવાહ જોવા મળે છે એમના ચિંતનાત્મક નિબંધોમાં એમના કેળવણી વિષયક કે સાહિત્યવિષયક લખાણોમાં પણ ધર્મ તરફની એમની અનન્ય નિષ્ઠા અભ્યાસીને દેખાયા વિના નહિ રહે. આમ ધર્મ એ કાકાસાહેબના સમગ્ર લખાણોને ગૂંથી આપતું અન્તર્નિહિત સૂત્ર છે, અને એમની ધાર્મિકતા એમના અક્ષરરાશિમાં અંતર્ધારાની પેઠે પ્રવાહિત છે

૨

કાકાસાહેબની ધર્મવિભાવનાનું કેન્દ્ર છે સત્ય આ સત્યનું સ્વરૂપ સમજાવતાં કાકાસાહેબ એના ચાર અર્થો નિર્દેશે છે

૧ "સત્યનો હમેશનો અર્થ **યથાર્થ કથન** એટલો જ થાય છે. જેવું જોયું, જાણ્યું, અથવા કલ્પ્યું હોય તેવું ને તેવું જ પ્રામાણિકપણે કહી દેવું તેનું નામ સત્ય કહેલી વાત પરમાર્થતઃ સાચી હોય કે ન હોય, આપણે જેવી સાંભળી અથવા જાણી, ધારી અને માની તેવી ને તેવી તે કહી દેવી એ આપણો ધર્મ છે"

૨ "આમ છતાં **યથાર્થ કથન**માં સત્યનો સંપૂર્ણ અંતર્ભાવ નથી થતો સત્ય પ્રત્યે સીધા રહેવું એટલું બસ નથી પણ પોતે સત્યરૂપ થવું એ પણ એનો ધર્મ છે માણસ પોતાના અભિપ્રાય પ્રમાણે ચાલે એટલું બસ નથી, એણે પોતાનું આપેલું વચન પણ પાળવું જોઈએ અને વચન પાળવામાં પોતે ઉત્પન્ન કરેલી રાસ્ત અપેક્ષાઓ પૂર્ણ કરવાની વાત પણ આવી જ જાય છે **વચનપાલન અને અપેક્ષાપૂર્તિ** એ પણ સત્યના પાલનનો આવશ્યક ભાગ છે'

૩ 'સત્યનું પાલન હમેશાં સહેલું નથી હોતું કોઈ કોઈ વાર એ પાલન શિર સાટે જ થઈ શકે છે પ્રતિજ્ઞાપાલનમાં જેટલું સંકટ વધારે તેટલો એ પાલનનો આગ્રહ વધારે, કેમ કે એમાં જ હૃદય પોતાનો ઉત્કર્ષ અનુભવે છે મનુષ્યનું જો કાંઈ પણ સર્વસ્વ હોય તો એ એનું જીવન છે એ પણ જેની આગળ ભોગ ધરવા લાયક બને છે, તેને જ જો માણસ ઈશ્વરતત્ત્વ તરીકે ઓળખાવે તો એમાં શી નવાઈ?'

૪ "જીવનમાં જે જે પ્રિય હોય છે, જે જે કષ્ટ પ્રાપ્ત હોય છે, જે જે પોષક અને અવર્ણનીય નીવડે છે તે બધું એકી સાથે ટકી રહેવાની શક્તિ જેની ઉપાસના વડે પ્રાપ્ત થાય છે, જેને અર્થે જિંદગી ફના કરવામાં એની કૃતાર્થતા જણાય છે તે સત્ય જીવનથી પર હોવું જ જોઈએ જીવન અને એની અંદર સમાયેલા અનંતવિધ અનુભવ જ્યારે અપૂર્ણ જણાય છે, એથીયે ઊંચે ઊડવાનું મન થાય છે, ત્યારે આપણે શ્રદ્ધાના ક્ષેત્રમાં પ્રવેશ કર્યો જાણવો આવી શ્રદ્ધા યથાર્થ દર્શનનો પણ તિરસ્કાર કરી સ્વતંત્ર રીતે વિરાજે છે, અનુભવની અપૂર્ણતા સિદ્ધ કરી આપે અનુભવ ઉપર તે પ્રકાશ પાડે છે —અને આ રીતે કષ્ટ સત્ય કરતા સત્યનામ બને છે સત્ય નારાયણનું આ છે ચોથું સ્વરૂપ "[1]

સત્યના આ ચાર સ્વરૂપોમાં, વિચારતા જણાશે કે, પ્રથમ ત્રણ સાધનાના સોપાનો છે અને ચોથું સત્યનું પરમ સત્યનું સ્વરૂપ છે કાકાસાહેબે આ ચારેયનો સમાવેશ સત્યના સ્વરૂપમાં કર્યો છે એનું કારણ એ લાગે છે કે સાચા સાધકને માટે સાધન–સાધના–સાધ્યનો અભેદ જ આખરે તો હોય છે સાધના દરમ્યાન પ્રત્યેક પળ એ સત્યમય બનતો જાય છે, પરમ સત્યની ઝાંખી કરતો જાય છે કાકાસાહેબે એક જગાએ કહ્યું છે "સત્યનું આમ જે વ્યાપક સ્વરૂપ ઠરાવ્યું છે તે સ્વીકાર્યા પછી સત્ય એ જ માણસના જીવનનું સાધન તેમ જ સાધ્ય બને છે "[2]

સાધ્યરૂપ પરમ સત્યના છેડા આપણી બુદ્ધિના બાહુની પકડની બહાર વિલસી રહ્યા છે, અને એટલે જ માનવી સત્યને પૂરેપૂરું કદી પ્રાપ્ત કરી શકતો નથી, શકતો નથી એ બુદ્ધે પરત છે, ઈશ્વરની પેઠે એ પણ અનંત અને અનાદિ છે પણ એથી માનવી હારીને સત્યની ખોજ મૂકી દેતો નથી પોતાના વ્યવહારને અર્થે એ સત્યને સંદર્ભમાં નક્કી કરે છે સંદર્ભમાં સત્યના સ્વરૂપની જે ઝાંખી થાય એને પ્રમાણ માનીને એ આગળ ચાલે છે કાકાસાહેબ કહે છે "ઈશ્વરનું સ્વરૂપ કેવું છે એનો છેવટનો નિર્ણય હજાર બે હજાર વર્ષ સુધી ન થાય તોપણ ચાલી શકે છે, પણ સત્યનું સ્વરૂપ નક્કી કર્યા વગર એક ક્ષણ પણ ચાલે એમ નથી ડગલે ને પગલે આપણે સત્યનો નિર્ણય કરવો પડે છે મનુષ્ય અલ્પજ્ઞ છે, સર્વજ્ઞ તો એક ઈશ્વર છે તેથી પરમ સત્ય શું છે એ તો એક ઈશ્વર જ જાણે છતાં

૧ 'જીવનચિંતન' પૃ ૯-૧૧ (પ્રથમ આવૃત્તિ)
૨ 'ગીતાધર્મ' પૃ ૧૦૩ (બીજી આવૃત્તિ)

સત્ય વિશે આપણને જેટલો અને જેવો સાક્ષાત્કાર થયો હોય તે ઉપરથી આપણે આપણો વ્યવહાર ચલાવવો પડે શ્રદ્ધા કહે છે, પરમ સત્ય — એક માત્ર સત્ય ક્યાંક પણ હોવું જોઈએ અનુભવ કહે છે, દરેક માણસને પોતાને સૂઝેલી વસ્તુ જ સત્ય લાગતી હોવાથી તેમાં વ્યક્તિ પરત્વે વિવિધતા આવવાની જ વાસનાને લીધે સત્યનું સ્વરૂપ ઢંકાય છે, મોહને લીધે સત્યનું આપણે દર્શન કરી શકતા નથી, એ સિદ્ધાન્ત યથાર્થ છે, છતાં જેઓને આપણે વીતરાગ, સ્થિતપ્રજ્ઞ ગણીએ છીએ તેઓમાં પણ તત્ત્વ વિશે મતભેદ જોઈને સત્યાન્વેષણ વિશે લગભગ નિરાશા ઉત્પન્ન થાય છે "[3] એ ખરું, પણ વિવિધતા જોઈને નિરાશા ઉત્પન્ન ન થવી જોઈએ વિવિધતાના સ્વીકારમાં જ માનવહૃદયની અને ચિત્તની વિશાળતા છે સત્યને એક જ પાસું છે એમ તો કેમ કહેવાય? અને એમ જો ન કહી શકાય તો હું કહું છું તે જ સાચું છે અને બીજા કહે છે કે માને છે તે ખોટું છે એવી વૃત્તિ ધરાવનારાઓને આપણે હઠાગ્રહી તો શું અર્ધદગ્ધ કહેવા પડે જે દિવસે માનવજાત એ સ્વીકારશે કે પરમ સત્ય, એક માત્ર સત્ય તો આપણી મર્યાદિત ગ્રહણશક્તિમાં કદાપિ સંપૂર્ણ રીતે ગ્રહણ કરી શકાતું નથી, પણ એના અંશો જ આપણે પકડી શકીએ છીએ જેમાં વિવિધતા રહેવાની જ, તે દિવસે માનવ માનવ વચ્ચેના નાના અને મોટા પાયા પરના કલહો આપોઆપ શાંત થઈ જવાના અને એની સાથેસાથે જ પેલા પરમ સત્યની ખોજ માટે તો માનવી વણથક્યો પ્રયત્ન કરીને મંડ્યા રહેવાનો કાકાસાહેબ પોતે જ કહે છે તેમ, "સત્યાન્વેષણની યાત્રા કોઈ કાળે બંધ થવાની નથી, કેમ કે જીવનયાત્રાનો એ પ્રધાન ઉદ્દેશ છે "[4]

સત્યનું આકલન વ્યક્તિનિષ્ઠ કે સમાજનિષ્ઠ? કાકાસાહેબ કહે છે કે "જેવી આપણી જીવન વિશેની કલ્પના તેવો માર્ગ લઈને આપણે સત્ય નક્કી કરવા મથીએ છીએ કેટલાક બાહ્ય જીવન ઉપર વધારે ભાર મૂકે છે તો કેટલાક આંતરવૃત્તિ ઉપર, કેટલાક સામાજિક નિર્ણયને પ્રમાણ માને છે તો કેટલાક વ્યક્તિ અને વ્યક્તિની અંતસ્ફુર્તિને સર્વોપરી માને છે બેમાંથી કયો પક્ષ શ્રેષ્ઠ એ હજુ નક્કી નથી થયું, અને જે દિવસે નક્કી થશે તે દિવસે પરમ સત્યની શોધ પણ થઈ હશે "[5] કાકાસાહેબ એ પછી ઉચિત રીતે જ અંતિમ નિર્ણય ન આપતા બન્ને પક્ષોની મર્યાદાઓ અને લાક્ષણિકતાઓ તરફ આપણું ધ્યાન ખેંચે છે 'આમ સત્યની કસોટી બે રીતે

૩ 'જીવનચિંતન પૃ ૩ ૪ જીવનચિંતન પૃ ૩
૫ ,, પૃ ૩

થાય છે, વ્યક્તિગત ધર્મબુદ્ધિ ( Individual conscience ) દ્વારા અગર સમાજબુદ્ધિ ( Social conscience ) નિર્ણીત આત્યન્તિક કલ્યાણની કલ્પના દ્વારા બન્ને નિર્ણયોમાં જોખમ રહેલું છે અને તેથી તેને માટે તે તે પક્ષના હિમાયતીઓએ એક એક ઉતાર રાખેલો છે અંતઃકરણપ્રવૃત્તિને પૂજનાર આખી દુનિયા પર જુલમ ગુજારે તેના આત્મવિશ્વાસમાં અપાર અહંકાર છુપાયેલો હોઈ શકે એને મધરનામાં સમાજ સુરક્ષિત ન પણ રહે બીજી બાજુએ સમાજનિર્ણયને પ્રધાનપદ આપનાર પ્રગતિનો વિરોધી અને રૂઢિનો દાસ બની જવાનો સંભવ રહે એની જોડે લડીલડીને જ સત્યને પોતાનો રસ્તો કરવો પડે છે સમાજનિર્ણયને માન આપવામાં વિનય છે ખરો, પણ તેમાં આત્મિક વિકાસને માટે અનુકૂળતા નથી ' કાકાસાહેબે બતાવેલા આ ભયસ્થાનો આપણને વિચારતા કરી મૂકે એવાં છે અંતઃકરણપ્રવૃત્તિને પૂજનાર જો આખી દુનિયા પર જુલમ ગુજારે એવું બને તો માનવું રહ્યું કે અંતઃકરણપ્રવૃત્તિના અચળા હેઠળ એણે કશીક બીજી જ પ્રવૃત્તિની પૂજા કરેલી છે એટલે જો અંતઃકરણપ્રવૃત્તિ પણ એકાગ્રનિષ્ઠાપૂર્વકની હોય તો આવાં ભયસ્થાનો આપોઆપ સરી જાય છે પણ સમયેસમયે અંતઃકરણપ્રવૃત્તિના અચળા હેઠળ કંઈક બીજી જ પ્રવૃત્તિની પૂજા કરી માનવતા પર જુલમ ગુજારનારાઓ પાક્યા છે એ ઐતિહાસિક હકીકત છે સત્યને નામે આવું જો બનતું જ રહે તો માનવતાનો જયવારો નથી, આમાંથી ઊગરવાનો કંઈ ઉપાય ખરો ? કાકાસાહેબ એ વિચારે છે અને ઉપર બતાવેલા ભયસ્થાનોમાંથી ઊગરવાનો માર્ગ નિર્દેશે છે " આ જોખમો ઓછાં કરવાના ઉપાયો પણ જોવા ઘટે અંતઃકરણપ્રવૃત્તિનો પૂજક પોતાના હાથમાં ઐશ્વર્ય કે સત્તા લેતાં અચકાય છે કોઈ પણ જાતનો અધિકાર હાથમાં ન લેવો એ જ તેનો અધિધર્મ છે એ ધર્મનું પાલન ન કરે તો તે પોતાની ઉન્નતિમાં પોતાને હાથે વિઘ્ન લાવે અને સમાજને અસહ્ય થઈ પડે માટે તેણે પોતાના સિદ્ધાન્તને લગતી બાબતોમાં આખી દુનિયા સામે થાય તોપણ છાટાભાર નમતું ન મૂકવું જોઈએ, પણ જ્યાં આવો તત્ત્વનો આગ્રહ ન હોય ત્યાં દરેક બાબતમાં જતું કરવું, પોતાનો આગ્રહ ન ચલાવવો અને ડગલેડગલે સ્વતંત્રતાનો હોમ કરવો ઘટે એ જ તેને માટે ધર્મનો રસ્તો નથી [૬] પોતાના આ નિર્ણયનું સમર્થન કાકાસાહેબ હિંદુ ધર્મગ્રન્થોમાંથી શોધી લે છે અને કહે છે 'હિન્દુ ધર્મમાં આ બે ધર્મવૃત્તિનાં બે મહાન દાખલાઓ પણ

૬ 'જીવનચિંતન' પૃ ૫.

પડેલા છે : રાજા રામચંદ્ર અને જગદ્‌ગુરુ શ્રીકૃષ્ણ. શ્રીકૃષ્ણે કોઈ દિવસ રાજ્ય-પદ હાથમાં લીધું નહીં; જ્યારે સમાજને સંતોષવાને ખાતર સીતાનો ત્યાગ કરતાં કે શંબૂકનો વધ કરતાં રાજા રામચંદ્ર બિલકુલ અચકાયા નહીં. આ બે સંપ્રદાયોમાંથી કયો જૂનો છે કે કયો ઉત્તમ છે એ કોણ કહેશે? શ્રીકૃષ્ણ બન્નેને સરખા જ ઉત્તમ માનતા અને પોતાના શિષ્યોમાંથી જેનો જે જે અધિકાર હોય તેને તે જાતનો ઉપદેશ આપતા. તેથી જ ઉદ્ધવગીતા અને અર્જુનગીતાના ભેદ પડયા. ઈશ્વરની યોજના કહો અથવા સત્યની સુંદરતા કહો, આ બન્નેમાં આત્યંતિક વિરોધ થઈ શકતો નથી, અને તેથી જ વિશ્વનો વ્યાપાર આજ સુધી સુવ્યવસ્થિત ચાલતો આવેલો છે. જ્યારે જ્યારે વૃત્તિભેદનું આ સુંદર રહસ્ય ધ્યાનમાં આવ્યું નથી અથવા જ્યારે જ્યારે મોહને લીધે સમર્થ વ્યક્તિઓએ આ વિશિષ્ટ વૃત્તિભેદમાં સ્વધર્મનું પાલન કર્યું નથી ત્યારે ત્યારે જ દુનિયામાં ગાંડીપણું ઉત્પન્ન થયું છે અને ઉત્પાત થયો છે."[૮] આમ કાકાસાહેબ સત્યને, પરમ સત્યને વિશાળરૂપ માની જીવનમાં એના યથાશક્ય અવતરણને વ્યવહારદૃષ્ટિએ તપાસે છે.

૩

કાકાસાહેબની ધર્મદૃષ્ટિ વ્યવહારાભિમુખ છે. એ દૃષ્ટિ 'મહાભારત'માંથી સત્યના તેર આકારો શોધી લાવે છે : સમતા, દમ, અમાત્સર્ય, ક્ષમા, હ્રી, તિતિક્ષા, અનસૂયા, ત્યાગ, ધ્યાન, આર્યતા, ધૃતિ, દયા અને અહિંસા. આ આકારો કાકાસાહેબને ગીતાના સોળમા અધ્યાયમાં વર્ણવાયેલી દૈવી-સંપત્તિનાં છવ્વીસ લક્ષણોની યાદ આપે છે. એ છવ્વીસ લક્ષણોની સામાજિકતા કાકાસાહેબ જુએ છે અને એ લક્ષણો પર લેખો લખી 'ગીતાધર્મ' નામે પુસ્તક તૈયાર કરે છે. આ પુસ્તકને એમણે 'ગીતાનુ સમાજશાસ્ત્ર' કહેલું છે. જીવનનુ ધ્યેય સામાન્ય રીતે આપણે ચાર પુરુષાર્થોમાં છેલ્લા પુરુષાર્થ એવા મોક્ષને સ્વીકારતા આવ્યા છીએ. આ મોક્ષની ભાવના કાળે કરીને વ્યક્તિપરિમિત બની જતાં માનવી કંઈક અંશે પોતાની સામાજિક જવાબદારીઓમાંથી મુક્ત થઈને સ્વ-અર્થી બની ગયો હતો. પોતાનું જ કલ્યાણ સાધી લેવુ, બીજાનુ તો જે થવાનું હોય તે થાઓ! આ પરિસ્થિતિ-માંથી માર્ગ કાઢવા અને વ્યક્તિને પોતાનો લોકધર્મ સમજાવવા આપણા કેટલાક ચિંતકોએ સામાજિકતા પર ભાર મૂકીને સમાજના – લોકસમૂહના કલ્યાણમાં વ્યક્તિના જીવનકાર્યની ચરિતાર્થતા જોઈ અને એ અનુસાર

૭. 'જીવનચિતન'– પૃ. ૫ ૮. 'જીવનચિંતન'– પૃ. ૬

પોતાની ફિલસૂફી પ્રચારી એ ચિંતકોમાં મહાત્મા ગાંધીજી અને એમના ચિંતક અનુયાયીઓનું પ્રદાન પણ નોંધપાત્ર બને છે. ગાંધીજીના ધર્મચિંતનની સીધી કે આડકતરી, પણ ખૂબ ઊંડી અસર પડી હોય એવા બે મહત્ત્વના ચિંતકો તે સ્વ. કિશોરલાલ મશરૂવાળા અને કાકાસાહેબ કાલેલકર. કાકાસાહેબ અને કિશોરલાલના ચિંતનપ્રવાહો સમાન્તર લાગે, પણ કેટલીક મહત્ત્વની બાબતોમાં બન્નેની દિશાઓ જુદી છે. કિશોરલાલનું ચિંતન પરંપરાથી જરા દૂર રહીને ચાલે છે અને આપણા ધર્મગ્રન્થોની વિચારણા પર એણે પોતાનો પાયો જમાવ્યો હોય એમ દેખાતું નથી. કાકાસાહેબના ચિંતનનો પાયો આપણા ધર્મગ્રન્થોના પરિશીલન પર રચાયેલો છે. જે ગાંધીજીના સંપર્ક અને સંસર્ગને પરિણામે વિકસેલી દૃષ્ટિ લઈને અને બાળપણથી મળેલા ધાર્મિક અનુભવોની દૃઢ માંડણી[૯] લઈને પોતે આપણા ધર્મગ્રન્થોના પરિશીલન તરફ વળ્યા છે અને એ પછી પોતાની આગવી રીતે ધર્મના તત્ત્વોને સમજવા – સમજાવવાનો એમણે પ્રયત્ન કરેલો છે. પોતે કહે છે : "ગીતા વિશે લખું છું ત્યારે કોઈકોઈક વાર થાય છે કે પૂજ્ય ગાંધીજીની જ વાત હું કહું છું. ગીતા અને ગાંધી વચ્ચે કોઈકોઈક વાર નદીનો અભેદ મને ક્ષણ વાર ચકિત કરે છે, અને ક્યારેક્યારેક એ વસ્તુ મને એટલી તો સ્વાભાવિક લાગે છે કે એના પ્રવાહમાં તણાઈ જતાં મને કશી જ મુશ્કેલી નડતી નથી. અને છતાં એક ભાન મનમાં રહે જ છે કે ગીતા વિશે જે કાંઈ કહું છું એ અને મારું પોતાનું જ ગીતાદર્શન છે."[૧૦] જે સમયમાં લોકમાન્ય ટિળક ગીતાનો 'કર્મયોગ' જનતાની સામે મૂકે તે સમયમાં કાકાસાહેબ 'ગીતાનું સમાજશાસ્ત્ર' લખવા બેસે એ કંઈ આકસ્મિક ઘટના નથી. આગળ બતાવ્યું છે તેમ આ જમાનો આગળના જમાનાના પ્રતિભારરૂપે વૈયક્તિક જીવનધ્યેયને ગૌણ ગણી સામાજિક જીવનધ્યેયને પ્રાધાન્ય આપવાના મનનો હતો. વૈયક્તિક મોક્ષને ખાતર સંન્યાસ સ્વીકારી લોકસમુદાયને છેલ્લા નમસ્કાર કરી ગુફામાં પુરાઈને પોતાનું કલ્યાણ સાધી લેવું એ વૃત્તિ આ સમયમાં ટકી શકે એમ હતું જ નહિ. આ જમાનો 'સંન્યાસ'નો નહિ, 'કર્મયોગ'નો. પણ કર્મ એના સ્થૂળ અર્થમાં જ સ્વીકારવાથી તો ગીતાના જીવનોત્કર્ષના ઉદ્દેશને અસફળ બનાવશે એ ગાંધીજીએ જોઈ લીધું અને કહ્યું કે, કર્મયોગ તો ખરો પણ એ 'અનાસક્તિ યોગ' હોવો જોઈએ. એ રીતે એમણે માનસિક 'સંન્યાસ'ને પણ જોડી દીધો.

૯ જુઓ 'ધર્મોદય'    ૧૦ 'જીવનપ્રદીપ' – પૃ. ૫ (પ્રથમ આવૃત્તિ)

કાકાસાહેબ એ વિચારસરણીને અનવયે સન્યાસાશ્રમ હવે વ્યાપકરૂપે હિંદુ સમાજમા દઢમૂલ થશે કે કેમ એની શકા વ્યક્ત કરે છે અને સન્યાસ ભાવનાનુ મૂલ્ય આંકે છે "મહાત્મા ગાધીએ ચાર આશ્રમની વ્યવસ્થા જગતના કલ્યાણ માટે છે, એવી સંમતિ આપવા છતા સન્યાસ આશ્રમને બાજુ ઉપર જ સરકાવી દીધો છે, અને ગીતાકાર ભગવાનની વૃત્તિનો સ્વીકાર કરીને ગીતામા કહેલ જીવનવ્યાપી સન્યાસધર્મ જાગ્રત કરવાનો પ્રયત્ન કર્યો છે ગીતામાનો સન્યાસ એ કાઈ ચોથો આશ્રમ નથી, પણ સર્વકાળે, સર્વ અવસ્થામા પાળવાનો, બધાએ આચરવાનો જીવનધર્મ છે"[૧૧] આ જીવનધર્મને પાળનાર અનાસક્ત કર્મયોગીને માટે ગીતામા વર્ણવાયેલા દૈવી સપત્તના છવ્વીસ લક્ષણો પાળવા એ તો સહજ છે, એ એને નિયમરૂપે બહારથી લદાયેલા કયારેય ન લાગે આ છવ્વીસ લક્ષણો વ્યક્તિના ઉત્કર્ષ માટે તો અનિવાર્ય છે જ, પણ લોકસગ્રહની દૃષ્ટિએ પણ એ આચરવા યોગ્ય ધર્મો બની રહે છે કારણ, કાકાસાહેબ પોતે જ કહે છે તેમ, "અન્તર્બાહ્ય સૃષ્ટિની રચના જ એવી છે કે જે સાચો સમાજધર્મ છે તે જ આત્મધર્મ પણ છે આત્મધર્મ પ્રત્યેની પરમ નિષ્ઠામાથી સમાજધર્મ સહેજે સૂઝે છે અને પળાય છે'[૧૨] પણ સાથે જ ગીતાના સદેશ પરત્વે સમાજહિતેચ્છુના ઊડા અભિનિવેશથી પોતાનુ મતવ્ય પ્રગટ કરે છે "એક યુગ હતો કે જ્યારે ભારતવર્ષને દાર્શનિક સદેશાની જરૂર હતી તે યુગના મહાન આચાર્યોએ ગીતા પાસેથી દાર્શનિક બોધ પ્રાપ્ત કર્યો આજે આપણે તે બોધ ભિન્નરૂપે જોઈએ છે આજે આપણે સમાજશાસ્ત્રને જ પ્રધાનશાસ્ત્ર માની બેઠા છીએ ગીતાએ હવે પોતાનુ સમાજશાસ્ત્ર પ્રકટ કરવુ જોઈએ"[૧૩] આ દૃષ્ટિએ કાકાસાહેબ 'ગીતાધર્મ'મા અને 'જીવનપ્રદીપ'મા ગીતાની બ્રહ્મવિદ્યા નહીં પણ ગીતાનુ સમાજશાસ્ત્ર મુખ્યત્વે નિરૂપે છે જમાનાની અપેક્ષાઓ સતોષવા ધર્મગ્રન્થોનુ અમુક દૃષ્ટિ પ્રમાણેનુ અર્થઘટન આપણે ત્યા થતુ આવ્યું છે એક ચોક્કસ દૃષ્ટિ લઈને ચિંતકો ધર્મગ્રન્થ પાસેથી સદેશ મેળવવા જાય છે આવે પ્રસગે અર્થદર્શન કરતા અર્થઘટનની માત્રા સામાન્યત પ્રાધાન્ય ભોગવતી હોય છે, જેને પરિણામે તાત્કાલિક પ્રયોજન સિદ્ધ થાય છે પણ જમાનામા જેટલી એની મહત્તા સમજાય છે એટલી એની મહત્તા ચિરતન નથી નીવડતી ચિતને ત્રિકાલાબાધિત બનવા માટે અર્થઘટન કરતા અર્થદર્શન પર જ સવિશેષ ભાર મૂકવો રહ્યો

૧૧ 'જીવનપ્રદીપ'-પૃ ૭૪ ૧૨ 'જીવનચિંતન'-પૃ ૯
૧૩ 'જીવનપ્રદીપ'-પૃ ૮

૪

સત્યના આકારોને સ્ફુટ કરતા કાકાસાહેબ અહિંસા વિશે લખવા સવિશેષ યોગ્ય એ દેખીતું છે 'ગીતાધર્મ'મા "અહિંસા" વિશે લખવા ઉપરાંત "ગીતામા હિંસા કે અહિંસા?" એ નામનું બીજું પ્રકરણ પણ લખેલું છે 'જીવનચિંતન'મા તો અહિંસા ઉપરના એમના લગભગ દસેક નિબંધો ગ્રથાયા છે તેઓ કહે છે "અહિંસા એ જ સત્યપ્રાપ્તિનું એક માત્ર સાધન છે એ ગાંધીજીની ભારમા ભારે શોધ છે આ શોધને લીધે જીવનશાસ્ત્ર સંપૂર્ણ થયું"[૧૪] અહિંસાના પાયામા કાકાસાહેબ પ્રેમધર્મને જુએ છે, અને એ પ્રેમધર્મ તે માત્ર ઉપગચ્છો નહીં, પણ એક કુટુમ્બના સભ્યો વચ્ચે હોય છે એવો "જે વૃત્તિ કુટુંબને વિશે છે તે વિસ્તૃત કરવાની જ વાત અહીં છે અહિંસા જો ધર્મનું વ્યાકરણ હોય તો તે કુટુંબની બહાર પણ પહોચવું જોઈએ'[૧૫] અહિંસા સાથે કાકાસાહેબ બીજું તત્ત્વ ઉમેરે છે અને તે છે ધીરજ આ તત્ત્વ અહિંસાને પોષક છે અને ક્યારેક એના કસોટીકાળે આશીર્વાદરૂપ પણ નીવડે છે જોકે એના પાયામા પણ કાકાસાહેબે પ્રેમધર્મ જ જોયો છે 'બાઈબલમા લખેલું છે કે પ્રેમની ધીરજ અનંત હોય છે જેની ધીરજ ખૂટી જાય છે તે પ્રેમ કાં તો સાચો નથી અથવા તો કાચો છે'[૧૬] પ્રેમધર્મમા આત્માનો વિકાસ છે પ્રેમ જેનો ધર્મ છે તે આત્મા એટલો તો વિસ્તરે કે સમગ્ર વિશ્વને એ પોતાનું બનાવી લે વિશ્વ મારું છે, હું વિશ્વનો છું એવી જેને પ્રતીતિ થાય તે જ વિશ્વાત્મૈક્ય સાધી શકે એવો પ્રેમધર્મ માનવીને અહંના કોશેટામા પુરાઈ રહેવાનું શીખવતો નથી, અનંત આકાશમા ઊડ્ડયન કરનાર મુક્ત પખીનો આનંદ એને બક્ષે છે બુદ્ધ અને ઈશુના નિ:સીમ વિશ્વાત્મમા આત્મવિલોપન ઝંખતા પ્રેમધર્મના મહાવિચારને ગાંધીજીએ પણ પ્રવર્તાવ્યો, પોતાની રીતે કાકાસાહેબ એ મહાવિચારનું સ્મરણ કરતા ગાંધીજીને યોગ્ય રીતે બિરદાવે છે "પ્રેમધર્મ સાર્વભૌમ બનાવીને જ તેઓ યુગપુરુષ બન્યા છે'[૧૭] કાકાસાહેબ આપણી સામે ઊભા થયેલા અનેક પ્રશ્નોનું નિરાકરણ કરવાની શક્તિ પ્રેમમા જ જુએ છે અને ઊંડી આત્મશ્રદ્ધાથી ઉચ્ચારે છે "ધર્મોનો સવાલ, જાતિનો સવાલ, હજારો વર્ષ થયા આપણી આગળ છે અનેક રીતે તેનો ઉકેલ લાવવાનો આપણે પ્રયત્ન કર્યો છે, પણ એક જ પંથે આપણે ફાવ્યા

૧૪ 'જીવનચિંતન'–પૃ ૧૯ ૧૫. 'જીવનચિંતન'–પૃ ૮૪
૧૬ 'જીવનચિંતન' પૃ ૧૦૧ ૧૭ 'જીવનચિંતન'–પૃ ૨૩

છીએ તે પથ તે પ્રેમનો પથ ઝેરની સામે વેર કેળવી સર્વનાશ કરનાના સત્રો પણ આપણે આરભ્યા, પણ દરેક વખતે ક્ષમા અને પ્રેમ ઉપર વિશ્વાસ રાખનારી આસ્તિકતા જ આડે આવી અને આખરે ફાવી છે "૧૮

આવા પ્રેમધર્મથી અનુપ્રાણિત વ્યાપક ધર્મભાવના સ્વીકારતા કાકા સાહેબની દષ્ટિ સર્વધર્મસમભાવથીયે આગળ સર્વધર્મમમભાવ સુધી જનારી છે 'एक सत् विप्रा बहुधा वदन्ति' એ શ્રુતિ અનુસાર સર્વધર્મના સિદ્ધાન્તોમા પણ પરમ સત્યનો કઈક ને કઈક અશ ઊતર્યો જ હોય એ સ્વીકારતા એમની બુદ્ધિ અચકાતી નથી, અને એટલે તો કહે છે "સર્વધર્મસમભાવ કહે છે કે દુનિયામા જે નાનામોટા ધર્મો મનુષ્યસમાજમા પ્રતિષ્ઠા પામ્યા છે, અને મનુષ્યહૃદય કેળવવાનુ કામ કરે છે તે બધા જ ધર્મો સત્યપરાયણ છે, બધા જ કલ્યાણકારી છે, બધા જ પ્રભુગામી છે, અને તેથી બધા જ એકબીજા પ્રત્યે ખરેખર જોતા અવિરોધી છે લોકોની ભિન્નભિન્ન પરિસ્થિતિને લીધે, સમજણભેદને લીધે અને જીવનના આદર્શમા અમુક વસ્તુ પર ભાર મૂકવાથી ઉત્પન્ન થતા ફેરફારને લીધે જુદા જુદા દેખાઈ આવે છે, પણ અદરખાનેથી બધાનો પ્રાણ એક જ છે તેથી બધા જ ધર્મો સાચા છે, બધા જ સારા છે, અને બધા પ્રત્યે આપણુ વલણ આદરભાવનુ જ નહીં, પણ સ્વીકારનુ હોવુ જોઈએ"૧૯ પણ તેથી ધર્માતર કરવાનુ કાકાસાહેબ કહેતા નથી "બધા જ ધર્મો સાચા છે, બધા જ સારા છે, તેથી બધા જ મારા છે, એમ નિશ્ચય થયા પછી ધર્માતર કરવાનો પ્રશ્ન જ રહેતો નથી'૨૦ એટલું જ નહિ, ધર્માતર કરાવવાની પ્રવૃત્તિનો તો કાકાસાહેબ સબળ વિરોધ કરે છે, કારણકે એ જ ભિન્નતાની તરાડો પાડે છે "હિંદુ ધર્મ તો હૃદયાન્તર કરવા કરાવવામા માને છે, એ દ્વિજ હોઈ બધાને દ્વિજ બનાવવા માગે છે सर्वेऽत्र सुखिन सन्तु सर्वे सन्तु निरामया । બધા જ ધર્મો કુટુબી થઈને અહીં રહી શકે છે દુનિયામા આજ સુધી ધર્માતર કરાવનારા મિશનરીઓ બધે ફેલાયા છે હવે હિંદુ ધર્મે ધર્માન્તર-વિરોધીઓ જ્યા ત્યા ફેલાવવા જોઈએ એમનો વિરોધ થશે, એમની હત્યા થશે પણ એ દ્વારા જ જગત વિચારશીલ થશે"

આમ કાકાસાહેબ સર્વના ધર્મને સ્વીકારી સર્વધર્મને સ્વીકારે છે સર્વધર્મને સ્વીકારનાર વર્ગધર્મ ન જ સ્વીકારે એ તો દેખીતુ છે હિંદુસમાજના વર્ગધર્મોને કાકાસાહેબ ચોખ્ખુ સભળાવે છે "વર્ગધર્મ એ સ્વધર્મ પણ

૧૮ 'જીવનચિતન-પૃ ૧૩૦ ૧૯ 'જીવનચિતન' પૃ ૧૪૨
૨૦ 'જીવનચિતન-પૃ ૧૪૩ ૨૧ 'જીવનચિતન'-પૃ ૧૩૭

નથી, સર્વધર્મ પણ નથી એમ ધર્મજીવનનો નિર્વેદ છે"[22] કાકાસાહેબ બે ધર્મો સ્વીકારે છે. એક સ્વધર્મ અને બીજો સર્વધર્મ પણ બન્નેની ભેદાત્મકતા સ્વીકારતા નથી, બન્નેનો સમન્વય કરે છે. "સ્વધર્મ એ સર્વધર્મનો એક અંશ હોય છે, અંગ હોય છે, તેથી એ સર્વધર્મને પૂર્ણપણે અનુકૂળ અને પોષક હોય છે જેણે સર્વધર્મનું સ્વરૂપ યથાર્થપણે સમજ્યું તેને જ સ્વધર્મ આપોઆપ સમજાય છે સ્વધર્મની વ્યાખ્યા કરી શકાતી નથી જેને સર્વધર્મ સમજાયો તેને જ ક્ષણેક્ષણે અંતરપણે ચાનક પહોંચાડનારો સ્વધર્મ આપોઆપ પ્રગટ થાય છે, સ્પષ્ટ થાય છે તેને એ विवृणुते तनुं स्वाम्। તેટલા માટે જ ભગવાન કૃષ્ણે કૃપાવિષ્ટ બનેલા અર્જુનને ભગવાને પ્રથમ સ્વધર્મનો બોધ આપ્યો, અને સાથેસાથે સર્વભૂતહિતે રત થવાનો સાર્વભૌમ વિશ્વધર્મની દીક્ષા આપી"[23]

સર્વધર્મમાં માનનાર કાકાસાહેબ વ્યક્તિ વ્યક્તિ પરત્વે અને વર્ણ વર્ણ પરત્વે સમાનતા જોવાના અને પ્રસ્થાપિત કરવાના મતના છે સમાનતા અને એકતા એ બન્ને તત્ત્વોમાં મુખ્ય સ્થાન કાકાસાહેબ સમાનતાને આપતા હોય એમ દેખાય છે "આવું ઐક્ય સિદ્ધ કરતા પહેલા સમાનતાની ભૂમિકા પ્રથમ મનમાં સિદ્ધ કરવી જ જોઈએ એ સમાનતાનો નાશ થયો એટલે સમાજ નબળો પડવાનો જ"[24] પણ વ્યક્તિ વ્યક્તિ પરત્વેની ભિન્નતાને બદલે અભિન્નતાની પ્રતીતિ થાય તો આપોઆપ ઉચ્ચાવચતા દૂર થવાની એ ભિન્નતાની સમજ દૂર કરવાને માટે આચાર્ય આનંદશંકરે વ્યક્તિ વ્યક્તિ પરત્વે સમાનતા નહીં પણ એકતા-અદ્વૈતના તત્ત્વને પાયામાં જોયેલું અને પુરસ્કારેલું છે એના અભિન્નત્વમાંથી પ્રગટતી સમાનતા સાચી અને નક્કર ભૂમિકાવાળી છે પણ મારે કહેવું જોઈએ કે આચાર્ય આનંદશંકરની જેમ સિદ્ધાન્તચર્ચાનો અહીં કાકાસાહેબને પ્રસંગ જ નથી વ્યક્તિ વ્યક્તિ અને વર્ણ વર્ણ પરત્વેની ઉચ્ચાવચતા કાકાસાહેબને ખૂંચે છે અને તેથી એમની એ ભૂમિકા પ્રસ્થાપિત કરવા તરફ એ વળે છે ચાતુર્વર્ણ્યની ચર્ચા પણ એને અનુક્રમે આપાતતઃ તેઓ કરી લે છે આશ્રમો વસ્તુ-વ્યક્તિ પરત્વે ભિન્ન નહોતા પણ અવસ્થા પરત્વે ભિન્ન હતા એટલે એમની વચ્ચે હરીફાઈ કે કલહને અવકાશ નહોતો એ નોંધીને કાકાસાહેબ કહે છે કે વર્ણોની બાબતમાં એ હરીફાઈ ખૂબ ચાલી ઐતિહાસિક દૃષ્ટિએ વિહંગદૃષ્ટ્યા અને

૨૨. 'જીવનચિંતન'-પૃ ૧૩૮   ૨૩ 'જીવનચિંતન'-પૃ ૧૩૮
૨૪. 'જીવનચિંતન'-પૃ ૧૩૪

લોકોને કાકાસાહેબ એના મૂળમા કર્મભિન્નતા છે એમ કહે છે વાતેય સાચી 'મહાભારત'મા ભૃગુ સ્પષ્ટ શબ્દોમા કહે છે " न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् । ब्राह्मणा पूर्वसृष्टा हि कर्मभिर्वर्णता गता ॥

૫

કાકાસાહેબનુ પોત ધાર્મિકતાનુ છે અને એમની પ્રતિભા કેળવણી કારની છે કેળવણી અને ધર્મમા અભિન્નતા જોતા કાકાસાહેબ કહે છે "ધર્મ અને કેળવણી વચ્ચે ભેદ છે જ નહિ ધર્મ એ જ કેળવણી, કેળવણી એ જ ધર્મ જીવનધર્મનો પ્રચાર કરવાની પદ્ધતિ તેનુ નામ કેળવણી દરેક ધર્મકાર કેળવણીકાર હોવો જોઈએ જેટલે દરજ્જે એ ન હોય તેટલે દરજ્જે એના ધર્મની ઊણપ ધર્મકારો જો કેળવણીનુ શાસ્ત્ર બરાબર જાણત તો ધર્મનો વિકાસ સીધો થાત, સુદર થાત અને ધર્મ ધર્મ વચ્ચે ઝઘડા ન જામત"૨૫

આજના સમાજમા ધર્મ અને ધાર્મિકતાની સ્થિતિ જોઈને કાકાસાહેબ નિમાસણમા પડી જાય છે ધર્મને નામે જામેલી જડતા, ચાલતા અનાચાર અને વિતડા સાચા કેળવણીકારને, લોકસગ્રહધર્મી ચિતકને જરૂર અકળાવી નાખે કાકાસાહેબ જુએ છે "લોકોને સાચી ધાર્મિકતા નથી જોઈતી તેમને વિશિષ્ટ ધર્મનો સ્વીકાર, પ્રચાર અને બાહ્ય આચાર જોઈએ છે ઈશ્વરભક્તિ કરતા ધર્માભિમાનની કિમત વધારે ગણાય છે '૨૬ આવી સ્થિતિમા ધાર્મિક કેળવણી કોણ આપે ? કોને આપે ? ધર્મની વાત કરનાર પણ આજે તો હાસીપાત્ર બને છે આવી પરિસ્થિતિમા પણ કાકાસાહેબની આસ્થા ધાર્મિકતા પર જ આધાર રાખે છે તેઓ માને છે કે જ્યા સુધી જગત ચાલે છે ત્યા સુધી ધાર્મિકતાનો સાવ લોપ થયો છે એમ તો ન જ કહેવાય ધાર્મિકતા મરી નથી ગઈ, પણ ગૂગળાઈ ગઈ છે એમ તેઓ જુએ છે ધાર્મિકતાને ગૂગળાવાનુ કારણ શુ ? લોકોનો સ્વાર્થ ? દુરાચાર ? અધર્મ ? ના ધાર્મિકતા ગૂગળાઈ ગઈ છે ધર્મથી જ ધર્મને નામે માન વીઓએ એવી તો જટાજાળ ઊભી કરી કે એના કોશેટામા જ ધાર્મિકતાને શ્વાસ લઈને જીવવાપણુ ન રહ્યુ વર્ગધર્મો પોષાયા એકતાને બદલે ભિન્નતાએ જ ચારેકોર ઊડા મૂળ નાખ્યા એટલે જ તો આજે ધાર્મિક કેળવણીનો પ્રશ્ન વિકટ બની ગયો છે "આજે ધાર્મિક કેળવણીનો સવાલ છેડો કે

૨૫. 'જીવનવિકાસ—પૃ ૩૪૪ (પ્રથમ આવૃત્તિ)
૨૬ 'જીવનવિકાસ—પૃ ૩૨૯

પ્રશ્ન ઊઠે છે, કયા ધર્મની કેળવણી? કઈ જાતની કેળવણી? માન્યતાઓની કેળવણી કે આચારની કેળવણી? કે સિદ્ધાંતની કેળવણી? આટલા બધા ધર્મો પડ્યા છે તેમાંથી કયો ધર્મ સાર્વજનિક ગણવો? કયો આચાર સર્વમાન્ય કહી શકાય?"[૨૭] ધાર્મિક કેળવણીના વિચારકો આમાંથી ઉકેલ કાઢે કે સર્વ ધર્મોમાંથી સામાન્ય લાગે તેવાં તત્ત્વો તારવી કાઢવાં અને એમનું શિક્ષણ વિદ્યાર્થીઓને આપવું. પણ આ માર્ગ બરાબર નથી. કાકાસાહેબ એનું ભયસ્થાન બતાવે છે: "બધા ધર્મોનો દૃઢભાજક કાઢી સામાન્ય ધાર્મિક કેળવણી આપવા જઈએ તો અસંખ્ય સંખ્યાઓમાં જેમ સર્વવ્યાપી અને નિરુપદ્રવી એક (૧) એ જ દૃઢભાજક નીકળે છે, તેમ બધા ધર્મોમાંથી કંઈક સામાન્ય તત્ત્વ નીકળે તો તે અલૂણું જ લાગવાનું."[૨૮] બીજો વિકલ્પ એ કે બધા ધર્મોનાં સામાન્ય અને અસામાન્ય તત્ત્વોનો સંકર કરીને એનું શિક્ષણ આપીએ તો મુશ્કેલી ઓછી થાય.

પણ આ શંભુમેળો કેળવણીનો શો અર્થ સારે એ પણ વિચારવાનું તો રહે જ. એટલે કાકાસાહેબ એને પણ સ્વીકારતા નથી: "જ્યાં અનેક જાતના ધર્મોની ફૂલગૂંથણી થઈ છે અને રોજ નવાનવા સવાલો ઊભા થાય છે ત્યાં એક જ ધર્મના રિવાજો અને માન્યતાઓની માહિતી પૂરતી નથી...અનેક ધર્મોમાંથી અને જીવનપદ્ધતિઓમાંથી ધાર્મિકતા તારવી કાઢતાં આવડે એટલી કેળવણી વિદ્યાર્થીઓને મળવી જોઈએ. બધા ધર્મોનો દૃઢભાજક કાઢવો અથવા બધાની ખીચડી કરી એનો લઘુતમ સાધારણ ભાજક તૈયાર કરવો એ આપણું કામ નથી."[૨૯] કાકાસાહેબના આ વિધાન પરથી ફલિત થાય છે કે વિદ્યાર્થીને અનેક ધર્મોનો અને જીવનપદ્ધતિઓનો સમ્યક્ પરિચય થવો જોઈએ; એટલું જ નહિ, એ ધર્મો અને જીવનપદ્ધતિઓમાંથી ધાર્મિકતા તારવી કાઢવા માટે એની વિવેકશક્તિ સુવિકસિત થયેલી હોવી જોઈએ. આ માટે સમભાવી ચારિત્ર્યશીલ અધ્યાપકો અને જિજ્ઞાસુ વિદ્યાર્થીઓનો સુમેળ એ પાયાની આવશ્યકતા છે. આજે જ્યારે શાળા મહાશાળાઓની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે, શિક્ષણક્ષેત્રે આપણે પ્રગતિ કરી રહ્યા છીએ એવું લાગ્યા કરે છે, ત્યારે આ પ્રશ્ન આપણી સામે ઊભો જ છે. વિચારશીલ અને ભાવનાશાળી અધ્યાપકોને તો દીવો લઈને શોધવા નીકળવાનો સમય હવે આવી પહોંચ્યો છે. હજારોની સંખ્યામાં

૨૭. 'જીવનવિકાસ'—પૃ. ૩૨૯. ૨૮. 'જીવનવિકાસ'—પૃ. ૩૩૦
૨૯. 'જીવનવિકાસ'—પૃ. ૩૩૮

ઊભરાના વિદ્યાર્થીઓમાં જિજ્ઞાસાવૃત્તિ કેટલામાં તે બીજો સવાલ કેળવણી-કારોને મૂંઝવી રહ્યો છે. ધાર્મિક કેળવણીની તો પછી का गतिः? પણ કાકાસાહેબને માનવીની અભીપ્સામાં અતૂટ શ્રદ્ધા છે : "માણસને જિગરથી જે વસ્તુ જોઈએ છે તે તેને નથી મળી એવું ક્યારે બન્યું છે? આજે જેમને આપણે ધાર્મિક પુરુષો તરીકે ઓળખીએ છીએ તેમને ધાર્મિક કેળવણી મેળવતાં અગવડ નથી પડી. વિદ્યાર્થીઓ જો જીવનની ઉદાત્તતા અને પરમાર્થતા એક વાર બરાબર સમજી જાય અને એમનામાં ચિંતનશીલતા આવી જાય તો ધર્મજ્ઞાન એટલું બધું ક્યાં દૂર છે? દરેક માણસ પોતાનાં જીવન, શ્રવણ અને ચિંતનમાંથી જ પોતાનો ધર્મ ઉપજાવી કાઢે છે."[૩૦] आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः।

માનવી એટલે જ તેજ અને છાયા, દૈવી અને આસુરી સંપતનો પુદ્ગલ, પ્રભુતા અને પશુતા બન્નેય માનવીમાં છે. એટલે જ તો એ દેવ નથી કે દાનવ નથી પણ માનવ છે. કોઈ પણ કાળે માનવીમાં પશુતા નહોતી જ એમ માનવું ભૂલભરેલું છે. પશુતા અને પ્રભુતા બન્નેયને પોતાનામાં સંઘરીને એ જીવે છે. પણ માનવની માનવતાનો વિજય ત્યારે છે જ્યારે એની પ્રભુતા એની પશુતા પર વિજય મેળવે. એવો માનવી જ નરમાથી નારાયણ બને છે. એની આ આંતરયાત્રામાં ધર્મનો ફાળો નાનોસૂનો નથી: "સદાચાર-પરાયણ વૃત્તિ શી રીતે દૃઢ થાય અને અસત્ તરફની વૃત્તિ શી રીતે મોળી પડે એ શોધવાનું કામ ધર્મનું છે."[૩૧] સદ્ગુણોને પોષીને, સંવર્ધીને અને આચરીને માનવી સ્વધર્મ પ્રવર્તાવે છે. સદ્ગુણોનું પોપટિયું જ્ઞાન વિદ્યાર્થીને ઊંચે લાવી શકતું નથી. એમના અંકુર એના હૃદયમાં ફૂટવા જોઈએ જેમાંથી સ્વધર્મનું વૃક્ષ પછીથી એના સમગ્ર વ્યક્તિત્વને પ્રફુલ્લિત કરી દે. વિદ્યાર્થીમાં એવા અંકુર ફૂટે એવી ફળદ્રુપ એની ચૈતસિક ભૂમિકા તૈયાર કરવાનું કામ ધાર્મિક કેળવણીનું છે. એવી જીવનવ્યાપી કેળવણી જ વ્યક્તિ અને સમાજના અભ્યુદય માટે એક મહામાર્ગ છે. એને ચરિતાર્થ કરવા સત્યધર્મ, પ્રેમધર્મ અને વિશ્વધર્મ તરફ સમગ્ર જીવનને નિવેદિત કરવું, એ રીતે એને પામવું, એ કાકાસાહેબના જીવનધર્મને અભિપ્રેત એવો મૂલ્યવાન સંદેશ છે.

૩૦. 'જીવનવિકાસ'—પૃ. ૩૪૧. ૩૧. 'જીવનવિકાસ'—પૃ. ૩૪૯

# અપૂર્વ વળતર

## અનંતરાય રાવળ

જે ગવાઈના દિવસોમા મહારાષ્ટ્રના લોકોએ ગુજરાતનો અવિશ્વાસ મેળવ્યો હતો તે દૂર કરવાની ઈંતેજારી કોલેજના દિવસોમા જ '* જુવાન દત્તાત્રેય કાલેલકરના 'મનમા જાગ્રત થઈ હતી' એ ઘટના જેટલી એના આભિજાત્યની સૂચક હતી તેટલી ગુજરાત માટે ખુશનસીબીની વાત હતી સ્વામી વિવેકાનંદ અને રવીન્દ્રનાથની અસરથી તરબતર અને ધાર્મિક તેટલી જ રાષ્ટ્રસેવાની ભાવનાથી આ સંકલ્પને અમલમા મૂકવાના અભિલાષુ જીવનુ આંતર પોત હતું વિદ્યાસંપન્ન અને સંસ્કારપ્રેમી રાષ્ટ્રભક્ત બ્રાહ્મણનુ, એટલે પોતે ગુજરાતની જે સક્રિય સેવા બજાવવા ઇચ્છ્યુ તેને માટે રાષ્ટ્રિય શિક્ષણના ક્ષેત્ર ભણી જ એમની નજર વળે અને તેથી વડોદરામા ગંગનાથ વિદ્યાલયને એ સેવાનુ સાધન કે માધ્યમ તેઓ બનાવે એ સ્વાભાવિક તેમ એમના વ્યક્તિત્વ તથા ભાવનાને શોભે એવુ હતુ એ સંસ્થાને રાજકીય કારણોસર પ્રતિકૂળ અસર નડતા રાષ્ટ્રિય શિક્ષણની પોતાની પ્રિય પ્રવૃત્તિ અશક્ય થઈ પડતા, તીર્થોની યાત્રા કરી પિતૃઋણ ચૂકવવાની એમની ભાવનાએ તથા એમની ભારતીયતા કે ધાર્મિકતાએ એમના હૈયામા ભરેલા હિમાલયના આકર્ષણે જોર કર્યું અને એમણે ઉત્તરાખંડ અને હિમાલયની યાત્રા કરી એ યાત્રાપ્રવાસ એમના આનંદ અને આત્મસમૃદ્ધિ માટે કામનો થયો હશે, પણ ગુજરાતી વાઙ્મયને એક આદર્શ યાત્રાગ્રંથ સાંપડાવવાનું નિમિત્ત તે બન્યો કોઈને એના યાત્રીએ આરંભેલી ગુજરાતની સરસ્વતીસેવાનો જ તે એક ભાગ ગણાય એ પછી શ્રી કાલેલકરની અનન્ય ધાર્મિકતાએ એમને જપ-તપને માર્ગે થોડો વખત વાળ્યા પછી એમના અંતરમા સમાન્તરે વહેતી રાષ્ટ્રભક્તિએ

* 'મીઠાને પ્રતાપે' (કાકા કાલેલકર), પૃ ૮૨, ફકરો ૫.

એમને કર્મયોગના સેવામાર્ગે વાળતા, એમનો શિક્ષણપ્રેમી અને કલારસિક જીવ એમને રવીન્દ્રનાથના શાન્તિનિકેતનમા લઈ ગયો. પણ ગુજરાત જ એમની કર્મભૂમિ બનવાનુ હતુ અને પેલી એમણે સકલ્પેલી ગુજરાતસેવા એમને હાથે થવાની જ હતી, તેથી 'એવા સ્વરાજને માટે આ દેહ અર્પણ છે' એવા પુણ્ય સકલ્પ સાથે સ્વદેશ આવી રહેવા કર્મવીર ગાધીજીના અને તેમના જગમ આશ્રમના ત્યા થયેલા દર્શન–પરિચયે એમને ગાધીજીના અતેવાસી બનવા પ્રેરી ફરી ગુજરાતમા આણ્યા

ત્યારથી લગભગ બે દાયકા સુધી પ્રથમ સત્યાગ્રહ આશ્રમ (સાબરમતી) અને પછી ગુજરાત વિદ્યાપીઠમાના એમના અધ્યાપનકાર્યથી અને એના વિસ્તાર કે પરિણામરૂપ લેખનથી એમણે ગુજરાતની જે સસ્કારસેવા અને વિપુલ વાઙ્મયસેવા બજાવી તે ગુણવત્તા તેમ ઇયત્તામા એટલી સમૃદ્ધ છે કે એમને ગુજરાતે કદી પરાયા ન માનતા પોતાની સ્વભાવગત ગુણજ્ઞ ઉદારતાથી 'કાકાસાહેબ' જેવા વહાલ અને આદર બેઉ ભાવના દ્યોતક આત્મીય શબ્દનો એમને માટે ઉપયોગ કરી એમને પોતાના વત્સલ આત્મજન માન્યા છે છેલ્લા બે–અઢી દાયકાથી તેમની કર્મભૂમિ વધુ વિશાળ બનતા તેઓ બહુધા ગુજરાત બહાર રહે – ફરે છે ત્યારે પણ તેઓ ગુજરાતને ભૂલ્યા નથી તે, એમની ગુજરાતની નૈમિત્તિક મુલાકાતો અને હજી સુધી એમના નવા પ્રવાસ તેમ ચિતનના પુસ્તકોનો ગુજરાતી ભાષાને મળતો રહેલો લાભ સિદ્ધ કરી આપે છે અને ગુજરાત તો એમને ભૂલે જ શાનુ? આજથી પચીસ વર્ષ પૂર્વે [સને ૧૯૩૬મા] ગુજરાતી સાહિત્ય પરિષદના કળા–વિભાગના પ્રમુખ એમને બનાવી, તે પછી બીજે કે ત્રીજે વર્ષે ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખપદ માટેય પહેલો વિચાર એમનો જ એણે કરેલો, જે ત્યારે સિદ્ધ ન થયો તો આટલા વર્ષે હમણા એક વરસ પહેલા [સને ૧૯૫૯મા] તેને સિદ્ધ કર્યે જ તેને કરાર વળ્યો

આશ્રમના કાર્યસાથીઓ તેમ ખુદ ગાધીજી પણ વારે વારે જેમને પૂછવા–ઠેકાણુ ગણે એવા બહુશ્રુત કાકાસાહેબને ભાગે સત્યાગ્રહ આશ્રમમા આવ્યુ એમને ગમતુ આશ્રમના કિશોરોની કેળવણીનુ કામ તે પહેલાના એમના વિશાળ વાચન, પ્રવાસાદિના અનુભવ અને ચિતન–મનનનુ તેમ જ આ અધ્યાપનકાર્યની રૂએ થતા રહેતા વાચનમનનનુ પ્રતિફલન થોડા જ સમયમા લેખિની દ્વારા થવા માડતા, કાકાસાહેબ ગાધીજીની હાજરી તેમ ગેરહાજરીમા એમના તેજસ્વી સાપ્તાહિક વિચારપત્ર 'નવજીવન'ના એક અગ્રગણ્ય લેખક, અને એ રીતે ગાધીવિચારધારાના સમર્થ અનુમોદક તથા સમગ્ર

ગુજરાતના મરકારશિક્ષક બની ગયા થોડા જ વરસમા ગુજરાતી ભાષા પર આશ્ચર્યજનક પ્રભુત્વ મેળવી લઈ એમણે ગુજરાની વાઙ્મયને એટલુ ને એવુ યશસ્વી પ્રદાન કર્યું છે કે એમની ગણના મરાઠી ભાષાના મોટા લેખક તરીકે થતી હો વા ન થતી હો, પણ ગુજરાતી વાઙ્મયના ઇતિહાસમા તો એમને કાયમી સ્થાન મળી જ ચૂક્યું છે

જાગીને વિચારતા થયેલા તેમ સ્વરાજ્ય અર્થે પ્રવૃત્તિ કરતા થયેલા ગુજરાતનુ પ્રથમ ધ્યાન ખેચ્યુ 'કાલેલકરના લેખો'ના બે ભાગોએ એમા હતા બહુધા 'નવજીવન'મા છપાયેલા કેળવણી, સમાજ, રાજકારણ, ધર્મ, સાહિત્ય, તત્ત્વજ્ઞાન જેવા ઘણા બધા ક્ષેત્રોમા ફરી વળતા અને ગાધીજીના કામને તેજસ્વી ને પ્રવાહી ભાષામા વ્યાપક રીતે સમર્થતા-વિસ્તારતા લેખો પછી આવ્યા કાકાસાહેબના 'ઓતરાતી દીવાલો', 'હિમાલયનો પ્રવાસ', 'સ્મરણયાત્રા' અને 'લોકમાતા' એ પુસ્તકો એ ચારેય પુસ્તકો એક રીતે કહો તો શૈક્ષણિક દૃષ્ટિ અને હેતુથી, વિદ્યાર્થીઓને નજર સમક્ષ રાખીને, લખાયા છે તે ભલે, પણ તેમા એના લેખકની એવી સમૃદ્ધ આત્માભિવ્યક્તિ અને એવી સાહિત્યોચિત લેખનકળા મરકારપ્રેમી અને સાહિત્યરસિક ગુજરાતને જોવા મળી કે તેણે તેને પ્રેમથી વધાવી લીધા

એમા 'ઓતરાતી દીવાલો' એ કાકાસાહેબનુ જેલવાસનુ સર્જન છે હૃદયગત સૌદર્યદૃષ્ટિ હોય, પરમાત્માની પ્રાકૃતિક અને તિર્યગ્ સૃષ્ટિને સરલ શિશુભાવે સાનદકુતૂહલ નયને નિહાળી તેની સાથે સમરસ થઈ હૃદયને લીલુ રાખતા અને શ્રીમદ્ ભાગવતના અવધૂતરાજ દત્તાત્રેયની (તેમ જ તેના આ વર્તમાન નામધારીની) માફક તેમાથી ચિંતન-મનન માટે ખોરાક મેળવી લેતા આવડતુ હોય, તો વ્યાવસાયિક પ્રવૃત્તિ, માણસો કે પુસ્તકો, એમાનુ કશુ પાસે ન હોય એવી અનેકોને માટે દુઃખદ બની જાય તેવી રિક્તતાને કેવા આનદથી ભરી દેવાય, તેનો કીમિયો પોતાના પ્રત્યક્ષપાઠથી કાકાસાહેબે એમા રજૂ કર્યો છે જેલવાસને લગતા પુસ્તકોના ગુજરાતી સાહિત્યમા આ કારણે આ કદે નાની પણ ગુણે ગરવી પુસ્તિકા જેમ કાકાસાહેબનુ એક નોધપાત્ર અર્પણ છે, તેમ એમનુ 'હિમાલયનો પ્રવાસ' એ પુસ્તક પ્રવાસવર્ણનના સાહિત્યમા એમનુ ચિરસ્મરણીય અર્પણ છે જુદા જુદા સ્થળો પરત્વે ઐતિહાસિક, ભૌગોલિક, પ્રાકૃતિક અને સાસ્કૃતિક માહિતી પીરસતા જઈ, પ્રસગોપાત્ત ચિંતનલહરીઓ ફરકાવતા ફરકાવતા તેમ અમુક પ્રસગોએ કે દૃશ્યોએ પોતાનામા જગાડેલ સવેદન નોધતા નોધતા, પ્રકૃતિના લલિત કે ભવ્ય સૌદર્યનુ અધિષ્ઠાન બનતા સ્થળો કે દૃશ્યોના સાક્ષાત્કારક અને સાહિ

ત્યિક ચમત્કૃતિથી પૂર્ણ શબ્દચિત્રો આલેખતા જઈ, અનેક સ્થળે વાચકોને સાત્ત્વિક વિનોદથી હસાવતા જઈ, પ્રવાસમા નડેલી અગત મુશ્કેલીઓ કે થયેલા રમૂજી અનુભવોની વાતથી તેમ કોઈ કોઈ વ્યક્તિઓના રેખાચિત્રો આપી વાર્તારસ જમાવી, અને એ રીતે પોતામાના શિક્ષક, વાર્તાકાર, સમાજશાસ્ત્રી, પંડિત, વિચારક, દેશભક્ત, હાસ્યકાર, ટીકાકાર અને સૌંદર્યરસિક કવિનો સક્રિય સવાદી સહકાર મેળવી અને કામે લગાડી, સહૃદય વાચકોને આગળીએ વળગાડી ઉત્તરાખંડ અને હિમાલયની જે આનંદદાયી મનોયાત્રા કાકાસાહેબે એ પુસ્તક દ્વારા કરાવી છે, અને પ્રવાસવર્ણનને લલિત સર્જનાત્મક વાઙ્મયની રસાત્મકતાથી કેમ ભરી શકાય તે શીખવતો એવો અનુકરણીય નમૂનો પૂરો પાડ્યો છે કે તેણે 'દક્ષિણાયન'કાર 'સુંદરમ્'ને જ નહિ, સૌ અનુગામી ગુજરાતી પ્રવાસવર્ણનકારોને તેનુ ઞપ્રજ્ઞાતપણે કે અસપ્રજ્ઞાતપણે અનુસરણ કરવા પ્રેર્યા છે અનેક વાચકોને હિમાલયયાત્રા કરી આવવા અને એમ નહિ તો એવી યાત્રા કરવાનો સંકલ્પ કરવા પ્રેર્યાનું એનું શ્રેય તો જુદું જ એ એક જ પુસ્તકથીય મૂલ્યવતી ગણાત એવી કાકાસાહેબની પ્રવાસ-વાઙ્મયની સેવા પછી તો 'બ્રહ્મદેશનો પ્રવાસ', 'પૂર્વ આફ્રિકામા' અને 'ઉગમણો દેશ' નામના અનુક્રમે બ્રહ્મદેશ, પૂર્વ આફ્રિકા અને જાપાનના એમના પ્રવાસના વર્ણનના ત્યાર પછી મળેલા પુસ્તકોથી દ્વિગુણિત થઈ છે

'લોકમાતા'મા ભારતની અનેક નદીઓ, જેમને કાકાસાહેબની ભારતીય ભાવનાએ લોકમાતા કહી છે તેમના, અને એ પુસ્તકના નવા મર્વાધિત સ્વરૂપ 'જીવનલીલા'મા તે ઉપરાત સરોવરો, નહેરો ને સમુદ્રોના, પોતે કરેલા દર્શનના સંસ્મરણો અને સંવેદનોની વાત, તેને એવી જ માહિતીપ્રદ અને રસાવહ બનાવીને, એમણે કરી છે આ બેઉ પુસ્તકોને પણ આ કારણે 'હિમાલયનો પ્રવાસ' ભેગા મૂકી કાકાસાહેબના એ પ્રકારના ભારતપરિચાયક અને પ્રવાસ લક્ષી સાહિત્યમા ગણી શકાય કાકાસાહેબના પ્રકૃતિપ્રેમ, સૌંદર્યરસિકતા, વિદ્વત્તા, ચિંતનશીલતા, વિનોદરસિકતા, અધ્યાપક-પ્રકૃતિ, ધાર્મિકતા, દેશ વાત્સલ્ય, કવિત્વ અને ભાષાપ્રભુત્વનુ આ પુસ્તકોમા પણ ઠેર ઠેર સુભગ દર્શન થાય છે ભૂગોળના નીરસ પાઠોને બદલે નદીઓમા જીવન્ત રસ જગાડે એવી નદીઓ વિશેની વાતના અનુબંધમા વાચકોને ખબરે ન પડે તેમ કાકાસાહેબ એટલુ બધુ રમતા રમતા સેરવી દે છે કે તેના વાચનને અન્તે સાવધાન વાચક ઘણું પામ્યા-શીખ્યાનો ઓડકાર ખાય 'ઓતરાતી દીવાલો', 'હિમાલયનો પ્રવાસ', 'લોકમાતા' અને 'જીવનલીલા' તેમ જ હવે પછી નિર્દેશાશે તે 'જીવનનો આનંદ'માના ભારતના કલાધામો, તીર્થો અને

ઐતિહાસિક સ્થળોનો પરિચય આપતા લખાયેલાં વાચની વેળા, વિશ્રંભ-વાર્તા કરતા કરતા અનેક બાગાનની માહિતીવર્ધક તેમ સંસ્કારપોષક સામગ્રી કુશળ અધ્યાપકની અદાથી સેરવી દેતા કોઈ વત્સલ વડીલને જાણે વાતો કરતા સાંભળતા હોઈએ એવો અનુભવ થાય છે, અને એક નર્મમર્મગુરુ સાથેના તેટલા વખત પૂરતા મનોયોગનો સત્સંગ જેવો આનંદ-પ્રકાશ આપણને મળે છે.

'સ્મરણયાત્રા' પણ ઉપરના પુસ્તકોની માફક તરુણ વિદ્યાર્થીઓને શ્રોતૃવર્ગ તરીકે નજર સમક્ષ રાખી કાકાસાહેબે લખેલ છે અધ્યાપકની દૃષ્ટિ અને વૃત્તિથી, વિદ્યાર્થીઓને પોતેય નાનપણમાં તેમના જેવા હતા એ આત્મીય ભાવે બનાવી તેમનો સમભાવ રચીને, તેમ તેમને પોતાની શૈશવયાત્રા એ જ રીતે અવલોકી જવા પ્રેરી એ રીતે તેમના સંસ્કારઘડતરને પોષક કે સહાયક સામગ્રી પીરસવા, એમણે તેમાં પોતાની સાંભરણથી માંડી માધ્યમિક શાળાનો અભ્યાસ પોતે પૂરો કર્યો ત્યાં સુધીના પોતાના બાલ-કિશોરવયના અને પોતાના વિદ્યાર્થીજીવનના ઉદ્દિષ્ટ હેતુને ખપના લાગી નોંધવા જેવા લાગ્યા તેવા પ્રસંગો આલેખ્યા છે. મહારાષ્ટ્ર અને કર્ણાટકની ભૂમિ, ત્યાંના પ્રાકૃતિક સૌંદર્યની તેમ યાત્રાધામોની દૃષ્ટિએ અગત્યના સ્થળો, ત્યાંના સામાજિક ધાર્મિક આચારવિચાર ને વ્રત-ઉત્સવો, એ સમયના શાળાઓ શિક્ષકો ને વિદ્યાર્થીઓ, આ સર્વની માહિતીની પશ્ચાદ્ભૂમાં નાના દત્તુની ભોળપ ને ચતુરાઈ, એની ટેવો ને એનો સ્વભાવ એનું ઉપજાઉ ભેજું અને ઘેર હાથી બાંધવાની અને સાઈકલ પર જાન લઈ જવાની એની શિશુસહજ કલ્પનાઓ, એની માતૃપિતૃભક્તિ એની કેળવણી, એના સંસ્કારઘડતરમાં એના કુટુંબીજનો શિક્ષકો સહાધ્યાયીઓ પ્રવાસ અને વાચનનો સારોમાઠો ફાળો — આ સર્વની વાત સ્મરણમધુર પ્રસંગાવલિ દ્વારા, ક્યારેક પ્રૌઢતા ફગાવી દઈ મરક મરક હસતા નાના દત્તુ બની જઈ પૂર્વાનુભવો પુનરપિ જીવતા અને ક્યારેક પ્રૌઢવયી કેળવણીકાર કાકાસાહેબનો સ્વાંગ ચાલુ રાખીને તેના પર ભાષ્યાત્મક કરતા કરતા, પોતે જેને સાહિત્યસર્જનમાં આવશ્યક માને છે એ તાટસ્થ્ય અને તદ્રૂપતાનો એક જ વખતે અજબ યોગ સાધીને, કાકાસાહેબે આ સ્મરણકથામાં કરી છે. પોતાની જાતથી અલગ થઈ પોતા પર હસી શકવાની સાચા હાસ્યકારની શક્તિ અને કળા, તેમ જ સાત્ત્વિક અભિજાત વિનોદ કેવો હોય તેનો આદર્શ એમાં સારા મૂર્ત થયા છે. દત્તુ, તેના માતપિતા, તેના ભાઈઓ ઘરના નોકરો, તેના શિક્ષકો, તેના સારા ને ખરાબ સહાધ્યાયીઓ, હકીમસાહેબ, એમ અનેક વ્યક્તિઓના જીવન્ત રેખાચિત્રોથી પાત્રાલેખનનો પ્રસંગોના રસભર્યા નિરૂપણથી વાર્તા

તત્ત્વનો, દેશકાળના ફલકથી વાતાવરણ કે સમાજચિત્રનો, અને પ્રસંગોપાત્ત વિનોદ, ચિંતન અને સંવેદનનો એકંદ આસ્વાદ કરાવતી અને અનેક મનોહર અલંકારો, ભાષાભંગી અને શબ્દ-વાકય-પ્રયોગોથી શૈલીની મીઠાશ ચખાડતી આ સંસ્મરણી વાચકે રસભરી નવલકથાનો આનંદ આપે છે એ તેની મોટી સફળતા છે એના આ જાતગુણે આત્મકથાના ગુજરાતી સાહિત્યમા તે નર્મદની ' મારી હકીકત ' અને ગાધીજીકૃત ' સત્યના પ્રયોગો ' પછીનુ મહત્ત્વનુ સીમાચિહ્ન બની છે ત્યાર પછી ઘણે મોડે લખાયેલી 'ધર્મોદય'ની કાકાસાહેબની સંસ્મરણમાળાને એની પૂર્તિરૂપ માની અહીં જ સભારવી ઉચિત છે, જોકે એ લખવાનો હેતુ, પોતાની ધર્મસમજ કેમ ઊઘડતી અને ચોખ્ખી થતી ગઈ તે તેમા નિમિત્ત બનેલા પ્રસંગોને આધારે સમજાવવાનો જ કાકાસાહેબે રાખ્યો હોઈ, તેમા ભાષ્યાત્મક ચિંતનની માત્રા વધતા પુસ્તક ' સ્મરણયાત્રા ' જેટલુ રસાળ બન્યુ નથી કાકાસાહેબના આજના વ્યક્તિત્વના ઘડતરની પિછાન અને તેના અભ્યાસને માટે આ બેઉ પુસ્તકોનુ વાચન અનિવાર્ય અગત્યનુ ગણાય, એ કહેવાની જરૂર રહેતી નથી

સાહિત્યતત્ત્વની દૃષ્ટિએ જેલ, પ્રવાસ અને આત્મકથાના ગુજરાતી સાહિત્યમા કાકાસાહેબના આ પ્રદાન જેવુ જ સ્મરણીય પ્રદાન એમનુ ગણાય નિબંધનુ, ખાસ કરીને ' જીવનનો આનંદ ' તથા ' રખડવાનો આનંદ 'મા જોવા મળે છે તેવા લલિત કે રસાળ નિબંધનુ ' રંગોનુ પરિવર્તન ', ' તારા-શિખર ', 'રણ કે સરોવર ?', 'મધ્યાહ્નનુ કાવ્ય ,' દેવોનુ કાવ્ય ', ' પગલાની લિપિ ', ' કાદવનુ કાવ્ય ', ' સંધ્યારસ ', વગેરે જેવા એમના નિબંધો સાહિત્યતત્ત્વે સમૃદ્ધ છે અને એમના કવિઅંશની લહેજતદાર સરજત છે દર્શન અને વર્ણનથી કવિતા બને છે, અને કાકાસાહેબ પ્રકૃતિ સૌંદર્યના જેવા મર્મજ્ઞ નિરીક્ષક છે તેવા જ તેના કુશળ નિરૂપક પણ છે, અને તેથી તે ત્યા કવિ જ બની જાય છે કવિ અને કલાકારનુ સૌથી આગવુ લક્ષણ સૌંદર્યદર્શિતા ઋતુઓ, પક્ષીઓ, વાદળા, મોજા, રંગો, વનસ્પતિ, તડકો, તારા, આદિનુ સૌંદર્ય કાકાસાહેબ મનભર માણી શકે છે ચિંચવડના પથરા પણ એમની સૌંદર્ય માટે ક્ષકિરણવાળી આખોથી છટકી જઈ શકતા નથી 'સમભાવ , 'ચિંચવડના પથરા , 'રંગપંચમી , 'લાવણ્ય', ' મધ્યાહ્નનું કાવ્ય ', 'દેવોનુ કાવ્ય-૨' (= ઇન્દ્રધનુ ), ' સાધ્યરસ ' જેવા લેખોમા જુદા જુદા રંગોની જુદી જુદી છાયા-છટાઓ પારખવામા દેખાતુ કાકાસાહેબનુ નિરીક્ષણસામર્થ્ય અને તેને યથોચિત રીતે વર્ણવવામા છતુ થતુ તેમનુ વર્ણનસામર્થ્ય કોઈના પણ ધ્યાનમા આવ્યા વિના રહેશે નહિ

એમની કળારસિકતા અને સૌંદર્યદૃષ્ટિ કુદરતમાં સુન્દર–પ્રભુએ ચોમેર વેરેલ સૌંદર્યનું 'કાવ્ય'— આ શબ્દ તો એમનો ' પેટન્ટ ' બની ગયો છે ! જે કંઈ તેમને સુંદર લાગે યા રસાનુભવ કરાવે તેને ખુશ થઈ જઈ ' કાવ્ય ' શબ્દથી તેઓ કેવા તો નવાજવા મંડી પડે છે તે એમની કૃતિઓના વાચકોને અજાણ્યું નથી — અવિલંબે પકડી પાડે છે. આવાં સૌંદર્યોના દર્શનથી થતું આનંદસંવેદન, તેનાં તાદૃશ શબ્દચિત્રો, કવિકલ્પના ચલાવી તેમાં નિયોજાતા મૌલિક ને ખૂબીદાર ઉપમાદિ અલંકારો, રસમય ચિંતન —આ બધી એમના આવા નિબંધોની આંતરસામગ્રી ગદ્યમાં વ્યક્ત થઈ છે એટલું જ, બાકી તે રસાનુભવ તો કરાવે છે કાવ્યનો જ. અંગ્રેજી લલિત નિબંધનાં ઘણાં સુલક્ષણો એમના આવા નિબંધોમાં એમના પ્રકૃતિગુણે અનાયાસે આવી જાય છે.

આવા સર્જનાત્મક કે રસાત્મક અંશોને બદલે વિચારપ્રતિપાદન પર જ ભાર મૂકતા કાકાસાહેબના લેખોનો તો પાર નથી. કાકાસાહેબ તેમાં વિચારક તરીકે પ્રગટ થાય છે, કવિ કે સાહિત્યકાર તરીકે નહિ. એ લેખો પ્રથમ 'કાલેલકરના લેખો'ના બે ભાગરૂપે અને પછી ' જીવનવિકાસ ', ' જીવનસંસ્કૃતિ ', 'જીવન-ભારતી ', ' જીવનપ્રદીપ ', ' જીવનચિંતન ' એ ગ્રંથોમાં વિષયવાર ગ્રથિત–પ્રકાશિત કરવામાં આવ્યા છે. 'જીવનવિકાસ 'માં એમના પ્રિય વિષય કેળવણીને લગતા લેખો છે. એમાં ઇતિહાસ ને ભૂગોળના શિક્ષણનો, સંગી-તનો, સહશિક્ષણનો, બાળકેળવણીનો, ઉદ્યોગશિક્ષણનો, શિક્ષકો ને શિક્ષણના આદર્શનો ને વિદ્યાર્થીના ચારિત્ર્યઘડતરનો વિચાર કરવામાં આવ્યો છે. કાકાસાહેબની કેળવણીવિચારણા રાષ્ટ્રની જરૂરતને લક્ષમાં રાખીને થયેલી છે અને તેમાં સુધારકની ભાવનાશીલતા અને ઉત્સાહ મોટા પ્રમાણમાં દેખાય છે. 'જીવનસંસ્કૃતિ 'ના લેખોમાં જગતની મુખ્ય મુખ્ય સંસ્કૃતિઓની તેમ ભારતની સમાજવ્યવસ્થાની ઇતિહાસજ્ઞ અને સમાજશાસ્ત્રીના જેવી કાકા-સાહેબની જાણકારી, વર્તમાન સમસ્યાઓ પ્રત્યે તેમની સચિન્તતા અને તેના ઉપાયની તેમણે કરેલી વિચારણા જોવા મળે છે. જગતને સંઘર્ષ અને વિગ્રહને સ્થાને સંસ્કૃતિઓના કલ્યાણકારી સમન્વયનો અને ભારતને તેની સમાજવ્યવસ્થામાંથી ઊંચ–નીચના ભેદના વિલોપનનો રાહ કાકાસાહેબે તેમાં ચીંધ્યો છે. ભારતની સામાજિક સમસ્યાઓ તથા અસ્પૃશ્યતા અંગેના તેમના લેખોમાં દેશભક્ત સુધારક બોલતા જણાય છે. ' લોકજીવન ' એ મૂળ મરાઠીમાં લખાયેલા લેખોના ગુજરાતી અનુવાદગ્રંથમાં આપણા ગ્રામજીવનને લગતી બાબતોની રજૂ થયેલી ચર્ચા–વિચારણા લોકસેવકોને માર્ગદર્શક બને

તેવી છે. 'જીવના તહેવારો'માં આપણાં પર્વોને લગતી પૌરાણિક-લૌકિક કથાઓ તથા તેમાં સમાયેલ ધાર્મિક-સામાજિક રહસ્ય સમજાવી, આજના સંજોગોમાં એ રહસ્યને સંગત નવું રાષ્ટ્રોપકારક સ્વરૂપ આપણાં પર્વોને આપી તેમને ઊજવવાની રીત રાષ્ટ્રભાવનાવાળા સમાજશાસ્ત્રી અને લોકશિક્ષકની અદાથી કાકાસાહેબે બતાવી છે. 'જીવનનો આનંદ' અને 'જીવનભારતી'માંના કળા અને સાહિત્યને લગતા લેખો કાકાસાહેબની કલાસમજ, એમનું વિશાળ સાહિત્યવાચન, એમનાં રસ-રુચિ, સાહિત્યને મૂલવવાનું એમનું ધોરણ, એમની વિવેચકશક્તિ, આ સર્વનો પર્યાપ્ત પરિચય આપણને કરાવી રહે છે. કળા અને સાહિત્યને સાધ્ય નહિ, પણ જીવનને સુંદર, ઉન્નત અને બૃહત્ બનાવવાનાં ઉપકારક સાધનો જ માનનાર કાકાસાહેબ આમ કહે તે સ્વાભાવિક જ છે : (૧) 'નરી કળા તત્ત્વજ્ઞાનનું સ્થાન કોઈ કાળે ન લઈ શકે'; (૨) 'કળા કોઈ કાળે ધર્મનું સ્થાન ન લઈ શકે, પણ ધર્મની તે વિરોધી ન જ જોઈએ'; (૩) 'ઉચ્ચ કળા અને ~~અને~~ આર્ય સદાચાર એ બે વચ્ચે મેળ હોવો જ જોઈએ'; (૪) 'જીવન માટે સાહિત્ય છે'; (૫) 'સાહિત્યના તમામ વિસ્તારમાં પ્રજાહિતનો, લોકકલ્યાણનો સૂર કાયમ રહેવો જ જોઈએ'; (૬) 'કલાત્મક દૃષ્ટિ મહત્ત્વની છે ખરી પણ એ સાહિત્યનું સર્વસ્વ નથી, જીવનદૃષ્ટિથી જ સાહિત્યનું પરીક્ષણ થવું જોઈએ'. કાકાસાહેબની દૃષ્ટિ આવી જીવનલક્ષી હોઈ 'ગીતાધર્મ'માં ગીતાના દૈવી ગુણોને માણસે કેળવવાના સમાજલક્ષી ગુણો તરીકે તેમણે સમજાવ્યા છે. 'ગીતાધર્મ', 'ધર્મોદય' અને 'જીવનચિંતન' આદિ પુસ્તકોમાં રજૂ થતી ધર્મવિચારણા કોઈ તાર્કિક પંડિતની નહિ, પણ જીવનમાં એક વેળા ગાયત્રીપુરશ્ચરણ કરનાર અને સંન્યાસ લેવાનો વિચાર કરનારની, પ્રથમ રામકૃષ્ણ ને વિવેકાનંદની અને પછી રવીન્દ્રનાથ અને ગાંધીજીની પ્રભાવક અસર અનુભવનારની, આસ્તિક શાસ્ત્રજ્ઞ અને વિવેકશીલ વિચારકની છે.

જોઈ શકાશે કે કાકાસાહેબની વિચારણા કેળવણી, ગૃહ, સમાજ, રાજકારણ, સાહિત્ય, કળા, ધર્મ- એમ જીવનનાં બધાં ક્ષેત્રોને વ્યાપી વળે છે. આ વિચારણા રજૂ કરતા લેખોના સંગ્રહોનાં નામ સાથે કાકાસાહેબે 'જીવન' શબ્દ વિશેષણની માફક જોડાવ્યો છે એ બહુ સૂચક છે. 'જીવનવીર', 'જીવનકળા' જેવા શબ્દો પણ કાકાસાહેબની કલમે ને હોઠે તરત ચડે છે. તેઓ જીવનનિષ્ઠ કેળવણીકાર, સાહિત્યકાર ને વિચારક છે તે એનું કારણ છે. નર્મદ, ગોવર્ધનરામ, મણિલાલ અને આનંદશંકર પછી આવી સમગ્ર જીવનને લગતી લોકહિતાર્થી વિચારણા ગુજરાતમાં અને ગુજરાતી

ભાષામાં ગાંધીજીને હાથે તેમ એમના બે શક્તિશાળી સાથીઓ કાકા કાલેલકર અને કિશોરલાલ મશરૂવાળાને હાથે થઈ છે. કાકાસાહેબની આ જીવનવિચારણા એમની ભારતીયતા કે આર્યતાથી પ્રેરાયેલી અને રંગાયેલી છે. એમના વાચન-ચિંતન-મનનના ફળરૂપ એમનું ભારતીય સંસ્કૃતિના ઉત્તમોત્તમ તત્ત્વોનું એમનું પાચન એની પાછળ ઊભું છે. ભારતીય ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને સંસ્કૃતિએ જે શાશ્વત જીવનમૂલ્યોની પ્રતિષ્ઠા કરી છે તેના પરથી નજર હટાવ્યા સિવાય રાષ્ટ્રની પ્રવર્તમાન સ્થિતિના સંદર્ભમાં તેની જરૂરતને અનુરૂપ સુધારણા કે પરિવર્તન આપણી કેળવણીમાં, આપણી ટેવોમાં, આપણી સમાજવ્યવસ્થામાં અને આપણા સામાજિક ધાર્મિક આચાર વિચારમાં કરવાની ધગશ ભરી એમની હિમાયત એ પણ બતાવે છે કે સનાતનધર્મ અને દેશકાલાનુરૂપ યુગધર્મની વચ્ચેનો ભેદ મુખ્ય-ગૌણ-વિવેકથી તેઓ બરાબર સમજે છે. પોતાની સમગ્ર વિચારણા માટે તેઓ તેમના છેલ્લા પુસ્તક 'જીવનચિંતન'ના પ્રવેશકમાં આમ કહે છે : 'વિવિધતા છૂટાછવાયા તો છે જ, અને છતાં એ બધા ચિંતનમાં એકરૂપતા જણાઈ આવશે. એક જ માણસના આ વિચારો છે, એ એકતા તો દેખીતી રીતે છે જ, પણ એ ઉપરાંત જીવનની અને જીવનના આદર્શની એક કેન્દ્રીય કલ્પનાને આધારે જ આ બધું ચિંતન થયું છે. એ દૃષ્ટિ અને એ આદર્શો મારા એકલાના નથી. ભારતીય સંસ્કૃતિમાં જે ઉત્તરોત્તર વિકાસ થતો આવ્યો છે તેનો સ્વીકાર જેમણે કર્યો છે અથવા જેમને એ વારસામાં મળ્યો છે તેમની શ્રદ્ધા, તેમનો પુરુષાર્થ, તેમનો અનુભવ અને તેમની આકાંક્ષા આમાં પ્રતિબિંબિત છે. એમાં મારા જેવા અસંખ્ય લોકો આવી જાય છે. એમનો જ હું એક સામાન્ય પ્રતિનિધિ છું.' એમની આ વિચારણા પ્રાણવાન, દૃષ્ટિદાયક, ઉત્સાહસંચારક અને કૃતિપ્રેરક છે. આ વિચારણાએ સત્યાગ્રહ-આશ્રમ અને ગુજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થીઓના આ આચાર્યને સમસ્ત પ્રજાના આચાર્ય અને સંસ્કારગુરુ બનાવ્યા. ગાંધીજીને એકમેકની પૂર્તિ કરી પોતાના કામને સમજાવે, પોષે, અનુમોદે અને વિસ્તારે એવા સહકાર્યકરો (કાકાસાહેબ) અને મશરૂવાળા એ બે નિષ્ઠાવાન વિચારક લેખક સાથીઓ સૂઝથી જ સાંપડી ગયા એ પરમ શક્તિએ એમને કરી આપેલી એક મોટી અનુકૂળતા જ કહેવાય.

એમની આ જીવનવિચારણા કાકાસાહેબે ગુજરાત સમક્ષ ધરી છે લેખોરૂપે. કોઈ પણ વિષયની વ્યવસ્થિત વિચારણા કરતો લેખ એટલે નિબંધ. કાકાસાહેબનું સૌથી હાથવગું વિચારવાહન આમ નિબંધ બન્યો છે. એ એમને ખૂબ ફાવે પણ છે. નિબંધો કાકાસાહેબ પ્રથમથી એનો નકશો

દોરીને ને પછી ચીપી ચીપીને બોલતા લાગે તેમ સભાનતાથી લખતા નથી. એમની નિબંધરીતિ મુક્તવિહારિણી છે પણ એમના મન બુદ્ધિ એવા ઘડા યેલા છે કે એ બોલવા કે લખવા માડે તેની સાથે વિચારો ને મુદ્દાઓ દોડી આની એક કતારમા ક્રમબદ્ધ ગોઠવાઈ જતા હોય છે એમનુ શાસ્ત્ર-પુરાણ અને સાહિત્યનુ વાચન પરિશીલન, એમની સ્ફૂર્તિમતી કલ્પના, સતેજ બુદ્ધિ, સવેદનશીલ હૃદય, સ્પષ્ટ જીવનદૃષ્ટિ, અતરની પ્રસન્નતાની દ્યોતક વિનોદવૃત્તિ અને અનુભવસમૃદ્ધિ એમને સામગ્રીની ખોટ કદી પડવા દેતા નથી કાકા સાહેબ આમ લલિત તેમ વિચારપ્રતિપાદક એમ ઉભય પ્રકારના નિબધોના એક મોટા સવ્યસાચી લેખક બન્યા છે આગલી પડિતપેઢી પછીના ગાધીયુગમા નિબધની તાણ ન વરતાવા દેવામા કાકાસાહેબનો, ગાધીજીનો અને કિશોરલાલ મશરૂવાળાનો મોટો ફાળો છે પ્રજાને ઉદ્બોધવા, સમજા વવા, પ્રેરવા તથા સસ્કારવામા વ્યાખ્યાનની કે વિચારપ્રતિપાદનની સીધી શૈલીના નિબધલેખો જ સ્વાભાવિક સાધન બને છે નર્મદને તથા અનુગામી પડિતયુગના સસ્કારગુરુઓ અને જીવનવિચારકોને જેમ નિબધે સારુ કામ આપ્યું હતુ, તેમ ગાધીજીના મિશનનેય વિચારલેખો એટલે નિબધોએ જ ગતિ આપી છે

કાકાસાહેબની ગુજરાતી વાઙ્મયની સેવા આટલેથી અટકી જતી નથી પિતાની ભૂમિકા કલ્પી તરુણ વિદ્યાર્થીને સબોધી તેમણે લખેલા ('જીવન ચિતન'મા હવે ફરી પ્રગટ થયેલા) પત્રો, અને નેત્રમણિભાઈને તથા પુત્ર વધૂ ચદનબહેનને લખેલા પત્રો તેમને કુશળ પત્રલેખકરૂપે રજૂ કરે છે 'માનની ખડિયેરો' દ્વારા માનવતા અને ધીર-વીર તિતિક્ષાનો સદેશો આપતી એક પરદેશી સત્યઘટનાત્મક કથાને ગુજરાતીમા ઉતારવાનુ શ્રેય તેઓ શ્રી મશરૂવાળા સાથે રળ્યા છે અગાઉ 'ચિત્રાગદા' અને 'વિદાય અભિશાપ'નો તથા 'ઘરે-બાહિરે' અને 'પ્રાચીન સાહિત્ય'નો રસલક્ષી રહસ્યદર્શી પરિચય ગુજરાતને કરાવનાર કાકાસાહેબે રવીન્દ્રનાથની પ્રતિભા ગુજરાતને ઓળખાવવાનો એક વધુ પુરુષાર્થ 'રસગ્રહણ' નામક રસિક અને સર્જનાત્મક અશોવાળા વિવરણ સાથે ગુજરાતીમા 'રવીન્દ્રસૌરભ' નામથી કરેલા રવીન્દ્રનાથ કૃત 'લિપિકા'ના સુદર અનુવાદથી કર્યો છે 'બાપુની ઝાખી' તો ગાધીચરિત-સાહિત્યને તેમનુ વિશિષ્ટ અર્પણ છે ગાધીજીના અનેક નાના મોટા પ્રસગો આલેખીને ગાધીજીના વ્યક્તિત્વના જુદા જુદા ચમકદાર પાસા તેમા એક જાણકારની અદાથી તેમણે રજૂ કર્યા છે, અને મહાપુરુષો તેમના જીવનની નાની નાની બાબતોમા ને પ્રસગોમા પણ કેવા મહાન હોય છે તે

વગર કહ્યે વાચકોને તેમ જીવનચરિત્રોના લેખકોને સમજાવ્યું-શીખવ્યું છે ગાંધીજીના ભાવિ ચરિત્રકારોને ગાંધીજીની જીવન્ત છબી ઉપસાવવા માટે ઘણી સામગ્રી આ સ્મરણાત્મક પ્રસંગાવલિ દ્વારા પૂરી પાડવા માટે કાકાસાહેબ પૂરા અધિકારી હતા, કારણ, આશ્રમમાં અને એકબે વાર જેલમાં ગાંધીજીના અનેવાસી બનવાનું સદ્‌ભાગ્ય એમને સાંપડ્યું હતું ૧૯૩૦માં મીઠા-વેરા સામેના સત્યાગ્રહ વેળા ગાંધીજીની સાથે પાંચ માસ યરવડા જેલમાં તેઓ રહેલા તે જેલવાસના તેમના સ્મરણો જે 'મીઠાને પ્રતાપે' નામથી પ્રગટ થયા છે તે એક દૃષ્ટિએ 'ઓતરાતી દીવાલો' પછીનું તેમનું જેલ-પુસ્તક કહેવાય, તો બીજી દૃષ્ટિએ ગાંધીજીની નિત્ય-છબી તે આલેખતું હોઈ 'બાપુની ઝાંખી'ના જેવી જ સેવા બજાવતું પણ લેખાય

આમ કાકાસાહેબની ગુજરાતી વાઙ્‌મયની સેવા વિપુલ છે અને માટે એમણે પ્રયોજેલ ગદ્ય પણ ગુજરાતી વાઙ્‌મયને એમનું વિશિષ્ટ અર્પણ છે મરાઠીમાંથી મરાઠી-ગુજરાતી અને પછી શુદ્ધ ગુજરાતી પર આવી જતા અને તેના પર પ્રભુત્વ મેળવી લેતા એમને ઝાઝો વખત લાગ્યો ન હતો તેમના ગુજરાતી ભાષાના કોઈ કોઈ શબ્દો ( જેવા કે 'છે', ' અનુભવ ' )ના ઉચ્ચારણમાં તેમની મહારાષ્ટ્રીયતા વરતાય છે તે સિવાય અને 'લવચીક', 'ભાગની', 'તમ્બૂરતો', વગેરે જેવા કોઈ કોઈ વાર તેમના લખાણમાં આવી જતા મરાઠી શબ્દો સિવાય, તેમની ભાષા પરથી તે ગુજરાતી નથી એમ કોઈ કહી શકે તેમ નથી ગુજરાતી ભાષા પરનો તેમનો કાબૂ તો કોઈ પણ ગુજરાતીને શરમાવે એવો અને તેમને મુક્ત મને ' સવાઈ ગુજરાતી ' કહેવા પ્રેરે તેવો ને તેટલો બધો છે તેમનો શબ્દભંડોળ ઘણો માતબર છે જ્યારેક કોઈ શબ્દ તરત હાથ ન ચડ્યો તો સંસ્કૃતનું શરણ તેઓ તે જ પળે લે છે ને પોતાનું કામ ચલાવે છે 'રાંદવા', 'કરડકણી (દાઢ)', 'સો', 'ચળ', 'નાશું', 'ઓતગતી', 'લમરાણુ,' 'ગોફિયો', 'ફ્વાણા-દીકણા', 'બગ્યું', જેવા અનેક તળપદા શબ્દો પણ જાણનાર ને આસાનીથી વાપરનાર કાકાસાહેબનો જીવ તો ગ્યો રસિક બહુ પન્ન વિદ્વાનનો, એટલે 'ઉત્તુંગશિરસ્ક', 'નગ્નનામધેય', 'આસેતુહિમાલય', 'પીવરકાય', 'તરસ્વી', 'ઉદબુંધ', 'લાક્ષાંકિત' અને એવા અનેક ભારેભરા સંસ્કૃત તત્સમ શબ્દો પણ તેમના લખાણોમાં ચમકતા હોય છે અલબત્ત, એવા શબ્દોનો પ્રયોગ પોતે જ્યારે રંગમાં આવી અદ્દના કવિ અને તાહિ ચકારને મોકળું મેદાન આપતા હોય છે ત્યારે જ કરતા હોય છે એમને અંગ્રેજી શબ્દોનીય છોછ નથી 'ટ્રેજેડી', 'કરીઅર', 'અપીલ', 'ડિસિપ્લીન' જેવા શબ્દો તે ગુજરાતી લિપિમાં વિના સંકોચ વાપરે છે અંગ્રેજી

શબ્દોના ગુજરાતી પર્યાય શોધવા–સર્જવામા પણ કાકાસાહેબને કોઈ પહોચે નહિ Irrigation engineering માટે 'ભગીરથ વિદ્યા', Tug of war માટે 'ગજ ગ્રાહ', Casting vote માટે 'તુલસીપત્ર', બાયસિકલ માટે 'દ્વિચક્રી', ફૂટબોલની રમતના goal-keeper માટે 'લક્ષ્યન' અને જોગના ત્રણ ધોધ The King, The Rorrer અને The Ladyના સમાન ભાવવાચક 'રાજા', 'રુદ્ર' અને 'પાર્વતી' એ એમણે યોજેલા ગુજરાતી પર્યાયો જેવા બીજા ઘણા પર્યાયો ધ્યાન ખેચ્યા વિના રહેશે નહિ 'ઉપજાઉ' ' ચોપડીચુબક ', 'મરચાબહાદુર ', ' ખાસડકળા ', ' પલાયનયુદ્ધ ', ' કાકદષ્ટિ ' અને એવા એમના ઘણા શબ્દઘડતર તેમ જ શ્લેષની શબ્દરમત પણ અભ્યાસીઓથી અજાણી નથી

પણ શબ્દભડોળ અને ભાષાપ્રભુત્વ કરતાય વિશેષ ધ્યાન કાકાસાહેબના લખાણો ખેચે છે તે તેમની લખાવટથી તેઓ આમ તો ગાધીજીના અતેવાસી અને ગાધીસપ્રદાયના લેખક પણ લેખક જે લખે તેમા એનુ વ્યક્તિત્વ ઊતર્યા વિના રહે જ નહિ, અને કાકાસાહેબનો જીવ તો સાહિત્યકારનો, કળારસિક પડિતનો છે, એટલે એમના લખાણોમા એમનુ એ વ્યક્તિત્વ મુદ્રાકિત થયા વિના રહ્યુ નથી ગાધીજીથી પ્રભાવિત લેખકવૃદમા શૈલીકાર બન્યા કાકાસાહેબ ઉત્કટતાને, શ્રી મુનશીના શબ્દોમા સરસતા અને સચોટતાને, સસ્કૃત કાવ્યશાસ્ત્રની પરિભાષા પ્રમાણે વક્રોક્તિ અને તત્પરિણામી ચમત્કૃતિને, કાકાસાહેબ તો લખાણને ચોટદાર બનાવવા માટે આવશ્યક માનતા જણાય છે આથી તેઓ અનેક વાર યથાવકાશ કલ્પનાપ્રાણિત કે બુદ્ધિચતુર કે વિનોદરસિક ઉપમાદિ અલકારો એવી સાહજિક છટાથી પોતાના લખાણોમા વેરતા જાય છે કે એક વાક્યમા આખા દશ્ય કે પ્રસગ કે તે વખતના સવેદનનો તાદશ અનુભવ તે કરાવી દે છે અપૂર્વ મૌલિકતાથી આકર્ષક લાગતા એમના આવા અલકારપ્રયોગોની એક મજાની યાદી કરી શકાય એ જ રીતે સાદી વાતને સીધા શુષ્ક કથનને બદલે આહ્લાદક રસાળ લખાવટથી વર્ણવવા એમના વાક્યોની પણ અભ્યાસીઓ એમના લખાણોમાથી વીણીને યાદી બનાવે તો કહેવા કહેવામા ને લખવા લખવામા માણસે માણસે ને લેખકે લેખકે પ્રતિભાના પોત ને પ્રમાણ પ્રમાણે કેવો તો ફેર પડતો હોય છે, અને પ્રતિભાશાળી લેખકની પ્રતિભા કેવી રીતે ક્ષણમા બધાથી ન્યારી દેખાઈ ધ્યાન ખેચવા મડી જતી હોય છે તે, અને લખાણને સાહિત્યતત્ત્વથી કેમ રસી, સભરી કે મહેકાવી શકાય, તેનો વસ્તુપાઠ શિખાઉ લેખકોને તેમાથી મળે તેમ છે. બધા જે બોલે ને લખે તે સાહિત્ય કક્ષાનુ

નથી હોતું. કાકાસાહેબ જે બોલે કે લખે છે તે મોટા પ્રમાણમાં 'સાહિત્ય' હોય છે તે આ કારણે. સાહિત્યિક છટાઓના અને શૈલીના શોખીન કાકાસાહેબ જ્યારે ગદ્યમાં કવિ, અને હાસ્યકાર નથી હોતા, તેમ ઊર્મિલીનાય નથી બનતા હોતા અને સીધા સંદેશવાહક વિચાર-પ્રચારક હોય છે ત્યારે પણ વિચારોને તેજસ્વી છટાદાર અને લાઘવવાળી વાણીમાં તેઓ એવી સિફતથી મૂર્ત કરે છે કે તેમનાં લખાણો સુંદર અર્થાન્તરન્યાસી સૂક્તિઓની સંખ્યા પણ મોટી દેખાડે છે. 'સલામતી એ જીવનનો સડો છે', 'જીવનમાં શું કે કળામાં શું, અનુકરણ એટલે મરણ', 'ગરીબાઈ એ વીરનો ખોરાક છે', 'મરણ કરતાં સ્મરણ બળવાન છે', 'એશઆરામ એ જીવનનો કાટ છે'– આવાં તો કેટલાંય અર્થગર્ભ સુભગ સૂત્રકાવ્યો તેમનાં લખાણોમાંથી તારવી શકાય. કાકાસાહેબની શૈલી અને એમનું ગદ્ય ગુજરાતી વાઙ્મયને એમનું એવું તો વિશિષ્ટ અર્પણ છે કે નર્મદ, નવલરામ, મણિલાલ, ગોવર્ધનરામ, બલવંતરાય, આનંદશંકર, ગાંધીજી, મુનશી ને મેઘાણી જેવા ગુજરાતના અગ્રગણ્ય ગદ્યકારોમાં કાકાસાહેબનું મહત્ત્વનુ સ્થાન છે, અને આજે કોઈને પોતાની ભાષા ઘડવા–ખીલવવા અને સારું ગદ્ય લખવાની હથોટી કેળવવા નમૂનેદાર ગદ્ય વાંચવા સૂચવવાનુ હોય તો પહેલું કે બીજું નામ કાકાસાહેબના ગદ્યનુ જ હોઠે આવે.

સત્યાગ્રહ આશ્રમ અને ગુજરાત વિદ્યાપીઠમાં કરેલી શિક્ષણસેવાથી, ગુજરાતમાં અનેક સભાઓ અને પરિષદોમાં આપેલાં વ્યાખ્યાનોથી તેમ લોકશિક્ષણાત્મક વિચારપ્રેરક લેખોથી પ્રજાની કરેલી સંસ્કારસેવાથી, અને આવા સત્ત્વાઢ્ય વાઙ્મય વડે કરેલી ગુજરાતી ભાષાવાઙ્મયની અમૂલ્ય સેવાથી કાકાસાહેબે જે હેતુસર પહેલવહેલા એ ગુજરાતમાં આવ્યા હતા તે હેતુ સાંગોપાંગ સિદ્ધ કરી ગુજરાતને અપૂર્વ વળતર આપી ઋણ ફેડી નાખ્યું છે એમ નથી, ઊલટું ગુજરાતને ઋણી બનાવ્યું છે. અકૃતજ્ઞ થયા સિવાય ગુજરાત એ કદી ભૂલી શકશે નહિ.

## 'હિમાલયનો પ્રવાસ અને ઉત્તરાખંડની યાત્રા'

રામનારાયણ વિ પાઠક

આપણામા પ્રવાસનુ સાહિત્ય વિરલ છે જે કાંઈ છે તે પણ ઘણે ભાગે પરમુલકના પ્રવાસનુ સાહિત્ય છે પણ આપણા દેશનુ સૌન્દર્ય તો આપણે સાહિત્ય દ્વારા પણ જોયું જ નથી હોતુ આથી વિચારમા અને મુસાફરીમા બન્નેમા આપણો દેશ આપણને સૌથી વધારે છેટો પડે છે

ભૂગોળની એક ઘણી વખણાયેલી જૂની ચોપડીમાં* મુખપૃષ્ઠ પર નીચેની પંક્તિઓ હતી —

બૈઠકે સદેવ મુ કોકી મરના
યહ તમારા કિતાબમે દેખા
આપ ફના હોકર જાતમે મિલના
યહ તમારા હબાબમે દેખા
આપ સુખી ઔરકુ લિજ્જત
યહ તમાશા કબાબમે દેખા

આ પુસ્તક વિશે પણ કહી શકીએ કે ગાદી પર આરામથી બેઠા બેઠા આ પુસ્તકની મદદથી હિમાલયની અને ઉત્તરાખંડની યાત્રા કરી શકાશે હિમાલયની ભવ્યતા, પુણ્યસ્થાનોની પવિત્રતા, સતનો સમાગમ, ધરમશાળાના અવનવા અનુભવો સર્વનો આનદ કરી શકાશે

હાલની કેળવણીમા જેનુ સૌથી વધારે દુર્લક્ષ થતુ હોય એવો વિષય આપણા દેશની ભૂગોળ છે પગરસ્તે કરેલી યાત્રાની જૂની પદ્ધતિ પણ નવા સાધનો થતા નાબૂદ થઈ છે, અને તેથી આપણને આપણા દેશનુ કેવળ અજ્ઞાન જ રહે છે દેશનુ એકત્વ સમજવાને માટે આપણી પાસે પૂરો અનુભવ જ હોતો નથી આ પુસ્તકથી કેળવણીની આ મોટામા મોટી ખોટ કેટલેક અંશે પૂરી પડે છે

* 'હસ્તામલક' એવુ તેનુ નામ સ્મરણમા છે

પ્રવાસના પુસ્તકમાં માત્ર પ્રવાસના દેશોનો જ નહિ પણ પ્રવાસ કરનાર પ્રવાસીનો પણ પરિચય થાય છે. 'કાકા'નો પરિચય આપણને નવજીવનના તંત્રી તરીકેનો, મહાવિદ્યાલયના અધ્યાપક તરીકેનો અનેકધા થયો છે. પણ 'કાકા'નો માણસ તરીકેનો પરિચય આ પુસ્તકમાં જ થાય છે. પ્રવાસમાં માણસ પોતાના ખરા સ્વરૂપમાં દેખાય છે એ સર્વનો અનુભવ હશે.

આ પુસ્તકમાં 'કાકા'નો કવિ, ફિલસૂફ, સમાજશાસ્ત્રી, વિચારક વગેરે અનેક રૂપે આપણને પરિચય થાય છે. પુસ્તકના વિષયમાં 'કાકા' એટલા તદાકાર થયા છે કે આ તે નગાધિરાજની સૌન્દર્યસમૃદ્ધિ કે કાકાની કાવ્યસમૃદ્ધિ, હિન્દની સંતસમૃદ્ધિ કે કાકાની ફિલસૂફદૃષ્ટિ, સમાજસંસ્થાઓનું રહસ્ય કે કાકાનું સમાજશાસ્ત્રનું જ્ઞાન, એ નક્કી કરી આપવું અમને મુશ્કેલ લાગે છે અને અમને માત્ર બન્નેના પરસ્પર ઔચિત્યની જ પ્રતીતિ થાય છે

આખું પુસ્તક બહુ જ ઉત્સાહપ્રેરક શૈલીમાં લખાયું છે. હિમાલયના સરોવરમાં નહાવાથી લેખકને જેટલી તાજી સ્ફૂર્તિ થઈ હશે તેટલી આ પુસ્તક વાચવાથી થાય છે આપણા જુવાન વર્ગનું સાહસ આવાં પુસ્તકોથી હિમાલયના જેવી અચલતા, ઉન્નતતા અને શુચિતા તરફ દોરાશે એમ આશા રાખીએ છીએ

અષાઢ ૧૯૭૯ ['સાહિત્યવિમર્શ', પૃ. ૨૧૯-૨૨૦]

કેળવણી કહે છે : 'હું સત્તાની દાસી નથી, કાયદાની કિંકરી નથી, વિજ્ઞાનની સખી નથી, કલાની પ્રતિહારી નથી, અર્થશાસ્ત્રની બાંદી નથી. હું તો ધર્મનું પુનરાગમન છું. મનુષ્યના હૃદય, બુદ્ધિ તેમજ તમામ ઇન્દ્રિયોની સ્વામિની છું. માનસશાસ્ત્ર ને સમાજશાસ્ત્ર એ બે મારા પગ છે કલા અને હુન્નર મારા હાથ છે વિજ્ઞાન મારું મસ્તિષ્ક છે ધર્મ મારું હૃદય છે નિરીક્ષણ અને તર્ક મારી બે આંખો છે ઇતિહાસ મારા કાન છે સ્વાતંત્ર્ય મારો શ્વાસ છે ઉત્સાહ અને ઉદ્યોગ મારાં ફેફસાં છે ધીરજ મારું વ્રત છે શ્રદ્ધા મારું ચૈતન્ય છે. આવી હું જગદંબા છું. જગદ્ધાત્રી છું મારી ઉપાસના કરનાર બીજા કોઈનો ઓશિયાળો નહિ રહે. એની સર્વ કામના મારી મારફતે તૃપ્ત થઈ શકે એમ છે '

'જીવનવિકાસ', પૃ. ૧ — કાકા કાલેલકર

## ‘કાલેલકરના લેખો’*

રામનારાયણ વિ પાઠક

૧

આ મા શ્રી કાલેલકરના ‘નવજીવન’મા અને બીજા માસિકો માટે લખેલા પ્રસિદ્ધ અપ્રસિદ્ધ લેખોનો સગ્રહ છે ‘હિમાલયનો પ્રવાસ’ જે આ પહેલા હમણા જ જુદો પ્રસિદ્ધ થઈ ગયો છે તેના લેખોનો આમા સમાવેશ કરવામા આવ્યો નથી

ગુજરાતીઓમા અનેક ખોડો–દોષો ભલે હશે પણ તેમનામા એક ગુણ છે તેની તો કોઈથી ના પડાય એમ નથી અને તે ગુણ બીજાઓને અપનાવી લેવાનો ભલે આપણે પોતે આપણા સાહિત્ય તરફ ગમે તેવુ દુર્લક્ષ રાખતા હઈશુ, પણ આપણા સાહિત્યની સેવા કરવા આવનારને આપણે પરાયું લાગવા દેતા નથી શ્રી કાલેલકર એના એક અપનાવેલ ગુજરાતી છે ‘કાકા’ના નામે તેઓ માત્ર ગુજરાતી સાક્ષરામા જ નહિ, સમાજમા પણ પ્રસિદ્ધ થયા છે

ગાધીજીએ એક વાર પોતાના સહકારીઓ વિશે બોલતા કહ્યુ હતુ કે તેમાના કેટલાએક તો સવાઈ ગુજરાતી છે આ પદ શ્રી કાલેલકરે અક્ષરશ ખરુ કરી બતાવ્યુ છે

કાકા એક સિદ્ધહસ્ત લેખક છે તેમણે પોતાને માટે એક શૈલી ઘડી લીધી છે, અને તે શુદ્ધ ગુજરાતી શૈલી છે ભાષાની ગમે તેવી ખૂબી અને ગમે તેવો ઘરગથ્થુ શબ્દ પણ તેમને અજ્ઞાત નથી અને તે શૈલીમા તેઓ જરા પણ મહેનત વિના જ સરલ પ્રવાહથી લખી શકે છે આ સમયનો કોઈ પણ ગદ્યસગ્રહ એમના લેખ સિવાય પૂર્ણ નહિ ગણી શકાય એમ કહીએ તો તે અતિશયોક્તિ નથી અને તેમના સાહિત્યપ્રવાહમા એક વરસનુ જે

*અધ્યાપક દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકરનો લેખસગ્રહ, નવજીવન પ્રકાશન મદિર, અમદાવાદ, પૃ ૭૪૭, કિ ત્રણ રૂપિયા

ભોગવવું તેમની કેદથી પડ્યું તે દરમિયાન તેમના લેખોનો સંગ્રહ નવજીવને કર્યો તે ઉચિત કર્યું છે

પણ અમે માત્ર તેમની શૈલીને લીધે તેમને સિદ્ધહસ્ત નથી ગણતા તેમના વિચારની પરિપક્વતા માટે પણ કહીએ છીએ તેમનો હરકોઈ લેખ વાંચતાં તરત સમજાય છે કે તેમને મન પોતાનું વક્તવ્ય જરા પણ ઝાંખું કે અસ્પષ્ટ નથી જ પોતાને શું કહેવું છે તે તે પોતે બહુ જ સ્ફુટ સમજે છે અને માટે જ તેઓ એટલું સ્પષ્ટ લખી શકે છે તેમણે પોતાના વિચારો ઘણા વિષયો ઉપર સ્પષ્ટ અને સાકાર કરી નાખ્યા છે અને કરી રાખ્યા પણ છે હરકોઈ વિષયનું તે પોતાના ચોક્કસ કરેલા દૃષ્ટિબિન્દુથી દર્શન કરે છે અને જેવું પોતે કરે છે તેવું બીજાઓને કરાવી શકે છે કોઈ પણ લેખકમાં આ ગુણ જેવો તેવો ગણાય નહિ પણ આ ગુણથી ઘણી વાર લેખકની પોતાની પ્રગતિ આપણે કુંઠિત અને મર્યાદિત થયેલી જોઈએ છીએ પણ આ પ્રમાણે 'કાકા' વિષે કોઈ ટીકાકાર કહે કે વિચારે તે પહેલાં તેણે કાકાના લેખોનું વિષયવૈવિધ્ય અને તેમના જ્ઞાનની વિશાળતા અને ઊંડાઈ માપવા જોઈએ આપણા ઇતિહાસનું એમને વિશિષ્ટ દર્શન છે પ્રાચીન ઇતિહાસનો અને તેનો અર્થ કરવાનો એમને શોખ છે ભૂગોળદર્શન વિષે તેમણે માત્ર વાંચ્યું નથી પણ લગભગ આખો હિન્દુસ્તાન બાવાની પેઠે ફરીને જોયો છે હિન્દુસ્તાનના અનેક નગરો, મઠો, રિવાજો તેમણે પ્રત્યક્ષ જોયા છે અંધશ્રદ્ધાનાં ગણાતાં પુરાણો વાંચ્યાં છે, અનેક દૃષ્ટિબિન્દુઓથી થતી તેની ટીકાઓ પણ વાંચી છે બાળસાહિત્ય, લોકસાહિત્ય બધા વિષે તેમને કંઈક કહેવાનું છે આ સર્વ જ્ઞાન આ લેખોની નામાવલી જોતાં પણ માલૂમ પડશે પણ 'કાકા' આ ઉપરથી માત્ર પરચૂરણ જ્ઞાનવાળા છે એમ પણ નથી આ સર્વ વિષયોમાં એમણે તત્ત્વદૃષ્ટિથી રસ લીધો છે એને જો તલસ્પર્શી અને તત્ત્વાભિનિવેશી દૃષ્ટિ હોય નહિ, તો આ સર્વ વિષયોમાં એક જ માણસ રસ પણ ન લઈ શકે એ દેખીતું છે

આપણા દેશની અને ખાસ કરીને હિન્દુધર્મની જૂની પરંપરા એવી છે કે અભ્યાસીવર્ગ પોતાના જ્ઞાનને લોકોપયોગી રૂપ આપીને તેને સામાન્ય જનસમાજમાં પ્રસરાવી લોકોને કર્તવ્યોન્મુખ કરે આ પરંપરા અનેક કારણોથી શિથિલ થઈ ગઈ હતી તેને હાલ ગાંધીજીએ ફરી સજીવન કરી છે આ ગાંધીજીની પરંપરાનું ખાસ લક્ષણ એ છે કે તેમાં કોઈ પણ ચાલુ ભ્રમનો કે અસત્યનો લાભ લેવો નહિ એવો સ્પષ્ટ સિદ્ધાન્ત છે લોક ન

સમજી શકે એવો સિદ્ધાન્ત કહેવો નહિ એટલું જ અહીં વધારેમા વધારે શક્ય છે, પણ લોકગ્રાહ્ય કરના માટે સિદ્ધાન્તનો ભાગ યાગ (Compro-mise) શક્ય નથી શ્રી કાલેલકર આ નવી પદ્ધતિના લેખક છે તેથી જ તેમના લેખોમા પાંડિત્ય કે અટપટી દલીલની પરપરાઓ નથી પણ વિચક્ષણ વાચનાર તેમની પછવાડે રહેલ ચિન્તન અને અનુભવ સ્પષ્ટ જોઈ શકશે

ગુજરાતી વાચકવર્ગ આ લેખોને પણ આવકાર આપશે એવી અમને શ્રદ્ધા છે

પોષ ૧૯૮૦ [ 'સાહિત્યવિમર્શ', પૃ ૨૨૦-૨૨૩ ]

૨

"ગુજરાતને પોતાનુ નિવાસસ્થાન બનાવી રહેનાર કાકાસાહેબના નામથી આજ કોઈ ગુજરાતી અજાણ નથી થોડા જ વખતમા નવજીવન, વસન્ત અને બીજા ગુજરાતી પત્રો દ્વારા એમણે ગુજરાતની શિક્ષિત તેમ જ સામાન્ય પ્રજાનુ ઘણુ ધ્યાન ખેચ્યું છે એમના લેખો દરેક ઠેકાણે રસથી વચાતા અને આજે આ લેખો આમ પ્રસિદ્ધ થયેલા જોઈને અમને સતોષ થાય છે રા કાલેલકર પોતે જાતે ઊંડા અભ્યાસી છે, અને એમના ઊંડા અભ્યાસની છાપ એમના દરેક લેખમા ઓછેવત્તે અંશે એમના બધાય લેખોમા પડે છે એમના વિશાળ વાચન, વિશુદ્ધ સસ્કાર, રસિકતા, પવિત્ર આચાર અને સ્વતત્ર વિચારશ્રેણિની છાપ એમના લેખોમા એકદમ ઉપર તરી આવે છે એમના લેખોની ભાષા પણ ઠરેલ છતા સ્વાભાવિક અને સીસી છે એમના લેખો કેવળ ચોપડીના પાના ભરવા માટે નથી પ્રજાની આગળ કંઈક સગીન વિચારરૂપે મૂકવા માટે છે એમણે એટલા બધા વિવિધ વિષયો ઉપર લખ્યુ છે કે એમના લેખોના વિષયવાર ભાગલા કરી વાચકને સરળતા કરી આપવાની જરૂર હતી જ પ્રકાશકોએ એટલા જ માટે એ લેખોને ચરિતકીર્તન, ઇતિહાસ અને ભૂગોળ, જીવન્ત ઇતિહાસ, કેળવણી, સમાજશાસ્ત્ર, સ્વદેશી, તત્ત્વચર્ચા, સાહિત્ય અને કળા, રાજકારણ-સિદ્ધાતચર્ચા, રાજકારણ-પ્રસગચર્ચા, ન્યાયનુ નાટક અને પરિશિષ્ટમા વહેચી નાખ્યા છે આમાના કેટલાક લેખો પ્રાસગિક છે છતાંય આ સગ્રહનો મોટો ભાગ તેની શૈલી, મુદ્દાસર લખાણ, ગાભીર્ય અને ઊંડા વિચારોને લીધે સાહિત્યમા કાયમનુ સ્થાન લેશે સાહિત્યના ઊછરતા ગ્રથકારોની આ અભ્યાસપોથી બને તો નવાઈ નથી પુસ્તકની બાધણી અને છપામણી પણ ધ્યાન ખેંચે એવી છે "

[ સમાલોચક પુ ૨૯, અક ૪, પૃ ૨૮૨ ]

# 'ઓતરાતી દીવાલો'

૧

[ નોંધ : સાહિત્યના વિવેચનમા પરભાષીને સ્થાન નથી એ વિચારથી હું જરા અચકાયો, પણ હું ગુજરાતી ભાષા કાકાસાહેબના પુસ્તકો દ્વારા જ શીખ્યો એમ કહીએ તોયે ચાલે, અને જેમ શિષ્યની અધૂરી સિદ્ધિમા શિક્ષકનો પ્રભાવ દેખાય છે તેમ મારી જેવી તેવી ભાષામા કાકાસાહેબને પરોક્ષ અંજલિ મળશે વળી કાકાસાહેબ પોતે મૂળ પરભાષી ખરા ને ! ]

કળાની દૃષ્ટિએ 'ઓતરાતી દીવાલો' એ કાકાસાહેબની શ્રેષ્ઠ કૃતિ ગણી શકાય એટલું જ નહીં પણ વિશ્વસાહિત્યમા જ એનું ખરું સ્થાન છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી

એ ચોપડી વિશે કાંઈક લખવુ પડ્યુ છે એટલે ચાલો પ્રશંસાના સૂર છેડીએ – એ ખ્યાલથી મે એવુ લખ્યુ નથી પણ મારો અનુભવ વ્યક્ત કરવા ને સાથેસાથે મારુ એક જૂનુ ઋણ ચૂકવવા મે મારો વિવેકપૂર્વકનો અભિપ્રાય દર્શાવ્યો છે હવે મારા અભિપ્રાય સાથે એના કારણો પણ આપુ તો જ મારુ કામ પૂર્ણ ગણાય

કાકાસાહેબે લખ્યુ છે કે "ઓતરાતી દીવાલોએ અનેક હૃદયોમા મને પ્રવેશ આપ્યો છે" એમાનુ એક મારું છે હવે હૃદયની લાગણીને ટેકો આપવા બુદ્ધિની મદદ માગીએ

*

'ઓતરાતી દીવાલો'ની શ્રેષ્ઠતાનુ પહેલું કારણ એનું શાંત વાતાવરણ, એનો અવિરામ ભાવ અથવા તો લેખકના શબ્દોમા કહીએ તો એની ખુશમિજાજી છે

લેખક છે તો જેલમા, અને લખે છે શા વિશે ? જેલમા બીજા મહાન પુરુષોએ આત્મકથા લખી છે, સ્વાતંત્ર્યયુદ્ધના સ્મરણો લખ્યા છે કે ગીતાજી

ઉપર ભાગ્યે લખ્યાં છે. પરંતુ કાકાસાહેબ લખે છે...ખિસકોલીઓ ને કીડીઓ ને વાંદરાઓ વિશે. બહાર તો લડાઈ ચાલે છે અને જેલના જીવનમાં પણ એના પડઘાઓ પડ્યા વિના રહેતા નથી. પણ લેખકનો આત્મા જળકમળના ન્યાયે શાન્ત ને નિર્મળ રહે છે: "જેલમાં જ્યાં ગેરસમજ, ગેરઇન્સાફ અને હેરાનગત જ હોય છે ત્યાં પણ મારી દુનિયા મને પ્રિય જ લાગી છે." આ તે કોઈ નાનીસૂની સિદ્ધિ નથી, અને 'ઓતરાતી દીવાલો'નાં બધાં જ પાનાંમાં એનું મૂક પણ સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે.

શાન્તિનો ઉપદેશ શબ્દોમાં નહીં પણ પોતાના આત્માનાં દર્શન કરાવવાથી જ આપી શકાય. તો અહીં કાકાસાહેબે પોતાના આત્માની ઝાંખી કરાવીને શાન્તિનો કલાત્મક સાક્ષાત્કાર આપણે માટે સુલભ બનાવ્યો છે.

*

'ઓતરાતી દીવાલો'નું બીજું મહત્ત્વનું લક્ષણ એ 'દીવાલપ્રવેશ' નામની એની ટૂંકી પ્રસ્તાવના છે. પ્રસ્તાવનામાં શું હોય? ઘણાખરા વાચકોને તો એ છોડીને પહેલા પ્રકરણથી વાચન શરૂ કરવાની ટેવ (કે કુટેવ?) હોય છે. અને તેમાં ભાગ્યે જ અર્ધું પાનું ભરે એવા એ 'દીવાલપ્રવેશ'માં શું મહત્ત્વ હોઈ શકે?

મણિનું કદ નાનું, પણ એની કિંમત ભારે. એવી રીતે 'દીવાલપ્રવેશ'ની અગિયાર લીટીઓમાં કલાના નવે રસોનો રસ ભરચક ભરેલો છે. એ અહીં ટાંકીએ તો અસ્થાને ન લાગે. ખરેખર કાકાસાહેબના માનાર્થે રચેલા ગ્રંથમાં એ 'દીવાલપ્રવેશ'નો સમાવેશ ન થાય તો ઊણપ લાગે. દરેક ગુજરાતી વિદ્યાર્થીને આ પ્રસ્તાવના મોઢે આવડવી જોઈએ એમ લાગ્યા વિના રહેતું નથી:

"ગાંધીજીએ આશ્રમ માટે સ્થાન સરસ પસંદ કર્યું છે. ઉત્તર તરફ સાબરમતી જેલની દીવાલો દેખાય છે, જ્યારે દક્ષિણ તરફ દૂધેશ્વરનું સ્મશાન છે. સામી બાજુ શાહીબાગથી માંડીને એલિસબ્રિજ સુધી પથરાયેલાં અમદાવાદનાં ભૂંગળાં દેખાય છે, જ્યારે પાછલી બાજુ વગડા સિવાય કશું જ નથી. આવે ઠેકાણે રહ્યા પછી ચારે તરફ કુતૂહલની નજર ગયા વગર શી રીતે રહે? વખત મળે એટલે રખડીએ. આસપાસની બધી સીમ જોઈ, પણ પેલી ઓતરાતી દીવાલોની અંદર શું છે અને સ્મશાનની પેલી પાર શું છે એનો જવાબ મળવો સહેલ ન હતો. સરકારની કૃપાથી એક સવાલનો જવાબ મળ્યો. બીજા સવાલનો જવાબ ઈશ્વરકૃપા થાય ત્યારે!"

મારા કોઈ મહેમાન અમદાવાદ આવે ને હું એને શહેરના દર્શન કરાવવા લઈ જાઉં ત્યારે સાબરમતી આશ્રમની મુલાકાતે તો અચૂક જઈએ બધુ જોયા પછી હુ સાબરમતી જેલનો ઉલ્લેખ કરીને 'દીવાલપ્રવેશ'ની વાત કરુ છુ બધા એ વાતથી પ્રભાવિત થાય છે અને પૂછે છે, 'એ પુસ્તક શા વિશે છે?' પણ આ વાત હવે પછી આવશે

કાર્યનો મગળ આરભ હોય તો જ કામ પાર પડે એવી માન્યતા માનવહૃદયમા ઘર કરી બેઠી છે દક્ષિણના મદિરો બાંધનારાઓએ મદિરના બીજા કોઈ ભાગ કરતા એના પ્રવેશદ્વાર (ગોપુરમ્) ઉપર કલા ને સમૃદ્ધિનુ પ્રદર્શન કર્યું છે પહેલી છાપ સારી હોય તો બાકીના કામમા વાંધો ન આવે એવો વ્યવહારુ નિયમ જાણે તેઓએ પાળ્યો ન હોય! એવી જ રીતે 'ઓતરાતી દીવાલો'નો પ્રવેશ સુશોભિત ને મગળમય છે ફેર એટલો જ કે અહીં આરભની કક્ષા આખા પુસ્તકમા અત સુધી જળવાય છે

*

મારા મહેમાનો જ્યારે મને પૂછે કે, "જેની વાત તમે કરી છે એ પુસ્તક શા વિશે છે?" ત્યારે હું જરા મૂઝવણમા પડુ છુ જેલના અનુભવો વિશે છે એમ કહું તો એમને ખોટો જ ખ્યાલ આવે, અને ખિસકોલીઓ, કબૂતરો ને કાગડાઓ વિશે છે એમ પણ કેવી રીતે કહું?

પણ આ મારી મૂઝવણમા એ ચોપડીના મહત્ત્વનુ બીજુ એક કારણ છુપાયેલુ છે કોઈ નવલકથા હોય તો આપણુ ધ્યાન એના તરફ જાય છે સારો નિબધ હોય તો એ આપણને નવા વિચારોની વાનગીઓ પીરસે છે પ્રવાસવર્ણન હોય તો એની પાસેથી આપણે કઈક નવુ નવુ જાણવાની – જોવાની આશા રાખીએ છીએ પરતુ 'ઓતરાતી દીવાલો'મા એવો કોઈ ઉદ્દેશ છે ખરો? એમા નથી વસ્તુની તીખાશ કે નથી વિચારોની ગડનના કે નથી ભવ્ય દશ્યોનું વર્ણન લેખક કબૂલ કરે છે કે "આ લખાણમા ઉપદેશ નથી, પ્રચાર નથી, ડહાપણ નથી, વિદ્વત્તા નથી"

હા, આ પુસ્તક વાચવાથી કોઈ રોકડો ફાયદો મળતો નથી પણ આનો અર્થ શુ એ ન હોય કે તેથી જ એ 'કલાની ખાતર કલા'ના ઊંચા આદર્શોની પાસે જ આવ્યુ છે! જો સાહિત્યની દુનિયામા નિષ્કામ કર્મને સ્થાન હોય તો એ આ પુસ્તકમા જોવા મળે છે

પરન્તુ એનો અર્થ એ પણ નથી કે વ્યાવહારિક દૃષ્ટિએ એ તદ્દન

નિરુપયોગી છે. નિષ્કામ કર્મ કરવાથી જે રીતે શુભ પરિણામ આવે છે તે જ રીતે 'ઓતરાતી દીવાલો 'માંથી સારાં ફળ પણ મળે છે.

ગ્રીક સ્થાપત્યકલાનો નિયમ હતો કે ઇમારતનો દરેક સ્થંભ ખરેખર ઉપયોગી હોવો જોઈએ, ખાલી શોભાની ખાતર વધારાના સ્થંભો મૂકવા એમાં ગ્રીક વિવેચકો દોષ જોતા. કામ સાથે કલાનું મિલન, સૌન્દર્ય સાથે ઉપયોગિતાનો યોગ, એ એમનો આદર્શ.

તો અહીં પણું આ બે વૃત્તિઓનો મેળ થાય છે. આખરે કાકાસાહેબ રહ્યા તો શિક્ષક, માટે ગમે તે બોલે કે લખે પણ સાથે સાથે બોધપાઠ આવવાનો જ. 'ઓતરાતી દીવાલો' વાંચતી વખતે આપણને ખબર પણ ન પડે એવી રીતે અનેક પાઠ શીખવા મળે છે. મંકોડાઓની મૂર્ખાઈમાં આપણી આસક્તિ દેખાય છે; બહાદુર ખિસકોલી માતૃપ્રેમનો પદાર્થપાઠ આપે છે. ઇન્દ્રગોપની જીવનલીલા આપણી જ ક્ષણભંગુરતાનું ભાન કરાવે છે...

મનુષ્યેતર સૃષ્ટિમાં માનવજીવનનું પ્રતિબિંબ ઝીલીને પરોક્ષ રીતે આપણા જ જીવનની ચર્ચા કરવી, માર્ગદર્શન આપવુ; બોધ આપવો, એ 'ઓતરાતી દીવાલો'નું એક રહસ્યમય આકર્ષણ છે.

*

સાહિત્યની રચનાને સર્જન કહે છે. સર્જન અથવા સૃષ્ટિ એટલે શૂન્યમાંથી કોઈ નવી સૃષ્ટિ પેદા કરવી તે. આ કામ તો પરમેશ્વરનું જ હોય. પણ જેમ માણસ તુચ્છ કારણમાંથી ઉત્કૃષ્ટ કાર્ય ઉત્પન્ન કરવામાં સફળ થાય તેમ એ પરમેશ્વરની પરમ સર્જકશક્તિની નજીક આવે છે.

અને આ કામ અનાયાસે થાય તો જ એ સર્જનની કોટિમાં આવી શકે. એક ભવ્ય મંદિર બાંધવા હજારો માણસો પરસેવો પાડીને ને કષ્ટ વેઠીને ભાગ લે છે. આ પથ્થર અહીં મૂકો કે પેલું લાકડું ત્યાં ગોઠવો..., એમ હુકમ મળ્યા કરે છે અને એનો અમલ થતો જાય છે. આ તો સૃષ્ટિ નહીં પણ મજૂરી છે. પણ જે સ્થપતિએ સ્વયંભૂ પ્રેરણાથી, પોતાની કલ્પનાથી અંદર કલાના આવેશમાં આખા મંદિરની રચના કરી છે, એ જ ખરો સર્જક. (એમ જો વિચાર કરીશું તો કેટલાયે સાહિત્યકારોની કૃતિઓમાં સૃષ્ટિ કરતા મજૂરીનો અંશ દેખાશે !)

'ઓતરાતી દીવાલો'ની રચના માટે લેખકને તદ્દન નજીવો માલ મળ્યો હતો; નહીં જેવો કહીએ તોયે ચાલે. જેલના કંટાળાભરેલા જીવનના રોજિંદા પ્રસંગો. આ 'શૂન્ય' જેવા માલમાંથી એમણે કલાનો આવિર્ભાવ

કરાવ્યો છે, અને એ પણ અનાયાસે જ 'ઓતરાતી દીવાલો' વાચતા શ્રમ પડતો નથી, કેમકે એ લખના પણ લેખકને શ્રમ પડ્યો ન હતો સ્વાભાવિક રીતે, ઝરણામાથી જળનો પ્રવાહ વહેતો થાય છે એવી રીતે, લેખકના વિચારો ભાવાબદ્ધ થતા જાય છે, અને આપણે એનો ઘૂટડો ભરતા જઈએ છીએ

નજીવા કારણમાથી અનાયાસે જ ઉત્કૃષ્ટ પરિણામ લાવવુ એનુ જ નામ સર્જન મારી દૃષ્ટિએ એ 'ઓતરાતી દીવાલો'નો મોટામા મોટો ગુણ છે

*

ફૂલની પાખડીઓ વિખેરીને એનુ પૃથક્કરણ કરવા હુ માગતો નથી ફૂલને જુદા જુદા દૃષ્ટિકોણથી નિહાળવાથી શો શો આનદ થશે એની થોડી સૂચના આપી છે એની શોભા ને એની સુગધનો લહાવો માણવા નાના મોટા, છોકરાઓ તેમ જ સાક્ષરો, બધાને જ આમ ત્રણ છે

ગુજરાતી સાહિત્યના ઉદ્યાનમા આ નાનકડુ ફૂલ હમેશને માટે મહેકતુ રહેશે

— ફાધર સી જી વાલેસ, એમ એ

૨

'ઓતરાતી દીવાલો' કાકા કાલેલકરના એકાદ વર્ષના પ્રથમ જેલ અનુભવની નાનીશી સ્મરણયાત્રા છે ગાધીજીની હાકલને ઉપાડી લઈને કેટલાય લોકોએ જેલને છલકાવી દીધી તેમા કવિઓ અને લેખકો પણ હતા જેલના એ અનુભવોમાથી જેલજીવનનુ સાહિત્ય પીરસનાર લેખકોમા મુખ્યત્વે ગાધીજી, કાકા કાલેલકર, ઝવેરચદ મેઘાણી અને દાદા માવલકરને ગણી શકાય આ પ્રકારના સાહિત્યમા 'ઓતરાતી દીવાલો'નુ સ્થાન વિશિષ્ટ છે એમા જેલજીવનની કટુતા કે કરુણતા નથી, કેદીઓ સાથેના અનુભવોનુ પણ ખાસ વર્ણન નથી આત્મનિરીક્ષણ પણ નહિ જેવુ આખાય પુસ્તકમા લેખકના મનની પ્રસન્નતા વરતાય છે પ્રકૃતિના કુમળા તત્ત્વો સાથે એમના સમભાવ અને એમની રમતોનુ ચિત્ર છે કાકાસાહેબ પ્રકૃતિપ્રેમી છે સૃષ્ટિના મહાકાવ્યમા એમને જીવત રસ છે 'વિશ્વશાતિના કવિની વાણી—

વિશાળે જગવિસ્તારે નથી એક જ માનવી
પશુ છે, પખી છે પુષ્પો, વનોની છે વનસ્પતિ !

— લેખકના જીવનમા વણાઈ ગયેલી છે એટલે જ 'ઓતરાતી દીવાલો'મા

માત્ર માનવસૃષ્ટિની વાત નથી. લેખકની સૃષ્ટિમાં વાંદરા, બિલાડી, કાગડા, સમડી, ખિસકોલી અને કબૂતરો ઉપરાંત કીડીમંકોડા અને વંદાનો પણ સમાવેશ થાય છે. એરંડો, અરીઠો કે લીમડો પણ એમના હૃદયનું આકર્ષણ કરે છે. સૃષ્ટિની કોઈ વસ્તુ લેખકને મન તુચ્છ કે અસુંદર નથી. સૃષ્ટિના આ બધા રમકડાં સાથે રમવામાં એ નાના બાળક જેવો ઉત્સાહ અને આનંદ અનુભવે છે. એમનું કુતૂહલ પણ બાળકના જેવું જ સતેજ હોવાથી પ્રકૃતિના કુમળા નાજુક તત્ત્વોની ક્રીડાપ્રવૃત્તિ જોવા જાણવામાં તેમને ખૂબ રસ આવે છે. કીડી અને મંકોડાની હાર નજરે પડતાં જ એ હાર ક્યાંથી આવી ક્યાં જવાની, એમની પ્રવૃત્તિ શી વગેરે બાબતોની તપાસ માટે એમનું મન પ્રવૃત્ત થવાનું જ. કીડીઓનું સ્મશાન પણ એ જોઈ આવવાના ખરા જ. ખિસકોલીઓનું ક્રંદન સાંભળીને તરત જ પેલા કવિ વર્ડ્ઝવર્થની જેમ —

Will nobody tell me what she sings?

—એ ક્રંદન શોકનું છે કે આનંદનું તેની જિજ્ઞાસા તેમના મનનો કબજો લેવાની જ. માળામાંથી નીચે ગબડી પડેલા ખિસકોલીના બચ્ચાંને માળામાં પાછા ગોઠવવાનો ભગીરથ પ્રયાસ કરતી વેળા ખિસકોલી એમને પોતાના બચ્ચાંના દુષ્ટ ઘાતક સમજીને એની તિર્યગ્ભાષામાં કેવી ગાળો દેતી હશે અને એના મનોભાવો કેવા હશે તેની કલ્પના પણ તેમને અવશ્ય થવાની. ચંદ્ર, તારા, પંખી વગેરેની બાબતમાં પણ એમની જિજ્ઞાસા જરાય ઓછી નહિ. આ બાળસુલભ કુતૂહલવૃત્તિને કારણે પણ પુસ્તક રસિક અને સર્વભોગ્ય બની શક્યું છે. એમના કુતૂહલની પાછળ નાના મોટા સહુ વાચકો એક સરખી રીતે ઘસડાય છે.

આ પુસ્તકમાં પ્રકૃતિના બીજા અંગોની સરખામણીમાં માનવજીવનનું ખાસ નિરૂપણ થયું દેખાતું નથી. માનવપ્રકૃતિની અવળચંડાઈ, દુષ્ટતા કે નઠોરતાથી ત્રાસીને કવિ પ્રકૃતિના નિર્દોષ જીવોમાં રમમાણ થયા હશે? પણ માનવજાત પ્રત્યે એમને નફરત છે અથવા પ્રેમ અને સહાનુભૂતિનો અભાવ છે, એમ લાગતું નથી. ઊલટું, માનવજાતના ભાવિ વિશે એમનો પ્રબળ આશાવાદ છે. દુનિયાથી એ કંટાળેલા નથી. જગત પ્રત્યે પોતાની કૃતજ્ઞતાનો ઉલ્લેખ પણ પ્રસ્તાવનામાં એમણે કરેલો છે જ. પ્રબળ આશાવાદ અને દુનિયા પ્રત્યેની દિલચસ્પીને કારણે જ આ પુસ્તકમાં પાને પાને એમનો ખુશમિજાજ દેખાય છે. લેખકની કલમમાંથી મીઠો મર્માળો વિનોદ નીતરતો દેખાય છે તેનું મૂળ આ 'ખુશમિજાજી'માં છે. જેલજીવનની મુસીબતો લેખક હસતાં હસતાં જીરવે છે અને એમાંથી પણ જીવનનો આનંદ લૂંટે

છે સરકારે એમના શરીરને ભલે સળિયા પાછળ ગોંધી રાખ્યું હોય પણ એમનું કલ્પનાશીલ મન પાર વિનાના પ્રદેશોમા ઉડ્ડયન કરીને જીવનનું ભાથું ભરી લાવે છે જેલમા એમની નાનકડી ઓલીમા માકડ, મચ્છર અને ઢેકરો ળીના આક્રમણને તેઓ પોતાના સ્વાગતનુ વિવિધ કાવ્ય ગણી લે છે, રાત્રે બહાર સૂતી વખતે શીતળ સ્પર્શથી દેહને પાવન કરનાર દેડકાને લેખક ૧૮૧૮નો કાયદો લાગુ પાડે છે કાગડા અને ખિસકોલીનું યુદ્ધ રસપૂર્વક નિહાળતા એમને તે અગ્રેજો અને આરબોના જેવુ લાગે છે, કાગડા અને સમડીનુ યુદ્ધ એમની કલ્પનાને ટ્રોજનયુદ્ધમા તાણી જાય છે ઇતિહાસ, પુરાણ, રાજકારણના અનેક પ્રસગો એમના મનમા તાજા તરવરતા જ હોય છે એટલે કોઈ એકાદ પ્રસગનુ વર્ણન કરતા એમનું મન પતગિયાની જેમ વિવિધ ક્ષેત્રોમા ઘૂમી વળે છે અને પોતાના વિષયને અનુરૂપ પરાગ લાવીને તેમા પાથરી દે છે દાસડે બાપા પાસે પૂછડીએ મવમપદા કરાનતી બિલાડીની વૃત્તિ જોઈને તરત જ લેખકને એન્ડ્રોક્લીસના સિંહનું સ્મરણ થાય છે કોશિયો કાગડાનો પીછો છોડતો જ નથી એ જોતા તેમને જાપાની સૈનિક યાદ આવી જાય છે વારવાર પાણીમા પડતા કબૂતરો તેમને કર્મકાંડી લાગે છે, વદાનો નાશ કરવા માટે બેઠેલી જેવકમિટીને તેઓ વોરકાઉન્સિલ તરીકે વર્ણવે છે કાગડાનુ બચ્ચુ મરી જતા 'કાકા'ઓ તેની કાણ કાઢતા હોય તેવુ લેખકને લાગે છે લેખકની વર્ણનશૈલીમા જે વિનોદ અને હળવી દૃષ્ટિ દેખાય છે તે તેમના ચિંતનોમા પણ સાવ ગેરહાજર નથી એમના શબ્દપ્રયોગો અને અલકારોમા પણ એ જ વિનોદ અને રમતિયાળ શૈલી નજરે ચડે છે હોજમા સ્નાન કરતી વખતે અનેક મકોડાઓને પાણીમા લપસી પડતા દેખીને લેખક વારવાર તેમને બહાર કાઢે છે, છતા ફરીફરીને તેમને ત્યા દડી કાઢતા જોઈને તેમની બેવકૂફી પર ચીડ ચડે છે પણ તરત જ ચિંતન સ્ફુરે છે કે માણુસ જાત પણ એવી જ બેવકૂફ નથી? વિષયમા પડીને ક્ષીણ થાય છે, મરી જાય છે છતા વિષય છોડતી નથી માણુસ પરણે છે ને પસ્તાય છે, પરણે છે ને પસ્તાય છે છતા પરણ્યા વગર રહેતો નથી ત્યારે મકોડાની જ આ આ મહત્તા જોઈને તેમને બેવકૂફ શા માટે માનવા?

દાબડે બાપાએ જેલમા હોળી પ્રગટાવવા અગ્નિ ક્યાથી કાઢ્યો અથવા બિલાડીને દૂધ ક્યાથી મળતું હતુ તેનો ખુલાસો આપતા લેખક કહે છે એ તો જેલની 'ખાનગી વ્યવસ્થા હતી કીડીઓની દિનચર્યાનું નિરીક્ષણ કરતા કહે છે તેમાની કેટલીક તો વ્યાજ ઉપર જીવનાર રોડિયાની પેઠે અમસ્થી જ આમતેમ ફરનારી હતી લેખકની શૈલી ચિત્રાત્મક છ વર્ણનોની વિગત

આપીને, સુંદર અલંકારો યોજીને તેમ જ ઉચિત શબ્દપ્રયોગો દ્વારા લેખક ચિત્રો ખડાં કરી શકે છે.

લેખકનું હૃદય સૃષ્ટિના સહુ જીવો સાથે તાદાત્મ્ય સાધે છે. દરેક પ્રત્યે એમને સમભાવ, કરુણા અને પ્રેમ છે. પ્રકૃતિએ સર્જેલા તુચ્છ જંતુનું પણ જગતમાં સ્થાન છે એમ તે સમજે છે. ટૂંકમાં સહઅસ્તિત્વ–માત્ર માનવોનું જ નહિ પરંતુ પશુ, પંખી, જીવ, જંતુ, વનસ્પતિ તમામનુ–એ લેખકનો આદર્શ દેખાય છે. મારે જ દયાળજીભાઈના પગ તળે મંકોડો કચડાઈ જતાં એમના પેટમાં કંઈ ને કંઈ થઈ જાય છે. કલાપીની જેમ તેમને પણ ભૂલોની જ પરંપરા સમુ જગત ભાસે છે. અકસ્માતનું જ સામ્રાજ્ય આ જગતમાં પ્રવર્તતું દેખાય છે. પણ લેખક નિરાશાવાદી નથી. તરત જ એમનો પ્રબળ આશાવાદ પુનઃ પ્રગટી નીકળે છે. મૃત્યુ એ દુર્ભાગ્ય નથી, જીવનમાંથી મુક્તિ અપાવનારું તત્ત્વ છે, એની પણ લિજ્જત છે એવી પ્રતીતિ થઈ ઈશ્વરી યોજનામાં એમનો વિશ્વાસ દઢ થાય છે. વિનોદ અને વિષાદ આ પુસ્તકમાં સાથે સાથે ચાલે છે. કબૂતરની હગારમાંથી વંદાની ઉત્પત્તિ થાય છે એવો નિર્ણય લીધા પછી એક સવારે સુપરિન્ટેન્ડેન્ટ ભરી બંદૂકે આવીને કબૂતરોનો સંહાર શરૂ કરે છે લેખકનુ હૃદય હાલી ઊઠે છે 'વંદાના ત્રાસમાંથી બચાવવા બદલ ' હુ તેનો આભાર માનીશ એમ તેણે ધારેલુ. મેં ઉદાસીન નજરે તેના તરફ જોયું. મારા મોઢામાથી એક હાય નીકળી ગઈ. સાહેબ બહાદુરને ભાન આવ્યુ કે આ તો દયાધર્મી હિંદુ છે. કબૂતરોને ઘેર તે તે દિવસે હાહાકાર હતો અને સુપરિન્ટેન્ડેન્ટને ત્યાં ઉજાણી.'

એવી જ રીતે યુદ્ધના દિવસોમાં ખિસકોલી પેંધી પડે અને કામળા કાતરી ખાય એ ખોટ જેલ અમલદારથી સહન થતી નથી. ખિસકોલીને રોટલી નહિ ખવડાવવાની સૂચના કરી તેના સંહારની પણ ધમકી તે આપી જાય છે. યુદ્ધને કારણે ખિસકોલીનો રોટલો ટળે એવી કારણપરંપરા જોઈ લેખકને સખેદ આશ્ચર્ય થાય છે. આખાય પ્રસંગનુ કરુણ વર્ણન લેખકે ચિત્રાત્મક શૈલીમાં કર્યુ છે.

એક સવારે એક જુવાન કેદીને ફાસીએ ચડેલો સાંભળીને માનવજાતની અવળચંડાઈ અને નઠોરતા પ્રત્યે નફરત દર્શાવતો તેમનો પુણ્યપ્રકોપ ઊછળે છે. એમને થાય છે : 'હિંસા એ શી વસ્તુ છે ! સ્ટવગતીથી આપણે માકણ મારીએ છીએ, બિલાડી ખિસકોલીને મારી ખાય છે, અને ન્યાયદેવતા એક જુવાન ગુનેગારનો બલિ લે છે! આનો અર્થ શો? શુ સમાજને આ

જુવાનને બીજો કશો આથી ચડિયાતો ઉપયોગ સૂઝયો નહિ ?……… એક જણે કાગળ વાંચી સંભળાવ્યો, બીજાએ ઈશ્વરનું નામ લીધું, અને બધાએ મળીને પછવાડિયે બાંધેલા એક અસહાય તરુણનું ખૂન કર્યું. જેલનો મોટો ઘંટ વાગ્યો અને દુનિયામાંથી એક માણસ ઓછો થયો. જેલના ઘંટે શું કહ્યું ? તેણે માણસની બુદ્ધિનું પોગળ જાહેર કર્યું. તેણે કહ્યું : 'મનુષ્ય-જાતિએ બુદ્ધિનું દેવાળું કાઢ્યું છે. મરી જનાર માણસનું શું કરવું એ સમાજને સૂઝયું નહિ એટલા જ માટે લોકોએ ભેગા થઈને એક માણસને આ દુનિયામાંથી વિદાય આપી અને તેના સરજનહારને બેવકૂફ ઠરાવ્યો !' "

માનવસમાજની આવી બેવકૂફીઓથી ત્રાસેલું હૃદય પ્રકૃતિમાં જ પોતાના દુઃખનો દિલાસો શોધે તેમાં શું આશ્ચર્ય ? માનવપ્રવૃત્તિની અવળચંડાઈ સામે કદી કદી આવો પુણ્યપ્રકોપ દેખાતો હોવા છતાં એકંદરે તો પુસ્તકમાં લેખકની પ્રસન્નતા મહેકી રહેલી દેખાય છે. વિવિધ યોનિની આ મનોહર રંગબેરંગી સૃષ્ટિ સાથે જેલમાં લેખકની એવી તો માયામમતા બંધાય છે કે જેલના દરવાજા તેમને માટે ખૂલી જતાં સુખના આનંદના દિવસો હવે પૂરા થયા અને વળી પાછા વાસ્તવિક જગતમાં ગુલામ તરીકે માનભંગ અવસ્થામાં દિવસો વિતાવવાની વેળા આવી એ કલ્પનાથી એમને હૈયેથી એક ઊંડો નિઃશ્વાસ સરી પડે છે :

क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति !

મધુસૂદન પારેખ

## 'સ્મરણયાત્રા'

૧

શ્રીયુત કાલેલકરે ગુજરાતી સાહિત્યમાં ઘણો મોટો ફાળો આપેલ છે. તેમાં મોટો ભાગ પ્રાસંગિક લેખો કે મતપ્રચારાર્થ લેખોનો છે. આવા લેખો સાહિત્ય ન હોઈ શકે એમ અમારું કહેવું નથી, એટલું જ નહિ એમાં ગુજરાતીમાં સંગ્રહાઈ રહે એવું ઘણું સાહિત્ય છે એમ માનીએ છીએ. પણ લેખકની દૃષ્ટિનો ભેદ સમજાવવા અમે કહીશું કે 'સ્મરણયાત્રા' એ એવા કોઈ દૃષ્ટિબિન્દુથી નથી લખાયું – શુદ્ધ લેખનના અથવા કહો કે સ્મરણના આનંદની ખાતર લખાયું છે. એ રીતે આ પુસ્તક એમનાં 'હિમાલયનો પ્રવાસ', 'લોકમાતા' વગેરેની પંક્તિનું છે. આપણા રસશાસ્ત્રીઓએ, આ કેવળ સ્મરણમાં પણ રસ રહેલો છે એ જોઈને જ, સ્મરણને રસના વ્યભિચારી ભાવમાં મૂકેલ છે.

પ્રયોજનમાં કર્તા કહે છે કે સામાન્ય લોકોનાં પણ આત્મચરિત્રો હોઈ શકે. અલબત્ત આ પુસ્તક એક સામાન્ય માણસનું આત્મચરિત્ર લખવાની દૃષ્ટિએ જ લખ્યું છે. પણ બાળપણનાં નાનાં નાનાં કૃત્યોનાં સ્મરણો, તેના સંસ્કારો, તે સંસ્કારોની – અલબત્ત અત્યારે – થયેલી સમજણ, તેનું પૃથક્કરણ, તેનો તલસ્પર્શ અને તેનું ભાષામાં નિરૂપણ એ કંઈ સામાન્ય નહિ — અસામાન્ય શક્તિનું લક્ષણ છે. કંઈ પણ દબાવ્યા વિના કે ગુપ્ત રાખ્યા વિના શ્રી કાલેલકરે પોતાની કિશોરવય સુધીનું આત્મચરિત્ર અહીં આપેલ છે, અને તે કિશોરો તેમ જ કિશોરોનાં માબાપો, શિક્ષકો અને સામાન્ય રીતે જીવનમાં અને સાહિત્યમાં રસ લેનાર સર્વને વાંચનયોગ્ય છે.

વૈશાખ, ૧૯૯૧. રામનારાયણ વિ. પાઠક

[ 'પ્રસ્થાન', પુ. ૨૦, અંક ૧, પૃ. ૯૩; ]
[ 'સાહિત્યવિમર્શ' પૃ. ૩૩૪ ]

## ૨

આ પણ ત્યાં સારું ચરિત્રવાઙ્મય ઝાઝું લખાયું જ નથી. વિશેષ કરીને સંસ્મરણોના સ્વરૂપનું વાઙ્મય તો બહુ જ થોડું છે. શ્રીમતી રમાબાઈ રાનડેએ 'પોતાના જીવનમાંનાં સંસ્મરણો' પ્રથમ રજૂ કર્યાં. ત્યાર પછી લોકમાન્યનાં સંસ્મરણો પ્રસિદ્ધ કરીને શ્રી બાપટે મરાઠી ભાષામંદિરનો આ વિભાગ ઠીકઠીક શણગાર્યો. પણ પોતાનાં સંસ્મરણો પોતે જ લખીને, પોતાના જૂના થઈ ગયેલા અને વિસ્મૃતિમાં દટાઈ જતા બાલ્યકાળના પ્રસંગો નવી દૃષ્ટિએ જોઈને નવીન દુનિયા આગળ રજૂ કરવાનો શ્રી કાકાસાહેબનો દાખલો વખતે પહેલો જ ગણાશે. સંસ્મરણાત્મક સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતીની સ્થિતિ મરાઠી કરતાં ચડિયાતી હશે એમ નથી લાગતું. એટલે શ્રી કાલેલકરે પોતાનાં સંસ્મરણો ગુજરાતીમાં લખીને તે ભાષામાં મહત્ત્વનો ઉમેરો કર્યો હોવો જોઈએ.

સંસ્મરણો કોને ગમતાં નથી ? ते हि नो दिवसा गताः એમ કહીને ભૂતકાળમાં ભોગવેલાં સુખદુઃખોને ફરીથી વર્તમાનકાળમાં અનુભવી લેવાનો પ્રયત્ન માણસને નવો જ આનંદ મેળવી દે છે. સુખનાં સંસ્મરણો તો સુખપ્રદ હોય છે જ, પણ ભોગવેલું દુઃખ પણ ભૂતકાળના પડદા પાછળ ગયેલું હોવાથી તેનું દુઃખદાયિત્વ લય પામ્યું હોય છે; અને તે પ્રસંગોની ઉદાત્તતા, ગંભીરતા, અને તે વાટે મનુષ્યસ્વભાવનો થયેલો પરિચય અથવા મિત્રોનો કે સંબંધીઓનો દેખાઈ આવતો પ્રેમ ઇત્યાદિનાં સંસ્મરણો આનંદદાયક જ હોય છે. વિમનસ્ક સીતાનું મનરંજન કરવાનો પ્રસંગ હોય, બાલ્યકાળના ગોઠિયા સુદામાનું મન રીઝવવાનું હોય, અથવા 'વાર્તા કહોને' કહીને હઠ લઈ બેસનાર બાળકોના કોડ પૂરવાનું કોઈ ડોસીમાને માથે આવી પડ્યું હોય, એવે પ્રસંગે 'અમારા નાનપણમાં આવું બન્યું' એમ શરૂઆત કરીને કહેલાં પોતાનાં બાલ્યકાળનાં સંસ્મરણો ઘણાં ઉપયોગી થઈ પડે છે. એવું કથન આપણને પોતાને આનંદ અને બીજાઓને લૌકિક અનુભવ અને ડહાપણનો લાભ આપે છે. આવાં સંસ્મરણો કહેનારો વક્તા કે લેખક જો રસિક હોય, તેની વાણીમાં મીઠાશ હોય, વર્ણન કરવાનું એનું કૌશલ્ય આકર્ષક હોય, અને બીજાઓનાં હૃદયને સ્પર્શ કરીને સૂક્ષ્મ ભાવના જાગ્રત કરવાની તેનામાં શક્તિ હોય તો એવાં સંસ્મરણો વધારે અસરકારક નીવડે છે, અને સાંભળનારને તો તે તલ્લીન કરી નાખે છે.

શ્રી કાલેલકરની 'સ્મરણયાત્રા'માં કેવળ આટલું જ હોત, પોતાનાં

હૃદયસ્પર્શી સંસ્મરણોનું પોતાની સુંદર મીઠી વાણીમાં એમણે કેવળ રસમય વર્ણન જ કર્યું હોત, તોપણ તે ગ્રંથ પહેલી શ્રેણીમાં ગણાત. પણ બાલ્ય-કાળના પ્રસંગોનું વર્ણન કરતી વખતે જે નવી દૃષ્ટિ તેઓએ રજૂ કરી છે તે આ પુસ્તકની વિશેષતા છે, અને તેથી સાહિત્યના એક ઉત્કૃષ્ટ ગ્રંથ તરીકે જ નહિ પણ વિદ્યાર્થીઓને જીવનપ્રવાહમાંનાં વમળ દેખાડી દેનારા મિત્ર તરીકે અને મોટેરાંઓને બાલ્યજીવનની યથાર્થ કલ્પના કરાવી આપનાર ભોમિયા તરીકે પણ આ ગ્રંથની યોગ્યતા ઊંચા દરજ્જાની ગણાય.

સંસ્મરણો તો મોટા માણસોનાં જ લખાય એવી આજસુધીની માન્યતા હતી; તેનો ઉલ્લેખ કરી શ્રી કાલેલકર પોતાની પ્રસ્તાવનામાં લખે છે કે, "હું એક મોટો માણસ છું એવા ખ્યાલથી આ સંસ્મરણો લખાયાં નથી. સામાન્ય માણસ પોતાની સામાન્ય વાતો કરી સામા માણસનો જીવનરસ જગાડી શકે છે." આ વૃત્તિ આખર સુધી તેમણે દૃષ્ટિ-આડે થવા દીધી નથી. વર્ણવેલા પ્રસંગોમાં અલૌકિક પ્રસંગો ઓછા જ છે. સામાન્ય માણસને જે કંઈ સારાનરસા અનુભવ આવે છે તે યથાર્થ રીતે અહીં ચિત્રિત કરેલા છે એટલું જ. પણ તે ચીતરવાની શૈલી, અને સાથેસાથે વાચકોને પણ થોડુંક આત્મનિરીક્ષણ કરાવનારું કૌશલ્ય ખરેખર અસાધારણ છે. આ સંસ્મરણોના આધારરૂપે રહેલું જીવન એક મોટા પુરુષનું છે, એની વાચકોને થોડી વારમાં જ ખાતરી થઈ જાય છે. પણ તે કાંઈ આ સંસ્મરણોને લીધે નહિ અથવા તેમાં વર્ણવેલા પ્રસંગોને લીધે પણ નહિ; પણ જે પદ્ધતિથી આ સંસ્મરણો લખાયાં છે અને જે હેતુ મનમાં રાખીને તેની યોજના કરવામાં આવી છે, તેને લીધે એ ખાતરી થાય છે. બાળકોની મનોરચનાની મુગ્ધ મનોવેધકતાનું વર્ણન કરવાનો હેતુ હોય, અથવા તો બાળકોને શિક્ષણ આપવામાં વાલીઓથી થનારા દોષોની ચર્ચા કરવી હોય અને તે બધાના સ્પષ્ટીકરણને માટે આપ-વીતીનું એકાદ સંસ્મરણ દાખલા તરીકે આપ્યું હોય એવું જ આ પુસ્તકનું ખરું સ્વરૂપ છે. ફરક એટલો જ, કે પ્રથમ તત્ત્વચર્ચા અને પાછળથી દાખલાઓ એ હંમેશનો રિવાજ કોરે મૂકીને દાખલા તરીકે કહેવાનાં સંસ્મરણોને જ આમાં મહત્ત્વ આપેલું છે. અને તેમાં સમાયેલાં મુખ્ય તત્ત્વોનું કેવળ સૂચન અથવા દિગ્દર્શન જ કરેલું છે.

એકાદ પ્રકરણ વાંચતી વખતે તેમાંનો મનોરંજક પ્રસંગ અને ભાષા-શૈલીનો આસ્વાદ લેવામાં વાચક તલ્લીન થઈ ગયેલો હોય તેવામાં વીજળીની બત્તીનું બટન દબાવ્યા પ્રમાણે એકાદ વાક્ય લખીને જ તેમાં સમાયેલા રહસ્ય પર એક નવો પ્રકાશ પાડવાની કાલેલકરની શૈલી સાચે જ વખાણવા જેવી છે.

બાળકોની સરલ મનોવૃત્તિ, તેમનો નિષ્પાપ સ્વભાવ અને કૃત્રિમતાના અભાવને લીધે જ તેમને વેઠવું પડતું દુઃખ — એના દાખલા તો ઠેકઠેકાણે મળી આવે છે. પેટમાં ખાડ પડી છે એમ કહીને રોજરોજ પૈસા માગનાર ભિખારીને ધક્કો મારી હાંકી કાઢનારા 'દત્તુ'ને કોઈ પણ નિર્દય કહેશે પણ એક વચન બોલી નાખેલી આણ ફરીથી કેમ નાખી શકાય એની તેના બાળ માનસને સમજણ ક્યાંથી પડે ? અને એ ન સમજવાથી જ પેલો ડોસો તેને લુચ્ચો લાગ્યો હોય અને તેને બહાર હાંકી કાઢવાનો તેણે પ્રયત્ન કર્યો હોય તો તે સ્વાભાવિક જ નથી કે ?

પરાણે કરાવેલી ટેવ, અર્થવગરની ગોખણપટ્ટીનાં પરિણામ કેવાં આવે છે એ 'એન આય ટી—નિ, ગદ્ધાને ધબકે' એ સરસ નમૂના જેવા સ્વતંત્ર રીતે બતાવેલા છે તેવા એકાદ શિક્ષણશાસ્ત્ર ઉપરના ગ્રંથમાં દશપાંચ પાનાનું વિવેચન કરીને પણ કદાચ બતાવી શકાયા ન હોત. વિદ્યાર્થીઓએ 'કોપી' કરવી નહિ, પ્રામાણિકપણે અભ્યાસ કરીને પરીક્ષા પસાર કરવી, એવી સદિચ્છાથી જ વિદ્યાર્થીઓ પર જે જાગતો પહેરો કેટલાક શિક્ષકો રાખે છે તેના પરિણામે ગુરુશિષ્યો વધારે નિકટ આવવાને બદલે દૂરદૂર જ જતા જાય છે, એટલું જ નહિ પણ સમરાંગણમાં યુદ્ધની તૈયારીથી સામસામા ઊભા રહેલા વીરની જ વૃત્તિ બંનેમાં આવી જાય છે, અને 'દત્તુ' જેવો હોશિયાર છોકરો પણ શિક્ષકનો પરાભવ કરવાની ઇચ્છાથી જ તેમને છેતરવા મંડી પડે છે. આ પ્રસંગમાંનું વર્ણન એકાદ નવલકથામાં શોભી ઊઠે એવું સરસ લખાયું છે. શિક્ષકોને છેતરવામાં દેખાઈ આવતી શ્રી કાલેલકરની કલ્પનાશક્તિ જેટલી વાચકોને આશ્ચર્યચકિત કરી મૂકે છે તે કરતાં પણ તે પ્રસંગને લક્ષીને ઈશ્વરની ન્યાયી અને ક્ષમાવાન વૃત્તિનું તેમણે જે વિવેચન કર્યું છે તે તે વખત પૂરતું તો વાચકોને ઉચ્ચ વાતાવરણમાં લઈ જાય છે જ, ઉપરાંત, આપણી ભૂલો તરફ નવી દૃષ્ટિએ જોતાં પણ શીખવે છે, અને આત્મનિરીક્ષણનો એક નવો પાઠ આપે છે.

તરુણ વિદ્યાર્થીઓને આત્મનિરીક્ષણ કરાવે એવા અનુભવના અને દૂરદૃષ્ટિના અભાવને લીધે ઉત્પન્ન થનારા મોહથી સાવધ રહેવાની સૂચના આપનારા કેટલાક સ્થળો આ પુસ્તકમાં છે. 'અરેબિયન નાઈટ્સ' જેવા શૃંગારિક ને શરાબી વાચનના માઠાં પરિણામ અને દુષ્ટ મિત્રોના સહવાસથી મળેલા ગંદા વિચારો, તે વખતે તો ભૂલી ગયા જેવા દેખાય છે પણ મનના ઊંડાણમાં કાયમનું ઘર કરીને કેવી રીતે રહે છે અને વિચારને કેવી રીતે મલિન કરે છે એની સ્વાનુભવને આધારે કરેલી ચર્ચા વાચનારને વીંધી નાખે

એની છે કાનના માર્ગે મનમા પેઠેલી આ ગદકી કાઢી નાખવી એ કેટલુ અઘરુ કામ છે! એક વખત પેસી ગયેલા આ વિચારો મનમા જડ ઘાલીને બેસે છે અને હિંદુ સ્કૂલમાના સરકારી શિક્ષકોના સહવાસમા નીતિશિક્ષણ પામેલા 'કાલેલકર' જેવા છોકરાના શુદ્ધ સ્વચ્છ મનને પણ ડહોળી નાખે છે! અને અદરથી આ ગદા મનોરાજ્યનો મનગમતો રસ ચાખવાની સાથે જ બાહ્ય પ્રતિષ્ઠા અને વિવેક વધારવાને માણસ કેવો પ્રયત્ન કરે છે એનુ ખુલ્લા અત કરણથી કરેલુ વર્ણન જે વાચશે તેના હૃદય ઉપર શ્રી કાલેલકરની નિખાલસ મનોવૃત્તિની છાપ કાયમને માટે કોતરાઈ જશે સજ્જન છોકરાને બગાડવાના દુષ્ટ છોકરાના માર્ગ પણ કેવા એકસરખા જ હોય છે! 'દત્તુ'ને બગાડવાના હેતુથી ઘેરથી પૈસા લાવવાને એક ખરાબ છોકરાએ તેને કેવી રીતે શીખવ્યું, બાલ સ્વભાવમા સ્વાભાવિક રહેતા અભિમાનને વશ થઈ 'દત્તુ'એ ''રૂક્ષ્માગીત'' આખો મ્હાડો કેવી રીતે ગાયુ, એ બધુ વર્ણન જેટલુ મનોરજક છે તેટલી જ તે ખરાબ સોબત છોડાવવામા નિમિત્ત માત્ર થયેલા વિશ્વનાથનો આદરથી ઉલ્લેખ કરીને તેની સ્મૃતિને પ્રણામ કરનારા શ્રી કાલેલકરની હૃદયની કૃતજ્ઞતા પણ આકર્ષક છે સાચે જ परगुण परमाणून् पर्वतीकृत्य नित्य निजहृदि विकसन्त सन्ति सन्त' कियन्त ।

બાળકોનુ તોફાન, તેને પરિણામે શિક્ષકોને હાથે મળનારો માર, અને બાળકોને વેઠવુ પડતુ દુ ખ અનાદિ અને અનત છે એમ જ દેખાય છે સૃષ્ટિની ઉત્પત્તિથી આ પ્રકાર ચાલ્યા જ કરે છે અને તેનો અંત આવવાના ચિહ્નો હજુ સુધી તો દેખાતા નથી બધા જ છોકરાને, જન્મસિદ્ધ હકથી મળનારો આ 'ખોરાક' નાના 'દત્તુ'ને ભાગે કઈ ઓછા પ્રમાણમા આવેલો દેખાતો નથી બેસવાની જગ્યાએથી સોટી ચમચમાવવાનુ ચાદવડકર માસ્તરનુ હસ્તકૌશલ્ય અને પગની આગળીથી ચૂટીઓ ખણવાનુ 'મોડકા' માસ્તરનુ પદકૌશલ્ય ઇત્યાદિના સુદર હૃદયગમ વર્ણનોનો આસ્વાદ લેતી વખતે તે કૌશલ્યને પરિણામે થનારા બિચારા 'દત્તુ'ના બેહાલ તરફ વાચકનુ ધ્યાન સરખુ જતુ નથી! હાથમા સોટી લઈને બાબા દત્તુની પાછળ પડ્યા છે અને ફરીફરીને પાછળ જોતોજોતો 'દત્તુ' આગળ દોડે છે, એ મનોહર ચિત્રનુ વર્ણન કરતી વખતે હરણની પાછળ પડેલા દુષ્યતની જે ઉપમા શ્રી કાલેલકરે આપેલી છે તે અનેક અર્થે અર્થવાહી છે

બાળકોના અટકચાળામા રહેલુ તેનુ સરલ સીધુ તર્કશાસ્ત્ર અને વિચારોની નિર્દોષ પરપરા એનુ વર્ણન કરીને વાલીઓને બાળકોની દૃષ્ટિએ જોતા શીખવવાનો શ્રી કાલેલકરનો પ્રયત્ન છે બાબાની બાટલીમાથી શાહી

રેડી લઈ તેમા કોયલાનું પાણી ભરી રાખનારા છોકરાઓના મનમા દુષ્ટબુદ્ધિ નહોતી, પણ પોતાનુ અજ્ઞાન અને મારની બીક એ મિશ્ર ભાવનાને લીધે તેઓએ તેમ કર્યું હતુ, એ વાત મોટેરાઓ ધ્યાનમા લેતા જ નથી ૭ વરસનો થોડો થયો તોય પોતાને હાથે ન જમનારો 'દત્તુ કાઈ બાધો હતો' એમ કોઈ ન કહે ટપાલની પેટીમા કાકરો નાખતી વખતે પણ તેના અન્તઃકરણમા દુષ્ટબુદ્ધિ નહોતી, પણ વગર અપરાધે આખી દુનિયા આપણી સાથે નિર્દયતાથી વર્તે છે એ જોઈને ઉત્પન્ન થયેલા અસતોષનુ તે એક સ્વાભાવિક પરિણામ હતું બાળકોના વર્તનની પાછળ રહેલી તેમની મનોરચનાનો વિચાર માબાપો કરતા જ નથી અને તેથી દુનિયામાનો કેટલો બધો આનદ તે ગુમાવી બેસે છે? પોતાનામા શ્રદ્ધા રાખીને વિશ્વાસથી કરેલી સ્તુતિના બેચાર શબ્દો પણ નાના દત્તુને કેટલા આનદદાયક લાગ્યા એની કલ્પના પણ બાબાને ક્યા હતી? અને બાબા અને દત્તુ એ બનેના સબધ વધારે ને વધારે મીઠા અને ગાઢ થતા ગયા અને આખરે તેનું રૂપાન્તર ગાઢી મૈત્રીમા થયુ, એનુ કારણ પણ કેવળ ભોગજોગે કાને આવેલા આ સ્તુતિના શબ્દો જ હતા એ પણ તેમના ધ્યાનમા કયે દહાડે આવ્યુ હતુ?

કોઈ પણ વ્યક્તિના જીવનમા ક્રાન્તિ કેવી રીતે થઈ જાય છે, અમુક એક દિશામા વહેતી તેની વિચારપરપરા એકાએક જુદી જ દિશામા કેમ વહેવા લાગે છે, એની પૂરેપૂરી કારણમીમાસા આપણે બધે ઠેકાણે કરી શકતા નથી તપાવીને લાલચોળ થયેલા લોઢા પર ઘા પડતા જ તેનુ સ્વરૂપ બદલાઈ જાય છે તેમ વ્યક્તિના જીવનમા પણ કોક પ્રસગોએ તીવ્ર આઘાતથી તેના જીવનની દિશા એકદમ બદલાઈ જાય છે આ આઘાત બાહ્ય દૃષ્ટિથી જોતા કદાચ તેટલા તીવ્ર દેખાશે નહિ તે વ્યક્તિની વિચારપરપરા ઉપર થનારા તેના પરિણામોની સગતિ પણ કદાચ બીજાના ધ્યાનમા આવશે નહિ, પણ પ્રત્યક્ષ તે વ્યક્તિને પોતાને માટે તે આઘાત પૂરેપૂરા હોય છે આ પ્રસગોના જેટલું જ તે વ્યક્તિની તપાવીને લાલચોળ કરેલા લોઢા જેની સસ્કારગ્રહણ કરવાને અનુકૂળ થયેલી મનોવૃત્તિને પણ મહત્ત્વ હોય છે આમલીના ઝાડની ટાચે નીડર થઈને પાકી આમલી લઈ આવવાને આઈએ શ્રી કાલેલકરને ઉત્તેજન આપ્યુ અને એવી રીતે હિમતની દિશા આપી તેનું પરિણામ પોતાના જીવન પર હમેશને માટે થયાનુ તેઓ લખે છે સાગલી સસ્થાનને માટે પ્રોમિસરી નોટો ખરીદવી હતી તેના વેપારમા થોડીક ચાલાકી બતાવવાથી પોતાને ફાયદો થઈ શકશે એ વિચાર શ્રી કાલેલકરની ચંચળ બુદ્ધિમા સ્વાભાવિક રીતે જ આવ્યો અને પોતાની એ સૂચના પોતાના પિતાશ્રીને

મોટો વધારો કર્યો છે. ગુજરાતી ભાષાને અનેક નવા શબ્દો, નવી કહેવતો, નવા રૂઢપ્રયોગો આપ્યા છે. સાથે સાથે ગુજરાતી ભાષાના ગામડિયા ગણાતા, તળપદા મનાતા કેટલાય શબ્દો, કેટલીય કહેવતો વગેરેને પોતાના બહુશ્રુતત્વના સંસ્કારથી સંસ્કારી સાક્ષરપ્રિય બનાવ્યાં છે. અને ગુજરાતી ભાષામાં કોઈ પણ જાતનું દારિદ્ર્ય નથી એવી શ્રદ્ધા અમૃતભક્તોમાં પ્રકટાવવામાં કાકાસાહેબનો પણ નાનોસૂનો ફાળો નથી. આ જ ન્યાયે કાકાસાહેબે મરાઠી ભાષાની સમૃદ્ધિમાં પણ કીમતી ફાળો આપેલો હોવો જોઈએ. ( હું ' હોવો જોઈએ ' એટલા માટે લખું છું કે તેમનાં મરાઠી લખાણો મેં વિશેષ પ્રમાણમાં નથી સાંભળ્યાં. ) તેઓનાં હિન્દી લખાણો હું પહેલેથી સાભળતો આવ્યો છું અને જોતો આવ્યો છું કે તેમણે હિન્દી ભાષાની સમૃદ્ધિમાં કેટલો વધારો કર્યો છે ! ' સબકી બોલી ', 'સર્વોદય', 'મંગલપ્રભાત' જેવાં માસિકોમાં તો તેમનો પ્રાણ ધબકે જ, પણ બીજાં અનેક પત્રપત્રિકાઓમાં અને પુસ્તકોમાં તેમનુ હિન્દી લખાણ જે જોતા હશે, તેમ જ તેમનાં હિન્દી અને ગુજરાતીમાં પ્રવચનો સાંભળતા હશે તે કહી શકશે કે કાકાસાહેબ હિન્દી અને ગુજરાતી સાહિત્યને તેમ જ તે ભાષાઓને કેટલું તેજ અર્પી રહ્યા છે.

ભાષા અને સાહિત્યની સમૃદ્ધિનો એક અર્થ એ છે કે તેનુ કલેવર એટલું બધું વિશાળ તેમ જ ઉન્નત કરવું કે જેથી તેમા અણખેડાયેલા વિચારો ખેડાવા લાગે, અર્ધાપર્ધા ખેડાયેલા વિચારો વધારે સારી રીતે ખેડાય અને એકંદરે વિષયોની વિવિધતા અને વિચારની સૂક્ષ્મતાનુ ધોરણ ઊંચે આવે. કાકાસાહેબે ગુજરાતી, હિન્દી અને મરાઠી એ ત્રણે ભાષાની અને સાહિત્યની સમૃદ્ધિ આ દૃષ્ટિએ પણ વધારી છે. કાકાસાહેબે આ રીતે પણ સંકુચિત ભાષાવાદ અને પ્રાંતીયવાદને પોતાના વર્તન-વ્યવહારથી જ ફટકો માર્યો છે. તેમને હરકોઈ પોતાના પ્રાંતીય તરીકે જ ઓળખે છે. આ કાંઈ નાનીસૂની સિદ્ધિ નથી.

ગોટલી કેટલી નાની અને તેમાંથી ઊગતું, ફાલતું ફૂલતું આંબાનું ઝાડ કેટલું મોટું ! આ બે વચ્ચેનુ અંતર જોનાર જો સ્થૂળ દૃષ્ટિ હોય તો એ કેવી રીતે સમજી શકે કે ગોટલીમાં જ એવડો મોટો અને વિશાળ આંબો છુપાયેલો હતો ? પણ સ્થૂળદૃષ્ટિને માટે જે વસ્તુ દુર્ગમ તે જ સૂક્ષ્મદૃષ્ટિને માટે સુગમ હોય છે. ગોટલી યોગ્ય ભૂમિમાં ઊંડી, હવા-પાણી પ્રકાશનું બળ પામી, ફણગો કાઢે છે. તેમાંથી મોટું થડ અને શાખા, પ્રશાખા, પ્રતિશાખા, પત્ર, મંજરીનો મોટો ફાલ વિસ્તરે છે. એ જ ફાલમાંથી રસનાતર્પક અને નેત્રમોહક મધુર આમ્રફળ પાકે છે.

આ રોજની દશ્યમાન ભૌતિક અને વાનસ્પતિક પ્રક્રિયા કે સૃષ્ટિ છે, જેને સમજતા અને સમજાવતાં બહુ મહેનત નથી પડતી. પણ આ જ દાખલાને અનુસરતી માનસિક તેમ જ આધ્યાત્મિક પ્રક્રિયા કે સૃષ્ટિને સમજવા-સમજાવવાનુ કામ એટલું સહેલુ નથી. તેમ છતાં, વિશ્વમા કેટલીક વિભૂતિઓ એવી મળી આવે છે કે જેના ઉદાહરણથી આવી સૂક્ષ્મ પ્રક્રિયા પણ કાંઈક સહેલાઈથી સમજી શકાય અને લાગે છે, કાકા આવી એક વિભૂતિ છે અને એ વિભૂતિતત્ત્વનુ દર્શન તેમના બીજાં સેંકડો લખાણોમા થાય છે તે કરતા કાંઈક જુદી રીતે અને કાંઈક અકલ્પ્ય રીતે પ્રસ્તુત લખાણોમાં થાય છે.

*

છેક શૈશવકાળમા બનેલી નાનીમોટી ઘટનાઓ કોને યાદ રહે છે? પણ આપણે પ્રસ્તુત ધર્માનુભવનાં લખાણોમા જોઈએ છીએ કે કાકાના શિશુ-માનસ ઉપર તે વખતની ઘટનાઓની છાપ એવી સચોટપણે ઊઠી છે કે તે છાપ ઉપર આગલાં વર્ષોમા અને વિકસતી બુદ્ધિ તેમ જ પ્રજ્ઞાના કાળમાં તેઓ બહુ મુક્તપણે વિચાર કરી શકચા છે છેક શૈશવકાળ કે જ્યારે તેઓ નિશાળે પણ બેઠા ન હતા ત્યારે અને પૂરું બોલતા પણ ભાગ્યે જ જાણતા ત્યારે તેમણે જે જે જોયું, સાભળ્યું અને તત્કાલીન શક્તિ પ્રમાણે જે કાલાઘેલા તર્કો અને પ્રશ્નો કર્યા, અધૂરા કે સાચાખોટા જે અનુમાનો તારવ્યાં તે બધાની છાપો તેમના સ્મૃતિભંડારમા સઘરાતી ગઈ અને ઉત્તરોત્તર તે જ છાપો ઉપર તેઓ પોતે જ મનમા ને મનમા વિચારનુ નવુ નવુ ભાષ્ય રચતા ગયા સામાન્ય હકીકતો જે આપણા સહુના જીવનમા બને છે તેની જ તેમણે પકડી છે. કુટુમ્બ, સમાજ, શાળા, શિક્ષક, પટાવાળા, પુરાણી, પૂજારી, મંદિર, મૂર્તિઓ, પૂજાના ક્રિયાકાંડો ઇત્યાદિ બધુ જ આપણુ સહુને નાની ઉંમરથી એક અથવા બીજી રીતે પ્રાપ્ત હોય છે. પણ એની બાલ્યકાલીન છાપો કેટલાનાં મનમા ઊઠે છે? અને ઊઠતી હોય તો તે છાપોને યાદ કરી, તેનુ પૃથક્કરણ કરી, તેનુ મૂળ આપણામાથી કોણ શોધે છે? અને એના મૂળને શોધી, અગત ગણાતા અનુભવમાથી સર્વોપયોગી અને સર્વકાલીન ધર્માનુભવ કોણ તારવી શકે છે? આ બધુ તદ્દન વિરલ, છતા આપણે કાકાના જીવનમા આ બધી પ્રક્રિયા ઘટતી જોઈએ છીએ. 'સ્મરણયાત્રા'મા તેમણે અમુક વર્ષો સુધીના અનુભવો યાદ કર્યા છે, તેના ઉપર પ્રૌઢ ઉંમરની ટીકાઓ પણ કરી છે. પરંતુ આ ધર્માનુભવની યાત્રામાં તો સાવ શૈશવ અવસ્થાથી માંડી પોતાનાં સ્મરણોની યાત્રા કરી છે. જ્યારે તેઓ શિશુ

હશે, કિશોર હશે, કુમાર હશે, તરુણ હશે, પ્રૌઢ હશે અને અત્યારે પરિપક્વ પ્રૌઢ છે ત્યારે પણ, તે તે સંસ્કારો પરત્વે તેમને અનેક જાતનાં તર્કો, વિચારો અને અનુમાનો સૂઝયાં; શાસ્ત્રીય તુલનાઓ પણ તેમણે કરી અને છેવટે એ સ્મૃતિબીજનો અત્યારલગીનો થયેલ વિકાસ એમણે આ યાત્રામાં આલેખ્યો. જો એમની મનોભૂમિમાં પડેલ સ્મૃતિબીજનું આવું વિકસિત વિચાર-વૃક્ષ જન્માવવાનું સામર્થ્ય ન હોત તો આ યાત્રા આપણને સુલભ ન થાત.

સ્મૃતિ, તર્ક, કલ્પના, સમજણ અને જિજ્ઞાસા – એ બધાંનાં બીજ તેમને જન્મસિદ્ધ કે વારસાગત છે, પણ તે નાનાવિધ સામગ્રી પામી યથાકાળે ખૂબ ફાલ્યાં અને ફૂલ્યાં છે, જેની પ્રતીતિ પ્રસ્તુત સંગ્રહ કરાવે છે અને માનસિક કે આધ્યાત્મિક વિકાસમાં પણ ભૌતિક સૃષ્ટિની પેઠે જ કાર્યકારણભાવના પ્રવર્તતા નિયમનો ખુલાસો કરે છે.

કાકા પોતે 'જીવનપરમ્પરા' મથાળાવાળા લેખમાં પુનર્જન્મના સ્વરૂપ વિશેની અનેક કલ્પનાઓ આપી અત્યારનું પોતાનું વલણ રજૂ કરે છે. એ ગમે તેમ હો, પણ એટલું તો નિર્વિવાદ છે, સત્ય છે કે **नासतो विद्यते भावः**। જે અસ્તિત્વમાં આવે છે તેનું અજ્ઞાત અને સૂક્ષ્મ બીજ અવશ્ય હોય જ છે. જે વસ્તુ પ્રસ્તુત યાત્રામાં વિશાળ આકારે દેખા દે છે, તેનાં બીજ તેમનામાં જન્મસિદ્ધ હતાં, અને તેથી જ તે અનુકૂળ–પ્રતિકૂળ પરિસ્થિતિમાં પણ વિકસ્યાં.

કાકા પોતે કવિ છે, કળાકાર છે, કર્મશિલ્પી છે, નિર્માણસ્થપતિ છે, તત્ત્વજ્ઞ છે, વિવેચક છે. આ બધાં અસ્તિત્વો અને ત્યાગ, ભોગ, ગૃહસ્થપણું અને સાધકપણું જેવા વિરોધાભાસી અનેક ભાવોનાં ઊર્ધ્વગામી જીવનપોષક સામંજસ્યોની પ્રતીતિ એમનાં આ અને બીજાં લખાણોમાંથી મનભર રીતે થઈ આવે છે. પરંતુ આ યાત્રાની વિશેષતા મને લાગી છે તે તો એ કે એમણે સાદા અને સાવ સાદા દેખાય તેવા પ્રસંગોમાંથી જીવનસ્પર્શી વ્યાપક ધર્મસંસ્કાર તારવ્યો છે અને તે જે રીતે તારવ્યો, જે રીતે પચાવ્યો અને જે રીતે અત્યારે જીવનમાં કામ કરી રહ્યો છે તેનું સુરેખ ચિત્ર આપ્યું છે. આ લખાણોમાં કેટલાક વિષયો પર સામાન્ય નિબંધો પણ તેમણે સંઘર્યા છે. એ નિબંધોનું નવનીત જોકે જીવનગત ઘટનાઓના મંથનમાંથી જ ઉત્પન્ન થયું છે, છતાં તેમાં કોઈ ખાસ ખાસ ઘટનાઓનો ઉલ્લેખ ન હોવાથી તે ઘટના-નિરપેક્ષ વિચાર ભાસે છે. હું તો કાકાની ઉપમાઓ, ભાષાવિહાર, નવ નવ કલ્પનાઓ, વિચારનાં ઊંડાણો – એ બધું જોઉં છું ત્યારે એમને નવયુગીન વ્યાસ–વાલ્મીકિ તરીકે જ ઓળખાવવા લલચાઈ જાઉં છું.

કાકા 'દત્તાત્રેય' છે. તેમણે દત્તાત્રેયથી વધારે નહિ તો ઓછા ગુરુઓ તો નહિ કર્યા હોય એવી મારી ધારણા છે. તે ગમે તેમ હો, પણ તેમના અંતિમ ગુરુ કે ઉપાસ્ય ગાંધીજી છે. ગાંધીજી અને કાકા વચ્ચે ઘણી બાબતોમાં ઘણું અંતર છે, એ કહેવાની જરૂર ન હોય; પણ પ્રસ્તુત 'ધર્માનુભવની સ્મરણયાત્રા' અને બીજી 'સ્મરણયાત્રા' તે એક રીતે કાકાસાહેબની આત્મકથા જ છે. ગાંધીજીએ આત્મકથા આપી જગતને મુગ્ધ કર્યું છે, કાકાસાહેબે આત્મકથા આપી આબાલસ્ત્રીજન ઉપરાંત વિદ્વાનોને, અને સાક્ષરોને પણ આકર્ષ્યા છે, તૃપ્ત કર્યા છે. ગાંધીજી જે કહેવું હોય તે સીધેસીધું કહી દે. મૂર્તિ વિશે શું વિચારે છે અને શું વિચારતા, એવી કોઈ બાબત વિશે કહેવું હોય ત્યારે કાકાસાહેબ કાવ્યકલ્પના દ્વારા તે નાનકડી દેખાતી ઘટનાને ખૂબ ફુલાવી, વિકસાવી અને મનોરમ તર્ક અને આસપાસના અનુભવોના રંગ પૂરી રજૂ કરે છે. એટલે ગાંધીજીનું એક વાક્ય તે કાકાસાહેબનો એક નાનકડો લેખ બને. વિદ્વાનો અને સાક્ષરોને 'आम्रोऽस्ति' એ વાક્ય સંતોષ નથી આપતું; જ્યારે તે જ અર્થનું सहकारतरुर्विलसतितरां पुरस्तात्' એ વાક્ય આકર્ષે છે.

યાત્રા કરવી હોય ત્યારે એક નિયત સ્થાનથી બીજા અંતિમ નિયત સ્થાન સુધી પગપાળા જવાનું હોય છે; તેમાં પડાવો કરવા પડે છે; પ્રત્યેક પડાવે નવો નવો અનુભવ અને તાજગી મળતાં જાય છે; ખાસ કરી નદી, માનસસરોવર કે કૈલાસની યાત્રા કરવી હોય ત્યારે તો ઊંચું ને ઊંચું ચડવાનું પ્રાપ્ત થાય છે. આવા ચડાણોમાં ક્ષિતિજપટ ઉત્તરોત્તર વિસ્તરતો જાય છે. કાકાસાહેબે એવી યાત્રાનો આનંદ માણ્યો છે, એની ખૂબીઓ જાણી છે. તેથી જ કદાચ તેમણે પોતાના સ્મરણોને યાત્રાથી ઓળખાવ્યાં છે. આ પણ એક માનસિક અને આધ્યાત્મિક ઊંડાણ અને ચડાણનો પ્રત્યાસક્રમ હોવાથી યાત્રા જ છે. અધિકાર, સમજણ અને વિવેકના તારતમ્ય પ્રમાણે ધર્મના અનેક અર્થો મનુષ્યજાતિએ કર્યા છે; શાસ્ત્રોમાં સંઘરાયા પણ છે. એક જ પ્રસંગમાંથી અમુક કાળે ધર્મનો જે અર્થ ફલિત થાય તે જ પ્રસંગમાંથી કાળાંતરે સમજણ, વિવેક અને પ્રજ્ઞાની વૃદ્ધિ સાથે ધર્મનાં ઉત્તરોત્તર સૂક્ષ્મરૂપો તે જ વ્યક્તિ કલ્પે છે, અનુભવે છે. અને એ રીતે ધર્મના વિશાળ રૂપના અનુભવની યાત્રા જાગરૂક વ્યક્તિ એક જ જીવનમાં કરે છે. પ્રસ્તુત લખાણો કાકાસાહેબની એવી યાત્રાનાં સાક્ષી છે, તેની પ્રતીતિ હરકોઈ વાચક કરી શકશે.

સિન્ધુમાં બિન્દુ અને બિન્દુમાં સિન્ધુ એવી પ્રાચીન વાણી છે. પૂર્વાર્ધનો

અર્થ સમજતાં વાર નથી લાગતી, ઉત્તરાર્ધ વિશે તેમ નથી. પણ ઉત્તરાર્ધના એ રૂપકથી નિરૂપિત કરવામાં આવતો ભાવ કે સૂચિત કરવામાં આવતો અર્થ જો આપણી નજર સમક્ષ હોય તો એ રૂપક સમજવું સાવ સહેલું છે. જૈનશાસ્ત્રમાં વર્ણન છે કે કોઈ વ્યક્તિમાં એવી પણ લબ્ધિ શક્તિ હોય છે કે તે એકાદ પદ, એકાદ વાક્ય કે એકાદ સૂત્રને અવલંબી તેના ઉપર વિચાર કરે છે અને નિજ-પ્રજ્ઞાનો ઉપયોગ કરે છે ત્યારે તે એકાદ સૂત્ર તેને ચૌદ વિદ્યા જેટલું વિશાળ જ્ઞાનસામર્થ્ય અર્પે છે. આ વર્ણન ઝટ ઝટ બધાને ગળે ન પણ ઊતરે, તોપણ એની એક નાની અને આધુનિક આવૃત્તિ કાકા સાહેબનાં આ લખાણો પૂરી પાડે છે. તેથી જ તો એના શૈશવકાલીન સાવ ઉપેક્ષ્ય ગણાય એવા નજીવા સંસ્કારબિન્દુમાંથી – વિચાર, પરીક્ષણ અને પરિપક્વ પ્રજ્ઞાનો સિન્ધુ છલકાય છે.

કેટલાક અભ્યાસીઓએ ગુજરાતી સાહિત્યના ધુરંધર લેખકો જેવા કે, નરસિંહરાવ, રમણલાલ આદિને કેન્દ્રમાં રાખી પીએચ. ડી.ની ડિગ્રી મેળવી છે; બીજા કેટલાક અત્યારે પણ એવા લેખકોને કેન્દ્રમાં રાખી એવી ડિગ્રીની તૈયારી કરી રહ્યાનું જાણુમા છે. તેથી સૂચન કરવાનું મન થાય છે કે જો કોઈ અભ્યાસી કાકાસાહેબના ગુજરાતી સમગ્ર સાહિત્યને અથવા એકાદ કૃતિને અથવા તેમના અનેક વિષયો પૈકી એકાદ વિષયને કેન્દ્રમાં રાખી એવી ડિગ્રી માટે પ્રયત્ન કરશે તો, હું માનું છું કે, તે પોતાની યોગ્યતાને અનેકમુખી વિકસાવશે; એટલું જ નહિ, પણ ગુજરાતી સાહિત્યની સાચી ઉપાસના કરવા ઉપરાંત પરપ્રાન્તીય વ્યક્તિએ ગુજરાતી સાહિત્યને કેટલું ઉન્નત કર્યું છે એનો અજોડ દાખલો ઉપસ્થિત કરશે.

[ 'દર્શન અને ચિંતન' પુસ્તક–૨, પૃ. ૮૫૩. લેખકના સુધારા સાથે ]

## 'લોકજીવન' પર દૃષ્ટિપાત

ધીરુભાઈ ઠાકર

'લોકજીવન' એટલે મહારાષ્ટ્ર–કર્ણાટકની લોકસ્થિતિ, ત્યાંના સમાજસેવકોનું માનસ ને ત્યાંના લોકજીવનને અનુલક્ષીને રચાયેલું, પણ વસ્તુત સમગ્ર ભારતવર્ષની ગ્રામસંસ્કૃતિની મીમાંસા કરતું પુસ્તક 'હરના જેલનિવાસ દરમિયાન સાથીઓ સાથે ગાંધી જીવનકાર્યની ચલાવેલી ચર્ચાના ફળરૂપે કાકાસાહેબે મૂળ મરાઠીમાં આ પુસ્તકમાંના વિવિધ લેખો લખેલા, તેનો આ ગુજરાતી અનુવાદ છે અનુવાદક–શ્રી ઠાકોરભાઈ દેસાઈ – લેખકના વિચાર ને શૈલી સાથે ગાઢ પરિચય ધરાવે છે, એટલે કાકાસાહેબે જ જાણે કે પુસ્તક મૂળે ગુજરાતીમાં લખ્યું હોય એવી ઉત્કટતા, રસવત્તા ને તદ્રૂપતા એમાં આવી શકી છે, તેમ છતાં ગુજરાતી પ્રજા અને ભાષાસાહિત્યની સેવા કરીને 'સવાઈ ગુજરાતી'નું બિરુદ પામેલ આ મહારાષ્ટ્રીય સાક્ષરના કોઈ મરાઠી ગ્રંથનું ગુજરાતી ભાષાંતર થાય તે કૌતુકનો નહિ, તો નવીનતાનો વિષય તો ગણાય જ

આજ સુધીમાં કાકાસાહેબે પ્રવાસ, સંસ્મરણ, પ્રકૃતિ, કલા, ધર્મ, સમાજ, શિક્ષણ, સાહિત્ય ને સંસ્કૃતિવિષયક વિવિધ લેખોના અનેક સંગ્રહો આપ્યા છે એમાં, પ્રસંગોપાત્ત, તેમણે હિન્દુસ્તાનની ગરીબાઈ અને તેના નિવારક ઉપાય તરીકે ગ્રામસેવાનો વિચાર કર્યો છે ધર્મ ને કેળવણીના દૃષ્ટિકોણથી પણ, દેશની આબાદીના ઉત્તમ ઉપાય તરીકે ગાંધીજીએ સૂચવેલ આ જ સેવાભાવનાનો સંદેશો, તેમણે અનેક સુંદર લેખોમાંથી વારંવાર ફલિત કરી બતાવ્યો છે પરંતુ ગ્રામજીવન ને ગ્રામસંસ્કૃતિ નિર્મુક્તપણે તેમના મનનો પ્રધાન વિષય બન્યા હોય તો તે અહીં જ ખરું હિન્દુસ્તાન સાત લાખ ગામડાંમાં વસે છે એટલે દેશના સામુદાયિક જીવનને સ્પર્શતો હરકોઈ પ્રશ્ન ગામડાંને કેન્દ્રમાં રાખીને હલ થાય તો જ સાચું લોકકલ્યાણ સાધી શકાય

એમ સમજીને, લેખકે અહીં સ્વરાજ્યથી માંડીને સ્વચ્છતા પર્યંતના પ્રજાજીવનના સૌ કોઈ નાના મોટા પ્રશ્નોને ગ્રામસમાજ ને સંસ્કૃતિના પુનર્વિધાનની દૃષ્ટિએ ચર્ચ્યા છે. બીજા શબ્દોમાં કહીએ તો, લેખકે આ પુસ્તકમાં ગાંધીજીએ સૂચવેલા રચનાત્મક કાર્યક્રમની ભૂમિકા ઉપર, ગ્રામોદ્ધારને લગતી પોતાની સેવાપ્રવૃત્તિના નિષ્કર્ષરૂપ, વ્યવહારુ, છતાં ઉન્નત ને સ્વતંત્ર એવી વિચારશ્રેણિ રજૂ કરી છે. ગામડાંમાંના આધુનિક લોકજીવનનાં સર્વ સારાંનરસાં અંગ ઉપાંગોનું ઝીણવટભર્યું અવલોકન કરીને તેમણે એક સમર્થ સેવાધર્મીની ઢબે એની ચિકિત્સા કરી છે. ગામડાંની ગરીબી અને દેવાદારપણું, ધંધાઓ, સ્વચ્છતા અને આરોગ્ય, ગ્રામપંચાયત અને ગ્રામજનતાનો સામાજિક વ્યવહાર એ એમની વિચારણાના મુખ્ય મુદ્દાઓ છે. પોતાનો અનુભવ, શાસ્ત્રના વિધિનિષેધો અને અહિંસાની સર્વહિતવાદી દૃષ્ટિ – એ સાધનત્રયીના ઉપયોગ વડે લેખકે આ પુસ્તકમાંના વિવિધ લેખોમાં બેકારી, સ્વાશ્રય, સહકાર ને સ્વરાજ્યની ભૂમિકા ઉપર ભારતની પ્રજાને નિરામય સુખ ને સમૃદ્ધિ અર્પે તેવી નવીન ગ્રામસંસ્કૃતિની આછી રૂપરેખા દોરી બતાવી છે. એમાં ગામડાંની પ્રજામાં રૂઢ થયેલ અજ્ઞાન, કોરટબાજી, વ્યસનો, દેવું, રૂઢિપ્રેમ, પક્ષાપક્ષી, અસ્પૃશ્યતા, જ્ઞાતિભય ઇત્યાદિ અનિષ્ટોનું નિવારણ કરવાના સાદા અને વ્યવહારુ ઉપાયો બતાવીને; અને આચાર્ય, ભર્તા, કલ્પક, વણિક, ધુરીણ, રંજક ને ભૃત્ય એમ કર્માનુસાર પાડેલા નવીન સપ્ત વર્ણોની કલ્પના મૂકીને કાકાસાહેબે ઉત્તમ સંસ્કારશિક્ષકનું કર્તવ્ય બજાવ્યું છે. સ્વાતંત્ર્યસિદ્ધિ બાદ ગાંધીજીએ ઇચ્છેલ 'સર્વોદય સમાજ'ની ઇમારત તૈયાર કરવામાં આ પુસ્તકમાંની વિચારસામગ્રી પુષ્કળ સાધનો પૂરાં પાડશે એમાં શંકા નથી.

આજની સડી ગયેલી નગરસંસ્કૃતિને ઉખેડીને નક્કર ગ્રામસંસ્કૃતિની સ્થાપના સાથે અર્વાચીન યુગનાં દ્રવ્યવિનિમયથી માંડીને ધર્માચરણ પર્યંતનાં સઘળાં જીવનમૂલ્યોમાં કેવો ધરમૂળથી ફેરફાર કરવો પડશે તેનો સચોટ ખ્યાલ, શ્રી કિશોરલાલ મશરૂવાળાનાં લખાણોની માફક, કાકા કાલેલકરના આ પ્રકારના લેખો ઉપરથી આવે છે. કાકાસાહેબ ને કિશોરલાલભાઈ ગાંધીજીના પ્રથમ પંક્તિના શિષ્યો છે, એટલે તેમની વિચારશ્રેણિ ગાંધીજીનીને અનુસરે તે સ્વાભાવિક છે. પરંતુ, બેઉએ સ્વકીય પુરુષાર્થ વડે સ્વતંત્ર ને પ્રગલ્ભ વિચારકતા કેળવી છે. ઉભયમાં મૌલિક ચિંતકની રસભરી ખુમારી છે. આમ છતાં, કાકાસાહેબની વૃત્તિ કલ્પનાશીલ હોઈ તેમનું વલણ સૌન્દર્ય ને કલા તરફ વિશેષ, ત્યારે કિશોરલાલભાઈનો ઝોક શુદ્ધ તર્કની ભૂમિકા ઉપર ધર્મતત્ત્વ-

નિર્ણય ને શોધન તરફ વધારે કાકાસાહેબ ધર્મ તત્ત્વ વિચારણામા બહુધા પ્રાચીન આર્ય ધર્મ ને સસ્કૃતિના સિદ્ધાંતોના અર્વાચીન દેશકાળને બંધબેસતા નવીન ભાવનાલક્ષી અર્થકરણોમા રાચે છે, ત્યારે કિશોરલાલભાઈ ઘણી વાર હિંદુ ધર્મ ને તત્ત્વજ્ઞાનના અમુક મૂળભૂત સિદ્ધાંતોની સત્યતાને પડકારે છે, ને તેને સ્થાને નવીન સિદ્ધાતોનું પ્રરૂપણ કરવા તત્પર બને છે આમ, પ્રાચીન ધર્મ અને સસ્કૃતિનો વિચાર આ બેઉ ગાધીવાદી ચિંતકો નિરનિરાળી રીતે કરે છે

ગાધીજીના ગભીર ઉપદેશવચનોના દૂરગામી પરિણામો ને અલક્ષિત રહસ્યોનુ અર્થકરણ અહી જેટલી સરળ ને રસભરી પદ્ધતિએ થયું છે તેટલુ અન્ય કોઈ સ્થળ થયું નથી કિશોરલાલભાઈની શૈલી તર્કાનુસારી, વિષયનિષ્ઠ વિચાર-વ્યવસ્થા ને ગભીર પર્યેષણામા રાચે છે, ત્યાર કાકાસાહેબની શૈલી, અહી તેમ જ અન્યત્ર પ્રતીત થાય છે તેમ, યદૃચ્છાવિહારી ને તેજસ્વી છે એમાથી અર્થબોધ ને રસાસ્વાદ તત્કાળ થાય છે એમા વિચારની સળગ-સૂત્રતા નથી પણ એની કલ્પકતા સ્વત સ્ફુરેલા પ્રજ્ઞાસ્ફુલિંગો વડે વાચકને આજી નાખે તેવી હોય છે ગ્રામકટક, નવનીતકર્ષણ, પ્રકાશલેખન ઇત્યાદિ આ પુસ્તકમા મળી આવતા અનેક નવીન શબ્દપ્રયોગો આ કલ્પકતાની જ ગૌણ નીપજ છે

જેમ રવિશકર મહારાજે છેલ્લા ત્રણ દાયકાના એકધારા ઉચ્ચ સેવા કાર્ય વડે ગાધીયુગના શ્રેષ્ઠ ગ્રામસેવકનો આદર્શ પૂરો પાડ્યો છે, તેમ કાકા કાલેલકર આદર્શ લોકજીવન ને સસ્કૃતિનુ પુનરુજ્જીવન ઉદ્બોધતા આ પ્રકારના લેખો લખીને નવીન ભારતની ગ્રામસસ્કૃતિના સ્મૃતિકાર મનુનુ પદ પ્રાપ્ત કરે તો નવાઈ નહિ

# 'બાપુની ઝાંખી'

મધુસૂદન પારેખ

એંશી-બ્યાશી વર્ષના આયખામાં ગાંધીજીએ જે સેવાકાર્ય કર્યું તેનું માપ એકાદ વ્યક્તિથી ભાગ્યે જ નીકળી શકે. સેવાની અનેકવિધ પ્રવૃત્તિઓ કરતાં કરતાં તેમ જ રાજકારણમાં તેમના વિશિષ્ટ પ્રયોગોને કારણે તેમને ભારતની તેમ જ ભારત બહારની પણ અનેક વ્યક્તિઓના સંપર્કમાં આવવું પડ્યું. એમાંથી કેટલાક તેમના નિકટના સાથી અને અંતેવાસી પણ બની ગયા. ગાંધીજીનાં જીવન, પ્રયોગો તેમ જ કાર્યપદ્ધતિને નિકટથી નીરખવાનો જે લાભ અંતેવાસીઓને મળ્યો તે કેટલાકે પ્રજામાં વિવિધ પ્રકારે વહેંચી દીધો. કાકા કાલેલકર પણ ગાંધીજીના એક અંતેવાસી હતા. અંતેવાસ દરમિયાન એમને આ વિરાટ પુરુષની જે કાંઈ ઝાંખી થઈ તે તેમણે આ નાનકડા પુસ્તકમાં પોતાની વિશિષ્ટ રીતે પ્રગટ કરી છે. ગાંધીજી વિશે અન્ય પ્રદેશોના કાર્યકરોને જિજ્ઞાસા સવિશેષ. જેલમાં એ જિજ્ઞાસા સંતોષવાના પ્રયત્નમાંથી આ પ્રસંગમાળા રચાઈ છે. એકસો આઠ પ્રસંગોની એક સ્મરણમાળા રચવાનો લેખકનો સંકલ્પ, અચાનક પોતે જેલમુક્ત થવાને કારણે, અધૂરો રહ્યો અને એકસો એક પ્રસંગો પ્રગટ થઈ શક્યા. કાકા કાલેલકર જે કાંઈ લખે તે ગુજરાતીમાં જ લખે એ નિયમનો આ પુસ્તક અપવાદ છે. આ પુસ્તક મૂળ હિંદુસ્તાનીમાં પ્રગટ થયા પછી તેનો આ ગુજરાતી અનુવાદ થયો છે.

ગાંધીજીએ સૂર્યની જેમ પોતાની પ્રવૃત્તિ દ્વારા અનેક ક્ષેત્રોમાં પ્રકાશ નાખ્યો છે. એમના જીવનનાં થોડાંક કિરણો ઝીલવાનો આ પુસ્તકમાં પ્રયાસ છે. મધમાખીના જેવું પ્રવૃત્તિમય જીવન ગાળનારા ગાંધીજી પાસેથી વ્યવહાર જગતનો ભાગ્યે જ કોઈ વિષય વિચારણા પામ્યા વિના છટક્યો હશે. એમના જીવનના એવા થોડા પ્રસંગો અને એમની થોડી વિચારણાઓનું અહીં માત્ર આછું દર્શન છે. ટૂંકમાં બાપુનો અહીં સાક્ષાત્કાર નથી માત્ર તેમની ઝાંખી છે.

આ બધા પ્રસંગો એક રીતે જોઈએ તો જુદા જુદા એંગલ(ખૂણા)થી લેવાયેલા ગાંધીજીના જીવનના સ્નેપશૉટ્સ(છબીઓ) છે. દરેકમાં કાંઈક વિશિષ્ટ દર્શન છે. એમાં ગાંધીજીનું નીડર પ્રામાણિક રાજકારણ છે, એમનો ઉત્કટ સ્વદેશપ્રેમ અને એટલો જ ઊંડો માનવપ્રેમ છે. ઉચ્ચ આદર્શ તરફ આગળ વધવા માટે યોગીની કઠોર સાધના છે અને સાથે સાથે સંસારના ઝીણા પ્રશ્નો ઉકેલવાની વ્યવહારપટુતા પણ છે. શિસ્ત, નિયમિતતા અને સંયમના આગ્રહી હોવા છતાં એમના જીવનમાં આનન્દ અને ઉલ્લાસ વરતાય છે. એમના અંતેવાસી થવું એ પરમ ભાગ્ય હોવા છતાં કેવું તલવારની ધાર પર ચાલવા જેવું કામ છે એ પણ આ પ્રસંગોમાંથી સમજાય છે. સાથે સાથે એ અંતેવાસીઓ પ્રત્યે એમનો પ્રેમ કેવો છલકાય છે તે પણ જોવા જેવું છે. ગોખલે, ગુરુદેવ ટાગોર તેમ જ લોકમાન્ય જેવા મહાન પુરુષો સાથેના તેમના પ્રેમસંબંધોનું પણ સુંદર ચિત્ર આમાં છે. લોકમાન્ય પ્રત્યે તેમનો આદર અનહદ છે. તેમની સ્વરાજનિષ્ઠા અંગે મોડી રાતે સાથીઓ સાથે વાત કરતાં તે કહે છે : 'હિંદુસ્તાનના સ્વરાજ્યનું દિનગત ધ્યાન ધરનાર એ એક જ પુરુષ છે. હું ચોક્કસ કહી શકું કે આ ક્ષણે લોકમાન્ય ઊંઘી ગયા નહીં હોય તો કાં તો સ્વરાજ્ય વિશે કંઈ ને કંઈ વિચાર કરતા હશે અથવા તેની ચર્ચા કરતા હશે. તેમની સ્વરાજનિષ્ઠા અદ્ભુત છે.'

લોકમાન્યના મૃત્યુની રાતે દીવા પાસે ઊંડા ચિંતનમાં મોડી રાત સુધી તે બેસી રહે છે. મહાદેવભાઈને કહે છે, 'આજ સુધી હું સ્વરાજ્યનું કાર્ય કરતો રહ્યો છું, પણ સ્વરાજ્ય નામ બનતા સુધી ટાળ્યું છે. પણ હવે લોકમાન્યે ચલાવેલો સ્વરાજ્યનો અખંડ જાપ આગળ ચલાવવો જોઈએ. એ ભડવીરના હાથમાંથી સ્વરાજ્યનો ઝંડો એક ક્ષણ માટે પણ નીચો ન નમવો જોઈએ.' (પૃ. ૪૪, ૪૫)

લોકમાન્યનું કાર્ય તરત જ પોતે ઉપાડી લે છે. રાજકારણના ચિત્રમાં એમનો પ્રવેશ થતાં જ પ્રજામાં નવી ચમક આવે છે. ગુજરાતમાં ખેડામાં તેમ જ ગુજરાત બહાર ચંપારણ જેવા ગ્રામપ્રદેશોમાં પણ અન્યાય સામે લડત ચલાવી પ્રજાને તે જાગ્રત કરે છે. રાજકીય પરિષદોની ઘરેડ તોડીને તેમાં નવા પ્રાણ પૂરે છે. શહેનશાહ પ્રત્યેની વફાદારીના ઠરાવને ફાડી નાખે છે, વાઈસરૉયને પત્ર લખતાં દેશી શબ્દોમાં સહી કરે છે, મરણપથારીએ પડેલા હોવા છતાં રૉલેટ ઍક્ટના સમાચાર સાંભળતાં જ એમની જિજીવિષા જાગે છે અને એ કાળા કાયદાનો વિરોધ કરવા તે મેદાને પડે છે. હૉસ્પિટલમાં તેમને વિદેશી કાપડ પહેરવું પડે છે, પણ તેમાંથી મુક્ત થતાં તે જ ક્ષણે

જાણે એ કાપડ વીંછીની જેમ ડંખતું હોય તેની વેદના અનુભવે છે. પોતાનાં ખાદીનાં કપડાં મળ્યાં તે પછી જ તેમને કંઈક ચેન પડે છે. અસ્પૃશ્યતા એ તેમને મન પ્રાણપ્રશ્ન છે. અસ્પૃશ્યતા પરિષદ હરિજનવાસમાં ભરીને કાર્યકરોને તે નવી દૃષ્ટિ આપે છે અને નવી હવા જમાવે છે. વિદ્યાપીઠમાં હરિજનોને દાખલ ન કરવાની શરતે કેટલાક શ્રીમંતો થોડાક લાખ રૂપિયાની મદદ કરવા ચાહે છે તેમને એ રોકડું પરખાવે છે: 'વિદ્યાપીઠ-ફંડની વાત તો બાજુએ રાખો; અસ્પૃશ્યતા કાયમ રાખવાની શરતે મને કાલે કોઈ હિંદુસ્તાનનું સ્વરાજ્ય આપે તો તે સુધ્ધાં હું ન લઉં.'

ઓરિસ્સાના લોકોની દીનતા અને ગરીબાઈથી પણ તેમનું હૃદય હાલી ઊઠે છે. એમની સેવા કરવાની બીજાને પ્રેરણા મળે માટે પોતાનું મૃત્યુ પણ એ પ્રદેશમાં જ થાય એવી ઝંખના સેવે છે. એમની માનવતાનો હૃદયસ્પર્શી પ્રસંગ તો બીજો જ છે. એક દબસી કેદીને જેલમાં એમની દેખરેખ રાખવા મૂક્યો હોય છે. એને વીંછી કરડે છે. એની વેદના જોઈને ગાંધીજી તરત જ એની આંગળી પોતાના મોંઢામાં રાખી તેનું ઝેર ચૂસી લે છે અને તેને વેદનામુક્ત કરે છે. ચેલો બિચારો તેમના પ્રેમનો કાયમનો ગુલામ બની રહે છે.

અહિંસા તેમનો જીવનસિદ્ધાંત છે. તેમની અહિંસા ખૂબ સૂક્ષ્મ હોવા છતાં તે જડ નથી. ઝાડનાં બે-ચાર પાનને બદલે આખી ડાળખી તોડવામાં પણ હિંસા જોનાર આ મહાન પુરુષ ચોરોની સામે રક્ષણ માટે આશ્રમમાં પિસ્તોલની હિમાયત કરે છે. મરણને આરે ઊભેલા અને વેદનાથી રિબાતા વાછરડાને ઈંજેક્શન દ્વાર જીવનમુક્ત કરે છે. હિંદુસમાજ ખળભળી ઊઠે એવો આ પ્રયોગ છે. પરંતુ એમની અહિંસા વિષેની તાત્ત્વિક દૃષ્ટિ આ પ્રસંગો ઉપરથી સમજાય છે. રાજકારણમાં પણ તેમણે અહિંસાના શસ્ત્રથી ખૂબ મોટા વિજયો હાંસલ કર્યા છે એ તો હવે જાણીતી વાત છે. એમની ગોરક્ષા પણ સમજવા જેવી છે. નક્કી કરેલી કન્યાને પરણવાની ના પાડતા એક અનાડી યુવકને તેમની પાસે રજૂ કરવામાં આવે છે. એની નાદાનીભરી વાતો ખૂબ ધીરજથી તે સાંભળે છે. છેવટે કન્યા પક્ષના વડીલોને સમજાવી તે યુવાનને આ વિવાહના વચનમાંથી મુક્ત કરે છે. આવા અનાડી યુવાન પાસેથી એક મસરુ કન્યા બચી તેની કેવી રાહત તેમના મુખ ઉપર વંચાય છે! કાકાસાહેબને એ કહે છે: 'કાકા, આજે ગોરક્ષાનું કામ કર્યું, હું ગોરક્ષાની વાત કરું છું ત્યારે મારા મનમાં કેવળ ચોપગાં જાનવરનો જ ખ્યાલ નથી.' સંસાર વ્યવહારમાં તેમની ઝીણવટનો ખ્યાલ પણ આવા પ્રસંગોમાંથી જ આવી શકે છે. એમની સ્મૃતિ અને જાગરુકતા યોગીઓના જેવી છે. ચંપા-

ગણુમા લઇને ચલાવતા પણ આશ્રમમા હવે ઋતુ બદલાઈ હશે તેથી પાય ખાનાની દિશા બદલવાની સૂચના લખી મોકલે છે સ્વામી આનંદે છ માસ માટે 'નવજીવન'નુ સચાલન સભાળવાનુ વચન આપેલુ હોય છે રાક્ષસની જેમ કામ કરતા છ માસ વીતી જાય છે તેની પણ સ્વામીને યાદ રહેની નથી, પણ બહારગામથી તરત જ ગાધીજીનુ પત્ર આવીને પડે છે, અને સ્વામી તેમના કાયગના સેવક બની જાય છે આ ચોકસાઈ એમના જીવનની એકેએક બાબતમા છે ભાષા અને સાહિત્યમા પણ એમની સૂઝ ગજબની છે અંગ્રેજી શબ્દ Death danceનુ ગુજરાતી તે 'પતગનૃત્ય' સૂચવે છે એ એક જ દૃષ્ટાત પૂરતું છે

આવી ઝીણવટવાળો માનવી કરકસરિયો હોય તેમા શી નવાઈ! એમની પાસે જીવનની એકેએક ક્ષણનો હિસાબ મળે તો શુ આશ્ચર્ય! પ્રેમથી ભેટ મળેલી એક નાનકડી પેન્સિલ ખોવાતા તેમનો જીવ કેવો કપાઈ જાય છે? એવી જ રીતે જ્યારે વાસના નકામા ટુકડાઓમાથી કાકાસાહેબ ચમચી અને છરી જેવા સાધન બનાવે છે ત્યારે તેમનુ હૃદય નાચી ઊઠે છે જવા હરલાલ અને મૌલાના આઝાદને તેની તે ભેટ ધરે છે એમ છતા તેમની કરકસર ખોટી નથી કોઈ સ્વજન કે સ્નેહીની માદગી વખતે દશબાર રૂપિયાનો તાર ભરીને સૂચનાઓ મોકલતા તે આચકો ખાતા નથી માદા માણસને મહિનાઓ સુધી ફળના વૈભવ પર રાખતા તેમને કરકસર સૂઝતી નથી

નિયમિતતા અને શિસ્તની બાબતમા એમને કોઈ ન પહોચે એટલે જ એમના અતેવાસી થઈ એમના કાર્યકર બનવુ એ કેવુ કપરી કસોટીનુ કામ છે એ તો અનુભવે જ સમજાય સ્વામી આનદ 'નવજીવન'નુ સચાલન સભાળવા મુકરર દિવસે આવી શકતા નથી તરત જ ગાધીજી સખત ફેસલો સભળાવી દે છે કે કા તો એ મરી ગયા હશે અથવા તો માદા પડ્યા હશે 'નવજીવન' કે 'યગઇંડિયા'નુ પ્રકાશન એક કલાક પણ મોડુ ન થાય તેની ચોકસાઈ તેઓ રાખે છે એવા સજોગોમા કાકાસાહેબ ગાધીજીની પાસે ગેરસપ્પનો ધોધ જોવા જવા માટે મહાદેવભાઈની માગણી કરે છે તરત જ 'મહાદેવ નહિ આવે _ જ એનો ગેરસપ્પા છુ' એવો નિર્ણય તેઓ આપી દે છે આજીવન સેવકોને એવા વૈભવ પાલવે નહિ એમ તે માને છે છતા કાકાસાહેબને પાછા પોતે જ આગ્રહ કરીને એ ધોધ જોવા મોકલે છે કારણ કેળવણીકાર તરીકે તેમને માટે એ અનુભવ આવશ્યક છે કાર્યકરો પાસે કઠોર નિયમપાલન કરાવનારા ગાધીજીનો પ્રેમ પણ તેમના

પર વરસે છે. ક્ષયરોગની બીમારીમાં કાકાસાહેબને તે ફૂલોની પ્રેમભેટ યાદ રાખીને મોકલે છે. મોડી રાત સુધી ટ્રેનમાં લખી લખીને થાકી ગયેલા મહાદેવભાઈ માટે પોતે જાતે વેઈટિંગ રૂમમાં જઈ ચા અને ટોસ્ટ લાવી તૈયાર કરી મૂકે છે. મહાદેવભાઈને ચા વિના ચાલતું નથી એ પણ એમના ધ્યાન બહાર નથી.

સાથીઓ પ્રત્યે તેમ જ મિત્રો સ્વજનો પ્રત્યે ઘણી બાબતોમાં છૂટછાટ મૂકવા છતાં જાત પ્રત્યે તેઓ ખૂબ કઠોરતાથી વર્તે છે. એમની સાધના યોગીના જેવી છે. અપરિગ્રહ તો એમનો જ. એક વાર ચાલવાનું પોતે કેમ વધાર્યું તેનું કારણ આપતાં કાકાસાહેબને કહે છે : 'માણસને આખો દિવસ કામ કરવાને માટે રોજ સવારે જે શક્તિ આપવામાં આવે છે તે તેણે સૂવાના વખત પહેલાં ખરચી નાખવી જોઈએ. આ અપરિગ્રહનું લક્ષણ છે. પૂરેપૂરી શક્તિ શ્રદ્ધાપૂર્વક ન વાપરી નાખો તો બાકી રહેલી શક્તિ વિકારનું રૂપ લે. . . .' મર્મમાં રહીને પણ અપરિગ્રહ કેટલી હદ સુધી થઈ શકે છે તેનું આ ઉત્તમ દૃષ્ટાંત છે.

આવા વિશ્વવંદ્ય પુરુષના વ્યક્તિત્વના ચુંબકથી દેશની મહાન વિભૂતિઓ તેમની પાસે ખેંચાઈ આવે તેમાં શી નવાઈ! લોકમાન્ય ટિળક જેવા પ્રચંડ યોદ્ધાની પણ અંજલિ તેમને મળે છે. પોતાના સાથીને વાત કરતાં લોકમાન્ય કહે છે : 'આ માણસ આપણો નથી. એનો માર્ગ જુદો છે, પણ એ સોએ સો ટકા સાચો માણસ છે. એને હાથે કદી હિન્દુસ્તાનનું અહિત નહિ થાય. . . .' (પૃષ્ઠ ૮૮) સરદાર વલ્લભભાઈ એમના અંધ અનુયાયી ગણાવામાં ગૌરવ અનુભવતા કહે છે, 'એમની આગેવાની સ્વીકારી ત્યારે વિચાર કરી લીધેલો કે આ માણસની પાછળ ચાલવામાં કોઈક દિવસ લોકો મોં પર થૂંકનાના છે ને એ માટે પણ તૈયાર રહેવું. ત્યારથી મારા મનમાં કોઈ પણ વખત વસવસો થયો જ નથી.' (પૃ. ૩૦)

એમના ચુંબકથી ખેંચાઈ આવેલા ક્રાંતિવીર કૃપાલાની પણ એમના જીવન અને કાર્યને નિહાળીને ખુશખુશાલ અંજલિ આપે છે : 'આ બુઢ્ઢો બહુ પહોંચેલ છે. એમની વાત સાચી ન હોય તો એમના જેવો સ્વતંત્ર મિજાજી ચળવળિયો (Agitator) અધ્યાપક એમની રસોઈ પકાવવાનું અને ટપાલ લાવવા લઈ જવાનું કામ કરે ખરો કે? બિચારા ગોરા અમલદારો આ બધું જોઈને ગૂંચવાય છે. મોહનની મોહની એ લોકો શું સમજે?'

'બાપુની ઝાંખી'ના બધા જ પ્રસંગો પ્રેરક છે. જોકે કેટલાક પ્રસંગો બીજે સ્થળે વર્ણવાઈ ચૂક્યા હોય એ બનવાજોગ છે. આ પ્રકારના પુસ્તકોમાં એક

ભયસ્થાન એ હોય છે કે વિભૂતિનાં સ્મરણોને બદલે તેમાં 'હું'પણું પેસી જાય છે. 'બાપુની ઝાંખી' એમાંથી સર્વાંશે મુક્ત છે. લેખકે પોતાની સાથેના ગાંધીજીના ઘણા પ્રસંગો પણ વર્ણવ્યા છે. કેટલાક પ્રસંગોમાં બાપુએ એમની પીઠ થાબડી હોય એમ પણ બન્યું છે. છતાં પોતાના મનોભાવ નિખાલસ રીતે વ્યક્ત કરવાની સાથે અહંપણાથી તે મુક્ત રહી શક્યા છે તે જ લેખકની કળા છે. આ પુસ્તકમાં પ્રસંગોને વફાદારીપૂર્વક વર્ણવવાનું બંધન હોવાથી લેખકની કલ્પનાને બીજાં પુસ્તકોની જેમ ઝાઝો અવકાશ મળ્યો નથી. છતાં અલંકાર કે ચિંતનનું કંઈક વિશિષ્ટ પ્રદાન કર્યા વિના લેખકને ચાલ્યું નથી. શ્વેતવર્ણી દાઢી અને ભવ્ય પ્રતિભાવાળા રવીન્દ્રનાથ પાસે ટૂંકી પોતડી અને કાશ્મીરી ટોપી પહેરીને ઊભેલા બાપુને જોઈને લેખકને 'સિંહની સામે ઉંદર ઊભો હોય' તેવું લાગે છે. કન્યાકુમારીમાં પ્રકૃતિની ભવ્યતા નીરખતાં તેમને ગાંધીજીના જીવનની ભવ્યતાનું સ્મરણ થાય છે અને તરત જ ચિંતન સ્ફુરે છે કે પ્રકૃતિની ભવ્યતા કરતાં એ જીવનની ભવ્યતા જરાય ઊતરતી નથી. ગાંધીજી સાથે કોઈકને મળવા જતાં મહાદેવભાઈ ગાંધીજી પાસે ખુરશીની નીચે બેસે છે. ગાંધીજી તેમને ઠપકો આપી જમાનાની રીતભાત શીખવાનું કહે છે. બિચારા મહાદેવભાઈ કહે છે, 'હું શરમાતો શરમાતો ઊઠી ખુરશી લઈને બેઠો.' તરત જ કાકાસાહેબનો વિનોદ ઝબકી ઊઠે છે અને પૂછે છે, 'નવવધૂની પેઠે ને ?'

આમ આ પુસ્તકનું પઠન તેના પુણ્યપ્રસંગોને લીધે જેવું પાવનકારી બન્યું છે તેવું જ લેખકની શૈલીને કારણે આહ્‌લાદક બન્યું છે.

**પ્રેમ** (સ્નેહ) અને પ્રણય વચ્ચેનો ભેદ સમજવો જોઈએ. પ્રેમ અનંત છે, પ્રણય પરિમિત છે. પ્રેમની પરિણતિ આત્મોત્સર્ગ અને આત્મૌપમ્યમાં છે; પ્રણયની પરિણતિ ઇંદ્રિયતૃપ્તિ અને ગ્લાનિમા છે. પ્રણયની પેઠે પ્રેમ પુરુષાર્થને હણે નહિ, યશને મલિન કરે નહિ અને 'આપણે બે'ની સંકુચિતતા ધારણ કરે નહિ. પ્રણયમાંથી જે મુક્ત થાય તે જ પ્રેમને ઓળખી શકે છે. પ્રેમ 'વજ્રાદપિ કઠોર' થઈ શકે છે અને 'કુસુમાદપિ મૃદુ' પણ બની શકે છે. પ્રેમમા નિત્ય ગૌરવ છે પ્રણય મોહક છે, સ્વાભાવિક છે, વ્યાપક છે, પણ તારક કે પોષક તો નથી. પ્રણયને તેને પોતાને સ્થાને રહેવા દઈએ એમાં જ શ્રેય છે. પ્રણયના વિકાસની દૃષ્ટિએ વિચાર કરતાં પણ સંયમમાં જ તેનું પોષણ છે અને [illegible]

'જીવનભારતી', પૃ. ૨૭૨.

## "હજુ....હજુ...."

રમણલાલ જોષી

આ પુસ્તકનું સ્વરૂપ પ્રકીર્ણ લેખસંગ્રહનું છે. એમાં સુરેખ સર્જક-નિબંધો, દૃષ્ટાન્તો–ટુચકાઓ, પત્રો, વિચાર-કણિકાઓ, બોધાત્મક સંવાદો, પ્રચારલક્ષી અને પ્રાસંગિક લખાણો છે. લેખકના વ્યક્તિત્વની સભરતાનો એમાં પદેપદે પરિચય થાય છે, વિશેષ તો થાય છે લેખકના વ્યક્તિત્વના સર્જક અંશનો પરિચય.

આ પ્રકીર્ણ રચનાઓમાં પ્રકારની દૃષ્ટિએ નિબંધ–પ્રકારની અને વિષયની દૃષ્ટિએ બાળક જેના કેન્દ્રમાં હોય એવી રચનાઓ ઠીક ઠીક છે. 'બારીમાંથી ડોકિયું', 'પંખીગીત', 'પંખીગીતનો સંભવ', 'બાળ-સૃષ્ટિમાં ડોકિયું'—કાવ્યનું લેબલ લગાડીને જ સર્જનાત્મક સાહિત્યની પિછાન થઈ શકતી હોય તો કાકાસાહેબની સર્જક-પ્રતિભામાંથી ગદ્યદેહે અવતરેલાં આ કાવ્યો છે, અને એમાં પ્રત્યેક સ્થળે સર્જક બેઠેલો છે. 'પંખીગીતનો સંભવ' એ 'પંખીગીત' કેમ પ્રસવ્યું એ દર્શાવવા ઉપરાંત એ હકીકતને વિષયસ્થાને રાખીને કરેલી સ્વતંત્ર રચના સુધી પહોંચે છે. એમાં લેખકના કારુણ્યનો હૃદ્ય પરિચય થાય છે. આ કૃતિમાં વિષયકેન્દ્રે બાળક તે પોતાનો જ પુત્ર—ચિ. બાળ—છે, અને વાત્સલ્યનિર્ઝરના પિતા તે લેખક પોતે જ છે, પરંતુ હરકોઈ સંસ્કારી પિતા એમાં પોતાનું પ્રતિબિંબ જોઈ શકે અને હરકોઈ પુત્રને એમાં પોતાની વાત લાગે એ રીતે કૃતિનો ઘાટ ઊતર્યો છે. લેખકના તે વખતના પડોશી શ્રી મહાદેવભાઈ જે ચર્ચાને વિનોદમાં 'કાકા સાહેબને ત્યાં ઝઘડો' એમ કહી નવાજતા તે લેખક અને તેમનાં પત્ની વચ્ચેની ચર્ચા ('જે દ્વારા જીવનતત્ત્વોની સરસ છણાવટ થતી')—પ્રસ્તુત પ્રસંગે અસ્પૃશ્યતાનિવારણ અંગેની —નું સ્વરૂપ નાનો પ્રેમાળ બાળ

* 'અવારનવાર' લે. કાકા કાલેલકર, પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, પૃ. ૨૩૬+૮, કિંમત ૨–૦૦.

કયાથી સમજે ? એને તો એમ જ થયું કે કાકાસાહેબ અને મા લડી રહ્યા છે દહાડે દહાડે તે લેવાતો ગયો કાકાસાહેબને કહે, ' કાકાસાહેબ, મલા કણ્ણણ્ટાળા આલા આહે મી કાય કરુ ?' કાકાસાહેબે એ ' કંટાળા 'નો જે ઉપાય કર્યો તે જ ' પંખીગીત' કાકાસાહેબની ' કલ્પનાશક્તિ ઊડી ઊડીને ગીતો આણુના લાગી અને બાળની લેખિનીને નીરવા લાગી ', કંટાળાના અશ્રુઓની જગ્યા આનંદાશ્રુએ લીધી અને મેજ પરના દીવાની પેઠે બાળનો ચહેરો પણ ચમકવા લાગ્યો આ કૃતિ પણ કંટાળાના વાતાવરણમાથી છૂટીને અંતે પ્રસન્નતામા પહોંચે છે ત્યારે વાચકનો ચહેરો પણ ચમકવા લાગે તો એમા શુ આશ્ચર્ય ? પંખીગીતનુ ' કારણ્યરસાયણ ' બાળને અને અંતે લેખકને નિદ્રાધીન કરે છે પણ ' પંખીગીત 'ના એ ચૌદ ઊર્મિકાનુ કાવ્યરસાયણ ભાવકની નીંદ ઉડાડી મૂકે છે જાણે તે કહે છે, " હજી હજી "

' મારી ફ્જેતી ' પણ ઉપરની રચનાઓની કક્ષામા આવે લેખકને બાળમાનસનો કેવો માર્મિક પરિચય છે તે આ કૃતિઓમા જોવા મળે છે ' મારુ પ્રિય પુસ્તક ', ' હાથરૂમાલ ', ' પુષ્પપૂજા ' જેના સુરેખ કંડારેલા લઘુનિબંધોમા કાકાસાહેબના વ્યક્તિત્વનો એક અનેરો પરિચય થાય છે " ફૂલો ઊગે છે તે જ ભગવાનની પૂજારૂપે ફૂલો આંખો ઉઘાડે છે તે ભગવાનના દર્શન માટે જ સુગંધ ફેલાવે છે ભગવાનની સેવા અને પ્રસન્નતા માટે અને પોતે ખરી પડે તે પણ પૂજાની સમાપ્તિ સૂચનના માટે જ, એના એ ફૂલોને અકાળે, છોડથી વિખૂટા કરી, જાણે પોતાનો જ પુરુષાર્થ હોય તેમ મંદિરમા ચડાવો છો ત્યારે સહનશીલ ભગવાન તો એ સમજી શકે છે, પણ ફૂલોને શુ થતું હશે ? ' (' પુષ્પપૂજા ) અને છતા પૂજા અર્થે પુષ્પો અનિવાર્ય હોય તો ખરી પડેલાંનો ઉપયોગ કેમ ન કરવો, બંકે તેમનો ઉપયોગ કરવો જ એ વાત તેમણે એવી માર્મિકતાથી કહી છે !

" રામકૃષ્ણ પરમહંસે એક રીતે વિચાર કર્યો એક સરકારી બહેને આ પરિસ્થિતિનો બીજી રીતે વિચાર કર્યો છે તેઓ સવારે ઊઠીને પડી ગયેલા ફૂલો વીણે છે. એમનુ કોમળ હૃદય કોઈ પણ છોડ કે વેલીને લૂટવાની કઠોરતા કબૂલ કરતું નથી ખરી પડેલા ફૂલો શ્રીકૃષ્ણની છબી ઉપર ચડાવતા એમને સંકોચ નથી, પણ ઊલટો આનંદ થાય છે જ્યારે એમને પૂછવામા આવ્યું કે પડી ગયેલા ફૂલો ભગવાનને ચડાવતા તમને સંકોચ નથી ? ત્યારે આશ્ચર્યથી જોઈ એમણે કહ્યુ—' સંકોચ ! હું તો ફૂલ ચડાવતી વખતે ભગવાનને કહુ છુ હે પતિતપાવન, આ " પતિત " ફૂલોનો ઉદ્ધાર

તું ન કરે તો બીજા કોણ કરવાના હતા ? હું રોજ જોઉં છું કે લોકો ફૂલો તોડીને લઈ આવે છે ત્યારે આ છબીની આંખો ગમગીન દેખાય છે, જ્યારે મારાં પડેલાં ફૂલોની વનમાળા જોતાંવેંત ભગવાન પ્રસન્નતાનો આવકાર આપે છે. પૂજાવિધિના નિયમો હું તમારાં શાસ્ત્રો પાસેથી શા માટે લઉં ? ભગવાન પોતે જ મને એ શીખવે છે.''

વ્યક્તિ કાકાસાહેબની 'પતિત' પ્રત્યેની હમદર્દીનો, સર્જક કાકાસાહેબે કેવો ઉપયોગ—ઔચિત્યપૂર્ણ ઉપયોગ—કર્યો છે તે ઉપરની કંડિકા પરથી સહેજે ધ્યાનમાં આવે છે. કાકાસાહેબને મન કુદરત એ કોઈ જીવંત વ્યક્તિરૂપ છે. પ્રકૃતિના આવા મહાન પ્રેમીનું પ્રિય પુસ્તક તે પ્રકૃતિ હોય એમાં શું આશ્ચર્ય ?

સામાન્ય રીતે કાકાસાહેબની વિચારણામાં માનવહિતચિંતકનું દૃષ્ટિબિંદુ રહ્યું હોય છે. આ પુસ્તકમાં પણ તે જોવા મળે છે. મોટરને જોઈ તે વિચારે છે :

"મોટરના મોં આગળ પ્રકાશ ફેલાયો છે ખરો, પણ તેની પૂંઠ પછવાડે શું ! ધૂળ, ધુમાડા અને દુર્ગંધના ગોટા.

"સાચે જ, આ મોટર આધુનિક સંસ્કૃતિની ખરેખરી પ્રતિનિધિ છે. વારુ, આટલું બધું કરીને, આટલી બધી દોડધામ કરીને, એને કરવું છે શું ? કહે છે કે કાળ બચાવવા માટે એ દોડે છે, હરી. પણ કાળથી બચવાનો ઉપાય એની પાસે છે શું ? આ તો કાળના જડબામાં જ દોડી જતી દેખાય છે. હે ભગવાન ! એને બચાવજે, અને એનાથી જગતને બચાવજે.''

ગામડાંમાં ઉપદેશકને બદલે સહાનુભૂયક થઈને ફરવાનો ઉપદેશ તેમણે આપ્યો છે અને મદ્યપાનનિષેધ અને અસ્પૃશ્યતાનિવારણ અંગે તેમણે પ્રસંગોપાત્ત કહ્યુ છે, પણ અહીં સંગ્રહાયેલા લેખોમાં સીધા ઉપદેશને બદલે એ કાર્ય તેમણે ઘણે અંશે દૃષ્ટાન્તો—પ્રસંગો આપીને—"મિત્રસંમિતતયા''—કર્યું છે. 'ધ્રુવ', 'પશુની માણસાઈ', 'રખડુની યાદદાસ્તમાંથી' અને 'ભવિષ્યપુરાણ' જેવા લેખો બાળકો હોંશપૂર્વક વાંચશે. પત્રલેખનના તો કાકાસાહેબ અચ્છા કળાકાર છે. 'તાંબુ ગાય' જેવા પત્રભાગો અત્યંત રોચક છે. 'भूमा एव सुखम्' એ સત્યને અત્યંત સચોટતાપૂર્વક રજૂ કરે છે 'સ્વેચ્છાનું બંધન'. રવીન્દ્રનાથ ઠાકુરનો માર્ગ કર્મયોગ કે ધ્યાનોપાસનાનો તે એમના જ શબ્દોમાં સ્ફુટ કરે છે. 'બે પ્રકારની સાધના' તે "સૌ બાજુથી કેન્દ્ર પર આવી જવું અને સાથોસાથ જ એ કેન્દ્રથી સૌ દિશાઓમાં ફેલાઈ જવું."

'નવ રત્નનો હાર' તે નવવિધા ભક્તિમાંથી એક એક પ્રકાર લઈ, એ જાતની ભક્તિનું જેમાં વર્ણન છે એવા શ્રીમદ્‌ભાગવતના શ્લોકોનો સંચય—'ભક્તિ-રત્નાવલિ'-એ, ભરમ ભાગતાં, સ્ફુટ થાય છે અને શ્રી વિષ્ણુપુરી એ હારને કંઠસ્થ કરવાનું કહે છે તે ચોટદાર રીતે કહેવાયું છે. 'જનોઈનો અર્થ' તેમણે વિશાળ રીતે કર્યો છે, પૌરાણિક વસ્તુનું એની જ મદદથી અર્વાચીન દૃષ્ટિએ અર્થઘટન કેમ થઈ શકે એના નમૂનારૂપે છે. 'સતી કે કુલટા ?'—એ લેખમાં સિંધી લોકગીતોની પ્રેમકથા તેમણે આપી છે, તો 'વિષમ્ અપિ અમૃતાયતે'માં 'મીરાં' નામની નૃત્યનાટિકા પરથી મીરાંના જીવન અંગેના પ્રચલિત પ્રસંગનુ રહસ્ય દર્શાવ્યું છે. 'પ્રાર્થનામય જીવન', 'બાળક : જગતનો અતિથિ', 'એક જીવન' તો નર્યા વિચારખંડોરૂપે છે.

આમ તો લખાયેલા પ્રત્યેક શબ્દ પાછળ એના લેખકનું વ્યક્તિત્વ રહેલું હોય છે, તેમ છતાં સર્જક-નિબંધ જેવા કલાપ્રકારમાં એના સર્જકનું વ્યક્તિત્વ આસ્વાદવા મળે એ બાબત મુખ્ય હોય છે. વળી ત્રીજી રીતે પણ આ સંગ્રહના કેટલાક લેખો નોંધપાત્ર છે, તે છે આત્મકથાત્મક શૈલીના લેખો. આમાં મુખ્યત્વે છે લેખકનાં વિદ્યાર્થીકાળનાં સંસ્મરણો અને સ્વભાવગત ખાસિયતોની રજૂઆત. કાકાસાહેબના સાહિત્યિક જીવન અંગે પણ કેટલીક બાબતો જાણવા મળે છે. દા.ત. તેમના કવિતા રચવાના પ્રયાસો, તેમણે ગુજરાતીમા જ કેમ વિશેષ લખ્યું અને મરાઠીમા નહીં તે, તેમની કાવ્યાસ્વાદનની રીત, વગેરે. તેમણે 'કાવ્યોને આવકાર' આપતાં જે વાત કહી છે એમાનો એક મુદ્દો નોંધવાનું મન થાય છે : "મારા મનમાં કવિઓ વિશે ઘણો આદર છે. ગેબી સૃષ્ટિના તેઓ રહીશ હોય છે. તેઓ ગદ્યસૃષ્ટિમાં આવીને ગદ્યલેખકોના આમુખની શા માટે ગરજ ધરાવે તે હુ સમજી શકતો નથી. હુ કવિ હોત તો બર્નાડ શૉ કરતાં વધારે આત્મવિશ્વાસી અને જગન્નાથ પંડિત કરતા વધારે અભિમાની થઈ બેસત, અને વિજયરાયની પેઠે દરેકને ઇલકાબ આપવાનો ધંધો કરત. મને લાગે છે કે આવાં બધા સંકટોમાથી મને બચાવવા માટે ઇશ્વરે મને કવિ ન બનાવ્યો, પણ સારા સારા કવિઓને મિત્ર તરીકે આપી એણે મારું જીવન ધન્ય બનાવ્યું."

આ લેખસંગ્રહમાં કેટલાંક ભાષાંતરો છે, કયા લેખો ભાષાંતરો છે તે કહી શકાયું નથી; પરંતુ આખું લખાણ લેખકની નજર તળેથી વાક્યેવાક્ય ગયેલું છે. વાચકને પણ કયું લખાણ સીધું કાકાસાહેબે લખેલું નથી તે શોધવું મુશ્કેલ પડશે એવો શૈલીનો અભેદ પ્રવર્તે છે. કાકાસાહેબની ગદ્યશૈલીમાં

જે પ્રાસાદિકતા છે તે અમથી નાની કંડિકાઓમાં પણ પ્રતીત થાય છે 'સાહિત્યિક ફેરીઆનો ધંધો ' તો રમતિયાળ શૈલીમાં લખાયું છે, એ સિવાય પણ 'મગદાલ રત્નભાર', 'સિકંદર નમીમ', 'મારું ભેજું નાનપણથી જ ઉપજાઉ', 'માગ કારખાનાના શીંગડા દરેક વાછરડાના માથા પર બેસાડી દેવાનો પ્રયત્ન મેં કદી કર્યો નથી', જેવી અભિવ્યક્તિઓ તો અવારનવાર આવ્યા જ કરે નદમણી બહેનોનું ગ્રંથડા-પ્રકરણ વર્ણવતા હોય ત્યારે એ બહેનોની મુખમુદ્રા જોઈ કવિની જેમ બોલી ઊઠે છે 'અરરે, જો એ વખતે મારી પાસે કૅમેરા હોત તો!'

" મારા લખાણોમાથી કોઈ પણ ભાગ પાઠ્યપુસ્તકમા લેતી વખતે પ્રકાશકો એને માટે મને ઓછીવત્તી રૉયલ્ટી આપે છે આમ મળતી રાયલ્ટીને કોઈ ને કોઈ સારા કામમા ખરચવાનો મારો સંકલ્પ છે મને થયું કે અવારનવાર લખેલા આ લેખોમાથી કોઈ પણ લેખ ગુજરાતી પાઠ્યપુસ્તકોમા લેવામા આવે, તો એને માટે હું રાયલ્ટી ન લઉં રિવાજ પ્રમાણે મારી રજા લેવાય એટલે બસ "— આ પ્રમાણે કાકાસાહેબે પ્રસ્તાવનામા કહ્યુ છે

['સંસ્કૃતિ' વર્ષ ૧૧, અંક ૮ પૃ ૩૧૨-૩૧૪]

એટલું ખરું કે કાગળો અને વાસરી એ જ સામાન્ય જનસમાજનું સાહિત્ય છે મારે મન એ જ ઉચ્ચ કોટિનું સાહિત્ય છે બીજાને કહેવા જેવું હોય તે જ આપણે કાગળમાં લખીએ છીએ અને પોતાના જીવનમાંથી જે નોંધવા જેવું એટલે કે ખાસિયત ધરાવતું હોય તે જ વાસરીને પાને ચડવાનું આવી ઉત્કૃષ્ટ ચાળણી માથી ચળાયેલું લખાણ સાહિત્યનો દરજ્જો ભોગવે એમા આશ્ચર્ય શું? સાહિત્ય રસિક ભલે કહે કે નાટ્યાન્તં કવિત્વમ્, એમની વાતનો હું વિરોધ નહિ કરું બધી જાતની વિવિધતા અને આકર્ષકતા નાટકોમા સ્વાભાવિક રીતે ભેગી થાય છે છતાં હું તો કહીશ કે પત્રમૂલ્યમ્ અને વાસરીમૂલં ચ સાહિત્યમ્ બંનેમાં વાસ્તવિકતાનો મોટામાં મોટો આધાર હોય છે આજકાલના કૃત્રિમ યુગમા પત્રો અને વાસરી બંને કૃત્રિમ રીતે પણ લખાય છે તેનો વિચાર અહીં શા માટે કરું? દુનિયાની કઈ વસ્તુ વિકૃત થતી નથી? સંભાષણ અને મનન એ જેમ ઉત્કટ વ્યાપાર છે તેમ જ કાગળો અને વાસરી એ બંનેનું લેખન ઉત્કટ વ્યાપાર છે

'જીવનભારતી', પ્રસ્તાવના, પૃ ૫ — કાકાસાહેબ કાલેલકર

# ‘જીવનપ્રદીપ’

## રમણલાલ જોષી

ગીતા વિશેના પ્રકીર્ણ લેખો આ પુસ્તકમા સગ્રહાયા છે જુદા જુદા પ્રસગે ગીતાના કોઈ ને કોઈ અશ વિશે લેખકે કરેલી વિચારણા આમા મળે છે તેમ છતા કોઈ પણ પ્રકરણગ્રંથ ગ્રંથ કે શાસ્ત્રચર્ચાના ગ્રંથ માથી સુલભ થતી વિચારણાની એકસૂત્રતા અને આયોજનાની સુગ્રથિતતા અહીં અનાયાસે સિદ્ધ થતી જોવા મળે છે તે આ પુસ્તકની એક વિશિષ્ટતા છે ગીતા વિશેનુ સીધુ ભાષ્ય રચવાનો લેખકનો ઉપક્રમ નથી, પણ પોતાને ગીતામાથી શુ મળ્યુ એના સ્વાનુભવની વાતો લેખકે આપણી સમક્ષ રજૂ કરી છે આ રજૂઆત આપણા અતરને સ્પર્શી જાય એવી જીવત શૈલીમા થયેલી છે આ લેખો વાચતા લેખકના વ્યક્તિત્વનો પરિચય થાય છે, એક સર્જક ચેતનાનો પરિચય થાય છે, અને કશુક ઉદાત્ત સ્પર્શી જતુ અનુભવાય છે કાકાસાહેબની વિચારણાનુ ચાલક તત્ત્વ આત્મખોજ હોઈ સ્વાભાવિક રીતે જ એમા આત્મલક્ષી દૃષ્ટિબિંદુ પ્રધાનતા પામે છે ગદ્યશૈલીની દૃષ્ટિએ પણ લેખો તાજગીવાળા થયા છે તે આ કારણે

કાકાસાહેબ કહે છે, “માહાત્મ્યકારની ભાષામા કહીએ તો ભારતીય જીવનનુ તેલ મહાભારત છે અને એ તેલ લઈને સળગાવેલો જ્ઞાનપ્રદીપ તે ભગવદ્ગીતા છે ’ પણ ગીતા એ તેમને મન માત્ર ‘જ્ઞાનપ્રદીપ’ જ નથી, પણ ‘જીવનપ્રદીપ’ છે તે કહે છે, “આજે જ્યારે આખી જિંદગીનો વિચાર કરુ છુ ત્યારે મનમા સ્પષ્ટ થાય છે કે ગીતાએ જો મારી જિંદગીમા પ્રવેશ ન કર્યો હોત તો જીવ્યો અને ન જીવ્યો એમા કશો જ ફેર ન પડત કશી અતિશયોક્તિ કર્યા વગર આજે કહી શકુ કે પહેલા હું એક બુદ્ધિ અને લાગણીવાળુ પ્રાણી હતો, ગીતાએ એ બન્ને ઉપર ઓપ ચડાવી મને

માણસ બનાવ્યો." ગીતા એ લેખકને મન કોઈ ગ્રંથ નથી પણ જીવતી વ્યક્તિ છે: "ગીતા એ મારે મન કોઈ ગ્રંથ નથી પણ જીવતી વ્યક્તિ છે. તટસ્થ વ્યક્તિ પણ નથી પણ મારો કબજો લઈ મને દોરનાર, અને છતાં મને બધી રીતે સ્વતંત્ર રાખનાર મંગલમૂર્તિ વ્યક્તિ છે."

ગીતા વિશેનો કાકાસાહેબનો પ્રેમ તેમણે કરેલાં એનાં જુદાં જુદાં વર્ણનોમાં દેખાય છે. ક્વચિત્ તે ગીતાને 'પરમ ક્રાંતિકારક ગ્રંથ' ગણે છે તો કોઈ વાર 'પ્રેરણારૂપ ગુરુગ્રંથ' તરીકે વર્ણવે છે, ગીતા તેમને 'ઉચ્ચ કોટિની કલાકૃતિ' લાગે છે તો એ એક 'વીરગીત', 'સંગ્રામગીત' કે 'વિજય-ગીત' છે એમ એ કહે છે. ઉપરાંત તેઓ ગીતાને 'રાષ્ટ્રમાતા'રૂપે જુએ છે. આ 'રાષ્ટ્રમાતા' પાસેથી કાકાસાહેબે જીવનદીક્ષા લીધી છે. એ દીક્ષાસ્તોત્ર એકાંગી નથી બલકે જીવનનાં સઘળાં પાસાંનું આકલન એમાં મળે છે: "ગીતા જીવનગ્રંથ હોઈ એમાં જીવનનાં બધાં જ પાસાં પ્રતિબિંબિત થયાં છે. જ્યાં ગુરુશિષ્યનો સંવાદ છે ત્યાં શ્રદ્ધાભક્તિ તો પ્રધાન હોય જ. સંવાદ એટલે જ જિજ્ઞાસા-તૃપ્તિનો પ્રયત્ન. ત્યાં જ્ઞાનનો જ ઊહાપોહ હોય. જીવન એ વિશાળ કર્તવ્યક્ષેત્ર, કુરુક્ષેત્ર હોવાથી कुरु कर्माणि એ જ એ સંવાદનો સાર હોઈ શકે. કર્મો જ કરવાં હોય તો એ કર્મોનું કૌશલ્ય કેળવવાનો યોગ તે રાજવિદ્યા કઈ રીતે કેળવાય એની યુક્તિ એ સંવાદમાં મુખ્યત્વે આવવી જ જોઈએ. ગીતામાં પ્રધાન એવું શું નથી? ગીતાનો સંદેશો એકાંગી હોત તો ગીતાએ એકાદ વસ્તુને જ પ્રાધાન્ય આપ્યું હોત. એટલે એમ સ્પષ્ટ થયું કે ભક્તિનમ્ર અંતઃ-કરણથી જ્ઞાન પાસેથી દિશા મેળવી અને સર્વ શક્તિઓ યથાયોગ્ય કેળવી અનાસક્તવૃત્તિથી ઈશ્વરાર્પણબુદ્ધિથી વિહિત કર્મો કરવાં એ ગીતાનો ઉપદેશ છે." સઘળાં કર્મોમાં ઉત્તમ કર્મ કયું? કાકાસાહેબના મતે ગીતામાં યુદ્ધ-કર્મને જ મહત્ત્વનું ગણ્યું છે: "સર્વ કર્મોની પરિસમાપ્તિ ભલે જ્ઞાનમાં હોય, પણ ગીતાના વિશ્વતોમુખ ઉપદેશની પરિસમાપ્તિ कार्यं कर्म समाचरमां જ થાય છે. અને કર્મોમાં પણ ગીતાને પ્રિયતમ કર્મ તો યુદ્ધ જ છે." અને આ યુદ્ધ માણસે પોતાની જાત સામે લડવાનું છે, માનવીની અંદર રહેલા પશુભાગ સામે લડવાનું છે. —"આત્મ-વ્યતિરિક્ત જે કંઈ દેખાય છે તેની સામે નિર્દય યુદ્ધ કરવાનું છે, વિગતજ્વર યુદ્ધ જ કરવાનું છે, આ જાતની શિખામણ ભગવાને અર્જુનને આપી છે; અને આ સનાતન યુદ્ધ કેમ લડાય, વિગતજ્વર કેમ થવાય એનો માર્ગ બતાવ્યો છે." ગીતાનો ઉપદેશ મનોગત (સાઈકોલૉજિકલ) છે એટલે જ સામાજિક (સોશ્યોલૉજિકલ) છે એમ લેખક કહે છે, અને મનોગત પરત્વે નિર્વૈરપણું, સહાનુભૂતિ, અભય, કરુણા,

અહિંસા, લોકસંગ્રહ, આદિ ગુણોનો મહિમા ગીતાને આધારે સ્ફુટ કરવાનો પ્રયત્ન કર્યો છે પરંતુ સામાજિક દૃષ્ટિએ ગીતાનું અર્થઘટન એ આ પુસ્તકનો મહત્ત્વનો અંશ છે લેખક એને ગીતાનું સમાજશાસ્ત્ર કહે છે તે કહે છે, "સમાજશાસ્ત્રમાં ગીતાએ દૈવી સંપત્તિનો સ્વીકાર, સ્વધર્મપાલન, શ્રેષ્ઠોનું અનુસરણ, લોકસંગ્રહ, સર્વભૂતહિતસાધન, યજ્ઞમય જીવન અને જ્ઞાનદાન એ વસ્તુને જ મહત્ત્વ આપ્યું છે ઉચ્ચનીચ ભાવને સ્થાન ન જ રહેવું જોઈએ, એ પણ આગ્રહપૂર્વક કહ્યું છે" તપ દાન અને યજ્ઞ એ મહાન સામાજિક કર્તવ્યોથી મનુષ્યસંસ્કૃતિ પ્રગતિ કરે છે, સર્વભૂતોના હિતની દૃષ્ટિએ આ પ્રવૃત્તિઓ કરવામાં આવે તો તે વ્યક્તિ અને બહુજનસમાજ ઉભયને ઉત્કર્ષકારક છે એમ લેખકે કહ્યું છે જુદી જુદી સંસ્કૃતિઓની વિશેષતા બતાવતા તે કહે છે કે યહૂદી સંસ્કૃતિ કર્મકાંડપ્રધાન છે, ખ્રિસ્તી અને ઇસ્લામી સંસ્કૃતિ ઉપાસનાપ્રધાન છે, ચીની સંસ્કૃતિ સદાચાર અને પરંપરાપ્રધાન છે, ભારતીય સંસ્કૃતિ સર્વસમન્વયકારી હોવા છતાં જ્ઞાનપ્રધાન છે સમાજના એક ઘટક અંશ તરીકે વ્યક્તિએ સ્વધર્મપરાયણ રહેવું જોઈએ એ ગીતાનું દર્શન છે "સમાજ એ સનાતન અને વ્યાપક વસ્તુ છે, ભૂમા છે એની વ્યવસ્થા કાલરૂપી પરમાત્માના હાથમાં છે, માણસ કેવળ એના હાથમાં નિમિત્ત છે ઈશ્વરની ઇચ્છા સમજી તે પ્રમાણે માણસ વર્તે એટલો જ માણસનો ધર્મ છે અને ઈશ્વરની ઇચ્છા સ્વધર્મ મારફતે માણસ આગળ પ્રકટ થાય છે દરેક વ્યક્તિના સાચા સ્વધર્મનો સરવાળો એ જ આ વિશ્વમસ્થાનો પરમધર્મ અથવા સર્વધર્મ છે' ગીતાનો ઉપદેશ 'સામ્યવાદ નહીં પણ સામ્યયોગ અંગેનો છે એમ કાકાસાહેબ કહે છે 'સંપત્તિનું સામ્ય સ્થપાતા પહેલાં હાર્દિક સામ્ય પ્રથમ સ્થાપવું જોઈએ પ્રતિષ્ઠામાં તેમ જ બધી રીતે સ્ત્રીપુરુષ સમાન, બધી ન્યાતો સમાન, બધા વર્ણો સમાન, બધા ધર્મો સમાન, બધા ધંધાઓ સમાન, એ આદર્શો જો આજના યુવકો અમલમાં આણી બતાવશે અને જૂના જમાના સામે, જૂની પ્રથા સામે, કેવળ મળાપા કાઢવાની નબળાઈ છોડી દેશે તો ભારતવર્ષ દુનિયા આગળ એવો તો સામ્યવાદ રજૂ કરશે કે રશિયન લોકો અહીંના યુવકો પાસે શિષ્યભાવે દોડી આવશે"

જુદા જુદા ધર્માચાર્યોએ અને વિદ્વાનોએ ગીતા વિશે જે લખ્યું છે તેનો નિકટનો પરિચય આ લેખોમાં પશ્ચાદ્ભૂમિકામાં રહ્યો છે આ કે તે મતશાળાના સિદ્ધાંતનું પ્રતિપાદન કે અનુમોદન કરવું એવો આશય લેખકે રાખ્યો નથી, તેમનું વલણ આગ્રહો કે અતિમો ટાળીને સત્ય સારવી લેવાનું

છે માનવ-જીવનની ઉત્કર્ષ યાત્રામા ગીતા કઈ રીતે પથપ્રદર્શક થઈ શકે એ તેમણે બતાવ્યું છે આવી નવી ધર્મબુદ્ધિએ, જીવનોપાસક સાધના દૃષ્ટિએ ગીતાના અર્થો ખોલવાનો અહીં પ્રયત્ન થયો છે. લેખકની આનન્દ-સભરતા અને વિશાળતા ગીતાના તાત્પર્યદર્શનને વ્યાપક સામાજિક પરિવેશમા સ્ફુટ કરે છે કોઈ વાર તે પોતાના પ્રવાસ-અનુભવમા આપણને સહભાગી કરે છે, કોઈ વાર ઘરાઉ દૃષ્ટાન્તો કે ટુચકાઓ આપે છે તો કોઈ વાર ચાલુ બનાવોનો ઉલ્લેખ કરીને ગીતાના શ્લોક કે શ્લોકપંક્તિનુ વિવરણ કરે છે અને એમા એક રીતની રોચકતા પણ આવે છે यदा यदा हि धर्मस्य-વાળો શ્લોક સમજાવતા ૧૯૩૮મા લખાયેલા લેખમા કહે છે કે વિશ્વના રાષ્ટ્રો પાશવી શક્તિની આરાધનામા દોટ મૂકી રહ્યા છે અને " મૃત્યુથી પણ વિશેષ ભૂંડી એવી સભાવિતની અપકીર્તિને ચુપચાપ સ્વીકારી લઈને પણ ઈંગ્લંડ યુદ્ધથી બચવા માગે છે પરંતુ વિશ્વઘટનાનો પ્રવાહ તેને ખેંચી રહ્યો છે " સાત્વિક, રાજસી અને તામસી એ ત્રણ પ્રકારના તપ સમજાવતા તેઓ કહે છે કે, " કોંગોની ગરીબ પ્રજાને અમાનુષી રીતે રંજાડી દુનિયાને રબર પૂરું પાડવુ એ ભયાનક રાજસી તપ છે " સ્વરાજ્ય માટેની કેળવણી આપવાની તક પણ પ્રસ્તગોપાત્ત કાકાસાહેબ લે છે અને સગાળે ગીતાનો સદેશ વિશેષ સુગમ થયો છે

પુસ્તકમાનો થોડોક ભાગ ગીતાના કેટલાક શ્લોકોના વિવરણરૂપ છે લેખક એકએ કડિકાઓમા તે તે શ્લોકનો મર્મ પ્રકટ કર છે. અભિવ્યક્તિ પણ ક્યારેક તાજગીતાજી અને ચોટદાર બને છે, અને ચર્ચ્ય મુદ્દો ચિત્તમા ઝટ વસે છે. ઉદાહરણ તરીકે—" વિષયો તરફ ખેંચી જનારી આપણી ઇંદ્રિયો એ એક ભારે જબરદસ્ત અને રુપીલી નોકરશાહી છે માણસનો પ્રયત્ન પુરુજેશમા ન હોય તો એની (માલિકની) જગ્યાએ દયા ખાધા વગર એ નોકરશાહી આત્માનો પ્રતિનિધિ, વાઇસરોય જે મન તેને ખેંચીને પોતાનો કરી નાખે છે " જન્માન્તરનુ કારણ અને સ્વરૂપ સમજાવતા તે કહે છે, " જ્યારે જિંદગીમા અનુભવની ભીડ થઈ જાય છે ત્યારે પણ દાખલો ગણતા ગણતા જેમ સ્લેટ ભરાઈ જાય છે ને આગળ ગણવા માટે અવકાશ જ રહેતો નથી, તેવી સ્થિતિ થઈ જાય છે " વિષયોની પ્રબળતા વિષે તે કહે છે, " વિષયોની જાત એવી તો રુપીલી છે કે એકને આસ્તા દીધો તો વગરનોતર્યે બધા જ કાગડાની પેઠે આવી બેસે છે અને એક વાર માણસ એના સકંજામાં સપડાયો એટલે ગીધની પેઠે તેઓ એને બધી બાજુથી ફોલી ખાય છે " 'क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति'—પુણ્ય ક્ષીણ થતા દેવોને સ્વર્ગમાથી

પૃથ્વી ઉપર આવવુ પડે છે એ વિશે કાકાસાહેબ લખે છે, "એ [સ્વર્ગ] ઘોડુ જ ઘર છે? એ મોટી હોટેલ કહેવાય ગજવાના પૈસા ખૂટયા કે ત્યાથી હાકી કાઢે" વગેરે વગેરે

પ્રથસ્થ લેખોમા પુનરુક્તિ ટાળવી જોઈતી હતી એમ કાકાસાહેબે પ્રસ્તાવનામા કહ્યુ છે પણ આ પુસ્તકનુ સ્વરૂપ એવુ રહ્યુ છે કે એ પુનરુક્તિ કથયિતવ્યને સમજવામા અને નિરૂપણને આસ્વાદવામા સામાન્ય રીતે ઉપકારક થઈ છે અને આમેય તે ઝાઝી છે પણ નહિ

પુસ્તકને અતે જોડેલો 'ગીતાસાર' અભ્યાસીઓને ખરેખર ઉપયોગી થશે

['સસ્કૃતિ' વર્ષ ૧૪, અક ૯, પૃ ૩૫૫-૩૫૭]

**માણસ** બદ્ધ છે, અજ્ઞાન છે, કુવાસનાઓથી ઘેરાયેલો છે, પરિસ્થિતિથી જકડાયેલો છે તેથી તેનો આત્મા દબાઈ ગયો છે વિકાસને માટે તેને અવકાશ નથી મળતો આ બધા બધનોમાથી જે મુક્ત કરે તે જ સાચી કેળવણી શરીરને રોગ અને દુર્બળતાથી મુક્ત કરે, બુદ્ધિને અજ્ઞાન અને ખોટા વિચારોમાથી મુક્ત કરે, હાથ પગ વગેરે કર્મેન્દ્રિયોને જડતાથી મુક્ત કરે, મનને લાલચ, ભય અને ક્ષુદ્ર સ્વાર્થ જેવી કુવાસનાઓથી મુક્ત કરે, હૃદયને કઠોરતાથી તેમ જ ખોટી લાગણીથી મુક્ત કરે આખા માણસને—મનુષ્ય સમાજને પ્રાકૃતિક, સામાજિક, આર્થિક, રાજકીય બૌદ્ધિક વગેરે સર્વ દાસ્યોમાથી મુક્ત કરે, રસવૃત્તિને વિનાસ માથી મુક્ત કરે, શક્તિને મદદમાથી મુક્ત કરે આત્માને કૃપણતા કે અહકારના પજામાથી મુક્ત કરે, તે જ વિદ્યા – તે જ 'કેળવણી'

अज्ञानेनावृत ज्ञान तेन मुह्यन्ति जन्तव એ વસ્તુસ્થિતિ છે એમાથી જે મુક્તિ આપે તે વિદ્યા

— કાકાસાહેબ કાલેલકર

'જીવનવિકાસ', પૃ ૨

# કાકાસાહેબના પત્રો

ઉમાશંકર જોશી

## ૧. 'શ્રી નેત્રમણિભાઈને'

સ્વ. હાજી મહંમદના 'વીસમી સદી'ના એક સાથી, ગુજરાતી સાક્ષરજગતના એક સાક્ષી અને ચુસ્ત વૈષ્ણવ શ્રી નેત્રમણિભાઈએ માંદગીમાં એક અવ્યવસ્થિત પત્ર શ્રી કાકાસાહેબને લખેલો તે એમના ચિરંજીવીએ એમને પહોંચતો કર્યો અને પછી બન્ને વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો. બન્ને પરસ્પર પરિચયમાં આવ્યા. શ્રી નેત્રમણિભાઈના મૃત્યુ સુધીનાં સાત વરસના આ સંબંધમાં શ્રી કાકાસાહેબે જે પત્રો લખ્યા તે 'અનાવશ્યક વિગતો હોય તેની કાટછાટ કરી,' પુસ્તકરૂપે એકત્રિત કર્યા છે. આ પુસ્તકથી આપણા પત્રસાહિત્યમાં એક આવકારપાત્ર ઉમેરો થાય છે.

પત્રો જો સ્વાભાવિકપણે ઋજુતાથી અને સચ્ચાઈથી લખાયા હોય તો એનું વાચન નવલકથા જેવું જ રસપ્રદ નીવડે. પત્રસૃષ્ટિ તે ખરું જોતાં પાત્રસૃષ્ટિ હોય છે. આપણને વાઙ્મયે કરી આપેલી તરડમાંથી એ સૃષ્ટિમાં દૃષ્ટિપાત કરવા મળે છે. જીવન જેવું તો કશું રસદાયક નથી. પત્રોમાં આપણને સાચેસાચાં માણસોની નિત્યની ઝીણીઅમથી વિગતોની વિશ્રંભકથા સાંભળવા મળે છે અને એ સાંભળતાં સાંભળતાં ક્યારેક જીવનના સંગીતની સરીગમ પણ હાથ લાગે છે.

આ પત્રોમાં બે પ્રૌઢ માણસોના પ્રેમવિનિમયનો પ્રતિઘોષ આલેખાયો છે. શ્રી નેત્રમણિભાઈ વૈષ્ણવી ભક્તિ ધરાવનાર — એટલા સુધી કે કાકાસાહેબની પૂજા સુધ્ધાં કરવા ઇન્તેજાર, અને પ્રસાદ ખવડાવવામાં તો ભારે શૂરા. કાકાસાહેબ રહ્યા રાષ્ટ્રસેવી પરિવ્રાજક. હમેશાં આ વસ્તુ સામે પોતાનો સખ્ત અણગમો એ ગાયાં કરે છે અને આ બધી મધુર ગૂંગળામણ વચ્ચે પોતાની રીતે પ્રેમનો પ્રતિશબ્દ (response) આપે જાય છે. ભરતખંડમાં

ગમે ત્યાં હોય, નેત્રમણિભાઈની માંદગીની પથારી આગળ પ્રકૃતિપૂજાનાં પુષ્પો, ખુશનુમા હાસ્યની લહરી, સદ્‌વિચારનાં રશ્મિઓ એ વેરતા જ રહે છે. નેત્રમણિભાઈ પણ કાકાસાહેબ કૉલેરામાં સપડાય છે ત્યારે પોતાના એકના એક પુત્રને સારવાર માટે તત્કાલ મોકલી દેતાં કશો વિચાર કરતા નથી. કાકાસાહેબ સારાયે કુટુમ્બ સાથે ગૂંથાઈ જાય છે અને મુંબાઈમાં વરસાદ પડ્યાના સમાચાર જાણે છે, એટલે વર્ધા રહ્યા રહ્યા વિચારે છે કે ચિ. કીકીના 'બધા દાંત હવે અપાટાભેર ઊગશે...'

નેત્રમણિભાઈના મૃત્યુ પછી એમના પુત્રે આ કાગળો ભેગા થયા હશે તે સોંપ્યા અને તે પ્રગટ કરવાનો પ્રસંગ ઊભો થયો. નહિ તો તે તે ઘડીનો આનંદ વહી જનારી આ શબ્દહોડીઓ પોતાનો ધર્મ બજાવી કાળના મહાસાગરમાં વિલીન થઈ જાત. સારા કાગળોની પ્રસિદ્ધિ એ અકસ્માત રૂપે જ થાય, લખતી વખતે લખનારને એની પ્રસિદ્ધિની ગંધ સરખીય હોય તો એ પત્રો ભાગ્યે જ પ્રસિદ્ધ કરવા જેવા હશે.

આપણા આ યુગમાં થોડાક વિચારકો સુંદર પત્રલેખકો છે. એ બધા પત્રો તો છપાય ત્યારે. અત્યારે આ અણધારી મળેલી ફસલ ખરે જ બહુ રુચિકર નીવડશે.

[ 'સંસ્કૃતિ' વર્ષ ૧, અંક ૮, ઑગસ્ટ ૧૯૪૭, પૃ. ૩૧૦ ]

## ૨. 'ચિ. ચંદનને'

અમદાવાદ–૯
સપ્ટેમ્બર ૧૦, ૧૯૫૮.

પ્રિય ભાઈ સતીશ,

હું તો તમને જ લખીશ. પછી ભલેને 'આમુખ' લખવા મને અ. સૌ. ચંદનબહેને કહ્યું હોય. તમને લખું એથી એમને માઠું લાગવાનું છે એમ પણ નથી. આ બધા કાગળો વાંચતા, એમને માઠું લગાડતાં ક્યારેય આવડ્યું હોય એવી એમની આબરૂ પણ દેખાતી નથી.

અને ખરું જોતાં, એક રીતે આ પત્રોનો મુખ્ય વિષય પણ તમે છો. સંપાદકને ઉમેરવી પડેલી નોંધો એ વાતની સાક્ષી પૂરે છે. પત્ની ઉપરના પત્રોમાં પત્નીના અર્ધાંગ બલકે અધઝાઝેરા અંગ(બેટર હાવ્)નું મહત્ત્વ આવી વસે તો એમાં આશ્ચર્ય પણ શું?

તમારા નામ અંગેના ફેરફારથી માંડીને, પ્રત્યક્ષ વાતચીત કરતાં પણ કાગળમાં વધુ સહેલાઈથી ટપકી પડે એવી જીવનસંબંધોની રહસ્ય-વાર્તાઓ આ પત્રસંપુટમાં સંચિત થઈ છે.

નામ પાડવાની કાકાસાહેબની શક્તિ (જેનો તાજો દાખલો છે ભારત-સરકારને એમણે ભેટ આપેલું નામ 'અપ્સરા') વિશે મને એટલું બધું માન છે કે ગીતાના વિભૂતિયોગવાળા અધ્યાયમાં મને તક હોય તો 'પોઈઓમાં હું વાસ્તા છું' એવો શ્લોકાર્ધ (હા, ગદ્યમાં લાગે છે પણ એ છે અનુષ્ટુપની પંક્તિ) હું દાખલ કરી દઉં. તમારું નામ, પિતાની આજ્ઞાથી, એમણે જ પાડેલું, પણ તમે રહ્યા જીવનભરના આપકર્મી. નામનો 'સ્વયંવર' કર્યો ત્યારે પણ કાકાસાહેબ જેવા નિષ્ણાતની મદદ, એ પિતા છે એટલા લાગ્યું, તમે શેના લો? તેમ છતાં તમારા નામમાં તમારી પોતાની મૌલિકતા ભાગ્યે જ જણાય છે, એમ કહું તો ક્ષમા કરજો. ચંદનબહેનની છાયા નીચે આવ્યા પછી તમને 'સતીશ' (સતી+ઈશ) સિવાય બીજું નામ સૂઝે પણ શી રીતે? (ભાઈ, આ પત્રોમાં ક્યાંય ભાઉ, શંકર, સતીશ, એ બધાં તમારાં નામોની સાથે આપણા એલ્ફિન્સ્ટન કૉલેજ-સમયના તમારા 'શંકરન્' નામનો અણસારો પણ કેમ મળતો નથી? સદ્ગત સાક્ષર શ્રી નરસિંહરાવ દિવેટિયા એ મદ્રાસીકરણ ઉપર સહેજ ખિજાતા તે બધાની જાણમાં હોત તો સૌ જરૂર જરીક ગમ્મત પણ થાત.)

આ પત્રસંપુટમાં કાલેલકર કુટુંબના સૂક્ષ્મ સંબંધોની કથા પણ અનાયાસે વણાઈ છે, જીવનસંગીતના આરોહ-અવરોહ, તાન પલટા, આલાપ, મીંડ, એ બધું કુટુંબકથામાં કેવું પ્રતીત થાય છે એ હમેશાં એક મોટો રસનો વિષય છે. એક વાત નિઃસંશય છે. જીવનસંગીતનો સમ હમેશાં પ્રેમ ઉપર આવીને પડે છે. વચમાં વચમાં બીજા અનુભવો ભલે વરતાય અને, કેટલીક વખત શૂન્યતાનો પણ અનુભવ થાય. પણ તાલમાં 'તાલી'ના જેટલો જ 'ખાલી' પણ ફાળો આપે છે, 'ખાલી'ને સંગીતના નિષેધરૂપે કોઈ જોતું નથી. જીવનમાં પ્રત્યક્ષ આત્મીયતા–વ્યવહારનો અભાવ ભાસતો હોય એવા સમયો આવે છે, પણ સંવાદનું વ્યાકરણ જેઓ સમજે છે તે જાણે છે કે એવી 'ખાલી' જીવનસંગીતના એક પોષક ભાગરૂપ હોઈ શકે છે. ક્યારેક 'તાલી' તો ક્યારેક 'ખાલી'–એ લીલા જોવા જેવી છે. અને એ બન્ને મળીને રચે છે તાલબદ્ધતા.

જીવનને લાંબા પટ ઉપર જોવા ટેવાઈએ છીએ ત્યારે પ્રેમ કેવી વિવિધ રીતે સાફલ્ય સાધે છે એ જોતાં મન તાજ્જુબ થઈ જવાય છે. પ્રેમ હોય

અને એને ફળવાની તક મળી ન હોય એવું બનવું અસંભવ છે પુત્રની કિશોર અને કુમાર અવસ્થામાં કોઈ પણ કારણે એને કાકાસાહેબનો પ્રેમ પહોંચવા આડે મુશ્કેલીઓ હોય એમ લાગે છે પણ પછીથી પુત્રને પિતા તરીકે નહિ તો એની પત્નીના સસરા તરીકે પ્રેમ પહોંચાડવાનો એમને અવસર મળી જ જાય છે અને સૂર્યનાં કિરણો ચંદ્રની મારફત પહોંચતાં સહેજે હૃદયંગમ નીવડે છે

આ સંગ્રહના અર્ધા જેટલા પત્રો તમારા ને ચંદનબહેનના સંવનન સમયના છે કાકાસાહેબ, ચંદનબહેને તમારું હૃદય 'પોતાનું કર્યું તે માટે તારું અભિનંદન કરું કે તારી અદેખાઈ કરું ?'–એમ પૂછે છે તમારું સંવનન કરવામાં એ બંનેની જાણે કે હરીફાઈ ચાલતી ન હોય! અને કાકાસાહેબનું તમારે માટેનું સંવનન તો સમગ્ર પત્રસંગ્રહમાં ચાલુ છે. કાકાસાહેબની કળા તે તમને ક્યાંય 'મારો' કરવાને બદલે ચંદનબહેનને 'તારો સતીશ' 'તારો સતીશ' એમ દઢાવવામાં રહેલી છે, કહો કે એ જ 'મારો' કરવાની એમની વેદાન્તી રીત છે પણ કોઈક વાર એમનામાંનો વેદાન્તી ઓસરી જાય છે, રહે છે નર્યો પિતા 'મને બે રાતથી ઊંઘ બરાબર નથી આવતી, કારણ સતીશનો કાગળ નથી એનું આશ્ચર્ય થાય છે '

પત્રો લખાય ગમે તેને, એ પ્રગટ કરે છે લખનારને આ પત્રોમાં પહેલી જોવા મળે છે કાકાસાહેબની એકલાપણાની લાગણી 'વાસરી (ડાયરી) એ જ એક પરમ મિત્ર બનાવી શકાય હું હાથે ઝાઝું લખી નથી શકતો એટલે એ પણ મિત્ર મારે માટે નથી' (૧–૧–'૩૯) આ વાંચીને મને 'સંસ્કૃતિ'ના મે ૧૯૫૭ના અંકમાં પ્રકટ થયેલ ગોવર્ધનરામની સ્ક્રેપ બૂકમાંની એક એવી જ નોંધ યાદ આવી ' મારા દિલને આ કાગળો ઉપર રેડીને હું એને લગાર હળવું કરું છું મારે વાતો કરવા પૂરતોય કોઈ દોસ્ત હોય તો તે હું પોતે જ છું' (૧૦–૭–૧૮૮૧) તમારા ખાસ કરીને નાનપણના, એકલાપણાને એ અવારનવાર યાદ કરે છે (પૃ ૧૨૮), ત્યારે એમાં સાચા સમભાવનો રણકો હોય છે

બીજી આગળ તરી આવે છે કાકાસાહેબની તટસ્થ રહીને રંગાવાની અથવા તો રંગાવા છતાં તટસ્થ રહેવાની મથામણ પત્રસંગ્રહમાં કાકાસાહેબની નિવૃત્તિ માટેની ઝંખનાનો તાર વાગ્યા કરે છે, અને છતાં પ્રવૃત્તિમાંથી છુટાતું નથી એ તો માત્ર આ બધા કાગળોને મથાળે નિર્દેશાયેલાં સ્થળો પર નજર નાખતાં પણ ખ્યાલમાં આવી જાય છે પ્રવૃત્તિ પરત્વેનો 'મારો રસ

ઓસરે એ શા કામનો ?' એમ ગાંધીજીના અવસાન બાદ એ પ્રશ્ન પણ કરે છે વાચનલેખન માટેની ઝંખના પણ ક્યારેક ક્યારેક ઝળકી જાય છે ચંદનબહેનને અમેરિકા લખે છે 'તારે ભણવાના વિષયો ખૂબ મજાના છે મન થાય છે કે તારી પાસેથી તારી બધી ચોપડીઓ મગાવી વાંચી કાઢું' ભાવિ પુનર્જન્મને, તેઓ પોતાની ઓરડીની કાંઈક મશ્કરીપૂર્વક 'second hand book stall' તરીકે ઓળખાણ આપે છે અને તમારા વિલાયતથી પાછા આવ્યા પછી નાતાલ વખતે દત્તા ગાંધીજીની 'ઇચ્છા પ્રમાણે' તમને વર્ધામાં હિન્દુસ્તાનીનું અધ્યાપન મંદિર ખોલવાની યોજના હતી તેની નિમિત્તે પાલદિપની ઓફર, મકાન અને રૂપિયા અને 'ઘર ગહેરા આપશું' એમ મહિને મોટે મોભાર પહોંચાડે છે, તેની પાછળ પણ 'ધીરે ધીરે મારું સ્થાન નવીશ લેશે એટલે હું નિવૃત્ત થઈ લેખનકાર્ય કરીશ' એવી મહદ્ આકાંક્ષા પ્રગટ થાય છે 'મારું સ્થાન નવીશ લેશે'– પાછળ પોતાને માટે કાંઈ આશા હોય તે કરતાં તમે દેશની સાંસ્કૃતિક પ્રવૃત્તિમાં વધુ સક્રિય બને જોડાઓ એવો ભાવ વધુ છે તમારી પાસે ચંદનબહેન 'creative કામ' કરાવે, તને 'કોઈ ખાસ વિષયના પ્રવીણ' થાઓ, 'જીવનનું અને વિદ્યાનું ફળવું' એવી કંઈક નક્કર આપો એ આકાંક્ષા સતત વ્યક્ત કરે છે 'ચિ૦ સતીશ કાંઈ ચોપડી લખવાનો છે ?' એમ એ ચંદનબહેનને પૂછે છે અને એમને પણ ટપારે છે 'તું તો અમેરિકા વિશે લખવાનો સંકલ્પ ભૂલી જ ગઈ હોઈશ. હવે મને લાગે છે કે તારો સંકલ્પ ચિ૦ શૈલા જ પૂરો કરશે'

કાકાસાહેબે ચંદનબહેનના મંથન-સમયમાં એમના ચિત્તની જે માવજત કરી છે તેમાં એમના તટસ્થતા અને વત્સલતા એકી સાથે જોવા મળે છે '૫ૂ૦ બાપુજીના મંદવાડના કાગળોમાં એક કરુણ ભાઈ પ્રકરણ પણ છે' (પૃ ૧૦) એવું મામાસાહેબ જેને વિશે માને છે તેને પોતે ડહોળવા જેવું કરતા નથી 'આ બાબતમાં કેટલુંયે લખવાનું મન થાય છે પણ તટસ્થતા જાળવવાનો મારો નિશ્ચય હું છોડવા નથી માગતો' તેમ છતાં એ પ્રકરણ અન્વયે જેને મનથી ખૂબ વેઠવું પડ્યું તે ચંદનબહેનની માનસ શુશ્રૂષા કરવામાં પોતે પાછી પાની કરતા નથી (એ પ્રકરણ વિશે આપણી એક પ્રમાણભૂત વ્યક્તિએ અન્યત્ર પહેલાં લખેલું છે, એટલે આટલે વરસે જૂના એનો નિર્દેશ એક સંપાદનગ્રંથમાં થયો છે તો છો થયો કોઈ વ્યક્તિ અને કદી ભોળવતા કહેવાતા મહાત્માઓને અને એમના શિષ્યોને ભવિષ્યમાં કાંઈક ચેતવણી મળે એમ કરવાનો જ આશય હવે તો હોય એ સ્પષ્ટ છે)

ચંદનબહેન તમારી ગેરહાજરીમાં અહીં બીમાર પડયાં ત્યારે કાકાસાહેબમાં માતૃત્વ ઊભરાતું જોઈ શકાય છે. શ્રી અમૃતલાલભાઈને એ શુશ્રૂષા માટે મોકલી આપે છે. સૌ ઉપર આ પત્રોમાં સંબોધન કાં 'ચિં૦ ચંદનબહેન' કાં 'ચિં૦ ચંદન' છે, 'ચિં૦ વહાલી ચંદન'નુ મોઘું સંબોધન તો બે વાર, સુકલકડી 'મજનૂન' – દશાને એ પામે છે ત્યારે એમને મળે છે. એ પત્રમાં કેવા વહાલથી બીમાર દીકરીને એ સાક્ષાત્ કરે છે ! 'તારું સુકલકડી શરીર આજે નજર આગળ દેખાય છે અને એની સાથે તારી તેજસ્વી પણ હેતાળ આંખો પણ દેખાય છે. હવે જલદી સાજી થઈ જા.' આટલું કહી, સ્ત્રીહૃદયને જે જાતની વિગતો પકડવાની ફાવટ હોય છે તેવી એક એ નોંધે છે, 'તારા આ કાગળમાં તારા અક્ષરો નબળા દેખાતા નથી એથી આનંદ થયો.' અક્ષરો જેવી નિશાન દ્વારા સામાના શિન નબળાપણાને વરતી જવું એ સ્ત્રીહૃદયની આગવી સૂઝનુ દૃષ્ટાંત છે પોતે જેમ હમેશાં બીજાને હાથે લખાવે છે તેમ કરવા ચંદનબહેનને એ સૂચવે છે: 'મારી પાસેથી આટલુ તો શીખશ કે નહિ, કે કાગળો તો બીજાને હાથે જ લખાવવા ?' માતૃહૃદયનો પરચો કાઠિયાવાડી પ્રયોગ 'શીખશ'મા રહેલા લાડભર્યા ઠપકામાં છે.

કાકાસાહેબની હંમેશની લાક્ષણિકતા – વિનોદ તે આ પત્રોમાં પણ ભરપૂર મળે છે

'"કેમલ' પેન કેમ ચાલે છે ?' – જેવામા માત્ર શ્લેષ છે 'ડુંગરા નજીકથી પણ રળિયામણા' એ કહેવતમા એકાદ શબ્દ બદલીને, તો 'આપ ભલા તો અન્તે જગ ભલા – અન્તે નહિ તો અનન્તે, એ મારો વિશ્વાસ છે'માં ઉમેરણની રમત કરી છે 'મેં જે કાગળ તને લખ્યો તે ચિ. બાળે "સેવવા" માટે પોતાની પાસે જ રાખ્યો લાગે છે!' – મા અને 'અભિનન્દનનો "મુરબ્બો"' – મા શબ્દને નવીન સંદર્ભમા યોજીને વિનોદ ઉપસાવ્યો છે. ચંદનબહેનને અમેરિકા લખેલા પત્રમા એ હાવકાશથી પૂછે છે: 'ત્યાનો દરિયો તો અહીંના દરિયા જેવો જ હશે મોજાંઓ પણ અહીંની પેઠે જ ઘૂઘવતા હશે' ચંદનબહેને acculturation વિશે ત્યા રહી કાંઈક ચર્ચા ઉપાડી હશે, પણ એ શબ્દ ઑક્સફર્ડ કોશમા કે વિશ્વકોશમા ન મળતા સામેથી પુછાવે છે અને પછી જવાબ મળતા લખે છે: 'Acculturationનો અર્થ સમજ્યો સતીશનુ ગુજરાતી થનુ એ જ એનો અર્થ છે ને ?' કેટલીક વાર દુઃખને એ વિનોદથી હસી નાખે છે. 'એક કાન ઉપર બન્નેનો ભાર પડયો એટલે એ હડતાલ પાડવા તૈયાર થયો પણ એ હડતાલ અહિંસક નથી. કાન કામ તો આપતો નથી અને છતા સપનામાં સખત દુખે છે'

વિલાયતથી તમે તમારા બે ફોટા એમને મોકલેલા ચંદનબહેનને એ લખે છે 'આનુ ધુ એક તારે માટે અને બીજો બાળ માટે છે ' (પોતાનો પ્રશ્ન જ નથી ) 'બે ફોટામાથી કયો સારો તે ઓળખી કાઢવા જેટલી મારી આખો ચતુર નથી એટલે બન્ને ફોટા તને જ મોકલુ છુ પછી તુ જ એમાથી મનપસંદ બાળને મોકલજે' એટલે કે 'મનપસંદ' રાખીને બીજો મોકલી આપવામા આવશે એવુ સૂચવીને ભાવી પુત્રવધૂની જરીક મજાક કરી લીધી છે અને ક્યારેક તમને બન્નેને ભેગા લે છે 'મનીશ તે (ચંદન બહેનનો) નિબંધ વાચ્યો છે ? એણે શુ કહ્યુ ? એણે જો વખાણ કર્યા તો એ નાલાયક છે એણે તો તારી આગળ એમાની ખામીઓની સહસ્રાવલી બતાવવી જોઈએ, અને બીજા આગળ એની અનહદ તારીફ કરી બાધા બનવુ જોઈએ '

આ પત્રાવલિમા મોઘા જીવનપાથેયરૂપ સામગ્રી પીરસાઈ હોય તો તે છે સ્ત્રીજાતિના મહિમા અગેનુ અને સ્ત્રી પુરુષ સબંધ – દામ્પત્ય અંગેનુ કાકા સાહેબનુ દર્શન

સ્ત્રીજાતિની અવદશા જોઈ એમનુ હૃદય ચીસ પાડી ઊઠે છે

'સ્ત્રીની નબળાઈને કારણે સમાજે જે વેઠ્યુ છે તેનો ખ્યાલ સમાજને આવે તો સ્ત્રીને મજબૂત અને નિર્ભય બનાવવા માટે સમાજ ગમે તે જોખમ ખેડે '

'પણ સ્ત્રીજાતિની સ્થિતિ વિચારતા મારુ હૃદય રડે છે જેમને પેટ જન્મ લઈએ છીએ, અથવા જેમના સહવાસમા જીવનની સુવાસ વધે છે તે જ સ્ત્રીજાતિ પ્રત્યે માણસ આટલો નગુણો અને અવ્યવસ્થિત કેમ રહેતો હશે ?'

એક ઠેકાણે કાકાસાહેબ સ્ત્રીનુ મહિમ્નસ્તોત્ર ઉદ્ગારે છે

' અદ્યતન (up to-date) સમાજશાસ્ત્ર સુપ્રજાનિર્માણશાસ્ત્ર આરોગ્ય શાસ્ત્ર, આહારશાસ્ત્ર ધર્મશાસ્ત્ર નૃવંશશાસ્ત્ર (ethnology) અને સૌન્દર્યશાસ્ત્ર આદિ સુસંસ્કૃત જીવનના શાસ્ત્રોનો વિનિયોગ (application) જેમા થાય છે એવી ગૃહસંસ્થા અને કુટુમ્બસંસ્થા ચલાવી બતાવે તે રાષ્ટ્રનિર્માત્રી (nation-builder) ખરુ છે અને સમાજની આધારસ્તંભ (pillor of society) પણ છે, સંસ્કૃતિરક્ષક (guardian of culture) તો તે છે જ રાજ્યસંસ્થા ચલાવવા કરતા કુટુમ્બસંસ્થા ચલાવવામા વધારે મોટાઈ છે '

આદર્શ સ્ત્રી પુરુષ સબંધના – દામ્પત્યના પાયામા પ્રેમ અને નિષ્ઠાને, ઓતપ્રોત થવાપણાને એ મૂકે છે

' ' માબાપોની એકબીજા પ્રત્યે ઉત્કટ નિષ્ઠા એ બાળકોનો birth-right છે તમે એને વખતે pre-birth-right કહેશો '

'વિવાહસંસ્થા સ્રીપુરુષ બંનેની હાજતમાથી ઉત્પન્ન થઈ છે એની પવિત્રતા તો પ્રેમ અને નિષ્ઠાના ઊંડાણ ઉપર આધાર રાખે છે '

'એકબીજામા ઓતપ્રોત થવુ એનુ નામ લગ્ન સંભોગજીવન ( sex-life ) અને પ્રેમજીવન ( love life ) એક જ દિશામા વહે અને પ્રેમજીવન ( love-life ) ના આદર્શને અનુસરીને જ સંભોગજીવન ( sex life ) મર્યાદિત થાય એ જ લગ્નજીવનનુ સારસર્વસ્વ છે '

'પતિપત્ની વચ્ચે સ્વરાજ્ય સંભવતુ જ નથી એ તો પરસ્પરનુ પરસ્પર ઉપર ચાલતુ સામ્રાજ્ય જ હોય છે અને દરેક જણ તકરાર કરે છે કે મારે નમતુ આપવુ પડે છે બન્ને સાચા !'

એક વાર કાગળમા ચંદનબહેને કદાચ તમારા તરફથી થયેલ 'અપમાન અને અવગણના'ની વાત કરી હશે ત્યારે કાકાસાહેબની સાન્ત્વનાવાણી કેવી પ્રગટે છે !—'વાત એમ છે કે જ્યા પ્રેમ છે ( ચંદન-સતીશ જેવો પ્રેમ છે ) ત્યા માનઅપમાન કે ગણના-અવગણના પાસે આવી જ ન શકે પોતાની જાતને ભૂલી જવુ એ પ્રેમનુ પ્રથમ લક્ષણ છે '

આવતી કાલે તમારા વિવાહ છે ને એ લખે છે 'હવે પૂર્ણ અને દૃઢ શ્રદ્ધાથી એકબીજામા ઓતપ્રોત થાઓ આને માટે એકબીજાના દોષ, અથવા સ્વભાવભેદ સહન કરવાની તો શું પણ મીઠા માની લેવાની ટેવ પાડી લેવી જોઈએ ' તમે સિવિલમૅરેજ કર્યા ગાધીજીની જેમ કાકાસાહેબ પણ ધાર્મિક વિધિના પક્ષપાતી પણ ધાર્મિકતાને એ શામા જુએ છે ? 'તમે બન્ને એકબીજાને ચાહો છો તેની અસાધારણ ઉત્કટતા હું જાણુ છુ એ જ તમારા વિવાહની પૂર્ણ ધાર્મિકતા છે '

એક તાજા કલમમા ટાગોરની 'ઘરેબાહિરે'ની નાયિકા અને ગ્યુઈથેની માર્ગરેટ ને હોમરની હેલનની મદદથી સ્રીપુરુષસબંધ અગે એમણે માર્મિક પ્રશ્નો છેડયા છે ( પત્ર ૭ ), તો કયારેક બાળકોના 'સ્પેસિંગ' જેવા વિષય ઉપર ગાધીજીના અને પોતાના વિચારો પણ નિસંકોચ આપ્યા છે ( પત્ર ૯૪ )

સ્રીપુરુષસબંધ અગેના કાકાસાહેબના અહીંતહીં વેરાયેલા ચિંતનો સર્જનીન રચના છે અને આ પત્રસગ્રહનુ એ એક મુખ્ય અર્પણ બની રહેશે

પત્રસગ્રહના અત તરફ જઈએ છીએ તેમ બાળકો ઉપર લખાયેલા પત્રો મળે છે મૂડી કરતા વ્યાજ વહાલું – એ ન્યાયે કાકાસાહેબનુ હૃદય પૌત્રપૌત્રી તરફ વળે છે પત્રસગ્રહ જાણે કહે છે કાલેલકર કુટુમ્બમા પુત્રયુગ ગયો, પુત્રવધૂયુગ ગયો, પૌત્રપૌત્રીયુગ શરૂ થયો !—જીવનની રફતાર તો જુઓ !

આ કાગળો છપાશે એવો એ લખનાર કે મેળવનારને એ વખતે ખ્યાલ પણ નહિ હોય એ રીતે લખાયેલા કાગળોમાં નિર્વ્યાજ રમણીયતા આવે છે. ઉપરાંત, સામી વ્યક્તિને કાગળમાંના એક શબ્દમાં પણ રસ ન પડે તો એ રીતે લખાયેલો પત્ર તે પત્ર નથી. કાકાસાહેબ બહુશ્રુત વિચારક હોવા છતાં કોઈનું નામ આગળમાં લખી એને ઓઠી બનાવી પત્રને બહાને નિબંધ લખવા કદી લલચાતા નથી. વાર્તાલાપમાં – એમનો શબ્દ વાપરું તો 'વા ચત' ચલાવવામાં – એમનો ઠીક ઠીક વખત જતો હોય છે. એમના પત્રોમાં પણ એમનો વાર્તાલાપ જ ચાલતો હોય છે. 'When I read your letter, I hear you talk' – એમ એમને વિશે કહી શકાય.

સૌથી મોટી વાત તો, આ પત્રોમાં ચંદનબહેન સાથે બન્યું છે તેમ તેઓ જાણે કે સામી વ્યક્તિના સમક્ષ બનીને પત્ર લખતા હોય છે. સામાના વ્યક્તિત્વ માટે પૂરા આદરથી પૂરી સહ-અનુભૂતિથી એ પત્ર લખે છે. અઢીહજાર વર્ષ પૂર્વે ડિમેટ્રિયસે fellow-feeling (philo-phronesis) – માનવબંધુઓ માટેના સમભાવને પત્રના પ્રાણરૂપ ગણાવેલ, એનો આ પત્રસંગ્રહમાં ભરપૂર અનુભવ થાય છે.

આપણે ત્યાં પત્રસાહિત્ય બહુ નથી. આપણા યુગમાં રવીન્દ્રનાથ, શ્રી અરવિંદ અને ગાંધીજીએ હજારો – બલ્કે લક્ષાવધિ પત્રો લખ્યા છે, પણ હજી તે ધીમે ધીમે સુલભ થતા આવે છે. ગુજરાતીમાં કિશોરલાલભાઈ અને પ્રો. ઠાકોરના પત્રો એકત્રિત કરી પ્રગટ કરવા જેવા છે. કાકાસાહેબના પત્રો સમભાવ, બહુશ્રુતપણું, વિનોદવૃત્તિ આદિ એમના વ્યક્તિત્વના વિવિધ સમૃદ્ધ પાસાનું મનભર પ્રતિબિંબ પાડનારા છે. વાતચીત અને પત્રસાહિત્યને સ્વાભાવિક સાહિત્ય ગણવાનો એમનો સહજ પક્ષપાત સમજી શકાય એવો છે.

કાકાસાહેબનું કુટુમ્બ બહોળું છે. કાલેલકરોની કુલવધૂએ પોતાને મળેલા પત્રો સાચવીને આગ્રહે ક્રમે કાકાસાહેબના એ વિશાળ કુટુમ્બ સુધી પહોંચાડવા માટે પ્રગટ કર્યા એ માટે સૌ એમના ઋણી રહેશે.

તમારા પત્ની – અને બાળકો – ઉપરના તમારા પિતાના પત્રોની ચોપડીમાં તમારી ઉપર એક પણ પત્ર ન હોય (પત્ર દરેકમાં મથાળે ચંદનબહેન એવું તમારું નામ છે એટલાથી ચાલે ?) એ તમારા મિત્રને કેમ ગમે ? અને તો ચંદનબહેને આ પત્રસંપુટ માટે 'આમુખ' માગીને, એવો એક પત્ર ઘુસાડી દેવાની મને તક આપી તે માટે એમનો ખૂબખૂબ આભાર.

[ 'ચિ. ચંદનને' નો 'આમુખ', પૃ. ૭ થી ૮ (ને) ]

# મૂલ્યાંકનો

૧

"એમની (સ્વ. મહાદેવ દેસાઈની) જેમ ગાંધી-દર્શનના સાચદિલ ને એકનિષ્ઠ અનુયાયી હોય, એ અદ્ભુત કર્મવીરે દેશની સંસ્કૃતિ માટે તથા સ્વભાષા માટે પ્રગટાવેલા સદભિમાન વડે અનુપ્રાણિત હોય, તેવા ૧૯૨૦ – ૨૨ની આસપાસ લેખનપ્રવૃત્તિ આરંભી વત્તીઓછી એ ચાલુ રાખનાર ગુજરાતી બુદ્ધિપ્રવણોમાં જે નવદસ વિચારકો (કે ગંશોધકો) છે તેમા 'સવાઈ ગુજરાતી' કાકા કાલેલકર – બીજાં કેટલાંક પુસ્તકોના તેમ 'પૂર્વરંગ'ના, 'જીવન સંસ્કૃતિ' તથા 'જીવનવિકાસ', 'જીવનનો આનન્દ' તથા 'જીવન-ભારતી'ના, 'હિમાલયનો પ્રવાસ', 'લોકમાતા' ને 'સ્મરણયાત્રા'ના, 'ઓતરાતી દીવાલો'ના – સહેજે સર્વાગ્રણી ગણાય. ગુજરાતી ભાષામાં લખનાર લેખકમાત્રમાં તે જેમ સૌથી અથાક પરિવ્રાજક છે, તેમ એ દેશ-યાત્રાને, ભારતીય સમાજવર્ગોના પોતાના વૈવિધ્યભરપૂર અનુભવો તથા અવ-લોકનને, પ્રાસાદિક પ્રસન્નગંભીર ને લલિત શૈલીમા, કેટલીક વાર સૂક્ષ્મ મર્મવેદન કે મૃદુ કટાક્ષથી, વિપુલપણે અક્ષરસ્વરૂપ અર્પનાર પણ તે એકલા જ છે. રાજ્યપ્રકરણ ને ઇતિહાસ, સમાજવિકાસ ને એની પુનઃરચના, કેળવણી, કુદરત ને રાષ્ટ્રભાષા, કલા તથા સાહિત્ય – આ વિષયો પર, તેમણે વર્ષો ને વર્ષો લગી, ગાંધીદર્શનની (જોકે એ કારણે અમુક અંશે પરિમિત પણ ખરી) ને છતાં સ્વકીય, ઊંડા જન્મભૂમિવાત્સલ્યથી સર્વવ્યાપી દૃષ્ટિથી વિચારો કર્યા છે અને સંવેદનો અનુભવ્યાં છે. એ વિચારો પરિપક્વ છે ને એ સંવેદનો ઉરના ઊંડાણમાંથી આવેલા છે. આ બહુશ્રુત અને સમૃદ્ધ માનવ્યયુક્ત વિદ્વાનનું માનસ અખંડ લોકસંપર્ક પણ સાધતું રહ્યું છે અને સૌજન્ય તેમનુ નિત્યસાથી છે તેથી એમના લખાણમાંથી પ્રાણવત્તા અને આભિજાત્ય કદી લુપ્ત થતાં નથી. તે નિતાન્તપણે નિખાલસ છે, જીવન્ત નીતિના હઠાગ્રહી છે અને જીવનના

કલાકાર પણ તેમના આ સકલ ગુણોથી આકર્ષાઈ સર્વ ઉત્કર્ષવાળુ મસ્કારી વાચકોએ તેમને પોતાના પરમ પ્રિય લેખકોમાના એકને સ્થાને હર્ષથી સ્થાપ્યા છે ”

[ ‘ગુજરાતી સાહિત્યની રૂપરેખા ’ પૃ ૩૩૩–૩૩૪ ]

“ ગુજરાતી મસ્કારિતાને મોઘામૂલા જ્ઞાનપ્રદાન કરનાર ચિન્તકોમાથી પણ ગાધીજીને જગતમા અને આનદશકર તથા બળવતરાયને, કાલેલકર તથા મશરૂવાળાને હિંદભરમા ઊચી પ્રતિષ્ઠા અપાવે તેવા ચિન્તનખડો જરૂર તેમના પુસ્તકોમા છે કેશવલાલ ધ્રુવ ને નરસિહરાવના કેટલાક અન્વેષણ પણ તેમને આવા માનના અધિકારી ઠરાવે છે એમ અત્યુક્તિ વિના કહેવાય ”

[ ‘ગુજરાતી સાહિત્યની રૂપરેખા ના ‘ઉપસહાર મા ]

**વિજયરાય વૈદ્ય**

## ૨

“ પ્ર વર્તમાન યુગનો સર્વોત્તમ અને આખા ગુજરાતી નિબધસાહિત્યના ઉત્તમ લેખકોમાંનો એક નિબધકાર તે રા કાલેલકર નિબધોની સખ્યા લ્યો, એના વિષયો અને પ્રકારોની વિવિધતા લ્યો, એની શૈલીની સુદરતા લ્યો, એના વિચારોની સમૃદ્ધિ લ્યો, કે એની પાછળની જીવનદૃષ્ટિ અથવા ભાવનાની ઉદાત્તતા લ્યો – નિબધના આ સર્વ અગો છૂટા લ્યો કે નામટા સમુદાયમા લ્યો, પણ એ બધી બાબતોમા રા કાલેલકર આ યુગના તો ઉત્તમ નિબધ કાર છે જ, પણ એક મણિલાલ નભુભાઈને બાદ કરીએ તો આપણા સમગ્ર નિબધસાહિત્યમા પણ એમની તોલે આવે એવો બીજો કોઈ નિબન્ધકાર નહિ મળે એમણે વર્ણન, કથન, વિચારણા એમ સર્વ પ્રકારના નિબન્ધો લખ્યા છે, અને એ સર્વ પ્રકારમા એમની શક્તિઓ પુ ષ્કળમા ખીલી ઊઠી છે વર્ણનાત્મક નિબન્ધો એમના જેટલી સખ્યામા અને એમના જેટલી ગુણવત્તાપૂર્વક કરીને આપણે ત્યા બીજા કોઈએ લખ્યા નથી કથનાત્મક નિબન્ધોમા પણ એમના ચરિત્રકીર્તન વિભાગના નિબન્ધો આપણા ઉત્તમ ચરિત્રનિબન્ધોના વર્ગમા દીપી ઊઠે એવા છે અને એમના વિચારપ્રધાન નિબન્ધોએ તો એમને ગુજરાતના અગ્રગણ્ય ચિન્તકોમા સ્થાન અપાવ્યુ છે એમની આ અસાધારણ સિદ્ધિની પાછળ અનેક તત્ત્વો રહેલા છે એમાનું પ્રથમ તત્ત્વ તે એમની અનેક વિદ્યાવિશારદતા અથવા વિશારદતા સધળે પ્રસગે યથાર્થ શબ્દ ન લાગે તો –રસિકતા, કુદરત અને કલા, ધર્મ અને તત્ત્વજ્ઞાન, ઇતિહાસ અને પુરાણ, સાહિત્ય અને શાસ્ત્ર, ભૂગોળ અને ખગોળ

એમ અનેક વિષયોમા એમને જીવત રસ છે, અને એમાના ઘણા વિષયોનું જ્ઞાન એમને તેના પારગત ગણીએ એવુ તો નહિ છતા ખરેખર વિશાળ છે એટલે વિષયની વિવિધતામા આખા ગુજરાતી નિબધસાહિત્યમા કોઈ એમને પહોચી શકે એમ નથી બીજુ તત્ત્વ તે એમની સાહિત્યરસિકતા અને વિશેષે કરીને સસ્કૃત સાહિત્યનુ તેમનુ પરિશીલન એમના નિબધો વાચો એટલે તમને કેવળ શબ્દોમા જ નહિ પણ અલકારો, ઉદાહરણો, વિચારો, અવતરણો એ સઘળામા સસ્કૃત સાહિત્ય સાથેનો એમનો સદાય તાજો લાગે એવો ગાઢ સપર્ક ડગલે ડગલે દેખાયા વગર નહિ રહે એમને કોઈ પણ વિષય ચર્ચવો હોય તો તરત જ હાજર હોય એવી સદ્યોપલબ્ધ વિચારસામગ્રી આપી તે જેમ એમની અનેક વિદ્યાવિશારદતાએ, તેમ એમને લાલિત્યભરી પ્રસન્ન મધુર શૈલી આપી તે એમની આ સસ્કૃત સાહિત્યની નિપુણતાએ એમના નિબન્ધોને આકર્ષક બનાવનારુ ત્રીજુ તત્ત્વ તે એમની અનુભવ સમૃદ્ધિ રા કાલેલકર કેવળ પુસ્તકપડિત નથી, પણ હિન્દના અનેક ભાગોમા સારી પેઠે રખડેલા જબરા પ્રવાસી છે, અને એમના એ બહોળા પ્રવાસે એમને અનુભવપડિત બનાવી એમની દૃષ્ટિને ખૂબ વિશાળ કરી છે એમના નિબન્ધો આપણને આકર્ષે છે તે જેમ એમની વિદ્વત્તાને લીધે તેમ સાથે સાથે એમના આ પ્રવાસસચિત વિશિષ્ટ અનુભવભડારને પણ લીધે એમના નિબન્ધાનુ ચોથુ આકર્ષક તત્ત્વ તે એમની ચિન્તનશીલતા દરેક યુગને પોતપોતાના નવા નવા પ્રશ્નોના નિરાકરણ કરવાના હોય છે, એટલે દરેક યુગને પોતપોતાનો સ્મૃતિકાર જોઈએ છે રા કાલેલકર એને 'જીવન કલાધર', 'જીવનશાસ્ત્રી, જીવનઋષિ વગેરે નામો આપે છે, અને એવા જીવનકલાધર બનવુ એ જ સાહિત્યકારનુ મુખ્ય કર્તવ્ય છે એમ માને છે સાહિત્યકારના કર્તવ્યની એમણે બાધેલી આ મર્યાદા બરાબર છે કે કેમ એ જુદી વાત, પણ સાહિત્યસેવામા એમનો આદર્શ તો એ જ રહેલો છે એ ચોક્કસ છે એટલે એ વર્તમાન જીવનના વિવિધ પ્રશ્નોનુ ચિન્તન કરી એના પર પોતાની વિચારણાનો પ્રકાશ સતત રીતે ફેકયા કરે છે, અને તેથી જ એમના નિબધો આપણા વાચકવર્ગમા આટલા બધા આદરપાત્ર બન્યા છે આપણે ત્યા વર્તમાન જીવનના મુખ્ય મુખ્ય સર્વ અગોનો અભિનિવેશ પૂર્વક વિચાર કરનાર અને તેનો સૌષ્ઠવપૂર્ણ નિબન્ધો દ્વારા પ્રચાર કરનાર આવો બીજો કોઈ લેખક મણિલાલ નભુભાઈ પછી થયો નથી '

× × ×

"આ [ નિબધ ] સાહિત્યને ખેડનારાઓમા મણિલાલ, આનદશકર,

કાલેલકર જેવા કેટલાક નિબંધકારો તો કેવળ આપણા જ નહિ પણ કોઈ પણ ભાષાના નિબંધસાહિત્યમાં પોતાની શક્તિઓથી નવી ભાત પાડીને ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરે એવા છે "

[ 'નિબંધમાળા '-ઉપોદ્‌ઘાત ] વિશ્વનાથ મગનલાલ ભટ્ટ

3

For a Maharashtrian by birth and education, his command over the language is phenomenal His style is flexible, direct, expressive, of fastidious work manship, uniformly maintaining a high level of idiomatic charm It indulges in Samskrtic graces without effort or pedantry Its richness is due as much to the influence of Samskrta as to the imagin ative element of the author's temperament Often, it has the quiet manner of a teacher expounding his subject, sometimes, as in the '*Olarati-Divalo*', it is light and playful It never yields to the temptation of being blunt or colloquial On occasions it rises to an eloquence not often surpassed by the recognised masters of Gujarati Prose Kaka recoils as much from the oppressive, concentrated directness of the Mahatma as from the florid extravagance of some of the romantic authors of the day

Though his approach to problems had been moulded into definite shape long before he came under Mahatma Gandhi's influence, he accepts the two great canons of the latter's cult first, that literary art must directly tend to moral or Social good, and secondly, that it must be based on facts. But Kaka's vivid imagination and love of romance flow together vigorously within the rocky banks of those two canons He is a good story-teller, many of his essays narrate

a Puranic or a historic incident, or an incident from experience with vivid charm. His '*Himalayano Pravasa*', at some places, reads like a novel. He often invests realities with his imagination till they shine with the attractive hue of romance.

The author's imagination is richly infused with associations of ancient India. His memory is full of images which a life long study of saṁskṛta literature only can provide. Without any effort he can see in modern life traces of gorgeous Puranic tints, which he calls living history. It is only a romantic author's eys which can see in the Himalayas all that the author has seen. His puritanic attitude in literature does not permit him to tread the path of pure imagination, but it is neither harsh nor unpleasing. He has the restless spirit of a literary vagabond who loves the open air, the great silent spaces, the lovely towering heights He yearns for the life of the great sadhus who roam unrestricted over hill and valley seeking communion with nature He loves nature, not as a lover, but as a philosopher. In the tree, in the river, in the forest, he seeks the hidden meaning, the message of ancient Rshies who people his imagination. Within the four walls of the jail, he can love the ant, the bird, the cat, the ancient tree awaiting death. He can establish friendly relations with them, he can shed a tear over their misery. With a classic quotation, he can narrate the cruel incident of the prisoner cutting grass in front of his cell. Aided by a quotation from 'Sakuntala' he can examine the nest of a crow. '*Otrati Divalo*' is one of the finest things in our literature, we see in it a

literary Jacques sucking wisdom out of the most insignificant incident of jail life "

['Gujarat and its Literature'] K M Munshi

## ૪

ગાંધીજીના પ્રત્યક્ષ અને પરોક્ષ સમાગમમાં રહીને જેમની કલમ ખીલી છે, તેવા લેખકોમાં મશરૂવાળા પછી કાકા કાલેલકર આવે કર્ણાટકના રહેવાસી, જન્મથી મરાઠીભાષી અને ગુજરાતમાં વસી ગુજરાતી ભાષાને આત્મગત કરી અપૂર્વ દક્ષતાથી પ્રયોજનાર કાકા આપણા ગદ્યસાહિત્યનું એક પરમ આશ્ચર્ય છે ગુજરાતી ભાષાના ઉચ્ચાર તેમની જીભમાં પૂરેપૂરા નથી બેઠા, છતાં ગુજરાતી ભાષાની તળપદી શક્તિ તેમણે સાહજિક રીતથી પોતામાં ઉતારી લીધી છે અને ગુજરાતી ભાષાને તેના આ દત્તપુત્રે તેના સગા પુત્રો કરતા પણ વધારે લાડકોડથી અને સૌન્દર્યથી આરાધી છે, અને સમૃદ્ધ કરી છે ગાંધીજી અને મશરૂવાળા કરતા તેમની કલમે જુદી જ રીતે પ્રયાણ કર્યું છે આ ઉગ્ર જીવનની કે તત્ત્વશોધનની ઝડપી કે એકાગ્ર રીતે લખવાનું આ કેળવણીકારને ફરજિયાત ન હોવાથી, અને વિશેષે તો તેમની કલ્પનાશીલ અને સૌન્દર્યરંજિત પ્રકૃતિની સ્વાભાવિક ગતિથી તેમની કલમ વધારે આરામથી, વધારે કલાભિમુખતાથી અને રસાત્મકતાથી ખીલી છે

કાકાની પહેલા આપણે ત્યા વસ્તુપ્રધાન ગદ્યમા હળવી અને કલ્પનાપ્રાણિત રચનાઓ શરૂ થઈ ગયેલી છે, છતા પશ્ચિમમા જે રીતે હળવો છતા ગંભીર, વાસ્તવિક છતા કલ્પનાપ્રાણિત અને વ્યક્તિના સમૃદ્ધ વ્યક્તિત્વમાથી જન્મતો જે ઉચ્ચ કોટિનો નિબંધપ્રકાર ખીલ્યો છે તેના જેવી જ ઉત્કૃષ્ટતાવાળી સમૃદ્ધ નિબંધરચનાઓ ગુજરાતીમા કાકાને હાથે પહેલી વાર રચાઈ છે કાકાની કલમમાથી પહેલી વાર સાચેસાચ કલ્પનાપ્રાણિત નિબંધનુ સર્જન થાય છે નિબંધ શબ્દને તેના ઉત્તમ અને લાક્ષણિક અર્થમા કાકાની રચનાઓને જ લાગુ પાડી શકાય છે આર્યસંસ્કૃતિની તેમની ભક્તિ, સંસ્કૃત સાહિત્યનો પરિચય અને પ્રકૃતિ તરફની તેમની અભિમુખતા, જીવનના નાના મોટા બધા તત્ત્વોમા, પદાર્થોમા અને પ્રસંગોમા જે કંઈ વિલક્ષણ, સુંદર, અને રસાવહ રહ્યુ છે તેને ઝડપવાની કુદરતી શક્તિ, અને એ બધી વિવિધ સમૃદ્ધિને કલાત્મક છટાથી કલ્પનામય ઉક્તિ દ્વારા આલેખવાની તેમની આવડત તેમના લેખનના ઘટક તત્ત્વો છે કાકા હમેશા રસિક સર્જક

અને સૌન્દર્યદર્શી કલ્પનાથી પોતાના વિષયને અડે છે, અને તેમનામાં સંચિત રહેલી અનેકવિધ રસસામગ્રી ગમે તેવા ક્ષુદ્રઅક્ષુદ્ર પ્રસંગને કે વિષયને સુસમૃદ્ધ કરી મૂકે છે. તેઓ કદી વિષયજડ નથી થતા. પોતાના વિષયને તે માનવ-જીવનના જીવતા સંદર્ભમાં કુશળતાથી ગોઠવી આપે છે, એનામાં સૌન્દર્યની ઝલક રેલાવે છે. અદૃશ્ય અને અપરોક્ષ તત્ત્વોને દૂરદર્શી કલ્પકતાથી એક સ્થાનમાં ભેગાં કરે છે, પ્રસંગો, કહાણીઓ, ટુચકા, લોકોક્તિઓ, અને નવીન સંદર્ભમાં જુદી જ અર્થચમત્કૃતિ આપતાં અવતરણો દ્વારા તે નિરૂપણને મોહક કરે છે, એ બધાંના સમન્વયવાળી તેમની રચનાઓ એક સર્જનાત્મક પ્રક્રિયા બને છે. એમનુ ગદ્ય કાવ્યની કોટિએ પહોંચે છે. ગાંધીજીના આ અનુયાયીમાં વાણીનો વિલાસ નથી પણ તેનો સમૃદ્ધ સંસ્કારી વિહાર છે. વિચારો અને ભાવનાઓની બાબતમાં તેઓ જ્યાં એકાંગી અને અત્યુક્ત બને છે ત્યાં તેમનો બોધ બહુ ભરોસાદાર નથી રહેતો. પરંતુ તેમણે કરેલાં પ્રકૃતિનાં આલેખનો, એક સૌન્દર્યયાત્રા જેવાં બની રહે છે. ગુજરાતને તેમણે જ પહેલી વાર હિમાલયની સમૃદ્ધિ બતાવી છે, ગંગા યમુના અને કૃષ્ણા કાવેરીમાં વાચક સદેહે પણ ન કરી શકે તેવાં અલૌકિક સૌન્દર્યસ્નાન કરાવ્યાં છે, આકાશના તારા અને બપોરના તડકાનો રસ ચખાડ્યો છે, નદીના કાદવની અને કાંટાની વાડોની મીઠાશ દેખાડી છે, પંખીઓની સોબત અને વૃક્ષોની મહેમાનગીરી માણાવી છે. અને તે બધુ તેમણે કર્યું છે વાચકને પોતાની નિકટમાં નિકટ રાખીને, મોકળા મનથી પોતાના સૌન્દર્યાનુભવનો ખજાનો ઉમંગભેર ઠાલવતા, પોતાના અનુભવોમાં, મનોવ્યાપારોમાં વાચકને સહભાગી કરીને, તેની કલ્પનાને ઉત્તેજતા, તેની ઇન્દ્રિયોની દર્શનશક્તિને વિકસાવતા સમસાવી નિખાલસ મિત્રની અદાથી.

—સુન્દરમ્

['પ્રસ્થાન'મા 'ગુજરાતી સાહિત્યમા નિબંધ' શીર્ષક તળે ક્રમે ક્રમે પ્રગટ થયેલ લેખમાથી. પૃ. ૩૨૨–૩૨૩]

કયી સાલમાં ?

# શ્રી કાકા કાલેલકરે યોજેલા પર્યાયો

[ શ્રી કાકાસાહેબ કાલેલકરે પોતાના ગુજરાતી લખાણોમાં યોજેલા પર્યાયોની યાદી અધ્યાપક ડૉ. રમણલાલ જે. જોષીએ તૈયાર કરી, અનુમતિ માટે તેમને જોવા મોકલી ત્યારે શ્રી કાકાસાહેબે યાદીની જોડે 'અપૌરુષેય પ્રવૃત્તિ'– મથાળા નીચે એક નોંધ લખી મોકલી છે તે નીચે આપી છે. —સં. ]

## અપૌરુષેય પ્રવૃત્તિ

"માણસ જાતનું જીવન છીછરું થતું જાય છે કે ઊંડું એ કહેવું મુશ્કેલ છે પણ ચિંતનમાં તો માણસનું ઊંડાણ વધતું જાય છે એ વાત અનુભવસિદ્ધ છે.

માણસને જીવન જીવતાં અનેક અનુભવો થાય છે એને સાધનો ઉપજાવવાં પડે છે. માણસ સાથે અને કુદરત સાથે એનો પરિચય વધે છે અને એ બધું જ્યારે ભાષામાં વ્યક્ત કરવાનું હોય છે ત્યારે એને નવા નવા શબ્દ પણ ઘડવા પડે છે, સાથે સાથે જૂના શબ્દો ઘસી ઘસીને પાસાદાર પણ બનાવવા પડે છે. માણસનું ચિંતન વધે, વિચારવિનિમય જરૂરી જણાય, તેમ તેમ ભાષા ખેડાતી જાય છે. ગાયની જેમ સેવા કરીએ તેમ એનું દૂધ વધે છે અને સકસ થાય છે તે જ રીતે ભાષાનું પણ છે. તુલસીદાસ જેવો એક સમર્થ સાહિત્યસ્વામી ભાષાશક્તિને ક્યાંથી ક્યાં લઈ જાય છે!

દરેક ભાષાની શબ્દસંપત્તિ ઉપરથી એની સંસ્કારિતાનું માપ કાઢી શકાય. જંગલમાં વનેચરોની ભાષામાં માંડ એક હજાર શબ્દો હોય, પણ આપણે સામાન્યપણે બોલવામાં પાંચ છ હજાર શબ્દો ચલાવીએ છીએ. લેખકો બારેક હજાર શબ્દો વાપરે છે એમ મનાય છે. કેટલાક કવિઓ, નાટકકારો અને નવલકારો પચીસ-પચીસ કે ત્રીસ ત્રીસ હજાર શબ્દો વાપરે છે. આપણી સંસ્કૃત ભાષાનો શબ્દભંડાર સમૃદ્ધ છે જ; પણ નવા નવા શબ્દો તૈયાર કરવાની સંસ્કૃતની શક્તિ ગ્રીક, લૅટિન, અરબી કે પરશિયન કરતાં પણ ચડી જાય.

લોકવ્યવહારમા કે લેખનપ્રવૃત્તિમા આપણે જે શબ્દો વાપરીએ છીએ તે એટલા બધા પ્રચલિત છે કે આપણા ધ્યાનમા આવતું પણ નથી કે એમાનો એક એક શબ્દ એક માણસે કોઈ વખતે ખાસ બનાવેલો હતો અને સાભળનારને એ નવા શબ્દની નવલાઈ ચકિત કરી શકતી હતી

આજે એ બધા શબ્દોના જનક કોણ હતા એ શોધવુ અશક્ય છે, અને તેમ કરવાની જરૂર પણ શી ? માણસ દુ ખી થાય એટલે રડી પડે છે, ખુશ થાય એટલે હસવા માડે છે એ જેમ સ્વાભાવિક વ્યાપાર છે તેમ જ ભીડ પેદા થાય એટલે માણસના મોઢામાથી નવા નવા શબ્દો નીકળી પડે છે

અને માણસને નવા નવા શબ્દો તૈયાર કરવાની હોશ પણ હોય છે દરેક કોલેજમા ઉચ્ચ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને ભણાવવાનું કામ પણ સોપવામા આવે છે એવાને અગ્રેજીમા Fellow કહે છે વિદ્યાર્થી પણ ખરો અને અધ્યાપક પણ ખરો એટલે Fellow માટે આપણો શબ્દ કયો, એમ જ્યારે મને કોકે પૂછ્યુ ત્યારે એકદમ બોલી જવાયુ 'વિદ્યાપક' પ્રથમ પ્રથમ એ શબ્દ વાપરતા અડવુ અડવુ લાગતું, આગળ જતા અમારા સભા પણુમા એ શબ્દ રૂઢ થયો

આશ્રમની શાળામા અગ્રેજી શબ્દો ન વાપરતા દેશી શબ્દો ચલાવવાનો ગાધીજીનો આગ્રહ અમને બધાને વળગ્યો સાજે રમતગમતમા out શબ્દ ઘણો વપરાતો મહારાષ્ટ્રમા એને ઠેકાણે 'માર્યો', 'મરી ગયો' જેવા શબ્દો ચાલતા, એ અમને ગમ્યા નહીં એટલે અમે ચલાવ્યા 'બાદ' એ જાતની શબ્દયોજના બધાને ગમી પછી આવ્યો Tug of war રસ્સીખેચ –એ તરજુમિયો શબ્દ કોને ગમે ? બધાએ મારી પાસેથી એક મઝાનો શબ્દ માગ્યો મે કહ્યુ કાલે કહીશ પછી વિદ્યાર્થીઓને ગજેન્દ્ર મોક્ષની વાર્તા કહી મગરે હાથીનો પગ પકડ્યો હતો મગર ખેચે પાણી ભણી અને હાથી ખેચે નક્કર જમીન ભણી गजो ग्राहकर्षते तीरं ग्राहश्चाकर्षते जलम्। ગજ અને ગ્રાહ વચ્ચે એક હજાર વરસ સુધી ખેચાતાણી ચાલી આમ વાર્તા કહેતા કહેતા ગજગ્રાહ શબ્દ અનેક વાર વપરાયો અને લોકોને મોઢે ચઢ્યો આજે ગુજરાતીમા એ શબ્દ બધે ચાલે છે કોઈને ખબરે નહીં હોય કે આ શબ્દ પચાસ વરસ જેટલો પણ જૂનો નથી

પછી વારો આવ્યો High Jump, Long Jumpનો ભારતથી લકા સુધી લાબી ફલાગ મારી હતી હનુમાને, એટલે Long Jump માટે અમે શબ્દ ચલાવ્યો-'હનુમાન કૂદકો' ત્યારે High Jump માટે પણ એવો જ એક શબ્દ હોવો જોઈએ

રામે એ વાર્તા ચલાવી રાવણ ઉપર વિજય પામી, સીતાને છોડાવી બધા નરવીરો અને વાનરવીરો અયોધ્યા પાછા આવ્યા, ત્યા જનક રાજાએ એ બધા સૈનિકોને મોટું જમણ આપ્યું વાનરસેનાને કાબૂમા રાખવાનુ સહેલુ ન હતુ લક્ષ્મણે બધા વાદરાઓને ભેગા કરી એક orientation course ચલાવ્યો, "જુઓ, વાનરભાઈઓ! રામચદ્ર જનક રાજાના જમાઈ કહેવાય આપણે એમની સાથે જવાના એટલે આપણે જમાઈ પક્ષના એટલે આપણે ચક ચક ચક વાતો કરીએ તે ઠીક નહીં ભારેખમ મોઢુ રાખી બેસીએ વેવાઈઓ આપણને પીરસતા જાય અને આપણે ખાતા જઈએ એ રિવાજ અશિષ્ટ છે બધાને પીરસી રહ્યા પછી હર હર મહાદેવ બોલે ત્યારે બધા એક સાથે જમવાનુ શરૂ કરે લક્ષ્મણનું પ્રવચન ખૂબ ચાલ્યુ ત્યારે એક વૃદ્ધ વાદરો બોલ્યો "તમે પ્રથમ બોલ્યા તે અમે ભૂલી ગયા અને પાછળથી બોલ્યા તે સમજાયુ નહીં એટલે વાદરાને ફાવે તેવો રસ્તો શોધી કાઢો" લક્ષ્મણે કહ્યુ, "હું તમારી પક્તિને મોખરે બેસીશ હું ઇશારા કરુ તે પ્રમાણે તમારે ચાલવુ બધા વાદરાઓએ સતોષ જાહેર કરી કહ્યુ, "આ રસ્તો સારો સમજવાની કડાકૂટ નહીં, અનુકરણ સાથે કામ"

બધા જમવા બેઠા વાદરાઓ લક્ષ્મણનુ મોઢુ જુએ હાથના ઇશારાની રાહ જુએ, ભાતદાળ ઉપર લીંબુ નિચોવવાનો રિવાજ બધે છે દરેકની થાળીમા કે પતરાળા પર એક લીંબુનો આખો કકડો રાખેલો હોય છે લક્ષ્મણે પોતાની થાળીમાથી લીંબુનો કકડો લીધો એમા એક બે બિયા હતા એવુ કકડો છાલથી પકડી દબાવ્યો કે જેથી બિયા નીચે પડી જાય

તાજ્ને રસાળ લીંબુનો કકડો દબાવતા બીજ ઉપર ઊછળ્યું પાસે બેઠેલા વાદરાએ માન્યુ કે આપણને કૂદવા માટે આ ઇશારો છે છતા એના મનમા ખાતરી ન થઈ એટલે એ જરા સરખો કૂદીને બેસી ગયો એનો પડોશી નિશ્ચલ હતો લક્ષ્મણે બીજ ઉછાળ્યુ અને સુગ્રીવ કૂદી પડ્યા, એટલે એ એથીય વધારે કૂદ્યો બસ પછી પૂછવુ જ શુ? આખા મડપમા વાદરાઓની કૂદમકૂદ ચાલી જુવાન અગદ એ બધા વાદરાઓનો સેનાપતિ એની તાકાત જોઈ વિરાટ રાવણને પણ એણે હંફાવ્યો હતો અગદ એવો તો જોરથી કૂદ્યો કે મડપની છત ફાટી ગઈ, અને કૂદકે આકાશમા ઠીક ઠીક ઊંચે જઈ પાછો આવ્યો ત્યારે કહો High Jump માટે 'અગદ કૂદકો' બરાબર છે કે નહીં? આશ્રમના બાલવીરોએ તાળીઓ વગાડીને નહીં પણ અગદનુ અનુકરણ કરી એ શબ્દનો સ્વીકાર કર્યો

આમ શબ્દો નિર્માણ થવા લાગ્યા આશ્રમનું વિદ્યામંદિર એટલે નવા નવા શબ્દોની ટંકશાળ અને એ શબ્દોમાં પૌરાણિક ખૂબીઓ તો મળવાની જ.

ત્યાર પછી ગાંધીજીએ 'નવજીવન' અને 'યંગ ઇંડિયા' ચલાવ્યાં 'નવજીવન'માં અંગ્રેજી લેખોનું ગુજરાતી કરવા અમે બધા બેસતા મહાદેવભાઈ, નરહરિભાઈ, કિશોરલાલભાઈ, જુગતરામભાઈ, ચંદ્રશંકર શુક્લ, સ્વામી આનંદ અમે સાંજે ડાયરો જમાવીએ અને શબ્દોની ઝીણવટભરી ચર્ચા ચલાવીએ

ધીરે ધીરે મારી ખ્યાતિ ફેલાઈ કે મારી ટંકશાળ જોઈએ એવા શબ્દો તૈયાર કરી આપે છે

એટલામાં વિશ્વનાથ ભટ્ટે અંગ્રેજી શબ્દોની યાદી મોકલી અને એને માટે દેશી શબ્દો માગ્યા મારી પાસે મરાઠી, થોડુંક હિંદી અને એથીયે થોડું બંગાળી એવાં ત્રણ સોતો હતાં સંસ્કૃત તો બધાની માતા, એટલે મેં એમને કેટલાયે શબ્દો મોકલ્યા હરિહરભાઈએ ગણિતની પરિભાષા તૈયાર કરવાનું માથે લીધું તેઓ મને પૂછે, "Reflex Angle માટે કયો શબ્દ ? બે કાટખૂણા કરતાં જે મોટો ખૂણો તે Reflex Angle ' મેં તરત કહ્યું, "એ તો 'વિપરીત કોણ!'" એક લાકડી વધારે પડતી ફેરવીએ એટલે વિપરીત કોણ થઈ જાય છે Cross Multiplication માટે વજ્રાભ્યાસ શબ્દ મેં ઉપજાવેલો નહીં, પણ ગણિતના જૂના ગ્રંથોમાં જ મને જડયો હતો

આમ કેટલાક શબ્દો મેં ઉપજાવ્યા, કેટલાક જૂના ગ્રંથોના કબ્રસ્તાનમાંથી જીવતા કર્યા, કેટલાક પડોસી ભાષામાંથી આણ્યા અને વાપર્યા આમાંથી આજે હું કહી ન શકું કે એમાંના મારા કેટલા, અને ઉછીના લીધેલા કેટલા પણ એની જરૂર પણ શી ? અમુક શબ્દો મેં રૂઢ કર્યા એટલું જ બહુ બહુ તો કહેવાય પણ એ કાંઈ એકના પુરુષાર્થનું કામ નથી શબ્દ ત્યારે જ રૂઢ થાય જ્યારે દસ પચાસ લોકોને એ ગમે અને બધા સફાઈથી એ વાપરતા થાય હું તો એટલે સુધી કહીશ કે જ્યાં સુધી અમુક શબ્દ અમુક માણસે ચલાવેલો એવો ઇતિહાસ લોકો યાદ રાખે છે ત્યાં સુધી એ શબ્દ પૂરતો રૂઢ થયો જ નથી શબ્દ રૂઢ થયો ત્યારે જ કહેવાય જ્યારે લોકોને એમ જ લાગે કે આ શબ્દ આપણી ભાષામાં પરાપૂર્વથી ચાલતો આવેલો છે, જેનો કર્તા જડયો તે પૌરુષેય થયો અને શબ્દબ્રહ્મ તો અપૌરુષેય જ હોય

એટલે જ્યારે રમણલાલ જોષીએ મારા સાહિત્યમાંથી મારા વાપરેલા કે રૂઢ કરેલા અથવા ઉપજાવેલા શબ્દોની યાદી કરી મારા પર મોકલી ત્યારે

હું મૂંઝવણમાં પડ્યો શું શબ્દો પાછળ પણ કર્તૃત્વ હોય છે? શબ્દ-સૃષ્ટિ સ્વયંભૂ હોય છે જેમ વેદમંત્રના ઋષિઓને મંત્રદ્રષ્ટા કહે છે એમ જ શબ્દોનું પણ હોવું જોઈએ શબ્દોનો 'જનક' એ જ અર્થમાં જે અર્થમાં જનક રાજા સીતાના પિતા ગણાયા સીતામાતા જનક રાજાની યજ્ઞભૂમિમાં જડેલી અયોનિસંભવ શબ્દોનું પણ એમ જ છે, એટલે અહીં રજૂ થયેલી યાદીના શબ્દો જોઈને, તપાસીને ને સુધારીને હું કહી શકીશ 'इदम् न मम'

२

હમણાં હમણાં એક શબ્દે મને ઠીક ઠીક મૂંઝવણમાં નાખ્યો અથવા એમ કહું કે એથી હું રંગમાયો

મારા મિત્ર શ્રી લાડને કારણે National Physical Laboratoryના અધ્યક્ષ ડૉ. કૃષ્ણન્ સાથે પરિચય થયો પહેલી જ મુલાકાતે મેં જોયું કે સંસ્કૃતના એ રસિયા છે તત્ત્વજ્ઞાન અને કાવ્ય બન્નેમાં સરખો જ રસ ધરાવે છે પછી જ્યારે જ્યારે અમે મળતા ત્યારે ત્યારે અમારી વચ્ચે સંસ્કૃતની જ વાતો ચાલે

એક દિવસે એમનો ટેલિફોન આવ્યો (Phone ને અમે સુનબોલી કહીએ છીએ) એમણે કહ્યું, Atomic Research ટ્રોમ્બેમાં એક પ્રયોગશાળા ખોલી છે એમાંના એક નવા યંત્ર માટે દેશી નામ બનાવવું છે, અને મારે એ તરત ડૉ. ભાભા પાસે મોકલવું છે મેં એમને એ યંત્રના સ્વરૂપ વિશે વિગતે પૂછ્યું એમણે કહ્યું કે એ યંત્ર પાણીમાં લટકતું હોય છે, અને એ સ્થિતિમાં જ ફરે છે બધી વિગતો જાણી લીધા પછી મેં કહ્યું કે જે યંત્ર પાણીમાં તરે છે, ફરે છે અને સરે છે એને 'અપ્સરા' કહી દો એટલે પછી ડૉ. કૃષ્ણન્ ખૂબ રાજી થયા મેં કહ્યું, હજીયે વિચાર કરી કાલે એક બે નામો કહીશ. એમણે કહ્યું 'એટલો વખત પણ નથી અને જરૂર પણ નથી. 'અપ્સરા' નામ સારું છે"

આમ આપણા સેતાએ ઉપજાવી મૂકેલા એક યંત્ર માટે એક સુંદર શબ્દ 'સુનબોલી' દ્વારા જન્મ પામ્યો

આ પ્રસંગ એટલો મજાનો હતો કે મેં એક જુવાન ભાઈ આગળ એની વાત કરી એને પણ મજા પડી થોડા વખત પછી છાપામાં આવ્યું કે પંડિત જવાહરલાલે ટ્રોમ્બેમાં અપ્સરાનું ઉદ્ઘાટન કર્યું ડૉ ભાભાએ કહ્યું કે, આપણા સંસ્કૃતના રસિયા વિદ્વાન મિત્ર ડૉ કૃષ્ણને સુંદર નામ આપ્યું છે, અપ્સરા એટલે Water Nymph છાપામાં આ વાંચ્યું અને અમારા

જુવાન ભાઈ કહેવા લાગ્યા : 'કાકાસાહેબ, તમારું શ્રેય બીજા લઈ જાય એ અમે કેમ સહન કરીએ ?' મેં કહ્યું, 'યંત્રનું વર્ણન ડૉ. કૃષ્ણને કર્યું. મેં એક ફંગોળિયા ઘા તરીકે નામ સૂચવ્યું એ એમણે સ્વીકાર્યું, એટલે શ્રેય તો એમને જ છે. પણ એમાં શું ? એક સરસ નામ ચાલતું થયું એનો આપણને આનંદ થવો જોઈએ : कृपणाः श्रेयहेतवः ।'

બીજે જ દિવસે ડૉ. કૃષ્ણનનો સુનઓલ આવ્યો કે 'એ શબ્દનું જનકત્વ મારું એમ તો મેં કહ્યું જ ન હતું. મેં શબ્દ મોકલ્યો અને ડૉ. ભાભાએ માની લીધું કે એ મારી ઈજાદ છે.'

મેં એમને કહ્યું: 'એ જ બરાબર છે. એ તમારી જ ઈજાદ છે. તમે સંસ્કૃત કોશનાં પાનાં ફેરવી એક શબ્દ પસંદ કર્યો તેથી એ શબ્દનું જનકત્વ એ શબ્દકોશનું ગણાય ? મેં તો તમારે માટે એક શબ્દકોશનું જ કામ કર્યું.' આટલાથી ડૉક્ટર સાહેબને સંતોષ ન થયો. થોડા જ દિવસોમાં સંસ્કૃતના બે સ્તોત્ર ગ્રંથ આપવાને બહાને મને મળવા આવ્યા અને કહેવા લાગ્યા : 'હું મૉરકો જવા ઊપડું છું.' ફરી એમણે અપ્સરાની વાત છેડી અને એ શબ્દનું જનકત્વ પોતાનું ગણાયું એ માટે અફસોસ જાહેર કર્યો. મેં ફરી એમને કહ્યું કે, એ વાત જ બરાબર છે.

પણ અમારા જુવાન ભાઈને શ્રેયની વાત ખટકતી જ રહી. એમણે 'ટાઈમ્સ ઑફ ઇંડિયા'ના એડિટરને લખ્યું હશે. એમનો એક પ્રતિનિધિ મને મુંબઈ મળ્યો. અને એમણે અપ્સરાપુરાણ છેડ્યું. મેં મારી દૃષ્ટિ એમને સમજાવી અને કહ્યું કે, 'આવી વસ્તુને કશું જ મહત્ત્વ નથી. દુનિયાના મોટા મોટા આધ્યાત્મિક સિદ્ધાંતોની જેમણે શોધ કરી તેમનાં નામે આપણે જાણતા નથી. એટલે એ વસ્તુ પડતી મૂકવામાં જ શ્રેય છે.' પણ છાપાવાળાઓને રસપ્રદ જે મળે તે જોઈએ જ. એમણે મારી મૂંઝવણ અને મારી દૃષ્ટિ સાથે એ આખી વસ્તુ છાપે ચઢાવી. નામ માટેની કેટલી બધી આ છીછરી ઘેલછા !

મેં યોજેલા શબ્દોની યાદી ભલે છપાય. એ બહાને એ શબ્દો તરફ લેખકોનું અને વાચકોનું ધ્યાન જશે, પણ આ શ્રેયની વાત કાઢી જ નાખવી જોઈએ. અભણ લોકોમાં શબ્દ ઘડવાની શક્તિ વિદ્વાનો કરતાં વધારે હોય છે, તેથી જ તો wireless માટે 'બેતાર ઘર' જેવો શબ્દ ચાલ્યો. સખત બૂટમાં પગ ઉતારવા માટે જે પિત્તળનો કે શીંગડાનો કકડો વાપરવામાં આવે છે તેને અંગ્રેજીમાં Shoe Horn કહેવામાં આવે છે. એક નાના બાળકે તેને 'બૂટનો ચમચો' કહ્યો. કેવો ચોટદૂક શબ્દ ! શબ્દો બને છે એ જ વાત સાચી. કોઈ માને કે હું બનાવું છું તો તે મિથ્યાભિમાન છે. ''

*

# શબ્દોની યાદી

Aborigini—આદિમનિવાસી, પૂર્વીલા લોકો
Absentminded—અન્યમનસ્ક
Absentmindedness—અન્યમનસ્કતા
Academic aloofness—વિદ્યોચિત તાટસ્થ્ય
Academy—વિદ્યાધામ, ગુરુકુળ, વિદ્વદ્ પરિષદ
Accent—ભાર
Acid-fast—તેજાબ ખમ
Affirmation—વિધાન
Agenda—કાર્યસૂચિ, કાર્યાનુક્રમ, કાર્યાવલી
Agitation—ઉત્તેજના, હિલચાલ, ચળવળ
Agitators—ચળવળિયા
Album—ચિત્રમંજૂષા
Altitude—ક્ષિતિજથી ઊંચાઈ
Anthropology—માનવવંશશાસ્ત્ર, નૃવંશવિદ્યા
Anthropomorphism—પુરુષભાવારોપ, માનવીભાવારોપ
Antiquated—કાલગ્રસ્ત, ગતકાલિક
Anxiety Complex—ચિંતાબદ્ધતા
Apathy—ઔદાસીન્ય, તાટસ્થ્ય
Appeal—હૃદયસ્પર્શ
Appetizer—પંચામૃત
Approach—પ્રસ્થાન
A Priori—રૂપત, સ્વરૂપત
Aquarium—જળચરી
Archeology—પુરાણવસ્તુશાસ્ત્ર, પ્રત્નવિદ્યા
Archeologist—પુરાજીવનશોધક, પુરાવિદ્
Archaic—આર્ષ
Aristocratic Simplicity—અમીરી સાદગી

Art for art's sake—કેવળ કલા
Art as an escape from life—જીવનની વાસ્તવિકતામાંથી છુટકારા તરીકે કલા
Art as an escape into life—નીરસ વ્યવહારમાંથી છટકી જઈ જીવનાનંદમાં પ્રવેશ કરવાના સાધન તરીકે કલા
Art for self-realization—આત્માનુભૂતિનાં સાધન તરીકે કલા
Art for Joy—નિરતિશય સમાધાન માટે કલા
Autocracy—જોહુકમી, અહંસત્તાવાદ
Autocrat—સુલતાન, અહંસત્તાવાદી
Auto-erotism—'આત્મરતિ'
Autograph—સ્વાક્ષરી
Automatic—પ્રવાહપ્રાપ્ત, સ્વભાવપ્રાપ્ત, સ્વયંગતિક
Autonomy—સ્વયંશાસન
Background—ધરતી, પીઠભૂમિકા
Balanced—પ્રમાણયુક્ત, સમભાર, સંયમયુક્ત, ન્યાયગંભીર, સંતુલિત
Balance of power—પક્ષસામ્ય, તુલ્ય-બલ
Barometer—વાતસ્થિતિમાપક, હવામાનદર્શક
Barrister—ન્યાયનિપુણ
Bibliography—તદ્વિષયિકી
Biological—પ્રાણીસહજ
Bird-wittedness—બુદ્ધિનું ચાપલ્ય, મતિ-ચાંચલ્ય, વિહગ મતિ
Bolshevism—મજૂરશાહી, રંકવાદ, ધનમત્સર
Born-healthy—ગર્ભ-નીરોગી
Botanical garded—વાનસ્પત્યમ્
Boy-scout—બાળવીર
Buffoonery—વિદૂષકવૃત્તિ
Buffet-dinner—સ્વેચ્છાજમણ, સ્વેચ્છાભોજન, आपला हाथ जगन्नाथ
Bureau—દફતરી ટેબલ, ખાનું, દફતર
Bust—અરુણચિત્ર, અરુણમૂર્તિ
By-products—ઉપપ્રાપ્તિ
Cabinet—(૧) ચોકઠું, (૨) મંત્રીમંડળ, મસલતમંડળ, અંતરંગસભા
Cadence—રણકાર
Camera-obscura—અંધારી કોટડી, અંધિયાર કમરો
Cannibal—ક્રવ્યાદ, કૌણપ.
Cant—ઢીંડવાણું

Capitalism—વૈશ્યપ્રકોપ, વિટપ્રકોપ
Capsule—ડબ્બી ગોળી
Captive light—બદ્ધ પ્રકાશ
Caricature—વિકૃત ચિત્ર, વિરૂપણ
Cartoon—વિરૂપ છબિ, વિડંબન ચિત્ર, ઠેકડી ચિત્ર
Casting Vote—તુલસીપત્ર
Casuistry—ધર્મવિચિકિત્સા, ધર્મનિર્ણય
Catastrophe—મહત્ સંકટ, સર્વનાશ, મહતી વિનષ્ટિ
Categorical proposition—શુદ્ધ વિધાન
Centrifugal—કેન્દ્રોત્સર્ગી
Centripetal—કેન્દ્રાનુપાતી
Characteristic—ભૂતપ્રકૃતિ, સ્વલક્ષણ
Chorus—વૃંદગાયન, વૃંદસંગીત
Cipher Code—કૂટલિપિ
Civil War—યાદવાસ્થળી
Classes—શિષ્ટજન, શ્રેષ્ઠ
Classic,-sical—અભિજાત, શિષ્ટમાન્ય
Classicism—સંસ્કૃત પ્રયોગ
/Clew, Clue—પગેરુ, સગડ
Club—મંડળ, 'સમાજ'
Cohesion—આકર્ષણ, સ્નેહ, ધૃતિ
Comedy—આનન્દપર્યવસાયી-હાસ્યપર્યવસાયી-નાટક, સુખાન્તિકા, પ્રહસન
Communalism—જાતિસત્તાવાદ, સાંપ્રદાયિકતા, ન્યાતશાહી, ન્યાતિનિષ્ઠા
Communism—સામ્યવાદ, સમષ્ટિસત્તાવાદ
Complementary—પૂરક, (૨) આદરાર્થ, ભેટ તરીકે, પ્રણસાર્થ
Complex Civilization—બહુજિન્સી સંસ્કૃતિ, જટિલ સંસ્કૃતિ
Compositor—બીબાં-ગોઠવનાર
Concentration Camp—જંગી કારાવાસ
Concentric Method-plan—ઉન્મેષ પદ્ધતિ
Concrete—સ્થૂલ, પાર્થિવ
Connotation—અર્થશક્તિ, ભાવવ્યાપ્ત, ગુણવાચકતા, [illegible]
Conscience—ધર્મબુદ્ધિ-વૃત્તિ, સદ્‌વૃત્તિ
Conservative—પ્રગતિવિરોધી, રૂઢપક્ષ આચારસ્થિતિકર, ગતાનુગતિક
Conservatism—પુરાણપ્રિયતા, પ્રેમભક્તિ
Constitution—પ્રકૃતિ
Contents—વસ્તુ

Contributor—ભાગગ્રાહી
Conversationalist—સંભાષણપટુ, સંવાદચતુર
Co-option—સ્વીકૃતિ
Co opted member—સ્વીકૃત સદસ્ય
Copyright—ગ્રંથસ્વામિત્વ, કૃતિ-સ્વામિત્વ
Corollary—ફલિત સિદ્ધાન્ત
Cosmogony—સર્ગમીમાંસા, જગદુત્પત્તિમીમાંસા સર્ગ-વ્યવસ્થા
Cosmology—સર્ગમીમાંસા, સૃષ્ટિરચનાવિદ્યા
Court-martial—જંગી અદાલત, ફોજી અદાલત
Courtship—પ્રિયારાધન, અનુનય
Creed—(૧) જીવનમંત્ર (૨) મત (૩) કુલરીતિ, કુલમત (૪) પક્ષાધાર (૫) નયસૂત્ર
Criterion—માપ, ગજ, ગમક
Culture—(૧) સંસ્કારિતા, સંસ્કૃતિ (૨) કેળવણી
Cumulative—(૧) પિંડિત, (૨) સમુચ્ચિત
Custodian—ન્યાસરક્ષક, પાલક
Cyclone—સાગરાવર્ત
Cynic—નિઃસારવાદી, અનાસ્થાવાદી, 'તત કિમ્'વાદી
Cynicism—તત કિંવાદ
Decentralization—સત્તાવિભાગ, સત્તાવિકેન્દ્રીકરણ
Dedicatory fervour—સ્વાત્માર્પણ, સ્વાત્માર્પણની ખુમારી,
સ્વાત્માર્પણનો જોશ
Defensive war—આત્મરક્ષાયુદ્ધ, પ્રાપ્તયુદ્ધ
Demagogue—લોકચ્છંદાનુવર્તી, લોકભક્ત, લોકરંજક
Democracy—પ્રજાશાસન, લોકશાસન, જનશાસન
Demonstration—પ્રયોગસિદ્ધિ
Demonstrator (of a College)—પ્રયોગવિદ્, તંત્રવિદ્
Dentology—કર્તવ્યશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર
Departmental Stores—સમસ્ત વસ્તુભંડાર, સમસ્ત ભંડાર
Design—બંધ (સંસ્કૃત ઉપરથી) દા. ત. ગોમુત્રિકા બંધ
Design Symmetrical, Geometrical—ભદ્રાકૃતિ
Destiny—નિયતિ
Detective—ચર, ચિત્રગુપ્ત, ચાર
Diacritical marks—અક્ષરોના પૂંછડાં
Diary—વાસરી, વાસરિકા
Dichotomy—તદ્દતદ્ વિભાગ
Dictator—ગણંજય

Didactic—દાર્ષ્ટાન્તિક [ શ્રી જગતરામ દવેએ બનાવેલો ]
Dilemma—ઉભયતો આપત્તિ, ઉભયાપત્તિ
Directory—નિર્દેશિકા
Disarmament—શસ્ત્રસંન્યાસ
Discipline—(૧) યન્ત્રનિષ્ઠા (૨) સાધનાપ્રણાલી (૩) તાબેદારી શિસ્ત
Disintegration—ગાત્રપાત, વિસ્ખલન
Dissipation—ભોગશીલતા
Distinction—(૧) ભેદ, (૨) નાવીન્ય
Dogma—વિધિરૂપ શબ્દ
Drain—સ્રાવ
Drainage—પરીવાહ પરિવાહ
Dramatic form—નાટ્યાકાર
Dramatic Thrill—રોમહર્ષણ
Dreamy—સ્વપ્નિલ
Dull Season—મંદીની મોસમ
Eclecticism—મધુકરીવૃત્તિ ૨૧-૨૦૨૯/૧૧૬
Economic holding—નફો કરનારું, પોસાણ
Ego—આત્મા, જીવાત્મા, અહંકાર
Energy—ચૈતન્ય, વીર્ય
Entity—વસ્તુ, સત્ત્વ
Epic—વીરકાવ્ય, જય
Epicureanism—તૃપ્તિવાદ, રસલોલુપતા રસાસ્વાદપરાયણતા
Epigram—સૂક્ત સુભાષિત સારગર્ભ મૌક્તિક
Epoch making—(૧) યુગપ્રવર્તક (૨) યુગકારી (૩) મનુતુલ્ય
Esoteric—ઔપનિષદ
Essential—સારાત્મક
Ethnology—જાતિમીમાંસા, વંશવિદ્યા
Exploitation—નવનીતકર્ષણ શોષણ
Extremist—તીવ્રવાદી, આત્યંતિક
False—નકલી
Farfetched—દૂરાન્વિત
Fatalism—દૈવવાદ
Feminine Grace—જનાની નાજુકાઈનું લાવણ્ય
Feudalism—Feudal system—સરંજામી પદ્ધતિ [ મરાઠી ઉપરથી ]
Fielder—ક્ષેત્રપાલ
Flabiness—શિથિલતા

Foot ball—પવનદડો
Formula—સૂત્ર, હિન્દીમાં ગુર
Game Game—જિતં જિતં, જીત જીત
Glacier—હિમનદ, હિમનદી
Goal—લક્ષ્યવેધ
Goal-keeper—લક્ષ્યપાલ, લક્ષ્યત્ર
Globe-trotter—પૃથ્વીપર્યટક, તુરગયાત્રી
Good morning—સુપ્રભાતમ્
Good night—સુનિશામ્
Goodwill-mission—સૌહાર્દ મંડળ
Gramophone—બોલતી થ ડી
Grandeur—ભવ્યતા, વૈભવ
Guerilla—છાપામાર
Guerilla Warfare—જંગલયુદ્ધ
Halo—પ્રભા, પ્રભામંડળ
Harmonious—સુસંગત
Harmony—સુસંગતિ, સ્વરમેળ, સામંજસ્ય
Heliograph—સંદેશવાહક રશ્મિયંત્ર
Herd-consciousness—ટોળાવૃત્તિ
Hierarchy—સામાજિક વર્ગોની સારીગમ
Hieroglyphics—ચિત્રલિપિ
High-Jump } —અંગદ કુદકો
(Long-Jump) } હનુમાન કુદકો
Honorarium—પુરસ્કાર
Horse power—અશ્વત્થામા
Hospital—રુગ્ણાલય
Humour (Sense of)—વિનોદભાવ, નમ રસિકતા
*Idealist*—આદર્શદર્શી (મરાઠી)
Impassioned—ભાવપૂર્ણ, ઉત્કટ
Impression—છાપ
Impulse—ઊર્મિ
Inactive—અકર્મણ્ય
Individual Conscience—વ્યક્તિગત ધર્મબુદ્ધિ
Industrialism—વિટ્ઠ્મકોપ
Inferiority Complex—હીનભાવ, હીનત્વભાવની ગાંઠ
Information Officer—વૃત્તાંતમંત્રી

Instinctive—પ્રકૃતિસિદ્ધ, સહજ સિદ્ધ
Insular—દ્વીપી
Insured—વીમારક્ષિત
Introspection—આત્મપરીક્ષણ, અંતરદષ્ટિ, હૃદયપરીક્ષણ, હૃદયશુદ્ધિ, હૃદય-શોધન, આત્મનિરીક્ષણ
Intuition—અંતઃસ્ફૂર્તિ
Intuitionist—સ્ફૂર્તિવાદી
Isolation (Splendid)—પ્રતિષ્ઠિત અસ્પૃશ્યતા, એકાકિતા
Journalism—વૃત્તવિવેચન
Journalist—વૃત્તવિવેચક
Jurisprudence—સ્મૃતિમીમાંસા
Knight—ધુરંધર
Lampoon—વિડંબના, વિડંબિકા
Latent—સુપ્ત
Lawn—હરિયાળી
Ladies-Beach—યુવતી-તટ
Lady of the Lake—સરોવિહારિણી
Lecturer—અધ્યેતા, ઉપાધ્યાય
Liberal education—સંસ્કારાર્થી કેળવણી, સંસ્કાર-શિક્ષા ?
Librarian—ગ્રંથપાલ
Light Literature—મોહનસાહિત્ય
Literature—ગ્રન્થરાશિ
Logical—તર્કશુદ્ધ, તર્ક-કર્કશ
Loyalty to one's own clan—જમાતનિષ્ઠા, ગોત્રનિષ્ઠા
Magnifying glass—વિપુલકારી કાચ
Manual training—હાથકામનું પ્રશિક્ષણ ?
Masculine Strength—મરદાની ઓજસ
Mass—પ્રજાજન, ઇતરજન
Mast—સઢ કાઠી
Mathematics (Pure)—કેવળ ગણિત
Memory—મેધા, સ્મૃતિ
Microcosm—પિંડ
Microphone—ધ્વનિવિસ્તારક
Middle class—મધ્યમવર્ગ, ઉજળિયાત વર્ગ
Militarism—ક્ષાત્રપ્રકોપ, ક્ષત્ર પ્રકોપ
Misanthrope—માણસ દ્વેષી

Mission—દીક્ષા, જીવનકાર્ય, ધર્મપ્રચાર, મિશન
Missionary—પ્રચારપરાયણ, ધર્મપ્રચારક, ધર્મજીવી, ધર્મશીલ, દીક્ષિત
Moderate—સૌમ્યમાર્ગી
Moody child—ધૂની બાળક, સનકી બચ્ચા
Moral Cowardice—હૃદયદૌર્બલ્ય બીકણવૃત્તિ, સમાજભીરુતા, પરિણામ-ભીરુતા
Morbid—ભાવનાહત
Morbidity—રોગિષ્ઠ મનોવૃત્તિ, મનોવૃત્તિનુ માંદલાપણું
Motto—બિરુદવાક્ય
Municipality—નગરવ્યવસ્થામંડળ, નગરપાલિકા
Muse—કાવ્યદેવી શારદા, સરસ્વતી
Museum—અજાયબઘર
Mutual aid—અન્યોન્ય સાહાય્ય
Mutual adjustment—સમજૂતી
Mysticism—અતિવાદ, ગૂઢવાદ
Myth—પુરાણવાર્તા, કેવળ કલ્પના
Naked dignity—અકૃત્રિમતાનુ ગૌરવ, સહજ પ્રૌઢી
Narrative poem-poetry—વર્ણનાત્મક કવિતા, કાહિની કાવ્ય
Nationalism—રાષ્ટ્રપૂજાધર્મ, રાષ્ટ્રવાદ
Natural Selection—પ્રકૃતિની વરણી
Noblesse oblige—ખાનદાનીનો ધમ
Nominalism—નામવાદ, નામાત્મકતા
No changer—નાફેરવાની
Non-Combatant—અયુધ્યમાન
Numismatics—નિષ્કવિદ્યા
Oasis—રણોદ્યાન, રણદ્વીપ
Objective—વસ્તુગત, પરસ્મૈપદી
Obsolete—રદ, રૂઢિબાહ્ય, ચલનશૂન્ય, કાલગ્રસ્ત
Ode—સ્તોત્ર
Oligarchy—ગોત્રપતિશાસન
Original—મૌલિક
Organisation—આયોજના, સંગઠન
Out out—બાદ બાદ
Over-earnest—અતિ પારમાર્થિક
Overtime—( દોઢું ) કામ
Panorama—સંપૂર્ણ દૃશ્ય, વિસ્તૃત દૃશ્ય, દૃશ્યપટ, વિતત દૃશ્ય
Pantheism—સર્વાત્મ...

Paragraph—કંડિકા
Parody—વિનોદવિકૃતિ, વિકૃતિ-વિનોદ, વિકરણ
Parole—કાચી મુક્તિ
Passivity—અનાગ્રહિતા
Pastime—કાલક્ષેપમ્
Patriarch—ગોત્રપતિ, મનુ, ભીષ્માચાર્ય
Pedantic—પાંડિત્યસૂચક, પંડિતાઉ
Perception—ગ્રહણ
Personality—સ્વભાવ, અધ્યાત્મ (ગીતામાંથી स्वभावोऽध्यात्म उच्यते)
Phenomenon—નામરૂપ
Picket-fence—ભાલા-વાડ
Picturesque—વિચિત્ર, ચિત્તાકર્ષક, ચિત્રાકર્ષક
Pioneer—અગ્રસરવૃત્તિના લોકો
Plenary session—વિરાટ બેઠક, વિરાટ સંમેલન, અધિવેશન
Polished—નાગર
Political Economy—અર્થનીતિ
Practice—રેવવણી
Primitive Stage—આદિમ અવસ્થા
Problematic—વિવાદાસ્પદ, અનિર્ણીત
Pro-changer—ફેરવાદી, પરિવર્તનવાદી, સંજોગવાદી
Progressive—ક્રમધર્મી, ક્રમિક સુધારક
Providence—વિશ્વંભર
Provincialism—પ્રાન્તાભિમાન, પ્રાન્તનિષ્ઠા, પ્રાદેશિકતા
Prude—સતીમન્યા
Prudery—શુચિતાદંભ
Psychology of music—સંગીતની ભાવસૃષ્ટિ
Psychological truth—આધ્યાત્મિક સત્ય, મનોગત સત્ય
Pump—શોષક
Puritan—(૧) સંયમધર્મી, (૨) ચોખલિયો
Quarantine—સૂતક ઘેર, નીરખ સૂતક
Quorum—અવરસંખ્યા (સરખાવો : 'દશાવરા પરિષદ્')
Races—વંશો
Range—ગાળો
Recognition—સ્વીકૃતિ
Reaction—વિ પરિણામ
Receptivity—ગ્રહણશક્તિ

Recreation—વિનોદ
Reformatory—ચારિત્ર્યાલય
Refrigerator—ઠાર પેટી
Rescue-work—ઉદ્ધાર-કાર્ય
Research Institute—શોધસંસ્થા, શોધપીઠ
Residency—છાત્રાલય
Response—પ્રતિભૂતિ
Retentivity—ધારણાશક્તિ
Rhythm—તાલ, વીચિન્યાયરૂપ
Rhythmical—વીચિરૂપ, તાલબદ્ધ
Rift—ફાટ
Rigidity—કાર્કશ્ય
Royalty—અંશ, સ્વાપતેય (સંસ્કૃત ઉપરથી)
Sanction—પીઠબળ
Sandguard—રેતીરક્ષક, રેતી નિવારક
Scepticism—સંશયશીલતા
Scholar—વિદ્યોપાસક ?
Scholarship—(૧) વિદ્યાવૃત્તિ, (૨) છાત્રવૃત્તિ ?
School—સ્વમ, પક્ષ, મત
Science of river training—ભગીરથવિદ્યા
Scientific Imagination—કલ્પના-ચિત્ર શકિત, જ્ઞાનોપાસક કલ્પનાશક્તિ
Self-evident—સ્વતઃસિદ્ધ
Self-government—સ્વયંશાસન, સ્વતંત્ર
Self-love—અહંપ્રેમ, સ્વયંદાસ્ય, અહંકામના, આત્મભક્તિ
Senior Wrangler—ગણિત પારંગત
Sensation—વિષયગ્રહણ
Sense of proportion—તારતમ્યભાવ, ઔચિત્ય
Serf—અર્ધગુલામ, દૂબળા
Serious—પરમાર્થી
Sex appetite—નૈગિક ભૂખ, જાતીય ક્ષુધા, લૈંગિક તૃષા
Shaft—વિવર
Shaking hands—નમસ્કાર, હસ્તાદોલન,
Short-hand—દ્રુતલેખન, શીઘ્રલિપિ
Short Story—કથાપ્રસંગ ?
Silhouette—તિમિર ચિત્રો, કૃષ્ણાકૃતિ, છાયાકૃતિ

Sincerity—આસ્થા, તત્પરાયણતા, પારમાર્થિકતા
[ સરખાવો 'પરમાર્થેન ન ગૃહ્યતા વચ'-કાલિદાસ ]
Siren—તુતારી
Ski-ing—લપસણી
Slang—ગ્રામ્યભાષા
Slave-mentality—પરપ્રત્યયનેય બુદ્ધિ (કાલિદાસ), દાસભાવ
Sleeping berths—પથારીઓ
Snapshot—ક્ષણચિત્ર
Sober—સ્વસ્થ
Social Conscience—સમાજબુદ્ધિ, સમાજ ન્યાયનિષ્ઠા
Socialism—સમાજ સત્તાવાદ
Socialist—સમાજસત્તાવાદી
Sophist—જ્ઞાની, ગ્યાની, તાર્કિક
Sorites—અનુમાનશૃંખલા
Sounding-box—તારપેટી
Source-book—આધારગ્રંથ
Specialization—અવગાહન
Speculative—કાલ્પનિક, કલ્પનાપ્રધાન
Spirit—(૧) અર્ક (૨) ભાવ (૩)-Mettle-તેજ
Sportsmanship—બહાદુરી, ઔદાર્ય, આર્યવૃત્તિ
Star-cities—તારા-નગરો
Static—સ્થાયી
Steam-launch—ધાકૂર (મોકણી)
Steering-wheel—અંકુશચક્ર
Stoic—વિરક્ત માર્ગી
Stool—બાજઠ
Streched evenly—સમ તત
Subconscious mind—સુપ્ત મન
Subjective—આત્મનેપદી
Sublimity—ઉદાત્તતા, ભવ્યતા
Submarine—આર્ણવ, જલચર નૌકા
Subsidiary System—ખડિયા પદ્ધતિ
Superman—આપ્તપુરુષ, નરવર
Survival of the fittest—ક્ષમસ્યૈવ હિ નિસ્તાર, યોગ્યતમનો નિસ્તાર
Swimming-beach, Swimming-bath—તરામણ

Syllable—માતૃકા, માત્રોચ્ચાર
Syllogism—અનુમાનપ્રપંચ
Symphony—સંવાદિત્વ
Synthesis—સમન્વય
Tannery—ચર્મશાળા, ચર્માલય
Taste—અભિરુચિ
Technical—વિશિષ્ટ, તદ્ગત, તાન્ત્રિક
Technique—હથોટી
The law of one's own being—સ્વધર્મ
The Three R's—અંકલિપિવિદ્યા
The God of Totality—સર્વલોકમહેશ્વર
Theocracy—ધર્મિષ્ટશાસન
Theology—દેવતામીમાંસા
Theory—ઉપપત્તિ
Thrill—રોમાંચ
Time-server—પ્રસંગસેવી
Toleration—સહિષ્ણુતા, સ્યાદ્વાદિતા
Torch—કરદીપ
Trade-secret—ગુરુકુંચી
Translucent—અસ્પષ્ટ પારદર્શક
Trans-valuation—મૂલ્યપરિવર્તન
Tribes—જમાતો
Tubewell—પાતાળકૂવા
Tug of war—ગજગ્રાહ
Tunnel—વિવર
Type-Writing—મુદ્રાલેખન
Unkind Cuts—મર્મના વચનો, મર્મછેદી વાકબાણ, મર્માન્તિક મહેણાં
Unsophisticated—મુગ્ધ
Up-Keep—નિર્વાહ
Up-to-date—અદ્યતન
Utilitarian—અર્થાર્થી, લાભપરાયણ ઉપયોગવાદી ઉપયુક્તતાવાદી
Valley—ઉપત્યકા
Values—મૂલ્યો
Vegetarianism—નિરામિષ ભોજન
Verbosity—શબ્દબાહુલ્ય

View—નિષ્ઠા
Vitality—જીવટ
Voucher—અદાચિઠ્ઠી
Vulgar—અશ્લીલ, અશિષ્ટ, હીન, પામર, હલકટ
Well-done—શાબાશ, સાધુ સાધુ
Wisdom of race—સંસ્કૃતિનો આદર્શ, ગુરુબુદ્ધિ
Wit—નિપુણવાક્ય
Working faith—આચારસૂત્ર, આચાર-પરાયણ
Worshipper of form—રૂપલોલુપ

## તારા—નક્ષત્રોનાં નામોના ગુજરાતી પર્યાયો

Achernar—યમુના
Alcor અથવા Saidak—અરુંધતી
Aldeberon—રોહિણી યોગતારા
Alfard—એકાકી
Altair—શ્રવણ
Andromeda—શર્મિષ્ઠા
Antares—જ્યેષ્ઠા ( યોગતારા )
Arcturus—સ્વાતિ
Betelgeuse—આર્દ્રા
Canopus—અગસ્તિ
Capella—બ્રહ્મહૃદય
Cassiopeia—દેવયાની
Castor and Pollox—પુનર્વસુ
Coma Berenices—વૈરેણ્યકેશા
Corvus—હસ્ત

Musca—ભરણી
Orion—મૃગ
Pegasus—ભાદ્રપદા
Pleiades—કૃત્તિકા
Pole Star—ધ્રુવ
Procyon—પ્રશ્વન્
Regulus—મઘાનો યોગતારા
Rigel—બાણરજ
Sirius—વ્યાધ
Spica—ચિત્રા
Tuban—દ્વાપર ધ્રુવ
Zenith [ માથા પરનું બિંદુ ]—ખ-સ્વસ્તિક

View—નિષ્ઠા
Vitality—જીવટ
Voucher—અદાચિઠ્ઠી
Vulgar—અશ્લીલ, અશિષ્ટ, હીન, પામર, હલકટ
Well-done—શાબાશ, સાધુ સાધુ
Wisdom of race—સંસ્કૃતિનો આદર્શ, ગુરુબુદ્ધિ
Wit—નિપુણવાક્ય
Working faith—આચારસૂત્ર, આચાર-પરાયણ
Worshipper of form—રૂપલોલુપ

## તારા-નક્ષત્રોનાં નામોના ગુજરાતી પર્યાયો

Achernar—યમુના
Alcor અથવા Saidak—અરુંધતી
Aldeberon—રોહિણી યોગતારા
Alfard—એકાકી
Altair—શ્રવણ
Andromeda—શર્મિષ્ઠા
Antares—જ્યેષ્ઠા ( યોગતારા )
Arcturus—સ્વાતિ
Betelgeuse—આર્દ્રા
Canopus—અગસ્તિ
Capella—બ્રહ્મહૃદય
Cassiopeia—દેવયાની
Castor and Pollox—પુનર્વસુ
Coma Berenices—વરેણ્યકેશા
Corvus—હસ્ત
Cygnus—હંસ
Deneb—હંસપુચ્છ
Denebola—ફાલ્ગુની યોગતારા
False Cross—ડેરેના
Fomalhaut—યામમત્સ્ય
Great Bear—સપ્તર્ષિ
Hamul (Aries મેષ)—અશ્વિની
Leo—સિંહની છાતી—મઘા
Little Bear—ધ્રુવમત્સ્ય
Mizar—વસિષ્ઠ

## ૧. કાકાનો ગગનવિહાર*

### કિશોરલાલ ઘ. મશરૂવાળા

એક વાર એક પ્રસિદ્ધ નેતા જેમણે શિક્ષણના વિષયમાં પુષ્કળ વિચાર કર્યો છે તે અમારા શિક્ષકમંડળમાં બેઠા હતા. શિક્ષણનું ધ્યેય

* 'નવજીવન'ના તા. ૪–૩–૧૯૨૩ના અંક ૨૭માનો વધારો 'કાકા અંક' (પુસ્તક–૪, ખાસ અંક ૧૨, તા. ૧લી માર્ચ ૧૯૨૩) તરીકે પ્રગટ થયો હતો. અહીં 'નવજીવન'ના પ્રસ્તુત 'કાકા અંક'ના (શ્રી કાકાસાહેબના 'વીરધર્મ' લેખ સિવાયના) બધા જ – નવે નવ – લેખ, તે જ ક્રમમા આપવામા આવ્યા છે.

તે અંકના પૃ. ૧ ઉપર શ્રી કાકાસાહેબનો ફોટોગ્રાફ છે અને ફોટાની બે બાજુએ શ્રી કાકાસાહેબનો પૉલ રિશાર ઉપરનો પત્ર 'પ્રેમ-શૃંખલાની સ્વાતંત્ર્ય ભેટ' એ શીર્ષક તળે આપવામા આવ્યો છે, તે અને પૉલ રિશારનો પત્ર નીચે આપ્યા છે. —સં.

* * *

**પ્રેમશૃંખલાની સ્વાતંત્ર્ય-ભેટ**

[મહાશય પૉલ રિશારે આ અંકને માટે કાકાસાહેબનો તેમના પરનો નીચેનો પત્ર મોકલવાની કૃપા કરી છે.]

(ફોટા નીચેનું લખાણ) "ધર્મનો લોપ થાય છે. અસુરવૃત્તિનો વિજય થાય છે. દેવોને મદદ કરવા કટિબદ્ધ થાઓ. ભવિષ્ય શિક્ષકોના હાથમા છે."

"સ્વરાજ્ય મિષ્ટ તો છે, પણ સ્વરાજ્યસાધના એ સ્વરાજ્યપ્રાપ્તિ કરતાયે વધારે સ્વાદિષ્ટ છે. સ્વરાજ્યદેવતાને અર્પણ થયેલા આપણે સ્વરાજ્ય વગર બીજો શાનો વિચાર કરીએ?"

"ગરીબાઈ એ વીરનો ખોરાક છે, ઈશ્વરનો પ્રસાદ છે અને ધર્મનો આધાર છે. આવા ગરીબો જ્યારે દેશમાં વધશે ત્યારે જ દેશની ગરીબાઈ દૂર થશે, ભૂખમરો ટળશે, લોકોમા હિંમત આવશે અને આજે અશક્ય જણાતી વસ્તુ શક્ય અને સહેલી થઈ પડશે."

—કા૦

*

અને શિક્ષણના વિષયો ઉપર ચર્ચા ચાલી રહી હતી. સ્વાભાવિક રીતે જ કાકા એ ચર્ચામાં મુખ્ય ભાગ લેતા હતા. કાકાસાહેબના અને એ મહાજનના દૃષ્ટિબિંદુમાં ઘણો ભેદ સ્પષ્ટ દેખાતો હતો. અરધાપોણા કલાકની ચર્ચાને પરિણામે એ કાકાના મતના થઈ જાય એવી આશા કેમ રાખી શકાય? અને તેથી તેમણે કાકા ઉપર ટીકા કરી તે એ કે: "તમે બધા ગગનવિહારી છો, અમે તો સત્ય હકીકતોને જ જોવાવાળા છીએ. તમારુંયે કામ તો છે જ; કેટલાક ગગનવિહારી હોય ત્યારે જ બીજાને ઉત્સાહ આવે છે. પણ સત્યજગત તરફ વળવું હોય તો તમારાં સ્વપ્નાં બાજુએ મૂકવાં જોઈએ."

કાકાસાહેબ અને અમારા શિક્ષકમંડળ વિશે આવો મત ધરાવનારા એ સજ્જન પહેલા નથી. આ ટીકાનો ઉત્તર આપવાનું મને તે વખતે મન થયું હતું, કિન્તુ એમના પ્રતિના આદરભાવથી હું બોલ્યો નહિ. મારે કહેવું હતું તે એ કે, "ઇતિહાસને જોઈ રહેનારા અને તેને જ અનુસરનારા હકીકતી લોકો ગણાય છે; જે કાળ આવવાનો છે તેને વિશે વિચાર કરનારા ગગનવિહારી ગણાય છે પણ ઇતિહાસ એટલે જે થઈ ગયું તે; જે ભૂતકાળમાં લોપ થઈ ગયું, જે કેવળ સ્મરણમાત્ર રહ્યું તે. જે કેવળ સ્મૃતિમાં રહ્યું છે તેને સ્વપ્નવત્ થઈ ગયું કહેવામાં હરકત નથી. પણ ભવિષ્યકાળ તો ખરો છે, એ આવવાવાળો છે; એને ભૂતકાળ પ્રમાણે ઘડવો કે બીજી રીતે ઘડવો એ આપણા હાથની વાત છે. માટે જે આદર્શોને – ભવિષ્યકાળમાં લાવવાની સ્થિતિને – જોઈ રહે છે તે સ્વપ્ન જોનારા નથી; તે બનનારી

(પોલ રિશારનો પત્ર)

ભાવનગર, ૨૫–૨–'૨૩

'નવજીવન'ના તંત્રીજી જોગ—

ભાઈશ્રી,

તમારા તારના જવાબમાં તમારા ખાસ અંકને માટે હું ફક્ત સાથેનો પત્ર જ મોકલું છું. આ પત્ર આપણા કાકાએ પોતાના મુકદ્દમા પહેલાં મને લખ્યો હતો.

તેમના હૃદય ઉદ્‌ગારો વાંચીને મેં મારી નોંધવહીમાં એક નીચેનો વિચાર ટપકાવી રાખ્યો હતો:

**"આ દુનિયામાં સજ્જન મનુષ્યોના કરતાં દુર્જન મનુષ્યોને જ જેલથી બચી જવાનો વધારે સંભવ છે."**

પ્રેમશૃંખલાએ જકડાયેલા આ હાથની આટલી સ્વાતંત્ર્યભેટ સ્વીકારશો.

આપનો સદાનો
**પોલ રિશાર**

હકીકતોને જોવાવાળા છે. ભૂતકાળની હકીકતો એ જ સ્વપ્નાં છે અને ભવિષ્યકાળનાં સ્વપ્નાં એ જ હકીકતો છે."

આ ઉત્તરમાં કાકાસાહેબના બૌદ્ધિક શરીરનો બાંધો કેટલેક અંશે વર્તાઈ આવશે. 'કેટલેક અંશે' એમ જાણીને કહું છું, કારણ કે કાકાસાહેબ ઇતિહાસના અને ખાસ કરીને પ્રાચીન ઇતિહાસના ભારે અભ્યાસી છે એ તો અજાણ્યું નથી જ. જે વસ્તુ વધારે પ્રાચીન તેને શોધવા માટે કાકાસાહેબનો ઉત્સાહ વધારે તીવ્ર હોય છે. પણ કાકા પુરાતત્ત્વના શોધક છે તેના કરતાં એ સૌન્દર્યના ઉપાસક વધારે છે. પુરાતત્ત્વનાં મડદાંને કાકા પૂજતા નથી; એમાં રહેલું સૌંદર્ય – નિત્યનૂતન તત્ત્વ જ – ખોળ્યા કરવું, એવી એમની સહજ પ્રકૃતિ છે. સૌંદર્યના નિત્ય નવીન રહેતા તત્ત્વના ઉપાસકને જ સામાન્ય રીતે લોકો ગગનવિહારી કહે છે, અને આ રીતે કાકા ભવિષ્યકાળને જોનારા છે.

આદર્શ કરતાં જે કાંઈ ઊતરતું છે તેને તો બધા જાણે છે. મનુષ્યના સ્વભાવની નિર્બળતા – ખામીઓ એ કાંઈ અજાણી નથી. એને સહન કરવી એ એક વાત છે; પણ એને ધોરણ લગાડવો જ ન જોઈએ એમ કહેવું એ તો જુદી વાત થઈ. એ ખામીઓને પોષ્યા જ કરવી હોય તો કોઈ પ્રકારની સુધારાની ચળવળ કરવાની જરૂર જ નથી. એ ખામીઓ હઠાવવા માટે જ સુધારકો ચળવળ કરે છે. અને કયો સુધારક એવો છે કે થોડેઘણે અંશે પણ ગગનવિહારી ન હોય ? દુઃખરહિત જગતનું સ્વપ્ન જોનાર બુદ્ધ, ધર્મરાજ્યનું સ્વપ્ન જોનાર ઈશુ, મૂર્તિ વિનાના જગતનું સ્વપ્ન જોનાર મહમ્મદ, ગુલામીને નાબૂદ કરાવવા મથનાર વિલબરફોર્સ, થોરો, લિંકન ઇત્યાદિ, ધનસંચયનો વિરોધ કરનાર લેનિન; સર્વે જુદા જુદા પ્રકારના ગગનવિહારી હતા જ; અને રેંટિયામાં સ્વરાજ્ય જોનારા પૂજ્ય ગાંધીજી પણ ક્યાં ગગનવિહારીમાં નથી ખપ્યા ? જેનો ગગનવિહાર વધારે ઉત્કટ તેની એક કાળે જગતે ખૂબ હાંસી કરી છે, પણ પાછળથી પૂજા પણ તેની જ વધારે થઈ છે.

કાકા રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રના ગગનવિહારી છે. એમના એક શિક્ષકે મને કહ્યું હતું કે નવ દશ વર્ષની ઉંમરે શાળામાં પણ કાકા શિક્ષણ અને ધર્મ વિશે વર્ગના છોકરાઓ આગળ વ્યાખ્યાન આપતા. સરકારથી સ્વતંત્ર પણે શિક્ષણ આપનારી સંસ્થામાં જ રહીને જીવન ગાળવું એવો નિશ્ચય કૉલેજમાંથી બહાર પડ્યા ત્યાર અગાઉ તેમણે કરી રાખેલો, અને એ રીતે જ એમણે જીવન વિતાવ્યું છે. બાલશિક્ષણ, સ્ત્રીશિક્ષણ, પ્રજાસમૂહનું શિક્ષણ

પ્રાથમિક–માધ્યમિક–ઉચ્ચ શિક્ષણ, અક્ષરજ્ઞાન, ધંધાજ્ઞાન તથા કળાજ્ઞાન વગેરે શિક્ષણના કોઈ પણ વિષય ઉપર આપણે એમને પ્રશ્ન પૂછીએ, તો જેમ ભારે શબ્દકોષમાંથી શબ્દનો અર્થ જડી આવે તેમ એમના મગજમાંથી નિશ્ચયપૂર્વક વિચારો જડી આવે છે.

પણ શિક્ષણના ક્ષેત્રમાંયે કાકાની વ્યાવહારિક ફત્તેહ ભારે નહિ કહેવાય એવી ટીકા કરવી સ્વાભાવિક છે. એનો ઉત્તર આજે શું આપી શકાય? પોતાના સ્વપ્નને પોતાના જીવનમાં સિદ્ધ કરવા માટે હજુ કાકાને માટે બીજા પ્રકારની તપશ્ચર્યાની જરૂર હોય એમ સંભવે છે. આના ઉપર શિયાળામાં મોર પણ દેખાતો નથી તેથી ઉનાળામાં કેરી નહિ આવે એમ માનવું ભૂલ ભર્યું-ગણાય. હજુ કાકાનો શિયાળો પૂરો ન થયો હોય તો નવાઈ શું? જેમ મોર આવ્યા પહેલાં ઝાડના રસમાં ફળની તૈયારીઓ થતી જ હોય છે, તેમ કાળના ઉદરમાં કાકાના સંકલ્પો સિદ્ધ થવાની તૈયારી કરી રહ્યા હશે એમ મને લાગે છે. એમની ઇચ્છામાં પ્રજા જેટલો સમભાવ અને કદર પૂરે એટલી એ સંકલ્પોની સિદ્ધિ વિશેષ શીઘ્ર થાય છે.

સાહિત્યની ઉત્તમ તૈયારી સાહિત્યવિવેચનમાંથી નહિ પણ સર્વશ્રેષ્ઠ સાહિત્યના ઊંડા અભ્યાસથી થઈ શકે છે. સાહિત્યવિવેચન યોગ્ય પ્રમાણમાં અને બહુ મોડું આવવું જોઈએ. નહિ તો અભિપ્રાયો અને અભિરુચિ અકાળે પરિપક્વ થાય છે.

અને સાહિત્યનું સર્જન તો વિવેચનમાંથી ન જ નીકળવું જોઈએ. સાહિત્ય માટે જબરદસ્ત સિસૃક્ષા અને બીજાઓ સાથે [illegible] વિચારવિનિમય કરવાની આતુરતા એ જ મુખ્ય પ્રેરણા હોઈ શકે છે. માતાનો પોતાના બાળકો પ્રત્યેનો પ્રેમ, પતિપત્નીનો એકમીજા પ્રત્યેનો અનુરાગ અને ગુરુશિષ્ય વચ્ચેના ભક્તિવાત્સલ્ય, એ ભાવનાઓ જેટલી ઉત્કટ હોય છે તેટલી જ સાહિત્ય સિસૃક્ષા પણ ઉત્કટ અને અદમ્ય વૃત્તિ છે. એ સિસૃક્ષા જો શુભ પરિણામી ન હોય તો એને દાબવાની જ ઉપમા અપાય. સાહિત્ય આજે જેટલું સોંઘું થયું છે અને વગર વિચાર્યે બગાડવામાં આવ્યું છે તેટલું એ ન બગાડવામાં આવત તો સાહિત્યે બારેમાં નૂતન પરિણામ બતાવ્યાં હોત. શુભંકર સાહિત્ય એ આત્માની અમૃતકળા છે કેમકે એ ચૈતન્યની પ્રેરણા છે.

'જીવનભારતી', પ્રસ્તાવના, પૃ. ૭ —કાકાસાહેબ કાલેલકર

## ૨. જૂના દોસ્ત

જીવતરામ કૃપાલાની

ગુજરાતમા સૌ એમ જ માનતા હશે કે અહીં સ્વરાજયની સ્થાપના કરવા માટે અમને બધાને હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાથી પકડી પકડીને ગાધીજીએ જ ભેગા કર્યા છે પણ હુ બધા ગુજરાતીઓને ખબર આપવા ઇચ્છુ છુ કે મહાત્માજી આફ્રિકામા સત્યાગ્રહ અજમાવીને માતૃભૂમિને તેનો સ્વાદ ચખાડવા અહીં આવ્યા તે પહેલાના અમે બધા જૂના જોગીઓ છીએ ગુજરાતીઓને એમ લાગતુ હશે કે ગાધીજી જેલ જતા જતા મને બનારસના એક ખૂણામાથી પકડીને અહીં એક અજાણ્યા પ્રાન્તમા અને અજાણ્યા સાથીઓની જોડે કામ કરવા ફેકતા ગયા, પણ હું ગુજરાતીઓને જણાવવા ઇચ્છુ છુ કે મારા આ બધા જોડીદારોને હુ જેટલો પિછાણુ છુ તેટલા તમારામાથી કોઈ પિછાણતુ નહિ હોય આ બધા મારા સાથીઓ આજે તો મોટા મોટા મહાપુરુષો થઈને બેઠા છે, કોઈ આચાર્ય થઈ બેઠા છે, તો કોઈ અધિપતિ થઈ બેઠા છે પણ તે જૂના જમાનામા, જે વખતે સ્વામી આનદ કે મહાદેવ કે ગિદવાણી કોઈને પૂછડા કે શીંગડા કંઈ વળગેલા નહોતા તે વખતે મે તેમની સાથે ખૂબ આનન્દ કરેલો તે વખતના અમારા આનન્દવિનોદની વાતો કહુ તો તમને સૌને ખુશ ખુશ કરી દઉ

વહાલા મિત્રો સાથેના જૂના પ્રસગોના સભારણા કરવા એના જેવો આનન્દનો વિષય માણસને બીજો કયો હોય? કાકા એ મારા એક જૂનામા જૂના મિત્ર છે વર્ષો ઉપર ફરગ્યુસન કોલેજે મને મધર્યો ત્યારે ત્યા મને કાકા મળ્યા વાતવાતમા મારે ફરગ્યુસન કોલેજનો આ સ્થળે આભાર માની લેવો જોઈએ કરાચી, મુબઈ તેમ જ વડોદરાની કોલેજોના ગોરા પ્રિન્સિપાલ સાહેબોને હું અતિશય લખ્ખણવતો જણાયો એટલે પોતાની કોલે

જમાં મને ન પેસવા દીધો, પણ તે વખતે એક ફરગ્યુસન કોલેજે મને આશરો આપેલો.

પ્રેમથી ગાંડાઘેલા થઈ જવું એ કાકાયે જાણતા નથી કે હુંયે શીખ્યો નથી. 'તું તો મારો પ્રાણ છે, તું તો મારો આત્મા છે' એવું મેં તેમને કોઈ દિવસ કહ્યું નથી કે તેમણે મને કહ્યું નથી. પણ મહારાષ્ટ્રના એ લૂખાસૂકા પહાડોમાં અમે બન્નેએ સાથે સાથે એક એવી જ્વાળા અમારા દિલમાં ચેતાવી – માતાની સ્વતંત્રતાની એવી જ્વાળા પ્રગટાવી કે તેના તાપથી અમે બળુંબળું થઈ રહ્યા હતા.

તે દુઃખના દિવસો મને હજુ યાદ આવે છે. અમારાં હૃદય ચેતનથી થનથનાટ કરી રહ્યાં હતાં, પણ તેને શું કરીને શાન્ત પાડી શકીએ એ સૂઝતું નહોતું કે કોઈ સુઝાડનારુંયે નહોતું. એ અમારા જમાનાના દિવસો યાદ કરું છું ત્યારે અમારા અત્યારના વિદ્યાર્થીબન્ધુઓની મને ઈર્ષ્યા આવે છે. આજે વિદ્યાર્થીઓ માનભેર રહી શકે છે, તેમને માટે માનભર્યો ચોક્કસ કાર્યક્રમ પણ તૈયાર પડેલો છે, માણસનું ઊંચામાં ઊંચું ઝવેરાત પારખી કાઢે એવો તેમને માટે કાર્યક્રમ તૈયાર છે, તે કરતાં કરતાં માનભર્યા મોતને ભેટવાની તક પણ તેમને માટે મોજૂદ છે.

અમારા જમાનામાં મારે નસીબે પ્રોફેસર થવાનું સરજાયું હતું અને કાકા સંન્યાસી થઈને ચાલી નીકળ્યા. તેમને હિમાલયનાં હિમાચ્છાદિત શિખરોની આંગળીઓએ બોલાવી લીધા, ને આમંત્રણ સ્વીકારીને કાકા ઘરનો ને દારાનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા. કાકામાં જે વિશાળ જ્ઞાનનો ધોધ વહેતો જોઈએ છીએ તેનું મૂળ આ હિમાલયમાં જ પડેલું છે. એ પ્રવાસમાં કાકાએ એકેએક તીર્થનું ધામ જોયું, એકેએક જ્ઞાનનું ધામ જોયું, એકેએક સૌન્દર્યનું સ્થાન જોયું, અને દરેક સ્થાનનો સંદેશો એમના એ અદ્ભુત ભગજમાં સંઘરી લીધો. આનન્દ પણ તેમની સાથે જ હતા, અને હું પણ રજાઓના વખતમાં તેમની જોડે શામેલ થતો.

અમારી ટોળી ભારે ગમતી હતી. આનન્દ અમારો ધોબી. અને હું ખાતરી આપું છું કે તે વખતે પ્રવાસમાં પણ જેવાં ચોખ્ખાં કપડાં મને પહેરવા મળતાં તેવાં ઘેર બેઠાં પણ કદી મને મળ્યાં નથી. કાકાનું કામ સામાનના વીંટા બાંધવાનું. મને કોઈ ડાહી ને કામગરી વહુ મળે તોયે એટલી ટાપટીપથી મુસાફરી કરી શકું એમ હું ધારતો નથી. મારું પોતાનું કામ તો

થોડા દિવસ પર કાકાએ પોતે કહ્યુ હતું તેમ જ્યા ત્યા લોકોની સાથે ઝગડા કરતા ફરવાનું !

કાકાને હું મારે ગામ પણ લઈ ગયેલો હૈદરાબાદમા મારા બ્રહ્મચર્યાશ્રમમા અમારા માનવતા મહેમાન થઈને તે રહ્યા હતા

દત્તાત્રેય બ્રહ્મચારીજીના આના આવા જૂના સભારણા આજે મીઠા તો બહુ જ લાગે છે, પણ તે લબાવ્યે જવાની વૃત્તિને મારે તાણી ઝાલવી જોઈએ આજે તો ગિદવાણીજીએ હમણા કહેલું તેમ આ દત્તાત્રેયજી આ જમાનાના ગુજરાતના એક ઘડનાર છે

કાકાના કેટલાયે કાર્યો આજે આપણી સામે પ્રત્યક્ષ છે–તેમનુ આશ્રમનું કાર્ય, તેમનુ 'નવજીવન'નુ કાર્ય અને તેમનુ વિદ્યાપીઠનુ કાર્ય મને અહીં આવ્યાને હજુ થોડો જ વખત થયો છે, તોપણ મારા વિદ્યાર્થીઓને કાકા ઉપર કેટલો પ્રેમ છે તે હુ બરાબર જોઈ શક્યો છુ સરકારે કોઈ અઝડની જેમ ઝડપ મારીને આવુ ઉપયોગી જીવન એક વરસને માટે ગોંધી દીધુ એનો મને અફસોસ થાય છે એમ કરવામા સરકારનો શો હેતુ હશે તે તેનેયે ખબર નહિ હોય એમ મને લાગે છે કાકા સ્વમાન સમજનારા છે, અને લાબા વખતના અભ્યાસથી તેમનો સ્વભાવ જ માની થયો છે, એટલે આવી પડેલું સંકટ તેમણે હસતે મોએ સ્વીકારી લીધુ છે, અને તે તો તેનો સારામા સારો ઉપયોગ પણ ઘટાવી લેશે જ

હવે વાચક, તમારુ ને અમારુ કર્તવ્ય એટલું જ રહ્યુ છે કે ધર્મયુદ્ધનો જે સદેશો કાકા આપણને અઠવાડિયે અઠવાડિયે 'નવજીવન'ની કટારોમા સભળાવતા તે સદેશાને ઝીલવો અને શાન્ત પણ અડગ ડગલે આ ધર્મયુદ્ધને પાર ઉતારવુ

## ૩. કાકા કેળવણીકાર

### ગિરિજાશંકર ભગવાનજી બધેકા

કાકાસાહેબને સૌ જુદી જુદી રીતે ઓળખે છે. જેઓ તેમને એક સમર્થ કેળવણીકાર તરીકે પિછાણે છે તેઓમાંનો હું એક છું. આજે જે થોડા વિચારકોને કેળવણીની નિર્મળ દૃષ્ટિ પ્રાપ્ત થયેલી છે અને જેમનો કેળવણી-વિષયક આદર્શ જગતના ઉદ્ધારનો છે તેઓમાંના એક કાકા છે.

કાકા રાષ્ટ્રીય વિદ્યામન્દિરના આચાર્ય હતા તેથી કે મહાવિદ્યાલયમાં તેઓ અર્થશાસ્ત્ર કે અંગ્રેજી ભણાવતા હતા તેથી તેઓ કેળવણીકાર હતા એમ કહેવાની મતલબ નથી. તેઓ ભૂગોળના વિષયમાં નિષ્ણાત છે કે તેમણે અંગ્રેજી શીખવવાની સ્વયંસ્ફૂર્તિની પદ્ધતિ શોધી કાઢી છે તેથી તેઓ ઉચ્ચ કોટિના શિક્ષક છે એમ કહેવાનો આશય નથી. તેમ જ તેઓએ ઇતિહાસનું પુસ્તક લખ્યું છે અને આર્યવિદ્યા મન્દિરમાં વ્યાખ્યાન આપ્યાં છે તેથી તેમની નજર કેળવણીના વિષયોમાં ઊંડી છે એમ કહેવાનું કારણ નથી. તેઓ ભલે સુંદર વાર્તા કહી શકતા હોય અને વિદ્યાર્થીઓનું મન હલાવી શકતા હોય, તેઓ ભલે લોકસાહિત્યનું સ્થાન અને ભાષા, કેળવણી પરત્વે નક્કી કરી શકતા હોય, પણ તેથી જ તેઓ કેળવણીશાસ્ત્રી છે એમ કહેવાય નહિ. તેઓ કેળવણીશાસ્ત્રી છે તેનાં બીજાં જ કારણો છે. તેઓ કેળવણીશાસ્ત્રી છે તે એટલા જ કારણે નહિ કે તેમણે કેળવણીના ઉચ્ચ ગ્રંથોનો અભ્યાસ કર્યો છે, કેળવણીની ભિન્નભિન્ન સંસ્થાઓમાં શિક્ષાગુરુ તરીકે કામ કર્યું છે, અને અનેક નાનીમોટી કેળવણીની સંસ્થાઓનું દર્શન કર્યું છે. આ બધાં તો પરિણામો છે. કાકા ભલે રાજદ્વારી પુરુષ લેખાતા હોય, કાકા ભલે સાહિત્યમાં વધારે રુચિ ધરાવતા હોય, કાકા ભલે ધર્મગ્રન્થોથી સુપરિચિત હોય, કાકાએ ભલે ખાદી અને સ્વયંસેવકો વિશે ઘણું જોસપૂર્વક લખ્યું હોય, છતાં કાકા નથી એકલા રાજદ્વારી પુરુષ, નથી એકલા સાહિત્યકાર,

નથી એકવા ધર્માચરણી પુરુષ, કે નથી એકવા ખાદીના ઉપાસક કાકા મૂળે અને એકવા શુદ્ધ કેળવણીકાર છે

સ્વરાજ તે માગે છે, તે માટે તે જેલ જવુ તો ઠીક પણ માથુ આપવાયે તૈયાર છે, પણ તે કેળવણીકાર તરીકે સત્યાગ્રહની લડતની શરૂઆત કરવાના દિવસોમા કાકાને બાપુએ પૂછેલુ "કાકા, તમે સહી કરશો કે કેળવણીનુ કામ કર્યા કરશો ?" કાકાએ કહેલુ "અત્યારે તો કેળવણીનુ કામ કરીશ, પણ જો સરકારનો કોઈ પણ કાયદો કેળવણીના કામને જ અશકય કરશે ત્યારે તો એ કામને પણ છોડીને લડતમા પડીશ જ " એક વાર અમે વાતો કરતા હતા કે કુલનાયક કોણ થાય કાકા કહે "કુલનાયક તો ઠીક, પણ કોઈ ન હોય તો કુલપતિ થવાની પણ હું ધૃષ્ટતા કરું, પણ સ્વરાજ્યના કામમા ખલેલ ન આવવા દઉ, પણ મારાથી સારો માણસ મળતા જગા કરી આપુ ને પાછો શિક્ષણના કામમા પડી જાઉ "

'નવજીવન'માથી મુક્ત થઈ કાકા પાછા રાષ્ટ્રીય શાળાનો જ વિચાર કરી રહ્યા હતા, પણ એટલામા તો સરકારનુ આમ‍ંત્રણ આવ્યુ ૧૭મી તારીખે જ્યારે મુદત પડી ને કાકા આશ્રમ ભણી જતા હતા ત્યારે "હવે બે દિવસ મળશે તેમા વિદ્યાર્થીઓને થોડુ શિક્ષણ આપવાનો લાભ લઈ લઉ" એ કાકાના શબ્દો તેમની પાસે ઉભેલા તેમના મિત્રોએ સાભળેલા જ હશે

હું કહું તો એમ જ કહું કે કાકા સમર્થ કેળવણીકાર છે આજે પોતે જે કઈ લખે છે, બોલે છે, કરે છે તે શુદ્ધ કેળવણીની દૃષ્ટિએ જ પોતે સમજે છે કે કેળવણીકાર પ્રજાના માતૃસ્થાને છે, પ્રજાના નેતૃસ્થાને છે અને એ ધર્મ સમજીને જ તેઓ પ્રજાને દોરવા, શીખવવા, સમજાવવા વારવાર આગળ આવે છે પોતે પુરાતત્ત્વશોધક છે, તત્ત્વચિંતક છે, સમાજશાસ્ત્રી છે એ બધુ છે જ, એમા કશી અતિશયોક્તિ પણ નથી, પણ વસ્તુત તેઓ કેળવણીકાર જ છે તેઓએ એક વાર કહેલુ ને લખેલુ પણ ખરુ કે "રાષ્ટ્રીય કેળવણીની ખોજ કરવી અને આત્માની ખોજ કરવી એ બન્ને સરખા છે " દુનિયાના આજના સમર્થ કેળવણીકારોના વિચારો અને કાકાસાહેબના વિચારોમા જે અદ્‌ભુત સામ્ય છે તેની ખબર તો એ ક્ષેત્રના જીવોને જ છે કેળવણીના વિચારોમા તો બર્ટ્રાન્ડ રસેલ, ડૉ મૉન્ટેસોરી, બર્ગસન, બર્નાર્ડ શૉ અને એડમન્ડ હોમ્સ, જેઓ કેળવણીમા બડખોરો છે, તેમના જ વહાણમા કાકા સફર કરે છે, એમા જાણતલ માણસને શક નથી જ

ખરો કેળવણીકાર તે જ છે કે જે સમાજને અને તેના જીવનની સર્વ દિશાઓને નવા તેજથી ભરી દે છે, જે સમાજને નવી દૃષ્ટિ આપે છે, જે સમાજને નવો વિવેક આપે છે કાકાનો લેખેલેખ જોઈ વળો તેમણે એમા આ નવી દૃષ્ટિ આપવાનું જ કામ કરેલુ છે 'સ્વદેશીધર્મ' ભલે અર્થશાસ્ત્રનો ગ્રંથ કે તત્ત્વશાસ્ત્રનો ગ્રંથ લેખાય, પરંતુ તત્ત્વત એ ગ્રંથ કેળવણીનો ખરીતો છે એમા ભૂગોળ અને ઇતિહાસ શીખવવાની નવીન પદ્ધતિનુ નિર્માણ થયું છે એમા ખરા અર્થશાસ્ત્રી અને ખોટા અર્થશાસ્ત્રીને પારખવાનુ યંત્ર ગોઠવાયુ છે એમાથી કેળવણીકાર જોઈ શકે છે કે કાકાએ કેળવણીના નાવનુ સુકાન નવી દિશામા ફેરવવાની પેરવી કરી છે અરવિંદ ઘોષ અને રવીન્દ્રનાથ ઠાકુર રાષ્ટ્રીય કેળવણીમા કાકાના પૂર્વજો છે વધારે પડતું અત્યારે કહેનારો જ, પણ આખરે ગુજરાત જાણશે જ કે ઉપરની અતિ મહાનુભાવ વ્યક્તિઓની સાથે બેસનાર કાકા બહુ મોડા મોડા પણ કેળવણીકાર તરીકે ઓળખાશે જ

જેલમા જતા જતા પણ તેમણે એક શિક્ષકને કહેલું કે "ધ્યાનમા રાખજો, વાલ્મીકિ, વ્યાસ, મનુ, સત્યકામ જાબાલ અને નચિકેતા આપણા સમર્થ કેળવણીકારો છે એમને એ જ રીતે બરાબર આલેખજો " તેમણે એક મિત્રના પત્રમા લખ્યુ છે કે, "હિન્દુસ્તાનનો ઉદ્ધાર કેળવણીમા જ છે એ શ્રદ્ધા તમે કોઈ કાળે છોડશો જ નહિ "

જ્યારે ભવભૂતિએ 'રસ એક જ છે અને તે કરુણ છે, એ અનેક રૂપો ધારણ કરે છે,' એવો સિદ્ધાન્ત બાંધ્યો ત્યારે એણે કરુણ શબ્દને કેટલો વ્યાપક બનાવ્યો છે હૃદય કોમળ થાય ઉન્નત થાય, સૂક્ષ્મવેદી થાય, કે ઉદાત્ત થાય ત્યા કારુણ્યની છટા આવવાની જ કારુણ્યની સમભાવના કે સમવેદના સાર્વભૌમ છે, એમાથી વિશ્વાત્મૈક્ય સુધી આપણે પહોંચી શકીએ છીએ કરુણ રસ ખરેખર રસસમ્રાટ છે પણ એ કરુણ રસમા શોકનો ભાવ હોવો જ જોઈએ એમ નથી બાકી બધા રસો જઈ જઈને અંતે સાગરમા નદીઓ સમાઈ જાય તેમ, આ રસમા વિલીન થાય છે ખરુ જોતા બધા રસોની પરિણતિ યોગમા જ છે યોગ એટલે સમાધિ—સમાધાન—સામ્યાવસ્થા—સર્વાત્મૈક્યભાવ કલામાથી અંતે એ જ વસ્તુ નીપજવાની કલાનુ સાધ્ય અને સાધન એ યોગ જ છે

'જીવનભારતી', પૃ ૯૬-૯૭ —કાકાસાહેબ કાલેલકર

## ૪. પ્રાણપૂજક કાકાસાહેબ

**ચન્દ્રશંકર પ્રાણશંકર શુક્લ**

૧૯૨૦ના સપ્ટેંબરમાં સરકારી કૉલેજ છોડ્યા પછી એક વાર અમે ત્રણચાર વિદ્યાર્થીઓ કાકાસાહેબને મળવા ગયેલા. મહાવિદ્યાલયની સ્થાપના વિશે વાત ચાલતી હતી. મેં પૂછ્યું, "મહાવિદ્યાલયના આચાર્ય તરીકે કોને લાવવાના છો?" કાકાસાહેબ કહે, "આપણે વિદ્વાન કરતાં પ્રાણવાન માણસની વધારે જરૂર છે. હિન્દુસ્તાનમાં ડૉ. વ્રજેન્દ્રનાથ સીલ સૌથી મોટા વિદ્વાન છે, પણ એમને આપણે આપણા મહાવિદ્યાલયના આચાર્ય ઓછા જ બનાવવાના હતા? પ્રાણ વિનાની વિદ્વત્તાને શું કરીએ? તારામાં પ્રાણ દેખીએ તો તને પણ આચાર્ય બનાવી દઈએ."

કાકાસાહેબની પ્રાણપૂજકતાનો આ મારો પ્રથમ પરિચય. આ પ્રાણની પ્રેરણાથી અને આ પ્રાણ નિર્માણ કરવાને માટે જ કાકાસાહેબ મહાવિદ્યાલયમાં આવ્યા. મહાવિદ્યાલયમાં સંપત્તિશાસ્ત્ર શીખવતા હોય કે રવીન્દ્રનાથના 'રાષ્ટ્રપૂજાધર્મ' નું વાર્તિક કરતા હોય, આર્યાવર્તના ઇતિહાસનું રહસ્ય ઉકેલતા હોય કે મનુસ્મૃતિમાં રહેલા આર્યાવર્તના સામાજિક બંધારણની મીમાંસા કરતા હોય, પ્રાર્થનામંદિરમાં પ્રવચન કરતા હોય કે વર્ગ બહાર વિદ્યાર્થીઓ સાથે વાતચીત કરતા હોય, તોપણ સર્વત્ર તેમના મુખમાંથી પ્રાણસાધનાના મન્ત્રનો જ ધ્વનિ નીકળ્યા કરતો.

આ પ્રાણની પૂજા અને પ્રાણની સાધના એ કાકાસાહેબના તત્ત્વજ્ઞાનનું કેન્દ્ર છે એમ કહીએ તો ખોટું નથી. પ્રાણનિર્માણ એ તેમનું જીવનકાર્ય છે. સંપત્તિશાસ્ત્ર હો કે શિક્ષણશાસ્ત્ર, ઇતિહાસ હો કે સમાજશાસ્ત્ર, સર્વને તેઓ નવી દિશા આપવા માગે છે. છતાં તેઓ જૂનાના નિન્દક નથી. જૂનાને ફેંકી દેવા કરતાં તેમાં નવો પ્રાણ રેડી તેનું રૂપાન્તર કે દેહાન્તર કરવું તેમને વધારે પ્રિય છે; અને તેથી જ પ્રાચીન તત્ત્વોમાં રહેલું સૌન્દર્ય તેઓ ઝટ

પારખી શકે છે, અને જેને વિશે ઘણાને નિરાશા ઊપજી હોય તેમા પણ નવો પ્રાણ પૂરી તેમાથી ભારે પરિણામ લાવવાની આશા રાખે છે વર્ણવ્યવસ્થાથી કંટાળી તેને નિર્મૂળ કરવાની હિમાયત કરનારની સખ્યા ઓછી નથી, પણ કાકાસાહેબે વર્ણવ્યવસ્થાના ગુણદોષ બને નિહાળી વર્ણવ્યવસ્થાના પુનરુજ્જીવનની એક વિસ્તૃત યોજના ઘડી રાખી છે, તે યથાકાળ પ્રકટ થશે ભાવિયુગના શિક્ષણની યોજના પણ તેમના મગજમા ઘડાઈને તૈયાર પડી છે. અને પ્રાચીન ગ્રન્થો ચાળી ચાળીને તેના પરથી નવુ ભારતીય સમાજશાસ્ત્ર રચવાની યોજના તો તેઓ જેલમા લેતા ગયા છે પ્રાચીન સંસ્કૃતિ પર પડેલી રાખ ખેરવી નાખી તેના પાયા પર નવી પ્રાણવાન સંસ્કૃતિ ઉભી કરવી એ હિન્દુસ્તાનના પુનરુત્થાનનો અર્થ છે એમ કહેનાર શ્રદ્ધાવાન લોકોમાના કાકાસાહેબ એક છે. પ્રાણનો મન્ત્ર એમણે એટલી સતતતાથી અને જોરથી ફૂક્યો છે કે 'પ્રાણ' એ કાકાસાહેબનો લગભગ પર્યાય શબ્દ થઈ ગયો છે અમે કોઈ-કોઈ વાર જુદા જુદા લેખકોના ખાસ શબ્દોની નોધ કરીએ છીએ ત્યારે કાકાસાહેબને નામે 'પ્રાણ', 'નિર્માણ' અને 'સંસ્કૃતિ' એ ત્રણ શબ્દો પહેલા આવી બેસે છે

અને એ પ્રાણવાન સંસ્કૃતિ નિર્માણ કરવા માટે પ્રથમ પ્રાણવાન પ્રજા તૈયાર કરવાની જરૂર છે એમ જોઈને જ કાકાસાહેબે વકીલાતના વિચારને તિલાજલિ આપી, પત્રકાર થવાનુ છોડી રાષ્ટ્રીય શિક્ષણને જીવન સમર્પ્યું છે પ્રાણપૂજક કાકાસાહેબ અને અધ્યાપક કાકાસાહેબ બે એક જ વ્યક્તિના જુદા જુદા પાસા છે, પહેલાને કારણે બીજુ છે, બીજાને લીધે પહેલુ પોષાઈ રહ્યુ છે

કાકાસાહેબ એક આદર્શ અધ્યાપક છે એની જાણ એમના વિદ્યાર્થીઓને છે તેટલી બીજા કોઈને નહિ હોય કાકાસાહેબ આદર્શ અધ્યાપક શા માટે છે એ પ્રશ્નનો જવાબ વિદ્યાર્થીઓ શિક્ષણશાસ્ત્રની ભાષામા નહિ આપી શકે એનો પુરાવો તો વિદ્યાર્થીઓના હૃદયમા રહેલો કાકાસાહેબ પ્રત્યેનો પ્રેમ અને પૂજ્યભાવ જ છે 'મારા કાકા, મારા કાકા' કરીને કાકાસાહેબના પોતાપણા વિશે હૂંસાતુસી કરતા નાના તેમ જ મોટા વિદ્યાર્થીઓ કાકાસાહેબની ગોદમા ભરાય છે ત્યારે કાકાસાહેબ આદર્શ શિક્ષક કેમ એનો પ્રત્યક્ષ જવાબ મળી રહે છે નાના બાળકોની જોડે 'મ્યાઉ–મ્યાઉ' કરી બિલાડી બોલાવતા, ટૂહુ ટૂહુ કરી કોયલ બોલાવતા, તેમને નવી નવી વાર્તાઓ કહેતા, હસતા ગમત કરતા બાળશિક્ષક, અને મોટા વિદ્યાર્થીઓ જોડે પૂર્ણ ગભીરતાથી જીવનના અનેક પ્રશ્નોનો ઉકેલ કરતા, મધરાત મંઝરાત સુધી જુવાનોની

સુખદુખની ગોઠડી સાભળતા, તેમને સાન્ત્વન દેતા અને ઉત્સાહ ચડાવતા, મિત્રથી અધિક છતા અધ્યાપક કાકાસાહેબને જોયા હોય તેમને, કાકાસાહેબ નાના મોટા અનેક વિદ્યાર્થીઓના હૃદયસ્થ વીર કેમ છે એની બીજી સાબિતી આપવાની જરૂર રહે એમ નથી

વિદ્યાર્થીઓ કાકાસાહેબને પૂજે છે તો કાકાસાહેબ પણ તેમના શિષ્યોથી ઊતરે એવા નથી એમના જેવા અનન્ય વિદ્યાર્થીપૂજક વિરલા હશે તેમના હૃદયમન્દિરમા વિદ્યાર્થીઓની પ્રતિમા સ્થાપિત કરેલી છે અને એ પ્રતિમાની નિરન્તર પૂજા થાય છે વિદ્યાર્થીઓની આશા અને આકાક્ષા સાથે કાકાસાહેબને સપૂર્ણ સમભાવ છે, તેથી તેમને ત્યાથી ઉત્સાહ અને સલાહ અને વખત આવ્યે ટકોર પણ મળે છે વિદ્યાર્થીઓ માને છે કે કાકાસાહેબની પાસે તેમને માટે સન્દેશો છે અને તેથી તેઓ એ સન્દેશો ઝીલવા તેમની આસ પાસ વીંગળાઈ વળે છે

વિદ્યાર્થીઓ માટે કાકાસાહેબ પાસે સન્દેશો જરૂર છે જ્યારે જ્યારે તેઓ વિદ્યાર્થીઓને મળ્યા છે ત્યારે ત્યારે તેમને સયમનો, ત્યાગનો અને તેજસ્વિતાનો જ મન્ત્ર સુણાવ્યો છે ગુજરાતમા વિદ્વત્તા વધે અને સાહિત્યનો સુદર ફાલ ઊતરે એ જોવા કાકાસાહેબ જરૂર આતુર છે, પણ એ વિદ્વત્તા પ્રાણને – તેજસ્વિતાને ભોગે કેળવાય એ નથી ઇચ્છતા ગુજરાતને માટે એમણે ધનના ત્યાગ પર વધારે ભાર મૂક્યો છે, પણ વિદ્યાર્થીઓ પાસે એ કેવળ ધનના ત્યાગની અપેક્ષા નથી રાખતા, પણ દેશને ખાતર જરૂર પડચે જીવિતત્યાગની પણ અપેક્ષા રાખે છે

જુવાનોના જીવિતત્યાગની વાત કરતા એક પ્રસગ યાદ આવે છે ગયા ડિસેમ્બરમા જેલની તૈયારીઓ ચાલતી હતી ત્યારે મે પૂછ્યુ, "અમારો વારો ક્યારે આવશે ? કાકાસાહેબે અત્યત ગભીરતાથી જવાબ દીધો, "તમારે ફક્ત જેલ જવાથી જ સતોષ માનવાની વૃત્તિ ન રાખવી જોઈએ તમારે તો શૂળીએ ચડવાની જ હોશ રાખવી તમારા જેવા અનેક નવલોહિયા જુવાનો હાથમા ભગવદ્ગીતા લઈને હસતે મોઢે શૂળીએ ચડશે ત્યારે જ હિંદુસ્તાનને સ્વરાજ્ય મળશે અને હિન્દુસ્તાનનો સાચો ઉદ્ધાર થશે '

આટલી વીરતાવાળા ગુરુને પોતાના વિદ્યાર્થીઓની નબળાઈ જોઈ ભારે દુખ થતુ જેલ જતે તેઓ મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓને મળ્યા ત્યારે તેમના આગળ એ અતરની વ્યથા તેમણે પ્રકટ કરેલી

"આજે જેલ જવામા મને આનદ કે હર્ષ નથી હુ વિજયી વીર તરીકે જેલમા નથી જતો પણ પ્રાયશ્ચિત્ત કરવા જાઉ છુ 'અથડામણ'

વાળો લેખ લખ્યો તે ક્ષણ મને બરાબર યાદ છે એ લખવામા ઉદ્દામ વૃત્તિ નહોતી પણ શરમની વૃત્તિ હતી તમારામાના દરેક નૌજવાનનુ ચિત્ર મારી આમે હતું આમ કહેવામા તમને અવિવેક જણાશે, પણ શુ કરું? તમે સરકારી કોલેજો છોડી એમા કઈ ભારે નથી કર્યું રાષ્ટ્રીય કેળવણીનો બીજો અર્થ જ ન હોઈ શકે જેથી સ્વરાજ્ય વહેલામા વહેલું મળી શકે એ જ રાષ્ટ્રીય કેળવણી ટેનિસન વાચવા કરતા પિકેટિંગ કરો, પોલિટિક્સ ના વ્યાખ્યાનો સાભળવા કરતા પોલિટિક્સમા ભાગ ભજવો, આર્યવિદ્યા મન્દિરના વ્યાખ્યાનો સાભળવા કરતા આર્યત્વ ધારણ કરો એ વધારે સુન્દર કેળવણી છે સ્વરાજ્ય પાસે ન લઈ જાય એ કેળવણી નથી વિદ્યાર્થીઓમા તો ઉત્સાહ ઉછળતો હોવો જોઈએ તમે ઉત્સાહમા આગળ ધસો અને અનુભવવાળા અધ્યાપકો તમને પાછા ખેચી લે એ સુન્દર સ્થિતિ છે અમારા વખતમા એમ જ હતું અમે આગળ ધસતા અને અમારા અધ્યાપકો અમને ખેચી રાખવાનો પ્રયત્ન કરતા આજે ઊલટી સ્થિતિ છે, અને એ સ્થિતિ મને નિરાશાજનક લાગી છે આજે અહીં વિદ્યાર્થીઓ ઘરડા માણસોની જેમ પાછા પડયા છે અને અધ્યાપકોને વિદ્યાર્થીઓમા ઉત્સાહ રેડવાનુ કામ કરવુ પડયુ છે ”

છતા ગુજરાતના યુવકો વિષે કાકાસાહેબે આશા છોડી નથી તેમણે લખ્યુ છે ‘જે તેજ બગભગના નૌજવાનો બતાવી શકયા તે ગુજરાતના નૌજવાનો ન બતાવી શકે એમ કહેવુ એ હિન્દુસ્તાન નિર્વીર્ય થઈ ગયુ છે એમ કહેવા સમાન છે શુ ગુજરાતના નૌજવાનોને ઘરની હૂફ એટલી બધી વહાલી થઈ પડી છે કે તેઓ પોતાની જાતિનુ કલક અને અપમાન ધોઈ કાઢવા સ્વાર્થત્યાગ નહિ કરે? ”

કાકાસાહેબના એકેએક વિદ્યાર્થીએ કાર્યપ્રવૃત્ત થઈ ગુજરાતના યુવાનોની શરમને ધોઈ નાખવી ઘટે છે કાકાસાહેબનુ ઋણ એ ઋષિનુ ઋણ છે ઋષિનુ ઋણ ફેડવાનો માર્ગ ઋષિએ આપેલી સસ્કૃતિને નકાદાર રહી પોષવી અને વધારવી એ છે પ્રાણવાન કાકાસાહેબનુ ઋણ પ્રાણવાન અને પ્રાણપૂજક થઈ તેમણે શરૂ કરેલી પરંપરા ચાલુ રાખવાથી જ ફીટે એમ છે કાકાસાહેબનો દ્વિતો भूमा देव यत्त् એ સિદ્ધાન્ત છે વીર થવુ એમા જ વીર કાકાસાહેબના પૂજનની લાયકાત છે

## ૫. કાકાસાહેબની ચિન્તા

**પ્રભુલાલ છગનલાલ ગાંધી**

"એક દિવસ પૂનમ હતી. આખું જગત્ ઊંઘતું હતું અને ઊજળી ચાંદની ચોમેર વરસી રહી હતી, – ઊંચાં ઊંચાં ઝાડો ઉપર અને ઘાસનાં લીલાંછમ મેદાનો ઉપર, પાક ઉપર આવેલાં સોનેરી ખેતરો ઉપર અને આસપાસના નાના નાના નિર્મળ રૂપેરી જળમાર્ગો ઉપર અમે બેચાર જણા ગતના મોડે સુધી અગાસીમાં બેઠા બેઠા એ ચાંદનીનો ઉપભોગ કરતા હતા. પણ અમારાથી તે તેનો કેટલો ઉપભોગ થાય ? ચાંદની તો લખલૂટ હતી. મને બહુ દુઃખ થયું. મારી ચિન્તાનો પાર ન રહ્યો. આટલી બધી ચાંદની વરસ્યે જાય છે, એનો ઉપભોગ કરનાર કોઈ નથી ! બધી નકામી જ જવાની !"

એ ગીતાજીના સોળમા અધ્યાયમાં વર્ણવેલી અપરિમેય ચિન્તાનો પોતાનો અનુભવ કાકાસાહેબે ઉપર પ્રમાણે કેટલીયે વાર કહ્યો હશે.

કાકાસાહેબનો એ સ્વભાવ જ છે એક તો અમૃતનાં સરોવરો અને સોનાની ખાણો શોધતા ફરવું, એક મળી એટલે બીજી અને પછી ત્રીજી; એમ ભંડોળ વધાર્યે જ જાય અને પછી પાછા ચિન્તામાં પડે કે એનો ઉપભોગ કોણ કરશે ? અનેક વિદ્યાઓ, કળાઓ, શાસ્ત્રો બધુ તેઓ ખોળી વળ્યા છે. જેટલા કરી શકાય તેટલા રત્નો એમણે ભેગાં કર્યા છે. બીજાં કેટલાયે રત્નો અને જવાહીરોની એમને ભાળ છે, પણ કોઈ એમના હાથમાંનાં રત્નો પણ લઈ લે એવુ તેમને નથી મળ્યુ, તો બીજાં ક્યાંથી મળે એ બતાવવાનો સુયોગ તો એમને ક્યારે મળે ?

પણ એ સુયોગ પ્રાપ્ત કરવાને એઓ રાત દિવસ તલસ્યા કરતા અને ક્યારે વિદ્યાર્થીઓ મળશે અને આ બધી વિદ્યાનો અને કળાનો ઉપયોગ

ક્યારે થશે એ એક જ વાત એમના દિલમાં રમી રહેતી. કોઈ વાર કહે કે હવે ખૂબ સંશોધન કરી આપણે સ્વતંત્ર ઇતિહાસ લખવાની જરૂર છે, પણ પાશ્ચાત્ય લોકોની માફક આપણામાં સંશોધન કરવાનો પુરુષાર્થ જ ક્યાં છે? કોઈ વાર કહે કે હવે નવું અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર રચવાની જરૂર છે, પણ હું એકલો કેટલુંક કરું? જો વિદ્યાર્થીઓ પ્રયત્ન કરે તો હું એમને દિશા બતાવી દઉં. સંસ્કૃત–ગુજરાતી કોષ સુધ્ધાં નથી થયો. આપણે એની તો બહુ જ જરૂર છે. પછી ચિત્રકળા તો હજી ગુજરાતે ખીલવવાની જ છે. તમારામાંથી કોઈ જો થોડી તૈયારી કરો તો દેશી ચિત્રકળાની ખૂબીઓ હું તમને સમજાવું. તમને લોકોને ઇન્જીનિયરિંગ વિશે કહેવા બેસું તો તમને એમ જ થઈ જાય કે આપણે પાકા ઇજનેર જ થવું, બીજું બધું છોડી દેવું. એક દિવસ કહે કે 'આ કુંભાર લોકોને કામ કરતે સૈકાંઓ થઈ ગયાં પણ એમના ચાકમાં સુધારો ન થયો. એમાં થોડો સુધારો કર્યો હોય તો તે કેટલો સહેલાઈથી ફરે?' વળી કોઈ વાર તેઓ પોતાને ખલાસી કહેવરાવે. એ કહેતા કે 'ખલાસીપણામાં જ ખરેખરી કેળવણી રહેલી છે. ગુજરાત–કાઠિયાવાડમાં જો ખલાસીઓ પાકે તો તે એક મોટું સામ્રાજ્ય સ્થાપી શકે. ભૂગોળ, એ તો મારું જ કામ. સ્વરાજ્ય મળ્યા પછી હું કોઈ પ્રધાન કે કંઈ નથી થવાનો. ભૂગોળનો અધ્યાપક થઈને બેસી જવાનો.'

બસ, ચાંદની જેમ વિસ્તૃત પ્રદેશમાં પોતાનું અમી ઝરાવે છે તેમ કાકા પોતાના જ્ઞાનનું અમી વિદ્યાર્થીઓની – છોકરાઓની વિસ્તૃત આલમમાં ઝરાવનારા છે. પણ એવડી મોટી આલમમાં ઊંઘતા ન હોય અને કાકાસાહેબ અને તેમના મિત્રોની માફક એ અમીનો ઉપભોગ કરતા હોય એવા કેટલા વિદ્યાર્થીઓ હશે?

## ૬. કાકાનું જાહેરજીવન

### જુગતરામ દવે

મારી પાસે લોકો કાકાના જાહેરજીવનની નહિ પણ તેમના ખાનગી જીવનની આશા રાખે, કારણ કે હું તેમના ઠીક સહવાસનુ સદ્‌ભાગ્ય પામ્યો કહેવાઉં. પણ મેં જાણીજોઈ ને આ જ વિષય પસંદ કર્યો.

કાકા અને જાહેરજીવન એ બે ખરી રીતે વિરોધી વચનો જ છે. જાહેરજીવન તો ખારો પાટ છે કાંટા જેવા કઠણ છોડ જ તેમા માર્ગ કરી શકે કાકા તો સ્નેહીઓના સ્નેહની હૂંફમા જ ઊછરી શકે તેવા કુમળા છોડ છે. જાહેરજીવનમા મો છૂટું હોવુ જોઈએ; કાકાનું મો માત્ર વિદ્યાર્થીઓ પાસે જ ઊઘડી શકે છે જાહેરજીવનમા કોણ તેમના વિદ્યાર્થી બનવાને તૈયાર હોય ? ત્યા જેટલુ મો ઊઘડયું હશે તે કેવળ નહિ રહેવાયું હોય ત્યારે જ.

કાકા કેળવણીનો એક શાન્ત અખતરો કરવાની આશાએ ગુજરાતમાં આવીને ગાંધીજીની પાંખમા ભરાયા, પણ જેમ આખા દેશનુ તેમ ગુજરાતનુ પણ જીવન એવુ ક્ષુબ્ધ બની ગયું કે તેનો કોઈ પણ ખૂણો શાન્ત રહી ન શકયો. 'મારી શાળા, મારી શાળા' કરતા જ રહ્યા ને કાકા સ્વરાજ્યની લડતને અગે સ્થપાયેલા વિદ્યાપીઠમા તણાયા. તેમણે મન મનાવ્યુ કે આ પણ રાષ્ટ્રીય શિક્ષણ જ છે. 'મારી શાળા, મારી શાળા' કરતા રહ્યા ને કાકાને 'નવજીવન'ના તંત્રીપદ ઉપર બેસવુ પડયું. પાછુ મન મનાવી લીધુ કે આયે રાષ્ટ્રીય શિક્ષણ જ છે 'મારી શાળા, મારી શાળા' કરતા જ રહ્યા ને તેમને જેલમાં જઈ ને બેસવુ પડયું છે. આ વખતેયે મન મનાવતા ગયા છે કે ભારતના સમાજનું પુનઃસંઘટન કરવાનુ ચિન્તન કરીશુ, ને એયે વિશાળ અર્થમાં રાષ્ટ્રીય શિક્ષણ જ છે.

કાકાના જાહેરજીવનમાં તેમની સાથે અથડામણમા આવનારાઓ એક આટલું જ જો માની શકે કે જાહેરજીવનમા તો તે તણાઈ ને જ આવેલા,

તેને પરાણે પ્યારું કરવું પડેલું, બાકી તેમના હૃદયની ખરી અધિષ્ઠાત્રી તો તેમની શાળા જ હતી !

આ જાહેરજીવનમાર્ગે તેમને જાહેર કારણો ઉપરાંત કેવા ખાનગી કારણોએ દોર્યા હશે એની પણ જાહેરને શી ખબર ? તેમના વિદ્યાપીઠ સાથેના સંબંધમાં 'બાપુ'ની આજ્ઞાનું કેટલું પ્રાબલ્ય હતું, 'નવજીવન'ની સાથેના સંબંધમાં તેમના સ્વામીના પ્રેમનું કેટલું પ્રાબલ્ય હતું તે બીજા શું જાણે ?

અહો જાહેરજીવન, તને શું કહીએ ? તેં અમારી શાળા કેમ હરી લીધી ? અમારા કાકા કેમ લઈ લીધા ? પણ જાહેરજીવનને કાંઈ પણ કેમ કહેવાય ? તે તો અમારું જ જીવન અમારા જાહેરજીવન, બાપુ, સત્વર પાક, સત્વર પાક, અને અમારી શાળાને અને અમારા કાકાને સોળે કળાએ ખીલવા દે

દેશ જોવાની દૃષ્ટિએ જ ફર્યો હોઉં એવા પ્રસંગો ઓછા છે પણ સ્વરાજ-સેવાના અનેક કાર્યોને નિમિત્તે દેશમાં ફરવું પડયું તે દરમ્યાન અનાયાસે જે જોવાયું તેટલાથી સંતોષ માન્યો હતો પણ આમ સહેજસાજ કરતાં કરતાં એટલું બધું જોવાયું અને કેટલુંક તો એટલી બધી વાર જોવાયું કે હવે 'હું અમુક પ્રાન્તનો છું' એવી ભાવના જ મનમાં રહી નથી સિંધુથી માંડીને આસામ સુધી અને કાશ્મીરથી માંડીને કન્યાકુમારી સુધી જ્યાં જાઉં ત્યાં આત્મીય સજ્જનો વસે જ છે અને તેમની મારફતે તે તે સમાજની આંતરિક સ્થિતિ એની ઝીણવટથી જાણવાની મળી છે કે દરેક ઠેકાણે એ લોકોમાંનો જ હું એક છું એવું હમેશાં લાગ્યું છે એના પ્રમાણમાં બહુ ઓછું લખાયું છે બીજા અનેક વિષયો પર લખવાનું મન ઘણીવાર થયું છે પણ એ બધું લખાયું નહીં એનો રંજ નથી પણ દેશ દર્શનનો આનંદ વ્યક્ત કરાયો નહીં એનું દુ:ખ અખંડ સેવવું પડયું છે એનું કારણ એટલું જ છે કે દેશ દર્શન મારે મન દેવદર્શનનો જ એક પ્રકાર છે કેવળ કુતૂહલની દૃષ્ટિથી કલાની રસિકતાથી અથવા વૈજ્ઞાનિક જિજ્ઞાસાથી હું ફર્યો નથી પણ એ કુતૂહલ, એ રસિકતા અને એ જિજ્ઞાસા, બધાંને કૃતાર્થ કરે એવી ભક્તિથી પ્રેરિત થઈને ભારતવર્ષમાં બધે ફર્યો છું

રખડવાનો આનંદ, પ્રસ્તાવના, પૃ ૩-૪ —કાકાસાહેબ કાલેલકર

## ૭. કાકા 'કાકા' કેમ બન્યા ?

### કાકાને ઓળખનાર

'નવજીવન'ના વાચકોને કાકાના લખાણો એટલા બધા પરિચિત છે કે તેમને કાકાનો પરિચય કરાવવા નીકળવુ એ જરા વિચિત્ર છે ગુજરાતે કાકાને એટલા બધા અપનાવી લીધા છે કે ગુજરાતીઓ અત્યાર સુધીમા ભૂલી પણ ગયા હશે કે કાકા દક્ષણી છે, દક્ષિણની પહાડી ભૂમિમા દૃઢ અને ચતુર દક્ષણીઓના જ સહવાસમા ઊછરીને મોટા થયા છે, મહાત્માજીના ઉપદેશની અસર તેમના ઉપર થઈ અને તે સત્યાગ્રહાશ્રમના પ્રાણપ્રચારક વાયુનુ સેવન કરતા થયા તે તો છેલ્લા સાત વરસની જ વાત છે

આ છેલ્લા થોડા વરસોનુ કાકાનુ જીવન – તેમનુ કાર્ય એ તેમની જિંદગીનો અતિ મહત્ત્વનો ભાગ છે, પણ તે સૌને પરિચિત હોવાથી આ લેખમા હું તેને સ્પર્શ કરવા નથી ઇચ્છતો પણ કાકા આજે જેવા છે તેવા કેમ બન્યા તેનુ સૂચન કરાવનાર તેમનુ બચપણ અને તારુણ્ય – એના જ પ્રસંગો આપવા ધારુ છુ કાકા મહાત્માજીના આટલા ભક્ત કેમ બન્યા, સત્યાગ્રહના સિદ્ધાન્તના ભાષ્યકાર કેમ બન્યા, ગુજરાતી ભાષા આટલી બધી વશ કેમ કરી શક્યા લોકોને હોશે હોશે પી જવા ગમે એવા લેખોના લેખક કેમ બન્યા એ બધાના અનુમાન કરવામા મોજ છે એક કહેવત છે કે પુતના લક્ષણ પારણામાથી વરતાય, કાકાના જીવનને એ કહેવત બરાબર લાગુ પડે છે

/ કાકા તેમના ભાંડરુઓમા સૌથી નાના પિતા સરકારી નોકર હોવાથી ઘરમા ભાગ્યે જ હાજર હોય, અને પિતાની ગેરહાજરીમા ઘરનો કારભાર મોટાભાઈના હાથમા રહેતો મોટાભાઈના જપતપ પૂજાપાઠની અસર કાકા ઉપર ભારે પડી પિતાશ્રીની વારવાર બદલીઓ થતી તેમની પાછળ કાકાની નિશાળોની પણ બદલીઓ થયા કરતી કોઈ નિશાળમા કાકાએ એક આખુ વર્ષ કાઢ્યુ નહિ હોય આથી તેમના જીવનમા લગોટિયા ભાઈબધોની એક

તેને પગલે પ્યારું કરવું પડેલું, બાકી તેમના હૃદયની ખરી અધિકારી તો તેમની શાળા જ હતી !

આ જાહેરજીવનમાં તેમને જાહેર કારણો ઉપરાંત કેટલાં ખાનગી કારણોએ દોર્યા હશે એની પણ જાહેરને શી ખબર ? તેમના વિદ્યાપીઠ સાથેના સંબંધમાં ‘બાપુ’ની આજ્ઞાનું કેટલું પ્રાબલ્ય હતું, ‘નવજીવન’ની સાથેના સંબંધમાં તેમના સ્વામીના પ્રેમનું કેટલું પ્રાબલ્ય હતું તે બીજા શું જાણે ?

અહો જાહેરજીવન, તને શું કહીએ ? તેં અમારી શાળા કેમ હરી લીધી ? અમારા કાકા કેમ લઈ લીધા ? પણ જાહેરજીવનને કોઈ પણ કેમ કહેવાય ? તે તો અમારું જ જીવન અમારા જાહેરજીવન, બાપુ, સત્વર પાક, સત્વર પાક, અને અમારી શાળાને અને અમારા કાકાને સોળે કળાએ ખીલવા દે

દેશ જોવાની દૃષ્ટિએ જ ફર્યો હોઉં એવા પ્રસંગો ઓછા છે પણ સ્વરાજ-સેવાના અનેક કાર્યોને નિમિત્તે દેશમાં ફરવું પડ્યું તે દરમ્યાન અનાયાસે જે જોવાયું તેટલાથી સંતોષ માન્યો હતો પણ આમ સહેજસાજ કરતાં કરતાં એટલું બધું જોવાયું અને કેટલુંક તો એટલી બધી વાર જોવાયું કે હવે ‘હું અમુક પ્રાન્તનો છું’ એવી ભાવના જ મનમાં રહી નથી સિંધુથી માંડીને આસામ સુધી અને કાશ્મીરથી માંડીને કન્યાકુમારી સુધી જ્યાં જાઉં ત્યાં આત્મીય સજ્જનો વચ્ચે જ છું અને તેમની મારફતે તે તે સમાજની આંતરિક સ્થિતિ એટલી ઝીણવટથી જાણવાની મળી છે કે દરેક ઠેકાણે એ લોકોમાંનો જ હું એક છું એવું હમેશાં લાગ્યું છે એના પ્રમાણમાં બહુ ઓછું લખાયું છે બીજા અનેક વિષયો પર લખવાનું મન ઘણીવાર થયું છે પણ એ બધું લખાયું નહીં એનો અફસોસ નથી. પણ દેશદર્શનનો આનંદ વ્યક્ત કરાયો નહીં એનું દુઃખ અખંડ સેવવું પડ્યું છે એનું કારણ એટલું જ છે કે દેશદર્શન મારે મન દેવદર્શનનો જ એક પ્રકાર છે કેવળ કુતૂહલની દૃષ્ટિથી, કલાની રસિકતાથી અથવા વૈજ્ઞાનિક જિજ્ઞાસાથી હું ફર્યો નથી પણ એ કુતૂહલ એ રસિકતા અને એ જિજ્ઞાસા, ત્રણેને કૃતાર્થ કરે એવી ભક્તિથી પ્રેરિત થઈને ભારતવર્ષમાં બધે ફર્યો છું

રખડવાનો આનંદ, પ્રસ્તાવના, પૃ ૩–૪ —કાકાસાહેબ કાલેલકર

ઘેર પિતાને ફોટોગ્રાફીનો શોખ હોવાથી કાકા તેના સિદ્ધાન્તો થોડા થોડા જાણતા. આ જ્ઞાનને લીધે તેમને શાળાનું દૂરબીન વાપરતાં આવડી ગયું. આને લીધે જ્યોતિષના રસમાં વધારો થયો.

કાકાને સૃષ્ટિસૌન્દર્ય બહુ પ્રિય છે. કુદરતનાં દશ્યોના તે ભોક્તા છે. નાનપણમાં તે કારવારમાં રહેતા ત્યારથી જ આ વસ્તુનાં ચિહ્ન જોવામાં આવતાં. કારવાર એ તેના સૃષ્ટિવૈભવથી પ્રવાસીઓને હમેશાં આકર્ષે છે.

૧૯૦૪ થી ૧૯૦૭ સુધી કાકા પૂનાની ફરગ્યુસન કૉલેજમાં હતા. ત્યાં તેમના ઉપર પ્રથમ છાપ પ્રિન્સિપાલ પરાંજપેની પડી અને સંસાર-સુધારા અને નાસ્તિકતાના કેફમાં તે ઘેરાયા. આ કેફના તાનમાં તેમણે ચોટલી અને જનોઈને રજા આપી દીધી. મન્દિરમાં દર્શને જવું એ મહાપાપ સમજવા લાગ્યા. ઈશ્વરના એક ભક્તમાંથી માણસ આવો નાસ્તિક જે સંજોગોમાં બની જાય તેનાથી સાવધાન થઈ જવા જેવું છે. કાકા જેવો તીવ્ર વિચારક અને સત્યશોધક વૃત્તિવાળો નૌજવાન આવી દશામાં લાંબો વખત ટકી ન જ શકે. બુદ્ધિવાદ(રૅશનાલિઝમ)માં જ કંઈ ફિલસૂફી સમાઈ જતી નથી તેમ ડૉ. પરાંજપે એકલા જ હિન્દુસ્તાનના બુદ્ધિશાળી નેતા નથી. કાકાના વાંચવામાં ન્યાયમૂર્તિ રાનડેનાં અને ત્યાર પછી સ્વામી વિવેકાનન્દનાં લખાણો આવતાં તેમની આ સંશયાત્માની વૃત્તિ ઊડી ગઈ. વિવેકાનન્દે ધર્મ અને દેશભક્તિનો જે સુંદર મેળાપ કર્યો છે તેણે કાકાને ખૂબ આકર્ષ્યા.

રાજદ્વારી વિષયોમાં કાકાના વિચારો જહાલ રહેતા, પણ પૂનાના મુત્સદ્દી લોકો સમાજસુધારાના શત્રુ હોવાથી તેમને એમની રીત ગમતી નહિ. બિપિનચંદ્ર પાલના લેખોમા દેશભક્તિ અને સમાજસુધારો એ બેની સયુક્તિક એકતા કરેલી જોઈ તેમને સમાધાન થયું. આગળ જતાં અરવિંદ ઘોષ, વિવેકાનન્દ, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ વગેરેના ધાર્મિક અને સામાજિક વિચાર પણ તેમને ગમ્યા. દરેકના વિચારોમાં શો શો ભેદ છે એ પણ તેમને સમજાવા લાગ્યો. આ રીતે કાકાના જાગૃત ધાર્મિક જીવનનો આરંભ થયો; અને એ જ તેમના જીવનની એક વિશેષતા છે.

હવે કાકાને શિક્ષણનુ કાર્ય કેટલું પ્રિય છે તે વિશે એક શબ્દ. સંજોગોના બળથી તેમની અને વિદ્યાર્થીવર્ગની વચ્ચે અન્તર આવી ગયું છે, પણ વિદ્યાર્થીઓએ કાકાનું શિક્ષણ ગુમાવ્યું તેવું બીજી તરફથી પ્રજાએ તે મેળવ્યું; અને આ મોટા વિદ્યાર્થીઓને તેમનાં બાળકો કરતાં શિક્ષણની કાંઈ ઓછી જરૂર નથી હોતી. પણ શિક્ષણનું કાર્ય તેમને કેટલું પ્રિય છે!

જબરી ખામી રહી ગઈ. તેમના જીવન ઉપર પુસ્તકોના કરતાં પ્રવાસનું અને મિત્રોના કરતાં શિક્ષકોનું જ પરિણામ વિશેષ છે.

કારવારમાં એક હિન્દુ સ્કૂલ નામની શાળામાં કાકા જતા. તે શાળાના ચાલક વામન મંગેશ દુભાષી એ કાકાના સાચા શિક્ષક. તેમના નૈતિક ચારિત્ર્યની તેમ જ શિષ્યવાત્સલ્યની અસર કાકા ઉપર ખૂબ પડી. તેમના વિચારો થોડા ઘણા પ્રાર્થનાસમાજી જેવા હતા. તેઓ સુધારક ખરા, પણ સહેતે સહેતે સુધારો કરવાના મતના. નૈતિક જીવનની સ્પષ્ટ કલ્પના કાકાને એમની પાસેથી જ પ્રથમ મળી.

શ્રદ્ધાભક્તિ જે કાકામાં સ્પષ્ટ દેખાય છે તે અત્યન્ત બચપણમાં માતાપિતા પાસેથી તેમણે પ્રાપ્ત કર્યાં છે. માતુશ્રીની પરોપકારવૃત્તિ અને પિતાશ્રીની ઈશ્વરનિષ્ઠા ને પાપભીરુતા.

કાકામાં જે ભક્તિભાવ જોઈએ છીએ તેને એક પટાવાળાએ પોષ્યો છે. સાવંતવાડીમાં તે રહેતા ત્યારે એક વિઠ્ઠલભક્ત પટાવાળો તેમને ત્યાં હતો, તેણે કાકાને કહ્યું કે ભગવાન ચૌદ વર્ષ સુધીના જ અપરાધોની ક્ષમા કરે છે, એટલા માટે નાનપણમાં જ ભક્તિ શરૂ કરી દેવી જોઈએ. ત્યારથી કાકાએ નામસ્મરણજપ શરૂ કરી દીધો. બે કલાક જપ અને ચાર કલાક પૂજા કરે. તે ૧૮૯૫ની વાત હશે. કાકા તે વખતે ત્રીજી મરાઠી ભણતા. કાકાને તે વખતે જનોઈ પણ આપેલી નહોતી. ત્યાર પછી થોડે વખતે કાકાને પંઢરપુરની જાત્રાએ જવાનું થયું. વાટમાં એક ગરીબ વૃદ્ધ વારકરી (પંઢરપુરની યાત્રાએ સતત જા-આવ કરનાર) દીઠો. તે ટાઢા રોટલાના ટુકડા પાણીમાં પલાળીને ખાતો હતો. ભક્તિના આવેશમાં આવી જઈને તે ડોસો છાતી મોકળી મૂકીને રડતો હતો. ભક્તિનો અતિરેક પ્રથમ કાકાને આ ગરીબ અજાણ્યા ડોસાએ દેખાડ્યો.

આ શ્રદ્ધાભક્તિનો વિકાસ પાછળથી શાળાશિક્ષણે અટકાવ્યો, કારણ કે એકલા બૌદ્ધિક જ્ઞાનની જ ત્યાં વ્યવસ્થા હોય છે. બૌદ્ધિક વિષયોનો ધીમે ધીમે કાકાને રંગ લાગ્યો.

અંગ્રેજી ૬ઠ્ઠી ને ૭મીમાં પદ્મનાભરાવ ચંદાવરકર કરીને શિક્ષક હતા, તેમણે કાકાને ગણિતમાં સુંદર પ્રવેશ કરાવી આપ્યો. તેઓ ગણિતના ખરા ભોક્તા હતા. કાકાનું ગણિત સારું તો પહેલેથી જ, પણ ગણિતાનન્દ તેમને પહેલો આ શિક્ષકે જ ચખાડ્યો. આ જ અરસામાં કાકાને ગણિત જ્યોતિષનો પણ રંગ લાગ્યો.

આપી કે સ્વદેશીની ચળવળમાં પડવાથી અભ્યાસમાં પાછળ પડી જશો અને શિષ્યવૃત્તિ મેળવવાની તક ગુમાવી બેસશો.

કૉલેજ છોડ્યા પછી ગંગાધરરાવ દેશપાંડેની સૂચનાથી કાકાએ બેળગાંવનું ગણેશ વિદ્યાલય હાથમાં લીધું. પણ ત્યાંનુ વાતાવરણ પસંદ ન પડવાથી કાકાએ એક વર્ષમાં તે છોડી દીધુ. આ જ અરસામાં કાકાએ બેળગાંવના શ્રી ગુણાજીની સાથે રામતીર્થનો મરાઠી તરજુમો બહાર પાડ્યો, અને એ રીતે મરાઠીના એક લેખક તરીકે તેઓ બહાર આવ્યા.

ગણેશ વિદ્યાલય છોડ્યા પછી બીજું કંઈ કામ ન હોવાથી કાકાએ એલ.એલ.બી.નો અભ્યાસ શરૂ કર્યો. બીજી એલ.એલ.બી.ની બે ટર્મ ભરી હશે ત્યાં 'રાષ્ટ્રમતે' તેમને તેમના ખરા કાર્ય તરફ ખેંચી લીધા. 'રાષ્ટ્રમત' એ કેવળ છાપું જ ન હતું, પણ ૩૦-૩૫ રાષ્ટ્રભક્તોનુ એક મંડળ હતું. મંડળના સરદાર ગંગાધરરાવ દેશપાંડે હતા. મંડળમાં કાકા કાલેલકર ઉપરાંત દત્તોપંત આપટે, વીર વામનરાવ જોશી, ઓગળે, સ્વામી આનંદાનંદ (જે તે વેળાએ એક ચપળ બાળક હતા) વગેરે હતા. પાછળથી આ દરેક જણે રાષ્ટ્રીય લડતમાં પોતપોતાનુ ઝવેરાત બતાવી આપ્યું છે.

આ અરસામા કાકાને વડોદરાના ગંગનાથ વિદ્યાલયની તરફથી આમંત્રણ આવ્યું, જે તેમણે સ્વીકારી લીધુ. ત્યાંના તેમના અનુભવ અને તે બંધ થતા તેઓ હિમાલયની યાત્રાએ ગયા ત્યાંના અનુભવ, ત્યાર પછી તેઓ પાછા સંસારમા આવ્યા ને મહાત્માજીનુ નેતૃત્વ સ્વીકારીને રાષ્ટ્રીય શિક્ષણમા ને સત્યાગ્રહની લડતમા જોડાયા એ બધા પ્રસંગો તાજા તાજા છે, અને એવા મહત્ત્વસર્યા છે કે તેમને ઝપાટાબંધ ન્યાય આપવો મુશ્કેલ છે. કદાચ કાકા પોતે જ તે પ્રસંગોને યોગ્ય ન્યાય આપવાને અધિકારી છે. પ્રસ્તુત લેખક તો અહીં જ વિરમે છે. વાચક આ માતૃભૂમિના અનન્ય ઉપાસકનુ જીવન જાણે અને તે કેમ ઘડાયું તેનુ ચિન્તન કરે એ લેખકની ખ્વાહેશ છે. લેખકની પ્રાર્થના છે કે કાકા દીર્ઘ આયુષ્ય ભોગવે અને જગન્નિયંતાની યોજનાઓમાં તેઓ તેનુ મનગમતું સાધન બને.

અથવા શીખવવાની તેમની અંદર કેટલી ધગશ છે તે વાત પર આવીએ. તદ્દન નાનપણથી તેમને પોતાના વર્ગના જોડીદારોને શીખવવાની ટેવ હતી. તે અરસામાં સ્વામી વિવેકાનન્દનો એક ખાનગી પત્ર તેમના વાચનમાં આવ્યો. તેમાં લખ્યું હતું કે દેશોદ્ધારનો મેં અનેક વેળા અનેક રીતે વિચાર કરી જોયો છે, અને દરેક વખતે શિક્ષણ એ એક જ જવાબ મને મળેલો છે. આ પત્રથી કાકાના વિચારને મજબૂતી મળી અને તે ક્ષણથી તેમણે નિશ્ચય કર્યો કે આ દેહ રાષ્ટ્રીય શિક્ષણને અર્પણ છે.

૧૮૯૭ની સાલમાં કે તે પહેલાં કાકાના સૌથી મોટા ભાઈ સ્વદેશી વ્રત પાળવા લાગ્યા. કાકા અને તેમના બીજા ભાઈઓ એ વખતે તેમની ટેકડી કરતા, પણ ૧૯૦૫માં સ્વદેશી અને સ્વરાજ્યચળવળ શરૂ થતાં બધું બદલાઈ ગયું. કાકાએ મોટા ભાઈની કરેલી હાંસીના પ્રાયશ્ચિત્તરૂપે સ્વદેશી વ્રત ગ્રહણ કર્યું. ૬ વર્ષ સુધી તેમણે સાકર છોડી. કપડાં તેમ જ બીજી વસ્તુઓ બની શકે તેટલી સ્વદેશી જ વાપરવી શરૂ કરી, પણ તે વખતના સ્વદેશીમાં અને આજના સ્વદેશીમાં ઘણો તફાવત છે. તે વખતમાં સ્વદેશી હોય એવી ફૅશનેબલ ચીજો વાપરીને લોકો એમ માનતા કે આ રીતે આપણે સ્વદેશી હુન્નરઉદ્યોગોને ઉત્તેજન આપીએ છીએ. હવે એ વિચાર પલટાઈ ગયો છે. આપણા જીવનનું મુખ્ય અંગ સાદાઈ બન્યું છે. કાકા પણ તે વખતના સ્વદેશીમાં પસાર થઈને આખરે આજના શુદ્ધ સ્વદેશીમાં આવ્યા હોય એમાં નવાઈ જેવું કશું નથી. પોતાના કૉલેજકાળનો એક પ્રસંગ કાકા હજુ પણ યાદ કરે છે. પ્રો. ગોક, જે પાછળથી સમર્થ વિદ્યાલયના આચાર્ય બન્યા હતા તેઓ તેમને તર્કશાસ્ત્ર શીખવતા. તર્કશાસ્ત્રની પોતાની નોંધ કાકાએ બ્લૅકી કંપનીની 'ઇન્ડિયન એક્સરસાઇઝ બુક'માં લખી હતી. પ્રો. ગોક પાસે તે નોંધવહી જતાં તેમણે તેમાંના 'ઇન્ડિયન' શબ્દ ઉપર પ્રશ્નચિહ્ન કરીને નોટ પાછી આપી. બીજે દહાડે કાકા સ્વદેશી નોટ લાવ્યા, તેમાં બધું ફરીથી લખી કાઢ્યું અને પ્રોફેસરને તે બતાવી. તે હસ્યા, કાકા હસ્યા. કાકાની આ સ્વદેશીની મૌન દીક્ષા. પ્રો. ગોક તે વખતે સ્વદેશી રેશમનો જાંબુડિયા રંગનો ઝભ્ભો પહેરતા.

કૉલેજમાં કાકાના વખતમાં વિનાયક સાવરકર હતા. તેમના પ્રભાવને લીધે કાકાને ક્રાન્તિકારક વિચારો પસંદ પડવા લાગ્યા. કૉલેજમાં ગણિતને બદલે તર્કશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના વિષયો લેવાનું તેમણે નક્કી કર્યું, એ જોઈને પ્રિં. પરાંજપેને બહુ આશ્ચર્ય લાગ્યું. તેમણે કાકાને લાગણી સાથે ચેતવણી

નમૂનો તૈયાર કરવો હોય, હિંદુસ્તાનના સાધુસંપ્રદાયની, અન્નછત્રોની, ધર્મશાળાઓની ખામીઓ અને ખૂબીઓ જાણવી હોય કે એન્જીનિયરિંગ કે ખગોળશાસ્ત્રનો રસ જોઈતો હોય તો તે બધું કાકા પાસે જ્યારે જાઓ ત્યારે હાજર જ હોય.

*

સ્વરાજ્ય મેળવ્યા પછી શું કરશો એ પ્રશ્નના જવાબમાં કાકા કહેતા કે હજુ એશિયા ખંડની યાત્રા કરવાની મનમાં લાલસા રહી ગઈ છે તે પાર પાડીશ; કોઈ વાર કહેતા કે સ્વરાજ્યમાં ભલે આપણા સત્તાપ્રિય ભાઈઓ મહાલે, આપણે તો શિક્ષક રહી પ્રજામાં પ્રાણ ફૂંકવાનું જ કામ કરવાનું છે.

સંસ્કૃત ભાષા ગમે તેટલી અઘરી હોય, એનું વ્યાકરણ ગમે તેટલું અટપટું હોય તોયે એ આપણી ભાષા છે, આપણે બનાવેલી છે. એમાં આપણી પ્રજાનો સ્વભાવ અને એમનું માનસિક ઘડતર પ્રતિબિંબિત થયેલાં છે. એના પોષણ મારફતે જ આપણે સંસ્કૃતિપુષ્ટ થવાના છીએ. અંગ્રેજોને ગ્રીક કે લૅટિન જેમ પરાઈ ભાષા છે તેમ સંસ્કૃત આપણે માટે નથી. સંસ્કૃતનું પોષણ છોડીશું તો આપણે બધી રીતે ક્ષીણ થઈશું. આપણી સાસ્કૃતિક એકતા અને સાંસ્કૃતિક સમૃદ્ધિમાં સંસ્કૃતનો ફાળો સૌથી મોટો છે. વિશાળ સંસ્કૃત સાહિત્યનું મંથન કરી એમાના ચૌદ નહિ પણ ચૌદ હજાર રત્નો આપણી દેશી ભાષામાં આપણે આણવા જોઈએ. અને એ વારસાની સુગંધ આપણાં તમામ લખાણોમાં મહેકવી જોઈએ.

'જીવનભારતી', પ્રસ્તાવના, પૃ. ૬–૭. —કાકાસાહેબ કાલેલકર

# ૮. સાંભળેલી વાતો

## છગનલાલ નથુભાઈ જોશી

પિતાજીની ઇચ્છા એવી હતી કે દત્તુ જો બી.એ. પાસ થયા પછી વકીલાતની પદવી મેળવી લે તો બહુ સારું. પણ કાકાને મૂળથી વકીલાતનો તિરસ્કાર હતો. પણ પિતાને દૂભવવા પડે તેનું તેમને પારાવાર દુઃખ હતું. બી.એ.ની પરીક્ષા આપ્યા પછી પિતાજી પાસે રહેવા કાકા બેલગામ ગયા. પિતાનું ધોતિયું નોકરને ધોવા ન દેતાં પોતે જ ધુએ, દેવ-પૂજાની સર્વ સામગ્રી પોતે જ તૈયાર કરે, પિતાના બૂટ પૉલીશ કરવાનું કામ પણ સિપાઈને ન કરવા દેતાં પોતે જ કરે. પિતાજીને બીજી બધી રીતે રીઝવીને વકીલ બનવાની તેમની એક આજ્ઞાનો સવિનયભંગ કરવાની પાત્રતા તેમણે તે વખતે મેળવી હતી. પિતાજીને ખોટું તો લાગ્યું પણ કાકા પર રોષ કેમ કરી શકે?

*

જ્યારે જ્યારે બ્રાહ્મણ યુવકો કાકા પાસે કાંઈ કામની દિશા જાણવા જતા ત્યારે કાકા તેમને અન્ત્યજસેવાનું કાર્ય બતાવતા. તેમનો નિશ્ચિત મત છે કે અન્ત્યજોની સેવા શુદ્ધમાં શુદ્ધ બ્રાહ્મણોએ જ કરવી જોઈએ.

*

કાકાસાહેબ એટલે જીવતો જાગતો સર્વસંગ્રહ. નાનીથી મોટી બધી બાબતો વિશે તેમને કંઈક કહેવાનું હોય જ. તેના ઉપર તેમણે વિચારી રાખ્યું હોય જ. રાષ્ટ્રીય શિક્ષણની રૂપરેખા દોરવાની હોય કે બાળકનું મનરંજન કરવાને એકાદ ચિત્રની રેખા દોરવી હોય, ગ્રામસુધારણાનો વિચાર કરવાનો હોય કે કુંભકારના ચાકની સુધારણાનો વિચાર કરવાનો હોય, અન્ત્યજ-આશ્રમની યોજના કરવી હોય કે સ્વચ્છમાં સ્વચ્છ પાયખાનાનો

શીખવના હોય ત્યા જઈને ઊભો રહેતો, અથવા કોઈક વાર તેમને બરાબર ખીલેલા જોવાની ખાતર દીવાલ પાછળ ઊભો રહીને તેમને સાભળતો તેમને ભૂગોળ શીખવતા સાભળીને મારા મનમા એમ થઈ ગયેલુ કે હુયે બાળ જેવડો નાનો હોત અને એમની પાસે ભૂગોળ શીખત તો કેવુ સારુ પછી તો મને એ બાળની સાથે પણ દોસ્તી થઈ બાળની સાથે રમતા, વિનોદ કરતા, તેને વાદળાઓની અનેક આકૃતિઓમા નકશા ભણાવતા, પ્રાણીઓની આકૃતિઓ બતાવતા, તારાઓની અનેક કથાઓ કહી ખગોળ શીખવતા, પાર વગરના શંખલા ભેગા કરી ભૂસ્તર શીખવતા, અને રાત્રે એક વાત સાભળ્યા પછી જ સૂનાર બાળનુ દરરોજ નવી નવી કથાઓ કહી ઋણ પૂરુ કરતા કાકાની સાથે ગાઢ મૈત્રી થઈ કાકાની સાથે વધારે મૈત્રી થતા બાળને જરા ઈર્ષ્યા થવા લાગી કે કાકાની સાથે વાતો કરનાર પોતાનો તેટલો વખત કાકાની પાસે લઈ લે છે આ બાળે પણ પોતાના વાતો સાભળવાના શોખનો સ્વરાજ્યની લડતના આ જમાનામા કેવી રીતે ત્યાગ કર્યો તેની કથા હુ એક વાર 'નવજીવન'મા આપી ચૂક્યો છુ કાકાના જેવા પિતા થવાને લાયક પુરુષો બહુ ઓછા જ મારા જોવામા આવ્યા છે

૩

બહુ મોટા માણસની સ્ત્રી થવાનુ જેના ભાગ્યમા લખ્યું હોય તેના ભાગ્યમા બહુ સુખ લખેલું નથી હોતુ, એમ ટૉલ્સ્ટૉય જેવાનો ગૃહસસાર જોઈ વારવાર કહેવામા આવે છે કાકી આ વાતને ખોટી પાડે છે ગુજરાતને આજી નાખનાર કાકા થયા તે પહેલા કાકા-કાકીની વાતો, વિનોદો, વઢવાડો મે ઘણા જોયા છે એક વાર કાકીના દેખતા કાકા મને પોતાનુ સમયપત્રક બતાવવા લાગ્યા તેમા અમુક સમય – કલાકથી વધારે કાકીની સાથે ભાડણ (વઢવાડ) માટે નોંધેલો હતો ! કાકી તે વેળા તો ચિઢાયા, પણ પાછળથી તેના ગર્ભમા રહેલો વિનોદ સમજી ગયા એ ગુણ કાકા અને કાકીમા સમાન છે, બને ભક્ત છે – કાકા અનેક વસ્તુના, કાકી કાકાના – પણ બનેમા પોતાનુ પોતાપણું જાળવવા જેટલી હઠીલાઈ પૂરતા પ્રમાણમા છે ચોવીશે કલાક પોતાના ચિંતનમા મગ્ન, અજબ એકાગ્રતાથી એક વિષયમાથી બીજામા અને બીજામાથી ત્રીજામા સરી જતા, જીવતા જ્ઞાનચક્ર જેવા, અનેક મિત્રોના અનેક પ્રશ્નોના ઉત્તર અને ખુલાસા આપતા કાકાને કોઈ સુપર્વને દિવસે – દાખલા તરીકે બેસતા વર્ષને દિવસે – તેમના ઓરડામા જઈને જુઓ તો તમે ચકિત થાઓ કાકી જે પ્રમાણે ક્રિયા કરવાનુ કહે, નાવા ધોવાનુ કહે, ખાવા પીવાનુ કહે, તે જ પ્રમાણે પાસરા

## ૯. કાકા

### મહાદેવ હરિભાઈ દેસાઈ

ગાંધીજીને વિશે લખતા મને જેટલી મૂંઝવણ થાય તેટલી જ મૂંઝવણ કાકાને વિશે લખતાં મને થઈ રહી છે. કારણ કાકા પ્રત્યે મારી ભક્તિ એટલી બધી છે કે તે વ્યક્ત કરતાં કદાચ હું તેમને મૂંઝવી નાખું, અને તેમની પાછળ તો મારાથી તેમ ન જ થાય. એટલે હું મારી ભક્તિને થોડો વખત ખીસામાં મૂકી કાંઈક લખવાનો પ્રયત્ન કરીશ.

૧

ગાંધીજીની સાથે હું ૧૯૧૬ના નવેમ્બરમાં જોડાયો ત્યારથી લગભગ ૧૯૧૯ સુધી કાકાને મેં ઓળખ્યા જ ન હતા એમ કહું તો ચાલે કાકા આજે જેટલા આપઓલા હતા તેટલા તે વેળા ન હતા. એક દિવસ તેમણે પોતાનો 'સ્વદેશી ધર્મ' ઉપરનો મરાઠી લેખ મને આપ્યો અને તેમનામાં કાંઈક અસ્વાભાવિક લાગતી, છતાં અદ્યાપિ પર્યન્ત તેમને વળગી રહેલી, નમ્રતા સાથે કહ્યુ, 'વાંચીને તમારો અભિપ્રાય આપો.' હું લેખ વાંચી ગયો – અભિપ્રાય આપનારના ગાંભીર્યથી વાંચી ગયો. અને તેમને મોઢે ચડી ન મૂંઝવવા ખાતર તે જ લેખમાં એક કાગળની કાપલી મૂકી તેના ઉપર લખ્યું: 'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्.' ગાંધીજીનો સ્વદેશી ઉપરનો નિબંધ મેં વાંચ્યો હતો, તે ઉત્કૃષ્ટ લાગેલો. પણ આ લેખમાં મને તે લેખના કરતાંય કાંઈક વધારે લાગ્યું. કાકા તરત જ મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા, 'અભિપ્રાય માગ્યો હતો, આ નહિ' થોડી વાર રહીને બોલ્યા, 'બાપુનો લેખ વાંચ્યા પછી તેમાંનો કેટલોક ભાગ ખીલવ્યો છે.'

આ મારી કાકાની પહેલી ઓળખાણ.

૨

પછી તો કાકાને ત્યાં હું જતો આવતો થયો. તે બાળકોને લઈને



શ્રી કાકાસાહેબ કાલેલકર અને અ.સૌ. લક્ષ્મીબાઈ કાલેલકર, ચિ. સતીશ (ડાબી બાજુએ) અને ચિ. બાળ સાથે

દોર થઈને કયે જતા કાકાને જોઈને કાકી અને કાકા – બંનેને પગે પડવાનું મન થઈ જાય.

૪

કાકાની વફાઈ જેવી તિલક મહારાજ પ્રત્યે તેવી જ ગાંધીજી પ્રત્યે, જેવી કાકી પ્રત્યે તેવી જ તેમના મિત્રો પ્રત્યે છે. તેમના તરફ આકર્ષાતા અનેક મિત્રોને તેમના તેજથી અંજાતા બચાવી લેવાનો તેમનામાં અસાધારણ ગુણ છે. આના મૂળમાં એક ખાસ વાત રહેલી છે. તેઓ પોતાના જેટલા નિષ્ઠુર પરીક્ષક છે તેટલા નિષ્ઠુર પરીક્ષક તેઓ બીજાના નથી, તેઓ પોતા પાસેથી જેટલી આશા રાખે છે તેટલી પોતાની આસપાસના માણસો પાસેથી નથી રાખતા. આમ પોતા પ્રત્યે નિષ્ઠુરતા અને પર પ્રત્યે કરુણાનાં ત્રાજવાં સમાન રાખનાર કેટલા વિરલા હોય છે!

છતાં મિત્રોને ચઢાવવાની ખાતર તેમના પ્રત્યે પણ નિષ્ઠુર તેઓ થઈ શકે છે. જગતમાં એક પ્રીતિનો સંબંધ અન્યોન્ય – ઉત્કર્ષકારક ન હોય તો વિશુદ્ધ નથી એ સિદ્ધાન્ત તેમણે જીવનમાં સંપૂર્ણ રીતે ઉતારેલો છે. બેલગામમાં એક વાર હું તેમને ત્યાં રહેતો હતો ત્યારે પોતાના એક પરમ મિત્ર રા. યાળગીએ કાકાની આગળ એક વાર પ્રતિજ્ઞા લીધેલી કે 'ચા ન પીવી.' ચા ન પીવામાં તો કાંઈ ભારે વાત ન હતી, છતાં એ પ્રતિજ્ઞા ટકાવી રાખવી હોય તો જ લેવી એવો આગ્રહ કરીને એમણે રા. યાળગીને કહેલું કે 'જો જો હોં, હું સાક્ષી રહું છું. મને ફસાવશો નહિ.' બેલગામમાં હું હતો તે વારે એ મિત્રે એક દિવસ તેમને કહ્યું કે પ્રતિજ્ઞા તૂટી છે, અને ચા પીવાનું તો તેમણે ક્યારનુંયે શરૂ કરી દીધું છે. તરત જ તેમની આગળ કાકાએ વચનો ઉચ્ચાર્યાં, 'આમ પ્રતિજ્ઞા તે તોડાતી હશે! મારી આગળ લીધેલી પ્રતિજ્ઞા તમે તોડી એટલે મારામાં એટલી નબળાઈ જ હશે. હું સાત દિવસના ઉપવાસ કરીશ.' પોતાની શાળાના વિદ્યાર્થીઓના વર્તનમાં એક વાર કાંઈક અશુદ્ધિ જોઈને, પોતે લાંબો વખત તે વિશે અજ્ઞાનમાં રહ્યા તે ખાતર અને વિદ્યાર્થીઓને પ્રાયશ્ચિત્ત શીખવવા ખાતર તેમણે કેટલાક ઉપવાસ અને એક વર્ષ સુધી એક જ ભોજન લેવાની કઠોર પ્રતિજ્ઞા લીધેલી.

૫

અસહકાર પહેલાં થોડા વખત આગળ જ તેમનામાં ઈશ્વરે જગતનાથી ઓછા અળગા રહેવાની બુદ્ધિ આપી. તેમણે કોકોક વાર પોતાના લેખોના ચમકારા કરવા માંડયા. એક વાર શ્રીમચ્છંકરાચાર્યના ખીજે દિવસે ભરાયેલો



શ્રી કામસાહેબ કેનેકર ને અ.સૌ. લક્ષ્મીબાઈ માલેવાર ચિ. સતીશ
(ડાબી બાજુએ) અને ચિ. બાળ સાથે

જ્યેષ્ઠ પુત્ર સતીશ તથા પુત્રવધૂ ચંદનબહેન અને પૌત્રી ગેવા સાથ



પિતાશ્રી



નાના પુત્ર ડૉ. બાળકૃષ્ણના પુત્રો ચિ.
દીપક તથા ચિ. સિદ્ધાર્થ (બોબ) નાદે

બાળી સ્હારીએ નીકળવાના ધર્તિંગને તેમણે પોતાની બદ્દૂકની ગોળીના કરતા વધારે અસરકારક રૂપકો દ્વારા ઉઘાડુ પાડયુ હતુ તે જોઈને મને ડિરેરો યાદ આવેલો પણ ડિરેરો અને તેમના ભાઈબિધોની અધ અશ્રદ્ધાથી કાકા ધતિંગોની સામે થતા નથી તેમની શાસ્ત્રભક્તિ, તેમની શ્રદ્ધા અને તેમનુ સાધુ બ્રાહ્મણત્વ 'નવજીવન'ના વાચકોને સમજાવવાની શા સારુ ધૃષ્ટતા કરુ?

ગાધીજીના જેલમા ગયા સુધી જાણે પોતાને કાઈ લેવા દેવા ન હોય તેમ બાહ્ય જગતની સાથે તેમણે બહુ સબધ બાધ્યો ન હતો કોઈકોઈ વાર લેખોથી ચમકતા નાગપુર મહાસભા વખતે કર્ણાટકના પ્રતિનિધિઓના પ્રશ્નોના જવાબમા લાગટ સાત કલાક બોલતા, અને સૌના મો બધ કરતા મે તેમને જોયા છે પણ ગાધીજી ગયા ત્યા સુધી તેમની આ બોલવાની શક્તિનો પણ તેઓ સચય જ કરી રાખતા ગાધીજીના ગયા પછી, જાણે ન છૂટકે તેઓ બહાર આવ્યા તે પછી વિચારોનો કોઈ જ્વાળામુખી ફાટયો છે એવી ગુજરાત ઉપર અસર થઈ એમ જ્યા ગયો ત્યા સાભળ્યું છે એ વિચારપ્રવાહ સાથે જ જ્વાળામુખી હતો એમ તો તેમની સાથે ચોવીશે કલાક તેમની છાયા માફક રહેનારા ભાઈ ચદ્રશકર શુકલ ગુજરાતને કોઈ વાર બતાવશે સ્વામી આનદ બહાર હતા ત્યારે તેમનો જ્યારે હુકમ થતો ત્યારે કાકા લેખ સાથે તૈયાર હોય જ સ્વામી કહેતા કે એક હુકમની કોદાળી મારી કે કાકાની ખાણમાથી રત્ન નીકળી પડે એ રત્નો સ્વામીના કરતા ચદ્રશકરે ઘણા ખોદ્યા છે કાકાને પોતાના વિચારપ્રવાહનો ધોધ ચલાવવાને નથી જોઈતી કલમ કે નથી જોઈતી શાહી, નથી જોઈતા ટેબલ કે નથી જોઈતી ખુરશી તેમને માત્ર કોઈ લખનાર જોઈએ તેમને મોતીના દાણા જેવા અક્ષરો લખનાર, તેમની બધી વિદ્વત્તા અને વિચારના ઊચા ઉડ્ડયનો ઝીલનાર પોતાનો વિદ્યાર્થી ચદ્રશકર મળ્યો એટલે તો પછી પૂછવુ જ શુ? ચદ્રશકર પાસે હોય તો કાકા તેને હિમાલયની શાન્તિમાયે લખાવી શકે, અને હજાર માણસની હોહામાય લખાવી શકે

૬

હુ જેલમાથી નીકળીને આવ્યો ત્યારે મને કાકા મુબઈમા મળ્યા મને કહેવા લાગ્યા, 'હું આજકાલ બહુ પોતાળોલો થઈ ગયો છુ' મે લખવી છોડયુ કે તરત મને 'નવજીવન'ની ફાઈલ મળે એવી સૂચના આપી હતી, એટલે ગયા વર્ષની ફાઈલ મે જોયેલી હતી મે જોયું કે કાકાના લેખોની દૃષ્ટિએ જોતા તેમનુ વચન સાચુ છે તેઓ લેખો દ્વારા જેટલા

પોતા વિશે બોલી રહ્યા છે તેટલા ચાર વર્ષ ઉપર નહોતા બોલતા પછી તો 'વસન્ત' જોયું, 'યુગધર્મ' જોયું, 'સાબરમતી', 'પુરાતત્ત્વ' જોયું, 'બાલમિત્ર' જોયું, — જ્યાં જોઉં ત્યાં કાકાના જ વસન્ત ફૂલીફાલી રહ્યા છે એ જ કાળમાં પુસ્તકોનો ફાલ જોયો તો તેયે ઓછો ન મળે ઉપનિષત્પાઠાવલિ, આર્યોના તહેવારોનો ઇતિહાસ — જેવા ચિરંતન પુસ્તકો અને એમ થઈ ગયું કે મારા જેવા જેલમાં શા સારુ ગયા હશે? કાકા જેના ગયા હોત તો દેશને કેટલો લાભ થાત! અને જાણે મારી ઇચ્છા જ ફળી હોય તેમ થયું

પણ આ ઉપરાંત કાકા લેખો દ્વારા જ નહિ પણ પોતાને વિશે ઉદ્ગારો દ્વારા આપબોલા થયા છે એમ મે જોયું 'તમે મારો આશ્રમો વિશે લેખ જોયો?' 'તિલક મહારાજ ઉપરના મારા લેખો અને બીજા કેટલાક તે ઉપરાંત લખીને એક પુસ્તકાકારમા બહાર પાડવાનો ઇરાદો છે', 'રામાયણના નાના પાત્રો વિશે લખવાને "—"ને સૂચના આપી છે', 'મારે પુસ્તકાવલોકનની કળા પણ કેવી થાય તે બતાવવું છે', 'દશેરા ઉપર લખ્યો છે એના જ આપણા પર્વો ઉપર લેખોવાળુ એક પુસ્તક બહાર પાડવું છે' 'પુરાતત્ત્વ મંદિર હિન્દુસ્તાનમા આદર્શ સંસ્થા થાય અને સ્થાન સ્થાનના વિદ્વજ્જનો આપણે ત્યા ભેગા થાય એવું કરીએ' આ અને બીજા પોતાની પ્રવૃત્તિથી ભરી દેનારા અનેક વચનો એમના મુખમાથી જ્યાર ત્યારે નીકળવા લાગ્યા આમ પોતા વિશે કદી ન બોલનાર કાકાને એકાએક કેમ વાણી પ્રગટી હશે એ સ્વાભાવિક પ્રશ્ન થાય છે કારણ એ જ હોય કે અબોલાનો કાળ તેમનો સગર્ભાવસ્થાનો કાળ હતો, અને તે અવસ્થા કોઈ લાજાળ સ્ત્રીની જેમ તેઓ સૌનાથી ઢાંકયા કરતા પ્રસૂતિ પછી આપોઆપ તેમની શરમ ભાગી, અને તેમના બાળકો જ્યા ત્યા દેખાવા લાગ્યા તેમને વિશે બોલતા પોતે પણ સંકોચ છોડયો અસાધારણ સગર્ભાવસ્થા પછીનો એ અસાધારણ પ્રસૂતિકાળ હજી ચાલે છે, અને સતત ચાલતો રહેશે એ પ્રસૂતિ કાળના અનેક સાક્ષીઓ તેમના મતાનોના અનેક વર્ણન આપી શકે આ અંકમા જ એવું થોડું મળી જાય એની વ્યવસ્થા થઈ છે પણ તેમની સગર્ભાવસ્થાનો કાળ, તેમનુ તેજસ્વી વિદ્યાર્થીજીવન, તેમનો સ્વયંસેવક કાળ, તેમના તપો, સંકટો, પુરશ્ચરણો, એ અર્ધસંન્યાસ પછીનો પાછો સંસારસબંધ, અને અંતે તેમનો નિષ્કામ, સક્રિય સંન્યાસ — આ વિશે તો કોઈ બીજો કહે તેના કરતા તેઓ પોતે જ એક દિવસ કહેશે

## ૧૦. કાકાસાહેબ (દ. બા. કાલેલકર)

### લીલાવતી મુનશી

અંધારી રાતે ભરનિદ્રામાં જાગતાં દૃષ્ટિ કંઈ શોધ કરતી હોય તેમ આકાશના પટ પર ફરી વળે અને એક તેજસ્વી તારકમણિને ઝમકતો જોઈ ત્યાં ઠરે, તેમ ગુજરાતના નાનામોટા ઘણા વિચારકો ને શિક્ષણશાસ્ત્રીઓમાં ભમી વળતી દૃષ્ટિ કાકાસાહેબ ઉપર ઠરે છે હિન્દુસ્તાનની ખાણના ઘણા રત્નો મૂલ્યવાન બહુ હતા પણ એમનો ચમકાટ માત્ર એમની ખાણને જ અજવાળતો. ગુજરાતના સદ્ભાગ્યે પૂજ્ય ગાંધીજીસમા રત્ન પરીક્ષક એને મળ્યા, અને પરિણામે કે કંઈ રત્નોને ઓળખવાનું ભાગ્ય ગુજરાતને પ્રાપ્ત થયું; એમાનુ એક મહામૂલ્યવાન રત્ન તે કાકાસાહેબ

જ્ઞાનને સર્વ દિશાએથી અને જેટલી વિસ્તૃતતાથી જોવાય તેટલું જોવું અને તેને પચાવવું, બુદ્ધિના ગહન ભેદોને ઉકેલવા એ કાકાસાહેબનું જીવન કાર્ય છે પણ તે એટલેથી જ સમાપ્ત નથી થતું. શિક્ષણશાસ્ત્રીની દૃષ્ટિએ એ જગત જુએ છે પણ એમની દૃષ્ટિ ત્યા જ અટકતી નથી. બુદ્ધિ એમને છોડતી નથી, પણ ભાવના અને આદર્શો એમના ઉપર સત્તા ચલાવે છે. બાળકની કૌતુક વૃત્તિ એમનામા છે યુવાનનો વેગ અને વૃદ્ધનો સયમ છે અને એ સર્વમા એમનો મર્માળો વિનોદ રસ પૂરે છે

બુદ્ધિમાન પુરુષોનુ ગૃહજીવન ઘણું ખરું બહુ શુષ્ક હોય છે ઉપકાર કરતા હોય કે દયા કરતા હોય તેમ તેઓ પોતાના અશિક્ષિત સ્વજનોને નિભાવી લે છે, પણ કાકાસાહેબ વિદ્વાનોની સામાન્ય માટીથી ઘડાયેલા નથી કાકાથી અસ્પર્શ્ય બુદ્ધિની ટોચો પર ઊભા રહ્યા છતા કાકીની નાની લાગતી વાતોને જરાયે કંટાળ્યા વિના અને કદાચ રસ લઈને એ સાભળતા હશે. એમના પુત્ર પ્રતિનો એમનો પ્રેમ એ એમના વિશ્વપ્રેમનુ કેન્દ્ર હશે

અને જગતના નાના તેમ જ મોટા બાળકો પ્રત્યેની તેમની ધીરજ અને રસ કં ઓછા નથી

જગત એમણે ખૂબ જોયું છે અને અનુભવ્યું છે, અને તેયે દ્રષ્ટાના કૌતુકભર્યા હાસ્યથી કે પ્રેક્ષકના અટ્ટહાસ્યથી નહીં પણ જગતમા જઈને ને જગતવાસી થઈને, અને તે છતા પ્રેક્ષકસમુ દૂરત્વ રાખીને

ટેવ એ એમને માટે સર્જાઈ નથી બંધન પાળે છે છતા એ બંધનોનો બાધ એમને નથી નડતો એમના શિષ્યોના એ પ્રિય ગુરુ છે મિત્રોના એ માર્ગદર્શક સખા છે, સાક્ષરોના એ સમોવડિયા સાથી સભા છે

સાગરના ભરતી ને ઓટ એમનામા નથી, પણ ઊંડા સરોવરના અક્ષોભ જલ એમનામા ભરેલા છે એ ચક્ષુને આકર્ષતા ચદ્રમા નથી, પણ હૃદયમાં છુપાઈ રહેતા શુક્રતારકનું એ અનેરુ તેજ છે

જગતના એ મિત્ર છે, પણ જગતના કોલાહલથી એ દૂર વસે છે. આ માના એ ઉપાસક છે છતા સ્થૂલના એ ચિકિત્સક છે કર્મયોગ એમણે પચાવ્યો છે છતા યોગીના વિરાગ એમને વધારે પ્રિય લાગે છે રાજયોગીના પ્રતાપ કરતા તપસ્વીના તપ એમનામા વધારે છે

ઘણાને મન નિર્જીવ લાગે એવી વસ્તુઓમા એ અદ્ભુતતા (romance) પરખે છે અને અર્પે છે જનોની બાલવૃત્તિ એમનામા સ્મિત સિવાય બીજી ભાવનાને ભાગ્યે જ આકર્ષે છે શુષ્ક્મા તત્ત્વજ્ઞાનમા કલ્પનાના રગની એ અજબ મેળવણી કરે છે

વિષયો સમજાવવામા દૃષ્ટાંતો એમના જેટલી સુન્દર રીતે કોઈક જ મૂકી શકે મહારાષ્ટ્રી હોવા છતા ગુજરાતી પરનો એમનો કાબૂ તો ગુજરાતીનેયે શરમાવે તેવો છે કવાને એ બહુ ઝીણવટથી પરખે છે

કોઈ સતપુરુષ કહી ગયો છે કે સત્સંગ કરાય તેટલો કરવો, પણ સત્પુરુષોનો સમાગમ જીવનપથમા કેટલો વિરલ હોય છે ?

[ 'રેખાચિત્રો અને બીજા લેખો ' માથી ]

## ૧૧. હેળવી-કેળવીને આગળ કરનાર

### પ્રભુદાસ ગાંધી

ગુરુદેવના શાંતિનિકેતન આશ્રમમા અમે બાપુજીના ફીનિક્સવાળાઓ મહેમાન હતા ખૂબ ખૂબ ભણવાની અમને ભૂખ જાગી હતી દક્ષિણ આફ્રિકામા સત્યાગ્રહની લડત અને જેલની આવજાને લઈને અમારુ ભણવાનુ વારેવારે ખોરવાઈ જતુ વળી ત્યા ઊચા શિક્ષકોમા ખપે એવા વિદ્વાનોના દર્શન પણ દુર્લભ હતા બાપુજી પોતે ભણાવતા ત્યારે અનુભવ થતો કે અમારુ ભણતર સરસ ચાલી રહ્યુ છે બીજા ઘણાખરાઓનુ ભણાવવુ સાધારણ જણાતુ ચોપડીઓ વચાતી, લખવાનુ લખાતુ પણ બધુ કાચુ કાચુ થાય છે અને અધૂરુ રહી જાય છે એમ અમને લાગતું કોઈક વધારે સરસ ભણાવનાર મળે, ભણવાની ખરી મજા આવે, એવી ઇચ્છા મનમા ઘોળાયા કરતી ક્યારે દેશ જઈશુ અને ક્યારે અમારુ પાકુ ભણતર શરૂ થશે એવી અધીરાઈમા અમે રહેતા. ગોખલેજી, એન્ડ્રૂઝ સાહેબ અને પિયર્સન સાહેબ સમા બહુ ઊચા શિક્ષકો ફીનિક્સ આશ્રમને આગણે બે પાચ દિવસ આવી ગયેલા એ ઉપરથી અમને આસ્થા બધાઈ હતી કે હિંદુસ્તાનમા જઈશુ ત્યારે ઘણા ચડિયાતા શિક્ષકો પાસે ભણવાનુ મળશે હિંદુસ્તાનની વાતો કહી સભળાવનારા મારા નાના કાકા જમનાદાસ ગાધી અને ભાઈ કોતવાલ જેવાઓ તો અમને સભળાવ્યે જ રાખતા કે "અહીં બાપુ છે એટલે ઠીક છે બાકી વિદ્વાન કહેવાય એવુ તો આપણી વચ્ચે કોઈ નથી હિંદુસ્તાનમા કેવા કેવા વિદ્વાનો પડ્યા છે એ તો ત્યા જઈને જોશો ત્યારે જ ખબર પડશે અહીં બેઠે તમને અટકળ આવી જ ન શકે કે આપણે ત્યાના વિદ્વાનો કેટલા બધા ધુરધર હોય છે અને એમની પાસે શીખવા માટે કેટલી બધી તીવ્ર બુદ્ધિની જરૂર પડે છે" ફીનિક્સમા સાભળેલી આ વાતોના સસ્કાર એવા હતા કે હિન્દુસ્તાનની ગુરુકુળ-કાગડી અને શાતિનિકેતન જેવી સંસ્થામા અમે બહુ જ આતુરતાથી મહાન શિક્ષકોને ઓળખી કાઢવા મથતા

શાંતિનિકેતનના નાના-મોટા બધા શિક્ષકો પાસે અમે શ્રદ્ધાથી અને જિજ્ઞાસાથી બેસતા. તેઓ જે શીખવે એ બધું સમજી લઈ હૈયે ઉતારવાનો પ્રયત્ન કરતા. અને અમારી કુમારોની ટોળી ઘડીક વાર ટીખળમાં વખત ગાળવા બેસતી ત્યારે ભાગ્યે જ એકાદ શિક્ષક અમારી ચોવટમાંથી બચી જવા પામતા. વળી જે શિક્ષકની વિદ્વત્તા અને મહત્તાની છાપ અમારા ઉપર પડતી તેમની વધુ ને વધુ નજીક પહોંચવાનો અમારો પ્રયાસ વધ્યે જતો.

મગનકાકા ને મણિલાલ કાકા, રામદાસ કાકા ને દેવદાસ કાકા, મોટાઓ અને નાનાઓ સૌ સવારથી સાંજ સુધી બને એટલું નવું નવું શીખી લેવાની મહેનત કરતા. દર મંગળવારે કે બુધવારે એક કાચના બનેલા મંદિરમાં શાંતિનિકેતનના બધા લોકો ભેગા થઈ પ્રાર્થના કરતા અને ગુરુદેવ પોતાના મધુર કંઠથી ઉપદેશ આપતા એ બહુ આકર્ષક લાગતું; પણ બંગાળી ભાષા હોઈ મને ભાગ્યે જ એમાંનું કશું સમજાતું. એ ઉપરાંત ગુરુદેવ અવારનવાર ફરવા નીકળતા અને એમની આસપાસ ટોળું જામતું એને હું આઘેથી જોતો પણ એમની નજીક પહોંચવાની મને કદી હિંમત ન થઈ. એટલા મોટા ગુરુદેવની પાસે કેમ જવાય, જેમની પાસે મોટેરાઓ પણ જતાં સંકોચાય છે એમ મનમાં થયા કરતું. પિયર્સન સાહેબ અને એંડ્રુઝ સાહેબની નિકટતા તેઓ ફીનિક્સ આવેલા ત્યારથી જ મારા મનમાં હતી પણ તેઓ અંગ્રેજ હતા. અને અંગ્રેજી ભાષા શીખવાનો મને ખાસ રસ ન હતો. જે કલાક દોઢ કલાક એમની પાસે મળતો એથી સંતોષ થઈ જતો. ક્ષિતિમોહન બાબુ અને બીજા પણ ત્યાં મોટા મોટા શિક્ષકો હતા. અને પાણીદાર વિદ્યાર્થીઓ અંગ્રેજી, બંગાળી, ગણિત, સંગીત વગેરે ઝપાટાબંધ શીખ્યે જતા હતા. હું વર્ગમાં બેસતો, મહેનત કરતો પણ કોઈ શિક્ષક એવા ન દેખાયા, જેમની વધારે ને વધારે પાસે પહોંચવાનું મન થાય અથવા એમને વળગી પડવાની હિંમત ચાલે. કદાચ એનું કારણ એ પણ હોય કે મોટા મોટા ગણાતા એકેય વિષયમાં હું આગળ પડતો ન હતો અને પોતાની અશક્તિ અનુભવીને-સમર્થ શિક્ષકોથી અંજાઈ જઈ એમનાથી દૂર રહ્યા કરતો

સૌ પહેલાં શ્રી ચિંતામણિ શાસ્ત્રીની તરફ હું ખેંચાયો. મારી સાથેના બીજા બાળકો પણ ખેંચાયા. તેઓનાં મીઠાં ભજન અને કામ કરતાં, હરતાં ફરતાં સંસ્કૃત શીખવી દેવાની કળા – બંને વાતની સરસ છાપ અમારા ઉપર પડી. મને થયું કે હવે સાચા શિક્ષક મળ્યા છે. આ શાસ્ત્રીજી પાસે શીખવાનું મળશે એટલે આપણેય ભણેલા ગણાશું.

પણ ચિંતામણિ શાસ્ત્રીના જાદૂમા બેએક માસ તણાયા બાદ તેઓ ક્યારે મનમાથી ખસી ગયા અને કાકાસાહેબે ક્યારે મારા મનનો પૂરો કબજો લઈ લીધો એની મને ખબર પણ ન પડી કઈક એવુ સ્મરણ છે કે કાકાસાહેબ શાતિનિકેતન આવવાના હતા એના પાચસાત દિવસ પહેલા શાસ્ત્રીજીએ વાત કરેલી કે અમારા એક મિત્ર આવવાના છે તેઓ ઘણી જગ્યાએ ફર્યા છે હિમાલય પણ જઈ આવ્યા છે તેઓ ભારે વિદ્વાન છે અને તેઓની વાતોમા તમને મારી વાતો કરતાયે વધારે મજા પડશે પણ મને શાસ્ત્રીજીની એ વાતનો બહુ વિશ્વાસ નહોતો બેઠો તેઓ વિનોદી હોઈ અનેક રમૂજ કરે છે અને ઘેરામાથી છટકી જવા સારુ તેઓ વારે વારે જાતજાતની થાપ આપે છે તેના જેવી આ પણ એક થાપ છે એમ મે માન્યુ હતું અમે આખો વખત પૂછપૂછ કરીને શાસ્ત્રીજીને પજવ્યા કરતા હતા અને તેઓ પણ પજવણીના જવાબમાયે કઈક ને કઈક સુદર સસ્કૃત શ્લોક સભળાવી દેતા.

ગભીર ઠાવકા ચહેરાવાળા, ભરાવદાર દાઢીવાળા, શાસ્ત્રીજી કરતા ઓછા ગોરા—કઈક ઘઉવર્ણા—ઓછા વિનોદી અને ચપળતા તથા હોશિયારીમા શાસ્ત્રીજીની સરખામણીમા મૂકીયે ન શકાય એવા નવા મહેમાન અમારી વચ્ચે આવી પહોચ્યા શાતિનિકેતનમા અમારો ગાધીવાળાઓનો ઉતારો જુદો હતો મગનકાકાની દેખરેખમા અમારુ ખાવાપીવા રાધવા ભણવા રમવાનુ ચાલતુ બાપુજીની શિખામણ મુજબ અસ્વાદવ્રતના પ્રયોગો અમારા ચાલતા અને બગાળી મસાલાથી મઘમઘતી રસોઈથી અમે દૂર રહેતા એક દરે શાતિનિકેતનના સમાજમા અમારુ નવી ભાતનુ ટોળુ હતુ અમને જોવા તથા અમારી વિચિત્ર રહેણીકરણી વિશે પૂછપરછ કરવા અનેક જણ આવતા, બેપાચ વાતો કરી જતા અને ફરી પોતાને રસ્તે પડતા પણ આ નવા મહેમાન તો હજુ અમારી ઓળખાણ પડે ન પડે ત્યા તો અમારી ભેગા અમારા રહેઠાણમા જ રહેવા લાગ્યા અમારી પ્રાર્થનામા ભળી ગયા એટલુ જ નહીં અમે રસોઈ કરીએ એમાયે સાથ આપે અને ખોદવા જઈએ તો એમા પણ કોદાળી લઈ ને અમારી સાથે પહોચે અને અમારો વખત પૂરો થાય ત્યા સુધી પૂરેપૂરી મહેનતથી કામ કરે

આ નવા મહેમાન ચિતામણિ શાસ્ત્રીની જેમ વાતવાતમા સસ્કૃત નહોતા બોલતા અમ બાળકોની જોડે રમૂજ પણ ખાસ નહોતા કરતા બહુ વાતોયે નહોતા કરતા પણ અવારનવાર નાના મોટા સવાલો પૂછીપૂછીને અમને જવાબ આપવાનું અઘરુ પડી જાય એવુ કરતા મે જોયુ કે મગનકાકા

એમના પ્રત્યે ઘણો આદર બતાવી રહ્યા છે સાધારણ રીતે બહુ જ ઓછી વાતો કરનારા મગનકાકા આ નવા મહેમાનની જોડે પીરસતા, રસોઈ કરતા, કોદાળી ચલાવતા અને સવાર સાંજની પ્રાર્થના પછી ને પ્રાર્થના પહેલા ચર્ચા કર્યા કરતા એમની વાતો ખૂટતી જ નહીં વળી મે એ પણ જોયું કે અમને ફીનિક્સવાસીઓને શાંતિનિકેતનમા જોતા આવનારા મોટેભાગે અમારી રીતભાત અને ખાનપાનની ટીકા કરતા અને અલૂણા જેવા વ્રતો વડે કયો પુરુષાર્થ નધી જવાનો છે એવી જાતની ચર્ચાઓ કરી અમારું ભોળ પણ મગાડવાનો પ્રયત્ન કરતા જણાતા મગનકાકાની વાતોને તેઓ હસી કાઢવા જેવુ કરતા પણ આ નવા મિત્ર ચિંતામણિ શાસ્ત્રીજીના કરતાયે વધારે અમારો સાથ આપતા થઈ ગયા વિરોધી ચર્ચાઓને બદલે અમારી રીતભાત વધુ દીપે અને અમારી આવડતમા વધારો થાય એ પ્રયત્નમા તેઓ લાગી ગયા

મને કંઈક એવુ સ્મરણ રહી ગયું છે કે શરૂશરૂના દસ પંદર દિવસ સુધી એમનુ સંબોધન અમારી વચ્ચે નક્કી થયુ ન હતું શાસ્ત્રીજીના મિત્ર, દક્ષિણના પંડિતજી, હિમાલયવાળા ભાઈ, વગેરે નામો શરૂમા અમે વાપર્યા એક દિવસ સાંજે ચારેક વાગ્યે ઘઉ ચોખા વીણવાનુ કામ ચાલતુ હતું, ત્યા કોઈએ જણાવ્યું કે આજે સાંજે પ્રાર્થના પછી નવા આવેલા પંડિતજી આપણને એમની હિમાલયની અને કાશ્મીરની મુસાફરીની વાતો સંભળાવશે એ ખબર જાણી મને આનંદ થયો અને ક્યારે સાંજ પડે, ક્યારે પ્રાર્થના થાય અને ક્યારે હિમાલયની ને કાશ્મીરની મુસાફરીની વાતો સાંભળવા મળે એ માટે હું અધીરો થઈ ગયો

સાધારણ રીતે અમારી પ્રાર્થનામા એ વખતે સ્થિતપ્રજ્ઞતાવાળા શ્લોકો અને એકાદ ભજન રહેતુ અને દસ પંદર મિનિટમા પ્રાર્થના પૂરી થઈ જતી તે દિવસે સાંજે મે મારી બેસવાની જગ્યા આ નવા પંડિતજીની બરાબર સામે જમાવી અને પ્રાર્થના પૂરી થતે એમની મુસાફરીનું વર્ણન એ વખતે ઉત્તમ જણાતી હિંદીમા સાંભળવા માંડ્યુ શાંતિનિકેતન જતા પહેલા અમે થોડો વખત ગુરુકુલ કાંગડીમા શ્રદ્ધાનંદજીએ પસંદ કરેલા ગંગાતટના રમણીય જંગલના આશ્રમમા રહી આવ્યા હતા ત્યાથી ઊંચા ઊંચા કાળા-લીલા-ભૂરા શિખરો જોયા હતા સોનાની શિલા જેવા બરફના શિખરો પણ સંધ્યાટાણે અનેક વાર જોયા હતા ધ્રુવજીના આખ્યાનની અસર પણ મારા મગજ ઉપર હતી અને હિમાલય પ્રત્યે મારા મનમા અનેરું આકર્ષણ હતું એ હિમાલયની વાત કરનારા પંડિતજીની વાણીનો એક

એક શબ્દ બહુ જ એકાગ્રતાથી મેં સાંભળ્યો અને જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ અદ્ભુત સૃષ્ટિનું તાદૃશ ચિત્ર મારી નજર સામે ઊભું થતું ગયું. આઠ દસ દિવસ આ વર્ણન રોજની પ્રાર્થના પછી ચાલ્યું હશે જેમ જેમ હું એ વર્ણન સાંભળતો ગયો તેમ તેમ એ વર્ણન કરનાર પંડિતજી પ્રત્યે મારી શ્રદ્ધા દૃઢી થતી ગઈ. સવારથી સાંજ સુધીમાં જ્યારે જ્યારે તક મળે ત્યારે ત્યારે હું એમની પાસે પહોંચી જતો. અને આજે સાંજે શી શી મઝાની વાત એમની પાસેથી સાંભળવા મળશે એની તપાસમાં રહેતો જ્યારે એમણે સંભળાવ્યું કે કાશ્મીરમાં પહાડ પર જતાં વરસાદના ઝાપટાં પડે ત્યારે જમીન પલળીને ઢીલી થઈ જતી ને શિખર પરથી મોટા મોટા પથ્થરો ગબડતા અમારા રસ્તા ઉપર આવી પડતા અને એ જોખમ વચ્ચે અમારી મુસાફરી ચાલતી, ત્યારે એમની એ બહાદુરીની છાપ મારા ઉપર ભારે પડી અને તેઓ મને અસાધારણ સાહસખેડુ જણાયા

મને એ વાતનો સદાયે પસ્તાવો રહ્યો છે કે કાશ્મીરની મુસાફરીના એ વર્ણનો મેં નોંધી ન લીધાં એ પછી સાતેક વરસ બાદ કાકાસાહેબે ઉત્તરાખંડની યાત્રાના કેટલાક પ્રકરણો સાબરમતી આશ્રમના 'મધપૂડો' માસિક માટે અમને લખાવ્યા અને હિમાલયના પ્રવાસનું એ પુસ્તક ફરી ફરી વાચતાં રસ ખૂટતો નથી છતાં શાંતિનિકેતનમાં એમને મોઢે સાંભળેલા વર્ણન આગળ એ બધું ફીકું લાગે છે વરસોના વરસો સુધી કાકાસાહેબની સાથે જ રહેવા છતાં પોતાના કામની એટલા ઉમળકાથી વાત કરતા મેં એમને ક્વચિત જ સાંભળ્યા છે ઇતિહાસ, ભૂગોળ, ખગોળ, સ્મૃતિ, ઉપનિષદ અને સાહિત્ય પર કે ઉત્સવો અને સમાજની સરકારિતા અમરકારિતા પર કાકાસાહેબને સતત બોલતા સાંભળ્યા છે પણ એ બધામાં ભરપૂર માહિતી હોવા છતાં એમના પોતાના વ્યક્તિગત વર્ણનની વાતો જવલ્લે જ સાંભળી છે. પોતાને અળગા રાખીને એક તટસ્થ દર્શકરૂપે સ્વાનુભવના જ્ઞાનનો રસ પીરસવાની સરસ હથોટી એમની પાસે છે તેઓ જે સંભળાવે એમાં એમની કહેલી વસ્તુનો મહિમા આપણી સમક્ષ પ્રગટ થાય છે એટલો મહિમા એમના પોતાના વ્યક્તિત્વનો નથી પ્રગટ થતો. પણ શાંતિનિકેતનમાં જે પ્રવાસ-વર્ણનનું પાન એમના શ્રીમુખથી મેં કરેલું એમાં હિમાલયના માહાત્મ્યની મગજ પર જેવી છાપ પડી એવી જ ઊંચી છાપ કાકાસાહેબના વ્યક્તિત્વની મારા ઉપર પડી ત્યારથી લઈને આજ લગી જ્યારે જ્યારે મનને થાક ચડ્યો છે અને નિરાશામાં ગોથાં ખાવાં પડ્યાં છે ત્યાર ત્યારે મને એમનો પોષક આશરો મળ્યો છે, દુન્યવી ધાંધલથી કંટાળીને હિમાલયમાં ફરવા જનારને જેમ શાતા મળે છે તેમ જ.

કાકાસાહેબની વાતોમા અપવાદરૂપે મને જ રસ પડ્યો એમ ન હતુ આ વ્યાખ્યાનમાળા પૂરી થયા પછી એમની પાસેથી કંઈક ને કંઈક નવુ નવુ સાભળવાનો અમારો આગ્રહ વધ્યો મગનકાકાએ એમને સવાર-સાજની પ્રાર્થનાનુ સચાલન સોપી દીધુ અમે ફીનિક્સવાળાઓ માનતા હતા કે અમારો ગીતાનો અભ્યાસ સરસ છે અને અમારા સસ્કૃત ઉચ્ચારો સુદર છે પણ સાજની પ્રાર્થનાના એકેએક શ્લોકના લગભગ દરેકેદરેક ચરણમા આ નવા પડિતજીએ અમને અમારી હ્રસ્વદીર્ઘના ઉચ્ચારની ભૂલ સમજાવી અને બાળક તેમ જ જુવાને રીતસર નવેસરથી એ શ્લોકો એમણે ગોખાવવા માડ્યા સવારની પ્રાર્થનામા અમારે કશો નિયમ જ ન હતો કાવ્યદોહનમાથી નરસિહ મહેતાના પ્રભાતિયા કે એવુ બીજુ એકાદ ભજન અમે લલકારી સતોષ વાળતા હળવેક રહીને આ પડિતજીએ પ્રાતઃસ્મરણના શ્લોકો અને તે પછી લક્ષ્મી, સરસ્વતી, ગણપતિ, વિષ્ણુ, શકર, સાત નદીઓ, સાત નગરીઓ, અને એમ ત્રીસ ચાળીસ શ્લોકો દ્વારા હિંદુધર્મનુ સર્વતોમુખી સ્વરૂપ અમને બતાવ્યુ અમારી આખ ઊઘડી ગઈ કે ખરેખર આફ્રિકામા અમે લોકો "ધરમને નામે મીંડુ જ જાણતા હતા સાવ અધારામા હતા. આપણો ધર્મ કેવો બધો વિશાળ અને કેટલો મહાન છે!"

હવે આ નવા મહેમાન અમારા મહેમાન નહોતા રહ્યા અમારે ત્યા આવી ચડેલા એક નવા પડિત કે અધ્યાપક નહોતા રહ્યા તેઓ અમારામાના એક બની ગયા હતા જોતજોતામા તેમણે અમારા ઉપર પોતાનો દાબ પાડવાનુ શરૂ કર્યું કોઈ બીજા ત્રીજા સબોધનથી એમને બોલાવે તો તરત કહે "તમારે મને 'કાકા' કહીને બોલાવવો અમારા મિત્રોની વચ્ચે હુ કાકા જ કહેવાઉ છુ " મગનકાકાએ પણ એમની માગણી સ્વીકારી અને અમે એમને 'કાકા' કહેવા લાગ્યા ત્યાર પછી અનેક વરસે સાબરમતીમા તેઓએ અમને કહ્યુ, "'કાકા' 'કાકા' કહો એ પૂરતુ ન ગણાય 'કાકાસાહેબ' કહો " ત્યારથી તેઓ કાકાસાહેબ બન્યા, તે એટલે લગી કે એમના લેખોની નીચે એમના નામની સહી વાચીએ ત્યારે જ સાભરે કે તેઓ દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર છે છતા એ નામ અપરિચિત અને "કાકાસાહેબ" ઘણુ વધારે પરિચિત તથા મધુરુ લાગતું અને અમારા બધાના કાકા થયા એટલે પછી કાન તો પકડે જ ને? અમે હિંદીમા વાત કરવા જઈએ અને મોટા મોટા માણસોને 'તુમ' 'તુમ' કરીએ, એટલે કાકા કહે 'તુમ ન કહેવાય' હિંદીમા આપ કહેવાય તમે મને આપ કહો વળી અમને રીતભાતનીયે ખબર ન હતી, હાલતા ચાલતા અમે પગ અથડાવી મારીએ. ઉંમરમા મોટા

બેઠા હોય એમનેયે અમારો પગ અડતો હોય એવી રીતે બેસીએ કાકાસાહેબને અઠવાડિયાઓના અઠવાડિયા સુધી અમારી આ કુટેવ છોડાવવાની મહેનત કરવી પડી દરેક વખતે અચૂક કહે, જુઓ પગ અડી ગયો, માફી માગો અમે કોદાળી ઉપાડીએ, કોદાળીનો ઘા કરીએ, ઈંટો ઉપાડીએ, શાક સુધારવા બેસીએ, છો ધોઈએ – એ દરેક વાતમા તેઓ કંઈક ને કંઈક નવી ઢબ બતાવ્યા વિના રહે જ નહીં અમે કંઈ નવા શિખાઉ ન હતા ફીનિક્સથી વરસો થયા અમે બગીચાનું ને રસોડાનુ કામ કરતા અને એ સારી રીતે કરતા એટલે સહેજે કાકા જેવા નવા આવેલાનુ કહેવુ અમારે ગળે ઊતરતુ નહીં પણ પોતાની લાક્ષણિક રીતે અમારી ઢબ અને પોતાની ઢબ વચ્ચેનો ફરક તેઓ અમને દર્શાવી દેતા અને અનેક વાર એમની ઢબ વધુ સારી હોવાનુ કબૂલ કર્યે જ છૂટકો થતો આટલી ચીવટથી અમારી ઝીણી ઝીણી વાત ઉપર દેખરેખ રાખનાર તો એક મગનકાકા જ હતા પણ મગનકાકા જાતે ઘણુ ખરુ કરીને બતાવતા કોઈક જ વાર કહેતા કે "જુઓ હુ કેમ કરુ છુ તે નિહાળો' નાના મોટા દરેકને આપમેળે શીખવતા જ રહેવાનો એમનો સ્વભાવ ન હતો ત્યારે આ 'કાકા'ને તો જે કોઈ પાસે બેઠુ હોય એને કંઈક ને કંઈક નવુ બતાવ્યા વિના ચેન જ પડતુ ન હતુ

જ્યારથી અમે ફીનિક્સથી આવેલા ત્યારથી સવાર સાજની પ્રાર્થનામા, તેમ જ જમ્યા પછીની ફુરસદમા બાપુજીની ગેરહાજરી અમને બહુ સાલતી અમે ફીનિક્સથી હિંદુસ્તાન આવી ગયા અને બાપુજી વિલાયતમા લડાઈના કામમા ઘેરાઈ ગયા એનો ખેદ અમને થયા કરતો મગનકાકા માથે હતા એથી અમે અકળાતા ન હતા એમની ઓથે અમે અઢારેક જણા આખો દિવસ આનંદમા અને કામમા વિતાવી દેતા છતા બાપુના ઊણપને લીધે કંઈક નિરાધારપણુ લાગતુ ખાસ કરીને સવાર સાજની પ્રાર્થનામા એમની જે હૂંફ મળતી તે વિના કાકા અમારા મંડળમાના એક બની ગયા પછી એ ખામી કેટલેક અંશે પૂરી થઈ એમ મારો અનુભવ છે કાકાસાહેબના પ્રાર્થના પછીના પ્રવચનો અને હિંદુધર્મ બાબત એમણે અમને જે શિક્ષણ આપવા માડ્યુ તેની ઊંડી અસર અમારા ઉપર થઈ મારા ઉપર તો થઈ જ અને સવારથી સાજ સુધીનો વખત વેરાઈ ગયા જેવો લાગતો એ હવે લેખે લાગતો હોય એમ મનમા થયુ

મારા સ્વભાવમા જે માણસ મોટા ગણાય, વિદ્વાન કહેવાય એમનાથી દૂર રહેવાની વૃત્તિ હતી કાકાસાહેબ સમોવડિયા હોય તેમ એમની પાસે ને પાસે હું ભરાતો ગયો જ્યારે પૂજ્ય બાપુજી વિલાયતથી આવ્યા, મુંબઈ ઊતર્યા

અને શાંતિનિકેતન આવવાના હતા ત્યારે અમારી વચ્ચે ઉત્સાહ અને આનંદની જે છોળો ઊછળી એમાં કાકાસાહેબ પણ અમારી ભેગા હતા ગુરુદેવના શાંતિનિકેતનમાં જળકુંભ અને કદળી સ્તંભો [કેળના થડ]ની પંક્તિ વડે બાપુના સ્વાગતની તૈયારીઓ થઈ એ કગામય દૃશ્ય અદ્‌ભુત હતું અને એ સૌ દર્શનું, નમ્રતાનું અને માધુર્યનું અમને પાન કરાવવામાં કાકાસાહેબ મોખરે હતા બંગાળી ભાષાને લીધે એમાંનું ઘણું મને સમજાતું ન હતું, પણ આપણા ભારતની સંસ્કૃતિમાં આ જ રીતે, આપણા મોંઘેરા મહેમાનને માટે હૈયાનો ઊભરો આવી રીતે જ પ્રગટ કરાય એ વસ્તુ અમને સમજાવનારાઓમાં મુખ્ય કાકાસાહેબ હતા બાપુ આવ્યા એટલે કાકાસાહેબ ઉપર જ કેંદ્રિત થવા લાગેલું મારું ધ્યાન બાપુજીમાં પરોવાયું શાંતિનિકેતનથી અમારી ટોળી પાછી ગુરુકુળ કાંગડી પહોંચી ત્યારે અમારી જોડે કાકાસાહેબ ન હતા તેઓ ક્યારે અમારાથી છૂટા પડ્યા એ યાદ નથી આવતું

અનેક મહિનાઓ પછી કોચરબમાં ફરી કાકાસાહેબનું દર્શન થયું તેઓ આવ્યા છે એવા ખબર મળતાં હું દોડતો દોડતો પહોંચ્યો પણ હવે તેઓ શાંતિનિકેતનવાળા કાકાસાહેબ ન હતા એમની ભરાવદાર દાઢી, સાફ થઈ ગઈ હતી તેઓ શાંતિનિકેતનમાં જેવા સૌમ્ય, આનંદી અને અમારામાં ભળી જનારા દેખાતા હતા તેવા હવે ન હતા. પહેલાં કરતાં વધુ ઊંચા અને વધુ પાતળા દેખાવા લાગ્યા જો મારું સ્મરણ સાચું હોય તો એ વેળા મેં કાકાસાહેબ સાથે ઝાઝી કશી વાત ન કરી 'તમે દાઢી કેમ કઢાવી નાખી? તમે એટલા સારા હવે નથી લાગતા' એટલી વાત જ એમને કરી અને તેઓએ મને દાદ ન દીધી, એટલે મેં એમને વધુ ન પજવ્યા આ વખતે કાકાસાહેબ અમ બાળકો સાથે ઓછું બોલનારા, ઘણો વખત છાપાં અને બીજું વાચ વાચ કરનારા, મોટાઓની પાસે વધુ બેસનારા અને બહુ ચર્ચાખોર દેખાયા તેઓ બાગડોના કાકાસાહેબ નહોતા રહ્યા એટલે હું યે જેમ બધા મોટાઓથી દૂર રહેતો તેમ એમનાથી આઘે રહ્યો

એ પછી કેટલેક મહિને સાંભળ્યું કે કાકાસાહેબ વડોદરા છે મારા પિતાશ્રી પણ થોડો વખત ત્યાં રહેવા ગયેલા પણ વડોદરે જઈ ને પિતાશ્રી તેમ જ કાકાસાહેબને મળવાની તક મળે એ પહેલાં જ મને બાપુજી સાથે ચંપારણ જવાનો લહાવો મળ્યો અને લાંબા ગાળા પછી જ્યારે હું ફરી આશ્રમમાં આવ્યો ત્યારે કોચરબનો આશ્રમ સાબરમતીનો આશ્રમ બની ગયો હતો અને થોડાક તંબુઓમાં ખાધાનો પ્રારંભ હતો

અહીં રીતસર કાકાસાહેબ અમારી રાષ્ટ્રીય શાળાના આચાર્ય હતા. કિશોરલાલભાઈ, નરહરિભાઈ, સાંકળચંદભાઈ, બળવંતરાયભાઈ, ફૂલચંદભાઈ, વાલજીભાઈ અને થોડા દિવસ પછી વિનોબા, જુગતરામભાઈ તથા અપ્પા સાહેબ પટવર્ધન જેવા ધુરંધર શિક્ષકો અમને રાષ્ટ્રીય શિક્ષણનું દુગ્ધપાન કરાવી રહ્યા હતા. જ્યારે બાપુ સાથેની મુસાફરીએથી આવી થોડા દિવસ રોકાય ત્યારે મહાદેવભાઈ પણ કેટલીક વાર અમારા વર્ગો લેતા અને મહેમાન દાખલ આઠ-બાર દિવસ રહેવા આવે ત્યારે દીનબંધુ ઍન્ડ્રૂઝ અમને અરેબિયન નાઈટ્સની વાતો પોતાની શુદ્ધ અંગ્રેજીમાં સંભળાવી એને શુદ્ધ રીતે લખવાનું શીખવતા. પણ એ સૌની વચ્ચે અમારી રાષ્ટ્રીય શાળાનું સુકાન મુખ્યત્વે કાકાસાહેબના હાથમાં જ રહેતું. શાળાના શિક્ષકોની ઉપરાઉપરી સભાઓ બેસતી, અનેક નિયમો ઘડાતા અને અધિકારીઓ નિમાતા. પણ છેવટે સૌથી વધારે કહ્યું કાકાસાહેબનું જ થતું. શાળાના શિક્ષણમાં ઉમેરાતા નવા નવા રસોમાં મોટો ફાળો કાકાસાહેબનો હતો. એ બધી વાતો યાદ કરી જવાનું અને નોંધી જવાનું આ સ્થળ પણ નથી અને એટલી મારી હિંમતેય નથી. બે પાંચ એમનાં છૂટક છૂટક સંભારણાં જે યાદ આવી રહ્યાં છે એ નોંધી એમની આ સ્મરણાંજલિ પૂરી કરું.

ડગલે ને પગલે જ્ઞાન પીરસવાની એમની અદ્ભુત કળા તથા વાતવાતમાં પોતાની તીક્ષ્ણ નિશ્ચિત દૃષ્ટિ, ઉત્સાહથી છલકાતી સૂઝ અને વધુ ને વધુ ઊંચી ભૂમિકા ઉપર લઈ જતા સુમંસ્કાર પોતાના વિદ્યાર્થીઓના મગજમાં રોપ્યે જ જવાના એમના નિત્યના વ્યવસાયની સહેજ ઝાંખી એ પ્રસંગોમાંથી સહેજ મળે એમ છે. બાકી એનો ખરો અનુભવ તો એને જ મળી શકે જેને એમના અંગત સહવાસમાં થોડુંકેય રહેવાની તક સાંપડે. શબ્દોથી એમની એ અસાધારણ પ્રતિભા વર્ણવી શકાય એમ નથી; મારાથી તો નહીં જ.

× × ×

મેં જોયું છે કે આપણા દેશની મોટી મોટી શિક્ષણ સંસ્થાઓમાં જઈ પહોંચીએ ત્યારે ત્યાંના આચાર્યો અને અધ્યાપકોનો પરિચય કરાવતી વખતે એમના વિદ્યાર્થીઓ એમની મોટી મોટી ડિગ્રીઓનું વર્ણન બહુ જ આસ્થાપૂર્વક સંભળાવ્યે રાખે છે. (આ ડબલ એમ.એ. છે, આ અમેરિકાના પીએચ. ડી. છે, આ 'ઑક્સફર્ડ' છે, આ 'વિદ્યાવાચસ્પતિ' છે, આ 'મહામહોપાધ્યાય' છે, ઇત્યાદિ.) અમારી સાબરમતીની રાષ્ટ્રીય શાળામાં અમારી સામે એવી ઊંચી ઊંચી ડિગ્રીઓની દીવાદાંડી ધરવામાં નહોતી આવી એટલું જ નહીં, અમારા શિક્ષકો અને અધ્યાપકોની ઓળખાણ પણ એમની

ડિગ્રીઓ વડે કદી કોઈ આપતું નહીં કેટલીક વાર કોઈક પ્રસંગે કાકાસાહેબ જ્યારે કહેતા કે "એલ એલ બી નુ બીજુ વર્ષ મે પૂરું ન કર્યું એ ખરેખર મારું સદ્ભાગ્ય જ હતું, નહીં તો આજે હું યે ચુસણિયાઓ ભેગો એક વધુ ચુસણિયો વકીલ બની ગયો હોત" અથવા વિનોબા કહેતા કે "બી એ ની પરીક્ષા આપવાને વડોદરેથી મુબઈ જવા નીકળ્યો અને અધવચ સુરત પહોચતા નાસી છૂટયો, એ હુ ભારે જાળમાથી ઊગરી ગયો નહીં તો કોઈક મોટા કેમિસ્ટની દશામા મારે પિતાની આજ્ઞા મુજબ ફસાઈ રહેવુ પડત" ત્યારે અમને ભાન આવતુ કે અમારા આ અધ્યાપકો મોટી મોટી અંગ્રેજી કોલેજોમા પણ જઈ આવ્યા છે બાકી અમારી એમને ઓળખવાની રીત બીજી જ હતી ખાસ કરીને મારા મન ઉપર એ દરેક અધ્યાપકની ખાસિયતનો આંક બીજી જ વસ્તુથી પડયો હતો કયા શિક્ષક ગીતાજીના કયા અધ્યાયવાળા છે એ અમને ખબર પડી જતી અને એ જ મારે મન એમનો પરિચય હતો બાપુજી ત્રીજા અધ્યાયવાળા, વિનોબા ચોથા અને તેરમા અધ્યાયવાળા, મગનકાકા બીજા અધ્યાયવાળા, મહાદેવભાઈ અગિયારમા અધ્યાયવાળા, કિશોરલાલભાઈ પાચમા ને છઠ્ઠા અધ્યાયવાળા, તથા કાકાસાહેબ સોળમા અધ્યાયવાળા—એમ મારા મન સાથે મે નક્કી કર્યું હતુ અને મારે મન એ જ એ લોકોની ડિગ્રીઓ હતી તેમાયે બીજાઓનુ જોર જુદા જુદા અધ્યાયો પર ઓછુવત્તુ રહેતુ, પણ કાકાસાહેબ તો નર્યા સોળમા અધ્યાયમા જ રચ્યાપચ્યા રહેતા અમે આશ્રમની શાળાના વિદ્યાર્થીઓ સોળમો અધ્યાય શીખી લઈએ અને એને અનુસરીએ એ સારુ કાકાસાહેબ શાળાના પ્રારભમા તનતોડ મહેનત કરતા એવુ મને સાભરે છે આજકાલ જ્યા હૃદયકુંજવાળુ ચિરસ્મરણીય મકાન ઊભુ છે એની ઓતરાદી બાજુએ આશ્રમની શરૂઆતમા સારેક માણસ બેસી શકે એવો ઉઘાડો શામિયાનો હતો અમે બાળકો, આશ્રમની બહેનો તથા મોટાઓ પણ ત્યા ભેગા મળી કલાક દોઢ કલાક ઘઉ ચોખા વીણવાનુ, શાક સુધારવાનુ ને એવા બીજા કામમા ગૂથાતા એ પ્રારભના દિવસમા બહુ કડકાઈ, બહુ શિસ્ત, બહુ રોકટોક ન હતી જ્યા બેસો ત્યા મોયે તાળા વાસીને જ બેસો એવો લૂખો નિયમ ન હતો કઈ કઈ વાતોના ચાપડાયે કામની સાથે ચાલતા કાકાસાહેબ વગર નોતર્યે એ વાતોમા મુખિયા બની જતા બીજા ગમે તે વાત ઉપાડે વાતોનુ વહેણ કાકાસાહેબ પોતાની મનધારી રીતે વાળી લે અને વાતમા ને વાતમા કોઈક ઊચી ટોડી ઉપર કે ઊચી પેરી ઉપર આપમેળે ચડી બેસી કશુક મજાનું મજાનુ રસભર્યું વાચવા લાગી જાય એ વાચનમા થોડોક ભાગ

દેશપરદેશના છાપામા છપાયેલા સમાચારોનો રહેતો અને વધુ જોરદાર ભાગ ગીતાના સોળમા અધ્યાયનો રહેતો

સોળમા અધ્યાયની દૈવી ગપત્તિ અને આસુરી ગંપત્તિની વાતોમા બહુ રસ લઈએ અને ઝીણવટભરી ચર્ચામા ઊતરીએ એવા અમારા મસ્કાર કે કેળવણી ન હતા છતાયે ઘઉમાથી કાકરા વીણવાની સાથે સાથે મનમાથી પણ કાકરા વીણી વીણીને બહાર કાઢી નાખવાને કાકાસાહેબ અમને લલચાવતા અને અમે ધીમે ધીમે વધુ ને વધુ ગભીરતાથી એમની વાતો સાભળતા એટલુ મને યાદ છે મારા તેમ જ મારા સાથીદારોના કૂણા હૃદયો પર કાકાસાહેબના એ પ્રયત્નની કેટલી અસર રહી ગઈ અને એ કેટલી સફળ કે નિષ્ફળ નીવડી એનો આક આજે કોણ કાઢી આપી શકે ?

કાકાસાહેબ પોતાને આદર્શ મિશનરી કહેવડાવવામા ગૌરવ લે છે આજે બાપુજીની મડળીમા ગીતાજીની ઉપાસના રેટિયાની ઉપાસનાથીયે વધુ ઊચે સ્થાને ગણાય છે બાપુજીએ 'ગીતાબોધ', વિનોબાએ 'ગીતાઈ' અને કિશોરલાલ ભાઈએ 'ગીતાધ્વનિ' વાટે ઓછામા ઓછુ ભણેલાઓને પણ ગીતારસમા નહાતા કરી મૂકયા છે પણ જે સમયની હુ વાત કરુ છુ તે સમયે તો ગીતાના ત્રીજા ચોથા અધ્યાયથી આગળ આશ્રમના મોટા મોટા માણસો પણ ભાગ્યે જ જતા ગીતા ઉચ્ચારવા માટે અને ગોખવા માટે વધુ હતી અને પ્રાર્થનાના સમય બહાર એની ચર્ચા ભાગ્યે જ થતી મારા સાથીઓમાના, ઉંમરે મારાથી મોટા એવા, કેટલાક ટીખળી સ્વભાવના ભાઈઓ કાકાસાહેબના આ વેદિયા પણા પર ટોળ પણ કરતા અને કહેતા, 'એમને તો ભાષણનો ભારે ચસકો છે' "જુઓને ગીતાનુ ડહાપણ ડોળ્યે જાય છે, જાણે કેમ એવી રીતે મોટા થઈ જવાતું હોય' પણ કાકાસાહેબ એવી ટીકાને ઘોળીને પી જતા અમે કાચી બુદ્ધિના લોકો એમની વાત સમજી શકીએ એટલી અમારી બુદ્ધિ તેઓ પકવતા મથતા હતા એમનો ઉપદેશ મોટપ મેળવવા સારુ ન હતો, અમારામા સાચા જ્ઞાનની ભૂખ જગાડવાનો હતો હુ માનુ છુ કે એ જ કારણે મારા મગજ પર કાકાસાહેબની પીઠ પાછળ થતી ટીકાઓની ઊલટી જ અસર થતી અને હુ એમના પ્રત્યે વધુ આદરભાવથી ખેચાતો આશ્રમના એ શરૂના જમાનાની મારા મન પર એવી છાપ રહી ગઈ છે કે જ્યા સુધી વિનોબાએ મૌન જાળવેલુ અને ગીતા પર પ્રવચનોનો વરસાદ વરસાવવો શરૂ નહોતો કર્યો ત્યા સુધી કાકાસાહેબે આશ્રમના ભણેલા અને અભણ તેમ બાળા અને બુઢ્ઢા સૌને ગીતારસથી અને તેયે સોળમા અધ્યાયના વારસાથી વાકેફ કરવાને સતત પરિશ્રમ કર્યો હતો

× × ×

ઉનાળાની લૂની પેઠે શિયાળાની સવારે સાબરમતીને તીરે ટાઢો પવન પણ ખૂબ જ સુસવાટા મારતો. અમારી શાળામાં ભણવાના વખતમાં કોઈ આડુંઅવળું થતું, તો તે દરગુજર થતું. પણ મજૂરીનું કામ ચાલતું હોય ત્યારે એક બાળક પણ આડોઅવળો થાય કે આળસ કરે તો તરત જ એને જોતરવામાં આવતો. પણ વધુ સાચી વાત તો એ છે કે તોફાની કે જડસુ છોકરાનેયે મહેનત મજૂરીના કાર્યક્રમમાંથી છટકી જવાનું ખાસ મન નહોતું થતું. વ્યવસ્થા જ એવી હતી કે અમને કામનો ભાર જણાતો નહીં. ઉત્સાહ ભર્યા અમે જ્યાં સુધી કામની છુટ્ટીનો ઘંટ વાગે ત્યાં સુધી મંડ્યા રહેતા. અમારું એ વખતનું કામ સહેલું પણ ન હતું. આજે જ્યાં [illegible] છે, અને જ્યાં કાકાસાહેબ, મહાદેવભાઈ, કિશોરલાલભાઈ વગેરેનાં મૂળ નિવાસગૃહ બાંધવામાં આવેલાં છે, એની વચ્ચેની જમીનના વિશાળ કટકામાં એ વખતે ગીચોગીચ બાવળની ઝાડી હતી. વચ્ચે વચ્ચે બોરડીનાં ઝાંખરાંયે હતાં. એ આખો કટકો સાફ કરી ત્યાં રમતનું મેદાન બનાવવાનું ઠર્યું. શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોએ એ કામ માથે લીધું. પ્રત્યેક શિક્ષકને ફાળે બે બે ચાર ચાર વિદ્યાર્થીઓ આવતા અને એક એક ટોળી મળી પોતાના ભાગનું કામ કરતી. શિયાળાના સુસવાતા વાયરામાં સવારના નાસ્તા પછી કાકાસાહેબ જોડે અમે બેત્રણ વિદ્યાર્થીઓ બાવળના એક એક ઝાડને સમૂળું ઉખેડી નાખવા પાછળ કમર કસીને મંડ્યા રહેતા. બાવળનાં મૂળિયાં જમીનમાંથી સહેજે ખોદી કઢાય એવાં ન હતાં. ઊંડે ઊંડે સુધી જમીન ખોદવી પડતી, કુહાડી ચલાવવી પડતી અને બાવળની લાંબી લાંબી શૂળનો પાર નહોતો. અમે જ્યારે પગમાંથી કાંટા કાઢવા બેસતા ત્યારે ગણીગણીને આઠ આઠ કાંટા એક એક જણના પગમાંથી સોય વડે કાઢતા. પણ કામ કરતી વખતે કાંટા વાગ્યાને કારણે કામ અટક્યાનું મને યાદ નથી આવતું. એક શૂરા સેનાપતિની પેઠે કાકાસાહેબ બાંયો ચડાવીને ઝૂઝતા. બે-અઢી કલાક સુધી એક મિનિટ પણ એમનું કામ અટકતું નહીં. એમની ચકોર દૃષ્ટિ અને ગજબની સૂઝ દરેક થડિયાં અને મૂળિયાંને જમીનના ઊંડાણમાંથી છૂટાં પાડવાની નવી નવી યુક્તિઓ શોધી કાઢતી અને અમે પણ તેમની સાથે સાથે ખંતથી એ જબરી થડિયાનું [illegible] ત્યાં ન રહે એ માટે પૂરો પ્રયત્ન કરતા. ખરેખર કાકાસાહેબ આ કામ ચાલતું ત્યાં સુધી ભાગ્યે જ એક-બે શબ્દો પણ ઉચ્ચારતા. એમને મૂંગે મોઢે કામ કરતા જોઈ અમારા ઉપર જાદુઈ અસર થતી અને એ બાવળના વનને હતું ન હતું કરવામાં અમે અમારો બધો ઉત્સાહ અને જોર ઠલવી દેતા. મને એવું ધ્યાન છે કે બહુ જ

ટૂંકી મુદતમાં એ આખા મેદાનમાંથી સાઠ સિત્તેર જેટલા લીલા, સૂકા અને નાનામોટા બાવળિયાનાં થડ ઉખેડી નાખવામાં અમે ફાવ્યા. બોરડીનાં ઝાંખરાં પણ અમે સમૂળાં ઉખેડી નાખ્યાં એટલું જ નહીં કાકાસાહેબની શીખવેલી રીતે અમે ત્રિશળ જેવા કપરા ગોખરુના કાંટાથી ઊભરાતી એ જમીનમાંથી ગોખરુના કાંટા પણ નિર્મૂળ કરી નાખ્યા. બે કે ત્રણ મોસમ પસાર થઈ એટલા ગાળામાં એ આખો કટકો અમે એવો તો નિષ્કંટક કરી મૂક્યો કે પછી રોજ સાંજે કલાક દોઢ કલાક સુધી ઉઘાડે પગે અમે બધા ત્યાં હુતુતુતુ, ખો ખો, અગરપાટા અને ચાંદની રાતે દાંડિયારાસ રમતા. કાંટા વાગવાનો અકસ્માત ભાગ્યે જ કોઈને વેઠવો પડતો. કાકાસાહેબના ગ્હેહાણને અડોઅડ એ મેદાન હતું એટલા જ કારણે નહીં, પણ કાકાસાહેબની વીરતા અને એમણે ટપકાવેલા પરસેવા વડે જ એ જંગલ મટી એવું સરસ મેદાન બન્યું હતું એ કારણે પણ એ સ્થળનું નામ 'કાકા ક્રીડાંગણ' પડવું જોઈતું હતું. પરંતુ એ વખતે એમને મકાનોના, સ્થળોનાં નામ પાડવાની લપ નહોતી સૂઝતી છતાં કામ પૂરતુ અમે એને કાકાસાહેબવાળું મેદાન કહેતા.

× × ×

આમ તો સાબરમતી નદી સદાય હસતી હસતી વહ્યા કરે તરતાં આવડતું હોય કે ન આવડતુ હોય, નાનામોટા સૌ કશાયે ડર વિના એમાં નહાય, અને એને ઓળંગીયે જાય પાણી સદા નિર્મળાં, પણ ચોમાસામાં જ્યારે એ કાયા પલટે ત્યારે એની ધાક મહેરામણને યાદ કરાવે મખમલ સમી રેતીવાળો એનો આખો પહોળો પટ છલોછલ પાણીથી ભરાઈ જાય. અને પાણીનું ઊંડાણ જોતજોતામાં માથોડા બે માથોડા અને ચાર માથોડાં સમાણ પહોંચે ખંભાત તરફ પૂરપાટ દોડ્યા જતા એ વિસ્મયકારક પ્રવાહને અમે ટોળું વળી આશ્રમકાંઠાની ભેખડે કલાકો સુધી ઊભા રહી નિહાળ્યા કરતા. પાણીના એ ભારે તાણ સાથે તણાઈ આવતા ઝાંખરા, ડાળાં, થડિયાં, કડબ વગેરે જેટલું બને એટલું ભેળું કરવા માટે કાંડાડૂબ પાણીમાં કે ગોઠણભર પાણીમા કેટલાક માનવીઓ આજુબાજુ તથા સામે કાંઠે દેખાતા; પણ એ ડહોળા, ઊંડા અને ધૂમરી ખાતા વહેણમાં જવાની હિંમત કોઈક જ કરતુ

એક ચોમાસાની વાત છે હજુ સાબરમતી આશ્રમનાં બેચાર જ મકાન બન્યા હતાં. સાબરમતીમા પૂર ઊભરાયે બેત્રણ દિવસ વીતી ગયા હતા. રેતીનો અધ-ઝાંખરો પટ ફરી પાણીમાંથી બહાર નીકળી આવ્યો

હતો પણ નદીમા પાણી ઠીક ઊડુ હતુ અને વહેણ પણ આકરુ હતુ છતા એ જળપ્રવાહ એટલો આકર્ષક હતો કે સારી પેઠે તરી જાણનારાઓને એ પ્રવાહ તરવાને પડકારી રહ્યો હતો સવારનો ખેતરમા કામ કરવાનો વખત પૂરો થયે અમે બધા નહાવા ઊપડ્યા નદીમા પૂર આવતુ ત્યારે કાઠા પરને કૂવે અમે નહાતા પણ તે દિવસે મે જોયુ કે કાકાસાહેબ નદી કાઠે કાઠે ઉત્તર તરફ જઈ રહ્યા હતા એમની સાથે બેલગામવાળા જુવાનજોધ પુડલીકજી પણ હતા મનેયે કૌતુક થયુ અને હુ પણ એમની પાછળ પાછળ ઊપડ્યો આશરે દોઢસોએક પગલા ઉપરની તરફ ગયા પછી એક ઊંચી ભેખડ ઉપર બને જણ થોભ્યા ભેખડ નીચે ઘસડાઈને નદીનુ પાણી વહેતું હતુ ચારે તરફ નજર નાખી તપાસીને સૌ પહેલા પુડલીકજીએ પાણીમા ભૂસકો માર્યો બેચાર હાથ પુડલીકજી આગળ વધ્યા તે પછી કાકાસાહેબે પણ ભેખડ ઉપરથી પાણીમા ઝપલાવ્યુ જ્યા કાકાસાહેબ હોય ત્યા મને એવી બધી નિર્ભયતા લાગતી કે એમને પગલે જતા મને મુદ્દલ સંકોચ ન થતો હુ પણ લગોટીભેર હતો અને ખાધે ટુવાલ હતો એ ટુવાલ ઘાસ પર નાખી હુયે એ ઊડા પાણીના આકરા તાણવાળા વહેણમા કૂદી પડ્યો કશીયે વાતનો નિર્ણય કરી એ કામ શરૂ કરવામા સાધારણ રીતે મને ઠીક વાર લાગે પણ તે દિવસે સાબરમતીના પૂરમા કૂદી પડવામા મે એક ક્ષણ નીયે વાર ન લગાડી મારા મનમા એટલી જ દલીલ ઊગી હતી કે પાણી ગમે એટલુ ઊડુ હોય, અને તાણ ગમે ત્યા ઘસડી જાય, કાકાસાહેબ તો છે જ ને, અને એમની સાથે વળી પુડલીકજી પણ છે બસ કોઈને જરા પણ સચેત કર્યા વિના મે એ પાણીમા પડતુ મૂક્યુ તરતા તો મને આવડતુ હતુ એટલે ઠીક ઠીક ઝડપથી પાણી કાપતો હુ કાકાસાહેબ તરફ આગળ વધ્યો પણ પોતાની પાછળ મને પણ એ પાણીમા કૂદકો મારતો જોઈને એમણે હાથ ઊચો કરી મને વાર્યો પણ એ પહેલા હુ પાણીની અદર પહોચી ગયો હતો એ તાણમા ત્યાથી ને ત્યાથી પાછા કાઠા ઉપર જવાય એમ જ ન હતું થોડે દૂર સુધી તો મને તરવાની બહુ મજા પડી પણ પછી એ મજા સોસરવી નીકળવા બેઠી મારા શરીરમા ઝાઝુ બળ ન હતુ એટલે હુ થાક્યો, હાફવા લાગ્યો અને ગભરાયો પાણીનુ તાણ મને નીચાણમા ખેચી જતુ હતુ કાકાસાહેબ અને પુડલીકજી પણ એ તરફ જ આગળ વધી રહ્યા હતા પણ તેઓ ધીરજથી જતા હતા અને મે તરફડિયા મારવા શરૂ કર્યા હતા બેત્રણ વાર પગ તળે જમીનનો તાગ લેવા મે ડૂબકી પણ મારી જોઈ પગને જમીનનો તાગ મળે જ નહી મારી એ હાલત જોઈ કાકા

સાહેબ અને પુંડળીકજી બંને ચિંતામાં પડી ગયા. તેઓ મારાથી સારી પેઠે નીચાણમાં હતા એટલે ઉપરને વહેણે આવી મને ઓથ આપી શકે એમ ન હતું અને હું પછાડા મારીનેયે એમની પાસે પહોંચી શકતો નહોતો. ત્રણચાર મિનિટ આ પ્રમાણે વીતી. એટલામાં પુંડળીકજીના પગ તળે એક નાનકડો બેટ આવ્યો. તેઓ ઊભા થઈ ગયા. એમની પછી કાકાસાહેબ પણ ત્યાં પહોંચ્યા અને થોભ્યા. એમના ગળા સુધી પાણી હતું. મને પણ આશા ઊપજી. અને મેં પ્રયત્ન કર્યો એટલે મારા પગ તળે પણ જમીન આવી છતાં હું તણાતો હતો. કાકાસાહેબે મને હાથ આપીને ટકવ્યો. મને ખૂબ શ્વાસ ચડ્યો હતો. મારાથી બોલાતું ન હતું. કાકાસાહેબની ઓથે ઊભા રહી મેં મારો થાક ઉતાર્યો અને મારામાં ફરી પાછી શક્તિ આવી એટલે ટૂંકામાં ટૂંકે રસ્તે મને તેઓ તરાવતા તરાવતા કાંઠે લઈ ગયા. કાંઠે પહોંચી હું પાણીમાંથી બહાર નીકળ્યો કે કાકાસાહેબે ખૂબ જ ચિડાઈને ઊંચે સાદે મને ધમકાવી કાઢ્યો: 'શું જોઈને તું પાણીમાં કૂદ્યો હતો?' મને હજી સુધી એમની ચીડનું કારણ સમજાયું ન હતું. મેં ઠંડે પેટે જવાબ આપ્યો: "તમે બન્ને હતા, પછી મને શાનો ડર?" "અમે બે હોઈએ કે વીસ હોઈએ, કોઈ દિવસ બીજાને ભરોસે આવા પાણીમાં તે ઝંપલાવાય? પોતાનું ગજું જોઈને જ ઊંડા પાણીમાં કૂદવું જોઈએ." હું સમજ્યો અને મૂંગો રહ્યો. એ પછી કાકાસાહેબે મને સારી પેઠે ઠપકાર્યો. મને પહેલી વાર અનુભવ થયો કે એમનો ગુસ્સો કેટલો બધો કપરો છે. છતાં એ આકરા ગુસ્સા પાછળ પણ મેં એમનો ઊભરાતો પ્રેમ અનુભવ્યો. મારી નાદાની એવી હતી કે હું પોતે જ નહીં પણ કાકાસાહેબને પણ એ દિવસે જળસમાધિ ભેગા કરી દેવાની અણી પર જઈ પહોંચ્યો હતો. પરંતુ કાકાસાહેબનો ઠપકો એમને મેં જોખમમાં નાખ્યા એ બાબત પૂરતો નહોતો. મારા અવિચારીપણા ઉપર તેમનો એ ગુસ્સો હતો. નાહી કરીને અમે ઘર તરફ વળ્યા ત્યારે પણ કાકાસાહેબે ફરીફરીને મને સમજાવ્યું કે બીજાને ભરોસે કદી આવું સાહસ ન કરવું. જે સાહસ કરવું હોય એ પોતાના પંડને ભરોસે જ કરવું જોઈએ. એ પછી મને યુક્તિ પણ સુઝાડી કે જ્યારે તરતા તરતા થાક લાગે ત્યારે હાથપગ પછાડવાનું છોડી શાંતપણે પાણી સાથે શરીરને વહેતું મૂકવું અને શ્વાસ ઊતર્યે ફરી પાણી કાપવાની મહેનત કરવી. એ પછી તો એવો પ્રસંગ આવેલો કે જૂહુને દરિયાકાંઠે ચડતા જુવાળના ઊંચા ઊંચા મોજાંઓમાં કલાકો સુધી કાકાસાહેબ સાથે નહાવાનો અને તરવાનો મેં આનંદ લીધેલો.

× × × ×

ઇતિહાસ' સિવાય બીજું કોઈ પુસ્તક અમારા હાથમાં મૂકવા જેવું એમને નહોતું મળ્યું. અને તેઓ અમને અંગ્રેજોનો નહીં, પણ આર્યોનો ઇતિહાસ મુખ્યત્વે શીખવવા માગતા હતા. એટલે આધાર તરીકે એમણે સિસ્ટર નિવેદિતા, હેવલ અને પ્રસિદ્ધ કળાવિવેચક આનંદ કુમારસ્વામીનાં પુસ્તકો લીધાં અને એ બધાનું વિશાળ અધ્યયન કરી વાર્તારૂપે રોજ એ બધાનો સાર અમને મેળ-ળાવવા માંડ્યો. એમનું બોલવું અમે પૂરું સમજીએ નહીં એટલે તેઓ પોતાની પડખે નરહરિભાઈને બેસાડતા અને કાકાસાહેબે ટપકાવેલા મુદ્દા મુજબ નરહરિભાઈ વિગતવાર અમને બધું સમજાવે. આખો વખત કાકાસાહેબ ઝીણવટથી અમારા ચહેરાઓ તપાસતા રહે કે અમને શું સમજાયું અને શું નથી સમજાયું. કઈ વાતમાં રસ આવ્યો અને કઈ વાતમાં રસ નથી આવ્યો. નરહરિભાઈ બોલી રહે પછી તેઓ અમારી સાથે થોડી ચર્ચા કરે અને કહે કે આજે જેટલી વાત થઈ એ કાલે તમે લખી લાવજો. અમે સુંદર અક્ષરે એ બધું લખી લાવતા. નરહરિભાઈ અમારું ગુજરાતી સુધારી જતા અને કાકાસાહેબ અમારી ગોઠવણી તથા વિષયોની ભૂલ અથવા અધૂરાપણા પ્રત્યે ધ્યાન ખેંચતા.

અને આ રીતે અમારી પાસે કરાવેલી નોટપોથીમાંથી કાકાસાહેબ અને નરહરિભાઈએ 'પૂર્વરંગ'નું ગુજરાતી સાહિત્યને ઇતિહાસનું અમોલું પુસ્તક આપ્યું. એ એક પુસ્તક વાટે કાકાસાહેબે મને ભણાવ્યો એમ હું કહી શકું. કાકાસાહેબે રીતસર અને નિયમસર મને બીજું કશુંયે ભણાવ્યું હોય એવું મને યાદ નથી આવતું. કાકાસાહેબને હું મારા મુખ્ય શિક્ષક ને આચાર્ય માનું છું અને મારું સદ્ભાગ્ય છે કે તેઓ પણ મને પોતાના અનેક વિદ્યાર્થીઓમાંનો એક વિદ્યાર્થી ગણે છે. પણ જો ભણતરની વાત કરું તો કદાચ આ 'પૂર્વરંગ'નું એક જ પુસ્તક ગણી શકાય, જે કાકાસાહેબે મને ભણાવ્યું છે અને આખું પૂરું કર્યું છે. બાકી તો એમણે છૂટક છૂટક સંસ્કારો દ્વારા જ મને કેળવ્યો છે, પુસ્તકો દ્વારા નહીં, એમ કહું તો ચાલે. ગુજરાતના આજના મોટા મોટા કવિ, ચિત્રકાર, સંપાદક, ગ્રંથકાર, ગ્રામસેવક, અધ્યાપક, આચાર્ય વગેરે અનેક નવયુવકો જ્યારે એમને ચરણે બેસી બ્રાહ્મમુહૂર્તમાં અધ્યયન કરતા ત્યારે હું આઘે રહી કાકાસાહેબના ઉપદેશનાં બેચાર વચનો સાંભળી લેતો અને એ બધું શીખવાનું મારું ગજું નથી એમ વિચારી ખસી જતો. કાકાસાહેબે કદી પણ મને એવું કશું શીખવવાનો પ્રયત્ન નથી કર્યો, જે શીખવાની મેં એમની પાસે માગણી નથી કરી. છતાં કહી શકું કે તેઓ અનેક દિશામાં અમારી અંદર જ્ઞાનની ભૂખ જગાડતા. તેઓનો ધંધો જ દરેક

રાષ્ટ્રીય શાળાની શરૂઆતના વરસોમા કાકાસાહેબ ગુજરાતીમા અમને જવાબો આપતા પણ એમનુ ગુજરાતી કાચુ હતું એકધારુ તેઓ લાબો વખત ગુજરાતીમા બોલી શકતા ન હતા સવારથી સાજ સુધી એમની ચર્ચાઓ ચાલ્યા કરતી, એ મોટેભાગે મરાઠીમા મામાસાહેબ ફડકે, સ્વામી આનદ, કિશોરલાલભાઈ, અપ્પાસાહેબ, વિનોબા, પુડળીકજી અને બાળ, શકર તથા કાશી એ સૌની સાથે કાકાસાહેબની ચર્ચા મરાઠીમા જ ચાલતી મને મરાઠી આવડતુ ન હતુ મામાસાહેબે બેત્રણ વાર મને સૂચવ્યું કે મરાઠી સાહિત્યમા ઘણું ઘણુ જાણવા જેવુ છે ગીતારહસ્ય જ નહી, બીજા પણ વિદ્વત્તાભર્યા અનેક ગ્રથો છે કાવ્યોનો તો પાર નથી, તું મરાઠી શીખી લે હું મામા સાહેબને જવાબ આપતો કે મારે મરાઠી નથી શીખવુ ગુજરાતી અને સસ્કૃત એ બે ભાષા શીખવામાથી માથુ ઊચુ આવે એમ ક્યા છે ? અને કામચલાઉ હિદી શીખી લીધુ એટલે બસ અમારા આ સવાલજવાબ કાકા સાહેબની રૂબરૂમા થતા પણ કાકાસાહેબે મને ન કહ્યુ કે ચાલ, લે આ મરાઠી ચોપડી, વચતા શીખ બહુ બહુ તો મામાસાહેબને તેઓ એટલુ કહેતા કે ભલે આ છોકરો મરાઠી ન શીખે, એ આપણી ચર્ચાઓ સાભળી સાભળીને મરાઠી સમજતો થઈ જવાનો છે આપણે એને મરાઠી શીખવાનુ કહેવુ જ નહી અને હુ પણ ઓછો ચીકણો ન હતો મારા સહપાઠી ગિરિધારી કૃપાલાની અને નીલકઠ મશરૂવાળા કાકાસાહેબ પાસે મરાઠીમા ઘણું ઘણું શીખતા પણ હું એની એ વાત કાકાસાહેબને ફરી ગુજરાતીમા કહી સભળાવવાનુ કહેતો અને કાકાસાહેબ મુદ્દલ અકળાયા વિના મને જે સભાષણ ન સમજાયું હોય એ સમજાવતા એ વખતે હું એમની ઉદાર મનોવૃત્તિ કળી શક્યો નહોતો પણ આજે જોઉ છુ કે પોતાના પ્રાત પ્રત્યે એમની અગાધ ભક્તિ અને પોતાની ભાષા પ્રત્યે અપાર રસ છતા એમણે બીજા પ્રાતમા આવી પોતાની ભાષાની પ્રભુતાની છાપ અમારા મગજ ઉપર બેસાડવાને ભૂલેચૂકે પ્રયત્ન ન કર્યો અને પોતાના વિદ્યાર્થીઓની ભાષાને જ પ્રોત્સાહન આપ્યું એ એમની અસાધારણ દીર્ઘદર્શિતા અને અભિજ્ઞતા હતી

મારા જેવો વિદ્યાર્થી એમની ભાષા શીખે નહી અને એમને અમારી ભાષામા બોલવાની છૂટ નહી એટલે ઇતિહાસ જેવા સાહિત્યિક વિષયો અમને શીખવવાની કાકાસાહેબે એક નવી જ યુક્તિ કાઢી ઇતિહાસના અગ્રેજી પુસ્તકોની સરખામણીમા તો શુ, સમ ખાવા પૂરતાયે ઇતિહાસના પુસ્તકો એ જમાનામા ગુજરાતીમા ન હતા અને જે હતા એમા કાકાસાહેબને જોઈતી આર્યદૃષ્ટિ ન હતી ભાષાની દૃષ્ટિએ પણ નરવરામભાઈના લખેલા 'અગ્રેજોનો

વાચનરસને બદલે કાંતણરસની તરફ ધકેલ્યા. એ ચર્ચા અહીં પ્રાસંગિક નથી. અહીં કહેવાનું એટલું જ છે કે શિક્ષણના આખા પ્રવાહને નવું જ કલેવર આપવાનો કાકાસાહેબનો સંકલ્પ કેટલો ઊંચો હતો.

× × ×

કાકાસાહેબનુ જીવન, એમની હળવામળવાની રીત, અને એમનું વલણ એવું નથી કે જોનારને તેઓ કોઈ અસાધારણ વ્યક્તિ જણાય. સાધારણ શિક્ષક જેવા શિક્ષક અને ભણેલાગણેલા અધ્યાપકસમા તેઓ જણાય છે. કલાકો સુધી એમની સાથે વાર્તાલાપ ચલાવનારાનેયે એમના અંતરમાં ભભૂકી રહેલી જ્વાળાઓની ખબર નથી પડતી. કેટલીયે વાર મેં એમને કહેતાં સાંભળ્યા છે : "ભાઈ તમે જીત્યા બસ, વિવાદ કરવા માટે વિવાદ કરવામાં મને રસ નથી. જીભાજોડી કરવામાં તમે સબળા છો એ હું કબૂલી લેવા તૈયાર છું." કાર્યક્ષેત્રમા પણ બીજા કર્મવીર જોડે હોડમાં જીતી પહેલા નીકળવાનો પ્રયત્ન કરતા કાકાસાહેબ દેખાતા નથી. ઊલટા જ્યાં ઝાઝી હરીફાઈ ઊભી થાય ત્યાંથી એક વૈરાગીની જેમ સરળતાથી તેઓ ખસી જાય છે અને પોતાનું નવું કાર્યક્ષેત્ર શોધી લે છે. એ રીતે સંસારની દૃષ્ટિએ એમનુ વ્યક્તિત્વ શિથિલ હોવાનુ ઠરે છે. તેઓ કોઈ ખાસ તપ કરતા પણ ભાગ્યે જ નજરે ચડે છે છતા અંદરખાને તેઓ બહુ જ ચુસ્ત, અડગ, પાકા વિચારવાળા અને જીવનની ઢીલાઈ ને પળભર પણ સહી ન શકનારા છે. રસિકતા અને વિનોદથી છલકાતા હોવા છતા એમનામાં પોતાના વિદ્યાર્થી ઉપર કડપ બેસાડવાની અને પોતાની પાસે આવેલાનુ મનોદૌર્બલ્ય ખંખેરી નાખવાની કરામત છે. એ અંગે પ્રસંગો ટાંકવા કઠણ છે પણ એમનાં કેટલાંક વચનો નોંધી જવાથી એમની અંદર ઝળકતી પ્રતિભાની આછી અટકળ આવી શકશે.

× × ×

'તારે કમાણી કરવાને સારુ કેળવણી લેવી છે? તો ચાલ હું તને નાટ્યાભિનય કરતાં અને નાચ નાં શીખવુ, મહિને હજાર રૂપિયા કમાઈ શકીશ.'

"બુઢાપો આવ્યે પેન્શન ચાવવાની ફિકર આડે આખી જુવાની વેડફી મારવી એ તો ભારેમાં ભારે કાયરતા છે. પેન્શન મેળવવા માટે નોકરી શોધવી એ આપણી સંસ્કૃતિને છાજતી વાત નથી. આપણી સંસ્કૃતિમાં એવી પંગુતાને ક્યાંય સ્થાન જ નથી. અરે ! બુઢાપો આવ્યે ખાવાના સાંસા પડે તો માણસ ભૂખે રહી દેહ પાડે; પ્રાયોપ્રવેશ કરે. વીરતાપૂર્વક મોતને ભેટીએ એ જ આપણને શોભે."

યુગને એના ઉત્સાહ અને તેજ પ્રમાણે આગળ ને આગળ ધકેલવાને રહ્યા કરી છે

× × ×

અમારી આશ્રમની રાષ્ટ્રીય શાળામાં અમે બહુ આનંદથી ભણી રહ્યા હતા, અમારા બધા શિક્ષકો પોતાનો પ્રસાદ રાતદિવસ અમારા ઉપર વરસાવી રહ્યા હતા, એટલામાં અપાર વેગે પરિવર્તનો આવ્યાં. રૉલેટ ઍક્ટ આવ્યો, જલિયાંવાલા બાગ નીપજ્યો, અમદાવાદમાં રમખાણ થયાં, કાકાસાહેબ, વિનોબા, કિશોરલાલભાઈ વગેરે માથું મૂકી એ સમજાવવા શહેરમાં દોડ્યા અને ગોળીના વરસાદ વચ્ચે કામ કર્યું. તિલક મહારાજ સ્વર્ગે સિધાવ્યા, અસહકારની લડતના મંડાણ થયાં અને ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ—એ બધા પ્રસંગો આ એક લેખમાં સમાવવા શક્ય નથી અને જોગ પણ નથી. અમે જેમને અમારા સાધારણ શિક્ષકો ગણતા હતા એ બાપુજીને પગલે પગલે એમની સાથે સાથે જ વિરાટ માનવ બનતા ગયા. જે કાકાસાહેબને ચોવીસે કલાક અમે ઘેરી રાખતા હતા તેઓને અમારી સાથે અર્ધો કલાક પણ વાતચીત કરવાનો વખત નહોતો મળતો. વિદ્યાપીઠના બંધારણનો ખરડો તૈયાર થયો ત્યારે દસ દસ ને બાર બાર કલાક સુધી એક આસને બેસીને કાકાસાહેબ કામ કરતા અને ગુજરાતી ભાષામાં રોજ નવા નવા શબ્દો બનાવ્યે જતા. અમે મંત્રમુગ્ધ બની એ નવા નવા શબ્દો સાંભળતા અને સ્વરાજ પછી આપણે ત્યાં કેટલી ઊંચી વિદ્યા આવવાની છે અને આપણે ભાગે કેટલું સરસ ભણવાનું મળવાનું છે એ વિચારે ચડતા.

એક દિવસ સાંજે કાકાસાહેબ વિદ્યાપીઠમાંથી થાક્યાપાક્યા આવ્યા અને મને બોલાવી કહે કે, 'તારો બોજો મેં ઉપાડી લીધો છે. આજે વિદ્યાપીઠની અમારી સભામાં હું ભાર દઈને લડ્યો છું કે અંગ્રેજી શીખ્યા વિના પણ જે ઊંચામાં ઊંચું ઇતિહાસનું પુરાતત્ત્વનું બીજું જ્ઞાન લેવા માગે એને માટે વિદ્યાપીઠમાં પૂરી તક હોવી જોઈએ. મારે એમ નથી કહેવરાવવું કે રાષ્ટ્રીય શાળાનો તારા જેવો વિદ્યાર્થી અંગ્રેજી નથી ભણ્યો એટલે સાચા ને ઊંચા અધિકારવિહોણો રહી ગયો. તારી ભણવાની જેટલી ભૂખ હશે એ બધું અંગ્રેજી વિના પૂરું પાડવાનો વિદ્યાપીઠનો ધર્મ છે એમ મેં ત્યાં બધાને કહ્યું છે.' કાકાસાહેબે આપેલા આ સમાચારથી મારા ઉત્સાહનો પાર ન રહ્યો. કલ્પનામાં હું એ જ ક્ષણે જાણે હજારો થોથાંનો જાણકાર બની ગયો. પણ છેવટે આશ્રમની રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓને બાપુજીએ

વાચનરસને બદલે કાતણુરસની તરફ ધકેલ્યા એ ચર્ચા અહીં પ્રાસગિક નથી અહીં કહેવાનુ એટલુ જ છે કે શિક્ષણના આખા પ્રવાહને નવુ જ કલેવર આપવાનો કાકાસાહેબનો સકલ્પ કેટલો ઊચો હતો

× × ×

કાકાસાહેબનુ જીવન, એમની હળવામળવાની રીત, અને એમનુ વવણુ એવુ નથી કે જોનારને તેઓ કોઈ અસાધારણ વ્યક્તિ જણાય સાધારણ શિક્ષક જેવા શિક્ષક અને ભણેલાગણેલા અધ્યાપકસમા તેઓ જણાય છે કલાકો સુધી એમના સાથે વાર્તાલાપ ચલાવનારાનેયે એમના અતરમા ભભૂકી રહેલી જ્વાળાઓની ખબર નથી પડતી કેટલીયે વાર મે એમને કહેતા સાભળ્યા છે "ભાઈ તમે જીત્યા બસ, વિનાદ કરવા માટે વિવાદ કરવામા મને રસ નથી જીભાજોડી કરવામા તમે સબળા છો એ હુ કબૂલી લેવા તૈયાર છુ" કાર્યક્ષેત્રમા પણ બીજા કર્મવીર જોડે હોડમા જીતી પહેલા નીકળવાનો પ્રયત્ન કરતા કાકાસાહેબ દેખાતા નથી ઊલટા જ્યા ઝાઝી હરીફાઈ ઊભી થાય ત્યાથી એક વૈરાગીની જેમ સરળતાથી તેઓ ખસી જાય છે અને પોતાનુ નવુ કાર્યક્ષેત્ર શોધી લે છે એ રીતે સસારની દૃષ્ટિએ એમનુ વ્યક્તિત્વ શિથિલ હોવાનુ ઠરે છે તેઓ કોઈ ખાસ તપ કરતા પણ ભાગ્યે જ નજરે ચડે છે છતા અદરખાને તેઓ બહુ જ ચુસ્ત, અડગ, પાકા વિચારવાળા અને જીવનની ઢીલાઈને પળભર પણ સહી ન શકનારા છે રસિકતા અને વિનોદથી છલકાતા હોવા છતા એમનામા પોતાના વિદ્યાર્થી ઉપર કડપ બેસાડવાની અને પોતાની પાસે આવેલાનુ મનોદૌર્બલ્ય ખખેરી નાખવાની કરામત છે એ બધા પ્રસગો ટાકવા કઠણ છે પણ એમના કેટલાક વચનો નોધી જવાથી એમની અદર ઝળકતી પ્રતિભાની આછી અટકળ આવી શકશે

× × ×

'તારે કમાણી કરવાને સારુ કેળવણી લેવી છે? તો ચાલ હું તને નાટ્યાભિનય કરતા અને નાચવા શીખવુ, મહિને હજાર રૂપિયા કમાઈ શકીશ"

"બુઢાપો આવ્યે પેન્શન ચાવવાની ફિકર આડે આખી જુવાની વેડફી મારવી એ તો ભારેમા ભારે કાયરતા છે પેન્શન મેળવવા માટે નોકરી શોધવી એ આપણી સસ્કૃતિને છાજતી વાત નથી આપણી સસ્કૃતિમા એવી પગુતાને ક્યાય સ્થાન જ નથી અરે! બુઢાપો આવ્યે ખાવાના સાસા પડે તો માણસ ભૂખે રહી દેહ પાડે, પ્રાયોપ્રવેશ કરે વીરતાપૂર્વક મોતને ભેટીએ એ જ આપણને શોભે"

"પરિગ્રહ ઘટાડવા માટે મેં પુષ્કળ પ્રયત્ન કર્યો છે. રોજ ઊઠીને એને સારુ કાફી સાથે પાર વિનાનો લડતો રહ્યો છું. ઘરેણાંગાંઠાં, લુગડાલત્તાં, જમીન-પૈસો એ બધા પરિગ્રહ ખંખેરી નાખવામાં હું ફાવ્યો છું; પણ આ ચોપડીઓનો મારો પરિગ્રહ નથી છૂટતો. વીણીવીણીને ચોપડીઓ ભંઘરવામાં મારો જીવ લાગી જ રહે છે. પણ મનને સંતોષ વાળું છું કે આ ચોપડીઓનો ઉપયોગ વધુમાં વધુ વિદ્યાર્થીઓ કરે. કોઈ ચોપડી બગાડે છે તો મારો જીવ કપાય છે."

"અંગ્રેજીમાં જ્યાં કોઈને Well-Read કહે છે ત્યાં આપણે ત્યાં એને બહુશ્રુત કહે છે. ત્યાં ગ્રંથ વાંચવાની વાત છે તો આપણે ત્યાં જીવતા માણસના મોઢાથી સાંભળવાની વાત છે. માણસ માણસના સંપર્કથી મળેલું જ્ઞાન વધુ જીવતું ગણાય."

"ઉપનિષદના ઋષિએ ગાયું છે सत्यं च स्वाध्यायप्रवचने च । श्रुतं च स्वाध्यायप्रवचने च । જ્ઞાન અસીમ છે, જેટલું શીખીએ એટલું ઓછું છે. એટલે જો આપણે એ વિચારીએ કે બધું શીખી લીધા પછી બીજાને શીખવીશું તો એ ભૂલ છે. જેટલું શીખતા જાઓ એટલું શીખવતા પણ જાઓ. સ્વાધ્યાય જેટલો જરૂરી છે એટલું જ જરૂરી પ્રવચન પણ છે. અમારી પાસેથી તમે વિદ્યાર્થીઓ જે કંઈ મેળવો એ ખેડૂતો, વણકરો, હરિજનો, દલિતોને આપો. અને એ રીતે જ્ઞાનનો તંતુ આગળ વધાર્યે જ જાઓ."

"મને કઈ નોકરી મળશે, મને કોણ કામ આપશે, મારે કયા ક્ષેત્રમાં કામ કરવું — એ બધો વલોપાત છોડી દો. પોતાની યોગ્યતા વધારો, સુપાત્ર થાઓ, અધ્યયન ઊંડું બનાવો અને સદાચાર કેળવો એટલે કામ તો તમને ખોળતું ખોળતું તમારી પાસે આવી પડશે. કાર્યક્ષેત્ર શોધવા જવાનાં ફાંફાં ન મારશો. ઊંચામાં ઊંચા કાર્યને યોગ્ય થવાનો પ્રયત્ન કરતા રહેજો."

"ઝટઝટ ત્યાગી બની જવાની ઉતાવળ ન કરશો. પણ જેટલું તજો એ ઉત્સાહથી તજજો અને એ ત્યાગ શોભાવજો. ત્યાગ કરવા કરતાં ત્યાગને લાયક બનવું ઘણું કઠણ છે."

"જે માણસને મારી વાત સાંભળવામાં રસ નથી આવતો એને વાત કરવા બેસવાની મારી હિંમત નથી ચાલતી. પહેલાં હું સામા માણસમાં રસ જગાડવામાં ફાવું તો જ આગળની વાત કહી શકું. હું આકાશના તારા ચીંધતો હોઉં અને એના કાવ્ય પર ચર્ચા કરતો હોઉં, ત્યારે જો કોઈ યુવક મને કહે કે 'કાકાસાહેબ, તારાઓમાં તે વળી શું જોવાનું છે? એ તો રોજ એકધારા

ઊગવાના છે અને આથમવાના છે. એમાં વળી વખત શા બગાડવો !' તો હું એને ખગોળ બાબત એક શબ્દ પણુ ન કહેવા બેસું."

"એક વાતનું સતત ધ્યાન રાખવું, આપણે જે મંડળીમાં બેઠા હોઈએ એ મંડળીમાં ચાલતા હાસ્ય–વિનોદ, વાતચીતની ભૂમિકા આપણી હાજરી વડે ઊંચે ચડવી જોઈએ, એ નીચે ન જવી જોઈએ. આપણી કેળવણી અને સંસ્કારિતાનું એ ખાસ પ્રમાણ છે."

"મારી ઉંમર ભલે વધી ગઈ, પણ હું સદાયે નવજુવાનોની વચ્ચે તેમનો બરાબરિયો થઈને રહેવાની ચીવટ રાખું છું. જે વાતે હું એમનાથી જુદો દેખાઉં એ મને રુચતી હોય તોપણ નથી કરતો. મને સીવેલાં કપડાં પહેરવામાં રસ નથી પણ હું પહેરણ ન પહેરું તો યુવકસમાજથી જુદો તરી આવું; એ જ કારણે આજકાલ મેં માથાના વાળ સાદા કપાવવાને બદલે બાબરિયા વાળ રાખવાનું શરૂ કર્યું છે."

"પરણશો તોપણ પસ્તાશો અને નહીં પરણો તોપણ પસ્તાશો – એ સોક્રેટિસનું વચન સાવ સાચું છે. દંભ માટે ન પરણવું એટલે કે પોતાને મોટા કહેવડાવવા ન પરણવું એ સાર વિનાનું છે. વાસનાનું બંધન જાળવી રાખી પરણવાના બંધનથી નાસતો ફરે એ માણસ કદી ફાવવાનો નથી. જે જુવાન પરણવાનું માંડી વાળી પોતાની આધ્યાત્મિકતા વધારવા મથશે એને હું મારો બનતો સાથ આપીશ. જે યુવક પરણવા નીકળશે એને આશીર્વાદ આપીશ અને વિવાહિત જીવન વાટે પણ સામાજિક ક્રાંતિ કરવાનું પ્રોત્સાહન આપીશ."

"પ્રાર્થના, પૂજા, શાસ્ત્રાધ્યયન અને જ્ઞાનચર્ચા એ બધા વડે આપણે આત્મોન્મુખ બનીએ છીએ ખરા, પણ એ આપણું આત્મોન્મુખપણું મોટે ભાગે ચામડીની સપાટીની ઉપરનું જ હોય છે. સાચું અન્તર્મુખપણું બહુ વધારે પુરુષાર્થ અને ઘણું વિશુદ્ધ તપ માગે છે."

"સંસ્થાનું કામ હોય કે સમાજનું કામ હોય, જેને કર્મવીર બનવું છે એને 'કૂર્મોગાનીવ' બનતાં આવડવું જોઈએ. જ્યાં આસક્તિ વધી, ઘર્ષણ વધ્યું, ખોટી હરીફાઈ જામી કે આપણે કૂર્મોગાનીવ થઈને બેસી જવું. તો જ એ કર્મયોગ ફળવાનો. કૂર્મોગાનીવ થતાં ન આવડે એ અનાસક્તિયોગ નથી જ સાધી શકવાનો."

"ગેરસમજ કાદવની કોઠી સમી છે. એ જેટલી ધોવા બેસશો એટલી એ વધશે. મારે વિશે ગેરસમજ ઊપજે, એટલે હું ખુલાસા આપવા નથી

બેસતો. છાનો રહું છું અને મારે રસ્તે ચાલું છું. સમય આવ્યે આપમેળે ગેરસમજ ઓગળી જશે."

"બાપુજી પાસે આવ્યો અને મારો ભવ બદલાઈ ગયો. ક્રાંતિકારી વિચારો બદલાયા અને અહિંસાનો મહિમા સમજ્યો; પણ એક પસ્તાવો મારા મનમાં રહી જ ગયો; હું બહુ મોડો બાપુ પાસે આવ્યો. જો ઊગતી જુવાનીમાં આવ્યો હોત તો હુંયે મગનલાલભાઈની પેઠે કર્મશૂર તરીકે પંકાત. વાક્શૂર તરીકે પંકાવું મને રુચતું નથી."

"માણસ ગમે એટલું ભણે, ગમે એટલો કેળવાય પણ જેનામાં સૂઝ નથી, જેનામાં પ્રત્યુત્પન્નમતિ નથી એ માણસ કહેવડાવવાને લાયક નથી. આપણા જુવાનોમાં સૂઝનો સાવ જ અભાવ છે એ મને ખૂંચે છે. ઝાડૂ વાળો, વાસણ માંજો કે શાક કાપો – દરેકમાં સૂઝ વાપરવી જોઈએ. જો આપણામાં સૂઝ હોત તો આજે કુંભારનો ચાકડો છે એવો ને એવો ન હોત અને આપણી બહેનોને રોજ ધુમાડો ન ખાવો પડત."

"જીવનની જરૂરિયાત એક વાર વધારી મૂકી એટલે પછી એ ઘટાડી ઘટતી જ નથી હાથીના દાંત બહાર આવે છે પછી એ પાછા અંદર જઈ શકતા નથી. એટલે સગવડ હોય ત્યારે પણ આપણે ઓછામાં ઓછે ખરચે ચલાવવાની સદાયે કાળજી રાખવી."

"શ્રુતિચર્યા વિદ્વાનોને માટે હોય છે અને સ્મૃતિચર્યા સમાજને માટે. જમાને જમાને નવી સ્મૃતિ તૈયાર થાય છે. ઊંડા તત્ત્વજ્ઞાન અને બહુ ઊંચા આદર્શોમાં સાધકોને રસ પડે. સાધારણ સમાજને તો નાના નાના વિધિ-નિષેધ સમજાવી દઈએ નાતજાતની સંકુચિત દૃષ્ટિ મટાડી એને ઉદાર મનોવૃત્તિ અર્પનારી નવી સ્મૃતિની આજે આવશ્યકતા છે."

"જો ગૌરીશંકરનું શિખર એકલું એકલવાયું ઊભું હોત તો એ આંખને ખૂંચત. સેંકડો નાનમોટાં શિખરો હજારો માઈલ સુધી સળંગ ઊભા છે એની વચ્ચે જ ગૌરીશંકર અને ધવલગિરિ તેમ જ નંદાદેવી ને ત્રિશૂળ આદિનાં ઉત્તુંગ શિખરો ભવ્ય રીતે શોભી રહ્યાં છે. એ જ પ્રમાણે કોઈ માણસ એકલો ચરો બની પોતાનું જ જ્ઞાન વધાર્યે જાય અને મહાપંડિત બને એથી કંઈ દેશ એટલો સુશોભિત અને સમૃદ્ધ નથી બનવાનો, જેટલો ઘેર ઘેર થોડા થોડાયે જ્ઞાનના ફેલાવાથી એ સમૃદ્ધ થવાનો છે. જ્યારે લાખો અને કરોડો લોકોમાં કેળવણી સર્વવ્યાપી બનશે ત્યારે એમાંથી જે થોડા મહાવિદ્વાન પાકશે એ ઘણી ઊંચી પંક્તિના જ્ઞાની હશે."

અતે કાકાસાહેબનુ ઉપદેશામૃત જે શ્લોકો વડે કાનમા ગુજ્યા કરે છે એ શ્લોકો વડે આ સ્મરણલેખની સમાપ્તિ કરીએ

अभय सत्त्वसशुद्धिर्ज्ञानयोगव्यवस्थिति ।
दान दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्याग शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्व मार्दव ह्रीरचापलम् ॥
तेज क्षमा धृति शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति सपद दैवीमभिजातस्य भारत ॥

અને

त्रिविध नरकस्येद द्वार नाशनमात्मन ।
काम क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रय त्यजेत् ॥
एतैर्विमुक्त कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नर ।
आचरत्यात्मन श्रेय ततो याति परा गतिम् ॥

[ શ્રીમદ્ ભગવદ્ગીતા ૧૬/૧–૩, ૨૧–૨૨ ]

એનુ આચરણ કરીને તથા કરવાનુ શીખવીને સાચા આચાર્ય બનેલા કાકાસાહેબનુ જેટલુ સ્મરણ ને મનન કરીએ એ જીવનને ઊચે ચડાવનારુ જ છે

જીવનની સફળતા શામા રહેલી છે ? કેવુ જીવન ગાળવાથી આપણે નિષ્પ્રાણ ન થઈએ હીન ન થઈએ વિનાશના યાત્રી ન થઈએ, એ પ્રથમ નક્કી કરવુ જોઈએ અને પછી એવા મગન અને તેજસ્વી જીવનને અનુકૂળ એવી શુભ કળાઓ ખીલવવી જોઈએ ઇન્દ્રિયોનુ પોતપોતાના વિષયો તરફનુ આકર્ષણ સ્વાભાવિક છે એ આકર્ષણને જ જો કોઈ કળાવૃત્તિ માની બેસે એને જ જો કોઈ રસિકતા સમજી લે તો સમજવુ કે તેણે આપઘાત કર્યો છે અને કળાનુ અપમાન કર્યુ છે કળાનો વ્યાપાર ઇન્દ્રિયગોચર હોય છે ખરો પણ એનો કલાત્મક આનન્દ વિષયાતીત હોવો જોઈએ

—કાકા કાલેલકર

‘જીવનનો આનદ’, પૃ ૨૨૬

બેસતો છાનો રહું છું અને મારે ગતે ચાલું છું સમય આવ્યે આપમેળે ગેરસમજ ઓગળી જશે ''

"બાપુજી પાસે આવ્યો અને મારો ભવ બદલાઈ ગયો ક્રાંતિકારી વિચારો બદલાયા અને અહિંસાનો મહિમા સમજ્યો, પણ એક પસ્તાવો મારા મનમાં રહી જ ગયો, હું બહુ મોડો બાપુ પાસે આવ્યો જો ઊગતી જુવાનીમાં આવ્યો હોત તો હુંયે મગનલાલભાઈની પેઠે કર્મશૂર તરીકે પંકાત નાફશૂર તરીકે પંકાવું મને રુચતું નથી ''

"માણસ ગમે એટલું ભણે, ગમે એટલો કેળવાય પણ જેનામાં સૂઝ નથી, જેનામાં પ્રત્યુત્પન્નમતિ નથી એ માણસ કહેવડાવવાને લાયક નથી આપણા જુવાનોમાં સૂઝનો સાવ જ અભાવ છે એ મને ખૂંચે છે ઝાડૂ વાળો, વાસણ માંજો કે શાક કાપો – દરેકમાં સૂઝ વાપરવી જોઈએ જો આપણામાં સૂઝ હોત તો આજે કુંભારનો ચાકડો છે એવો ને એવો ન હોત અને આપણી બહેનોને રાજ ધુમાડો ન ખાવો પડત ''

"જીવનની જરૂરિયાત એક વાર વધારી મૂકી એટલે પછી એ ઘટાડી ઘટતી જ નથી હાથીના દાંત બહાર આવે છે પછી એ પાછા અંદર જઈ શકતા નથી એટલે સગવડ હોય ત્યારે પણ આપણે ઓછામાં ઓછે ખરચે ચલાવવાની સદાયે કાળજી રાખવી '

"શ્રુતિચર્ચા વિદ્વાનોને માટે હોય છે અને સ્મૃતિચર્ચા સમાજને માટે જમાને જમાને નવી સ્મૃતિ તૈયાર થાય છે ઊંડા તત્ત્વજ્ઞાન અને બહુ ઊંચા આદર્શોમાં સાધકોને રસ પડે સાધારણ સમાજને તો નાના નાના વિધિ નિષેધ સમજાવી દઈએ નાતજાતની સંકુચિત દૃષ્ટિ મટાડી એને ઉદાર મનોવૃત્તિ અર્પનારી નવી સ્મૃતિની આજે આવશ્યકતા છે ''

"જો ગૌરીશંકરનું શિખર એકલું એકલવાયું ઊભું હોત તો એ આંખને ખૂંચત સેંકડો નાનમોટાં શિખરો હજારો માઈલ સુધી સળંગ ઊભાં છે એની વચ્ચે જ ગૌરીશંકર અને ધવલગિરિ તેમ જ નંદાદેવી ને નિલકંઠ આદિના ઉત્તુંગ શિખરો ભવ્ય રીતે શોભી રહ્યાં છે એ જ પ્રમાણે કોઈ માણસ એકલો ધુરંધર બની પોતાનું જ જ્ઞાન વધાર્યે જાય અને મહાપંડિત બને એથી કંઈ દેશ એટલો સુશોભિત અને સમૃદ્ધ નથી બનવાનો, જેટલો ઘેર ઘેર થોડા થોડા જ્ઞાનના ફેલાવાથી એ સમૃદ્ધ થવાનો છે જ્યારે લાખો અને કરોડો લોકોમાં કેળવણી સર્વવ્યાપી બનશે ત્યારે એમાંથી જે થોડા મહાવિદ્વાન પાકશે એ ઘણી ઊંચી પંક્તિના જ્ઞાની હશે '

અચકાયા ન હતા. બીજી બાજુથી વિદ્યાર્થીઓ ઉપર વાત્સલ્ય પણ ઉત્તરોત્તર વધતું જ ચાલ્યું છે.

* * *

તેઓ ભૂગોળ શીખવતા. ભૂગોળ એટલે સ્થાનો કે વસ્તુની ગોખણપટ્ટી નહિ, પરંતુ કૌતુક અને નવીનતાનો ભંડાર એ પ્રતીતિ તેમણે કરાવી.

* * *

તેમનું અને અમારું ઘર જોડાજોડ હતાં. તેમનાં બંને ચિરંજીવીઓ—સતીશ, બાળ—અને હું સાથે રમતા. રમતમાં મતભેદ થતો ત્યારે કોઈ કોઈ વાર અંગબળનો આશરો લઈ ન્યાય કરતા. પરંતુ કાકાસાહેબે કોઈ દિવસ એક પણ શબ્દ મને કહ્યો ન હતો.

* * *

એક વાર 'લેઈટ ફી' ચોડીને એક કવર કાકાસાહેબે મને આપ્યું અને કહ્યું કે "આજની ટપાલમાં તે જવું જ જોઈએ." હું સાયકલ લઈને સાબરમતીની પોસ્ટ ઑફિસે ઊપડ્યો. ટપાલપેટીમાંથી ટપાલ લેવાઈ ગઈ હતી. મેં પોસ્ટમાસ્તરને આ એક કવર લઈ લેવા વિનવણી કરી જોઈ પણ તેણે તે કાનૂન બહાર ગણી ન લીધું. પાછા આવીને પરાજયના સમાચાર મેં કહ્યા. પૂજ્ય કાકાસાહેબે કહ્યું કે કોઈને પણ કદીય બહુ વિનવણી ન કરવી. એક કે બે વાર કહેવાથી માને તો ઠીક; નહિ તો પછી આગ્રહ જતો કરવો. થોડા વખત પછી सद्बोधशतकमा તેમણે यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः વાળો શ્લોક શીખવ્યો.

* * *

આશ્રમમાં એક સ્થળે એક ઓરડી બાંધવાની હતી. અમુક જ પ્રકારની ઓરડી હોવી જોઈએ એવી સ્પષ્ટ સૂચના તેમણે કંત્રાટીને આપેલી. પેલાએ પોતાની જ યોજના મુજબની ઓરડી બાંધી. કાકાસાહેબને આ વાતની ખબર પડતાં તેમણે કંત્રાટીને ઊધડો લઈ નાખ્યો અને ઓરડી પડાવી ફરી ચણાવી. ઓરડી જાહેર વપરાશની હતી એટલે તેમાં અમુક જ પ્રકારે ચણતર થવું જોઈએ એ તેમનો દૃઢ આગ્રહ હતો.

* *

હું નવો નવો વિદ્યાર્થી હતો. ભૂગોળની એક
હું ઠીકઠીક ગભરાયેલો. દરરોજ જે શ

## ૧૭. આશ્રમમાં કાકાસાહેબ

### તનસુખ ભટ્ટ

પૂજ્ય કાકાસાહેબ કાલેલકરના આચાર્યપદે ચાલતી સત્યાગ્રહાશ્રમની રાષ્ટ્રીય શાળાનો હું બાળપણનો વિદ્યાર્થી હોઈને તે વખતના કેટલાક મરમરણો અહીં આલેખવાનો મારો ઇરાદો છે

ઈ સ ૧૯૧૯ કે ૧૯૨૦ની સાલ હતી જાફરાબાદમા ચોથી ગુજરાતીનો અભ્યાસ કરતો હતો ત્યાથી હું સત્યાગ્રહાશ્રમમા ભણવા આવ્યો આજથી પચીસ વર્ષ પહેલાનો એ જમાનો ! રાષ્ટ્રીય જીવનની દૃષ્ટિએ અધકારમય કાઠિયાવાડમાથી મને જ્યોતિર્મય સત્યાગ્રહાશ્રમના દર્શન થયા તેમા નાની મોટી કેટલીક સ્વયપ્રકાશિત વિભૂતિઓમા શ્રી વિનોબા ભાવે, શ્રી આપ્પા સાહેબ પટવર્ધન વગેરે હતા પૂજ્ય કાકાસાહેબ તેમાની એક વિભૂતિ

*  *  *

મને યાદ છે કે શાળાની પ્રાર્થનામા પૂ કાકા સૌથી છેલ્લા આવતા તેમના આવ્યા પછી જ પ્રાર્થના શરૂ થતી તેઓ જાતે જ શિક્ષકોની મધ્યમા બેસી પ્રાર્થનાની શરૂઆત કરતા પ્રાર્થનામા પલાઠી વાળીને ટટાર બેસતા અને વિદ્યાર્થીઓને અવારનવાર આખી પ્રાર્થના દરમિયાન ટટાર બેસવા નામ દઈને સૂચના આપતા મનો પછી તેમનુ પ્રવચન ચાલુ થતું વિષયોની વિવિધતા અજબ હતી દેશના સમાચારો, ઉત્સવો, પ્રવાસવર્ણનો, પશુપક્ષીની ખાસિયત, મહાપુરુષોના જીવન, મહારાષ્ટ્ર તેમજ ભારત, અન્ય પ્રાંતોની વિશેષતાઓ ઇત્યાદિ વિષયોની તેમને ખોટ ન હતી સ્વાધ્યાયપ્રવચનાભ્યાં ન પ્રમાદિતવ્યમ્ સૂત્ર પ્રમાણે તેમણે કદી પ્રવચનનો પ્રમાદ કર્યો ન હતો પ્રાર્થનામા શિસ્તપાલનના તેઓ અતિ આગ્રહી જણાતા શાળાની શિસ્ત અંગે પણ અમે તેના ભોગ કે લાગવગવાળા વાલીના બાળકને યોગ્ય શિક્ષા કરતા તેઓ

અચકાયા ન હતા. બીજી બાજુથી વિદ્યાર્થીઓ ઉપર વાત્સલ્ય પણ ઉત્તરોત્તર વધતું જ ચાલ્યું છે.

*           *           *

તેઓ ભૂગોળ શીખવતા. ભૂગોળ એટલે સ્થાનો કે વસ્તુની ગોખણપટ્ટી નહિ, પરંતુ કૌતુક અને નવીનતાનો ભંડાર એ પ્રતીતિ તેમણે કરાવી.

*           *           *

તેમનું અને અમારું ઘર જોડાજોડ હતાં. તેમનાં બંને ચિરંજીવીઓ—સતીશ, બાળ—અને હું સાથે રમતા. રમતમાં મતભેદ થતો ત્યારે કોઈ કોઈ વાર અંગબળનો આશરો લઈ ન્યાય કરતા. પરંતુ કાકાસાહેબે કોઈ દિવસ એક પણ શબ્દ મને કહ્યો ન હતો.

*           *           *

એક વાર 'લેઈટ ફી' ચોડીને એક કવર કાકાસાહેબે મને આપ્યું અને કહ્યું કે "આજની ટપાલમાં તે જવું જ જોઈએ." હું સાયકલ લઈને સાબરમતીની પોસ્ટ ઑફિસે ઊપડ્યો. ટપાલપેટીમાંથી ટપાલ લેવાઈ ગઈ હતી. મેં પોસ્ટમાસ્તરને આ એક કવર લઈ લેવા વિનવણી કરી જોઈ પણ તેણે તે કાનૂન બહાર ગણી ન લીધુ. પાછા આવીને પરાજયના સમાચાર મેં કહ્યા. પૂજ્ય કાકાસાહેબે કહ્યું કે કોઈને પણ કદીય બહુ વિનવણી ન કરવી. એક કે બે વાર કહેવાથી માને તો ઠીક; નહિ તો પછી આગ્રહ જતો કરવો. થોડા વખત પછી सद्बोधशतकमा તેમણે यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीन वचः વાળો શ્લોક શીખવ્યો.

*           *           *

આશ્રમમાં એક સ્થળે એક ઓરડી બાંધવાની હતી. અમુક જ પ્રકારની ઓરડી હોવી જોઈએ એવી સ્પષ્ટ સૂચના તેમણે કંત્રાટીને આપેલી. પેલાએ પોતાની જ યોજના મુજબની ઓરડી બાંધી. કાકાસાહેબને આ વાતની ખબર પડતા તેમણે કંત્રાટીને ઊધડો લઈ નાખ્યો અને ઓરડી પડાવી ફરી ચણાવી. ઓરડી જાહેર વપરાશની હતી એટલે તેમાં અમુક જ પ્રકારે ચણતર થવું જોઈએ એ તેમનો દૃઢ આગ્રહ હતો.

*           *           *

હું નવો નવો વિદ્યાર્થી હતો. ભૂગોળની એક પરીક્ષા આવી. પરીક્ષાથી હું ઠીકઠીક ગભરાયેલો. દરરોજ જે શહેર કે નદી પર્વતો બતાવતો તે પણ

પરંતુ તેમને શું શું થયું હશે એ તો તેઓ જ જાણે ! વિદ્યાર્થીનું જીવન સાહસમય અને હિંમતવાળું થવું જોઈએ એમ માનનાર સિવાય બીજા કોઈ આચાર્ય આવી રજા આપે ખરા ?

× × ×

એક વાર કાકાના એક મિત્રે કાકાના જ અંગત જીવન વિશે એક લેખ લખ્યો. તેમણે તે કાકાને બતાવ્યો. તેમાં કેટલેક સ્થળે હકીકતદોષ હતો, બીજો દોષ હોય એ પણ સંભવે. પરંતુ કાકાએ તો તે લેખ પ્રકટ કરવાની તેમને અનુમતિ આપી — એટલું જ નહિ પરંતુ પેલી તથ્યથી જુદી તરતી હકીકતોમાં ફેરફાર કરવાનું પણ ન સૂચવ્યું. પોતાને વિશે અમીરી ગૌરવ અને ફકીરી બેપરવાઈ રાખનાર વિના અન્ય કોણ આમ કરે ? આને નિરાભિમાનિતા કહેવી કે વૈરાગ્ય કહેવો કે મસ્તી કહેવી ?

•

આજની સમાજરચનામાં મુઠીભર લોકો લાખો ને કરોડો રૂપિયા કમાય છે હવે પછી એ અસામાજિક, સ્વાર્થી અને આંધળો ઉદ્દેશ મનમાં ન રાખતાં લાખો જ નહીં પણ કરોડો લોકોને મુઠી મુઠી અનાજ વધારે મળે અને તેમના હાડકાં ને ચામડાં વચ્ચે મુઠી મુઠી માંસ વધે એ ઉદ્દેશથી સંપત્તિશાસ્ત્રે ઉપાય સૂચવવા જોઈએ, વિજ્ઞાનશાસ્ત્રે શોધખોળ કરવી જોઈએ. સમાજ-સેવાનો આદર્શ એ જ હોઈ શકે.

આજે ચાલે છે તે ઢબે તો નાશ જ સર્જાયેલો છે. એ ઢબ ફેરવવી જ પડશે. પાશ્ચાત્ય ઢબે વિજ્ઞાન, 'વાર્તા', સંપત્તિશાસ્ત્ર ને ઉદ્યોગ ચલાવીશું તો પશ્ચિમના પાકા ગુલામ બનીશું, ગરીબોના ભક્ષક બનીશું અને અન્તે ભસ્માસુરની પેઠે માથે હાથ મૂકી ભસ્મ થઈ જઈશું

'જીવનવિકાસ', પૃ. ૭૯

અચકાયા ન હતા. બીજી બાજુથી વિદ્યાર્થીઓ ઉપર વાત્સલ્ય પણ ઉત્તરોત્તર વધતું જ ચાલ્યું છે.

* * *

તેઓ ભૂગોળ શીખવતા. ભૂગોળ એટલે સ્થાનો કે વસ્તુની ગોખણપટ્ટી નહિ, પરંતુ કૌતુક અને નવીનતાનો ભંડાર એ પ્રતીતિ તેમણે કરાવી.

* * *

તેમનું અને અમારું ઘર જોડાજોડ હતાં. તેમનાં બંને ચિરંજીવીઓ–સતીશ, બાળ – અને હું સાથે રમતા. રમતમાં મતભેદ થતો ત્યારે કોઈ કોઈ વાર અંગબળનો આશરો લઈ ન્યાય કરતા. પરંતુ કાકાસાહેબે કોઈ દિવસ એક પણ શબ્દ મને કહ્યો ન હતો.

* * *

એક વાર ' લેઈટ ફી ' ચોડીને એક કવર કાકાસાહેબે મને આપ્યું અને કહ્યું કે "આજની ટપાલમાં તે જવુ જ જોઈએ." હું સાયકલ લઈને સાબરમતીની પોસ્ટ ઑફિસે ઊપડચો. ટપાલપેટીમાંથી ટપાલ લેવાઈ ગઈ હતી. મેં પોસ્ટમાસ્તરને આ એક કવર લઈ લેવા વિનવણી કરી જોઈ પણ તેણે તે કાનૂન બહાર ગણી ન લીધુ. પાછા આવીને પરાજયના સમાચાર મેં કહ્યા. પૂજ્ય કાકાસાહેબે કહ્યું કે કોઈને પણ કદીય બહુ વિનવણી ન કરવી. એક કે બે વાર કહેવાથી માને તો ઠીક; નહિ તો પછી આગ્રહ જતો કરવો. થોડા વખત પછી સદ્બોધશતકમા તેમણે यं यं पश्यसि तस्य तस्य पुरतो मा ब्रूहि दीनं वचः વાળો શ્લોક શીખવ્યો.

* * *

આશ્રમમાં એક સ્થળે એક ઓરડી બાંધવાની હતી. અમુક જ પ્રકારની ઓરડી હોવી જોઈએ એવી સ્પષ્ટ સૂચના તેમણે કંત્રાટીને આપેલી. પેલાએ પોતાની જ યોજના મુજબની ઓરડી બાંધી. કાકાસાહેબને આ વાતની ખબર પડતાં તેમણે કંત્રાટીને ઊધડો લઈ નાખ્યો અને ઓરડી પડાવી ફરી ચણાવી. ઓરડી જાહેર વપરાશની હતી એટલે તેમાં અમુક જ પ્રકારે ચણતર થવું જોઈએ એ તેમનો દૃઢ આગ્રહ હતો.

* * *

હું નવો નવો વિદ્યાર્થી હતો. ભૂગોળની એક પરીક્ષા આવી. પરીક્ષાથી હું ઠીકઠીક ગભરાયેલો. દરરોજ જે શહેર કે નદી પર્વતો બતાવતો તે પણ

બતાવી ન શક્યો. કાકાસાહેબે જોયું કે આ વિદ્યાર્થીને પરીક્ષાક્ષોભ થયો છે એટલે તેમણે મને મરજી પડે તે સ્થળો બતાવવા કહ્યું. મેં હરકોઈ સ્થળ બતાવ્યું અને તેમણે મને બીજાની જેમ જ માનપૂર્વક પાસ થયેલો જાહેર કર્યો.

* * *

એક વાર છાત્રાલયના ત્રણેક વિદ્યાર્થીઓએ આશ્રમમાંથી સાબરમતી સ્ટેશને જઈને ચા-ગાંઠિયાની વ્યવસ્થા કરી. આશ્રમના નિયમથી આ વિરુદ્ધ વર્તન હતું. કાકાસાહેબે સભા બોલાવી પેલા ત્રણે વિદ્યાર્થીને ડિસમિસ કર્યા. પરંતુ એ જ કડક કાકાસાહેબ, પોતાને ક્ષય થયો હતો ત્યારે, કમર દુઃખતી હોવાથી બેસી ન શકાવાથી, ઊભા ઊભા કાંતતા અને નિયમપાલન, શિસ્ત વગેરે परोपदेशे पाण्डित्यम् નથી એમ પોતાના આચરણથી બોધ આપતા. જે શિસ્ત અને નિયમપાલનનો આગ્રહ આજના નેતાઓ માગે છે તે તેઓ પચીસ વર્ષ પહેલા માગતા.

હું બારેક વર્ષનો હોઈશ. એક વાર છાત્રાલયના છાપરા પરથી દીવાલની બહાર પડતી કોરે કોરે થઈને મધ્યમાં આવેલી તેમની ઑફિસની બારી આગળ આવ્યો. કાકાસાહેબને આશ્ચર્યચકિત કરવા માટે મેં એકદમ બારીમાંથી બૂમ પાડી, "કાકાસાહેબ!" મેં જે કદરદાની અને અભિનંદનની આશા રાખેલી તે જ મને મળ્યાં. "ઓ હો, શાબાશ," એમ એમણે આનંદિત વદને કહ્યું. પહેલાં મારું પુષ્કળ ગૌરવ કરીને પછી કહ્યું, "એમ કરતાં પડો તો કોનાં હાડકાં ભાંગે? ફરી આમ કરવું હોય તો રજા લઈને કરવું જોઈએ."

× × ×

હું ચૌદેક વરસનો હોઈશ. શરીરબળ, બુદ્ધિશક્તિ અને સ્વત્વની ભાવના વિકાસ કરવા લાગી. અત્યાર સુધી જે કેટલાક "દાદા"ઓની દાદાગીરી સહન કરતો હતો તેમાંથી એકની સાથે મારે "ઠેરી ગઈ." મારો વાંક એ હતો કે રમતમાં મેં તે "દાદા"ને નમતું નહોતું આપ્યું અને તેના નિર્ણય સામે વાંધો ઉઠાવ્યો. પેલાએ મારી ગરદન આજુબાજુ ધોતિયું વીંટેલું હતું તે લઈને આમળ્યું અને મને ગૂંગળાવવાની ધમકી સક્રિય રીતે આપી. મારા મિત્રો તો મારા કરતાં શરીરે નબળા હતા. પેલો ન તો મને ગૂંગળાવી શક્યો કે ન જીતી શક્યો મેં પણ અહિંસક વાગ્બાણોનું એકમાત્ર હથિયાર વાપર્યું. પેલો થાકીને છેવટે ચાલતો થયો.

આ કુરુક્ષેત્ર કાકાસાહેબના ખડની નીચે જ લડાયું અને કાકાસાહેબ બારીમાથી તે બધુ જોતા હતા તેની અમને કાઈને ખબર નહિ તેમણે ઉપરથી કહ્યુ, "તનસુખ!" અત્યાર સુધી ડર નહોતો તે હવે એકાએક મારામા પ્રવેશ્યો તેમણે કહ્યુ કે "તમારા વચ્ચેની તકરાર હુ જોતો હતો તમે ડરના માર્યા નમતુ ન આપ્યુ તે મને ખૂબ ગમ્યુ છે ન્યાય તમારે પક્ષે હતો તે હુ જાણતો હતો પેલાની ગુડાગીરીને કદી શરણે થતા નહિ" આટલી પ્રેરણા બસ હતી શાળાના આચાર્યશ્રી જાતે અભિનદનના શબ્દો કહે તેથી અમે ધન્યતા અનુભવતા લાગ્યા

× × ×

વિદ્યાર્થીઓના શરીર માયકાગલા જોઈને તેમને અપાર દુ ખ થતું સાબરમતીમાંના નવજીવન મુદ્રણાલય હતુ ત્યારે વ્યવસ્થાપક તરીકે કાકાસાહેબે ત્યાના વ્યાયામ મદિરને બને તેટલી સગવડ આપેલી આશ્રમની શાળામા પણ વિદ્યાર્થીઓએ સવારે કસરત અને સાજે રમત માટે એકએક કલાક કાઢવો જ જોઈએ એ તેમનો આગ્રહ કસરતમાથી તો મુક્તિ મળે પરતુ રમતમાથી કોઈને મુક્તિ મળતી નહિ જ જો કોઈ વિદ્યાર્થી સાજે રમતમા ન જાય તો બીજે દિવસે તેનુ ભણવાનુ બધ કરવામા આવતુ અને ત્યારે વિદ્યાર્થીઓ પણ એવા વિચિત્ર કે આમ સહેજે મળેલી રજાથી આનદ પામવાને બદલે દુ ખી થતા તેથી રમતમા આવવાનુ ચૂકતા નહિ

× × ×

એક વાર સાબરમતીમા પૂર આવ્યું સ્વામીનારાયણના મદિરનો હાથી પાણી પીવા આવેલો તે તો આ અચાનક જળક્રીડાની તક જોઈને નાઠો અને પૂરમા મહાલવા લાગ્યો આવા સજોગોમા અમે કેટલાક વિદ્યાર્થીઓએ પૂરમા નહાવા જવાની રજા માગી અમારી ઉમર પણ ત્યારે સોળેક વર્ષથી વધુ નહોતી કાકાસાહેબે જાતજાતના સવાલો કર્યા કોને તરતા આવડે છે, અગાઉ પૂરમા કોણ કોણ પડ્યુ છે, કોણ કસરતમા આગળ પડતા જણાય છે અને એવા પ્રશ્નો પૂછીને અમને કટાળો આપ્યો પરતુ રજા ન આપી અમે ખૂબ ખૂબ પ્રયત્નો કર્યા ત્યારે માત્ર અમુક વિદ્યાર્થીઓને પડવાની રજા મળી અમે તો હરખભેર તરીને પાછા આવ્યા, (સામે પાર નહિ!— એક ઘાટથી બીજા કોઈ ઘાટ સુધી, એક જ કિનારે) અમે તેમને મનમા ધન્યવાદ આપ્યા

પરંતુ તેમને શું શું થયું હશે એ તો તેઓ જ જાણે ! વિદ્યાર્થીનું જીવન સાહસમય અને હિંમતવાળું થવું જોઈએ એમ માનનાર સિવાય બીજા કોઈ આચાર્ય આવી રજા આપે ખરા ?

× × ×

એક વાર કાકાના એક મિત્રે કાકાના જ અંગત જીવન વિશે એક લેખ લખ્યો. તેમણે તે કાકાને બતાવ્યો. તેમાં કેટલેક સ્થળે હકીકતદોષ હતો. બીજો દોષ હોય એ પણ ગંજાવે. પરંતુ કાકાએ તો તે લેખ પ્રકટ કરવાની તેમને અનુમતિ આપી – એટલું જ નહિ પરંતુ પેલી તથ્યથી જુદી તરતી હકીકતોમાં ફેરફાર કરવાનું પણ ન સૂચવ્યું. પોતાને વિશે અમીરી ગૌરવ અને ફકીરી બેપરવાઈ રાખનાર વિના અન્ય કોણ આમ કરે ? આને નિરાભિમાનિતા કહેવી કે વૈરાગ્ય કહેવો કે મસ્તી કહેવી ?

•

આજની સમાજરચનામાં મુઠીભર લોકો લાખો ને કરોડો રૂપિયા કમાય છે. હવે પછી એ અસામાજિક, સ્વાર્થી અને આંધળો ઉદ્દેશ મનમાં ન રાખતાં લાખો જ નહીં પણ કરોડો લોકોને મુઠી મુઠી અનાજ વધારે મળે અને તેમનાં હાડકાં ને ચામડાં વચ્ચે મુઠી મુઠી માંસ વધે એ ઉદ્દેશથી સંપત્તિશાસ્ત્રે ઉપાય સૂચવવા જોઈએ, વિજ્ઞાનશાસ્ત્રે શોધખોળ કરવી જોઈએ. સમાજ-સેવાનો આદર્શ એ જ હોઈ શકે.

આજે ચાલે છે તે ઢબ તો નાશ જ સર્જેલી છે. એ ઢબ ફેરવવી જ પડશે. પાશ્ચાત્ય ઢબે વિજ્ઞાન, 'વાર્તા', સંપત્તિશાસ્ત્ર ને ઉદ્યોગ ચલાવીશું તો પશ્ચિમના પાકા ગુલામ બનીશું, ગરીબોના ભક્ષક બનીશું અને અન્તે ભસ્માસુરની પેઠે માથે હાથ મૂકી ભસ્મ થઈ જઈશું.

'જીવનવિકાસ', પૃ. ૭૯ — કાકા કાલેલકર



કાકાસાહેબ (૧૯૨૨)

પરંતુ તેમને શું શું થયું હશે એ તો તેઓ જ જાણે! વિદ્યાર્થીનું જીવન સાહસમય અને હિંમતવાળું થવું જોઈએ એમ માનનાર સિવાય બીજા કોઈ આચાર્ય આવી રજા આપે ખરા?

× × ×

એક વાર કાકાના એક મિત્રે કાકાના જ અંગત જીવન વિશે એક લેખ લખ્યો. તેમણે તે કાકાને બતાવ્યો. તેમાં કેટલેક સ્થળે હકીકતદોષ હતો. બીજો દોષ હોય એ પણ ગભરાવે. પરંતુ કાકાએ તો તે લેખ પ્રકટ કરવાની તેમને અનુમતિ આપી – એટલું જ નહિ પરંતુ પેલી તથ્યથી જુદી તરતી હકીકતોમાં ફેરફાર કરવાનું પણ ન સૂચવ્યું. પોતાને વિશે અમીરી ગૌરવ અને ફકીરી બેપરવાઈ રાખનાર વિના અન્ય કોણ આમ કરે? આને નિરાભિમાનિતા કહેવી કે વૈરાગ્ય કહેવો કે મસ્તી કહેવી?

આજની સમાજરચનામાં મુઠીભર લોકો લાખો ને કરોડો રૂપિયા કમાય છે. હવે પછી એ અસામાજિક, સ્વાર્થી અને આંધળો ઉદ્દેશ મનમાં ન રાખતાં લાખો જ નહીં પણ કરોડો લોકોને મુઠી મુઠી અનાજ વધારે મળે અને તેમનાં હાડકાં ને ચામડાં વચ્ચે મુઠી મુઠી માંસ વધે એ ઉદ્દેશથી સંપત્તિશાસ્ત્રે ઉપાય સૂચવવા જોઈએ, વિજ્ઞાનશાસ્ત્રે શોધખોળ કરવી જોઈએ. સમાજ-સેવાનો આદર્શ એ જ હોઈ શકે.

આજે ચાલે છે તે ઢબ તો નાશ જ સર્જે છે. એ ઢબ ફેરવવી જ પડશે. પાશ્ચાત્ય ઢબે વિજ્ઞાન, 'વાર્તા', સંપત્તિશાસ્ત્ર ને ઉદ્યોગ ચલાવીશું તો પશ્ચિમના પાકા ગુલામ બનીશું, ગરીબોના ભક્ષક બનીશું અને અન્તે ભસ્માસુરની પેઠે માથે હાથ મૂકી ભસ્મ થઈ જઈશું.

'જીવનવિકાસ', પૃ. ૭૯ — કાકા કાલેલકર

## ૧૩. ગૂજરાત વિદ્યાપીઠમાં કાકાસાહેબ

[ થોડાંક સ્મરણો ]

સુન્દરમ્

ભૂતકાળ હમેશાં સુવર્ણયુગ જેવો લાગે છે. ૧૯૨૪માં હું વિદ્યાપીઠમાં દાખલ થયો ત્યારે એને સ્થપાયાને ચારેક વરસ જ થયાં હતાં. તેટલામાં ઘણા અધ્યાપકોની ત્યાં આવનજાવન થઈ ગઈ હતી. અમે એ ભૂતકાળની વાતો સાંભળતા અને અમને થતું કે અમે ઘણી ઉત્તમ ચીજોથી વંચિત રહી ગયા. અમારો યુગ અમને સુવર્ણયુગ નહોતો લાગતો. પણ કેટલીક વસ્તુઓ બહુ સ્વલ્પ રીતે વાંછેલી હોય છે તોપણ તે પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે તેમ કાકાસાહેબ વિશે મારે બન્યું.

પ્રથમાના વર્ગમાં સંસ્કૃત વિષય લેતાં ઉપનિષત્પાઠાવલિના અધ્યયનની સાથે કાકાસાહેબનો પ્રથમ વાર પરોક્ષ સમાગમ થયો. એ પુસ્તકના સંપાદકોમાં તેઓ પણ હતા એવું સ્મરણ છે. सत्य वद, धर्म चर। आचार्य देवो भव। यान्यस्माकं सुचरितानि तान्येव त्वयोपासितव्यानि, नो इतराणि, नो इतराणि। यद् भूमा तत्सुखम्, नाल्पे सुखमस्ति। ઉપનિષદનાં આ મહાવાક્યોનો જીવનના એ મુગ્ધકાળમાં પ્રથમ વાર પરિચય થયો. આવાં પરમ ગહન સત્યો જેમાં હશે તે ઉપનિષદ્ ગ્રંથો કેવા હશે, એ ગ્રંથોમાંથી અમારે માટે તારવણી કરી પાઠાવલિ રચનારની વિદ્વત્તા કેવી હશે, એમની પ્રકૃતિ કેવી હશે એવા એવા વિચારો મને આવતા. અને કાકા વિશે કંઈક વધારે જાણવાની ઈંતેજારી થવા લાગી.

પણ તે વખતે કાકા વિદ્યાપીઠમાં ન હતા. 'સાબરમતી' દ્વૈમાસિકની ફાઈલો જોતાં જોતાં એમાં વિદ્યાપીઠના કેટલાક જૂના અધ્યાપકોની છબીઓ જોવા મળી. એમાં કાકાની છબી હતી કે નહિ તે યાદ નથી. કાકાની જે પહેલી જોયેલી છબીનું સ્મરણ છે તે છે હિમાલયના પ્રવાસી, ભરાઉ દાઢીવાળા કાકાસાહેબની છબી. હું ધારું છું એ એમના 'હિમાલયના પ્રવાસ'માં જ મૂકેલી

અમને પહેલો પાઠ સ્વતંત્રતા અને અતંત્રતા વચ્ચેના ભેદનો આપ્યો. વિદ્યાપીઠના તંત્રમા વધારે સ્વચ્છતા, વધારે સુવ્યવસ્થા અને વધારે કર્મશીલતા લાવવાની નવા તંત્રની નેમ હતી એમ મારી છાપ છે

નવા વિધિઓ અને નવા નિષેધો આવના લાવ્યા અમે છાત્રાલયના વિદ્યાર્થીઓ અમારો કચરો, દાતણની ચીરીઓ, કાગળના ડૂચા એંઠુ પાણી વગેરે ઓરડીની બારીમાથી પાછળ યથેચ્છ નાખતા કાકાએ આવીને કચરા પેટીઓ મુકાવી અને અમને તેમા કચરો નાખવાનુ ઉપદેશ્યુ એ પ્રસગે એમણે બારીમાથી બહાર કચરો ફેકવાની ક્રિયા માટે 'ઓકવુ' શબ્દ વાપરેલો તે મારા ચિત્તમા ખાસ ચોટી ગયેલો. પણ અમે કઈ તરત જિતાઈ જઈએ તેના થોડા હતા! કાકાના વિધિનિષેધોને ઉમગથી અપનાવી લેનારા વિદ્યાર્થીઓમા એક અમૃતલાલ નાણાવટી હતા અમારા આ દુરાગ્રહ સામે નાણાવટી સક્રિય સદાગ્રહ કરતા કાકાના સદ્બોધ પછી પણ સવારના પહોરમા અમે દાતણની ચીરીઓ બારીમાથી નાખતા હોઈએ ત્યારે એક ટોપલી લઈ નાણાવટી તે વીણવાનીકળતા! મને લાગે છે કે એ પાઠ પછી અમે શીખેલા તો ખરા જ

છાત્રાલયના વિદ્યાર્થીઓ પોતાના કપડા ગમે ત્યા સૂકવતા અને મહાવિદ્યાલય ચાલતું હોય ત્યારે એ લટકતા ધોતિયાનો દેખાવ બહુ સારો ન લાગતો કાકાએ અમને ઓરડામા કપડા સૂકવતા કર્યા અને તે માટે ઓરડાની ઊચી છતમા ખાસ લાકડીઓ નખાવી આપી કાકાના આવ્યા પછી પેશાબખાના અને જાજરૂની સ્થિતિ સુધરી એ મને બહુ ગમ્યુ પેશાબ કરવો અને જાજરૂ જવુ એ પણ હવે આનદદાયક પ્રસગો લાગવા મડયા! પાયખાનામા દરેક ઉપયોગ પછી માટી નાખવા માટે વ્યવસ્થા થઈ, એકને બદલે બે ડોલો મુકાવા લાગી, પાણીની ડોલ એક નાના કાણાવાળા ઢાકણાથી ઢકાવા લાગી, અને બીજી ડોલ માટીથી ઢકાયેલી રહેવા લાગી રસોડુ પણ સુધર્યું તેનો ખરચ ઓછો થયો

કાકાએ આવીને અભ્યાસક્રમમા ઉદ્યોગો દાખલ કર્યા અને કાતવાનું નિયમિત અને ફરજિયાત કર્યું આ માટે એમને ઠીકઠીક જહેમત લેવી પડેલી એમ લાગે છે પણ સરવાળે ઉદ્યોગો અમને – ખાસ કરીને મને તો બહુ ગમી ગયેલા સુથારી કામ અને વણાટ માટે નવા શિક્ષકો આવ્યા ઓજાર પકડવાને મારા હાથ નાનપણથી ટેવાયેલા હતા, પણ મારા બીજા મિત્રોને જીવનમા પહેલી વાર હથિયાર પકડવાના હતા પ્રારભમા એમના હાથની કઢગી ક્રિયાઓ જોતા રમૂજ પડતી કાકાસાહેબ પોતે પણ ઓજારો

હતી ઉપનિષદોની પાસે મારું પ્રથમ ઉપનિષદન કરાવનાર આ લેખક, તે વળી હિમાલયનો યાત્રી અને તેમા તેની આવી ભવ્ય દાઢીવાળી મુદ્રા, કાકા મારે માટે માનની માત્રા ઘણી વધવા લાગી એ દાઢીવાળી છબી જ્યારે મે જોયેલી ત્યારે એ દાઢીને કે મને ભાગ્યે જ ખ્યાલ આવી શકે તેમ હતુ કે અમારો બેનો સમાગમ કોઈ રોમાચક રીતે અથવા હકીકતની રીતે કહેવુ હોય તો રોમો પાચક રીતે થવાનો હતો પણ એ મહામનોહર કથા યથાક્રમે આવશે

કાકાસાહેબ અમારા ત્રીજા આચાર્ય હતા ગિદવાની પછી કૃપાલાની આચાર્ય તરીકે આવ્યા ત્યારે એ ગજ્યપલટો સૌમ્ય શાતિપૂર્વક થયેલો. કૃપાલાની પછી કાકાસાહેબ આચાર્ય તરીકે આવ્યા ત્યારે એ યુગક્રાન્તિ જરા જુદી રીતે બનેલી કૃપાલાની જતા જતા બહુ લોકપ્રિય થયેલા. ગુજરાત કોલેજની હડતાલને સફળ કરવામા તેમના નેતૃત્વે ઘણો ફાળો આપેલો આખા અમદાવાદના યુવકવર્ગને તેમણે મુગ્ધ કરેલો તેમનો વિદાયસમારભ વિદ્યાપીઠમા એક પ્રથમ થવાથી ઊભરાયેલો ઉત્સાહ અને વિષાદના તીવ્ર આરોહઅવરોહની એવી ભૂમિકા ઉપર કાકાસાહેબને વિદ્યાપીઠમા આવવાનુ થયુ

કૃપાલાની કરતા કાકાનુ વ્યક્તિત્વ ઘણુ જુદુ વિદ્યાર્થીઓને તેમનો પરિચય નામ પૂરતો જ વળી વિદ્યાપીઠના વિકાસની નવી યોજનાઓ પણ તેમણે અમલમા મૂકવાની હતી જૂના વાતાવરણ ઉપર નવા વાતાવરણનુ સર્જન કરવુ એ જરા અઘરુ કામ હતુ, પણ કાકાસાહેબે તે કરી આપ્યુ

ફરકતી સોનેરી બાબરીવાળા, ચમત્કાર આંખોવાળા અને મોહક વાક્પાટવવાળા કૃપાલાનીને સ્થાને આચાર્યના બાજઠ ઉપર કાકાની ચશ્માવાળી અને મુડિત માથાવાળી આકૃતિનુ દર્શન બહુ ઝટ જીતી લેનારુ ન હતુ કાકા પણ કૃપાલાનીની પેઠે ખેસ ઓઢતા હતા પણ એ ખેસની છટામા ઘણો ફેર હતો વળી કાકા એમના મહારાષ્ટ્રી ઢબના ઉચ્ચારોથી ગુજરાતી બોલતા હતા એમના પહેલા વ્યાખ્યાન વખતે હુ તેમની નજીકની જ પાટલીઓ પાસે બેઠો હતો અને તેમણે 'વાજતુ' ને બદલે 'વાજવો' શબ્દપ્રયોગ કર્યો એ ભૂલ પ્રત્યે મે તેમનુ ધ્યાન ખેચ્યુ – કહો કે ખેચાઈ ગયુ કાકાસાહેબ મીઠુ હસ્યા અને આગળ બોલ્યે ગયા મને એક ન સમજાય તેવો આનદ થયો પહેલાના આચાર્યો જેવા એ દુર્ધર્ષ નથી, એમના કરતા મારામા પણ કઈક વધારે જ્ઞાન છે, ગુજરાતી ભાષા પૂરતુ પણ, એ વિચારો એ આનદના કારણરૂપ હોઈ શકે અમારા આચાર્ય અને વિદ્યાર્થી તરીકેનો એ પહેલો પ્રસગ

પછી યુગપલટો થવા લાગ્યો અને પલટાઓ, તે સારા હો કે નરસા, પણ એકદમ ગળે ઉતારવા કાઠુ હોય છે કાકાએ તત્ર હાથમા લીધા પછી

કાર્યની કૃપાલાનીએ ત્રણ રીતે વર્ણવી કરેલી – આશ્રમ, વિદ્યાપીઠ અને સરદારની મ્યુનિસિપાલિટી આશ્રમ એ કઠોર તપોભૂમિ હતી, સરદાર ગાંધીજીના કાર્યને નક્કર વ્યવહારમાં મૂર્ત કરવાનું કામ કરતા હતા વિદ્યાપીઠમાં મસાર અને તપોવન બ નેનો સમન્વય હતો અને ઉપરાંત બુદ્ધિસ્વાતંત્ર્યની વિશાળ પીઠિકા ઉપર શુદ્ધ સરકારની ઉપાસના હતી કાકાના આવતા જાણે વિદ્યાપીઠ પર આશ્રમનું આક્રમણ થતું દેખાયું ઉદ્યોગોની હિમાયત થતા બુદ્ધિનો આંક જાણે ઓછો જોખાવા લાગ્યો જોકે એ સાવ સાચું નહોતું પણ બુદ્ધિસ્વાતંત્ર્ય ઉપર તો અંકુશ આવેલો દેખાયો જ વિદ્યાપીઠનું દ્વૈમાસિક 'સાબરમતી' તથા હસ્તલિખિત સાપ્તાહિક 'પંચતંત્ર'– બ ને ઉપર સેન્સરશિપ બેઠી વિદ્યાર્થીઓની સભા આચાર્યના કડક આધિપત્યમાં આવી પુસ્તકાલયમાંથી હેવલોક એલિસના પુસ્તકોને ઉપાડીને અદેય વિભાગમાં મૂકવામાં આવ્યા અને મેકફેડનના 'ફિઝિકલ કલ્ચર'ને મંગાવવાનું બંધ કરવામાં આવ્યું ! ?

આ બધી નવી વ્યવસ્થાને જેમ ગણવી હોય તેમ ગણો કાળે કરીને માણસ બધાથી ટેવાઈ જાય છે અને વિપરીત દેખાતી પરિસ્થિતિ પણ વિકાસની પોષક નીવડે છે સેન્સરશિપ હેઠળ આવેલા 'સાબરમતી'નો હું પહેલો તંત્રી હતો અને મારા મગજમાં હજી સ્વતંત્રતાની ધૂન હતી માસિકનું લખાણ બતાવ્યું હોય તોય શું કે ન બતાવ્યું હોય તોય શું એવી શિથિલ મનોવૃત્તિથી મે થોડું લખાણ સેન્સરને બતાવ્યા વિના છપાવી દીધું અને જોઈ લો મઝા ! કાકાસાહેબની કડકાઈનો મને પહેલો અનુભવ થયો છપાઈ ગયેલા લેખોમાંથી એકમાં અહિંસાની વિરુદ્ધ જાય એવું કંઈક લખાણ હતું અને તે લેખકની કલમભૂલ જ હતી મે કાકાને કહ્યું, શુદ્ધિપત્રકમાં ભૂલ સુધારી લઈએ યા તો તેના પર શાહી છપાવી દઈએ તેમ ન કરવા દેવાનો કાકાનો રદિયો મને ચમત્કારી લાગ્યો તેમણે કહ્યું, ગમે તેમ કરો, પણ વાચકનું ધ્યાન ખેંચાવાનું અને કંઈક અનિષ્ટની આશંકા તેને રહેવાની હું સાચેસાચ જિતાયો એમની આજ્ઞાથી મે એ પાનું આખું ફરીને છપાવ્યું એ પછી હવે મારા પત્રોમાં હું અક્ષરો બિલકુલ દેખાય નહિ એવી રીતે કદી છેકછાક નથી કરતો કાં તો નવું પૈસાનો ભોગ આપીને નવું પત્તું લખું છું અથવા વાચનારો સ્પષ્ટ રીતે વાંચી શકે તેવી રીતે માત્ર સૂચક ચેરો કરું છું મારા બદલાયેલા લખાણમાંથી ભલે એ પણ શીખે !

કાકાસાહેબે જે વિધિનિષેધો યોજ્યા તે ધીરે ધીરે કોઠે પડી ગયા અમે બધા હોંશથી કાંતતા, ઉદ્યોગના સમયમાં લાકડાં છોલતા, વસ્તુઓ

પકડતા, પણ તેમનો હાથ પણ પેલાઓ ફરતા કોઈ ખાસ કૌશલથી ચાલતો ન હતો અને કાકાસાહેબ ઉપર એક બીજી બાબતમાં પણ મારી સરસાઈ જોઈ મને આનંદ થયો !

વિદ્યાપીઠમાં રોજ પ્રાર્થના થતી અને પછી વર્ગો શરૂ થતા. કાકા આવ્યા પછી પ્રાર્થનાના સંગીતમાં તેમના પ્રવચનો ઉમેરાયા, અને થોડા વખત પછી દરેકે કાંતેલા તારની નોંધણી કરવાનું દાખલ થયું. પ્રાર્થનાના વાતાવરણની દૃષ્ટિએ આ બધી ક્રિયાઓ મને પૂરતી મર્યાદી લાગતી નહોતી. વિદ્યાપીઠની પ્રાર્થનામાં હું પહેલી વાર ગયેલો ત્યારે એક ઘણી ગંભીર મધુર છાપ મારા પર પડેલી. પ્રાર્થનાખંડમાં હું દાખલ થયો ત્યારે તબૂરનું સ્વસ્થ ગંભીર રણન આખા ખંડને ભરી દેતુ હતું. લોબાનના ધૂપથી ભરેલો ખંડ ઇન્દ્રિયોને કોઈ અકળ રીતે શાંત કરતો હતો. પ્રાર્થનાનું ગીત ગવાયા પછી પાઠક પોતે કોઈ રાગ ગાતા અથવા સનાર વાયોલિન કે વીણાનુ વાદન કરતા. પ્રાર્થના પૂરી થતી અને એ સંગીતમાં તરબોળ બની સૌ અભ્યાસ માટે જતા. સંગીતની એ શબ્દાતીત સ્વરભૂમિમાં સ્થિત થયા પછી મનુષ્યનો સ્થૂલ વિચારપ્રધાન અવાજ સાંભળવાનુ બહુ રુચિર ન નીકળતું. સૂત્રયજ્ઞના ફળરૂપે જન્મેલા તારની નોંધણી એ એથી પણ વધારે વરવી ક્રિયા હતી. એથી કાંતવાની ક્રિયા અંગે ભાવના કે માધુર્ય કશું ઉત્પન્ન થઈ શકતું નહોતું. કાકા અમને ગમે તેટલું સમજાવવા મથતા છતાં રેંટિયાનું યાંત્રિક ગુંજન કે તેને અંગેની હરેક ગાણિતિક ક્રિયા અને પાઠકની વાયોલિનનું ગુંજન એ બંને સરખી કોટિની મધુર કે પવિત્ર ક્રિયાઓ ઘણાને ન લાગતી. પરિણામે, તાર નોંધવાનું શરૂ થાય ત્યારે જસાણી છાપુ કાઢી વાંચવા માંડતો અને એ ક્રિયા અશિષ્ટ છે તે સમજાવવા માટે પાછી કાકાસાહેબને મહેનત લેવી પડતી !

પણ કાંતવાની બાબતમાં નવા તંત્રનો આગ્રહ અવિરોધ્ય હતો અને ઘણાને લાગતું, પણ તેઓ તેને સ્પષ્ટ રૂપમાં વિચારી કે કહી નહોતા શકતા, કે આ સ્થિતિ—

The old order changeth yielding place to new

થી સાવ વિપરીત હતી એમાં તો—

The new order changeth yielding place to old—

જેવી સ્થિતિ હતી. કૃપાલાની તેમની વિદાય વખતે વિદ્યાપીઠનું વિશિષ્ટ કાર્ય શું છે તે વિશે પોતાની કલ્પના રજૂ કરી ગયેલા અને કાકાના આવ્યા પછી એ કલ્પનાનું ખંડન થતું ઘણી વાર દેખાતું. અમદાવાદમાં ગાંધીજીના

કાર્યની કૃપાલાનીએ નણુ રીતે નર્ગણી કરેલી – આશ્રમ, વિદ્યાપીઠ અને સરદારની મ્યુનિસિપાલિટી આશ્રમ એ કઠોર તપોભૂમિ હતી, સરદાર ગાધીજીના કાર્યને નક્કર વ્યવહારમા મૂર્ત કરવાનુ કામ કરતા હતા વિદ્યાપીઠમા મસાર અને તપોવન બ નેનો સમન્વય હતો અને ઉપરાત બુદ્ધિસ્વાતંત્ર્યની વિશાળ પીઠિકા ઉપર શુદ્ધ સરસ્વતીની ઉપાસના હતી કાકાના આવતા જાણે વિદ્યાપીઠ પર આશ્રમનુ આક્રમણ થતુ દેખાયુ ઉદ્યોગોની હિમાયત થતા બુદ્ધિનો આક જાણે ઓછો જોખાના લાગ્યો જોકે એ સાન સાચુ નહોતું પણ બુદ્ધિસ્વાતંત્ર્ય ઉપર તો અકુશ આવેલો દેખાયો જ વિદ્યાપીઠનુ દ્વૈમાસિક 'સાબરમતી' તથા હસ્તલિખિત સાપ્તાહિક 'પચતત્ર'– બ ને ઉપર સેન્સરશિપ બેઠી વિદ્યાર્થીઓની સભા આચાર્યના કડક આધિપત્યમા આવી પુસ્તકાલયમાથી હેવલૉક એલિસના પુસ્તકોને ઉપાડીને અદેય વિભાગમા મૂકવામા આવ્યા અને મૅકફેડનના 'ફિઝિકલ કલ્ચર'ને મગાવવાનુ બધ ? કરવામા આવ્યુ !

આ બધી નવી વ્યવસ્થાને જેમ ગણવી હોય તેમ ગણો કાળે કરીને માણસ બધાથી ટેવાઈ જાય છે અને વિપરીત દેખાતી પરિસ્થિતિ પણ વિકાસની પોષક નીવડે છે સેન્સરશિપ હેઠળ આવેલા 'સાબરમતી'નો હું પહેલો તત્રી હતો અને મારા મગજમા હજી સ્વતત્રતાની ધૂન હતી માસિકનુ લખાણ બતાવ્યુ હોય તોય શુ કે ન બતાવ્યુ હોય તોય શુ એવી શિથિલ મનોવૃત્તિથી મે થોડુ લખાણ સેન્સરને બતાવ્યા વિના છપાવી દીધુ અને જોઈ લો મઝા ! કાકાસાહેબની કડકાઈનો મને પહેલો અનુભવ થયો છપાઈ ગયેલા લેખોમાથી એકમા અહિંસાની વિરુદ્ધ જાય એવુ કંઈક લખાણ હતુ અને તે લેખકની કલમભૂલ જ હતી મે કાકાને કહ્યુ, શુદ્ધિપત્રકમા ભૂલ સુધારી લઈએ યા તો તેના પર શાહી છપાવી દઈએ તેમ ન કરવા દેવાનો કાકાનો રદિયો મને ચમત્કારી લાગ્યો તેમણે કહ્યુ, અમે તેમ કરો, પણ વાચકનુ ધ્યાન ખેચાવાનુ અને કંઈક અનિષ્ટની આશકા તેને રહેવાની હું સાચેસાચ જિતાયો એમની આજ્ઞાથી મે એ પાનુ આખુ ફરીને છપાવ્યું એ પછી હવે મારા પત્રોમા હુ અક્ષરો બિલકુલ દેખાય નહિ એવી રીતે કદી છેકછાક નથી કરતો કા તો ત્રણ પૈસાનો ભોગ આપીને નવુ પત્ર લખુ છુ અથવા વાચનાર સ્પષ્ટ રીતે વાચી શકે તેવી રીતે માત્ર સૂચક ચેકો કરુ છુ મારા બદલાયેલા લખાણમાથી ભલે એ પણ શીખે !

કાકાસાહેબે જે વિધિનિષેધો યોજ્યા તે ધીરે ધીરે કોઠે પડી ગયા અમે બધા હોશથી કાતતા, ઉદ્યોગના સમયમા લાકડા છોલતા, વસ્તુઓ

બનાવતા, પ્રાર્થનાના સંગીત પછી એમના પ્રવચનો સાંભળતા અને તાર પણ નોંધાવતા કળા ઉપર નીતિનો, નવા આચારોનો એ વિજય જ કહેવાય ને ? કાકાસાહેબના અગુજરાતી ઉચ્ચારો હવે ખાસ અતડા નહોતા લાગતા પાંચેક મિનિટના પ્રવચનમા તેઓ એકાદ વિચારબિન્દુનો અચ્છી રીતે વિસ્તાર કરતા એમના ટૂંકા નિબંધોની શૈલીમા, નવી વ્યવસ્થામા બુદ્ધિરનાતત્ત્વ અને સરકારિતાને ગૌણત્વ મળ્યુ છે એ લાગણીને દૂર કરવા કાકાએ ધીરે ધીરે પણ મજબૂત પ્રયત્ન કરવા માંડ્યો અમારા અભ્યાસક્રમની બહાર એમણે કેટલાક ખાસ વર્ગો લેવા માંડ્યા કૃપાલાની પણ એમ કરતા હતા એવી રીતે તેમની પાસેથી અમે 'ઈન મેમોરિયમ' તથા રામકૃષ્ણના વચનામૃતો શીખેલા રામકૃષ્ણના વચનો કરતાય કૃપાલાનીના રામકૃષ્ણ પ્રત્યેના ભક્તિ ભાવે મારા મન ઉપર તે વખતે વધારે અસર કરેલી કાકાએ રાધાકૃષ્ણનનુ 'ધ હિન્દુ વ્યૂ ઑફ લાઈફ', 'મૉડર્ન સિમ્પોઝિયમ', 'લેટર્સ ઑફ જોન ચાઈનામેન' વગેરે પુસ્તકો અમારી સાથે વાચ્યા કળા વિશે પણ એમણે કેટલાક વ્યાખ્યાનો આપેલા એ બધામાથી મને કેટલીક વસ્તુઓ ખરેખર નવી જાણવા મળેલી પણ એ વ્યાખ્યાનોમાથી મળેલી માહિતી કરતા તેને અંતે હુ જે વૃત્તિવિકાસ અનુભવતો તે મને આજે વધારે કીમતી લાગે છે કાકાસાહેબમા પણ વિદ્વત્તા છે એ વસ્તુ તેમના વ્યાખ્યાનોમાથી જોવા મળી અને તેમના પ્રત્યે તથા જેમના પુસ્તકો તેઓ બહુમાનથી વાચતા તે લેખકો પ્રત્યે મારો આદર વધવા લાગ્યો

પણ મને લાગે છે કે હુ કાકાના કુશિષ્યોમાંનો એક હતો અને છેવટ સુધી તો નહિ પણ લાંબો કાળ તેવો રહ્યો વાત એમ હતી કે કેટલાક વિદ્યાર્થીઓને ખરેખર કાકા ગમતા ન હતા અને તેઓ પોતાને મન ફાવે તેમ વર્તતા હતા અમારા મગનભાઈ ભદ્દને અખાડે રોજ જતા અને રાત્રે મોડા આવી વિદ્યાપીઠના નિશાળ મકાનના ચોકમા પડેલી પાટો પર બેસી મોટા ઘાંટા કાઢી વાતો કરતા અને કાકાની ઊંઘમા ખલેલ પહોચાડતા હુ મોટે ભાગે કલમબાજીમા જ મારો વિરોધ વ્યક્ત કરતો પણ મગનભાઈના ઘોઘાટ કરતા એ કલમે કાકાને વધારે વ્યગ્ર કરેલા અમારા તોફાનો એક કે બીજી રીતે ચાલુ રહેતા જ હોય અને એવા તોફાનમાથી અજાણ્યે પણ હુ કેટલીક કીમતી વસ્તુઓ શીખ્યો

છાત્રાલયમા એક પ્રદર્શનપ્રવૃત્તિ ઊપડેલી કોઈ વિદ્યાર્થી કૂવા પર નહાવા ગયો હોય, પાયખાને ગયો હોય કે જમવા ગયો હોય એટલામા પેલા પ્રદ ર્શનકારો એના ઓરડામા એ જ વિદ્યાર્થીની લાક્ષણિકતાઓની મશ્કરી કરે

તેની યોજનાવાળુ પ્રદર્શન ગોઠવી દેતા પેલા ભાઈ આવે ત્યા તો તેના બારણા પાસે ટાળુ બેગુ થઈ ગયુ હોય પછી એ પ્રદર્શનની ઉદ્ઘાટન ક્રિયા થાય અને ભારે ગમ્મત આવે એમ બધી લાક્ષણિક વિભૂતિઓના ઓરડામા પ્રદર્શનો જોરભેર ભરાના લાગ્યા એક વધારે પડતા સાદા વિદ્યાર્થીના ઓરડા માથી બધો સમાન હટાવી લઈ તેના ખાલી ઓરડાનુ જ પ્રદર્શન યોજ્યુ હુ સ્વયપાક કરતો હતો હુ જમીને આવીને જોઉ છુ તો મારે ત્યા જ પ્રદર્શન ! આખા છાત્રાલયમા જેટલી લોઢાની ચીજો હતી તે બધી ભેગી કરેલી ઓરડામા પાચ સાત સ્ટવ એકી સાથે ધમધમ કરતા સળગી રહ્યા હતા લાકડા જોખવાનો મોટો કાટો પણ ત્યા આવી ગયો હતો ! કાકા બેશક આ નિર્દોષ વિનોદપ્રવૃત્તિ વિશે જાણતા હશે જ પણ તે ખાસ કઈ કહેતા નહોતા એવામા એક વાર હદ થઈ પ્રદર્શન તો રાબેતા મુજબનુ જ હતુ હાસ્યવિનોદ પણ રાબેતા મુજબના હતા ઓરડાની આસપાસ અમે પ્રદર્શનનો લાભ લેતા હતા તેવામા કાકાસાહેબ ખૂબ ગભીર બનીને ઉપરથી ઊતરી આવ્યા અમે બધા શાત થઈ ગયા તેમણે અકલ્પ્ય મયમથી અને ગાભીર્યથી એકાદ વાક્ય જ કહ્યુ 'આજે રમણભાઈનુ મૃત્યુ થયુ છે તમને આવો વિનોદ આજે ન શોભે ! અને ત્યારથી એ પ્રવૃત્તિ હમેશને માટે બધ થઈ મારા મન પર એ પ્રસગે કાકાના વ્યક્તિત્વની ખૂબ ગભીર છાપ પડી ગુજરાતના એ વિદ્વાન માટે કાકાની સમાનવૃત્તિ તેમના પ્રત્યે પણ મમાન પ્રેરે તેવી મહાન હતી રમણભાઈના મૃત્યુની તારીખ મને યાદ નથી રહી પણ એ દિવસ આમ અણધારી રીતે મારા મનમા પૂરેપૂરો અકિત થઈ ગયો છે

વિદ્યાર્થીઓનુ બડ કહેવાય તેવો એક બીજો નાનકડો પ્રસગ હતો અને ત્યારે કાકાસાહેબે જે દક્ષતાથી કામ લીધેલુ તે મને બરાબર યાદ રહ્યુ છે બારડોલીનો સત્યાગ્રહ ચાલતો હતો વિદ્યાપીઠના કેટલાક વિદ્યાર્થીઓ પણ તેમા ભાગ લેવા ગયેલા શહેરમા બારડોલી દિન મનાવાતો હતો અને બધ હડતાળ હતી અમે પણ રજા પાડવા માગણી કરી કદાચ એવી હડતાલની માગણી વિદ્યાપીઠમા પહેલી વાર જ હતી ત્યારે કાકાસાહેબે તેમના પ્રવચનમા સમજાવ્યુ કે બીજી શાળાના વિદ્યાર્થીઓ અને વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ સરખી કક્ષાના નથી સરકાર અને રાષ્ટ્ર વચ્ચે જે ગજગ્રાહ ચાલી રહ્યો છે તેમા સરકારની બાજુએ ઊભેલા પોતાની પકડ ઢીલી કરી શકે સરકારી કેળવણી લેનારા હડતાળ પાડે એ જરૂરી છે આપણે તો સરકારની વિરુદ્ધમા છીએ આપણાથી પકડ ઢીલી ન કરાય, પણ વધારે જોરથી આપણે તો ખેચવુ જોઈએ અને અમે રજાની માગણી બધ રાખેલી તે પછી બારડોલીને અભિનદન આપતુ એક કાવ્ય

લખીને હું કાકા પાસે લઈ ગયો. એમાં 'લડચે જા, ઝૂઝચે જા' એવી એક પંક્તિ હતી. કાકાએ તે સાભળી ટકોર કરી, 'હા એને કહો કે તું લડ, ખતમ થઈ જા, અને અમે અહી બેઠા બેઠા તારી કવિતા કરીશું એમ ને ?' મને એમની વાત સમજાઈ. હું હસ્યો 'ના, ના એવો તો ખ્યાલ પણ આપણને ન હોય ' અને આપણે સૌ સાથે ' લડીશુ ઝૂઝીશુ ' એવી રીતની મે પંક્તિ કરી.

આમ છતા હું કુશિષ્ય પૂરેપૂરો મટ્યો ન હતો. બીજે વર્ષે હું અમારી વિદ્યાર્થીપંચાયતનો મહામંત્રી ચૂંટાયો. અને મહામંત્રી તરીકે મારે કાકાસાહેબ સાથે વવારે નજીકમા આવવાનું બન્યું. કાકાસાહેબ સામે મારે એક મોટી ફરિયાદ હતી કે તેમણે હું તંત્રી હતો ત્યારે 'સાબરમતી'મા મારે જોઈએ તેવા લેખ નહિ આપેલા. મને અનેક વાર લખવા બોલાવેલો અને ખાલી હાથે પાછો કાઢેલો. એનું રહસ્ય મારી એમના તરફની વિમુખતા પણ હોય. ઘણા વખત પછી તેમણે એક વાર વાતવાતમા કહેલું કે મારી પાસે જે લખનાર હોય છે તેના ઉપર લેખનો ઘણો આધાર રહે છે. મારે એ જોવુ હતુ કે બોલીને કેવી રીતે લેખ લખાવી શકાય. કાકાસાહેબે એ જોવાની તક મને હજી લગી નથી જ આપી.

પણ મને લાગે છે મારે કાકાસાહેબ સામે હતી તે કરતા વધારે ફરિયાદ તેમને મારા સામે હશે. કદાચ આ હકીકતરૂપે સાચુ ન હોય તોપણ એ બાબતની કલ્પનામાથી વિનોદ તો જન્મે જ છે એમ માની એ લખુ છુ. વિદ્યાર્થીઓનો વિમાસ કરવા ખાતર કાકાએ અભ્યાસક્રમ સિવાયની જે પ્રવૃત્તિઓ યોજેલી તેમા હું ખાસ રસ નહોતો લેતો. નાણાવટી જેવા તેમને જે ગુરુભાવથી જોતા તેવો ગુરુભાવ પણ મને થતો નહોતો. અમારા ઉપનિષદના વર્ગો ગોપાળદાસ લેતા. એક વાર કાકાસાહેબ તે વર્ગ લેવાના હતા ત્યારે ગોપાળદાસ અમારી સાથે નીચે બેઠા. કાકાસાહેબ વર્ગમા દાખલ થયા કે તરત તેઓ ઊભા થઈ ગયા અને મને કમને અમે પણ ઊભા થયા. અધ્યાપક વર્ગમા દાખલ થાય ત્યારે વિદ્યાર્થી ઊભા થાય એ બનાવ મે વિદ્યાપીઠમા પહેલી વાર બનતો જોયો. અને મારાથી બોલાઈ જવાયુ, 'આમ ઊભા થવામા નરી તકલીફ છે ! મને લાગે છે ભક્તિ પ્રદર્શનની એ ક્રિયાનું મારુ આ વ્યાકરણ કાકાને બિલકુલ રુચ્યુ નહિ હોય. અધ્યાપક ગીદરીને જ્યારે વિદાય આપવામા આવેલી ત્યારે તેમણે જતા જતા પણ કહેલ, 'મેં ગુરુક્રમે માનનેવાલા નહીં હૂં ' ત્યારે મને ઘણો આનંદ થયેલો. ઘણાઓની લાગણીને તેમણે એ શબ્દોમા વ્યક્ત કરેલી અને

કાકાસાહેબ ગુરુ ગણાવાનો પ્રયત્ન કરે છે એ ખ્યાલ પણ મને ત્યારે આવ્યો હકીકત એમ હતી કે નહિ, તે હુ ન કહી શકુ મારી સાથેના કાકાના વર્તન મા મે એવુ કદી અનુભવ્યુ નથી છતા કેટલાક વિદ્યાર્થીઓએ કે કાકાના પ્રશસકોએ પણ કાકાની આસપાસ ગુરુપદની હવા ઊભી કરવા પ્રયત્ન કર્યો હોય તો તે અસભવિત નથી

હુ આમ નઠોર કહેવાય તેવો વિદ્યાર્થી હતો હુ કોઈ વસ્તુનો વિરોધ કરી શકુ તેમ છુ એવુ ભાન તો મને બહુ મોડ જન્મ્યુ છે મને મારી પોતાની જાત ઘણી પોચી, સુવાળી અને અનાક્રમણશીલ લાગી છે આવા નઠોરોને જીતવા, કહો કે તેમને અને બધા વિદ્યાર્થીઓને વિશ્વાસમા લેવા કાકા સાહેબે ઘણી પ્રવૃત્તિઓ ઊભી કરી તેમણે રાત્રે તારાદર્શન કરાવવા માડ્યુ એ મને ખૂબ ગમ્યુ શિયાળાની નીતરેલી રાતે અમે અગાસીમા જતા કાકાસાહેબ હેઠ પગ સુધી પહોચતો ગરમ ઓવરકોટ પહેરીને આવતા અને તારા ઓળખા વતા મે તારાઓને પહેલી વાર ઓળખ્યા અને સાથેસાથે કાકાસાહેબને ઓવરકોટ પહેરવા જેટલા અર્વાચીન જોઈ ને મજા પણ અનુભવી તેમણે સવારે સાડાપાચે પ્રાર્થના શરૂ કરી અને ત્યારે ગીતા ઉપર કઈક બોલવાનુ રાખ્યુ પણ એ કાર્યક્રમમા ભાગ લેવો કે રસ લેવો મારે માટે મુશ્કેલ હતુ સાડાપાચે જાગવા જેટલુ વિકટ કાર્ય કરવુ મારે અતિ દુર્ઘટ હતું જગત ના બધા રસો કરતા એ સવારની ઊંઘનો રસ ત્યારે વધારે સઘન અને મૂર્ત હતો

ખબર નથી કે એ કેવી રીતે બન્યુ પણ કાકાસાહેબ સાથે મે ટાગોરનુ સાધના વાચવા માડ્યુ અમે માત્ર બે જણ જ બેસતા અને કાકાના સાન્નિધ્યનો એ મારે માટે ઉત્તમ પ્રસગ હતો હુ એમની પાસેથી જેટલુ ધારુ તેટલુ લૂટી શકુ તેમ હતો પણ હું અત્યારે જોઈ શકુ છુ કે હું ત્યારે ઘણો નિષ્કામ મનુષ્ય હતો ! હું પુસ્તક વાચતો, બહુ ઓછા પ્રશ્નો કરતો, કાકાસાહેબ તેનુ નિરસન કરતા અને નીચે જઈ એ બધુ તરત જ ભૂલી જતો ! બેશક, 'સાધના માથી સૌ દર્ય' વિશેના, જગતના શાશ્વત સત વિશેના કેટલાક ચિત્રો અને દૃષ્ટાન્તો મને સારા એવા આકર્ષક લાગેલા, પણ ટાગોરની એ 'સાધના' કે કાકાસાહેબની એ સાધના મારી પ્રકૃતિને બહુ અનુકૂળ ન હતી અમારા વર્ગોમા શાકર અદ્વૈતનો અભ્યાસ કરતા બ્રહ્મનુ જે સ્વરૂપ હુ સમજેલો તેટલા પરથી મે ઈશ્વર વિશે લગભગ હાથ ધોઈ નાખ્યા હતા અતિમ વાસ્તવિકતા જો નિર્ગુણ નિરાકાર હોય તો તેની સાથેનો સબધ મને કશી કૃતાર્થતા જન્માવે તેવો લાગતો ન હતો કાકા

બ્રહ્મ વિશે જે કઈ જાણતા હોય કે અનુભવતા હોય પણ તેમને ઈશ્વર ઉપર આસ્તિક્ય તો હતુ જ નાતનાતમા એક વાર મે ઈશ્વરની કલ્પનાને મારી અનાક્રમક મદ રીતે ઇનકારેલી અને કાકાસાહેબ તરફથી તેનો જે પ્રતિભાવ થયેલો તે બહુ રુચિકર નહોતો આમ અમારી 'સાધના' પૂરી થઈ પણ એમાથી હુ એક વસ્તુ શીખેલો તે હજી યાદ છે હુ વાચતો ત્યારે કાકાસાહેબ મારા અગ્રેજી ઉચ્ચારો સુધારતા અને એમા 'truth'નો ઉચ્ચાર લઘુસ્વરનો છે એ હુ ભણ્યો

જે વસ્તુ 'સાધના'થી ન સધાઈ તે અનાયાસે સિદ્ધ થઈ ગઈ કાકાસાહેબ આમ કલાભક્ત હતા છતા તે ગદ્યપ્રધાન શુષ્ક રસવૃત્તિના છે એવી છાપ મારા પર રહેલી એક વાર અમે બેત્રણ વિદ્યાર્થી તેમની પાસે બેઠા હતા અમારામાથી એક જણે ખૂબ ચપસીચપસીને માથાના વાળ હોળેલા કાકાએ હસીને તેને કહ્યુ કે આ વાળને આમ કેદ કર્યા છે તે બહુ સારુ નથી તેમને જરા મુક્ત રીતે રાખો પોતે વાળ રાખતા ન હતા છતા વાળ રાખવા પ્રત્યે તેમને વાધો નથી, બલ્કે વાળ કેવી રીતે સારા લાગે તે પણ તેઓ સમજાવે છે એ હકીકતથી મને આનદ થયેલો

કઈક આ પ્રસગમાથી સૂચન મળેલુ હોય અને કઈક અમારી સાહસિક શોધક વૃત્તિએ પણ વિચારી કાઢ્યુ હોય, મે અને અમૃતલાલ પડ્યાએ મળી છાત્રાલયમા એક હેરકટિંગ સલૂન શરૂ કરવાનો વિચાર કર્યો પડ્યા એમા સીધા ભાગીદાર બન્યા અને હુ જાગતો શહેરમા સલૂનમા વાળદનો હાથ કઈ રીતે ચાલે છે તેનુ હુ વધારે વીગતમા અવલોકન કરી આવ્યો અમે બને જણ જઈ વાળ કાપવાનો ઝીણા દાતનો ગચો અને કાતર લઈ આવ્યા અમારી કપનીને અધ્યાપક ભગવાનજીએ કપનો રઝર ભેટ આપ્યો સાબુ અને બ્રશ પઆના અને હાથ મારા એમ બધો સરજામ ભેગો થયો અમારા આ નવા સાહસના પ્રથમ પેટ્રનોની અમે ભરતી કરી લીધેલી વાળ કપાવવા માટે મે માથા ઉઘાડી રાખેલા, જેમાથી અમારુ કામ શરૂ થતા ૯૦ ટકા ખરી ગયેલા કાકાસાહેબ પણ એ પેટ્રનોમાના એક હતા એમણે એમની દાઢી અમને આફર કરેલી બેશક, એ હિમાલયમા ઉગાડેલી તે તો નહોતી જ તેઓ હવે દાઢી કરતા હતા અને તો જ અમારા પેટ્રન થઈ શકે ને ?

અમારી એ પ્રવૃત્તિ અભૂતપૂર્વ હતી હાસ્ય અને કરુણના મિશ્રણ વચ્ચે અમારુ કામ ચાલવા લાગ્યુ સૌથી પહેલા મે નાથુભાઈના વાળમા ગચો મૂક્યો પણ ગચો વાળ કાપેય નહિ કે વાળને છોડેય નહિ ખૂબ

રસાકસીને અતે મારે સચાનો રફૂ ખોલી નાખવો પડચો. પુરાતત્ત્વ મંદિરનો પટાવાળો કચરો વાળંદ હતો તેણે મને રીતસરની દીક્ષા આપી. દિનકર મહેતાના વાળ કાપતા માથા પાસે કાન હોય છે તે મને ખ્યાલમા ન રહ્યુ. અને ધારદાર કાતરે દિનકરના વાળ સાથે કાનની ચામડી પણ કાપી લીધી. પણ પછી હુ સિદ્ધહસ્ત થયો થોડા દિવસો પછી મેં જોયુ કે કાકાસાહેબે બે મશીન વસાવ્યા હતા અને જેને વાળ કાપવા હોય તેને તે આપતા હતા. મને થયું આ તો અમારો ધધો તોડી પાડવાની વાત થાય છે! પણ પછી લોકોના વાળમા હાથ નાખવાથી હુ કંટાળ્યો અને એ પ્રવૃત્તિ માત્ર કાકાના ક્ષૌર પૂરતી ચાલુ રહી

કાકાની દાઢી હજામત કરવા મેં હાથમા લીધી ત્યારે મને શુ થયુ તે કહેવુ મુશ્કેલ છે મને થાય છે કે એ ક્ષણોમા કાકાના એ વિશાળ ચહેરાનો માત્ર દાઢીવાળો ભાગ એ જ માત્ર મારે માટે જગતમા અસ્તિત્વ ધરાવતો પદાર્થ હતો તેમની દાઢી ઘણી પીઢ હતી. વેપારી ભાષામા કહીએ તો વરસોની સ્ટેન્ડિંગવાળી હતી અને હુ હતો તેટલો જ તદ્દન શિખાઉ આદમી. કાકા એ જાણતા હતા અને પરસ્પરના જ્ઞાનની એ ભૂમિકા ઉપર અમે કામ શરૂ કર્યું

વાળ જેવા પદાર્થને નિર્મૂળ કરવાનુ કામ કેવુ કઠણ હોય છે તે ત્યારે મેં અનુભવ્યુ કદાચ કાકા પોતાની દાઢીથી કંટાળ્યા હશે એટલે જ મારા જેવા અણઘડના હાથમા પણ તેને સોપવાને તૈયાર થયા હોય હુ પહેલેથી અસ્ત્રો બગઅગ ઘસી કરીને જતો પ્રાથમિક ક્રિયાઓ તો બરાબર પાર પડતી. કાન પાસેનો ભાગ પણ બહુ સરળતાથી સાફ થઈ જતો પણ પછી જેમ જેમ હડપચીના ભાગ ભણી અસ્ત્રો વધતો જાય તેમ તેમ કાર્યક્ષેત્રની મુશ્કેલીઓ વિકટ થઈ જતી કાકાના ગીતાના પ્રવચનો જો મેં સાભળ્યા હોત તો ક્ષેત્રક્ષેત્રજ્ઞનો યોગ વધારે સરળ થાત ગાલ પરથી નીચે ઊતરતા વાળની ગીચતા અને કડકતા વધવા લાગતી અને હડપચીનો ભાગ તો દુર્ધર્ષ દુર્ગ જેવો બની જતો વાળ ગીચ અને કડક આવે, સાબુ લગાડેલી ચામડી પર મારા આગળા બળાત્કારે પકડ મેળવી શકે, અસ્ત્રો ઘડીઘડીમા સ્થાનભ્રષ્ટ થઈ જાય, અને એ અસહાયતામા ધાર્યું પરિણામ લાવવા મારો હાથ જરાક જોરથી અસ્ત્રાને દબાવે, ચામડીમા અસ્ત્રાની ધાર જરાક ખૂચે અને કાકાનો ચહેરો ખેંચાય. હુ કમકમી ઊઠતો! પણ 'પ્રારબ્ધસ્ય અતગમન'ના આદેશે હું મંડયો રહેતો હડપચીના ભાગમા પહોંચ્યા પછી માર બધી દિશાએથી તેના પર આક્રમણ કરવાનુ રહે તસુએ તસુ જમીન પર, ના ના, અણુએ અણુ જમીન

પગ અસ્ત્રાને મભાળીને દઢતાથી અને નાજુક કઠોરતાથી પચાર કરવાનો રહે પણ એમ છેવટે હજામત થતી તો ખરી કોક વાર લોહી નીકળતું. કાકા હસતા 'આ તો રક્તપાત થયો !' હું ચુપચુપ સાભળી લેતો કદીક ગભરાતો અને મનમા કહેતો, 'હા, થયો તો ખરા !' એક વાર કાકા કહે, 'આપણે સેફ્ટીથી કામ ચલાવીએ' અને કાકાએ એમનો સેફ્ટીરેઝર કાઢયો મારા માનો કારીગર શરમાયો, ઘવાયો તે તો પછી મારે હજામત કરવાની જરૂર કયા રહે ? મે કહ્યુ, 'નહિ, કાકાસાહેબ ! કામ કરવુ તો પછી આનાથી જ કરવુ' અને મે જોતજોતામા જરૂરી કૌશલ મેળવી લીધુ

આમ અમે કેશછેદનની ભૂમિકા ઉપર મળવા લાગ્યા ઉનાળાની રજાઓ પડી છાત્રાલય સૂનુ થયુ હું રાત્રિશાળામા શિક્ષક હતો એટલે રજાઓમા ઘેર નહોતો જતો એ શાત દિવસોમા હુ મારા અસ્ત્રો લઈ ઉપર જતો ગમેતા મુજબ અમારુ કામ શરૂ થાય અને કાકા સાથે અનેક વાતો નીકળે એટલા વિશ્રમ્ભથી અમે પછી ભાગ્યે જ મળ્યા છીએ શસ્ત્રપાણિનો વિશ્વાસ ન કરવો એમ શાસ્ત્રે કહ્યુ છે અસ્ત્રા જેવુ કાતિલ હથિયાર ધારણ કરનાર અને તેના હાથમા પોતાનુ ઉત્તમાગ આપનાર, વિશ્રમ્ભનુ ચિન કરવુ હોય તો આ બે પાત્રો બસ છે

એક દિવસ અસ્ત્રાની ગોળ અણી ખડિત થઈ ગઈ અને એ તીક્ષ્ણ અગ્રવાળુ શસ્ત્ર લઈ હુ કાકા પાસે ગયો સહેજ ગફલત થાય તો ચામડીમા અણી બેસી જાય એવી સ્થિતિ હતી કાકાએ અસ્ત્રો જોયો અને કહ્યુ. 'યુરોપમા જે ઉત્તમ કારીગરો છે તે અસ્ત્રાની અણી આવી જ રાખે છે' કાકા દુનિયાના અસ્ત્રાઓના છેવા નિકામ વિષે પણ જાણે છે એથી મને જરા માનહાનિ થઈ એ વિષય તો મારા કહેવાય ! પણ કાકાના એ શબ્દોએ મને ઘણો નિશ્ચિંત કરી મૂક્યો હવે મારે પણ ઉત્તમ કારીગર બનવુ રહ્યું. તેમની વાત ખરી પણ હતી એવી અણી વડે ગમે તે ભાગમાથી એક વાળને પણ ચોક્કસ રીતે દૂર કરી શકાય તેમ હતુ મે અસ્ત્રો ઠીક કરાવ્યો ત્યારે પણ અણી તો તેવી જ રાખી

ગરમી વધતી જતી હતી અમે વરડામા બેસતા અને કાકા વાતો કરતા 'મધ્યાહ્નનુ કાવ્ય'નો એમનો જે એક પરમ રમણીય નિબધ છે તેનો મસાલો તે દિવસોમા એમણે ભેગો કરી લીધો હોય તો નવાઈ નથી મહાવિદ્યાલયના એ વિશાળ મકાનનુ ચોગસ આગણુ મેડા ઉપરથી એક વિરાટ હોજ જેવુ લાગે છે વૈશાખ જેઠના બપોરે એ ચૂનાથી ધોળેલી ભીંતોની વચ્ચે ધગધગતો રૂપેરી તડકો કડાઈમાથી ઊભરાતા દૂધ જેવો લાગતો કાકા કહેતા, 'કેટલું

સરસ છે! આ દૃશ્યમાંથી ગરમીનું સંવેદન જો દૂર કરી શકીએ તો પછી આ રંગોનો કેવો આનંદ અવશિષ્ટ રહે!' એમની વાત મને ગમી. આપણી અનુભૂતિઓમાં જે પ્રતિકૂળ અંશ હોય છે તેટલાને દૂર રાખીને બાકીના અંશનો આસ્વાદ લેવાની શક્તિ મેળવી શકાય તો કેવું સારું! વળી કાકા મધ્યાહ્નનાં કાવ્યો યાદ કરતા: ઋતુસંહારના શ્લોકો, હરીન્દ્રનું કાવ્ય અને વેદના મંત્રો વગેરેનો સારભાગ કહેતા. કંઈ વાતો કરવાની ન હોય ત્યારે અમે મૂંગામૂંગા કામ કર્યે જતા. અને આસપાસની એ ગ્રીષ્મની રુદ્ર છટાને અમારામાં પ્રવેશ કરવા દેતા.

એમ કરતાં કરતાં વિદ્યાપીઠનો મારો અભ્યાસ પૂરો થયો. મારે જવાનું આવ્યું. હું કાકાસાહેબને મળવા ગયો. મારે જવાનું થયું એટલે કાકાએ પાછું સ્વયંવપન શરૂ કરી દીધું હતું. મેં કરેલાં ક્ષૌરના બિલ પેટે એમણે પાંચની નોટ મને આપી. મને ત્યારે જ વિચાર આવ્યો કે કાકાની હજામત કરતાં મેં પૈસાનો તો વિચાર કર્યો જ નહોતો. હજામતોનો હિસાબ પણ કદી નહોતો રાખ્યો. મેં એ નોટ એવી ને એવી કાકાસાહેબને પાછી આપી. કંઈક કહેવા ખાતર મેં કહ્યું કે 'પછી હિસાબ કરીને જણાવીશ.' પણ મનમાં તો એ જ દાનત હતી કે કાકાના પૈસા લેવા નથી. હું ત્યારે લગભગ નિષ્કિંચન હતો. એટલા પૈસા જતા કરવા એ ઘણું ઉદાર કર્મ કહેવાય. પણ મારા કાર્યને આમ પૈસામા જોખાતું જોવામાં મને મોટી દુર્ભગતા લાગી. પૈસા કરતાંય કાકાસાહેબે મને ઘણું આપ્યું હતું. અને મેંય એક હજામ કરતાં ઘણું મોટું કામ કર્યું હતું! એવો સંબંધ દ્રવ્યથી ઉપરની નિર્બંધ ભૂમિમાં રહે એ જ ઠીક હતું. કંઈ નહિ તો, હું કાકાને મારા કાયમી દેવાદાર તો રાખું જ છું. આવી ગાંડીઘેલી સ્પષ્ટ-અસ્પષ્ટ માનસિક ગડમથલમાં મેં કાકા પાસેથી વિદાય લીધી.

આમ વિદ્યાપીઠમાં ચાર વરસ પૂરાં કરી હું વતન ગયો. હવે સનાતન વેકેશન જાણે શરૂ થતી હતી. ભવિષ્યમાં શું કરવું એનો સહેજસાજ વિચાર આવીને અટકી જતો હતો. ઉનાળાના એક બપોરે કૂવા ઉપર હું નહાતો ધોતો હતો ત્યાં મારો નાનો ભાઈ એક કાગળ લઈને આવ્યો. એ કાકાસાહેબ તરફથી હતો. તેમણે મને સોનગઢ ગુરુકુળને સોંપ્યો હતો. તેના અધ્યાપક તરીકે મારી નિમણૂક થઈ હતી. અને મારે શામળભાઈ સાથે જવાનું હતું. મને ખૂબ પ્રસન્નતા થઈ. કાકાએ મને છેવટ ઠેકાણે પણ પાડી આપ્યો ત્યારે! એમને બીજા માણસો ઉપર આપ્તભાવે વર્તતા જોઈ મને ઈર્ષા રહેતી. એ હવે ગઈ. કાકા મારા ઉપર કેવા આપ્તભાવથી જોતા હશે તેની મને શી ખબર પડે?

મેનગઢમા મે એક વરસ ગાળ્યુ હુ નવોસવો શિક્ષક મને બહુ મુશ્કેલીઓ પડે કાકા એ મુશ્કેલીઓનુ નિરાકરણ સૂચવતા ૧૯૦૦ના સત્યાગ્રહમા મે જબુસર તાલુકામા કામ કરીને માગો ફાળો આપ્યો ગાધી અર્વિન કરાર થતા હવે મારે શુ કરવુ એ પ્રશ્ન હતો શાતિનિકેતનમા થોડો વખત જઈ આવુ એવો મને થોડો ભાન હતો અમદાવાદ જવાનુ થયુ ત્યારે કાકાસાહેબને મળ્યો. એમનો ડાયરો હમેશા ભરચક રહે છે, પણ તે વખતે કાકા પાસે બહુ માણુસો નહોતા મે વાતવાતમા મારા ભાવિ કાર્યક્રમનુ સૂચન કર્યું એકાદ ક્ષણ થોભીને તેઓ આછુ હસ્યા અને બોલ્યા, 'હુ નથી ધારતો કે તમારે ત્યા જવાની જરૂર હોય વિદ્યાપીઠે તમને શુ ઓછુ આપ્યું છે?' મે કદી કલ્પેલો નહિ એવો એ જવાબ હતો પણ કાકાના એટલા એક જ વાકયથી શાતિનિકેતન જવાની મારી વૃત્તિ પલટાઈ ગઈ અપૂર્ણતાનુ ભાન ઓસરી જઈને એક સભર તૃપ્તિ મે અનુભવી મારા જીવનમા જે મોટા વિચારપલટા, કે વૃત્તિવિકાસ થયા છે તે આમજન પાસેથી આવેલા એકાદ નાના વાકય માથી, એકાદ સૂચક ટકોરમાથી એવા પવન પછી તેને સાધી આપનાર માણસ પ્રત્યે મે નિ સીમ આપ્તતા અનુભવી છે, એવુ પણ બન્યું છે કાકાના અનેક પ્રવચનોમાથી જે નથી મળ્યુ તે તેમના એકાદ વાકયમાથી મે ઘણી વાર મેળવ્યુ છે

અમે હસતા હસતા છૂટા પડયા મને યાદ છે ત્યા સુધી કાકાને હુ જ્યારે જ્યારે મળ્યો છુ ત્યારે ત્યારે તેમણે પ્રસન્ન વદને મારો સત્કાર કરેલો છે અને વિદાય પણ એવા પ્રસન્ન ભાવે જ આપેલી છે ઉપનિષત્પાઠાવલિથી શરૂ થયેલો મારો પરોક્ષ પરિચય આવી રીતે સઘન પ્રત્યક્ષતામા પરિણમ્યો કાકાની આસપાસ એ ઉપનિષત્કાળનુ અને એથીયે વિશેષ સસ્કૃત યુગનુ કઈક અર્વાચીનતાથી મિશ્રિત એવુ મધુર વાતાવરણ રહેતુ પોતાના આચાર્યત્વથી કાકા હમેશા સભર રહેતા તેમણે ઘણા દીક્ષાન્ત પ્રવચનો કર્યા હશે પરતુ તેમણે મને ઉપર પ્રમાણે સ્વાયત્ત પરિપૂર્ણતાની જે દીક્ષા આપી દીધી તે કેટલી મહાન હતી તેનો ખ્યાલ તો તેમને પણ કદાચ નહિ હોય પણ, નહિ જ હોય એમ પણ હુ કઈ રીતે કહી શકુ ?

એઓ પોતાને કેળવણીના કળાકાર કહેવડાવે છે કોઈ પણ તત્ત્વનુ ઉત્તમ રીતે સક્રમણ ત્યારે બને છે કે જ્યારે તેનો લેનાર અને દેનાર પોતાના અન્તરિન્દ્રિય અન્તઃકરણને સર્વભાવે ઉન્મુખ કરીને એકબીજા તરફ અભિમુખ થાય છે ત્યારે એકાદ વાકય, એકાદ શબ્દ કે એકાદ દષ્ટિપાત પણ જબરુ કામ કરી આપે છે કાકાની પાસે એ મારી ખરેખર ઉપનિષદ્ હતી

## ૧૪. અમ કાકાવાળાઓ

### ડૉ. કૃષ્ણલાલ શ્રીધરાણી

એક ભાઈ અંબાલાલ પૂજ્ય કાકાસાહેબ કાલેલકરની સ્થૂળ સેવામાં એટલા બધા ઓતપ્રોત થઈ ગયા અને એ સેવાને દાવે કાકાના મધપૂડા આસપાસ ગણગણતા મારા જેવા નર મધમાખોને એવી દયાની આંખે જોવા લાગ્યા કે અંતે મારે તેને 'કાકાવાળા'નું નામ આપવું પડ્યું. પછી તો કાકાની પેઢીના વારસ તરીકે પોરસ કરનાર દરેકને એ બિરુદ વળગવા લાગ્યું. અમાલાલના જેવા સેવાભાવી સહુ વિદ્યાર્થીઓ અને તેઓની અદેખાઈના કારણે ઠેકડી કરનારા બધા છાત્રો પણ 'કાકાવાળાઓ'ને નામે ઓળખાવા લાગ્યા.

પોતાના અંતેવાસમાં આવવા માટે સામે પક્ષે પડાપડી કરાવવાનું આકર્ષણ કાકાસાહેબમાં છે. જૂનાં ગુરુકુળોના ગુરુઓની યાદ આપવા માટે કાકાની આ એક જ શક્તિ પૂરતી છે. મહાનુભાવની નજીકમાં બેસવાની ઝંખનાને 'ઉપનિષદ' જેવા પ્રભાવશાળી શબ્દે પણ જકડી છે. કોઈ મોટા માણસના સાન્નિધ્યમાં આવવાથી પોતાના જીવન ઉપર આપોઆપ કોઈ જાદુઈ અસર થાય છે તેવી માન્યતા હિન્દુત્વની એક ખાસિયત છે. પણ આ માન્યતા માટે જેમ સાધકો જોઈએ, તેમ સાધુ પણ જોઈએ. અમ કાકાવાળાઓને મન કાકાસાહેબ આવા એક સાધુ છે.

એટલે કાકાસાહેબ અમ કાકાવાળાઓના ગુરુ. ગુરુને પણ ગુરુ છે એ જાણીને અમારો તેમને માટેનો આદર ઘટતો નહિ, પણ વધતો. જેનો અંતેવાસ સેવવા માટે ઝંખના હતી, તેમને જ કોઈ બીજાના અંતેવાસની તાલાવેલી હતી એ અમે જોઈ શકતા હતા અને તેથી જ અંતેવાસના જાદૂ ઉપર મોહી શકતા હતા. બાપુના સાન્નિધ્યના અગ્નિમાં પાકેલા કાકા માટીના લંબચોરસોને લાલલાલ ઈંટો બનાવી શકશે એવી અમારી શ્રદ્ધા હતી.

આવા વિચારે, કોઈ પણ કામે, કોઈ પણ બહાને, કાકાની પાસે રહેવામાં પોતાના જીવનને ધન્ય ધન્ય માનનારાઓનું મંડળ હમેશાં તૈયાર આ મંડળમાંથી કેટલાક સભ્યો ખસે અને ખસેડાયેલામાંથી કેટલાક સભ્યો જગ જીતે નવા સભ્યો ઉમેરાય અને વર્તુળ ચાલુ રહે કોઈ એમના ધોતિયા ધુએ, કોઈ એમના પ્રૂફ્સ વાંચે, કોઈ એમની વાગ્ધારાને પાનાંઓ ઉપર ટપકાવ્યા કરે કોઈ કામનું, તો કોઈ નકામનું, પણ કાકામંડળી તો ચાલુ જ ચાલુ વહેતા કાવ્યના ધ્રુવપદ જેવા એક બે એ તો વર્ષો સુધી કાકા પાસે ભક્તોની જેમ પોતાની કાયાને કાકાના પડછાયા કરી કોઈ સભામાં, કોઈ નવે ગામે, કોઈ નવે કામે, કાકાને એકલા આવતા કોઈએ દેખ્યા છે? એ એકલવાયા અલગારી નથી, એ તો મંડળીના મોવડી છે

ભાવિક હિન્દુઓના જીવનમાં સત્સંગને બહુ જ મોટું સ્થાન છે તેઓ માત્ર કાશીની જાત્રાએ નથી જતા, આવતા અને જતા અને ગંગાકાંઠે જે સત્સંગ મળે તેની પણ શોધમાં હોય છે જેઓની પાસે જતા આવો સત્સંગ મળે તેઓ થાનક જેવા આમ કાકાવાળાઓને મન કાકા સત્સંગદાયક છે, એક તીર્થધામ જેવા છે કલાકો સુધી એમની સાથે વાતો કરવામાં અમને એમ થાય છે કે અમે કાંઈક સિદ્ધ કરી રહ્યા છીએ અમારામાંના કેટલાકને મન કાકા સગડી જેવા પણ હોય એકલા થથરતા કરતા એમના તાપે હાથ પગ અને કદાચ હૈયા ઊના કરવાનું પણ બનતું હોય

આવી ભાવિકતા પેદા કરનારાઓને ક્યારેક ક્યારેક 'પ્રભુ રમવા'નું મન થાય તે સ્વાભાવિક છે તે તેમના સ્વભાવમાં જ હોવું જોઈએ, નહિ તો આવી ભાવિકતા તેઓ પેદા ન કરી શકે ગાંધીજી ખૂબ ખૂબ 'પ્રભુ રમતા', કેટલાયના જીવનોના કેટલાય પાસા ગોળ કરતા કે ખરબચડા કરતા નાને પાયે કાકાએ પણ આવું ક્યારેક ક્યારેક કર્યું છે આ પ્રકૃતિને કારણે કેટલાક ચેલાઓ અકળાઈને ભાગે, તો કેટલાકને તેના દ્વારા જ સિદ્ધિ મળે કાકાની હૂંફ માટે, કાકાના 'સમય' માટે, માંહોમાંહે હરીફાઈ પણ થાય અને ઈર્ષા જન્મે ભક્તોની હરીફાઈમાંથી નાના નાના નાટકો પણ થાય આવા પ્રસંગોને લીધે કાકા અને કાકાવાળાઓની નિંદા પણ થઈ છે પણ કાકાપંથ ચાલુ જ છે

સુથારી, લુહારી, ખેતીનું, કાંતવાનું એવું શારીરિક કામ ઉપાડનાર શિષ્યો કાકાના પહેલા ખોળાના દીકરા હોય તેમ જણાય માત્ર બૌદ્ધિક કામ કરનારને ઠપકો પણ મળ્યા કરે અંતે કવિઓ અને ચિત્રકારો અને અધ્યાપકોની કાકાનો વધુ પડતો 'પખત' ખાઈ જાય, અને શરીરસેવાના હિમાયતીઓ

પોતે રહી ગયાની લાગણી અનુભવે આ ચિત્ર હૂબહૂ છે, અને તેની મારી પાસે એક કૂંચી પણ છે – જોકે મને ભય છે કાકાસાહેબ એને સહમત નહિ થાય મૂળે કાકાસાહેબ સર્જક છે, લેખક છે અને તેઓ લેખકો અને સર્જકોના સંપર્કમા વધારે રાચે છે પણ માન્યતા એવી કે સીધાદોર લોકસેવા સાહિત્યથી વધુ ઉચ્ચ, જીવનને વધુ ઉન્નત કરનારી એટલે પોતાની જ એક અનુપ શક્તિ ઉપર એમને આછેરી ઘૃણા એ સહજ પ્રભાને ઢાકનાના પ્રયત્નોથી અને નવી પ્રભા કેળવવાના ઉદ્રેકમા, કયારેક કયારેક મજેદાર પ્રહસન એમના અંતેવાસીઓ વચ્ચે ભજવાય છે

ઉપર કાકાને થાનક કહ્યા, તે એક અર્ધું સત્ય છે કાકાવાળાઓ એમની આસપાસ શ્રદ્ધાયુક્ત ગોથા ખાય ત્યારે તેઓ મૂર્તિની જેમ અલિપ્ત રહે છે, પણ પોતે આરાધ્ય નથી તેમ પોતે તો બરાબર જાણે છે અને તેથી પોતાની મશ્કરી પણ કરી શકે છે – થાનકને હમેશા ભારેખમ રહેવુ પડે છે ગાધીજીથી શાસ્ત્રોનો અભ્યાસ એમનો બહોળો, છતા ગાધીજીથી ઓછી એમને શાસ્ત્રોમા અધશ્રદ્ધા કયારેક કયારેક ગાધીજી મત્રોના જાદૂમા માનતા, પણ કાકા કહેતા કે લોકોને ઊચે રસ્તે આકર્ષવા માટે શાસ્ત્રકારોએ મત્રમા જ જાદૂ છે એવુ કહેલુ એક રીતે જોતા જુનવાણી આર્ય સસ્કૃતિના પ્રતીક જેવા લાગતા કાકા સ્તબ્ધ કરી નાખે એવા સ્વૈરવિહારી છે અમેરિકાથી પાછા ફર્યા પછી હુ કાકા પાસે જતા અચકાતો, કેમ કે બીક હતી કે એમના પૂર્વાલાપ અને મારા પશ્ચિમપ્રભાત વચ્ચે મેળ નહિ જામે પણ ધીરે ધીરે સમજાયુ પડી કે સમૂળુ ચિતન કરવાની ટેવે એમને એક મોટા બડખોર બનાવ્યા છે પ્રણાલિકાઓ સામેનુ એમનુ બડ શોભે પણ છે, કેમ કે એમણે પ્રણાલિકાઓને પચાવી છે

જીવનની સૌરભ પાછળ મૂકી જવાના રસ્તાઓ બહુ ઝાઝા નથી આવા જૂજ કીમિયાઓમા આવતી પેઢીને તૈયાર કરવાની શક્તિ સૌથી વિશેષ લાવણ્યમય છે ભારતમા, અને ખાસ કરીને ગુજરાતમા, શિષ્યોમા, ભક્તોમા અને મિત્રોમા જીવનપલટો કરાવનાર લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિવિશેષોમાના કાકાસાહેબ એક છે ગણ્યા ગણાય નહિ અને વીણ્યા વિણાય નહિ એવા એમના અનેક પાદોથી અમ સર્વ કાકાવાળાઓ ઓછેવત્તે પ્રમાણે સમૃદ્ધ બન્યા છીએ

માર્ચ ૧, ૧૯૫૭

## ૧૫. કાકાસાહેબ

### દિલખુશ બ. દીવાનજી

કાકાસાહેબના સત્સંગનો યત્કિંચિત પણ લાભ જેમને મળ્યો છે તેઓ એમનામાં રહેલી પ્રેમાળ સંસ્કારિતાથી અંજાયા વિના રહેતા નથી. સ્વભાવે જ શિક્ષક હોવાથી એમની આસપાસ જિજ્ઞાસુ તેમ જ મુમુક્ષુ વિદ્યાર્થીઓ વીંટળાતા જ રહે છે. પ્રચલિત શાળા-મહાશાળાના એ અધ્યાપક નથી એ આપણું સદ્ભાગ્ય છે; નહિ તો એમની આસપાસ વીંટળાતા વિદ્યાર્થીઓ એમનામાં રહેલી અસાધારણ વિદ્વત્તાનો કેવળ પુસ્તકિયા લાભ મેળવીને પુસ્તકાલયમાંથી જ જીવનની સમૃદ્ધિની ખોજ કરવા ચાલ્યા જાત. કાકાસાહેબ કેળવણીકાર છે, અધ્યાપક છે, શિક્ષક છે – પરંતુ જીવનની વિદ્યાપીઠના અને અનુભવના મહાવિદ્યાલયના જીવતાજાગતા સંસ્કારોમાં જ જેમને તરબોળ થવું છે એમને જ એમનામાં રહેલી અલૌકિક શક્તિનો લાભ મળતો રહે છે. આપણે એમની પાસે બેસીએ છીએ ત્યારે સ્વાભાવિક રીતે જીવન અને સમાજના જીવતાજાગતા પ્રશ્નોના ઉકેલ માટે જ આપણે એમનું માર્ગદર્શન મેળવવા આતુર થઈએ છીએ. વિશાળ વાચન અને અભ્યાસમાંથી મેળવેલી દૃષ્ટિથી કંઈ એ આપણા પ્રશ્નોનો ઉકેલ નથી કરતા. જ્યારે આપણી સાથે એઓ વાત કરે છે ત્યારે અનુભવપ્રદેશમાં નિરંતર વિચરી-રહેલા વિદ્વાન સાધકની વેધક દૃષ્ટિથી આપણા પ્રશ્નોનો ઉકેલ એઓ શોધે છે.' આથી જ એમની વાણીમાં અને એમનાં વાક્યોમાં અનુભવનું સત્ય મિતાક્ષરી ભાષામાં ઝલકતું રહે છે

૧૯૨૫માં સાબરમતી આશ્રમમાં એમને હું અમારી મુંબઈ રાષ્ટ્રીય શાળા અંગે મળવા ગયો હતો બીજા કેટલાક ભાઈઓ પણ એમની પાસે બેઠા હતા. રાષ્ટ્રીય શિક્ષણની વાતો નીકળી અને વિનયમંદિરોની ઉપયોગિતા વિશે ચર્ચા ચાલી. એમણે તરત જ જણાવ્યું કે આજના સમયમાં વિનયમંદિર તે જ સાચું નીવડશે જે વિદ્યાર્થીઓને એમના અભ્યાસમાં

પ્રચલિત રાજ્યતંત્ર સામે રાજદ્રોહ ખુલ્લી રીતે શીખવશે. કાકાસાહેબને તે વખતે કેળવણીનું આખુંયે શાસ્ત્ર જાણે રાજદ્રોહી થવામાં જ સમાઈ જાય છે એવું સ્પષ્ટ દર્શન થયું. અને એ કેટલું અદ્ભુત સત્ય હતું!

કૌટુંબિક જીવનના અંગત પ્રશ્નોના ઉકેલમાં પણ કાકાસાહેબનું માર્ગદર્શન બહુ તત્ત્વનિષ્ઠ છતાં વ્યવહારુ નીવડતું રહે છે. કાકાસાહેબ જીવન-શિક્ષણના જ આચાર્ય રહ્યા છે એટલે વિદ્યાર્થીઓના ચારિત્રઘડતરમાં એમને સૌથી વધારે રસ રહે છે. આજની પ્રચલિત કેળવણીમાં તો ભૂગોળ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન કે સાહિત્યના વિષયોની જ એકમાત્ર ચિંતા આપણા આચાર્ય અધ્યાપકો કરતા રહે છે. વિદ્યાર્થીઓની સાથેના એમના સંબંધો પુસ્તકો અને વ્યાખ્યાનોથી સદા ઘેરાયેલા રહે છે. એવા સંબંધોમાં વિદ્યાર્થી એક જીવંત વ્યક્તિત્વથી વીંટળાયેલા ચૈતન્યપૂર્ણ આત્મા છે એનો નહિ જેવો જ ખ્યાલ આજની કેળવણી કે આજના અભ્યાસક્રમને કે આજના અધ્યાપક શિક્ષકોને રહે છે. કાકાસાહેબ તો એવા જડ વાતાવરણને વીંધીને એમની પ્રેમાળ વિદ્વત્તાથી વિદ્યાર્થીજીવનના વ્યક્તિત્વને સ્પર્શ કરી એના અંગત જીવનના ભીતરમાં પહોંચી જાય છે. વિદ્યાર્થી પોતાના જીવન-વ્યવહારોમાં જીવનની સંસ્કૃતિનું કઈ રીતે તેજ પ્રગટાવે છે એની એઓ નિરંતર કાળજી રાખે છે. વિદ્યાર્થીઓ આથી જ કાકાસાહેબને પોતાના પિતા અને વડીલ ગણે છે અને પોતાના અંગત જીવનની બધીયે વાતો કરવામાં સંકોચ અનુભવતા નથી. આપણા જીવનમાં જે શિથિલતા અને જે સડો દાખલ થતાં રહ્યાં છે તે વિશે જ એમને વધારે ચિંતા અને કાળજી રહે છે. એમનામાં રહેલી અધ્યાપક શક્તિનો સદુપયોગ કરવામાં એમને પુસ્તકો કે માહિતી-વિષયોના શિક્ષણની ભાગ્યે જ જરૂર રહે છે. એમનાં પ્રવચનોમાં કે એમની વાતોમાં આપણા જીવનની સંસ્કારિતા રોજેરોજના વ્યવહારોમાં કેમ ખીલતી રહે એનાં જ અનુભવ સત્યો રજૂ થતાં રહે છે. દુઃખ તો એટલું જ રહે છે કે આજની પુસ્તકિયા કેળવણીના જડ પડદા પાછળ જ ઘેરાઈ ગયેલા આપણા વિદ્યાર્થીઓ બુદ્ધિશાળી કાકાસાહેબની આ શક્તિને ઓળખી શકતા નથી, તો એનો લાભ તો ક્યાંથી જ ઉઠાવી શકે! આજના વિદ્યાર્થી વર્ગનો બહુ મોટો સમુદાય પેલી પુસ્તકિયા કેળવણીની ઉપાધિપૂર્ણ ખટપટમાં જ પડેલો છે એટલે કાકાસાહેબ જેવા પ્રતિભાશાળી – જીવનસંસ્કૃતિના આચાર્યનો બહુ ઓછો લાભ એમને મળે છે. પરંતુ જે બહુ જ થોડા વિદ્યાર્થીઓ કાકાસાહેબના સત્સંગ અને સહવાસમાં આવીને પોતાના જીવનઘડતરમાં એમનું માર્ગદર્શન મેળવતા રહે છે તેમને માટે તો એઓ

પ્રેરણા અને સંસ્કૃતિના નિત્યનવીન પ્રાણદાયક આચાર્ય જ નીવડતા રહ્યા છે.

કાકાસાહેબની આ અદ્‌ભુત શક્તિનો વિચાર કરતા આજે મારા જેવાને તો એમ થયા કરે છે કે ૧૯૩૪–૩૫ થી જીવનશિક્ષણના આચાર્ય તરીકે અમે એમને ગુમાવી બેઠા છીએ ષષ્ટિપૂર્તિ સન્માન સમારંભ પ્રસંગે સાહિત્યકારોએ એવી મીઠી ટકોર કરેલી કે કાકાસાહેબ જેવા પ્રખર અને મૌલિક સાહિત્યસ્વામી બાપુના રાજકારણમા પડી ગયા એટલે સાહિત્યની દુનિયા એમને ગુમાવી બેઠી અને પરિણામે સાહિત્યસમૃદ્ધિ એટલી ક્ષીણ થતી ગઈ આ મીઠી ટકોરનો જવાબ આપતા કાકાસાહેબે જણાવેલું કે બાપુના રંગે પોતે રંગાયા તેટલા પ્રમાણમા જ પોતાની સાહિત્યસેવામા તેજ આવ્યુ છે એટલે બાપુની પ્રવૃત્તિમા પોતે પડ્યા એટલે જ આટલી સાહિત્યશક્તિ ખીલી

કાકાસાહેબ કેળવણીકાર તો હતા જ અને બાપુની વિચારસરણીમા એઓ રંગાયા એટલે તો એમની આચાર્યશક્તિમા અદ્‌ભુત તેજ પ્રગટવા માડ્યુ ગૂજરાત વિદ્યાપીઠના આચાર્ય થઈને એમણે વિદ્યાર્થી વર્ગને ખૂબ જ આકર્ષ્યો અને એમના પ્રભાવમા તરબોળ થતી વિદ્યાપીઠે ૧૯૩૮મા પોતાની ઝળહળ કારકિર્દી પર સુવર્ણકળશ ચઢાવ્યો. પરંતુ ૧૯૩૫ પછી કાકાસાહેબની કેળવણીકારની પ્રવૃત્તિ ઓછી થઈ અને હિન્દુસ્તાની પ્રચારનુ કાર્ય એમણે સભાળી લીધુ આખા દેશની રાષ્ટ્રીય એકતા માટે અને કોમી એખલાસ માટે એમની આ પ્રવૃત્તિ બહુ જ મહત્ત્વની અને પ્રભાવશીલ નીવડી છે પરંતુ મારા જેવાને તો એમ લાગે છે કે ૧૯૩૫ પછી કાકાસાહેબનો લાભ વિદ્યાર્થીઆલમને બહુ જ ઓછો મળવા માડ્યો અને રાષ્ટ્રીય શિક્ષણના ઓસરતા જતા વાતાવરણમા એમના જેવા આચાર્યને ગુમાવી આપણે ઘણું ઘણું ખોયું છે પૂ વિનોબાજી કરાડી આવેલા ત્યારે નઈ તાલીમ વિશે બહુ મૂળગામી ચર્ચા થઈ હતી એ નઈ તાલીમ હજી વેગીલી નથી બનતી અથવા એના સ્પષ્ટ દર્શન, કોઈ નઈ તાલીમ પ્રયોગ સંસ્થામા નથી થતા એનુ મુખ્ય કારણ એમણે એ જણાવ્યું છે કે નઈ તાલીમના જ્ઞાતા હજી એ પ્રયોગમા સીધા રીતે પડ્યા નથી — પડતા નથી આથી જ કાકાસાહેબ જેવા સમર્થ કેળવણીકાર અને નઈ તાલીમના તેજસ્વી આચાર્યનો લાભ આપણને આપણી રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થામા નથી મળતો એ બહુ જ દુખદ હકીકત છે આચાર્ય કાકાસાહેબ પ્રચારક તો થયા પરંતુ નઈ તાલીમના પ્રચારને તો એથી ભારે ખોટ જ લાગતી રહી છે

પરંતુ । ખોટ હળવી લાગે એવું એક તેજસ્વી તત્ત્વ કાકાસાહેબમા

રહેલું છે. કાકાસાહેબ કેળવણીકાર છે, નઈ તાલીમના આચાર્ય છે, મૌલિક સાહિત્યસ્વામી પણ છે. પરંતુ એથીયે વિશેષ તો કાકાસાહેબ બાપુના અંતેવાસી છે અને એમાં જ એઓ જીવનની કૃતાર્થતા અનુભવે છે. એમના જેવી સમર્થ વિભૂતિનો આપણને સૌથી વધારે લાભ પણ એમાં જ મળતો રહે છે. બાપુએ સાબરમતીમાં સત્યાગ્રહ આશ્રમ સ્થાપીને દેશના અનેક ખૂણાઓમાં પડેલાં અનેક ભાઈબહેનોને લોહચુંબકની માફક પોતાની પાસે ખેંચી લીધાં. બાપુ તો અહિંસાના ઋષિ હતા. અહિંસા તો એવી જીવન-જ્યોતિ છે જે માનવજીવનના ભીતરમાં પણ ઝબકારા નાખી જે શ્રેય છે, જે કલ્યાણકારી છે તેનાં વીખરાયેલાં તત્ત્વોને ઓળખી લે છે. બાપુએ એવાં વીખરાયેલાં તત્ત્વોને પોતાની તરફ પોતાની પ્રેમાળ તપસ્યાથી ખેંચી લીધાં અને કાકાસાહેબ, કિશોરલાલભાઈ, વિનોબાજી, જુગતરામભાઈ, નરહરિભાઈ, સ્વામી આનંદ વગેરે શરૂઆતથી જ બાપુના ભક્ત બની ગયા અને પ્રત્યેકની વિશેષતાને બાપુનો સ્પર્શ થતા તેમા અજબ તેજ પ્રગટી ઊઠ્યું. બાપુના ગયા પછી આજે એમના એ અંતેવાસીઓ જ એમની અલૌકિક સંસ્કૃતિના કેવળ વારસદારો જ નહિ પરંતુ દર્શકો (Interpreters) થઈ શકે એવું જીવનઘડતર કરી રહ્યા છે. કિશોરલાલભાઈ બહુ તેજસ્વી ચિંતક અને વિચારક છે. એમની શરીર-પ્રકૃતિ પ્રતિકૂળ છતા એમણે જીવનમાં બાપુનાં સત્ય અહિંસાને એટલાં બધા ઓતપ્રોત કર્યાં છે કે એમના જીવનની એ વિશેષતાને કારણે જ બાપુની આખીયે વિચારશ્રેણી અને સંસ્કૃતિનો ચિંતનમય પરિચય એઓ આપણને કરાવતા રહે છે. વિનોબાજી ઋષિ જેવા ચિંતક તપસ્વી અને આચાર્ય છે એટલે એમના જીવન અને એમના આશ્રમની પ્રયોગભૂમિમાં આજે એઓ બાપુની સંસ્કૃતિના અનેક તત્ત્વોને જીવન વ્યવહારમા પ્રયોગસિદ્ધ કરી બતાવે છે. જુગતરામભાઈની વિશિષ્ટતા એ છે કે બાપુના વિચારો પરતુ ચિંતન વધારે નિરાતે અને અમલી રીતે કરવા માટે એઓ વર્ષોથી ગામડાની ગરીબ, તરછોડાયેલી પ્રજામા જઈને બેસી ગયા છે અને તદ્દન અજ્ઞાન ગણાતી આમજનતામા બાપુનો અને એમની જ્વલંત સંસ્કૃતિનો પરિચય કરાવવામા જ તન્મય થઈ ગયા છે. નરહરિભાઈમાં રહેલી વ્યવહારદક્ષતાને કારણે એમણે બાપુનાં કાર્યને અમલી સ્વરૂપ આપનારી અનેક સંસ્થાઓનુ સંચાલન કરવામા અને બાપુને જ માર્ગે એ સંસ્થાઓના વ્યવહારો રહે એના કડક ચોકીદાર રહેવામાં એમની ઘણી શક્તિનો સદુપયોગ કર્યો છે. સ્વામી આનંદ તો શરૂથી જ બંડખોર છે એટલે બાપુના જીવનમા જે બંડ-ખોર ક્રાંતિકારીની અલૌકિક શક્તિ છે તેનો પરિચય આપવામાં જ એમને

જીવનનો સર્વોત્તમ આનંદ મળ્યો છે. અજ્ઞાન જણાતી – રૂઢિઓમાં દબાયેલી અને પછાત ગણાતી પ્રજામાં ચિનગારી પ્રગટાવી એમનામાં રહેલી સંસ્કારિતામાં આત્મવિશ્વાસ જાગ્રત કરવાનું ઘણુંયે કાર્ય એમણે કર્યું છે કેટલીયે વ્યક્તિઓમાં, કેટલાયે કુટુંબોમાં અને કેટલીયે સંસ્થાઓમાં સ્વામીજીનો એ સહવાસ કાયમ માટે કલ્યાણકારી નીવડ્યો છે કાકાસાહેબની વિશેષતા એ છે કે એમણે બાપુને અને બાપુની સંસ્કૃતિને કેળવણીના પ્રદેશમાં વહેતા કર્યા છે કેળવણીને એમણે અતિ વ્યાપક સ્વરૂપમાં સમજેલી છે એટલે એમના અને જગતના બધાયે પ્રશ્નોને બાપુની દૃષ્ટિથી એઓ વિચારી શકે છે કેળવણીકાર અને પ્રેમાળ અધ્યાપક રહ્યા એટલે વિદ્યાર્થીઆલમમાં એઓ ખૂબ જ લોકપ્રિય થઈ પડે છે અને વિદ્યાર્થીઓના જીવનના ઘડતરમાં એમની પ્રેરણા અને એમનું માર્ગદર્શન બહુ જ ઉપયોગી થઈ પડે છે બાપુને માર્ગે પોતાના જીવનનું ઘડતર કરવા જેઓ મથી રહ્યા છે એઓને કાકાસાહેબની હૂંફ નિરંતર મળતી રહે છે.

કાકાસાહેબની સાહિત્યસેવા વિશે તો સાહિત્યકારો ઘણું ઘણું લખી રહ્યા છે મારા જેવા સામાન્ય કાર્યકર્તાને એ વિશે વિવેચન કરવાનો અધિકાર પણ ન હોય હું તો એટલું જ સમજું છું કે પુસ્તકોના વાચન અને અભ્યાસમાંથી જેમને જીવનનું પાથેય મેળવી લેવું હોય તેમને માટે કાકાસાહેબે પ્રગટ કરેલું સાહિત્ય ખૂબ જ પ્રેરણાદાયક અને જ્ઞાનસિંચન કરનારું નીવડે છે પુસ્તકિયા કેળવણીના અભ્યાસ વર્ગો માટે કે યુનિવર્સિટીના પાઠ્ય પુસ્તકો માટે એ નિર્માણ નથી થયું જીવન વિદ્યાપીઠના જીવનસ્પર્શી પ્રશ્નોના ઉકેલ માટે એનો અભ્યાસ પ્રાણદાયક નીવડે છે એમનાં પુસ્તકો વાચવાથી માત્ર માહિતી જ મળતી નથી – જોકે એ પણ બહુ વ્યાપક પ્રમાણમાં મળે જ છે, પણ આપણા જીવનમાં જે શિથિલતા રહેલી છે, આપણા રોજના જીવનમાં જે વ્યવહારો આપણને મૂંઝવતા રહે છે તેમાં એમના લેખોનું અધ્યયન કેટલું બધું ચૈતન્ય રેડે છે એ તો અનુભવીઓ જ સમજી શકે છે આથી જ એમનું સાહિત્ય ચિરંજીવ નીવડે એમાં નવાઈ નથી

૬-૩-૧૯૪૯

જે માણસ પોતાને જ દુનિયાનું મધ્યબિન્દુ કલ્પે છે તેના ભાગે હંમેશા દુઃખ જ હોય છે પૃથ્વીને જ વિશ્વનું મધ્ય કેન્દ્ર ગણતું જ્યોતિષશાસ્ત્ર જેમ ખોટું છે તેમ પોતાને મધ્ય કલ્પીને બાંધેલી જીવન વિષેની કલ્પના પણ ખોટી હોય છે આવે ખોટે નકશે જે ચાલે એને તો ડગલે ને પગલે અથડાવાનું જ હોય.

'સ્મરણયાત્રા', પૃ ૧૨૫ —કાકા કાલેલકર

## ૧૬. આસ્તિક આચાર્ય

### ઝવેરભાઈ પટેલ

કાકાસાહેબ જાણે કે એક માતારૂપે પ્રત્યક્ષ થાય છે. તેઓ ગાંધીજીના વિચારોના આત્માની પ્રેરણા ઝીલે છે અને માતા અન્ન પચાવીને દૂધ આપે છે તેમ તે પ્રેરણાને પચાવીને પરિસ્થિતિનો મેળ બેસે એવી રીતે પીરસે છે. એ પ્રસાદી રુચિકર પણ થઈ પડે છે અને પથ્યકર પણ. એમાં ગાંધીજીના વિચારો તરફ પણ વફાદારી હોય છે અને વ્યક્તિઓ તરફ પણ. એ પ્રસાદીમાંથી વ્યક્તિઓ પોષણ મેળવે છે ને પ્રસન્નતા તથા સ્વસ્થતા અનુભવે છે.

માતાની માફક કાકાસાહેબ સહૃદયી યજમાન છે. તેમની પાસે જાઓ એટલે સહેજે તમારું મોં મલકાવાનું જ. કાકાસાહેબ પોતે થઈ ને ઘણાને મળવા નથી જતા પણ તેમને મળવા આવનારાઓનું સ્વાગત કરવામાં તેઓ ખુશ થાય છે. એવા હેત અને ઉમંગથી તેઓ મળવા આવનારને વધાવે છે કે તેમને મળવા જવાનો વારેઘડીએ માણસને ઉમળકો જ થયા કરે.

કેટલાક મુરબ્બીઓ અરસિક હોય છે. એમની જીવનદૃષ્ટિ એટલી એકાંગી, અનુભવ એટલો મર્યાદિત અને સંસ્કાર-રસિકતાનો એટલો અભાવ હોય છે કે તેમની હાજરીમાં સામા માણસને અકળામણ ગૂંગળામણ જેવું જ લાગ્યા કરે. તેઓ સામા માણસની ભાવના સાથે, તેના રસો કે આકાંક્ષાઓ સાથે એકરસ થઈ શકતા નથી, તેમની કદર કરી શકતા નથી અને આદિથી અંત સુધી સંકુચિત અને લૂખા જ લાગ્યા કરે છે. આવા મુરબ્બીઓ સાચે જ મુરબ્બીપણાનો અનુભવ કરાવનાર હોય છે. તેમની પાસે અદબથી જ વર્તાય, હળવે હૃદયે વાત થાય જ નહિ. એમની હાજરીમાંથી યથાશીઘ્ર છટકવાની જ માણસમાં વૃત્તિ થઈ જાય.

વળી કેટલાક મુરબ્બીઓ નાસ્તિક ઓડિટરની શંકાબુદ્ધિથી આવનાર

માણસ સાથે કામ લે છે ઊલટું પુરવાર ન થાય ત્યાં સુધી સામા માણસના શુભ હેતુઓ વિશે તેઓ શંકાશીલ જ રહે છે કોઈ પણ દરખાસ્ત તેમની પાસે રજૂ કરવામાં આવે તો તેને ગદી કરીને બતાવવામાં તેઓ કુશળ હોય છે તેમની મુખ્ય દૃષ્ટિ માણસનો કસ કાઢવાની અને તેની નબળી બાજુઓ ખોળી કાઢી તે રજૂ કરી બતાવવાની હોય છે આવા મુરબ્બીઓ દેશસેવાનો, શુભ હેતુઓનો, દૈહિક દુર્બલતામાંથી મુક્તિનો ઇજારો લઈને ફરતા હોય છે રાત્રિએ જેમ સૂર્યકમળ બંધ થઈ જાય છે તેમ આ ઍાડિટર મહાશયોને જોઈને નવયુવકોના હૃદયકમળ ક્ષોભના માર્યા સંકોચ પામી જાય છે તેમની ભાવનાઓને ધક્કો પહોંચે છે ને તેમનો આત્મા કચડાઈ જાય છે ઍાડિટરોને એમાં જ પોતાની સાર્થકતા જણાય છે 'ચેક' કરવાની પોતાની ફરજ અદા કર્યાનો તેઓ સંતોષ અનુભવે છે

આ ભૂમિકા પર કાકાસાહેબ રસિક મુરબ્બી અને આસ્તિક આચાર્ય તરીકે ઊભા રહે છે તેમના સહવાસમાં તમને સંયમ રસના ઘૂંટડા પીવાના મળે તેમની પાસેથી ઊઠવાનું મન જ ન થાય દરેકને લાગે કે કાકાસાહેબ તેની સાથે એકરસ થયા છે યુવાનોના હૃદયકમળો તેમની પાસે આપો આપ જ ખુલ્લા થઈ જાય છે

આસ્તિક આચાર્ય તરીકે તો કાકાસાહેબનુ સ્થાન અનેરું જ રહેશે વ્યક્તિગત દોષો પડેલી પ્રજાનો પરિપાક છે, તેથી ધીરજ ખોઈ ન બેસતાં ધીરે ધીરે નવા ગુણો ખીલવતા જવું અને માણસ ગમે તેવી કુટેવો કે દુર્ગુણો વાળો હોય, છેવટે તે વસ્તુઓથી એ છૂટવા ઇચ્છે છે, યોગ્ય તક મળતાં સદ્‌ગુણોને વળગવા ઇચ્છે છે એવી માણસ વિશે મંગલ શ્રદ્ધા હોવી એનું નામ જ આસ્તિકતા વળી માણસમાં સનાતન રીતે દૈવી અને આસુરી સંપત્તિનું મિશ્રણ રહેલું જ હોય છે પ્રયત્ન દ્વારા બેમાંથી એક સંપત્તિનો તે વિકાસ કરી શકે છે તેથી આસ્તિક માણસનું કામ કોઈની આસુરી સંપત્તિ તરફ નુકતેચીની કરવાનું કે તેને નકામો માણસ ગણી કાઢી નાખ વાનું નથી પણ તેની દૈવી સંપત્તિની મૂડીમાં વધારો કર્યા કરવાનું છે આટલી તૈયારીથી અને આટલા ભાથાથી શરૂઆત કરીને આચાર્ય માણસો ઘડવા નીકળે છે

સ્વભાવની વિશેષતાઓ, સંસ્કારની કે રુચિની ભિન્નતા તથા માનવ સહજ મહત્ત્વાકાંક્ષાઓ અને બીજી દુર્બળતાઓને સમભાવથી સમજી, આ બધા અંગોની શુભ બાજુ જોઈ, તેના પર જ ધ્યાન કેન્દ્રિત કરી તેને ઉત્તેજન આપવું અને નબળી બાજુઓ તરફ ઉપેક્ષા કે દુર્લક્ષ કરવું અને એ

રીતે તેમને કમજોર અને ક્ષીણ કરી મૂકવી એ વ્યક્તિઓના સ્વધર્મને સમજનાર, વ્યક્તિઓ વિકાસની જે ભૂમિકા પર ઊભી હોય તે ભૂમિકાનો સ્વીકાર કરી તેમને ત્યાંથી ઊંચે ચઢાવવાની વૃત્તિ રાખનાર, બહારનાં પરિણામો વિશે ઉતાવળા ન થતાં આચાર્યની મૌલિકતા વડે, પિતાના વાત્સલ્ય વડે અને એક કુશળ કારીગરની આવડત વડે વ્યક્તિઓનુ ઘડતર કરનાર કાકાસાહેબની મોટી વિશેષતા છે.

કાકાસાહેબ પાસેથી તપશ્ચર્યાની દીક્ષા ભલે ન મળે પણ આગંતુકને તેમનામાં રહેલી જીવનની ઉદાત્તતા અને પ્રયોગવીરતા, ભાવનાની પવિત્રતા, બુદ્ધિની તેજસ્વિતા, સ્વભાવનુ સૌજન્ય, ઉદારતા અને પ્રેમળતા, સંસ્કારની રસિકતા, દૃષ્ટિની અંતર્મુખતા, દર્શનની સુંદરતા, કલ્પનાની ચમત્કારિક નવીનતા ને ભવ્યતા, વિચારની મૌલિકતા, શ્રદ્ધાની મંગલતા, અનુભવની વિપુલતા અને ઉત્સાહની અખંડિતતાનો પરિચય થયા વગર રહે જ નહિ.

આસ્તિક દૃષ્ટિને કારણે કાકાસાહેબ વિશ્વાસપૂર્વક યુવકો પાસે ઉચ્ચ આદર્શો કે ભાવનાની વાતો રજૂ કરી શકે છે ને તેનો અનુકૂળ પ્રતિધ્વનિ મેળવે છે. આસ્તિક દૃષ્ટિના એમના સૂચનો( suggestions ) ચેપી નીવડે છે.

વ્યક્તિઓનાં જીવનના ઘડતર દ્વારા રાષ્ટ્રનુ ઘડતર કરવુ એ કાકાસાહેબે પોતાનુ જીવનકાર્ય માન્યુ છે તેથી જે રીતે વ્યક્તિનુ જીવન ઘડાય, તેનો વિકાસ થાય એ જ રીતે અને એ જ હેતુથી તેઓ વ્યક્તિ પાસેથી કામ લે છે. સેવકો પાસેથી રોજિંદુ નિશ્ચિત કામ કઢાવી લેવાની, તેમનો વિકાસ થાય છે કે નહિ તે તરફ ઉપેક્ષા કરવાની ફિલસૂફીમા કાકાસાહેબ માનતા નથી વ્યક્તિના ઘડતર અને રાષ્ટ્રના ઘડતર વચ્ચે તેઓ મણકો અને માળાનો ન્યાય જુએ છે.

કાકાસાહેબની દૃષ્ટિ અદ્યતન કે પુરાતન કહેવા કરતા જીવનનિષ્ઠ કહી શકાય એમનુ આખું અધ્યયન તેજસ્વી જીવનને કેન્દ્રમાં રાખીને થયેલુ હોય છે. આપણા જૂના સાહિત્યના સમુદ્રમાં તેઓ એક કુશળ અને ભોમિયા તારાની માફક ડૂબકી મારી અમૂલ્ય મૌક્તિકો સાથે પાછા ફરે છે અને તેમને અદ્યતન ઓપ આપી જૂના નવા બન્નેને ચકિત કરે છે. જીવનનિષ્ઠ દૃષ્ટિને કારણે કાકાસાહેબ સદાય તાજા અને જાગ્રત લાગ્યા કરે છે અને તેથી યુવાનોને તેમનુ માર્ગદર્શન બહુ આકર્ષક લાગે છે.

## ૧૭. કાકાસાહેબ અને ગામડું

બબલભાઈ મહેતા

કાકાસાહેબ અને ગામડુ એ વિષયમા મારે બહુ ટૂકમા કહેવુ હોય તો હુ એટલુ જ કહુ કે છેલ્લા પદર વર્ષથી હું શહેર છોડીને ગામડામા બેઠો છુ એ એમનો પ્રતાપ છે

ગામડાની પુનર્ઘટનાથી જ હિંદુસ્તાનમા સાચુ સ્વરાજ્ય સ્થપાશે એ વિચાર તો પૂ ગાધીજીએ 'હિંદ સ્વરાજ્ય' લખ્યુ ત્યારથી પ્રજા સમક્ષ મુકાતો આવ્યો છે, પણ ગાધીજીના વિચારોને પ્રજા પાસે રજૂ કરવામા કાકાસાહેબનો ફાળો અનેરો છે એમની શૈલી જ અનોખી છે. ગાધીવિચારને એ પીને પચાવી ગયા છે, ગાધીજીના અનન્ય ભક્ત બન્યા છે અને એમના તરફથી મળેલી દીક્ષા પ્રમાણે જીવન જીવવાનો એમનો અવિરત પ્રયાસ છે એથી જ એક સ્વતંત્ર વિચારક હોવા છતા મોટે ભાગે એ ગાધીજીના વિચારોને જ પ્રજા સમક્ષ મૂકે છે પણ એમા એમનું કાવ્ય ભળી જાય છે, રાષ્ટ્ર માટે ફના થવાની તમન્ના ઝળકી ઊઠે છે અને એમના બહોળા વાચન અને ઊડા ચિંતનમાથી તેમ જ એમના અવિશ્રાન્ત પર્યટન અને સૂક્ષ્મ અવલોકનમાથી તારવેલા અનુભવોની જ્ઞાનગગા વહેવા લાગે છે એને પીતા ધરવ જ થતો નથી એટલે ગાધીજીનો જ વિચાર એમની પાસેથી નવા લેબાસમા, નવા સ્વરૂપે અને બહુ આકર્ષક ઢબે આપણી સામે ખડો થાય છે

હુ કૉલેજમા ભણતો હતો ત્યારે પણ ભણી ઊતર્યા પછી માત્ર 'સ્વ'નો જ વિચાર ન કરવો એવી ભાવના તો સેવતો હતો. દેશ માટે કાઈક કરી છૂટવુ જોઈએ એવા સ્વપ્નો પણ સેવતો હતો, પણ 'કાલેલકરના લેખો'એ મારા માથામા ઘણ વગાડી મૂક્યો આપણા ગામડા, એમની દુર્દશા અને એ દુર્દશા કરવામા આપણા ભણેલાગણેલાઓનો હિસ્સો એ બધુ મારી નજર સામે તરવરવા લાગ્યુ તે દિવસથી ગામડાનો વિચાર મારા મનમા પેઠો તે પેઠો જ એ રોજ ને રોજ ઊડો જ ઊતરતો ગયો એ વિચારે મને જપવા

ન દીધો એ વિચાર જ મને ઘર છોડાવીને કાકાસાહેબ પાસે ગૂજરાત વિદ્યાપીઠમા ખેચી ગયો

૧૯૨૯ની સાલની વિદ્યાપીઠ ૧૯૨૧-૨૨ જેવી સેકડો વિદ્યાર્થીઓથી ગાજતી અને હજારો વિદ્યાર્થીઓને રાષ્ટ્રીય શિક્ષણ આપતી વિદ્યાપીઠ નહોતી રહી વિદ્યાર્થીઓનો પ્રવાહ રાષ્ટ્રીય શિક્ષણ તરફથી વળીને પાછો સરકારી શાળા કૉલેજો તરફ વળી ચૂક્યો હતો આચાર્ય ગિદવાણીજી કે આચાર્ય કૃપાલાનીજી જેવી જાણીતી વ્યક્તિઓ પણ હવે ત્યા નહોતી રહી પણ આ ઓટના કાળમા પણ એક વ્યક્તિ અડીખમ જેવી ત્યા બેઠી હતી ગુજરાત વિદ્યાપીઠની બધી પ્રવૃત્તિઓને એ દોરવતી હતી એટલુ જ નહિ પણ એના જૂના થઈ ગયેલા ચીલામાથી વિદ્યાપીઠને બહાર કાઢના એ મથની હતી ગૂજરાતના તેમ જ પ્રાતપ્રાતના ભાવનાશીલ અને જીવનમ કાઈક કરી છૂટવાની ઇચ્છાવાળા નવ જુવાન એમની આજુબાજુ ટોળે વળતા હતા એ વ્યક્તિ હતી કાકા કાલેલકર આવે ઓટને સમયે રાષ્ટ્રઘડતરની પૂરણીમા પુરાઈ જાય એવા જુવાનિયાઓને એ શોધી રહ્યા હતા અને એવા જુવાનિયાઓ એમની પાસે આવતા પણ ખરા માણસ એક વખત એમના સસર્ગમા આવ્યો પછી એ છૂટી શકતો નથી એવો એમના હૃદયમા પ્રેમનો એક અખડ ઝરો વહે છે

હુ પણ એમના એચાણથી ખેચાતો ખેચાતો કરાચીથી અમદાવાદ આવી પહ્યો પણ અમદાવાદમા રહેવા માટે નહિ "જેટલી શક્તિ હોય એટલી લઈને ગામડામા ચાલ્યો જા ત્યા કોઈ છે જ નહિ" એ બીજ તો હુ કરાચી હતો ત્યારથી જ એમણે મારામા દાબી દીધુ હતુ વિદ્યાપીઠમા તો હુ ગામડામા જવાની તૈયારી માટે આવ્યો હતો અને ખરેખર કાકાસાહેબે અને વિદ્યાપીઠે મને ગામડા માટેની તૈયારી કરાવી આપી

૧૯૩૦મા તો પૂર્ણ સ્વાત ત્ર્યની લડત આવી એમા આખી વિદ્યાપીઠ ઝપલાવ્યુ એમાથી હુ શી રીતે બચી જવાનો હતો? પણ એટલા વખતમા તો કાકાસાહેબના અનેક પ્રવચનોએ, વાર્તાલાપોએ અને માર્ગદર્શનોએ મને ગામડાને રસ્તે પાડી દીધો હતો, ગાધી વિચારઘેલો કરી મૂક્યો હતો અને સ્વાતત્ર્ય માટે જરૂર પડયે જાન કુરબાન કરવાને તૈયાર કરી મૂક્યો હતો એમ કહુ તોપણ ખોટુ નથી

વિદ્યાપીઠમા એક વર્ષ સુધી લીધેલુ રસાયણ વિદ્યાપીઠમાથી બહાર નીકળ્યો એમ વધારે કામ કરવા લાગ્યુ દિવસે દિવસે એ જોર પકડતું ગયુ કાકાસાહેબે વિદ્યાપીઠમા શુ ફક્ત વાતો કરીને જ આવુ અમૂલ્ય રસાયણ પાઈ

દીધું હશે? ના, એવું નથી. વિદ્યાપીઠમાં આવ્યા પછી પહેલા ત્રણ દિવસ સુધી એમણે મને એક ખૂરપી આપીને ત્યાંના વિશાળ મેદાનનું ઊંચું વધી ગયેલું ઘાસ કાઢી નાખવા બેસાડી દીધો, પછી આપ્યું પુસ્તકાલયના ચોપડા ઉથામવાનું કામ અને ત્યાર પછી આપી આઠ કલાકની પીંજણ. આમ આજ સુધી શાળા કૉલેજમાં વાતો કરીને વડાં કરતો હતો એની જગ્યાએ એમણે મને સાચેસાચાં વડાં બનાવતો કરી દીધો.

એમની પાસે અનેક લોકો આવતા. કોઈ એમની લેખનકળાથી આકર્ષાઈને આવતું, કોઈ એમની આકાશદર્શનની વિદ્યાથી ખેંચાઈને આવતું, કોઈ આપણી સંસ્કૃતિ અને ધર્મ વિશેના તેમ જ બીજી સંસ્કૃતિઓ અને ધર્મો સાથેના એમના તુલનાત્મક અભ્યાસથી હેરત પામીને આવતું, કોઈ શિક્ષણ અને તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો સમજવા આવતું, કોઈ કલા અને કારીગરીની કદર કરાવવા આવતું, કોઈ એમના અદમ્ય રાષ્ટ્રપ્રેમથી ભીંજાઈને પ્રેરણા મેળવવા આવતું, તો કોઈ એમની પાસે જીવનનું દર્શન મેળવવા આવતું. આમ એમના તરફના આકર્ષણના વિષયો અનેક હતા, પણ આ રીતે આવેલી દરેક વ્યક્તિને એ એમની વાતથી, વર્તનથી કે ભાવથી થોડીક પણ ગ્રામાભિમુખ તો કરી મૂકતા જ. ઉદ્યોગ, સાદાઈ, સંયમ અને ખડતલતાનો એમનો સંદેશો આ રીતે આવેલ દરેક માટે સર્વસામાન્ય હતો.

વિદ્યાપીઠને એ પહેલાં કરતાં પણ વધુ વિશાળ અને વ્યાપક બનાવવા માગતા હતા; પણ એમની વિશાળતા અને વ્યાપકતાની કલ્પના જુદી હતી. પૂજ્ય ગાંધીજીએ ૧૯૩૪માં વિદ્યાપીઠને જંગમ બનાવવાની કલ્પના આપી અને કહ્યું કે "મૂળથી જ હું એમ માનતો અને કહેતો આવ્યો છું કે વિદ્યાપીઠનું ખરું કામ ગામડામાં છે, પણ અત્યાર સુધી એ કામ મધ્યવર્તી સંસ્થા દ્વારા જ ચલાવી શકાય એમ કલ્પના કરીને આપણે ચાલ્યા. હવે હું એક પગલું આગળ વધવા કહું છું અને તે એ કે આપણી વિદ્યાપીઠ હવે ગામડામાં જઈને વસે. આ રીતે વિદ્યાપીઠનો દરેક સેવક, જેણે વિદ્યાપીઠના આદર્શો ઝીલ્યા છે, એની સેવા કરવાની પ્રતિજ્ઞા કરી છે અને 'सा विद्या या विमुक्तये'-નું રહસ્ય એના ઓછામાં ઓછા અર્થથી માંડીને ઊંડામાં ઊંડા અર્થ સુધી બરાબર સમજ્યો છે, તે પોતે જ જંગમ વિદ્યાલય બનીને ગામડામાં ચાલ્યો જશે. એ વિદ્યાપીઠના આદર્શોનું પાલન કરશે અને લોકોને તે સમજાવવા ઉપાયો લેશે." પણ કાકાસાહેબે તો આનાં પગરણ એ અગાઉથી શરૂ કરી દીધાં હતાં. ૧૯૨૯માં એમણે વિદ્યાપીઠમાં એક ગ્રામસેવક વિદ્યાલય શરૂ કર્યું હતું એ ગામડામાં જવાની જ તૈયારી હતી. આજે પણ ખેડા જિલ્લામાં

વલ્લભ વિદ્યાલય નામનું ગ્રામસેવક તૈયાર કરનારું એક નાનું વિદ્યાલય ચાલે છે એનું ઉગમસ્થાન શોધવા જઈએ તો કાકાસાહેબની પ્રેરણામાં જડશે એમની કલ્પના તો ગુજરાતમાં જિલ્લે જિલ્લે ગ્રામજનતા માટે સુલભ થઈ પડે એવા નાના વિદ્યાલયો કાઢવાની અને ગ્રામજનતાની સેવા કરીને એને નવી દૃષ્ટિ આપવાની હતી આજે એ જ કલ્પનાને પૂ બાપુજીની પ્રેરણાથી વધારે વેગ મળ્યો છે

ગાંધીજીએ ઘણું લખ્યું છે એમ છતાં એમનાં કેટલાક સૂત્રોના કાકાસાહેબે એમની વિશિષ્ટ શૈલીમાં અને કાવ્યમય ભાષામાં કેટલાક ભાષ્યો રચ્યા છે ગાંધીજીની ભાષા બહુ સહેલી અને હૃદયસોંસરી ઊતરી જાય એવી હોય છે, પણ રુચિભેદ પ્રમાણે કેટલાકને એ જ વાત કાકાસાહેબની કલમમાંથી નીકળ્યા પછી નવો રસ આપે છે, નવી જ પ્રેરણા પાય છે

કાકાસાહેબ ગામડામાં બહુ રહ્યા છે એમ ન કહેવાય, કેમ કે એ એક પ્રવાસી પંખી છે પણ તેઓ કહે છે એ પ્રમાણે "કેટલાક માણસો પીંછાં ઉપરથી પંખીને પારખી શકે છે" એ ઉક્તિ એમને બહુ અંશે લાગુ પડે છે જેમ એ થોડાં પાનાં ઉથલાવીને પુસ્તક વાંચી શકે છે એમ ગામડાની દશાનું એક ચિહ્ન જોઈને એ આખી કલ્પના એમના મનમાં ખડી કરી શકે છે એમણે તારવેલાં કેટલાંય મંતવ્યો વીસ વીસ વર્ષે પણ આજે આપણને સાચાં પડતાં જણાય છે, એથી જ કેટલાક એમને દ્રષ્ટા કહેવા લલચાય છે એમનો સમાજશાસ્ત્રનો અભ્યાસ ભલભલાને છક કરી દે છે ગામડા વિશે એમણે ખૂબ વિચાર્યું છે ૧૯૩૪ના 'હરિજનબંધુ'માં 'ગ્રામસેવકની કાર્યપદ્ધતિ' નામનો એમણે જે લેખ લખ્યો છે એમાં ગ્રામપ્રશ્નોનો એમણે કેટલી ઝીણવટથી અને વ્યવહારુ દૃષ્ટિથી વિચાર કર્યો છે એનો આજે પણ આપણને પ્રત્યક્ષ અનુભવ થાય છે ગ્રામજનતા માટે, ગામડાના ઉદ્યોગી વર્ગ માટે એમના દિલમાં કેટલો પ્રેમ ભર્યો છે એનો પરિચય તો એમણે શરૂ કરેલી 'નવજીવનની પૂર્તિ'એ જ કરાવી આપ્યો હતો 'લોકજીવન'માં એમણે ગામડા વિશે એમની કેટલીક રમ્ય અને મૂળગત કલ્પનાઓ આપી છે પણ ગ્રામસેવાના કાર્યમાં એમનો સૌથી વિશેષ ફાળો તો કાર્યકર્તાઓ તથા વિદ્યાર્થીઓ સાથેના એમના બહોળા પત્રવ્યવહાર દ્વારા એમને પ્રેરણા અને માર્ગદર્શન આપવું એ છે જેની સાથે એમનો પત્રવ્યવહાર શરૂ થયો એના જીવનમાં થોડેઘણે અંશે પરિવર્તન આવવાનું જ આજ સુધી ઘસાતો હશે એના કરતાં સમાજ માટે એ વિશેષ ઘસાતા

શીખવાનો, આજ સુધી ધરાવતો હશે એના કરતા દેશ પ્રત્યે એ વધારે પ્રેમ ધરાવતો થવાનો અને આજ સુધી જોયું હશે એના કરતા જુદી જ રીતે એ ગામડાને જોતો થવાનો એમની આ જાતની સેવા બહુ ગુપ્ત છે પણ બહુ મોટી છે કેમ કે એક તો એ અખંડ પ્રવાસી છે એટલે એમના પરિચિતો બહુ હોય છે. બીજું, એ બહુશ્રુત છે એટલે અનેકરંગી લોકો એમના મમર્ગમા આવે છે ત્રીજું, એ એક સાચા શિક્ષક છે એટલે જેમના સબંધમાં આવે છે એમના જીવનમા એ ઊંડા ઊતરી જાય છે

આજે એ ગુજરાત બહાર વસે છે પણ ગુજરાતની અને ગુજરાતી સાહિત્યની એમની સેવા અનન્ય છે ગુજરાતની જનતા એમના ઋણને કદી ફેડી શકે એમ નથી. ગુજરાતી પ્રજાને પણ એમના માટે આદર છે, પ્રેમ છે અને વિશેષભાવ પણ છે, પણ ગુજરાતી પ્રજા એમના પ્રત્યેનો ભાવ, એમણે રજૂ કરેલા સિદ્ધાંતો, યોજનાઓ કે વિચારો અમલમા મૂકીને જ વ્યક્ત કરી શકે

એમને ગામડાનુ કામ કેટલુ પ્રિય છે એનો એક દાખલો આપીને આ લેખ પૂરો કરીશ. '૩૨મા ગાધી ઇર્વિન કરાર થયા અને અમે બધા જેલ માથી બહાર આવ્યા પછી કાકાસાહેબે પૂછ્યું કે "તુ હવે શુ કરવાનો છે?" મેં કહ્યુ કે હજુ થોડો વખત હું તમારી સાથે રહેવાનો; પછી ગામડામા જઈશ એમણે મને લલચાવ્યો કે "તુ કાયમ મારી સાથે જ રહે ને! મારે તારી જરૂર છે" કાકાસાહેબ સાથે રહેવાનુ કોને ન ગમે? આવી સુંદર તક મળેલી જોઈને મારા મોઢામા પાણી છૂટયું. પણ હવે એવુ બન્યું હતું કે ગામડું મારા મગજથી છૂટે એવુ ન હતું મેં વિચાર કરીને કહ્યુ કે કહો તો બે વર્ષ વધારે તમારી સાથે રહુ પણ પછી તો ગામડામા જ. આ સાભળીને એમને કેટલો આનદ થયો! એમણે કહ્યુ કે, "હું તો આ જ સાભળવા માગતો હતો તારા માટે તો ગામડું જ રાહ જુએ છે" અને ખરેખર મારા માટે ગામડું ગઢ જેવું જ હતું ને?

કાકાસાહેબ સાહિત્ય, સગીત અને કલાના આજન્મ ઉપાસક અને કદરદાન છે કેળવણી, તત્ત્વજ્ઞાન અને રાષ્ટ્ર પ્રત્યેનો એમનો પ્રેમ ઉત્તરોત્તર વધતો ગયો છે પણ એમના એ બધા શોખ અને જ્ઞાનનો ઉપયોગ આમ-જનતાનું હિત સચવાય અને સધાય એ રીતે જ એમને પોસાય છે. હિંદુસ્તાની રાષ્ટ્રભાષા શુ કે લિપિનો પ્રશ્ન શુ, પ્રવાસ શુ કે પર્યટન શુ, દેશમા શુ કે બહાર શુ – એ બધુ છેવટે હિંદુસ્તાનની આમજનતાનો ઉદ્ધાર શી રીતે થાય, ત્યા જ એમને લઈ જાય છે:

कामये दुःखतप्तानां प्राणिनामार्त्तिनाशनम् । એ એમના જીવનનું ધ્રુવપદ બની ગયું છે. એમના નામમાત્રથી આપણું મસ્તક નમી પડે છે.

પૂ. બાપુજીએ અનેક જાદૂ કર્યા છે એમાં કાકાસાહેબ જેવા એક ક્રાન્તિકારી ફિલસૂફને, કવિહૃદય અને કલારસિક કલાકારને, બહુશ્રુત અને વિદ્વાન શિક્ષણાચાર્યને અને સૃષ્ટિસૌન્દર્યમાં મહાલનાર અવધૂતને ગામડાંના હિતને જ કેન્દ્રમાં રાખીને બધી પ્રવૃત્તિઓ કરનાર ગ્રામસેવાના આચાર્ય બનાવી મૂક્યા એ પણ એમનું એક ધન્ય જાદૂ છે અને એમાં જ કાકાસાહેબનો ધન્ય સમર્પણભાવ છે.

આધ્યાત્મિક દૃષ્ટિએ જોઈએ તો જીવનની ખરી કિંમત જીવન જીવવાની પદ્ધતિમા રહેલી છે. જીવતા ભેગી કરેલી સંપત્તિમાં નથી. તેથી ગીતાએ માણસને કહ્યું છે કે તારા જીવનનો મહત્ત્વનો ભાગ તારું કર્મ છે. સાચું પરાક્રમ, સાચો પુરુષાર્થ, સાચું આર્યત્વ તારા કર્મમા છે. કર્મમાથી પેદા થતા ફળોને એ મહત્ત્વ ન અપાય. રસ્તા પરથી ગાડું જાય છે ત્યારે તેની વાટથી જેમ પાછળ ચીલો પડે છે, તેમ કર્મની પાછળ તેનું ફળ ચાલતુ આવે છે. તે ફળની તે કિંમત કેટલી ? એ ફળનો લોભ કરનારા લોકોને સાચે જ પામર કહેવા જોઈએ. कृपणाः फलहेतवः ।

'ગીતાધર્મ', પૃ. ૧૫૪ —કાકા કાલેલકર

## ૧૮. પ્રથમ શિષ્ય

**મહાદેવ હરિભાઈ દેસાઈ**

કાકાસાહેબ વર્ધાની પાસેના એક નાના ગામડામાં જઈને વસ્યા છે. એક ભલા સજ્જને એમનુ વાડીમાનુ ઘર કાકાસાહેબને રહેવાને આપ્યું છે, ને ત્યા રહીને તેઓ લિપિસમિતિનું ને હિન્દીપ્રચારનુ કામ ચલાવે છે ફુરસદના વખતમાં તેઓ ગામડાના લોકો જોડે ભળવાનો પ્રયત્ન કરે છે ગામડાનાં બાળકોને ભેગા કરે છે, તેમને વાર્તાઓ કહે છે, કેટલીક વાર મોટા લોકોને પણ સમજાવીને સાજની પ્રાર્થનામાં બોલાવે છે. એક માણસ પૂછતો હતો તેને એમણે કહ્યું, 'હુ તમારા ગામડામા કંઈ મોટો કાર્યક્રમ લઈને નથી આવ્યો. હું બને તો તમારુ ગામડુ સ્વચ્છ રાખવામાં તમને જરા મદદ કરુ, ને બાળકોને તકલી ફેરવતા શીખવું. બાળકો ભલે ભણે, નિશાળે ભલે જાય. હું તો એમને એટલું જ કહું કે તમે મંદિરમાં આવીને તકલી ચલાવતાં શીખો ને પછી રોજ એના પર સૂતર કાંતો.'

પેલા માણસે અવિશ્વાસભર્યા કટાક્ષથી કહ્યુ, 'વાત તો બહુ સીધી ને સાદી દેખાય છે! જે આવે છે તેની પાસે પહેલાં તો સાદો જ કાર્યક્રમ હોય છે!'

પણ વાડીમાં એમનો સત્કાર સારો થયો. જે વાડીમાં તેઓ રહ્યા છે ત્યાં પડોશી એક હરિજન છે. તેણે થોડાંક નારંગીના ઝાડ રાખ્યાં છે ને ઝૂંપડી બાંધીને ત્યાં રહ્યો છે. પહેલે જ દિવસે કાકાસાહેબે એની પાસે ડોલ માગી કે એનાં માણસોને વાડીના કૂવામાથી પાણી ભરી આપવાનું કહ્યું. પેલા લોકો તો સ્તબ્ધ જ થઈ ગયા. એક બ્રાહ્મણ હરિજન પાસેથી ડોલ માગે ને હરિજનને કૂવામાંથી પાણી ભરી આપવાનું કહે એ એમને મન મહા આશ્ચર્યની વાત હતી. કાકાસાહેબે હસીને એમને કહ્યું, 'હું પણ હરિજન જેવો છુ, હરિજનની ને મારી વચ્ચે હું કંઈ ભેદ જોતો નથી' પેલા માણસને એમણે પોતાના ઘરમાં બોલાવ્યો. પેલા જુવાનને તો આથી



કાકાસાહેબ (૧૯૪૭), સ્કેચ : કે. કે હેબર

ભારે સાનદાશ્ચર્ય થયું, કેમકે આવી સારી રીતે બોલનાર ને આમ વર્તનાર એને હજુ સુધી કોઈ મળ્યું નહોતું, જોકે એ પોતે એવો સ્વચ્છ છે કે એ સવર્ણોમાં જરાયે જુદો તરી ન આવે એણે કાકાસાહેબનું આમંત્રણ સ્વીકાર્યું અને રોજ સાંજે પ્રાર્થના માટે આવવા માંડ્યું પછી એક દિવસ તે સતાર લઈને આવ્યો ને ઉત્સાહભેર તુકારામના કેટલાક અભંગો ગાયા એણે પ્રશ્નો પૂછવા માંડ્યા, ને જોયું કે એની જિજ્ઞાસા તૃપ્ત કરનાર કાકાસાહેબ જેવા શિક્ષક એને જિંદગીમાં કોઈ મળ્યા નહોતા એ જરાક ભણેલો છે ને એની જાતના બીજા લોકો કરતાં કંઈક સુખી છે તેથી એ બીજા હરિજનોને ઉપદેશ આપે છે પણ હવે કાકાસાહેબ એને મળ્યા છે એટલે એ કહે છે કે 'હવે હું થોડો વખત તો ઉપદેશ આપવાનું બંધ કરીને પોતે જ ભણીશ ' એક દિવસ એ કાકાસાહેબને કહેવા લાગ્યો, 'નાગપુર પાસે મારું ગામડું છે ત્યાં મારી જાતના લોકોએ છોકરાઓ માટે છાત્રાલય કાઢ્યું છે, ને બહારના બીજા કોઈની મદદ વિના એ ચલાવવાનો નિશ્ચય કર્યો છે છાત્રાલય કેમ ચલાવાય એ મને કહો એટલે હું ત્યાં જઈશ ને થોડા દિવસ છોકરાઓ જોડે રહીશ ' એને સહેજસાજ સંસ્કૃત આવડતું હશે, એટલે એણે કાકાસાહેબને પૂછ્યું, 'મને સંસ્કૃત ન શીખવો ? ' કાકાસાહેબ તો જન્મસિદ્ધ શિક્ષક રહ્યા, એટલે મરણપથારીએ પડ્યા હોય તોયે આવી વિનતીનો અસ્વીકાર ન કરે એમણે અનેક કામો છતાં વખત કાઢીને આ નવા શિષ્યને સંસ્કૃત શીખવવા માંડ્યું છે ને એમની પાસે જે જ્ઞાનનો ભંડાર પડેલો છે એમાંથી પેલાને વાતો કહે છે થોડા દિવસ પર એ જુવાન મને મળ્યો ત્યારે આનંદથી ફુલાતો મને કહેવા લાગ્યો, 'મે આગલા ભવમાં અનેક પુણ્ય કર્યાં હશે એટલે મને કાકાસાહેબ જેવાનો સત્સંગ મળ્યો છે '

['હરિજનબંધુ', ૧૪ મી જુલાઈ, ૧૯૩૬]

જીવનનો અર્થ જ છે હૃદયનો વિકાસ, જ્ઞાનનો વિસ્તાર અને કૌશલ્યની પરિસીમા જો આ ત્રણે બાબતોમાં આપણી ઉત્કૃષ્ટતા વધે તો આપણે આગળ વધ્યા છીએ નહીંતર આપણો વેપાર નકામો ગયો

આપણે કેટલાં હૃદયોમાં પ્રવેશી શક્યા અને કેટલી વ્યક્તિઓની સાથે આત્મૈક્ય અથવા અભેદ સ્થાપી શક્યા એ જ ખરું જોવાનું છે

— કાકા કાલેલકર

'જીવનપ્રદીપ', પૃ ૧૯

# ૧૯. કાકા કાલેલકર

[જેલમાં થયેલો પરિચય]

લક્ષ્મણસિંહ ચૌહાન

સન ૧૯૪૨ની વાત છે. અમે જબલપુરની જેલમાં બંધ હતા. બંધ એટલા માટે પણ કહું છું કે આ વખતે તો બહારનું પંખી પણ અંદર ફરકી શકતું નહોતું. આવી હાલતમાં નવાગંતુકની વાટ અમે લોકો ખૂબ ઉત્સુકતાથી જોતા હતા. ખબર પડી કે કાકાસાહેબ આવી રહ્યા છે. કયા કાકા? કેવા કાકા? ક્યાંના કાકા? અને કાકા શા માટે? . કોઈએ કહ્યું, 'અરે ભાઈ, મહાત્મા ગાંધીના આશ્રમના છે, મરી ગયા!' મહાત્મા ગાંધીના આશ્રમના થોડાએક નમૂના અમે જોઈ ચૂક્યા હતા. અમારા ઉત્સાહ પર એકદમ પાણી ફરી વળ્યું.

આખરે કાકાસાહેબ અંદર પધાર્યા. મંદ મંદ હસતો એક બુઢ્ઢો, ઊંચો ઊંચો, દૂબળો પાતળો, પણ ઝૂકીને ચાલવાવાળો નહિ. અમે થોડા જણ એમની પાસે પહોંચી ગયા, વાતો શરૂ થઈ. એ એમનો સામાન ગોઠવવા મંડી પડ્યા, કેટલાક ભોજનની ફિકરમાં પણ પડ્યા. મનમાં ધાર્યું કે બુઢ્ઢો ખાઉધરો લાગે છે. વિચાર્યું કે ઘડપણમાં ભોજનની તૃષ્ણા વધે જ છે. હવે એમનો સામાન આવવો શરૂ થયો. ઢગલાબંધ ચોપડીઓ ચાલી આવે છે, એક મોટી લાયબ્રેરી જ ઊભી થઈ ગઈ. અરે, આમને તો જ્ઞાનની પણ તૃષ્ણા છે! અમે ભોજનની વાત ભૂલી ગયા. એ તો ભ્રમ હતો, કાકાસાહેબ સ્વલ્પાહારી નીકળ્યા, અને અગાધ હતું એમનું જ્ઞાનામૃત ભોજનમ્! વરસો પછી — જેલમાં અમે લગભગ ત્રણ વર્ષ સાથે રહ્યા — મેં એમને કહ્યું હતું, 'કાકાસાહેબ, આપને આટલું બધું વાંચતા જોઈને એક સંસ્કૃત કવિની ઉક્તિ ચરિતાર્થ થતી જોઉં છું: अजरामरवत् प्राज्ञो विद्यामर्थं च चिन्तयत्. ફરક જો હોય તો એટલો જ કે અહીં ચિંતન છે વિદ્યાનું અને વિદ્યાના અર્થનું, નહિ કે ધનનું

સવારે ચાર-પાચ વાગે ઊઠીને જોયું તો કાકાસાહેબનુ ફાનસ બળી રહ્યુ છે શુ કરી રહ્યા છે? વાચી રહ્યા છે! રાત્રે નવ વાગે, તો વાચી રહ્યા છે! આ ક્રમ એક દિવસ નહિ, બે દિવસ નહિ, લાગલાગટ ત્રણ વરસ જોયો આ સિવાય બીજે ક્યાય મે કાકાસાહેબને વધુ વખત સુધી જોયા જ નથી વાચનનો આ ક્રમ, ખબર નથી ક્યારે શરૂ થયો અને ખબર નથી ક્યારે ખતમ થશે કદાચ બીજા જન્મમા પણ ચાલુ રહેશે

કાકાસાહેબ કેવળ વિદ્યાર્થી જ નહિ, આચાર્ય પણ છે, બહુ મોટા આચાર્ય એ ગૂજરાત વિદ્યાપીઠના આચાર્યપદે રહી ચૂક્યા છે હુ એમનુ જીવનચરિત લખવા નથી બેઠો, નહિ તો એ શુ શુ રહી ચૂક્યા છે એ પણ અહીં ગણાવવા લાગી જાત હુ તો માત્ર એટલું જ લખવા બેઠો છુ કે મે કાકાસાહેબને જેલમા કેવા રૂપમા જોયા કાકાસાહેબને નિરતર વાચતા જોઈને એમની પાસે જવામા સકોચ થતો શા માટે એમના વાચનમા વિઘ્ન નાખવુ? પણ તમે પહોચ્યા નહિ કે પુસ્તક બધ અને વાતો શરૂ જ્ઞાનનુ આગમ બધ થયું અને નિર્ગમનો પ્રારભ થયો તમે ડરતા ડરતા ગયા હતા, એક મિનિટનુ કરીને રોકાયા હતા, ક્ષમા માગતા માગતા પહોચ્યા હતા, પરતુ એમણે તમને બોલાવી લીધા, રોકી લીધા, બેસાડી લીધા, અટકાવી લીધા તમે ગયા હતા કોઈ વિષયની એક નાની શી વાત પૂછવા, પણ કાકાસાહેબ તો આચાર્ય રહ્યા, નાની વાત તો ત્યા હોય જ નહિ એ નાની શી વાતને આધારે એ વિષય પર એક ખાસ્સુ એવુ પ્રવચન જ ઊમટી પડે દરેક પાસાથી એ નાની વાતનુ વિવેચન શરૂ થાય – અતનો પત્તો નહિ એ ભૂલી જાય પોતાને, અને પોતાના કાર્યક્રમને જ્યારે એમને સતોષ થાય કે તમને સતોષ થયો છે, ત્યારે જ એ જ્ઞાનવાર્તાનો અત આવે મે જોયું કે એમને વાચવા કરતા શીખવવામા વધુ મજા આવે છે એવા પ્રેમથી બતાવે, જાણે કોઈ મા પોતાના બાળકોને શીખવતી ન હોય!

વળી, એમ નહિ કે કાકાસાહેબ કોઈ એક જ વિષયના આચાર્ય હોય, અને એમ પણ નહિ કે Jack of all trades and master of none જેમ એમની પાસે કેવળ ઉપલકિયુ જ્ઞાન હોય અમે જોયુ કે એમની વિદ્યા આમૂલપલ્લવગ્રાહિણી છે કોઈ પણ વિષય પર વાત કરો, જાણે કઠમા સરસ્વતી વિરાજમાન હોય આકાશના તારાથી માડીને ભૂગર્ભ સુધી અને કણાદથી માડીને એટમ બૉમ્બ સુધીનુ Up-to-date – અદ્યતન જ્ઞાન કાકાસાહેબ પાસે મોજૂદ છે, અને એટલુ નિગતવાર કે એમની સ્મરણશક્તિ પર અચરજ થાય એમને પૂછશો કે પ્રશાન્ત મહાસાગર કેટલો

ઊંડો છે, તો એકદમ દશક સુધીના ફૂટ બરાબર બતાવી દેશે; હિમાલયના ગૌરીશંકરની ઊંચાઈ પણ ફૂટ અને ઈંચ સુધી બતાવશે. આ ઉપહાસ કે અત્યુક્તિ નથી; આની સત્યતાની ખાતરી એમની સાથે વાત કરવાથી જ થાય

આ બધું હોવા છતાં કાકાસાહેબનો એક નિત્યક્રમ પણ છે એલાર્મ લગાવીને ઉષ કાળમાં ઊઠવું, અંધારામાં જ – કડકડતી ટાઢમાં પણ – નહાવું, પોતાના કપડાં જાતે જ ધોઈ લેવા, સવારસાંજ નિયત સમયે પ્રાર્થના કરવી, નિયત સમયે દરરોજ રેંટિયા પર કાંતવું, નિયત સમયે ભોજન કરવું, નિયત સમયે સૂવું એમને જોઈને જ મેં જાણ્યું કે સમયપત્રક બનાવીને કામ કરવાથી માણસ કેટલું વધારે કામ કરી શકે છે. પરંતુ મેં માત્ર જાણ્યું જ, શીખ્યો નહિ

વળી કાકાસાહેબ લેખક પણ છે લેખક જ નહિ, કહેવું જોઈએ, ભારે જબરા લેખક છે કંઈ અંદાજ છે કાકાસાહેબે કેટલાં પુસ્તકો લખ્યાં છે? મને તો ખબર નથી

પુસ્તકોને મૂકો, કાકાસાહેબનો કેટલી સંસ્થાઓથી સંબંધ છે? અગણિત અને કેટલા માણસોથી? અગણિત. અને એ રોજ કેટલા પત્રો લખે છે? અગણિત અને એમની પાસે કયા કયાથી અને કેટકેટલા પત્રો આવે છે? કંઈ અંદાજ નથી

આ બધી વ્યવસ્થામા મે કાકાસાહેબમા એક વિશેષતા જોઈ. વિશેષતા એ કે એ દરેક કામ રુચિપૂર્વક કરે છે.

લેખ ખૂબ લાંબો થઈ ગયો છે પણ એ ગમે એટલો લાંબો થઈ જાય, કાકાસાહેબથી લાંબો થઈ શકે એમ નથી કાકાસાહેબની ઊંચાઈ છ ફૂટ તો હશે જ ઊંચાઈની વાત નીકળતા એક વાત યાદ આવી ગઈ. સિવની જેલમા જ્યા અમે રહેતા હતા, ત્યાં એક બગીચો પણ હતો કાકાસાહેબના નિવાસ પાસે ડહલિયા( Dahlia ) અથવા કોણ જાણે કયા ફૂલનો એક છોડ પોતાના બીજા સાથીઓ કરતા ખૂબ ઊંચો થઈ ગયો હતો મેં પૂછ્યું, 'કાકાસાહેબ, આ છોડ આટલો ઊંચો કેમ?' કાકાસાહેબ સમજી ગયા હસીને બોલ્યા, 'એના ઉપર કાકાની છાપ પડી છે!'

એક પ્રશ્ન હતો. કાકા સાહેબનું ખરું નામ શું? ખબર નથી હવે તો એમનુ નામ કાકાસાહેબ જ છે મહાત્મા ગાંધીને કાકાસાહેબ બાપુ કહે છે અને ખુદ મહાત્મા ગાંધી કાકાસાહેબને કાકા કહે છે.

વાતો તો ખૂબ જ છે, પણ મુખ્ય વાત એ છે કે કાકાસાહેબ બડા મજેદાર આદમી છે. બુઢ્ઢા પણ છે અને બાળક પણ છે, મહાન પણ છે અને સરળ પણ છે

# કાકાસાહેબ કાલેલકર : વ્યક્તિ અને કાર્ય

શ્રીનિવાસ નારાયણ બનહટ્ટી

एथ चातुर्य सिहाणें झालें । प्रेम रुचीसि आलें ।
आणि सौभाग्य पोसलें । सुखाचें एथ ॥ —જ્ઞાનેશ્વર.

ચાતુર્ય પોતે અહીં ડાહ્યુ બન્યું; પ્રેમ પરિપક્વ અને રુચિવાળો બન્યો અને અહી સુખ પોતે સૌભાગ્યસંપન્ન થયું પૂજ્ય શ્રી કાકાસાહેબ કાલેલકરની ૬૦મી વરસગાંઠને પ્રસંગે તેમને શ્રદ્ધાંજલિ અર્પણ કરવી તે મારા જેવાને માટે ખૂબ આનંદનુ પણ તેટલુ જ મુશ્કેલ કામ છે શ્રદ્ધાના પુષ્પો ખીલે તે માટે તેટલા દરજ્જાની શ્રદ્ધા અંત કરણમા ઊગેલી હોવી જોઈએ. ઈશ્વરની સૃષ્ટિમા સુંદર અને સુગધી પુષ્પો પાર વગરના ખીલે છે ભગવાનની મૂર્તિને ચઢાવવા આપણને કદી ફૂલોની તાણ પડતી નથી માણસે પોતાનુ મન ઈશ્વરની સૃષ્ટિના જેટલું જ વિશુદ્ધ ને નિર્દોષ રાખ્યું હોત તો તેના મનમા સદ્વૃત્તિઓની સુગધ ફેલાવનારા ભાવપુષ્પો સહેજે ખીલી ઊઠ્યાં હોત. હવે ગુલાબ, મોગરો, જાઈ જેવા ફુલો ન મળે તોય કરેણ, ગલગોટા જેવાં ફૂલ તો જરૂર ચઢાવી શકાય કયા ભક્તની શક્તિ ને પહોંચ કયા સુધી છે તેની ભગવાનને ખબર નથી એવુ થોડુ જ છે!

* * *

ગાંધીજીની આસપાસના મંડળમા રહીને કાર્ય કરનારા મહાન પુરુષોમાં કાકાસાહેબનુ સ્થાન ક્યા કેટલામુ છે, તે તપાસવાની પાત્રતા પ્રસ્તુત લેખકમાં નથી. સ્વયંવર પ્રસંગે ભેગા થયેલા રાજાઓમા सहस्रधात्मा व्यरुचद्विभक्त— ‘રાજલક્ષ્મીનુ તેજ હજાર ઠેકાણે વહેંચાઈ જઈને શોભવા લાગ્યું’ એવું કાલિદાસે જે વર્ણન કર્યું છે તે પ્રમાણે ગાંધીજીનુ આત્મિક તેજ તેમની આસપાસના અનેક મહાન પુરુષોમા વહેંચાયેલુ જણાય છે કાલિદાસે આથી આગળ વધીને, ‘તે સિંહાસન પર બેઠેલા રાજાઓમા रराज धाम्ना रघुसूनुरेव ।’ એમ કહ્યુ છે ખરું. પણ તે તો તે રઘુમનની [illegible]

હનાં તેથી. તેવી વિત્રાહોત્સુક વધૂ અમારી પાસે નથી. ને અમારી શ્રદ્ધાને જો વધૂ માનીએ તો તે બધાને સરખા જ ભાવથી ભજવા તૈયાર છે.

*　　　*　　　*

કાકાસાહેબ કાલેલકર, આચાર્ય વિનોબા, કિશોરલાલ મશરૂવાળા, કિસનદાસ જાજૂ વગેરે જેવા સમર્થ મહાનુભાવ વ્યક્તિઓની એકબીજાની સાથે તુલના કરવાની કલ્પના જ અનુચિત લાગે છે. એમ કરવા જતાં ચિકિત્સક વૃત્તિનું અસ્થાને પ્રદર્શન કરવાની તે એક નકામી બૌદ્ધિક કસરત જ થાય. તેજોમય સવિતાની ગ્રહમાળામાં ધરતીમાતાની જેમ કાકા મને ખૂબ જ નજીકના લાગે છે. વાર્તાલાપરૂપે થોડું ખોદકામ કરવાથી રત્નગર્ભા ભગવતી પૃથ્વીની જેમ તેમની પાસેથી જોઈએ તેટલાં વિચારરત્નો મને મળી રહે છે; સર્વસહા અવનિની માફક મારા સર્વ દોષો તેઓ પેટમાં રાખે છે; અને વિશ્વંભરા રસા(પૃથ્વી)ની જેમ તેમની પાસેથી મળનારા પ્રેમરસથી મારા મનનું પોષણ થાય છે, એટલું મારે માટે પૂરતું છે. વધારે પંચાનમાં હું શા માટે પડું?

તુલના કરીને શ્રેષ્ઠતા–કનિષ્ઠતા કલ્પવી તેનો કશો અર્થ નથી. તેમ છતાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચે પ્રકૃતિભેદ તો હોવાનો જ. ગાંધીજીનો રાજકારણી આત્મા વલ્લભભાઈમાં સંક્રાન્ત થયો છે એવું માનીએ તો ગાંધીજીની કલાત્મક અને સાહિત્યાત્મક પ્રકૃતિ કાલેલકર મારફતે વ્યક્ત થયેલી છે, એવું કહેવું યોગ્ય ગણાશે. વિનોબા યોગી છે, મશરૂવાળા મનનશીલ મુનિ છે, તો જાજૂજી કર્મવીર છે. આનો એવો અર્થ હરગિજ નથી કે તે તે વિશેષ ગુણ બીજાઓમાં સમૂળગો નથી. વિનોબાને યોગી કહ્યા—

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ॥

આ વર્ણન તેમને બરાબર લાગુ પડે છે. પણ તેથી તે કર્મવીર નથી, મનનશીલ નથી, સાહિત્યના મર્મજ્ઞ નથી, એમ કોઈ કહી શકે? શબ્દે શબ્દે અંતઃકરણના ઊંડાણ સુધી સોંસરી પહોંચી જનારી નિતાન્ત મધુર એવી વિનોબાના જેવી મરાઠી ભાષા અત્યાર સુધી કેટલાએ લખી છે? જ્ઞાનેશ્વર, તુકારામ અને કેટલેક અંશે વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર જ આ બાબતમાં તેમની સાથે ઊભા રહી શકે. જાજૂજીને કર્મવીર કહ્યા છે; એ વાત, જ્યારે જઈએ ત્યારે ચાલુ કામોની દેખરેખ અને નિત નવાં કામોની યોજના કરવામાં મગ્ન રહેલી, વિનયમધુર વાણીથી આપણી સાથે વાતચીત કરીને બે મિનિટમાં યોગ્ય જવાબ આપીને આપણને વિદાય આપનારી તેમની મૂર્તિ જોઈએ એટલે

હરકોઈને ગળે ઊતરે તેવી છે પરંતુ આટલા બધા કામોની દેખરેખ રાખવા માટે શું ઓછી યોગયુક્તતાની જરૂર પડે છે? આટલી સમતા, આટલી કુશળતા જેણે સાધી છે તે જો યોગી ન કહેવાય તો બીજા કોને કહી શકાય?

આ જ વાત વર્ધા અને સેવાગ્રામમા કાર્ય કરતા બધા જ નરરત્નોને લાગુ પડે છે તેમનુ જે પાસુ આપણને દેખાયુ તે મનમા ઠસ્યુ, એટલુ જ ને કાલેલકરની બાબતમા પણ બરાબર આવુ જ છે! તેમના વ્યક્તિત્વના બધા પાસા હુ જોઈ શક્યો છુ એવી ખાતરી તો હુ ન જ આપી શકુ તે કેટલા ઉચ્ચકોટિના કલારસિક છે, શ્રી કનુ દેસાઈ જેવા શ્રેષ્ઠ કલાકાર તેમને વિશે કેવો ભાવ ધરાવે છે એ મને જોવા મળ્યુ હોય તોપણ તેમણે પોતાની યુવાનીમા હિમાલયમા જઈને ત્યા કેટલી દુર્દાન્ત યોગસાધના કરી છે તેની તેમના લેખો પરથી જે કઈ ઝાખી કલ્પના કરી શકાય, તે સિવાય વધુ માહિતી મને ક્યા છે? ભરતખડની વિધવિધ જાતિઓના ને સમાજોના જીવનનો અનુભવ લઈને તેઓ માર્મિક સમાજશાસ્ત્રજ્ઞ બન્યા છે તે વાત હુ તેમની સાથેના વાર્તાલાપો અને લખાણો પરથી જાણું છુ તેમ છતા પોતાની યુવાનીમા તેમણે કરેલા અધ્યાપન કાર્યનુ અને શિક્ષણવિષયક પ્રયોગોનુ જ્ઞાન મને ક્યા છે?

* * *

કાકાસાહેબ જીવનમાર્ગ પરના અખડ પ્રવાસી છે, કલ્પના અને વિચારોની આપ લે કરનારા બાહોશ અને સફળ વેપારી છે પ્રવાસી અને વેપારી વૃત્તિના લોકોમા એક જાતની વ્યાપક દૃષ્ટિ અને નિરાગ્રહ બુદ્ધિ કુદરતી રીતે જ કેળવાય છે તો પછી યોગયુક્ત અવસ્થામા રહીને બધા કર્મો કરનારા કાકાસાહેબમા આ ગુણો ઉત્કટ સ્વરૂપમા દેખાય તેમા શી નવાઈ? બધી બાબતો વિશે કાકાસાહેબને આસ્થા છે, પ્રેમ છે, પરતુ આસક્તિ કોઈ પણ બાબત અગે નથી પ્રવાસમા હોય ત્યારે એક નાનકડી ચીંદરડી પણ તેઓ ક્યાય ભૂલશે નહીં, સાથેનો પરિચારક કોઈ વસ્તુ ભૂલી જાય, તો તેઓ પોતે જ તેને તેની યાદ કરાવી આપશે, પણ આટલી સાવચેતી રાખ્યા છતા કોઈ વસ્તુ ક્યાક રહી જાય, તો તેને અગે ચટપટી લાગીને તેમની મન સમાધિનો કદી ભગ થવાનો નહીં એટલી જ આનદી વૃત્તિ રાખીને તેઓ આગળનો માર્ગ માપવા માડશે અપરિગ્રહવૃત્તિથી રહેતા હોવા છતા કાકાસાહેબે પોતાની આસપાસ ભારે પરિગ્રહ ભેગો કર્યો છે આ પરિગ્રહ એટલે વ્યક્તિઓનો ને પુસ્તકોનો અનેક માણસો તેમની પાસે આવ્યા, રહ્યા અને તેમને છોડીને જતા પણ રહ્યા કાકાસાહેબની સમાહિતવૃત્તિ

કોઈના આગમનના આનંદથી તેમ જ કોઈના ગમનના દુઃખથી વિચલિત થઈ નથી. નાના આહવલે, પાંડુરંગ ભુરકે, પાંડુરંગ દાળકે જેવા તેમની પાસેના નરરત્નો દારુણ વિધિઘટનાને પરિણામે એક ક્ષણાર્ધમાં મરણ પામ્યા. તેમની યાદ આવતાં અમારું હૈયું હજુ અસ્વસ્થ થાય છે, તો પછી ખુદ કાકાસાહેબને શું થતું હશે? પરંતુ જાણે તે વ્યક્તિઓના આત્માઓ કાકાસાહેબના આત્મામાં વિલીન થઈ ને કાકાસાહેબને અંદરથી પોતાના સહવાસનું સુખ ન આપતા હોય એટલી કાકાની સમાહિતવૃત્તિ આપણને દેખાય.

* * *

પુસ્તકોની બાબતમાં પૂછવું જ શું? પુસ્તકો કાકાને ખૂબ ગમે છે, એમ ખાસ કહીએ તો ગાંડપણમાં જ ખપે. કોઈ પણ નવી ચોપડી આવે એટલે તેમની કલાભિજ્ઞ દૃષ્ટિ તેના બહિરંગનું નિરીક્ષણ કરે છે. ચોપડીની બાંધણી, તેનો કાગળ, ટાઈપની યોજના, તેના નામના અક્ષરોનો મરોડ ઇત્યાદિ બધી બાબતો તરફ તેમનું ધ્યાન જવાનું, ને પાસે બેઠેલાને પણ તેનું ખાસ સૌંદર્ય બતાવી દેવાના. થોડા જ દિવસ પર હું તેમની પાસે બેઠો હતો ત્યારે શ્રી કરસનદાસ માણેકનું 'કલ્યાણયાત્રી' કાવ્યનું પુસ્તક તેમની પાસે આવ્યું. તે જોતાં જ તેઓ બોલ્યા, "આ ચોપડીના નામના અક્ષરોનો મરોડ કેટલો સુંદર છે, નહીં?" ચોપડીઓનો આટલો બધો શોખ હોવા છતાં તેમને વિશે અનાસક્તિ પણ તેટલી જ! આ 'કલ્યાણયાત્રી'ની જ એક નકલ મેં માગી. મેં કહ્યું, "તમારી પાસે આ સિવાય જો એકાદ નકલ સિલક રહેતી હોય તો આ હું લઈ જાઉં." કાકા બોલ્યા, "મારી પાસે કુલ ત્રણ નકલો આવેલી. તે પૈકી એક (નામ યાદ નથી)ને આપી, બીજી મામાને આપી, હવે આ એક જ રહી છે, તે તમે ખુશીથી લઈ જાઓ. મારી પાસે એકે નહીં રહે તોય વાંધો નથી. વધુ નકલો મંગાવી શકાશે." કોઈ પણ પ્રાંતમાંથી કાકાસાહેબ પ્રવાસ કરીને આવ્યા હોય અને તેમને મળવા જઈએ ત્યારે તેમની આગળ ત્યાંથી આણેલી ચોપડીઓનો ઢગલો પડેલો જ હોવાનો. આમ જુદા જુદા વિષયોની, જુદી જુદી ભાષાની ચોપડીઓનો મોટો સંગ્રહ તેમની પાસે ભેગો થયો છે. વર્ધાના તેમના ઘરની અંદરનો બધો ભાગ ચોપડીઓથી ભરેલો છે. તેઓ વિનોદમાં કહે જ છે, "આ ઘરના ખરા રહેવાસીઓ અને ઘરધણી આ પુસ્તકો છે. ઘરના મુખ્ય ભાગમાં તેઓ રહે છે, હું તો માત્ર મહેમાન છું, બહાર વરંડામાં રહીને વખત પસાર કરું છું."

પરંતુ પુસ્તકો ભેગાં કરવાનો જેટલો લોભ, તેટલી જ અનાસક્ત વૃત્તિ

માગે તેને પુસ્તકો આપી દેવામા પ્રગટ થાય છે Basic Englishનો અભ્યાસ કરવાનુ નક્કી થતા મે તે અગેના પુસ્તકો તેમની પાસે માગ્યા. પહેલા તો તેમણે, "પુસ્તકો છે, કાઢી આપીશ" એમ કહ્યુ પરતુ કેટલાક દિવસ પછી તેટલી જ પ્રસન્નતાથી તેમની પાસેથી સદેશો મળ્યો કે "તે પુસ્તકો મારી પાસેથી ફલાણાભાઈ લઈ ગયા તે પાછા આવ્યા નથી તમે બીજેથી મેળવી લેજો" આનાથી ઊલટુ અમારા જેનાઓનુ એકાદ પુસ્તક કોઈ લઈ જાય, ક્યાક ખોવાઈ જાય, એટલે કેટલી બધી ચટપટી થયા કરે છે! જાણે પોતાનુ માણસ ગુમ થયુ હોય ને! માણસ કેવળ પૈસાના લોભથી જકડાયેલો હોય છે એમ નથી, ઇન્દ્રિયોપભોગની દૃષ્ટિથી નકામા ને નિરુપદ્રવી એવા વિષયોમા પણ તેની વાસના ચોટી રહે છે ખરો આનદ પ્રાપ્ત કરવા માટે આવી ઊચા સ્તરની વાસનાઓથી પણ અલિપ્ત થવુ પડે છે

* * *

જેવુ માણસો ને પુસ્તકોની બાબતમા, તેવુ જ સસ્થાઓની બાબતમા સસ્થા કાઢવાની જેટલી હોશ, ને ચલાવવાની જેટલી આસ્થા, તેટલી જ નિરાગ્રહ-વૃત્તિથી સસ્થાનુ વિસર્જન કરવા કે તેની બહાર નીકળી જવાની તૈયારી ખરી નજર કામ પર, બધારણ, મડળો, સમિતિઓ ઇત્યાદિ આડબર પર કદી નહીં એમ જુઓ તો મહારાષ્ટ્રમા – ને બીજે પણ – જાતજાતના ઝઘડાઓ, રાગદ્વેષ, મત્સર, આદિ કાર્યઘાતકવૃત્તિઓ શુ ઓછી નજરે પડે છે? પરતુ આના કશાની ગધ આવવા માંડે કે કાકાએ ત્યાથી દોટ કાઢી જ છે આવી બાબતોમા તેમની ઘ્રાણેન્દ્રિય સારી પેઠે તીક્ષ્ણ છે! આવી કોઈ ભાજગડો ન હોય તોપણ સસ્થા જો નિષ્ક્રિય થવા માંડે તો તેઓ તેનુ ચૂપચાપ વિસર્જન કરતા અચકાતા નથી આનો સારામા સારો દાખલો ભારતીય સાહિત્ય પરિષદની હકીકતમા કોઈ નેય જોવા મળશે આ પરિષદની સ્થાપના ગાધીજીના પ્રમુખપણા નીચે ભારે ઠાઠથી નાગપુર વિદ્યાપીઠના સભાગૃહમા કરવામા આવી! કાકાસાહેબ સ્વાગતાધ્યક્ષ હતા મૌલિક ને વ્યાપક દૃષ્ટિવાળુ સુંદર ભાષણ તેમણે કર્યું ગાધીજી પણ પ્રમુખ તરીકે બોલ્યા આ જ પરિષદની સ્થાપના વખતે પુષ્કળ ચર્ચા પછી ગાધીજીની સૂચના મુજબ પરિષદના વ્યવહારની ભાષા હિન્દી યાને હિન્દુસ્તાની નક્કી કરવામા આવી શ્રી કનૈયાલાલ મુનશી અને કાકાસાહેબ કાલેલકરને પરિષદના મત્રીઓ નીમવામા આવ્યા પરિષદની પૂર્વતૈયારીની બધી કડાકૂટ જોકે મુનશીએ કરી હતી, છતા તેઓ રાજકારણમા પરોવાયેલા હોવાથી

પરિષદના સંચાલનની મોટાભાગની જવાબદારી કાકાસાહેબ પર પડી 'હંસ' માસિક પરિષદ તરફથી ચલાવવાનું ને તે દિલ્હીથી પ્રકાશિત કરવાનું નક્કી કરવામાં આવ્યું અને તે માટે દિલ્હીના કમિશ્નરની પરવાનગી માગવામાં આવી તે નકારવામાં આવી એટલે 'ભારતીય સાહિત્ય' એ નવા નામથી માસિક કાઢવાનું ઠરાવીને તેની પરવાનગી માગવામાં આવી તે પણ નકારવામાં આવી – એટલે કે તેને માટે જામીન માગવામાં આવ્યા ત્યારે તે પ્રયત્ન પણ છોડી દેવામાં આવ્યો પછી કાકાસાહેબે પરિષદ તરફથી નાની નાની પુસ્તિકાઓ કાઢવાનું શરૂ કર્યું કેટલીક પુસ્તિકાઓમાં કાકાસાહેબના ને મુનશીજીના સ્વતંત્ર લેખો અથવા ભાષણોના ઉતારા આપવામાં આવ્યા, કેટલીકમાં કાકાસાહેબે જુદા જુદા પ્રાંતોના પોતાના પ્રવાસની ને પ્રચારની હકીકત વર્ણવી, તો કેટલીકમાં મને લાગે છે કાકાના જૂના લેખોના ભાષાંતર આપવામાં આવ્યા મહારાષ્ટ્ર માટે પરિષદની સ્વતંત્ર શાખા સ્થાપીને તેના તરફથી 'વિહંગમ' માસિક પ્રસ્તુત લેખકે બે વર્ષ ચલાવ્યું હતું પરંતુ મૂળ સ્રોત જ દિવસે દિવસે સુકાઈ જવા લાગ્યો કાકાસાહેબે રાષ્ટ્રભાષા પ્રચારની જવાબદારી ને કામ માથે લીધાં હતાં તેમાં તેમનો મોટો ભાગનો સમય જતો બાકીનો વખત લિપિસુધારણા, નઈશિક્ષણયોજના વગેરેમાં જતો મુનશીજી રાજકારણ તરફ વધારે ને વધારે ખેંચાતા ગયા ને આખરે મુંબઈ પ્રાંતના ગૃહમંત્રી થયા ભારતીય સાહિત્ય પરિષદનું કાર્ય ધીમે ધીમે સંકુચિત થતાં છેવટે શૂન્યમાં પરિણમ્યું ને કાકાસાહેબે એ બધું નિરાંતે થવા દીધું મરયાભિમાનથી દોરવાઈને સમિતિઓ, સભાઓ, કાર્યાલયો વગેરેનું નિર્જીવ હાડપિંજર કાયમ રાખીને કામનો આભાસ ચાલુ રાખવાનો જરા સરખો પ્રયત્ન કર્યો નહીં હું કાકાને હમેશાં કહેતો, "કાકાસાહેબ, પરિષદનું કાર્ય જરા પણ ચાલતું નથી, આ કેવું કહેવાય? આટલું ઉપયોગી કામ શરૂ થઈને આટલામાં જ બંધ પડ્યા જેવું થયું તેને આગળ ચલાવવું જોઈએ" એટલે તે જવાબ આપતા, "મને પણ તમારા જેવું જ લાગે છે પણ હું પોતે શું કરી શકું? મારે અનેક કામો રહ્યાં તેમાં વળી મારો પગ એક ઠેકાણે સ્થિર નહીં તમે મને કોઈ કામ કરનાર લાવી આપો જે કોઈ કામ કરવા તૈયાર થઈને મારો ઉપયોગ કરી લે તેનો હું છું" આ સાંભળી હું ચૂપ થઈ જતો આપણા દેશમાં કામ કરવા માણસો ક્યાં છે?

જ્યાં પોતાને બીજાઓની સાથે મનભેદ થતો હોય ત્યાં પોતાની જગ્યાએ ચોંટી રહીને બખેડા કર્યા કરવા કરતાં તેમાંથી એકદમ છૂટા કેમ થઈ જવું, તેનો પ્રત્યક્ષ દાખલો હિંદી સાહિત્ય સંમેલન અને તેના જ એક અંગ સમી

રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિમાંથી રાજીનામુ આપીને તેમણે હમણાં જ પૂરો પાડ્યો છે.

આ સાહિત્યવિષયક નિરભિમાનવૃત્તિ મારામાં દૃઢમૂળ થઈ છે એમ હું કહેવા માગતો નથી; પણ એક ગૂંચવણમાંથી કાકાએ મને કેવી રીતે બચાવ્યો છે, તે હકીકત કાકાની કાર્યપદ્ધતિના એક નમૂના તરીકે અહીં રજૂ કરવામાં વાંધો નથી. સન ૧૯૩૬ના નવેમ્બરમાં જળગામમાં સાહિત્યસંમેલન ભરાયું હતું. પરિષદપક્ષ અને સંમેલનપક્ષ – અથવા કહો કે સ્થિતિપક્ષ ને ગતિપક્ષ વચ્ચેનો ઝઘડો બહુ જ ઉગ્ર બન્યો હતો. ગતિપક્ષની પ્રમુખ વ્યક્તિઓમાં પ્રસ્તુત લેખક હતો. સ્થિતિપક્ષની બાજુમાં અનેક ધુરંધર મુત્સદ્દીઓ અને સભાજેતા મહારથીઓ હતા. ગતિપક્ષનો, એટલે કે અમારો પરાભવ તો થયો જ, પરંતુ બીજી પણ અનેક એવી ઘટનાઓ ત્યાં બની જેને લીધે અમારું કેટલાક મિત્રોનું અંતઃકરણ ઉદ્વિગ્ન બન્યું. પરિષદથી સ્વતંત્ર એવી સાહિત્યસંમેલનની નોખી સંસ્થા કાઢવી કે કેમ એ અંગે અમારામાં ગંભીરપણે વિચારણા થઈ. મેં એકલાએ જઈને કાકાસાહેબની સલાહ લીધી. તેમણે મને જે બોધ આપ્યો, તેની માત્રા ખૂબ સૌમ્ય હોય તોપણ મારા સંસ્થાભિમાનરૂપી તાવ પર તે બરાબર લાગુ પડી. અલગ સંસ્થા કાઢવાની કલ્પના ઓગળી ગઈ; એટલું જ નહીં પણ સંસ્થાના બંધારણવિષયક ગૂંચવાડામાં ન પડતાં તટસ્થ રહીને પરિષદના કામમા, પોતાના સિદ્ધાન્તોને બાધ ન આવે એવી રીતે, શક્ય તેટલો સહકાર કરવાનુ નક્કી કર્યું. આ ધોરણને પરિણામે પરિષદના અનેક કાર્યકર્તાઓ સાથે હુ સ્નેહનો સંબંધ બાંધી શક્યો. તેમને મારા સહકારથી જે ફાયદો થયો હોય તે ખરો, પણ હુ તો પરિષદની કચેરીનો, તેના કાર્યસ્થળનો તેમ જ તેના નામનો અનેક પ્રસંગોએ લાભ લઈને કેટલાંક સાહિત્યવિષયક કામો આગળ ધપાવી શક્યો. ને તે પણ તેમની સંપૂર્ણ રાજીખુશીથી ને સંમતિથી ! આ અદ્દભુત પરિવર્તનની પાછળ કાકાસાહેબની યક્ષિણીની સળી હતી તેની કેટલાને ખબર છે ?

* * *

આવી યોગયુક્ત અવસ્થામાં રહીને તથા આવી અપરિગ્રહવૃત્તિથી કાકાનુ કામ ચાલ્યા કરે છે. જેમ દરિયાની સપાટી પર તરતા હિમખંડ-(iceberg)નો નવ દશાંશ ભાગ પાણીની નીચે ઢંકાયેલો ને એક દશાશ ભાગ તેની સપાટી પર દેખાય છે, તેવી જ રીતે કાકાના કાર્યનું પણ છે. પ્રેરણાદાન, વિચારદાન, સ્ફૂર્તિનિર્માણ – આ તેમનાં કામો સતત ચાલુ જ હોય છે, પણ તેમની ક્યાંય નોંધ થતી નથી કે જાહેરાત થતી નથી, આ

સરસ્વતી શુભ રીતે અખંડ વહ્યા જ કરતી હોય છે અહેંગ રીતે થનારા ભાષણો, લેખો ને પ્રચારના કરતાં આ ચૂપચાપ ચાલતું કામ ખૂબ વધારે મહત્ત્વનું ને રાષ્ટ્રોન્નતિનું સાધક હોય છે ને તેમાં કાકા ખૂબ નિષ્ણાત પણ છે

લોકસંગ્રહનો, વસ્તુસંગ્રહનો, પુસ્તકસંગ્રહનો, અનુભવકલ્પના-વિચાર-સંગ્રહનો તેમને ભારે શોખ છે

परि प्रभु हि सगळी सकल वस्तुला ठेविती ।
गुणा न म्हणता उणा अधिक आदरें सेविती ॥

આ ઉક્તિ તેમને બરાબર લાગુ પડે છે પરંતુ આ બધાનો સંગ્રહ વ્યક્તિજીવન તેમ જ સમાજજીવનને વધારે ઉદાર અને વધારે સમૃદ્ધ બનાવવા માટે હોય છે સંગૃહીત વસ્તુ, વ્યક્તિ અથવા સંસ્થા કોઈને વિશે આસક્તિ નહીં સંગ્રહ કરતી વખતે આત્માની જેટલી પ્રસન્નતા તેટલી જ પ્રસન્નતા ત્યાગને વખતે તે ત્યાગ જો કોઈ ખાસ ઉપયોગી કામ પાર પાડવા માટે થઈ રહ્યો છે એમ લાગે, તો તે પ્રસન્નતા દ્વિગુણિત થાય છે

जातो ममाय विशद प्रकामम्
प्रत्यर्पितन्यास इवान्तरात्मा ।

યોગ્ય કારણસર યોગ્ય વસ્તુ યોગ્ય ઠેકાણે અર્પણ કર્યાનું સમાધાન તેમના અંતરાત્માને મળતું રહે છે

* * *

કાકાની આવી વૃત્તિમાંથી જ તેમનું કાર્ય પેદા થયું છે ને આવી વૃત્તિને લીધે જ તે વિસ્તાર પામ્યું છે તેમના કાર્યવિસ્તારને અટકાવ કયાંય નથી કારણ એ કે મૂળ તેમના મનમાં ક્યાંનોય અટકાવ રહ્યો નથી માણસના મનમાં જાતજાતની ગ્રંથિઓ બંધાયા કરે છે તેને લીધે તેની પહોંચ અને સમજવા થવાની શક્તિ મર્યાદિત થાય છે આખી સૃષ્ટિની સાથે, એટલે કે પરબ્રહ્મની સાથે, તદાકાર થયેલા માણસની સ્થિતિ —

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशया: ।

— એ રીતે શ્રુતિએ વર્ણવી છે પૂ બાપુજીને બાદ કરીએ તો જેના અંતઃકરણમાંની આટલી બધી ગાંઠો છૂટી છે તેવો કાકાસાહેબ જેવો બીજો માણસ અમારા જોવામાં નથી સામાન્ય સુશિક્ષિત માણસના મનમાં ભાષાગ્રંથિ એ કંઈ ઓછી પીડાદાયક નથી હોતી. મહારાષ્ટ્રીય માણસ ગુજરાતીના સાથે અથવા કોઈ ગુજરાતી બંગાળીની સાથે બંનેને સમજાય તેવી ભાષામાં કે હિન્દુસ્તાનીમાં બોલે, તોપણ પારકાપણાની, જુદાઈની ભાવના ભલે સૂક્ષ્મ પ્રમાણમાં પણ બંનેના મનમાં હોય છે તો ખરી મરાઠી બોલનારા બે જણના

અંતઃકરણ જેમ એકબીજા સાથે એકરૂપ થાય છે તેમ મહારાષ્ટ્રીય ને ગુજરાતી અથવા હિંદી ને બંગાળી અંતઃકરણ એકબીજા સાથે ભળી જતાં નથી ભલે ઝીણો પણ એક પડદો બંને વચ્ચે રહે જ છે પણ કાકાસાહેબની બાબતમાં એવો કશો આંતરો રહ્યો નથી હિન્દુસ્તાની, ગુજરાતી કે મરાઠી કોઈ પણ ભાષામાં તે બોલવા માંડે કે બીજાના હૃદયનો કબજો લે છે ભાષાની ગ્રંથિ તેમના મનમાં મુદ્દલ રહી નથી અને "ભાષા તો માત્ર એક સાધન છે કોઈ પણ ભાષાનું મારા મનમાં અભિમાન નથી, બધી ભાષાઓ પ્રત્યે સરખો જ પ્રેમ છે" એમ તેઓ હમેશાં કહે છે મહારાષ્ટ્રના લોકો તેમને આવું કહેતા સાંભળે એટલે તેમને થતું હશે, 'મરાઠી એમની માતૃભાષા હોવા છતાં તેનું અભિમાન પણ તેમને ન હોય એ કેવું! ગુજરાતી ભાષાને આટલી બધી અપનાવી હોવા છતાં ગુજરાતીનું તેમને અભિમાન ન હોય, તે વાત ગુજરાતીઓના મનમાં જરૂર ખટકતી હશે પણ કાકા ભાષાભિમાનને વટાવી ગયેલા છે અને તેથી જ તેમણે ગુજરાતીને – ને હવે હિન્દુસ્તાનીને – માતૃભાષાના જેટલી જ પોતાની કરી લીધી છે, ને છતાં 'માતા મરો ને માસી જીવો' એ કહેવત મુજબ પોતાની ગુજરાતી–હિન્દુસ્તાની પ્રત્યેની ભક્તિને મરાઠીના માર્ગમાં અંતરાયરૂપ થવા ન દેતાં ગુજરાતી અને હિન્દુસ્તાની એ બે માસીઓની સાથે મરાઠીરૂપી માતાનું સ્થાન પોતાના હૃદયમાં કાયમ રાખ્યું છે બીજી ભાષાઓના પરિચયની મદદથી તેમણે પોતાની મરાઠી શૈલી વધુ સમૃદ્ધ બનાવી છે કાકા મરાઠીમાં ગુજરાતીમાં તેમ જ હિન્દુસ્તાનીમાં એક સરખી સફાઈથી, સહજસુંદર રીતે બોલી અને લખી શકે છે આજે સાઠ વરસની ઉંમરે પહોંચ્યા છતાં નવી નવી ભાષાઓ સહેલાઈથી શીખી શકે છે ભાષાવિષયક ગ્રંથિ હૃદયમાંથી ઓગળી ગયાનું આ પરિણામ છે જ્યારે અમને પરિભાષા શીખવાનું ભારે સંકટ જેવું લાગે છે અને જો એક વાર પરભાષામાં જઈ પડ્યા, તો અમે પોતાની માતૃભાષાને જ ભૂલી જઈને પરાયા બની જઈએ છીએ! વિલાયત જઈ આવ્યા પછી પોતાની માતૃભાષા સારી રીતે બોલતાં *લખતાં નથી આવડતી એમ કહીને ફિશિયાદ કરનારા – અથવા તેની શેખી* મારનારા શું થોડા લોકો હોય છે? આવા લોકોના મનોમંદિરમાં એક વાર જો કોઈ ભાષાએ ઘર કર્યું તો બીજી ભાષાઓ ત્યાં આત્મીયતાથી હરીફરી શકતી નથી તો તો મહેમાનના જેવી જ રહેનાર બની જાય છે ભાષાવિષયક ગ્રંથિ કે ગાંઠ જેને હું કહું છું તે આ જ આ ગ્રંથિ કાકાસાહેબમાં નથી એ બતાવનારું એક સુંદર ઉદાહરણ હમણાં જ બન્યું છે ગોમંતક(ગોવા) 'મરાઠી' સાહિત્ય સંમેલનના અધ્યક્ષપદેથી કાકાએ કોંકણીનો જોરદાર પુરસ્કાર

કર્યો! સરકાર-દરબારમાં ને કેળવણીમાં પણ કોંકણીને મહત્ત્વનું સ્થાન આપવું જોઈએ એમ કહીને તેમણે મરાઠીવાળાઓને સારી પેઠે હચમચાવી દીધા. 'મરાઠીવાળાઓએ કોંકણીની મદદે દોડી જવું જોઈએ' એવી હાકલ તેમણે કરી. ગોવાના લોકો પોતે મરાઠીના અભિમાની ને પુરસ્કર્તાઓ, જ્યારે કાકા કોંકણીના પુરસ્કર્તા – આવું વિરોધાત્મક દૃશ્ય ત્યાં જોવા મળ્યું. જીવન-કલહના સ્પર્ધાવાદી તત્ત્વજ્ઞાનને જ પ્રાણપણે ,વળગી રહેનારાઓને કોંકણીના પુરસ્કારથી જ ગોવામાં મરાઠીની પ્રગતિ થઈ શકશે, એ વાત કેવી રીતે ગળે ઊતરે? ભાષાઓના પરસ્પર સંબંધો પણ સ્પર્ધાના સ્વરૂપના જ દેખાવા લાગે, એ જીવનકલહનું તત્ત્વજ્ઞાન હાડમાં ઊતરી ગયાનું પરિણામ છે. એ રોગની દવા કાકાસાહેબ જેવા ગ્રંથિભેદક ધન્વંતરિ જ આપી શકે.

અને તેથી જ કાકાસાહેબ રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીના પ્રચારના તથા ભાષા-સમન્વયના રાજકારણના સુયોગ્ય નેતા પુરવાર થયા છે. ગુજરાતીની સાથે ખૂબ નિકટનો સંબંધ બંધાયા પછી મરાઠી સાથેની આત્મીયતા ઓછી કરનારા અથવા હિન્દુસ્તાનીના વિશાળ ક્ષેત્રમાં દાખલ થયા પછી મરાઠી અને ગુજરાતી બંને વિશેની આસ્થા ઓછી કરનારા જો કાકાસાહેબ હોત, તો તેમને હાથે રાષ્ટ્રભાષા–હિન્દુસ્તાનીના પ્રચારનું કામ આટલું પ્રભાવશાળી રીતે કદાપિ ન થાત. 'આ માણસ રાષ્ટ્રભાષાનો પ્રચાર કરે છે ખરો, પરંતુ તે આપણી માતૃભાષાનો પણ ત્રાતા છે' એવો વિશ્વાસ જો તે જુદી જુદી ભાષાઓ બોલનારાઓના મનમાં પેદા ન કરી શક્યા હોત તો તેમના રાષ્ટ્રભાષા-પ્રચારે આટલું જોરદાર મૂળ પકડ્યું ન હોત.

રાષ્ટ્રભાષા હિન્દુસ્તાનીના પ્રચાર માટે કાકાસાહેબની યોજના કરવામાં ગાંધીજીની અચૂક પ્રતિભા દેખાઈ આવે છે એવું કહેવાનું મન થાય છે તે આ જ કારણે. જે પોતાની માતૃભાષા મરાઠીના જેટલી જ ગુજરાતીને પણ આત્મસાત્ કરી શકે છે તેના મનમાંથી ભાષાખંડ સમૂળ નાશ પામ્યો જ હશે એ વાત ગાંધીજી જોઈ ગયા હોવા જોઈએ. અને તેથી જ આવા માણસને પોતાના ભાષાવિષયક રાજકારણનું કામ સોંપીને અખિલ ભારતમાં તે ભાષાની જય બોલાવવા તેમણે તેને નિયુક્ત કર્યો.

* * *

કાકાસાહેબની ભાષાવિષયક ગ્રંથિ જેમ છૂટી ગઈ છે, તે જ પ્રમાણે તેમનું પ્રાંતાભિમાન પણ – અગાઉ કદી તે હોય તો – ઓગળી ગયું છે. આજનો યુગ પ્રાંતાભિમાનનો યુગ છે. આપણે મરાઠાઓ એક બાજુ 'મહારાષ્ટ્ર સંસ્કૃતિ'ની ઘોષણા કરીએ છીએ; બીજી બાજુ ગુજરાતીઓની 'અસ્મિતા' જાગૃત થઈ

છે; કાનડી લોકો કર્ણાટકના દિવ્ય ભૂતકાળને યાદ કરી કરીને પ્રાંતાભિમાનનું પોષણ કરી રહ્યા છે! દરેક ઠેકાણે પ્રાંતિક સંગઠન ચાલી રહ્યું છે. પ્રાંતાભિમાન, ધર્માભિમાન, જ્ઞાત્યભિમાન – આવી આવી કેટલીક અભિમાનગ્રંથિઓથી આપણું હૃદય ગાંઠવાળું બની ગયું છે. આ બધી ગાંઠો વિશાળ ભારતના આત્માને કેટલી બધી ખૂંચતી હશે! એક તરફ અખંડ ભારતનો પોકાર કરવો ને બીજી બાજુથી પ્રાંતાભિમાનની સંકુચિત મનોવૃત્તિને પોષ્યા કરવાની અમ ભારતીયોની પૂર્વપરંપરા પ્રાંતાભિમાનથી સાવ અપરિચિત હતી. પ્રાચીન સંસ્કૃત સાહિત્યનો જમાનો છોડી દઈએ, તે કાળે જુદી જુદી ભાષાઓને કારણે ઓળખાતા જુદા જુદા પ્રાન્તો અસ્તિત્વમાં આવ્યા જ ન હતા. પરંતુ આજની ભાષાઓ પ્રચારમાં આવી તે પછીનો કાળ લઈએ તોપણ પ્રાંતાભિમાનની ભાવના આપણા સાહિત્યોમાં ક્યાંય દેખાતી નથી. સાધુસંતોએ પોતાનું સાહિત્ય દેશી ભાષાઓમાં લખ્યું ને ક્યારેક પ્રાસંગિક રાહે પોતાનો સાત્ત્વિક ભાષાપ્રેમ પ્રગટ કરનારા ઉદ્‌ગાર કાઢ્યા છે. પરંતુ પ્રાંતીય ભાવનાનો તેમને જરાય સ્પર્શ થયેલો દેખાતો નથી. આપણું ધાર્મિક વાઙ્‌મય, આપણી કથાઓ અને પુરાણો, આપણા સામાજિક સંસ્કારો, પ્રાંતીયતા અને જાતીયતાની સંકુચિત ને મલિન ભાવનાઓથી તદ્દન અલિપ્ત હતા.

આવી આ એકાત્મ ભારતીય સંસ્કૃતિના અને સાહિત્યના કાકાસાહેબ સાચા પ્રતિનિધિ છે. નામને ધ્યાનમાં ન લઈએ તો કાકાસાહેબ એ વ્યક્તિનું અંદર-બહારથી નિરીક્ષણ કરતાં તેઓ કયા પ્રાંતના છે, કઈ જાતિના છે, એ શોધી કાઢવું અશક્ય છે. તેમના પહેરવેશ પરથી તેમને બંગાળી કેમ ન કહેવા, બોલવાચાલવા પરથી ગુજરાતી કેમ ન કહેવા, ખાનપાન પરથી ઉત્તર-હિન્દુસ્તાની કેમ ન કહેવા, એ કહેવું કઠણ છે. તેમનો મિત્રસમુદાય તો આસેતુહિમાચલ ફેલાયેલો છે. તેઓ કોઈ પણ એક પ્રાંતના રહ્યા નથી. તેમનો આત્મા અખિલ ભારતમાં વિસ્તરેલો છે.

અખિલ ભારતની એકતાના અધિષ્ઠાન પર ઊભા રહીને ભારતીય ભાષાઓના ને સાહિત્યના સમન્વયનું કામ કાકાસાહેબ જ કરી શકે છે. તેમનાં પોતાનાં લખાણોમાં પ્રાંતીયતા અને જાતીયતાની દૂરથી જરા સરખી ગંધ નથી આવતી. પ્રેમમયતા ને આધ્યાત્મિકતા એ ભારતીય સાહિત્યના જે વિશેષ ગુણો છે તેનાથી તે સંપન્ન છે. આ ગુણોને લીધે તેમનું લખાણ ભારતીય સાહિત્યના ઉચ્ચ આદર્શ તરીકે શોભે તેવું છે. અને એવા આદર્શ તરીકે તેને માન્યતા પણ મળવા લાગી છે. એટલે જ સાહિત્યના વિનિમયનું ને ભાષાઓના સમન્વયનું કાર્ય તેમણે જ સ્વીકારવા

જેવુ છે ને તેમને જ હાથે સફળ થવાનો સભવ છે એવો પ્રયત્ન 'ભારતીય સાહિત્ય પરિષદ' સ્થાપીને લગભગ ૧૦ વરસ પર તેમણે કર્યો પણ હતો તે યત્ન સસ્થાના સ્વરૂપમા આગળ ચાલ્યો નથી, તોપણ તેમનું પોતાનુ લખવુ, બોલવુ, ફરવુ એ બધું તે કાર્ય માટે થઈ રહ્યુ છે, એમ કહી શકાય ભાષા સમન્વયની કોઈક વિશેષ સ્વરૂપના યોજના તેમના મનમા છે ને તે અમલમા આવે તેના પ્રયત્નમા હાલ તેઓ છે

*   *   *

ભારતીય સાહિત્યને માટે સત્યનો, શુચિતાનો, પ્રેમનો ને સહકારનો આદર્શ તેમણે સ્વીકાર્યો છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે છતા તેમણે તે ગુણોની પણ પોતાના હૃદયમા ગ્રથિઓ બાઝવા દીધી નથી સત્યના આગ્રહને જીવનવિઘાત સુધી અને શુચિતાના આગ્રહને જીવનને સહરાનું વેરાન રણ બનાવવા સુધી તેઓ લઈ ગયા નથી સાહિત્ય એ કેવળ વીતરાગ તપસ્વીઓનું આરણ્યક નથી! શૃગારને ભલે રસોનો રાજા કહ્યો, તેને તે સ્થાન પરથી નીચે ઉતારવો જ જોઈએ, પરતુ તેને હાંકી કાઢવાના પ્રયત્ન થાય તો કેવળ બહારથી મુડન થઈને નરી રુક્ષતા જ બાકી રહેવાની અને પેલા ભિક્ષુભિક્ષુણી ઓના 'વિહાર' જ્યેશમેર આલવાના તેથી કાકા પોતે એક શ્રેષ્ઠ વૈરાગી હોવા છતાય તેમણે સાહિત્યમા વાહિયાત એકાન્તિકતાનો આગ્રહ રાખ્યો નથી તેઓ કહે છે "સ્ત્રી પુરુષોએ લગ્ન ન કરવા, દાપત્યસુખનો અનુભવ ન લેવો, અપત્યવાત્સલ્યને રુખસદ આપવી, એમ તો કોણ કોને કહે છે? ઓછામા ઓછુ આ યુગમા તો તમારો કામુકતાનો સૂર જોરથી કાઢશો નહીં એટલી જ વિનતી છે" કાકાની આ વિનતી જેને માન્ય નહીં થાય એવો રુચિભ્રષ્ટ કોણ હશે?

કાકાસાહેબનો આત્મા કલાકારનો છે, સૌદર્યોપાસકનો છે તેમનો સાહિત્યનો આદર્શ સૌદર્યહીન હોઈ જ ન શકે પરતુ કેટલાક લોકોમા સૌદર્યદૃષ્ટિની પણ એક ગ્રથિ બનીને તે એકાગી થવા લાગે છે આમ થતા તે શુચિતા અને વીરતાનો તિરસ્કાર કરવા માડે છે સૌદર્યલાલસાની જેના અતઃકરણમા આવી ગ્રથિ બની નથી, તેને સૌદર્યમા શુચિતા દેખાય છે, શુચિતામા વીરતાના દર્શન થાય છે ને વીરતામા સુદરતા આવિર્ભૂત થયેલી જણાય છે આજના યુગનુ ભારતીય સાહિત્ય આ ત્રિપદા ગાયત્રી પર અધિષ્ઠિત થયેલુ હોવુ જોઈએ જેમણે પોતાની હૃદયગ્રથિઓનો છેદ કર્યો છે એવા કાકાસાહેબના જેવા દ્રષ્ટાઓના મુખમાથી આ ગાયત્રીનો આવિષ્કાર થઈ રહ્યો

છે તે આપણને પ્રત્યક્ષ સાભળના મળે છે, તે આપણુ અહોભાગ્ય જ છે ભાગવતમા કહ્યુ છે –

आत्मारामाश्च मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरि ॥

આ શ્લોકમા કહેલો 'હરિ' એ 'ભારતીય જનતારૂપી હરિ' છે એવી કલ્પના કરીએ તો તે શ્લોક કાકાસાહેબને સમર્પક રીતે લાગુ પડે જેમની હૃદય ગ્રથિઓનો નિરાસ થયો છે ને જેઓ આત્માનદનો અનુભવ લઈ રહ્યા છે એવા કાકાસાહેબ જેવા મુનિઓ મહાન ક્રાતિ કરના તૈયાર થયેના જનતા જનાર્દનની નિર્હેતુક ભક્તિ કરે છે તેમના મહાન આદર્શોનો પ્રસાર થાઓ અને ક્રાતિનો માર્ગ સુલભ થાઓ

આદર્શ જીવન પ્રાર્થનામય થવુ જોઈએ સત્યવાદી માણસ જેમ અખડ સત્યપરાયણ હોય છે, પ્રેમી જેમ પ્રેમમય હોય છે અને એના પ્રેમની ધારા અખડ વહ્યા જ કરે છે તેમ મનુષ્યનુ જીવન ઈશ્વરની સન્નિધિ અનુભવતુ અને તેથી સતત પ્રાર્થનાના વાતાવરણમા ચાલતુ હોવુ જોઈએ સેવક જેમ સેવાભાવ લઈને જ વર્તે છે, મિત્ર જેમ સ્નેહવૃત્તિ અખડ ટકાવીને સબધ બાધતો રહે છે તેમ જ ઈશ્વરનો અને પોતાનો સબધ જેવો કપેલો હોય તે પ્રમાણે ઈશ્વરની સન્નિધિમા જાગરૂકપણે જીવતા રહેવાનો પ્રયત્ન કરવો એ છે પ્રાર્થનામય જીવન

શ્વાસ ચાલે છે, નાડી ચાલે છે, હૈયાના ધબકારા ચાલે છે તેમ જ અખડ પ્રાર્થના ચાલતી હોય ત્યારે જ જીવન ઉન્નત થયુ એમ સમજી શકાય

'અવારનવાર', પૃ ૧૯૦ —કાકા કાલેલકર

## ૯૧. કાકાસાહેબ

**મનસુખલાલ ઝવેરી**

આઠેક વર્ષ પહેલાંની વાત છે હું માટુંગામાં રહેતો હતો, અને એક દિવસ, જે મકાનમાં હું રહેતો હતો તે મકાનના માલિકના મહેમાન તરીકે કાકાસાહેબ આવ્યા ઉમાશંકર તે વખતે મુંબઈમાં હતા, તેમની સાથે હું કાકાસાહેબને મળવા ગયો પરિચયવિધિ થયા બાદ કાકાસાહેબે મને કહ્યું, "તમારો એક ભક્ત મને જેલમાં મળ્યો હતો" મારા વળી ભક્ત? અને તે પણ જેલમાં? મને નવાઈ તો લાગી, પણ એ પણ ગાન્જ્હારી એદી જ હશે, એટલે શરમાવા જેવું કંઈ નહોતું

કાકાસાહેબ સાથેનો એ મારો પ્રથમ પરિચય એ પછી બીજી વાર કાકાસાહેબને હું મળ્યો ગયે વર્ષે, એમણે સંસ્કારમંડળના ઉપક્રમે વ્યાખ્યાન આપ્યું ત્યારે.

આથી વિશેષ પરિચયનો દાવો હું કરી શકું તેમ નથી એમના અન્તેવાસી બનવાનું સદ્ભાગ્ય મને સાંપડ્યું નથી કે પચીસ પચાસ વરસના એમના પરિચયનો લહાવો પણ મને મળ્યો નથી એ રીતે કહીએ તો કાકાસાહેબના સૂક્ષ્મ પરિચયમાં હું આવ્યો નથી એમ કહું તોપણ ચાલે કારણ કે ઉમાશંકરે કરાવેલો પરિચય ઔપચારિક હતો, સંસ્કારમંડળના વ્યાખ્યાન વખતે થયેલો પરિચય ક્ષણિક અને નૈમિત્તિક હતો

અને છતાં, સાચું કહું? કાકાસાહેબ મને કદી અજાણ્યા કે અપરિચિત લાગ્યા નથી એમનો અક્ષરદેહ જોતાં, એ તો જાણે મારા સુખદુઃખાન્તરના આત્મજન હોય તેવો જ ભાવ મને થયા કર્યો છે એમની વાણીમાં મને આપણા પૂર્વજો અને પિતામહોની વાણીનો રણકાર સંભળાય છે, એમણે આલેખેલી ભાવનાસૃષ્ટિમાં મને ભારતવર્ષનું સનાતન ઉદાત્તભાવી આર્યત્વ અંકિત થયેલું દેખાય છે એમણે ઉપદેશેલા ત્યાગ અને તિતિક્ષા, સમભાવ

અને આભિજાત્ય, તાટસ્થ્ય અને તાદાત્મ્ય, તેજસ્વિતા, પરાક્રમ અને પુરુષાર્થના તત્ત્વો નિત્યનવીન હોવા છતા પુરાણપ્રાચીન છે અને તેથી જ કાકા સાહેબ મને હમેશા આદ્ય ઋષિઓના વર્ગના લાગ્યા છે, લૌકિક સાધુઓના નહિ અને તેથી જ કાકાસાહેબ, ક્ષરદેહે અપરિચિત કે અલ્પપરિચિત હોવા છતા, અક્ષરદેહે મને ચિરપરિચિત લાગ્યા કર્યા છે

કાકાસાહેબ જન્મે મહારાષ્ટ્રી છે, છતા ગુજરાતી લખે છે એ વસ્તુ, મને લાગે છે તે પ્રમાણે હવે આશ્ચર્યનો કે દિગ્મૂઢતાનો વિષય બનતી અટકી જવી જોઈએ એ વસ્તુ વિરલ છે એની ના નહિ, અસંભવિત કે અશક્ય નથી એમ તો આપણી ગુજરાતી ભાષાનુ પ્રથમ વ્યાકરણ એક દક્ષિણી ગૃહસ્થે લખ્યું હતું આપણા સ્વામી આનન્દે મરાઠીમા લખ્યું છે અને ગિરિધર શર્માએ અને જુવાનોમાથી કોઈનુ નામ આપવુ હોય તો — ઇન્દ્ર વસાવડાએ હિન્દીમા લખ્યું છે એટલે આટલી એક વસ્તુ પરથી જ આપણે અંજાઈ જઈએ એ યોગ્ય નથી

કાકાસાહેબનુ આજે આપણે જે ગૌરવ કરી રહ્યા છીએ, મુબઈની માનનીય શિક્ષાપીઠ એમનુ જે સન્માન કરી રહી છે તે એમની સાહિત્ય સેવાની સર્જનશીલતા માટે કરી રહી છે

કેવળ ઇયત્તાની દૃષ્ટિએ જોઈએ તોપણ કાકાસાહેબે ઘણુ લખ્યુ છે સાહિત્ય, સગીત, કલા, શિક્ષણ, ધર્મ અને રાજકારણ, પ્રવાસ અને આત્મ કથા—અનેક વિષયો પર કાકાસાહેબે લખ્યું છે, અને પુષ્કળ લખ્યું છે

પણ ઇયત્તા જેટલી જ — કદાચ વધારે — મહત્ત્વની વસ્તુ હોય તો તે તેમના લખાણોની ગુણવત્તા છે એ લખાણોમા એમણે જીવનનો પરિહાસ કરે અથવા તેનો હ્રાસ કરે એવુ કશુ જ લખ્યું નથી એમણે એક પણ વાક્ય એવુ નથી લખ્યું કે એક પણ શબ્દ એવો નથી લખ્યો, જે જીવનને પોષક કે બલપ્રદ ન હોય અધમતાને તેમણે કદી આકર્ષક બનાવી નથી, જીવનને એમણે ગભીર દૃષ્ટિથી નિહાળ્યું છે એ જીવન સપૂર્ણ રીતે સ્વસ્થ, બલવાન, તેજસ્વી અને સર્વાગશોભન હોવુ જોઈએ અને જીવનને એવુ બનાવવાનો મનુષ્યનો પુરુષાર્થ હોવો જોઈએ સાહિત્ય, સગીત આદિ લલિત કલાઓ એ જીવનનો ઓપ છે અને સાચી વિશાળભાવી રાષ્ટ્રીયતા એ જીવનની સુવાસ છે એ એમનુ દર્શન છે આ રીતે કેવળ જીવનલક્ષી દૃષ્ટિબિન્દુથી જ સ્થિરચિત્તે અને સમગ્રતાથી મનનપર્યેષણ કરનાર કાકાસાહેબના પુરોગામી સાક્ષરોમા — ગોવર્ધનરામને બાદ કરીએ તો — માત્ર બે જ સાક્ષરો આપણને

યાદ આવે છે: મણિલાલ નભુભાઈ અને આચાર્ય આનંદશંકર ધ્રુવ. છતાં મણિલાલ અને આનંદશંકરનુ જીવનવક્ષિત્વ પણ કાકાસાહેબના જેટલું વ્યાપક નહોતું જ.

પોતાના આ આર્ય અને અભિજાત દર્શનને કાકાસાહેબે જે વૈવિધ્યમય અને પ્રસાદમનોહર ગદ્યશૈલીમા મઢ્યું છે એ તો સમગ્ર ગુજરાની સાહિત્યનું વિજયચિહ્ન છે એ ગદ્યમા મંથન કે મસ્તી નથી, પ્રસન્નતા અને પમરાટ છે. મેઘની ગર્જના નથી, સરસ્વતીની વીણાનો કર્ણમનોહર સ્વ છે, ગરુડની વીંઝાની પાખનો ફફડાટ નથી, બુલબુલનુ નિતાન્ત રમણીય ગાન છે. કેવળ કલાના વાદનો એ વિરોધ કરતા હોવા છતા એમનુ ગદ્ય કુશળ કલાકારનુ ગદ્ય છે – એવા કલાકારનુ ગદ્ય છે, જેને પોતાના સાધનોની ખબર છે ને મર્યાદાઓ પણ જેની જાણ બહાર નથી

ભારતવર્ષ આઝાદ થશે – અને એ દિવસ હવે ક્યા દૂર છે? અને આઝાદીની સાથે જ આવશે જીવનને નરકાગ્રોભન, સ્વસ્થ અને પરાક્રમી બનાવવાની તાલીમ કાકાસાહેબના કેટલાક પ્રાસંગિક લખાણો એ વખતે કૃતાર્થ થયા હશે ત્યાર પછી પણ એમની અભિજાત જીવનદૃષ્ટિ, વેદાભ્યાસ અને રસિકતાનો એમનો સુભગ સમન્વય, એમનુ મૌલિક માર્મિક ચિંતન, એમની ઉચ્ચ વિનોદવૃત્તિ અને એમની અપ્રતિમ ગદ્યશૈલી: આ તત્ત્વો તો આપણા સાહિત્યના ઘણા લાના વખત સુધી ગૌરવવિષય બનવાના

આપણા એ સાહિત્યસ્વામીને આજે સન્માનીને મુંબઈની શિક્ષાપીઠો પોતાની જાતને સન્માની રહી છે એવો વિરલ પ્રસંગ આપવા માટે આપણે અનંત વિશ્વોના પરમ કલાધરનો આભાર માનીએ.

જે માણસ પોતાને જ દુનિયાનું મધ્યબિંદુ કલ્પે છે તેને ભાગે હમેશાં દુઃખ જ હોય છે. પૃથ્વીને જ વિશ્વનું મધ્ય કલ્પવું એવો વિશ્વાસ જેમ ખોટું છે તેમ પોતાને મધ્ય કલ્પીને બાંધેલી જીવન વિષેની કલ્પના પણ ખોટી હોય છે. આવે ખોટે નાકે જે ચાલે એને તો ડગલે ને પગલે અથડાવાનું જ હોય.

'સ્મરણયાત્રા', પૃ. ૧૨૫ — કાકા કાલેલકર

## ૨૨. કાકાસાહેબ–દૂરથી, નજીકથી

ભોગીલાલ જ. સાંડેસરા

કાકાસાહેબ કાલેલકરનું નામ પાટણ હાઈસ્કૂલના ત્રીજા ધોરણમાં હું ભણતો હતો એ અરસામાં પહેલવહેલું સાંભળેલું કે વાંચેલું એવું સ્મરણ છે ૧૯૨૯નું એ વર્ષ હશે અમદાવાદની ગુજરાત સાહિત્ય સભા એ સમયે સાહિત્યની પરીક્ષાઓ લેતી હતી ઉમેદવારોને એમના ઘરના સરનામે ટપાલમાં પ્રશ્નપત્રો મોકલવામાં આવતા અને તેઓ ઉત્તરપત્રો લખીને ચોવીસ કલાકમાં સાહિત્ય સભા ઉપર રવાના કરી દે એવો નિયમ હતો પ્રશ્નો, સાંભળવા પ્રમાણે, એ પ્રકારના આવતા કે ઉમેદવારો પુસ્તકોનો ઉપયોગ કરે એમાં કશો વાંધો નહિ એવી એક પરીક્ષામાં વયમાં મારાથી મોટા એવા એક મિત્ર બેસવાના હતા કાકાસાહેબના પ્રથમ જેલજીવનના અનુભવોનું રસિક કાવ્યમય બયાન કરતું પુસ્તક ‘ઓતરાતી દીવાલો ’ એ પરીક્ષા માટેના પાઠ્યપુસ્તકોમાંનું એક હતું એ પુસ્તક જોયું અને બહુ રસથી વાંચ્યું પાટણમાં મારે ઘેરથી હાઈસ્કૂલે જવાના રસ્તા ઉપર જેલ આવે ત્યાં સુધી લગભગ રોજ અમે રમવા પણ જતા ત્યારે કાકાસાહેબે વર્ણવેલા પ્રસંગો કલ્પનાથી એ જેલના મકાનમાં ગોઠવવાનો પ્રયત્ન હું કરતો કાકાસાહેબે સ્વ નરહરિ પરીખના સહકારમાં લખેલું ભારતના પ્રાચીન ઇતિહાસનું પાઠ્યપુસ્તક ‘પૂર્વરંગ એ પછી થોડા સમયે હાથમાં આવ્યું આ પાઠ્યપુસ્તકનો રંગ કંઈ નવો હતો એમ અમારી નિશાળમાં ચાલતા ઇતિહાસના પુસ્તકોની તુલનાએ લાગેલું કાકાસાહેબે પોતે જ આલેખેલી ‘હિન્દી ઇતિહાસની યોજના’ (જુઓ ‘જીવનવિકાસ’, પૃ ૩૮૬–૪૦૪) ‘પૂર્વરંગ’માં અમુક અંશે સાકાર થઈ છે એમ આજે લાગે છે ગુજરાત વિદ્યાપીઠના અગભૂત ગુજરાત પુરાતત્ત્વ મન્દિરના ત્રૈમાસિક મુખપત્ર ‘પુરાતત્ત્વ’ના પ્રથમ અકનો પ્રથમ લેખ અમારા ઇતિહાસવિદ્ શિક્ષક સ્વ. રામલાલ ચૂનીલાલ મોદીએ એક વાર વાતવાતમાં બતાવ્યો હતો એ લેખ હતો શ્રી કાકાસાહેબનો ‘ઇતિહાસની પ્રેરણા ’

ઇતિહાસનો અભ્યાસ શા માટે કરવો જોઈએ એ તેમાં બતાવ્યું છે, ગુજરાતમાં પુરાતત્ત્વ-સંશોધનની એક રાષ્ટ્રીય સંસ્થાની અગત્ય તેમ જ ગુજરાતના પુરુષાર્થથી થયેલી શોધખોળના પરિણામ પરભાષાના તાળામાં પુરાયેલા ન રહે એ જોવાની જરૂર એમાં દર્શાવેલી છે. આડત્રીસ વર્ષ પહેલાં, ૧૯૨૨માં પ્રસિદ્ધ થયેલો આ લેખ 'જીવનવિકાસ'(પૃ. ૩૬૭-૩૭૦)માં સંગૃહીત થયેલો છે. ઇતિહાસ અને પુરાતત્ત્વના સંશોધનની અનેક યોજનાઓ દેશમાં વિવિધ સંસ્થાઓ દ્વારા થઈ રહેલી છે અને તેમાં પ્રજાના નાણાંનો ઠીક વ્યય થાય છે ત્યારે ભારતના પ્રથમ રાષ્ટ્રીય પુરાતત્ત્વ-મન્દિરના આરંભકાળ લખાયેલો કાકાસાહેબનો આ લઘુ લેખ એ ક્ષેત્રના કાર્યકરો અને તંત્રવાહકોએ તાજો કરવા જેવો છે.

અમારી પાડોશના એક પુસ્તકાલયમાંથી 'કાલેલકરના લેખો'નું દળદાર પુસ્તક હાથમાં આવ્યું, અને એનાં પાનાં સમજ્યે-વગર સમજ્યે ફેરવી ગયો, પણ એક મૌલિક શિક્ષક અને ચિન્તકનો કંઈક સંપર્ક થયો હોય એવી છાપ મુગ્ધ મન ઉપર રહી ગઈ.

પણ કાકાસાહેબનું પ્રત્યક્ષ દર્શન કેટલાક વર્ષ પછી થયું. ૧૯૩૬માં ગાંધીજીના પ્રમુખપદે અમદાવાદમાં બારમું ગુજરાતી સાહિત્ય સંમેલન મળ્યું ત્યારે કાકાસાહેબ કળા વિભાગના પ્રમુખ હતા. એ વખતે અમદાવાદમાં 'ગુજરાત સમાચાર' અને 'પ્રજાબંધુ'ના તંત્રી વિભાગમાં હું જોડાયેલો હતો. કાકાસાહેબને ત્યારે પહેલી વાર સાંભળ્યા અને જોયા. વિભાગીય પ્રમુખ તરીકેનું એમનું વ્યાખ્યાન 'કળા–એક જીવનદર્શન' જોકે છપાયેલું હતું, પણ તેઓ મોઢેથી જ બોલેલા. એ વ્યાખ્યાન કોઈ રૂઢ અર્થમાં કલામીમાંસકનું નહિ, પણ જીવન કલામીમાંસકનું હતું. બારમું સાહિત્ય સંમેલન એ પહેલાંના અને પછીના કેટલાક સાહિત્ય સંમેલનોની તુલનાએ એ રીતે વિશિષ્ટ હતું કે એમાં જુદા જુદા વિભાગોની બેઠકો અને એમાંના નિબંધવાચન પદ્ધતિસર થયાં હતાં. કલાવિભાગમાં પ્રત્યેક નિબંધ વંચાયા પછી કાકાસાહેબનો એ વિશેનો મૌલિક સમારોપ સાંભળવો એ પણ એક લહાવો હતો.

એ પછી ગુજરાતી ભાષા-સાહિત્યના એક વિદ્યાર્થી તરીકે કાકાસાહેબના અક્ષરદેહના ઉત્તરોત્તર વધતા પરિચયમાં આવવાનું બન્યું. પણ એની વાત અહીં નહિ કરું. ૧૯૪૩માં એમ.એ. થયા પછી ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક અને સંશોધન વિભાગમાં એક કાર્યકર તરીકે હું જોડાયો. ત્યાંના વાતાવરણ, નિયમ અને કાર્યપદ્ધતિ તત્કાલીન ગુજરાત વિદ્યાપીઠના હતા એમ મને લાગે છે. સંસ્થાના અધ્યક્ષ શ્રી રસિકલાલ છો. પરીખ, શ્રી રામનારાયણ પાઠક, પં. સુખલાલજી અને મૌલાના અબુ ઝફર નદવી, ગુજરાત વિદ્યાપીઠ

અને પુરાતત્ત્વ મન્દિરના ભૂતપૂર્વ અધ્યાપકો શ્રી ઉમાશંકર જોષી, શ્રી નગીનદાસ પારેખ અને શ્રી જેઠાલાલ ગાંધી – એ ત્રણેય વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ તેમ જ કાકાસાહેબના યુવાન મિત્રો સર્વ કાર્યકરો વચ્ચેના સંબંધો તદ્દન અનૌપચારિક, પ્રસંગોપાત્ત અનેકવિધ વાતો થાય અને સંસ્થાના કામો કરતા મેનાની ગાઢ ગવાય ત્યાં મિત્રોની વાતોમાથી કાકાસાહેબનો એ પ્રકારનો પરિચય થયો, જે પરોક્ષ હોવા છતાં કંઈક પ્રત્યક્ષ જેવો ગણાય

એ વર્ષોમા કાકાસાહેબને કોઈકોઈ વાર સાંભળ્યા હશે, પણ મારા ચિત્ત ઉપર આજદિન સુધી રહેલી સ્પષ્ટ અને નાદશ છાપ એ તો ગુજરાત વિદ્યાસભાના શતાબ્દી મહોત્સવ વ્યાખ્યાનમાળા નિમિત્તે એપ્રિલ ૧૯૪૯મા પ્રેમાભાઈ હોલમા તેમણે આપેલા 'જીવનસમન્વય અને કેળવણીનું ભાવી' એ વ્યાખ્યાનની છે સ્વરાજ્યપ્રાપ્તિ પછી જીવનસમન્વયની દૃષ્ટિએ ભૂતકાળ તપાસવો જોઈએ અને ભવિષ્યને માટે આપણી મુખ્યનીતિ નક્કી કરવી જોઈએ, એવો એ વ્યાખ્યાનનો મુખ્ય સૂર હતો એ વ્યાખ્યાન તેમણે મોઢેથી આપ્યું હતું અને તેની કોઈએ લીધેલી નોંધ 'શતાબ્દી વ્યાખ્યાન'મા છપાઈ છે કાકાસાહેબને કદાચ 'વક્તા' શબ્દના રૂઢ અર્થમા વક્તા ન કહેવાય પણ તાજા સ્વતંત્ર થયેલા ભારતના ભાવીના સન્દર્ભમા પોતાના પરમપ્રિય વિષયનું નિરૂપણ કરતા આ વ્યાખ્યાનમા એમના વિચાર, વાણી અને વાગ્મિતાનો અદ્ભુત સુમેળ સધાયો હતો અને એક સક્રિય, ત્યાગી, વિદ્વાન દેશભક્તને મુખે આ ધારાવાહી વ્યાખ્યાન સાંભળવું એ એક રોમાંચક અનુભવ હતો મે મારા આ અનુભવ વિશે શ્રી ઉમાશંકરને કહ્યું હતું, અને તેમણે કાકાસાહેબને પણ વાત કરેલી

પરન્તુ કાકાસાહેબને પ્રત્યક્ષ મળવાનું તો એ પછીયે કેટલેક સમયે, ૧૯૫૩ના એપ્રિલમા પૂનામા થયું પૂના યુનિવર્સિટીએ ઉચ્ચ શિક્ષણના માધ્યમ તરીકે પ્રાદેશિક ભાષા મરાઠીનો સ્વીકાર કર્યો હતો અને એ સંબંધમા વિચાર વિનિમય અને અજમાયશી નિર્ણયો કરવા માટે રાજ્ય સરકારો, યુનિવર્સિટીઓ અને અન્ય સંસ્થાઓના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવી હતી એ પછી તરત જ ડેક્કન કોલેજમા પહેલી ભાષાવૈજ્ઞાનિક પરિષદ મળી હતી વડોદરા યુનિવર્સિટીના પ્રતિનિધિ તરીકે તેમા હું ગયો હતો કાકાસાહેબને અંગ્રેજીમા ભાષણ કરતા ત્યાં સાંભળ્યા વળી તેમણે લાંબી દાઢી ઉગાડેલી હતી, તે સ્વરૂપ પહેલી વાર જોયું સ્વ પાઠક સાહેબની જેમ કાકાસાહેબની પણ ચહેરાઓ યાદ રાખવાની શક્તિ બહુ મર્યાદિત, પરન્તુ સ્મૃતિ અસાધારણ પરિચિત વ્યક્તિના નામ ઉપરથી તેની બધી વંશાવળી ઉકેલે અમે પણ એ રીતે મળ્યા અને

ઠીક ઠીક વાતો કરી. આ પરિષદના દિવસોમાં કાકાસાહેબે બીજા કેટલાકને મારે વિશે કહેલું, જે મેં પાછળથી જાણ્યું.

એ પછી વળી કેટલાંક વર્ષ વીતી ગયાં. ગુજરાતી સાહિત્ય પરિષદનો નવો અવતાર થયો, એના વીસમા અધિવેશનના પ્રમુખ તરીકે કાકાસાહેબ ચૂંટાયા, અને પરિષદની કારોબારી સમિતિના એક સભ્ય તરીકે મને એમની સાથે કામ કરવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. તા. ૨૩, ૨૪, ૨૫ ઑક્ટોબર ૧૯૫૯ના દિવસોમાં અમદાવાદમાં પરિષદનું ખુલ્લું અધિવેશન પૂરું થયા પછી, તા. ૨૬મીએ નવી કારોબારીની બેઠક હતી. એ સમાપ્ત થયા પછી, શ્રી ઉમાશંકર જોશીને ત્યાં કાકાસાહેબ સાથે બેએક કલાક ગાળવાના થયા. યોગાનુયોગે ત્યારે અમે બે જ જણ સાથે હતા. કાકાસાહેબના રસના વિષયોને તો કોઈ સીમા જ નહિ. એમનાં પુસ્તકોમાંથી ઇન્ટર આર્ટ્સમાં અમે 'હિમાલયનો પ્રવાસ', બી.એ. માં 'જીવનનો આનંદ' અને એમ.એ. માં 'જીવન ભારતી' શીખેલા. 'હિમાલયનો પ્રવાસ'માં 'ખાખી બાવા' પ્રકરણમાં ભણેલા સાધુઓની ટીકા કરતાં ખાખી બાવા કહે છે, "સાલે સુસરે લેક્ચર-બાજી કરતે હૈં!......ખાલી ટ્રાન્સલોચન કરતે હૈં!" આમાં 'ટ્રાન્સલોચન' એ થયું અંગ્રેજી 'ટ્રાન્સલેશન'નું સંસ્કૃતીકરણ! લોકભાષાનાં અનેક તત્ત્વો અને લક્ષણોને અપનાવી લેતાં સંસ્કૃતનાં પ્રાદેશિક સ્વરૂપો ભારતના પ્રાન્તે પ્રાન્તે વિકસ્યાં હતાં એની વાતો તેમાંથી નીકળી. વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગની અને પ્રાચ્ય વિદ્યામન્દિરની સંશોધન યોજનાઓ, ભારતની બીજી કેટલીક સંસ્થાઓએ હાથ ધરેલી યોજનાઓ, ઇન્ડિયન કાઉન્સિલ ઑફ કલ્ચરલ રિલેશન્સનાં કામો, ગુજરાતી અને સંસ્કૃત સાહિત્ય, મરાઠી અને હિન્દી સાહિત્ય, ભારતીય સમાજશાસ્ત્ર આદિ અનેકાનેક વિષયોની વાતો નીકળી. વાતનો વિષય કે મુદ્દો ગમે તે હો, કાકાસાહેબની જીવનલક્ષી વિચારણા કંઈક મૌલિક વસ્તુ કહેવાની જ. ભર્તૃહરિએ કહ્યું છે તેમ,

यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ।

એ પછી થોડાક માસમાં, વડોદરામાં માર્ચ '૬૦ની એક સાંજે, નૈરોબીનિવાસી શ્રી સૂર્યકાન્ત પટેલને ત્યાં કાકાસાહેબને ફરી મળવાનું થયું. શ્રી સૂર્યકાન્ત પૂર્વ આફ્રિકામાં એમના યજમાન હતા. રાત્રે હતો ભોજન-સમારંભ, પણ એક નાનકડું મિત્રવર્તુળ કાકાસાહેબને મળવા થોડા કલાક વહેલું પહોંચ્યું હતું. પુસ્તકાલયો અને પુસ્તકાલય-પ્રવૃત્તિ વિશે તથા અનેક વિષયોના વિકસતા વાઙ્મય સાથે શિક્ષિત મનુષ્ય કેવી રીતે સંપર્કમાં રહી શકે તે વિશે વાતો થઈ. ઇન્ડિયન કાઉન્સિલ ઑફ કલ્ચરલ રિલેશન્સનાં કાર્યો

નિમિત્તે કાકાસાહેબે કરેલા મોરિશિયસ, ફીજી અને વેસ્ટ ઇન્ડિઝના પ્રવાસના અનુભવો વિશે અમે પૂછ્યુ અને તેમણે અમારા પ્રશ્નોના રસપૂર્વક ઉત્તરો આપ્યા મારા નાનાભાઈ ચિ ઉપેન્દ્રે કરેલા 'મહાભારત'ના સુદીર્ઘ અધ્યયન તથા તે વિશે કરેલા લેખનની વાર્તા થઈ. (ઉપેન્દ્ર સાથે કાકાસાહેબની 'મહાભારત'વિષયક ચર્ચા ત્યાર બાદ અમદાવાદમા ચાલુ રહી હતી એ મેં પછીથી જાણ્યુ ) વડોદરા યુનિવર્સિટીની એજ્યુકેશન ફેકલ્ટીના અમેરિકાથી આવેલા વિઝિટિગ પ્રોફેસર ડૉ લિક થોડી વાર પછી આવ્યા એ ભાઈ સમાજશાસ્ત્રી હોઈ પ્રાચીન ભારતીય સમાજશાસ્ત્રને (જે ધર્મશાસ્ત્રો આદિમા મળે છે) પાશ્ચાત્ય સમાજશાસ્ત્રના સન્દર્ભમા સમજવા – સમજાવવાની જરૂરિયાત વિશેના કાકાસાહેબના વિચારો જાણવા મળ્યા અને એ વિશે ચર્ચાઓ થઈ

પૂર્વ આફ્રિકામા કંપાલાની મેકરેરે કૉલેજના પ્રો સાઉથ હોલે સામાન્ય શિક્ષિત માણસ વાચીને સમજી શકે એવા જૈન ધર્મ વિશેના અગ્રેજી પુસ્તકોની યાદી કાકાસાહેબ પાસે માગી હતી કાકાસાહેબે આ કામ મને સોપ્યુ સદ્ભાગ્યે મારી પાસે એવી યાદી તૈયાર હતી. ઑક્ટોબર ૧૯૬૦મા ભુવનેશ્વરની ઓરિયેન્ટલ કોન્ફરન્સમા પ્રાકૃત અને જૈન ધર્મ વિભાગના પ્રમુખપદેથી અપાયેલુ મારુ વ્યાખ્યાન કોઈ સ્થળે જોઈને ન્યૂયૉર્કની એક વેપારી પેઢીમા કામ કરતા લૉરેન્સ પિયર્સન નામે સજ્જને આવી એક યાદી મારી પાસે માગેલી અને જૈન ધર્મનો અભ્યાસ કરતા હોઈ છેલ્લા છ વર્ષથી પોતે નિરામિષાહારી છે એમ જણાવેલુ એમને માટે તૈયાર કરાવેલી યાદીની નકલ પ્રો સાઉથ હોલને મોકલવા માટે મેં કાકાસાહેબને સુપરત કરી

'જીવનભારતી'મા કાકાસાહેબનો એક લેખ 'ગણેશવિદ્યા' વિશે છે વ્યાસના મુખે બોલાયેલુ 'મહાભારત' લખનાર 'ગણેશ' એટલે આદર્શ લહિયો કાકાસાહેબના લખાણો એમના સ્વહસ્તાક્ષરે નહિ, પણ અનેક ગણેશોના હસ્તે લખાયેલા છે પરતુ લખાવનારની ધારણાશક્તિ એવી કે અધૂરે વાક્યે ઝોકુ આવી ગયુ હોય તો જાગીને બરાબર સાથી જ શરૂઆત કરે અમારી વડોદરાની જ્ઞાનચર્ચાનુ પણ એવુ કઈક થયુ દિલ્હી ગયા પછી કાકાસાહેબે તા ૭–૪–'૬૦ને રોજ એક પત્ર લખ્યો એમા કેટલીક પ્રાસગિક બાબતો ઉપરાત અમારી અગાઉની ચર્ચાઓના અનુસધાનમા લખ્યું—

"મને લાગે છે કે આપણા જે અનેકાનેક સુભાષિતસગ્રહો છે એમાથી અને તમામ સસ્કૃત સાહિત્યમાથી નીતિ અને સદાચારના વચનો એકત્ર કર્યા હોય તો The Ethical Thought of the Aryans એ વિષય પરત્વેનો મસાલો

ઠીક ઠીક વાતો કરી. આ પરિષદના દિવસોમાં કાકાસાહેબે બીજા કેટલાકને મારે વિશે કહેલું, જે મે પાછળથી જાણ્યું.

એ પછી વળી કેટલાક વર્ષ વીતી ગયાં. ગુજરાતી સાહિત્ય પરિષદનો નવો અવતાર થયો, એના વીસમા અધિવેશનના પ્રમુખ તરીકે કાકાસાહેબ ચૂંટાયા, અને પરિષદની કારોબારી સમિતિના એક સભ્ય તરીકે મને એમની સાથે કામ કરવાનું સદ્ભાગ્ય સાંપડ્યું. તા. ૨૩, ૨૪, ૨૫ આક્ટોબર ૧૯૫૯ના દિવસોમાં અમદાવાદમાં પરિષદનું ખુલ્લું અધિવેશન પૂરું થયા પછી, તા. ૨૬મીએ નવી કારોબારીની બેઠક હતી. એ સમાપ્ત થયા પછી, શ્રી ઉમાશંકર જોશીને ત્યાં કાકાસાહેબ સાથે બેએક કલાક ગાળવાના થયા. યોગાનુયોગે ત્યારે અમે બે જ જણ સાથે હતા. કાકાસાહેબના રસના વિષયોને તો કોઈ સીમા જ નહિ. એમના પુસ્તકોમાંથી ઇન્ટર આર્ટ્સમાં અમે 'હિમાલયનો પ્રવાસ', બી.એ.માં 'જીવનનો આનંદ' અને એમ.એ.માં 'જીવન ભારતી' શીખવેલાં. 'હિમાલયનો પ્રવાસ'માં 'ખાખી બાવા' પ્રકરણમાં ભણેલા સાધુઓની ટીકા કરતા ખાખી બાવા કહે છે, "સાલે સુસરે લેક્ચર બાજી કરતે હૈ! ખાલી ટ્રાન્સલેશન કરતે હૈ!" આમાં 'ટ્રાન્સલેશન' એ થયું અંગ્રેજી 'ટ્રાન્સલેશન'નું સંસ્કૃતીકરણ! લોકભાષાના અનેક તત્ત્વો અને લક્ષણોને અપનાવી લેતા સંસ્કૃતના પ્રાદેશિક સ્વરૂપો ભારતના પ્રાન્તે પ્રાન્તે વિકસ્યાં હતાં એની વાતો. તેમાંથી નીકળી વડોદરા યુનિવર્સિટીના ગુજરાતી વિભાગની અને પ્રાચ્ય વિદ્યામન્દિરની સંશોધન યોજનાઓ, ભારતની બીજી કેટલીક સંસ્થાઓએ હાથ ધરેલી યોજનાઓ, ઇન્ડિયન કાઉન્સિલ ઓફ કલ્ચરલ રિલેશન્સના કામો, ગુજરાતી અને સંસ્કૃત સાહિત્ય, મરાઠી અને હિન્દી સાહિત્ય, ભારતીય સમાજશાસ્ત્ર આદિ અનેકાનેક વિષયોની વાતો નીકળી. વાતનો વિષય કે મુદ્દો ગમે તે હો, કાકાસાહેબની જીવનલક્ષી વિચારણા કંઈક મૌલિક વસ્તુ કહેવાની જ. ભર્તૃહરિએ કહ્યું છે તેમ,

यास्तेषां स्वैरकथास्ता एव भवन्ति शास्त्राणि ।

એ પછી થોડાક માસમાં, વડોદરામાં માર્ચ '૬૦ની એક સાંજે, નૈરોબીનિવાસી શ્રી સૂર્યકાન્ત પટેલને ત્યાં કાકાસાહેબને ફરી મળવાનું થયું. શ્રી સૂર્યકાન્ત પૂર્વ આફ્રિકામાં એમના યજમાન હતા. રાત્રે હતો ભોજન સમારંભ, પણ એક નાનકડું મિત્રવર્તુળ કાકાસાહેબને મળવા થોડા કલાક વહેલું પહોંચ્યું હતું. પુસ્તકાલયો અને પુસ્તકાલય પ્રવૃત્તિ વિશે તથા અનેક વિષયોના વિકસતા વાઙ્મય સાથે શિક્ષિત મનુષ્ય કેવી રીતે સંપર્કમાં રહી શકે તે વિશે વાતો થઈ. ઇન્ડિયન કાઉન્સિલ આફ કલ્ચરલ રિલેશન્સના કાર્યો

નિમિત્તે કાકાસાહેબે કરેલા મોરિશિયસ, ફીજી અને વેસ્ટ ઇન્ડિઝના પ્રવાસના અનુભવો વિશે અમે પૂછ્યુ અને તેમણે અમારા પ્રશ્નોના રસપૂર્વક ઉત્તરો આપ્યા મારા નાનાભાઈ ચિ ઉપેન્દ્રે કરેલા 'મહાભારત'ના સુદીર્ઘ અધ્યયન તથા તે વિશે કરેલા લેખનની વાર્તા થઈ (ઉપેન્દ્ર સાથે કાકાસાહેબની 'મહાભારત'વિષયક ચર્ચા ત્યાર બાદ અમદાવાદમા ચાલુ રહી હતી એ મે પછીથી જાણ્યુ ) વડોદરા યુનિવર્સિટીની એજ્યુકેશન ફેકલ્ટીના અમેરિકાથી આવેલા વિઝિટિંગ પ્રોફેસર ડૉ લિંક થોડી વાર પછી આવ્યા એ ભાઈ સમાજશાસ્ત્રી હોઈ પ્રાચીન ભારતીય સમાજશાસ્ત્રને (જે ધર્મશાસ્ત્રો આદિમા મળે છે) પાશ્ચાત્ય સમાજશાસ્ત્રના સન્દર્ભમા સમજવા – સમજાવવાની જરૂરિયાત વિશેના કાકાસાહેબના વિચારો જાણવા મળ્યા અને એ વિશે ચર્ચાઓ થઈ

પૂર્વ આફ્રિકામા કમ્પાલાની મેકરેરે કૉલેજના પ્રો સાઉથ હૉલે સામાન્ય શિક્ષિત માણસ વાચીને સમજી શકે એવા જૈન ધર્મ વિશેના અંગ્રેજી પુસ્તકોની યાદી કાકાસાહેબ પાસે માગી હતી કાકાસાહેબે આ કામ મને સોપ્યું સદ્ભાગ્યે મારી પાસે એવી યાદી તૈયાર હતી ઑક્ટોબર ૧૯૬૦મા ભુવનેશ્વરની ઓરિયેન્ટલ કૉન્ફરન્સમા પ્રાકૃત અને જૈન ધર્મ વિભાગના પ્રમુખપદેથી અપાયેલુ મારુ વ્યાખ્યાન કોઈ સ્થળે જોઈને ન્યૂયૉર્કની એક વેપારી પેઢીમા કામ કરતા લૉરેન્સ પિયર્સન નામે સજ્જને આવી એક યાદી મારી પાસે માગેલી અને જૈન ધર્મનો અભ્યાસ કરતા હોઈ છેલ્લા ૭ વર્ષથી પોતે નિરામિષાહારી છે એમ જણાવેલુ એમને માટે તૈયાર કરાવેલી યાદીની નકલ પ્રો સાઉથ હૉલને મોકલવા માટે મે કાકાસાહેબને સુપરત કરી

'જીવનભારતી'મા કાકાસાહેબનો એક લેખ 'ગણેશવિદ્યા' વિશે છે વ્યાસના મુખે બોલાયેલુ 'મહાભારત' લખનાર 'ગણેશ' એટલે આદર્શ લહિયો કાકાસાહેબના લખાણો એમના સ્વહસ્તાક્ષરે નહિ, પણ અનેક ગણેશોના હસ્તે લખાયેલા છે પરંતુ લખાવનારની ધારણાશક્તિ એવી કે અધૂરે વાક્યે ઝોકુ આવી ગયુ હોય તો જાગીને બરાબર ત્યાથી જ શરૂઆત કરે અમારી વડોદરાની જ્ઞાનચર્ચાનુ પણ એવુ કંઈક થયુ દિલ્હી ગયા પછી કાકાસાહેબે તા ૨–૪–'૬૦ને રોજ એક પત્ર લખ્યો એમા કેટલીક પ્રાસંગિક બાબતો ઉપરાત અમારી અગાઉની ચર્ચાઓના અનુસંધાનમા લખ્યું—

"મને લાગે છે કે આપણા જે અનેકાનેક સુભાષિતસંગ્રહો છે એમાથી અને તમામ સંસ્કૃત સાહિત્યમાથી નીતિ અને સદાચારના વચનો એકત્ર કર્યા હોય તો The Ethical Thought of the Aryans એ વિષય પરત્વેનો મસાલો

એકત્ર થઈ જાય એ કામ હવે થવુ જોઈએ એમા રાજનીતિ, વ્યવહારનીતિ, ધર્મનીતિ અને ચાતુર્યનીતિ એ બધુ જ વર્ગીકૃત આવી શકે

સસ્કૃત સાહિત્યમાથી—ખાસ કરીને સ્મૃતિઓમાથી અને ભારતની હજારો જાતિના રિવાજોમાથી ભારતીય સમાજશાસ્ત્ર તારવી કાઢવાનુ તો હજી કોઈને સૂઝયુ નથી. આ દિશામા જુજ પ્રયાસો થયા છે તે વર્ણાશ્રમ વ્યવસ્થા સમજાવીને સતોષ માને છે હુ માનુ છુ કે વર્ણવ્યવસ્થા અને જાતિવ્યવસ્થા એકબીજાથી ભિન્ન અને કાઈક અશે એકબીજાથી વિરોધી એવી સસ્થાઓ છે વર્ણવ્યવસ્થા એક જ સમાજના સાસ્કૃતિક વિભાગ (Cultural divisions) પાડે છે, જ્યારે જાતિઓ મોટે ભાગે tribal કે clanish હોઈ એક સામાન્ય દૃષ્ટિ સ્વીકારનાર સ્વતત્ર સમાજો છે આટલા બધા સ્વતત્ર અને સ્વયશાસિત સમાજોને એક સામાન્ય રચના તળે આણવાનુ કામ આપણા પૂર્વજોએ કર્યું એ એક ભારેમા ભારે સામાજિક વિક્રમ છે એને આધારે આપણુ સમાજશાસ્ત્ર તૈયાર થવુ જોઈએ

તે દિવસે મે કહ્યુ હતુ તેમ સસ્કૃત સાહિત્યમા જડી આવતા આપણા લોકોના શૃગારનુ ઠીક ઠીક અધ્યયન થવુ જોઈએ એને માટેના તમામ મૂળ ગ્રન્થો (Source-books) એકત્ર છાપ્યા હોય તો આ અધ્યયનની સુગમતા થાય અમેરિકી લોકો તો આ કામ કરશે જ આપણે પ્રથમ કરીએ તો શોભે

ખેર, તે દિવસે વડોદરામા થોડી વાતો થઈ એના અનુસધાનમા જ આ કાગળ લખ્યો છે"

પોતાના સુદીર્ઘ પ્રવૃત્તિકાળમા કાકાસાહેબે ભારતમા શિક્ષણ, સસ્કૃતિ અને સાહિત્યની નિરલ સેવા બજાવી છે એમનુ જીવનમીમાસક વ્યક્તિત્વ આશ્ચર્યજનક રીતે વૈવિધ્યપૂર્ણ છે તેઓ આજન્મ પરિવ્રાજક તેમ જ પ્રવાસી તથા પ્રવાસના અનુભવોનુ હૃદ્ય આલેખન કરનાર, અજોડ કુદરતપ્રેમી ('મને અત્યત પ્રિય પુસ્તક તો કુદરત છે' — 'અનાગનવાર', પૃ ૧૧૮), વિશિષ્ટ કલાકોવિદ, સાહિત્યમર્મજ્ઞ અને વિવેચક, ઉત્તમ શૈલીકાર અને ગદ્ય કવિ, સમાજશાસ્ત્રી અને સસ્કૃતિમીમાસક, જીવનપ્રદીપક ધર્મચિન્તક, ઇતિહાસવિદ્—પ્રાચીન સાહિત્યના સહૃદય સમીક્ષક બહુભાષાવિદ્ શબ્દશાસ્ત્રી અને લિપિસુધારક તથા રાષ્ટ્રભાષાપ્રચારક હોવા સાથે પ્રાન્તીય ભાષાઓના મહાન પુરસ્કારક છે પરન્તુ તેમનો આત્મા કેળવણીકાર અને અધ્યાપકનો છે તેઓ લખે છે "એમ રીતે કહી શકુ કે મારુ બીજુ લખાણ વિનોદરૂપે લખાયેલુ છે, જ્યારે કેળવણી વિશેનુ લખાણ જીવનનુ એક મિશન સમજીને અને સામાજિક જીવનની મીમાસાના એક મહત્ત્વના અગ તરીકે લખાયેલુ છે ગુજરાતની પ્રજા મને જુએ નહિ ત્યા સુધી મને સાહિત્યકાર તરીકે ન ઓળખે

પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે ('જીવન-પ્રદીપ', પ્રસ્તાવના, પૃ. ૧૭)." મને લાગે છે કે કાકાસાહેબ, આથી, એમના પ્રત્યેક લખાણમાં લોકશિક્ષક છે. સાચો શિક્ષક પોતાના વિદ્યાર્થીના 'લેવલ' પર ઊતરીને તેને શિક્ષણ આપે છે. કાકાસાહેબના કોઈ પણ લખાણમાં, વ્યાખ્યાનમાં કે વાર્તાલાપમાં વિષય ગમે તે હો અથવા પ્રસંગ ગમે તે હો, વિષયનું નિરૂપણ કે કથન એવી સ્વાભાવિક સરળતા અને પ્રસન્નતાથી અને એવાં ઉચિત દૃષ્ટાન્તપૂર્વક થાય છે કે એમાંની વાત હસ્તામલકવત્ સ્પષ્ટ બને છે અને વાચક – શ્રોતાના વિચારો વિશદ અને પરિમાર્જિત થાય છે. મને તો એમ પણ લાગે છે કે કાકાસાહેબના લેખો તથા તેમનાં વ્યાખ્યાનો – વાર્તાલાપો જાણે કે એક જ છે. બન્નેની શૈલી કહો કે ધાટી – હથોટી તે એક છે. આથી જ્યારે જ્યારે તેમનાં લખાણો હું વાંચું છું ત્યારે એમનો પ્રસન્ન ગંભીર સાદ જાણે કે કાને સંભળાય છે અને એકાદ નાના-મોટા વર્તુળની વચ્ચે વાર્તાલાપ કરતા શ્વેત જટાધારી ઋષિ કલ્પનાચક્ષુને પ્રત્યક્ષ થાય છે.

કાકાસાહેબ સાંસ્કૃતિક ભારતની એક વિભૂતિ છે. ઈશ્વર તેમને આરોગ્યમય દીર્ઘાયુ આપો.

૧૧-૧૦-'૬૦.

ધીરોદાત્ત જીવન અથવા ઉત્કટ ચિંતન સિવાય ભાવોત્કટ સાહિત્ય નિર્માણ થઈ જ ન શકે. પુરુષાર્થ ભલે આપણો પોતાનો હોય કે બીજાનો હોય, આંતરિક જીવનમા હોય કે બાહ્ય ઘટનાઓમા હોય, વ્યક્તિગત હોય કે સમાજગત હોય, પુરુષાર્થ જ સાહિત્યને ખરી પ્રેરણા આપનારો છે. જીવનની વ્યાકુળ વેદનામાંથી પણ સાહિત્ય નિર્માણ થાય છે એની ના નથી. પણ ખરું જોતાં તે વેદના પણ પુરુષાર્થની જ પ્રસવવેદના હોય છે અને એટલા માટે જ એ સાહિત્યને પ્રેરક થાય છે. જે સાહિત્ય પુરુષાર્થથી વંચિત થયું તે પોતે તો ક્ષીણ બને જ છે પણ જે સમાજમાં તે પ્રસરે છે તે સમાજને પણ અલ્પ સંતોષી, અદૂરદૃષ્ટિ અને ક્ષીણ-સત્ત્વ બનાવે છે.

મરાઠી સાહિત્ય સંમેલન, કલ્યાણ. ]

—કાકા કાલેલકર

# ૨૩ કાકાસાહેબ સાથેની એક મુલાકાત

રમણલાલ જોષી

[૧૯૫૪માં સૌરાષ્ટ્રના પ્રવાસ દરમિયાન ગ્રામવિદ્યાપીઠ–સણોસરાના શ્રી કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે થયેલા ઉદ્ઘાટન સમારંભ પ્રસંગે હાજર રહેવાની મેં તક લીધી ત્યારે કાકાસાહેબની ટૂંકી મુલાકાતનો લાભ મળ્યો હતો એ પ્રવાસ અંગેના મારા લેખ 'પાંચ પ્રવાસપત્રો' (સંસ્કૃતિ વર્ષ ૮, અંક ૭ અને ૯)માંથી પ્રસ્તુત ભાગ નીચે આપ્યો છે —લેખક]

"કાકાસાહેબ વગેરે ડાકબંગલે આરામ કરતા હતા અમે ડાકબંગલે ગયા કાકાના ઓરડામાં પ્રવેશ્યા ત્યારે કેળવણીપ્રધાન શ્રી મોદી તેમની સાથે વાતચીત કરી રહ્યા હતા કાકા કહે તમે અત્યારે આવ્યા?

હું હા, આ સમારંભમાં હાજરી આપવાની ઇચ્છાથી જ નીકળેલા, પણ વાહનને લઈને મોડા પડ્યા, એટલે ચાલતા આવ્યા

કાકા આ ગરમીમાં! તમે સમારંભમાં હાજરી આપી જ છે જ્યારે સમારંભ ચાલુ હતો ત્યાર તમે મનથી તો અહીં જ હતા અને આ રીતે આવ્યા તેય તપશ્ચર્યા તો ખરી જ ને! પણ હવે ગરમીમાં નહીં જતા

(તત્ત્વજ્ઞાન અને કવિતાનો કેવો સુયોગ!)

વચ્ચે બીજી કેટલીક વાતચીત થયા બાદ મેં ફરિયાદ કરી હવે તમે 'જીવનનો આનંદ' જેવા લેખો કેમ નથી લખતા? આ અમારી ફરિયાદ છે! આમાં હું એકલો નથી, આખો વર્ગ છે! કાકા હસ્યા સુશીલાબેન પણ હસ્યા કાકાએ કહ્યું 'હા, પણ આનંદ ખૂટ્યો નથી એટલો જ છે મૂર્ત તપાસતાં પણ એવો જ આનંદ આવે છે પણ મુખ્ય વાત સમય નથી એ છે સમય મળે તો એવું ઘણું બધું લખવું છે

એ પછી એમના દિલ્હીના નિવાસની, 'મંગલપ્રભાત'ની, પુસ્તક-પ્રકાશનોની અનેક વાતો થઈ, પછી અધ્યાપનની વાત નીકળતાં કહે 'સંસ્કૃત શીખવવાનું મળે છે ત્યારે કાંઈક પોતાપણું લાગે છે સર્જન થયા જાય છે!'.

મારુ સંસ્કૃતનુ જ્ઞાન અલ્પ છે પણ સસ્કૃત સાહિત્યના વાચનથી તાજગી અનુભવાય છે મારો છોકરો બીજો વ્યવસાય કરે છે પણ રોજ થોડુ સસ્કૃત વાચે છે અને આનદ લૂટે છે સસ્કૃતના અનુવાદ કરી ગુજરાતી ભાષાને સમૃદ્ધ કરવાની તમારી ફરજ છે

શાન્તિભાઈએ [મારા સાથીદાર મિત્રે] કહ્યુ આમ હોવા છતા કેળવણીમા અને ખાસ કરીને એસ એસ સી ના અભ્યાસક્રમમા સસ્કૃતને એવુ સ્થાન અપાયુ છે કે જેથી વિદ્યાર્થીઓ તે સહેલાઈથી જતુ કરી શકે આ વિદ્યાપીઠમા પણ અગ્રેજી અથવા સસ્કૃત અથવા હિંદી છે

કાકા હિદી સરકાર સસ્કૃતને ઠાવ છે એ કરતા વિશેષ મહત્ત્વ નહિ આપી શકે કારણ કે ઘણા વિષયો શીખવવાના હોય છે સસ્કૃત શિક્ષકે સસ્કૃત વ્યાકરણની આટીઘૂટીનો અભ્યાસ ઓછો કરાવી સસ્કૃત સાહિત્યમા રહેલી ઉચ્ચ ભાવના, સસ્કારિતા વગેરે પ્રત્યે વિદ્યાર્થીઓને અભિમુખ કરવા

શાન્તિભાઈ હા, દાખલા તરીકે બીજા ગણના કઠિન અને નહીં વપરાશમા આવતા ધાતુઓનો અભ્યાસ ન કરાવવો કારણ કે કાલિદાસ જેવા કવિએ પણ માત્ર અકારાન્ત ધાતુઓનો જ ઉપયોગ તેના પુસ્તકોમા વિશેષ કર્યો છે

કાકા એ બધુ ભટ્ટીને સોપી દેવુ !

ત્યારબાદ કેટલીક વાતો કરી, એમના આશીર્વાદ લઈ, સ્નેહાર્દ્ર હૃદયે અમે તેમની વિદાય લીધી ”

આજની દુનિયા બે જ વૃત્તિ જાણે છે સવાર થવુ અથવા બીજાની સવારી કબૂલ રાખવી કા તો ડરીને બીજા તરફ ઊચુ જોવુ અથવા અમલદાર બની બીજા તરફ તુચ્છતાથી નીચે જોવુ સમાન ભાવે સીધુ સામે જોવુ અને પોતાની મર્યાદા જાળવી રાખવી એ કળા થોડા જ લોકોમા હુ જોઉ છુ, જ્યા મળે ત્યા ગેરલાભ લેવો અને જ્યા ન ચાલે ત્યા નરમ થઈ બીજાને તાબે થવુ એ જ સાધારણ નિયમ દેખાય છે

‘સ્મરણયાત્રા’ પૃ ૧૨૩ — કાકા કાલેલકર

# ૨૪. કાકાસાહેબ કાલેલકરની જીવનરેખા

પાંડુરંગ ગ. દેશપાંડે

### પ્રાસ્તાવિક

ઈ. સ. ૧૯૧૯–૨૦ના અસહકાર પહેલાંના દિવસો હતા. હું ઇંટર આર્ટ્સના વર્ગમાં ગુજરાત કૉલેજમાં ભણતો હતો. એક દિવસ કૉલેજના અંગ્રેજીના એક સિંધી લેક્ચરર શ્રી અજવાનીએ પ્રેમાભાઈ હૉલમાં 'રવીન્દ્રનાથ ઠાકુર અને તેમની કવિતા' એ વિષય પર ભાષણ આપ્યું અને રવીન્દ્રનાથને વર્ડ્ઝવર્થ, શેલી વગેરે સાથે સરખાવી તેમની કોટીમાં મૂકયા. 'ક્રેસંટ મૂન', 'ગાર્ડનર', 'ગીતાંજલિ' વગેરે રવીન્દ્રનાથના ગ્રંથોમાંથી તેમણે ટાંકેલાં અનેક અવતરણો સાંભળીને શ્રોતાઓ મુગ્ધ બની ગયા હતા. કારણ રવીન્દ્રનાથના સાહિત્યનો પરિચય તે વખતે બહુ જ થોડા લોકોને હશે.

બીજે દિવસે, જેમને માટે અમને ત્યારે પણ બહુ માન હતું અને આજે જેમની પ્રતિષ્ઠા કેવળ કૉલેજની દીવાલોની અંદર જ મર્યાદિત રહી નથી એવા અમારા અંગ્રેજીના પ્રોફેસરે શ્રી અજવાનીના ઉપલા વિધાનને એક ધૃષ્ટતા તરીકે વર્ણવ્યું, તેમાં ઇંગ્લંડના લબ્ધપ્રતિષ્ઠ કવિઓને તેમણે ભારે અન્યાય કર્યો છે એમ કહ્યું, અને જાહેરસભામાં બોલવા ઊભા થતાં સભાક્ષોભને લીધે મારા ટાંટિયા ધ્રૂજતા ન હોત તો હું ત્યાં ને ત્યાં જ શ્રી. અજવાનીને રદિયો આપત, એમ જણાવ્યું.

રવીન્દ્રનાથ ઠાકુરનાં કાવ્યો વિશે અમારા મનમાં જિજ્ઞાસા તો પેદા થયેલી જ હતી અને અમારા વર્ગના પ્રોફેસરની ટીકાથી તે એક રીતે વધારે ઉત્તેજિત થઈ. એટલે બીજે જ દિવસે હું રવીન્દ્રનાથનાં પુસ્તકો જોવા કૉલેજની સિડનહૅમ લાઇબ્રેરીમાં ગયો. પણ અફસોસની વાત કે, ૧૯૧૩માં જેમને આંતરરાષ્ટ્રીય ખ્યાતિ આપતું નોબેલ પ્રાઇઝ મળ્યું હતું, જેમને સરકાર તરફથી 'સર'નો ખિતાબ પણ મળી ચૂક્યો હતો, અને જેમના ગ્રંથો મૅકમિલન કંપની જેવી સરકારની ખાસ કૃપાપાત્ર પ્રકાશન સંસ્થાએ પ્રસિદ્ધ

કર્યા હતા, તે રવીન્દ્રનાથના ગ્રંથોને સિડનહેમ લાઇબ્રેરીમા હજી પ્રવેશ મળ્યો ન હતો, અથવા મળ્યો હોય તોયે તે ગ્રંથો ક્યાક એવે ખૂણેખાચરે પડ્યા હશે કે ગ્રંથપાલ તે અમને બતાવી ન શક્યા! [પણ આમા કશી નવાઈ નથી પંડિત જવાહરલાલ નેહરુની આત્મકથા પ્રસિદ્ધ થયા પછી એ જ કૉલેજના ઇતિહાસના એક પ્રોફેસરે કૉલેજ લાઇબ્રેરીમા એ પુસ્તકને પ્રવેશ મળી શક્યો નથી એમ કહીને મારી પાસે તે વાચવા માગી હતી અને જ્યારે તેનો ગુજરાતી અનુવાદ થયા પછી એમ એ ની પરીક્ષા માટે જીવનચરિત્રના નમૂના તરીકે મુબઈ યુનિવર્સિટી તરફથી તેની ભલામણ કરવામા આવી ત્યારે જ તેને એ લાઇબ્રેરીમા પ્રવેશ મળ્યો એ ઇતિહાસ છે!]

ઉપરનો રવીન્દ્રનાથવાળો પ્રસગ બન્યા પછી થોડા જ દિવસમા અમદાવાદમા ચોથી ગુજરાત રાજકીય પરિષદની બેઠક થઈ, તેમા એક રાષ્ટ્રીય શિક્ષણ સમિતિ નિમાઈ અને તેમાથી જ આગળ જતા ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ ગાધીજીની અસહકારની હાકલ પડી, અમે સરકારી શાળા કાલેજોનો ત્યાગ કર્યો, વિદ્યાપીઠની સ્થાપના થતા તેમા દાખલ થયા, વિદ્યાપીઠના અધ્યાપકો સાથે સપર્કમા આવ્યા, વિદ્યાપીઠનુ ઝપાટાભેર વિકસતુ ગ્રથાલય જોયું, નવા નવા વિષયોનો અભ્યાસ કરવા લાગ્યા, અને જૂના તથા નવા વાતાવરણ વચ્ચે જમીન આસમાનનો તફાવત અમારી નજરે પડચો સરકારી કૉલેજોમા જે લેખકોના કે તેમના ગ્રથોના નામ અમે પૂર્વે ભાગ્યે જ સાભળ્યા હશે, તેમના ગ્રથોના સંગ્રહો — આખા સેટ — અમને અહીં જોવા મળ્યા, રવીન્દ્રનાથનુ 'નૅશનૅલિઝમ' અને પૉલ રિશારનુ 'ટુ ધ નેશન્સ' વગેરે જેવા પુસ્તકો પર અમારા અધ્યાપકોના પ્રવચનો અમે રસથી સાભળવા લાગ્યા, દેશના ઇતિહાસ, ભૂગોળ સાહિત્ય, ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, રાજકારણ, કળા, સગીત વગેરે જે વિષયો વિશે અમે સાવ અધારામા હતા તેમનો એક નવા જ અને રોચક સ્વરૂપે અમને પરિચય થવા લાગ્યો દેશના પ્રાચીન ઇતિહાસની, તેના ગૌરવની ને વારસાની ઝાખી થવા લાગી, દેશની પ્રાન્તીય ભાષા–ભગિનીઓની સાથે પરિચય કેળવાવા લાગ્યો, યુરોપના સાહિત્ય સમ્રાટો તેમ જ વિચારકોના સપર્કમા — અર્થાત્ તેમના ગ્રથો દ્વારા જ — આવવા લાગ્યા, અમારી આખી દુનિયા જ નવી અને વિશાળ બની ગઈ

આ અદ્‌ભુત પરિવર્તન કે ક્રાન્તિની પાછળ જે મહાન વિભૂતિ કામ કરતી હતી તેના પ્રભામડળમા જે કેટલીક વ્યક્તિઓ હતી તેમા કેળવણીની — કેવળ શાળા કૉલેજની કેળવણીની જ નહિ, રાષ્ટ્રીય જીવનના ઘડતરની કેળવણીની — દૃષ્ટિથી સૌથી આગળ પડતો ભાગ કોઈએ ભજવ્યો હોય, તો તે

શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ ઉર્ફે કાકાસાહેબ કાલેલકરે ભજવ્યો હતો, કારણ આ મહાન કાર્યને માટે જે પૂર્વપીઠિકાની, જે પૂર્વતૈયારીની, જે તપસ્યા, અનુભવ અને સિદ્ધિની જરૂર હતી તે બીજા કોઈમા, તે વખતે તો, તેમના જેટલી નહોતી એમ લાગે છે એ બધી સિદ્ધિ અને સમૃદ્ધિ લઈને કાકાસાહેબ ગુજરાતમા આવ્યા અને ગાધીજી દ્વારા જ તેનો દેશને માટે ઉત્તમોત્તમ ઉપયોગ થશે એ શ્રદ્ધાથી તે તેમણે ગાધીજીને ચરણે ધરી

## નાનપણના દિવસો

શ્રી કાકાસાહેબનો જન્મ આપણી અખિલ ભારતીય રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના થઈ તે વરસે, એટલે કે ઈ સ ૧૮૮૫મા ડિસેબર મહિનાની ૧ લી તારીખે મહારાષ્ટ્રની રાજધાની સાતારા મુકામે થયો તેમનુ કુટુબ મૂળ સાવતવાડી તરફનુ ત્યાના માણગાવ કસબા નજીક આવેલા તેમના વતન કાલેલી ગામ પરથી તેમની મૂળ અટક રાજાધ્યક્ષ મટીને કાલેલકર પડી હતી સાવતવાડી તરફ બહારવટિયાઓનો ત્રાસ વધી પડવાથી, તેમ જ કયારેક રાજ્યના સરકારી અમલદારોનો ત્રાસ તેથીયે વધારે અસહ્ય થવાથી, કાલેલકર કુટુબ સાવતવાડી છોડીને બેલગામ પાસેના એક ગામમા આવીને વસ્યુ અને કુટુબના વડા શ્રી જીવાજી (શ્રી કાકાસાહેબના દાદા) કોઈ શાહુકારને ત્યા નોકરીએ રહ્યા શેઠના હિત સાથે પૂરેપૂરુ તાદાત્મ્ય રાખવાથી તેમને જે કઈ કમાણી કે બચત થતી તે તેઓ શેઠની પાસે જ રાખતા આથી શેઠ ગુજરી જતા તેઓ પોતાની બધી મિલ્કત ગુમાવી બેઠા આથી કાકાસાહેબના પિતા શ્રી બાલકૃષ્ણ જીવાજી કાલેલકરને બહુ જ ગરીબીમા દિવસ ગુજારવા પડયા તેમણે જેમ તેમ કરીને થોડુક અગ્રેજીનું જ્ઞાન મેળવ્યુ અને નાની ઉંમરે લશ્કરી ખાતામા નોકરી લીધી સદ્ભાગ્યે ફોજના ગોરા વડાએ વિલાયત જતી વખતે મુલકી ખાતામા તેમની ભલામણ કરી વિજાપુરના દુકાળ વખતે સરકાર તરફથી ચાલતા દુકાળ રાહતના કામમા તેમણે ખૂબ મહેનત લીધી તેની કદરમા તેમને વધારે જવાબદારીવાળી જગ્યા મળી કાકાસાહેબનો જન્મ થયો તે વખતે તેઓ સાતારા જિલ્લાના કલેક્ટરના મુખ્ય હિસાબનીસ (હેડ એકાઉન્ટન્ટ)ના હોદ્દા પર હતા અને તેમની ઉમર પચાસ વરસની હતી

કાકાસાહેબના પિતા ખૂબ પ્રેમાળ, ધર્મનિષ્ઠ, જાગ્રત ન્યાયબુદ્ધિવાળા અને ઈશ્વરથી ડરીને ચાલનારા હતા, રસિકતાની ને વિલાસિતાની ભડકવાળા હતા ગૃહજીવનમા વ્યવસ્થિતપણે દેખરેખ રાખીને છોકરાઓની કેળવણી તરફ તેઓ જાગરૂકપણે ભાગ્યે જ ધ્યાન આપતા તેમનો એકમાત્ર શોખ કે વિનોદ

( હોળી ) ફેરોઆફીનો હતો. રાજકીય દૃષ્ટિથી મોટા ભાગનાં સારસ્વત કુટુંબોની જેમ અંગ્રેજી રાજ્ય પ્રત્યે વફાદારીની ભાવનાવાળા કે શુભનિષ્ઠાવાળા તેઓ હોય એમ દેખાય છે. કાકાસાહેબની માતા રાધાબાઈ ( પૂર્વાશ્રમનાં ગોદાવરીબાઈ ) શાહપુરના ભિસે કુટુંબમાં જન્મ્યાં હતાં. તેમનામાં ખાનદાનની પ્રતિષ્ઠાનો ખ્યાલ વિશેષ હતો; પણ તેની સાથે જ તેમનામાં સદાચાર, પરોપકાર, મંપીલાપણું વગેરે સદ્ગુણો તરફ દૃઢ વલણ હતું. માતાપિતા બન્ને રૂઢ ધર્મમાં પૂરેપૂરી શ્રદ્ધા ધરાવનારાં અને વ્રત, ઉદ્યાપન, ઉત્સવ, તીર્થયાત્રા વગેરે આચારો બહુ જ ચીવટથી પાળનારાં હતાં.

પિતાને નોકરીને અંગે વારંવાર સ્થળાંતર કરવું પડતું હોવાથી કાકાસાહેબના મોટા ભાઈઓને કેળવણી માટે પૂનામાં રાખવામાં આવ્યા હતા. કાકાસાહેબના બાળપણનાં પહેલાં ૭ વરસ મોટે ભાગે સાતારામાં સ્થિરપણે પસાર થયાં. પણ તેઓ નિશાળે જતા થયા એ અરસામાં જ તેમના પિતાની, ઍડમિનિસ્ટ્રેશન હેઠળનાં દક્ષિણનાં દેશી રાજ્યોના સરકાર તરફના ઑડિટર તરીકે નિમણૂક થઈ. એટલે આજે સાવંતવાડી તો થોડા દિવસ પછી મિરજ, ત્યાંથી જત અને વળી રામદુર્ગ કે કારવાર કે ધારવાડ, મુધોળ, જમખંડી, સાવનૂર, બેલગામ, એમ તેમને સતત ફરતા રહેવાનું આવ્યું. આથી કાકાસાહેબનું પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાનું ભણતર કોઈ એક ઠેકાણે ઠરીઠામ રહીને થઈ શક્યું નહિ. આ કુમાર અને કિશોર અવસ્થાના કેટલાક બહુ જ રમૂજી અનુભવો કાકાસાહેબે પોતાની 'સ્મરણયાત્રા'માં મનોહર રીતે વર્ણવ્યા છે. તે વાંચતાં કોઈ પણ વાચકના મનમાં અવનવા ભાવો જાગ્રત થઈને તેને પોતાનો બાલ્યકાળ ફરી નજર આગળ ખડો થયા વિના રહેતો નથી. તેની વર્ણનશૈલી એટલી હળવી છતાં આબાદ અસર ઉપજાવનારી છે કે એક એક પ્રકરણ આપણી નજર આગળ એક એક જીવતુંજાગતું ચિત્ર જ રજૂ કરે છે. માણસનું પ્રધાન લક્ષણ મનન છે એ જોકે તત્ત્વતઃ સાચું છે, છતાં કાકાસાહેબ માટે તે વિશેષે સાચું લાગે છે. તેઓ મુખ્યત્વે મનોમુખ – 'સાયકોલોજિકલ ટાઈપ'ની વ્યક્તિ છે એ 'સ્મરણયાત્રા' પરથી પ્રતીત થાય છે.

૭ ભાઈઓ અને એક બહેન એમ સાત ભાંડુઓમાં કાકાસાહેબ સૌથી નાના હતા. તેમના બાલ્યકાળને કંઈક અંશે, અને જીવનવિકાસની દૃષ્ટિથી મહત્ત્વને અંશે, રવીન્દ્રનાથ ઠાકુરના બાલ્યકાળ સાથે સરખાવી શકાય. ઘરમાંથી એકલા બહાર ન જવાય તે માટે વિશેષ સાવચેતી રખાતી, એટલે લોકોમાં ભળતાં તેમને આવડે નહિ. ઘરમાં મોટા ભાઈઓનું દબાણ આ અંત્યજ

ભાઈને સહેવું પડતું. બધા મોટા ભાઈઓ રામને ઠેકાણે ને પોતે તેમની એકનિષ્ઠપણે સેવા કરનાર લક્ષ્મણ છે એવી ભાવના કેળવાયેલી, અલબત્ત, તેમના મોટા ભાઈઓએ તે તેમના મન પર બરાબર ઠસાવી હતી. આ ઠસામણને કારણે પોતાનું માનસ સ્પષ્ટતાથી વ્યક્ત કરવાની હિંમત અને આવડત તેમનામાં ન આવે એ સ્વાભાવિક હતું. આને લીધે તેમની વર્તનની સ્વાભાવિકતા જ કંઈક અંશે અટકી ગઈ એમ કહીએ તોયે ચાલે. (આજે પણ 'પરોક્ષપ્રિયા હિ વૈ દેવાઃ' એ તેમના પ્રિય સૂત્રને આધારે દેવોનું અનુકરણ કરીને કોઈને કંઈ સીધેસીધું કહેવાની જરૂર હોય ત્યારે પણ આડકતરી રીતે અથવા ગર્ભિત ભાષામાં કહેવાની ટેવ તેમને પડેલી દેખાય છે. આચાર્ય કૃપાલાની જેવા કેટલાક લોકો ગમે તેવું કડવું સત્ય તદ્દન સહજપણે તમને સંભળાવી શકે છે, જ્યારે કાકાસાહેબને તેમ કરવા માટે મરણિયા થવું પડે. પણ માનસશાસ્ત્રની આ ચર્ચા અહીં જ પડતી મૂકીએ.) એટલે એમનું મન બીજી દિશામાં વળ્યું. તેઓ મનોરથો દોડાવતા થયા, કલ્પનાતરંગો પર સવાર થઈને હિલોળા ખાવા લાગ્યા, અને આમ તેમનો ગગનવિહાર વધ્યો. કુદરત, પશુપક્ષી, સૌ સામે પડેલા હતા, એટલે તેમની પ્રત્યે એમનું આકર્ષણ વધ્યું. આકાશ, વાદળા, તારાઓ, દરિયો, નદીઓ, જંગલ કે રણ ઇત્યાદિ કુદરતી ઘટનાઓ જોઈને તેમના મનમાં નવા નવા ભાવો ઊઠતા, તેમનામાં એક પ્રકારની મસ્તી ચડતી, અને તેમના કવિ-આત્માને ખોરાક મળતો. તેમના ગદ્યકાવ્યોનો આ જ પાયો ગણાય. કાકાસાહેબે પદ્યકાવ્યો નિર્માણ ન કર્યાં હોય તો તેનું કારણ એમનું માનસિક આળસ જ હશે.

નાનપણમાં પિતાશ્રીની સાથે ગાડાગાડીમાં કરેલી મુસાફરીઓને પરિણામે તેમ જ તીર્થધામોના યાત્રાપ્રસંગોને લીધે કાકાસાહેબને પ્રવાસનો ભારે શોખ જાગ્યો અને તે એમનો જીવનસાથી બલ્કે જીવન જ બન્યો છે. તેથી 'चरति चरतो भगः' એ તેમનું જીવનસૂત્ર બન્યું હોય તો તેમાં શી નવાઈ?

કુટુંબમાં વરસના બધા પર્વો અને ઉત્સવો બહુ જ ચીવટથી અને શ્રદ્ધા ને ભક્તિપૂર્વક પળાતા હોવાથી હિન્દુ ધાર્મિક જીવનનું કાવ્ય કાકાસાહેબમાં દૃઢ થયું. તીર્થયાત્રાના પ્રસંગો પણ અવારનવાર આવ્યા કરતા. ચૈત્રમાસનું ગૌરીપૂજન, ગણેશચતુર્થી, ગોકુળ અષ્ટમી કે જન્માષ્ટમી વગેરે પ્રસંગોએ દેવની આગળ શણગાર સજાવટ કરવા, માટીનું ગોકુળ કે ગણપતિની મૂર્તિ તૈયાર કરવી વગેરેમાં તેમને ખૂબ રસ પડતો. આને કારણે તેમની કળાની દૃષ્ટિ કેળવાઈ. એમ જાણવા મળે છે કે, તેમના પોતાના લગ્નને પ્રસંગે લગ્નમંડપ સુશોભિત કરવામાં પણ પોતાની કલાત્મક દૃષ્ટિનો તેમ જ સૂઝનો

અને સરકારને માથે તેમણે કરેલું દોષારોપણ તેમને યથાયોગ્ય લાગેલું. રાણીઓનું બહારવટું તો ગોવામાં લોકકાવ્યોનો એક વિષય બની ગયો હતો. ૧૮૯૭માં રાણી વિક્ટોરિયાની જ્યુબિલીના સમારંભને દિવસે પૂનાના પ્લેગ અમલદાર તરીકે કેર વર્તાવનાર મિ. રૅન્ડનું ખૂન અને તે પછીની ખૂનપરંપરા એ ત્યાર પછીનો મહત્ત્વનો બનાવ ગણાય. આ બનાવને અંગે લખેલા લેખને કારણે લોકમાન્યને દોઢ વરસની કેદની સજા થઈ ત્યારે આખા મહારાષ્ટ્રની સહાનુભૂતિ તેમની તરફ વળે એ સ્વાભાવિક હતું. તેઓ પોતાની સજા પૂરી કરીને બહાર આવ્યા પછી કાલેલકર ભાઈઓએ એક ગુપ્ત મંડળ સ્થાપ્યું. એક કટાયેલી તલવાર ક્યાંકથી મળી તે ફેરવવાની તાલીમ તેઓ લેવા લાગ્યા. પણ હથિયાર-બંધીનો કાયદો હોવાથી રાજનિષ્ઠ પિતાશ્રીને તલવારની જાણ થતાં તેમણે તેના કટકા કરાવ્યા અને આ મંડળનો અંત આવ્યો.

૧૯૦૨માં, એટલે કે ૧૭ વર્ષની વયે કાકાસાહેબ અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ભણતા હતા તે વખતે તેમનાં લગ્ન શિરોડકર કુટુંબનાં લક્ષ્મીબાઈ સાથે થયાં. ૧૯૦૩માં કાકાસાહેબે મૅટ્રિકની તેમ જ સ્કૂલ ફાઈનલની એમ બન્ને પરીક્ષાઓ આપી અને પસાર કરી. આ જ વરસે પિતાશ્રી સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયા અને સાંગલી રાજ્યમાં તિજોરી કામદારના હોદ્દા પર નિમાયા. કાકા-સાહેબના મોટા ભાઈઓને અભ્યાસ માટે પૂને રાખી તેમણે ખાસ ખર્ચ કર્યું હતું, પણ તેમાંથી કોઈએ ઝાઝી પ્રગતિ કરી ન હતી અને ઊલટું મોટે ભાગે નાસ્તિકતા જ ઘરમાં આણી હતી. તેથી પોતાના નાના પુત્ર દત્તુને પૂને મોકલવાનો તેમનો વિચાર ન હતો. પણ દત્તુએ કૉલેજમાં જવાની હઠ પકડી અને બહુ જ ચતુરાઈથી પિતાશ્રીની સંમતિ પણ મેળવી લીધી. દત્તુનો ઇજનેર થઈ પૈસાદાર થવાનો મનસૂબો હતો. તેને એમ લાગતું કે, ચોરી ન કરાય, દગો ન દેવાય, ઇત્યાદિ નીતિનાં સૂત્રો જીવનમાં બીજે બધે ભલે લાગુ પડતાં હોય, અને પાળવાં પણ જોઈએ; પણ વિદેશી સરકાર સાથેના સંબંધમાં તે બધાં પાળવાની શી જરૂર? તેથી મોટાં મોટાં બાંધકામો કરતી વખતે કૉન્ટ્રાક્ટરો પાસેથી લાંચ લઈએ તો તેનો ફટકો સરકારને વાગે તેમાં ખોટું શું? આ વિચાર સાથે દત્તુ પૂને કૉલેજમાં દાખલ થવા નીકળ્યો.

જે દિવસે દત્તુ પૂને જવા ઊપડ્યો તે જ દિવસે તેના પિતાશ્રીને સરકારી કામ અંગે પૂને જવાનું થયું. પિતાપુત્રનો ભેરો મિરજ સ્ટેશને થયો. રાજ્ય માટે સરકારી પ્રૉમિસરી નોટો ખરીદવા પિતા પૂને જતા હતા. એ નોટોની ખરીદીમાંથી થોડીક દલાલી કાઢવાની સૂચના દત્તુએ પિતાશ્રીની પાસે ધીમે રહીને રજૂ કરી. પિતાશ્રીએ શાંતિથી તેને એટલું જ કહ્યું કે, 'હવે તારે

પૂને જવાની બિલકુલ જરૂર નથી ! આવા જ ખ્યાલ રાખીને તું આગળ ભણવા જવા માગતો હોય તો આપણે અહીંથી પાછા ફરીએ', એ સાંભળી દત્તુનો પેલો ઇજનેર થઈને ધનાઢ્ય થવાનો મનસૂબો સાવ ધોવાઈ ગયો અને પિતાશ્રી પાસેથી મળેલું આ જીવનપાથેય લઈને તે આગળ વધ્યો.

## કૉલેજના દિવસો

૧૯૦૩માં કાકાસાહેબ પૂનાની ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા. તે વખતે દેશમાં રાજકીય બાબતોમાં ત્રણ વિચારધારાઓ ચાલતી હતી તે પૈકી એકના અનુયાયીઓ હિન્દના બ્રિટિશ રાજ્યને પરમેશ્વરની બક્ષિસ માનીને તેની છત્રછાયા હેઠળ રહી વફાદાર પ્રજાજનો તરીકે પોતાની ઉન્નતિ કે સુધારણા કરવાની આશા સેવતા હતા. બીજીના અનુયાયીઓ એ પરદેશી સામ્રાજ્યનું અહીં હોવું એ દેશ પર હડહડતો અત્યાચાર છે, તેથી તેને અફઘાનિસ્તાન, નેપાળ વગેરે સ્વતંત્ર રાષ્ટ્રો જોડે દોસ્તી બાંધીને, દેશી રાજાઓની મદદથી અથવા કાળા લશ્કર પાસે બંડ કરાવીને ઉથલાવી પાડીને સ્વરાજ્ય સ્થાપવું જોઈએ એમ માનતા. જનતાની સહાનુભૂતિ અને મૂક અનુમતિ બીજા સંપ્રદાયને હતી. પણ એ વિચારધારા સેવનારા લોકો રાજકારણમાં સાવ બાળક જેવા હતા. પોતાના તેમ જ સામાના બલાબલનું તેમને ભાન ન હતું. આ જોઈને, કાકાસાહેબ જણાવે છે કે, મને નવાઈ લાગતી. ફલજ્યોતિષ, લોકવાયકા, આકસ્મિક ઘટનાઓ ઇત્યાદિ વિશેની ભોળી શ્રદ્ધા જોઈને દયા આવે એવું હતું. વાસુદેવ બળવંત ફડકેના બળવાની સ્મૃતિ હજી લોકોમાં તાજી હતી અને ફડકેના પ્રયત્નની પુનરુક્તિ કરાય એવી લોકોમાં આશા હતી. વિક્ટોરિયા રાણીની જ્યુબિલીને વખતે જ રૅંડ–આયર્સ્ટનાં ખૂન થયાં હતાં તે વખતનું આખું વાતાવરણ હજી થાળે પડ્યું ન હતું.

આ બન્નેથી જુદો તરી આવતો લોકમાન્ય ટિળકનો ત્રીજો પક્ષ કહી શકાય. તેમને પહેલા પક્ષ માટે પૂરેપૂરો તિરસ્કાર હતો, પરંતુ બીજાનું ગાંડપણ આપણા રાષ્ટ્રીય કાર્યના નાવને ગમે ત્યારે દગો દેશે એમ તેમને લાગતું. તેની સાથે દેશના જુવાનોના ઉત્સાહનો પૂરેપૂરો લાભ દેશને મળે એ વિશે તેઓ બહુ જાગરૂક હતા. આમ જનતાની માન્યતા તો એવી હતી કે, આ બધી ખુનામરકીની પ્રવૃત્તિ પાછળ ટિળકનો જ હાથ છે; અને વિદ્યાર્થી આલમમાં લોકમાન્યની પ્રતિષ્ઠા તેમના ત્યાગ ને તપને લીધે ખૂબ વધી હતી. તેઓ અવારનવાર લોકમાન્યને મળતા, લોકમાન્ય પણ તેમની સાથે બહુ સંમાનપૂર્વક વર્તતા ને તેમને પ્રેરણા અને દોરવણી આપતા. જુવાન કાકાસાહેબને આવી જ એક મુલાકાત વખતે તેમણે કહેલું કે, "તમારું ભણતર

છોડી દો એમ અમે કહેતા નથી; પણ ભણતરની સાથે સાથે દેશની સેવા પણ કરો; અને તેમ કરતાં ફર્સ્ટ ક્લાસમાં આવનાર વિદ્યાર્થીને સેકન્ડ ક્લાસમાં અથવા પાસ ક્લાસમાં આવવું પડે તો એટલો ત્યાગ તેણે દેશને માટે કરવો જોઈએ. ''

એટલામાં બંગભંગના દિવસો આવ્યા, અને આખા દેશમાં વીજળીવેગે નવચેતનનું મોજું ફરી વળ્યું. મહારાષ્ટ્રનો છૂપો યુક્તિવાદ કે કાવતરાંવાદ અને બંગાળનો ત્રાસવાદ એ બેનો સંગમ થયો. પંજાબ તરફથી લાલાજીએ રાષ્ટ્રીયતાનો ઝંડો ફરકાવ્યો. અને લાલ, બાલ ને પાલની ત્રિપુટીનું નામ સર્વત્ર પોકારાવા લાગ્યું. પૂનામાં સાવરકર, બાપટ વગેરેનાં કાવતરાં શરૂ થયાં. તેઓ કાકાસાહેબના સમકાલીન પણ થોડાક આગળના વિદ્યાર્થીઓ હતા. કાકાસાહેબ તેમના ભક્ત બન્યા. સ્વદેશી, બહિષ્કાર, દારૂનિષેધ વગેરે ચળવળોમાં તો તેઓ હતા જ. ૧૯૦૫ના ઑક્ટોબરમાં આખા હિન્દુસ્તાનમાં વિલાયતી કપડાંની પહેલી હોળી જ્યારે લોકમાન્ય ટિળકના પ્રમુખપણા નીચે સાવરકરે સળગાવી, ત્યારે તેમના મંડળમાં કાકાસાહેબ જરૂર હશે એમ માની શકાય. સ્વદેશીની દીક્ષા તો તેમને તેમની કૉલેજના તર્કશાસ્ત્રના અધ્યાપક શ્રી નાના ઓક પાસેથી કેવી રીતે મળી હતી તે જાણવા જેવું છે. એક દિવસ તર્કશાસ્ત્રની પોતાની નોંધ કાકાસાહેબે બ્લેકી ઍન્ડ સન્સ કંપનીની इंडियन एक्सर्साइज़ बुक्માં લખીને અધ્યાપક ઓકને તપાસવા આપી. ઓકે इंडियन શબ્દ ઉપર પ્રશ્નચિહ્ન કરીને નોટ પાછી આપી. બીજે દિવસે કાકાસાહેબે સ્વદેશી નોટ લાવીને તેમાં બધું ફરીથી લખી કાઢ્યું અને તે પ્રો. ઓકને બતાવી. બંને જણા હસી પડ્યા અને કાકાને સ્વદેશીની મૌન દીક્ષા મળી. આ જ શ્રી ઓક પાછળથી શ્રી વિજાપુરકરે સ્થાપેલી સમર્થ વિદ્યાલય નામની તળેગામની રાષ્ટ્રીય શિક્ષણ-સંસ્થાના આચાર્ય બન્યા હતા.

કાકાસાહેબના સ્વદેશી વ્રતને અંગે બીજો એક પ્રસંગ નોંધવા જેવો છે. સને ૧૮૯૭ની સાલથી જ કાકાના સૌથી મોટાભાઈ સ્વદેશીનું વ્રત પાળતા હતા. કાકા તેમ જ બીજા ભાઈઓ તે વખતે તેમની ઠેકડી કરતા. પણ ૧૯૦૫માં સ્વદેશી ને સ્વરાજ્યની ચળવળ શરૂ થતાં બધું બદલાઈ ગયું. કાકાએ મોટા ભાઈની કરેલી મશ્કરીના પ્રાયશ્ચિત્તરૂપે સ્વદેશી વ્રત ગ્રહણ કર્યું અને ૭ વરસ સુધી ખાંડ ન ખાવાનો નિયમ લીધો. કપડાં તેમ જ બીજી વસ્તુઓ પણ બની શકે તેટલી સ્વદેશી વાપરવાનું શરૂ કર્યું.

દારૂના પીઠાના પિકેટિંગની તે વખતની પદ્ધતિ પણ જાણવા જેવી છે. દારૂડિયાને પગે પડવાને બહાને તેના પગ સખત પકડી તેને પાડી નાખવામાં

આવતો અથવા તે પામેની ગલીમાં જાય ત્યારે તેને સારી પેરે મેથીપાક આપીને તેનો નશો ઉતારી નાખવામાં આવતો ! અને તે વખતે આ બધું શાંતિમય પિકેટિંગને નામે ચાલતું ! પિકેટરો ક્યારેક દારૂના પીપમાં પેશાબ પણ કરતા ! આથી વધુ તો એ અરાજક પ્રવૃત્તિના દિવસોનું બયાન કાકા સાહેબ પોતે કરશે ત્યારે જ આપણને જાણવા મળશે તેમણે તેમ જ તેમના સહાધ્યાયી ને મિત્ર આચાર્ય કૃપાલાનીજીએ એ હિલચાલમાં પ્રત્યક્ષ શો ભાગ ભજવ્યો હતો તે જાણવાનું અત્યારે આપણી પાસે બીજું સાધન નથી કૃપાલાનીજીને કરાચી, મુંબઈ કે વડોદરાની કૉલેજોમાં ત્યાંના ગોરા પ્રિન્સિપાલોએ ક્યાંયે જંપીને રહેવા દીધા નહિ, એટલે તે છેવટે પૂને આવ્યા હતા અને ત્યાંની ફર્ગ્યુસન કૉલેજે તેમને સંઘર્યા હતા મહારાષ્ટ્રીઓએ બહારના લોકો સાથે સંપર્કમાં આવવું જોઈએ, તેમની સાથે મિત્રતા કેળવવી જોઈએ, એવી કાકાની મૂળથી માન્યતા અને વૃત્તિ હતી એટલે કૃપાલાની સાથે તેમની ગાઢ મૈત્રી બંધાઈ અને બન્ને જહાલ ક્રાન્તિકારી રાજકારણના અનુયાયી બન્યા

ઉપરના વર્ણન ઉપરથી એવું લાગવાનો સંભવ છે કે, કાકાસાહેબના કૉલેજના વરસો કેવળ રાજકીય વાતાવરણની ઉત્તેજનામાં પસાર થયા હશે, પણ એ ખ્યાલ બરોબર નથી તેમનો વિદ્યાપ્રેમ અને અભ્યાસ પણ આ જ કાળમાં ઘડાયો ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા પછી તેમના પર પ્રથમ છાપ પ્રિન્સિપાલ રેન્ગલર પરાંજપેની પડી, અને તેમને વાદે ચડીને તેઓ મસાલા સુધારાના અને નાસ્તિકવાદના કેફમાં ઘેરાયા આ કેફની તાણમાં તેમણે ચોટલી અને જનોઈને રજા આપી (આ વસ્તુઓને હિન્દુ ધર્મની દૃષ્ટિથી તે કાળે કેટલું મહત્ત્વ હતું તેની આજના યુવકવર્ગને ભાગ્યે જ કલ્પના આવે 'શિખાનષ્ટ' એટલે સનાતન ધર્મનો શત્રુ મુસલમાન જ !) મંદિરમાં દર્શને જવું એને મહાપાતક સમજવા લાગ્યા પણ તેમની તીવ્ર જિજ્ઞાસા અને સત્યશોધક વૃત્તિનું નર્યા બુદ્ધિવાદથી સમાધાન થાય તેમ ન હતું પ્રથમ ડૉ. ભાંડારકર અને ન્યાયમૂર્તિ રાનડેનું સાહિત્ય વાંચીને તેઓ પ્રાર્થનાસમાજ તરફ ઢળ્યા એમાંથી જ આગળ જતાં વિવેકાનંદના લખાણો વાંચવામાં આવતાં તેઓ આગળ વેદાન્ત તરફ વળ્યા અને તેમની નાસ્તિકતાની વૃત્તિ ઊડી ગઈ

પૂનાનું વાતાવરણ રાજકીય દૃષ્ટિથી ગમે તેટલું જહાલ હોય, તોપણ જીવનના બીજા ક્ષેત્રોમાં બહુ જ સંકુચિત દૃષ્ટિવાળું હતું સનાતનીઓનું રૂઢિચુસ્તપણું ડગલે ને પગલે આંખે ખટકે તેવું હતું સમાજસુધારાની કે ધાર્મિક સુધારાની બાબતમાં પૂના બહુ અનુદાર હતું પૂનાના આવા

છોડી દો એમ અમે કહેતા નથી, પણ ભણતરની સાથે સાથે દેશની સેવા પણ કરો અને તેમ કરતા ફર્સ્ટ ક્લાસમા આવનાર વિદ્યાર્થીને સેકન્ડ ક્લાસમા અથવા પાસ ક્લાસમા આવવુ પડે તો એટલો ત્યાગ તેણે દેશને માટે કરવો જોઈએ ”

એ અરસામા બગભગના દિવસો આવ્યા, અને આખા દેશમા વીજળીવેગે નવચેતનનુ મોજુ ફરી વળ્યું મહારાષ્ટ્રનો છુપો યુક્તિવાદ કે ક્રાન્તિવાદ અને બગાળનો ત્રાસવાદ એ બેનો સગમ થયો પજાબ તરફથી લાલાજીએ રાષ્ટ્રીયતાનો ઝડો ફરકાવ્યો અને લાલ, બાલ ને પાલની ત્રિપુટીનુ નામ સર્વત્ર પોકારાવા લાગ્યું પૂનામા સાવરકર, બાપટ વગેરેના કાવતરા શરૂ થયા તેઓ કાકાસાહેબના સમકાલીન પણ થોડાક આગળના વિદ્યાર્થીઓ હતા કાકાસાહેબ તેમના ભક્ત બન્યા સ્વદેશી, બહિષ્કાર, દારૂનિષેધ વગેરે ચળવળોમા તો તેઓ હતા જ ૧૯૦૫ના ઑક્ટોબરમા આખા હિન્દુસ્તાનમા વિલાયતી કપડાની પહેલી હોળી જ્યારે લોકમાન્ય ટિળકના પ્રમુખપણા નીચે સાવરકરે સળગાવી, ત્યારે તેમના મડળમા કાકાસાહેબ જરૂર હશે એમ માની શકાય સ્વદેશીની દીક્ષા તો તેમને તેમની કૉલેજના તર્કશાસ્ત્રના અધ્યાપક શ્રી નાના ઓક પાસેથી કેવી રીતે મળી હતી તે જાણવા જેવુ છે એક દિવસ તર્કશાસ્ત્રની પોતાની નોધ કાકાસાહેબે બ્લકી એન્ડ સન્સ કપનીની ઇડિયન એક્સરસાઇઝ બુકમા લખીને અધ્યાપક ઓકને તપાસવા આપી ઓકે ઇડિયન શબ્દ ઉપર પ્રશ્નચિહ્ન કરીને નોટ પાછી આપી બીજે દિવસે કાકાસાહેબે સ્વદેશી નોટ લાવીને તેમા બધુ ફરીથી લખી કાઢ્યુ અને તે પ્રો ઓકને બતાવી બને જણા હસી પડ્યા અને કાકાને સ્વદેશીની મૌન દીક્ષા મળી આ જ શ્રી ઓક પાછળથી શ્રી વિજાપુરકરે સ્થાપેલી સમર્થ વિદ્યાલય નામની તળગામની રાષ્ટ્રીય શિક્ષણ-સસ્થાના આચાર્ય બન્યા હતા

કાકાસાહેબના સ્વદેશી વ્રતને અગે બીજો એક પ્રસગ નોધવા જેવો છે સને ૧૮૯૭ની સાલથી જ કાકાના સૌથી મોટાભાઈ સ્વદેશીનું વ્રત પાળતા હતા કાકા તેમ જ બીજા ભાઈઓ તે વખતે તેમની ઠેકડી કરતા પણ ૧૯૦૫મા સ્વદેશી ને સ્વરાજ્યની ચળવળ શરૂ થતા બધુ બદલાઈ ગયુ કાકાએ મોટા ભાઈની કરેલી મશ્કરીના પ્રાયશ્ચિત્તરૂપે સ્વદેશી વ્રત ગ્રહણ કર્યું અને છ વરસ સુધી ખાડ ન ખાવાનો નિયમ લીધો કપડા તેમ જ બીજી વસ્તુઓ પણ બની શકે તેટલી સ્વદેશી વાપરવાનું શરૂ કર્યું

દારૂના પીઠાના પિકેટિંગની તે વખતની પદ્ધતિ પણ જાણવા જેવી છે દારૂડિયાને પગે પડવાને બહાને તેના પગ સખત પકડી તેને પાડી નાખવામા

આવતો અથવા તે પાર્ટીની ગલીમાં જાય ત્યારે તેને સારી પેઠે મેથીપાક આપીને તેનો નશો ઉતારી નાખવામાં આવતો! અને તે વખતે આ બધું શાંતિમય પિકેટિંગને નામે ચાલતું! પિકેટિંગ કયારેક દારૂના પીપમાં પેશાબ પણ કરતા! આથી વધુ તો એ અરાજક પ્રવૃત્તિના દિવસોનું બયાન કાકાસાહેબ પોતે કરશે ત્યારે જ આપણને જાણવા મળશે. તેમણે તેમ જ તેમના સહાધ્યાયી ને મિત્ર આચાર્ય કૃપાલાનીજીએ એ હિલચાલમાં પ્રત્યક્ષ શો ભાગ ભજવ્યો હતો તે જાણવાનું અત્યારે આપણી પાસે બીજું સાધન નથી. કૃપાલાનીજીને કરાચી, મુંબઈ કે વડોદરાની કૉલેજોમાં ત્યાંના ગોરા પ્રિન્સિપાલોએ કયાંયે જંપીને રહેવા દીધા નહિ, એટલે તે છેવટે પૂને આવ્યા હતા અને ત્યાંની ફર્ગ્યુસન કૉલેજે તેમને સંઘર્યા હતા. મહારાષ્ટ્રીઓએ બહારના લોકો સાથે સંપર્કમાં આવવું જોઈએ, તેમની સાથે મિત્રતા કેળવવી જોઈએ, એવી કાકાની મૂળથી માન્યતા અને વૃત્તિ હતી. એટલે કૃપાલાનીની સાથે તેમની ગાઢ મૈત્રી બંધાઈ અને બન્ને જહાલ ક્રાન્તિકારી રાજકારણના અનુયાયી બન્યા.

ઉપરના વર્ણન ઉપરથી એવું લાગવાનો સંભવ છે કે, કાકાસાહેબના કૉલેજના વરસો કેવળ રાજકીય વાતાવરણની ઉત્તેજનામાં પસાર થયાં હશે, પણ એ ખ્યાલ બરોબર નથી. તેમનો વિદ્યાપ્રેમ અને અભ્યાસ પણ આ જ કાળમાં ઘડાયો. ફર્ગ્યુસન કૉલેજમાં દાખલ થયા પછી તેમના પર પ્રથમ છાપ પ્રિન્સિપાલ રેન્ગલર પરાંજપેની પડી, અને તેમને વાદે ચડીને તેઓ સમાજસુધારાના અને નાસ્તિકવાદના ફેકમાં ઘેરાયા. આ ફેકની તાણમાં તેમણે ચોટલી અને જનોઈને રજા આપી. (આ વસ્તુઓને હિન્દુ ધર્મની દૃષ્ટિથી તે કાળે કેટલું મહત્ત્વ હતું તેની આજના યુવકવર્ગને ભાગ્યે જ કલ્પના આવે. 'શિખાનષ્ટ' એટલે સનાતન ધર્મનો શત્રુ મુસલમાન જ!) મંદિરમાં દર્શને જવું એને મહાપાતક સમજવા લાગ્યા. પણ તેમની તીવ્ર જિજ્ઞાસા અને સત્યશોધક વૃત્તિનું નર્યા બુદ્ધિવાદથી સમાધાન થાય તેમ ન હતું. પ્રથમ ડૉ. ભાંડારકર અને ન્યાયમૂર્તિ રાનડેનું સાહિત્ય વાંચીને તેઓ પ્રાર્થનાસમાજ તરફ ઢળ્યા. એમાંથી જ આગળ જતાં વિવેકાનંદના લખાણો વાંચવામાં આવતાં તેઓ આગળ વેદાન્ત તરફ વળ્યા અને તેમની સંશયાત્માની વૃત્તિ ઊડી ગઈ.

પૂનાનું વાતાવરણ રાજકીય દૃષ્ટિથી ગમે તેટલું જહાલ હોય, તોપણ જીવનના બીજા ક્ષેત્રોમાં બહુ જ સંકુચિત દૃષ્ટિવાળું હતું. સનાતનીઓનું રૂઢિચુસ્તપણું ડગલે ને પગલે કોઈ નેયે ખટકે તેવું હતું. સમાજસુધારાની કે ધાર્મિક સુધારાની બાબતમાં પૂના બહુ અનુદાર હતું. પૂનાના આવા

વાતાવરણમાં રહેતા હતા ત્યારે બિપિનચંદ્ર પાલનાં લખાણોમાં દેશભક્તિ અને સમાજસુધારો એ બેની સયુક્તિક એકવાક્યતા થયેલી જોઈને કાકાસાહેબને સમાધાન થયું. વિવેકાનંદે ધર્મ અને દેશભક્તિનો જે સુંદર મેળ કર્યો હતો તેથી તેઓ ખૂબ આકર્ષાયા. હિંદની સંસ્કૃતિ, ધર્મ, ઇતિહાસ, કળા ઇત્યાદિ વિષયોને અંગે પૂર્વે થયેલાં જે લખાણો જોવા મળતાં, તેમાં આ દેશની હરકોઈ વસ્તુને ઉતારી પાડવાનો એક હમેશ રહેતો. તેનો પ્રતિકાર તો હિન્દી વિદ્વાનો તરફથી ક્યારનોય શરૂ થઈ ચૂક્યો હતો; પણ આ જ અરસામાં એ પ્રતિકારપ્રવૃત્તિ પરાકાષ્ઠાએ પહોંચી હતી. હરબિલાસ સારડાનું 'હિન્દુ સુપિરિયોરિટી '(ભારતની શ્રેષ્ઠતા), આર્યસમાજના પ્રયત્નો, રવીન્દ્રનાથ ઠાકુર અને અરવિંદ ઘોષ જેમાં અગ્રણી હતા તે બંગાળની 'નેશનલ કાઉન્સિલ ઓફ એજ્યુકેશન', ત્યાંની જ 'ડોન સોસાયટી', એ બધાં રાષ્ટ્રીય અસ્મિતાના પ્રયત્નોના પ્રતિનિધિ સમાં હતાં. થિયોસોફિકલ સોસાયટીના પ્રયત્નો પણ આને મદદકર્તા હતા. વળી, બ્રાહ્મસમાજ, રામકૃષ્ણ–વિવેકાનંદની હિલચાલો ને તેમનું સાહિત્ય, સ્વામી રામતીર્થ, આનંદ કુમારસ્વામી, ભગિની નિવેદિતા, હેવેલ, જેના આચાર્ય અવનીન્દ્રનાથ ઠાકુર હતા તે બંગાળાનો નૂતન કળાસંપ્રદાય, વગેરે – આ નૂતન ભારતના આત્મ-પરિચયના આગેવાનો ગણાય. આ બધાં સાધનોની મદદથી કાકાસાહેબે ભારતીય જીવનદૃષ્ટિ સમજી લઈને તેને આત્મસાત્ કરવાનો સફળ પ્રયત્ન કર્યો. (આમાંના કેટલાકનાં લખાણો તો કાકાસાહેબે એટલી હદ સુધી પચાવ્યાં છે કે એક વખત નિવેદિતાના એક લેખને તે પોતાનો છે એ ખ્યાલથી પોતાના સંગ્રહમાં તેનો સમાવેશ કરવાની પણ તેમણે મંજૂરી આપી હતી!) ઉપનિષદો અને ગીતા આ કાળ દરમિયાન જ તેમની શ્રદ્ધાનો નક્કર પાયો બની ગયાં. આ ઉદાર દૃષ્ટિ આપનારાં બળો દ્વારા અને તેમને જ લીધે, ધર્મસંસ્કરણ અને સમાજસુધારાને અંગેના કાકાસાહેબના ઘણાખરા વિચારો ઘડાયેલા છે. અને તે તેમણે એટલી હદ સુધી પોતાના કર્યા છે કે, તેમને તે તદ્દન સહજતાથી પોતાની ઢબે રજૂ કરે છે.

કાકાસાહેબ કોલેજમાં ગયા ત્યારથી તેમણે ધ્યાન ધરવાનો અભ્યાસ શરૂ કર્યો હતો. એના એક પ્રસંગનું વર્ણન કરતાં તેઓ કહે છે કે, "તે દિવસે વસ્તુ તત્ત્વતઃ શું છે તેનો વિચાર કરતાં તેનાં રૂપ રંગાદિ ગુણો, ડુંગળીનાં પડોની પેઠે એક પછી એક ખરતા ગયા અને હવે એ વસ્તુનું મૂળ વસ્તુપણું, 'તત્તા'-અમણે હાથમાં આવી ગઈ એવી સ્થિતિ સુધી પહોંચી ગયો હોઉં એમ મને લાગ્યું. એટલામાં એકાએક ધ્યાનનો અંત આવ્યો. પણ તે

વખતથી વૃત્તિ પારમાર્થિક બની અને અનેક માનસિક ક્રાન્તિઓ અને પ્રમાદો છતાં એ પારમાર્થિકતા સ્થિર રહી છે."

૧૯૦૭માં કાકાસાહેબ બી.એ.ની પરીક્ષામાં પાસ થયા. પિતાની ઇચ્છા તો હતી કે દત્તુ એલએલ. બી. થઈને વકીલ બને. પણ સ્વરાજ્ય-કારણની પ્રવૃત્તિ દેશભરમાં ચાલતી હોય ત્યારે દત્તુને આ વિચાર ક્યાંથી રુચે? તેના મનમાં રાષ્ટ્રીય શિક્ષણ કે લોકશિક્ષણના વિચારો જ આવતા. છેક નાનપણથી પોતાના વર્ગના જોડીદારોને ભણાવવાનો શોખ તો કાકાસાહેબને હતો જ. પૂનાના કૉલેજના દિવસોમાં વિવેકાનંદનો એક ખાનગી પત્ર તેમના વાંચવામાં આવ્યો. તેમાં તેમણે લખ્યું હતું કે, દેશોદ્ધારનો મેં અનેક વેળા અનેક રીતે વિચાર કરી જોયો છે, પણ દરેક વખતે શિક્ષણ એ જ તેનો માર્ગ છે એવો જવાબ મને મળ્યો છે. આ પત્રથી તેમ જ અરવિંદ બાબુના 'કર્મયોગિન્' પત્રના વાચનથી કાકાસાહેબનો વિચાર દૃઢ થયો અને કેળવણી એ જ મારું જીવનકાર્ય છે, રાષ્ટ્રીય શિક્ષણને આ દેહ અર્પણ છે, એમ તેમણે નક્કી કર્યું.

## 'રાષ્ટ્રમત'ના સંચાલનમાં

તેથી બી.એ થયા પછી કર્ણાટકના આગેવાન લોકસેવક શ્રી ગંગાધરરાવ દેશપાંડેના સૂચનથી બેલગામમાં 'ગણેશ વિદ્યાલય' નામની રાષ્ટ્રીય શિક્ષણ સંસ્થાના સંચાલનનું કામ રૂપિયા આઠનું માસિક વેતન સ્વીકારીને તેમણે હાથમાં લીધું. પણ ત્યાંનું પ્રગતિવિરોધી સનાતની વાતાવરણ પસંદ ન પડવાથી એક વરસની અંદર જ તેમણે એ કામ છોડી દીધું. આમ પોતાને અનુકૂળ આવે એવું કામ ન મળવાથી તેઓ વચગાળાના વખતમાં પિતાશ્રીના આગ્રહને વશ થઈને કાયદાનો અભ્યાસ કરવા માટે મુંબઈ ગયા, અને ૧૯૦૮માં તેમણે પહેલી એલએલ.બી.ની પરીક્ષા આપી ને તેમાં પાસ થયા. એ જ અરસામાં તેમનાં માતા ગુજરી ગયાં, ઇંગ્લંડમાં કર્ઝન વાયલીનું ખૂન થયું અને લોકમાન્ય ટિળકને છ વરસની સખત કેદની સજા થઈ. કાકાસાહેબે બીજી એલએલ.બી.ની ટર્મ પણ ભરી હતી. પણ રાજકીય વાતાવરણમાં ઉત્તેજના વધી. એ ઉત્તેજિત વાતાવરણને યોગ્ય દિશાદોરવણી આપવા માટે, તેમ જ સુરતની મહાસભા પછી રાષ્ટ્રીય વિચારોના પ્રચારને માટે મહારાષ્ટ્રમાં એક સ્વતંત્ર દૈનિકની જરૂર છે એમ સર્વને લાગતું હતું. તેથી તે જરૂર પૂરી પાડવા માટે 'રાષ્ટ્રમત' નામનું એક દૈનિક મુંબઈમાં શરૂ કરવામાં આવ્યું. તેમાં ગંગાધરરાવની સરદારી હેઠળ કાકાસાહેબ સંપાદક

મંડળમાં જોડાયા અને તેમણે લેખનકાર્ય શરૂ કર્યું 'રાષ્ટ્રમત'ના પ્રેસની ગોઠવણી ચાલતી હતી તે જ વખતે સરકારે લોકમાન્ય ટિળકને છ વરસની સજા ફરમાવી તેમની બ્રહ્મદેશમાં રવાનગી કરી મહારાષ્ટ્રની રાષ્ટ્રીય વિચારધારા આથી અસ્ત પામ્યું થઈ ગઈ એ રીતે બગડેલું વાતાવરણ ઠેકાણે લાવવાનું કામ પણ 'રાષ્ટ્રમત' પત્રે જ કરવાનું હતું 'રાષ્ટ્રમત' ખૂબ જ લોકપ્રિય બન્યું અને તેનો અવાજ ઠેઠ ગામડાંઓ સુધી પહોંચી ગયો *

'રાષ્ટ્રમત' પ્રથમ નીકળ્યું ત્યારે થોડા જ વખતમાં ખર્ચના બોજાને લીધે તે દેવાળુ કાઢશે કે શું, એમ લાગવા માંડયું હતું પણ ગંગાધરરાવ દેશપાંડેએ આખા પ્રાંતમાંથી દત્તોપંત આપટે, વીર વામનરાવ જોશી, ગોપાળરાવ ઓગલે, હરિભાઉ ફાટક વગેરે મહારાષ્ટ્રને પાછળથી સુપરિચિત થયેલા સુનંદા માણસોને સ્વયંસેવક તરીકે બોલાવ્યા અને તેમની મદદથી છાપું બહુ જ સરસ રીતે ચલાવ્યું ત્યાંનું વાતાવરણ એટલું સારું હતું કે લોકો તેને 'રાષ્ટ્રમત'ને બદલે 'રાષ્ટ્રમઠ'ના નામથી ઓળખવા લાગ્યા બધા જ સ્વયંસેવકો એક ધાર્મિક મઠની ભાવનાથી રહેતા હતા ત્યાં જ ૧૭–૧૮ વર્ષના જુવાન સ્વામી આનંદ એક દિવસ દેશસેવાનું કામ કરવા માટે આવી ચઢ્યા 'રાષ્ટ્રમત'ની ગુજરાતી આવૃત્તિ કાઢવાનો વિચાર હતો અને તે કામને માટે તેમને બોલાવવામાં આવ્યા હતા મરાઠી અને ગુજરાતી બન્ને ભાષાઓ પર સ્વામી સારો કાબૂ ધરાવે છે કાકાની સાથે તેમને સૌથી વધારે ફાવ્યું અને કાકા તેમના મોટા ભાઈ બન્યા

જૅક્સનના ખૂનનો કેસ બહુ લાંબો ચાલ્યો અનેક વ્યક્તિઓ અને નસ્થાઓ વિશે સરકાર વહેમાઈ હતી એટલે 'રાષ્ટ્રમત' પર તેની ક્રોધની નજર પડે તેમાં કશી નવાઈ નહોતી એ પત્રને 'રાજાજ્ઞા' થઈ — તે બંધ પડયું

મહારાષ્ટ્રના ક્રાન્તિકારી મંડળો સાથે સંપર્ક બંધાયો હતો તેની સાથે એક તરફ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચલાવનાર કર્મવીર ગાંધી તરફ અને બીજી તરફ ક્રાન્તિમાંથી નાસીપાસ થઈને યોગમાર્ગ તરફ વળેલા અરવિંદ ઘોષ તરફ આ જ કાળમાં પોતાને ખાસ આકર્ષણ જન્મ્યાનું કાકાસાહેબ જણાવે છે તે ઉપરાંત આ જ અરસામાં કાકાસાહેબ સ્વામી રામતીર્થના વ્યાખ્યાનોનો અભ્યાસ કરતા હતા એટલે એમણે તથા તેમના

* નાશિકના કલેક્ટર જૅક્સનના ખૂનના સમાચાર કોઈ પણ રેલવે સ્ટેશનથી ચાળીસ માઈલ દૂર આવેલા મારા ગામમાં 'રાષ્ટ્રમત' મારફતે જાણ્યાનું મને ચોક્કસ યાદ છે —પા

બેલગામના મિત્ર શ્રી ગુણાજીએ સ્વામી રામતીર્થનું ચરિત્ર અને તેમના લેખસંગ્રહનો એક ભાગ મુંબઈના 'માસિક મનોરંજન' મારફતે પ્રકાશિત કર્યો. આ જ કાકાસાહેનું પહેલું પુસ્તક છે.

## ગંગનાથ ભારતી વિદ્યાલય

એ જ અરસામાં વડોદરાથી ત્યાના બેરિસ્ટર કેશવરાવ દેશપાંડેએ પોતે શરૂ કરેલા 'ગંગનાથ ભારતી વિદ્યાલય' માટે એક માણસની માગણી કરી. કાકાના એક મિત્રે ત્યાં જવાનુ કબૂલ કર્યું હતુ અને તેઓ ત્યાં જઈને રહ્યા પણ ખરા. પણ પાછળથી પોતાના ભાઈના કહેવાથી તેઓ ત્યાથી ખસી ગયા, આ કાકાને રુચ્યું નહીં અને તેથી તેમણે પોતે જ વડોદરે જવાનુ સ્વીકાર્યું. વડોદરા જવાની પાછળ એક બીજો વિચાર પણ તેમના મનમા હતો મરાઠાઓના ઇતિહાસ વિશે કાકાસાહેબને પૂરેપૂરુ અભિમાન હતુ અને છે. તેમના એક પૂર્વજે ઇતિહાસપ્રસિદ્ધ રાગણા કિલ્લાની કિલ્લેદારી પણ કરી હતી તેમ છતા મરાઠાઓએ કરેલી ભૂલો કે અન્યાયોની બાબતમાં તેઓ અધ ન હતા અને મરાઠાઓએ ગુજરાતને વખતોવખત લૂંટીને જે રંજાડ અને અન્યાય કર્યા હતા તે તેમને હંમેશ ખટકતાં. ખાસ કરીને તો બંગભંગની ચળવળ પછી આખા હિંદમા જે એક નવીન જીવન નિર્માણ થયું હતુ તેને પૂરેપૂરું રાષ્ટ્રવ્યાપી બનાવવુ હોય તો પ્રાત પ્રાતની વચ્ચેના દુઃખદ સ્મરણો ભુલાઈ જાય અને તેમની વચ્ચે શુભ લાગણી અને ભાઈચારો કેળવાય એ જરૂરનુ છે, એ ભાનથી તેમ જ પોતાના મિત્રે અણીને વખતે દગો દીધો તેથી પોતાની બેવડી ફરજ સમજીને કાકાસાહેબે ગુજરાતમા કામ કરવા જવાનુ શ્રી કેશવરાવ દેશપાડેનુ આમંત્રણ ઊલટથી સ્વીકારી લીધુ વળી ૧૯૦૮મા કાકાસાહેબના માતા ગુજરી ગયા બાદ આ વરસે તેમના પિતાશ્રીનુ મૃત્યુ થયું. એટલે ઘરનુ આકર્ષણ પણ ઓછુ થયું હોય તો નવાઈ નહિ.

આવી રીતે ગુજરાતને પોતાનુ સેવાક્ષેત્ર બનાવી કાકાસાહેબ ગંગનાથ ભારતી વિદ્યાલયના આચાર્ય તરીકે માસિક રૂપિયા ચાલીસનુ વેતન સ્વીકારી વડોદરે આવ્યા આ સંસ્થા પ્રથમ નર્મદા નદીને કિનારે ચાણોદ નજીક આવેલા ગંગનાથ પાસે હતી; ત્યાંથી પાછળથી વડોદરે લાવવામાં આવી હતી. સંસ્થાના સંચાલક દેશપાડે સાહેબ (શ્રી કેશવરાવ દેશપાંડેને બધા 'સાહેબ' કહીને બોલાવતા) ગાધીજીના સમકાલીન હતા. બન્ને વિલાયતમાં એકઠા થયેલા, ઉપરાંત શ્રી દેશપાંડે શ્રી અરવિંદના પણ સાથી હતા, અને

મંડળમાં જોડાયા અને તેમણે લેખનકાર્ય શરૂ કર્યું. 'રાષ્ટ્રમત'ના પ્રેસની ગોઠવણી ચાલતી હતી તે જ વખતે સરકારે લોકમાન્ય ટિળકને ૭ વરસની સજા ફરમાવી તેમની બ્રહ્મદેશમાં રવાનગી કરી. મહારાષ્ટ્રની રાષ્ટ્રીય હિલચાલ આથી અસ્તવ્યસ્ત થઈ ગઈ. એ રીતે બગડેલું વાતાવરણ ઠેકાણે લાવવાનું કામ પણ 'રાષ્ટ્રમત' પત્રે જ કરવાનું હતું. 'રાષ્ટ્રમત' ખૂબ જ લોકપ્રિય બન્યું અને તેનો અવાજ ઠેઠ ગામડાંઓ સુધી પહોંચી ગયો.*

'રાષ્ટ્રમત' પ્રથમ નીકળ્યું ત્યારે થોડા જ વખતમાં ખર્ચના બોજાને લીધે તે દેવાળું કાઢશે કે શું, એમ લાગવા માંડયું હતું. પણ ગંગાધરરાવ દેશપાંડેએ આખા પ્રાંતમાંથી દત્તોપંત આપટે, વીર વામનગવ, ગોપાળરાવ ઓગલે, હરિભાઉ ફાટક વગેરે મહારાષ્ટ્રને પાછળથી સુપરિચિત થયેલા સુનંદા માણસોને સ્વયંસેવક તરીકે બોલાવ્યા અને તેમની મદદથી છાપું બહુ જ સરસ રીતે ચલાવ્યું. ત્યાંનું વાતાવરણ એટલું સારું હતું કે લોકો તેને 'રાષ્ટ્રમત'ને બદલે 'રાષ્ટ્રમઠ'ના નામથી ઓળખવા લાગ્યા. બધા જ સ્વયંસેવકો એક ધાર્મિક મંઘની ભાવનાથી રહેતા હતા. ત્યાં જ ૧૭-૧૮ વર્ષના જુવાન સ્વામી આનંદ એક દિવસ દેશસેવાનું કામ કરવા માટે આવી ચડ્યા. 'રાષ્ટ્રમત'ની ગુજરાતી આવૃત્તિ કાઢવાનો વિચાર હતો. અને તે કામને માટે તેમને બોલાવવામાં આવ્યા હતા. મરાઠી અને ગુજરાતી બન્ને ભાષાઓ પર સ્વામી સારો કાબૂ ધરાવે છે. કાકાની સાથે તેમને સૌથી વધારે ફાવ્યું અને કાકા તેમના મોટા ભાઈ બન્યા.

જેક્સનના ખૂનનો કેસ બહુ લાંબો ચાલ્યો. અનેક વ્યક્તિઓ અને સંસ્થાઓ વિશે સરકાર વહેમાઈ હતી. એટલે 'રાષ્ટ્રમત' પર તેની ક્રોધની નજર પડે તેમા કશી નવાઈ નહોતી. એ પત્રને 'રાજાજ્ઞા' થઈ — તે બંધ પડયું.

મહારાષ્ટ્રનાં ક્રાન્તિકારી મંડળો સાથે સંપર્ક બંધાયો હતો તેની સાથે એક તરફ દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત ચલાવનાર કર્મવીર ગાંધી તરફ અને બીજી તરફ ક્રાન્તિમાંથી નાસીપાસ થઈને યોગમાર્ગ તરફ વળેલા અરવિંદ ઘોષ તરફ આ જ કાળમાં પોતાને ખાસ આકર્ષણ જન્મ્યાનું કાકાસાહેબ જણાવે છે. તે ઉપરાંત આ જ અરસામાં કાકાસાહેબ સ્વામી રામતીર્થનાં લખાણોનો અભ્યાસ કરતા હતા. એટલે એમણે તથા તેમના

* નાશિકના કલેક્ટર જેક્સનના ખૂનના સમાચાર કોઈ પણ રેલવે સ્ટેશનથી ચાળીસ માઈલ દૂર આવેલા મારા ગામમાં 'રાષ્ટ્રમત' મારફતે જાણ્યાનું મને ચોક્કસ યાદ છે. —પાં.

બેલગામના મિત્ર શ્રી ગુણાજીએ સ્વામી રામતીર્થનુ ચરિત્ર અને તેમના લેખ સગ્રહનો એક ભાગ મુબઈના 'માસિક મનોરજન' મારફતે પ્રકાશિત કર્યો આ જ કાકાસાહેબનુ પહેલું પુસ્તક છે

## ગંગનાથ ભારતી વિદ્યાલય

એ જ અરસામા વડોદરાથી ત્યાના બૅરિસ્ટર કેશવરાવ દેશપાંડેએ પોતે શરૂ કરેલા 'ગગનાથ ભારતી વિદ્યાલય' માટે એક માણુસની માગણી કરી કાકાના એક મિત્રે ત્યા જવાનુ કબૂલ કર્યું હતુ અને તેઓ ત્યા જઈને રહ્યા પણ ખરા પણ પાછળથી પોતાના ભાઈના કહેવાથી તેઓ ત્યાથી ખસી ગયા, આ કાકાને રુચ્યુ નહીં અને તેથી તેમણે પોતે જ વડોદરે જવાનુ સ્વીકાર્યું વડોદરા જવાની પાછળ એક બીજો વિચાર પણ તેમના મનમા હતો મરાઠાઓના ઇતિહાસ વિશે કાકાસાહેબને પૂરેપૂરુ અભિમાન હતુ અને છે તેમના એક પૂર્વજે ઇતિહાસપ્રસિદ્ધ રાયગઢ કિલ્લાની કિલ્લેદારી પણ કરી હતી તેમ છતા મરાઠાઓએ કરેલી ભૂલો કે અન્યાયોની બાબતમા તેઓ અધ ન હતા અને મરાઠાઓએ ગુજરાતને વખતોવખત લૂટીને જે રજાડ અને અન્યાય કર્યા હતા તે તેમને હમેશ ખટકતા ખાસ કરીને તો બગભગની ચળવળ પછી આખા હિદમા જે એક નવીન જીવન નિર્માણ થયુ હતુ તેને પૂરેપૂરુ રાષ્ટ્રવ્યાપી બનાવવુ હોય તો પ્રાત પ્રાતની વચ્ચેના દુખદ સ્મરણો ભુલાઈ જાય અને તેમની વચ્ચે શુભ લાગણી અને ભાઈચારો કેળવાય એ જરૂરનુ છે, એ ભાનથી તેમ જ પોતાના મિત્રે અણીને વખતે દગો દીધો તેથી પોતાની બેવડી ફરજ સમજીને કાકાસાહેબે ગુજરાતમા કામ કરવા જવાનુ શ્રી કેશવરાવ દેશપાડેનુ આમત્રણ ઉલટથી સ્વીકારી લીધુ વળી ૧૯૦૮મા કાકાસાહેબના માતા ગુજરી ગયા બાદ આ વરસે તેમના પિતાશ્રીનુ મૃત્યુ થયુ એટલે ઘરનુ આકર્ષણ પણ ઓછુ થયું હોય તો નવાઈ નહિ

આવી રીતે ગુજરાતને પોતાનુ સેવાક્ષેત્ર બનાવી કાકાસાહેબ ગંગનાથ ભારતી વિદ્યાલયના આચાર્ય તરીકે માસિક રૂપિયા ચાલીસનુ વેતન સ્વીકારી વડોદરે આવ્યા આ સસ્થા પ્રથમ નર્મદા નદીને કિનારે ચાણોદ નજીક આવેલા ગગનાથ પાસે હતી, ત્યાથી પાછળથી વડોદરે લાવવામા આવી હતી સસ્થાના સચાલક દેશપાડે સાહેબ (શ્રી કેશવરાવ દેશપાંડેને બધા 'સાહેબ' કહીને બોલાવતા) ગાધીજીના સમકાલીન હતા બન્ને વિલાયતમા એકઠા થયેલા, ઉપરાત શ્રી દેશપાડે શ્રી અરવિદના પણ સાથી હતા, અને

તેમના જ યોગમાર્ગના અનુયાયી હતા. વડોદરા રાજ્યમાં એક ઊંચા હોદ્દા પર તેઓ કામ કરતા હતા અને ગંગનાથ વિદ્યાલયની બધી આર્થિક જવાબદારી તેઓ જ સંભાળતા. સંસ્થાનું વાતાવરણ કુટુંબ જેવું કરવાનો પૂરેપૂરો પ્રયત્ન હતો. કાલેલકરને 'કાકા', ફડકેને 'મામા', હરિહર શર્માને 'અપ્પા' વગેરે ઉપાધિઓ કૌટુંબિક વાતાવરણની નિદર્શક હતી. સૌ કોઈને દેશપાંડે પ્રત્યે અત્યંત આદરની લાગણી હતી.

વડોદરાના ગંગનાથ વિદ્યાલયના આચાર્ય તરીકેની કારકિર્દી દરમિયાન હબસી નેતા બૂકર ટી. વૉશિંગ્ટનની બે ચોપડીઓ 'અપ ફ્રૉમ સ્લેવરી' (આત્મોદ્ધાર) અને 'માઈ લાર્જર એજ્યુકેશન' (મારી વ્યાપક કેળવણી) કાકાસાહેબના વાંચવામાં આવી અને તેમની રાષ્ટ્રીય કેળવણી વિશેની કલ્પના વધારે વિકસિત અને વ્યાપક થઈ. એ બે ચોપડીઓના ભાષાંતરમાં મદદ કરવાની સાથે રાષ્ટ્રીય કેળવણીના મૂળભૂત સિદ્ધાન્તોનો મૂળગ્રાહી વિચાર અહીં જ થયો. કેવળ દેશાભિમાન કે રાજકીય ક્રાન્તિની પૂર્વતૈયારી એટલે કંઈ રાષ્ટ્રીય શિક્ષણ નથી. પણ ભારતીય સંસ્કૃતિના પાયા ઉપર વ્યક્તિગત, સામાજિક અને રાષ્ટ્રીય જીવનનું નવેસર ચણતર કરવાનું છે; અને એમાં કેવળ બુદ્ધિનો નહિ પણ કલાકૌશલ્ય તેમ જ ઉદ્યોગહુન્નરનો વિકાસ કરવાનો હોય છે, એ વાતનું તેમને દર્શન થયું.

આ બેઉ પુસ્તકો કાકાસાહેબને એટલાં બધાં ગમી ગયાં કે 'મારી વ્યાપક કેળવણી'ના તેમના મિત્રે કરેલા મરાઠી અનુવાદને એક શરૂઆતની પ્રસ્તાવના ઉપરાંત પ્રકરણ દીઠ સ્વતંત્ર પ્રસ્તાવના લખીને લેખકનું હાર્દ સ્પષ્ટ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો છે.

## હિમાલયની યાત્રાએ

ગંગનાથ ભારતી વિદ્યાલય ઉપર બ્રિટિશ સરકારની આમેય વક્રદૃષ્ટિ તો હતી જ. પણ બાહોશ સયાજીરાવ તેમને પોતાના રાજ્યમાં સહેજે દખલગીરી કરવા દે એવા ન હતા. પણ ૧૯૧૧માં દિલ્હી દરબાર ભરાયો તે વખતે બાદશાહ પંચમ જ્યૉર્જને સલામ ભરતી વખતે તેઓ પૂરતા નમ્યા નહિ અને પાછા ફરતી વખતે સમ્રાટને પીઠ બતાવી એ ઘોર અપરાધ માટે તેમના પર શહેનશાહની સરકારનો ખોફ ઊતર્યો. એટલે ગંગનાથ ભારતી વિદ્યાલય વિખેરવામાં આવ્યું, દેશપાંડે સાહેબને સૂબાની નોકરી પરથી નિવૃત્ત થવું પડ્યું, અને બધું વેરણછેરણ થઈ ગયું. સંસ્થાના શિક્ષકોએ સ્વતંત્રપણે શાળા ચલાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેમને વિદ્યાર્થી જ મળ્યા નહિ.

"પૈસા કે સાધનો ભીખ માગીને મેળવી શકાય. પણ વિદ્યાર્થીઓ થોડા જ એ રીતે મળે ?" એટલે કાકાસાહેબે પોતાનાં સ્ત્રીપુત્રને ઘેર પહોંચાડ્યાં, ગોવા તથા મહારાષ્ટ્રનું છેવટનું દર્શન કરી લીધું અને ૧૯૧૨ના એપ્રિલ માસમાં કાશીયાત્રાનું નામ દઈને તેઓ ઉત્તરના પ્રવાસે નીકળી પડ્યા. મુંબઈ, વડોદરા, જબલપુરને માર્ગે તે પ્રયાગ ગયા. ત્યાં ત્રિવેણી સંગમમાં પિતાનાં ફૂલ પધરાવીને તેમણે શ્રાદ્ધ કર્યું. ત્યાંથી વારાણસી અને ગયા જઈને ત્રિસ્થળીની યાત્રા પણ તેમણે પૂરી કરી. તેમની સાથે રામદાસી સંપ્રદાયના 'મરઢે' મઠના અધિપતિ અનંતબુવા હતા. ત્રિસ્થળીની યાત્રા પૂરી કરીને કાકાસાહેબ પોતાને જીવનની પ્રેરણા આપનાર રામકૃષ્ણ વિવેકાનંદના બેલૂડ મઠ ગયા; બંકિમ, અરવિંદ, રવીન્દ્રનાથની બંગભૂમિનાં તેમણે દર્શન કર્યાં. અનંતબુવા જે સંપ્રદાયના હતા તેનો મુખ્ય મઠ અયોધ્યામાં હોવાથી તેમની સાથે પોતે ત્યાં ગયા અને ત્યાંથી સ્વામી આનંદને હિમાલયના પ્રવાસે સાથે લેવા માટે આલમોડા ગયા. અહીંથી એ ત્રણનો રીતસરનો પ્રવાસ શરૂ થયો. હિમાલયમાં બે અઢી વરસ ગાળી લગભગ અઢી હજાર માઈલની તેમણે પગપાળા મુસાફરી કરી. ગંગોત્રી, જમનોત્રી, કેદારનાથ, બદરીનાથ વગેરે તીર્થધામોની તેમણે મુલાકાત લીધી, નિરાંતે ચિંતનનિરીક્ષણ કર્યું અને ૧૯૧૩માં બદરીનાથની યાત્રા પૂરી કરી તેઓ જ્યાં આલમોડાથી પ્રવાસની શરૂઆત કરી હતી ત્યાં પાછા આવ્યા અને ત્યાં શ્રી સ્વામીની વિદાય લઈને નીચે ઊતર્યા. આ પ્રવાસ દરમિયાન શ્રી જીવતરામ કૃપાલાની પણ રજાઓના દિવસોમાં તેમની સાથે જોડાતા. પરંતુ 'હિમાલયના પ્રવાસ'નો સાર અહીં આપવાનો ઉદ્દેશ નથી. વાચકે તે પુસ્તક જાતે જ વાંચી લેવું ઘટે. તેમાં આપણી સંસ્કૃતિનાં અમર ધામોનાં બહુ જ સુંદર ચિત્રો તેને જોવાનાં મળશે.

એ જ વરસે (૧૯૧૩ માં) કાકાસાહેબે કૃપાલાની, સ્વામી આનંદ, યોગાનંદ વગેરેની સાથે નેપાળની યાત્રા કરી અને રવીન્દ્રનાથના શાંતિનિકેતનની પણ મુલાકાત લીધી. અહીં પણ મારે અમુક વખત ગાળવો જોઈએ એમ તેમણે તે વખતે પોતાના મન સાથે નક્કી કરી રાખ્યું.

હિમાલયનો પ્રવાસ કર્યા પછી એક-બે ઠેકાણે હરીહામ બેસી ધ્યાન સાધનાનો પણ કાકાસાહેબે અનુભવ લીધો.

આમ હિમાલયમાં ચિંતન, મનન, ધ્યાન, સાધના, નિરીક્ષણ વગેરેથી સમૃદ્ધ થયા પછી કાકાસાહેબે જુદી જુદી રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ, તેમ જ હિંદની સંસ્કૃતિનાં આધુનિક ધામોની મુલાકાત લીધી. પ્રથમ તેમણે હરદ્વાર પાસે આવેલા સનાતનીઓના ઋષિકુલના મુખ્ય અધિષ્ઠાતા તરીકે

છએક મહિના કામ કર્યું, ત્યાર બાદ આર્યસમાજીઓનું કાંગડી ગુરુકુલ, વૈષ્ણવોનુ આચાર્યકુલ, ભારતભક્ત પ્રેમધર્મી રાજા મહેન્દ્રપ્રતાપનું પ્રેમ મહાવિદ્યાલય, ભારતીય સંસ્કૃતિના સર્વશ્રેષ્ઠ પ્રતિનિધિ કલાધર રવીન્દ્રનાથ ઠાકુરનુ શાંતિનિકેતન, જીવતરામ કૃપાલાની, ચોઇથરામ ગિદવાની, નારાયણ મલકાની જેવા મિત્રોએ ચલાવેલો સિંધુ બ્રહ્મચર્યાશ્રમ વગેરે સ્થાનો તેઓ જોઈ આવ્યા, અને એમાની કેટલીકનો આતરબાહ્ય અનુભવ મેળવવા માટે ત્યા તેમણે કેટલોક વખત જવાબદારીનું કામ પણ કર્યું

સિંધુ બ્રહ્મચર્યાશ્રમના અધિષ્ઠાતા ચોઇથરામ ગિદવાની હતા તે મૂળે આચાર્ય કૃપાલાનીના શિષ્ય કૃપાલાની બિહારની મુઝફ્ફરપુરની કૉલેજમા અધ્યાપક હતા મલકાની પણ તેમની સાથે હતા મલકાની મારફતે કૃપાલાની ચોઇથરામને આશ્રમની પ્રવૃત્તિ ચલાવવા માટે પૈસા મોકલાવતા કાકાસાહેબ લગભગ છ મહિના આ આશ્રમમા રહ્યા ત્યાથી તેઓ શાંતિનિકેતનનો અનુભવ લેવા માટે બીજી વાર ત્યા ગયા અને છએક મહિના ત્યા તેમણે 'દત્તાત્રેયમાણુ' નામથી શિક્ષક તરીકે કામ કર્યું કૃપાલાનીજીના ભત્રીજા ગિરધારી તેમની સાથે હતા શાંતિનિકેતનમા છ માસ ગાળ્યા પછી કૃપાલાનીજી તથા ગિરધારી સાથે કાકાસાહેબે બ્રહ્મદેશનો પ્રવાસ કર્યો ત્યાના રંગૂન પેગુ, માડલે વગેરે મોટા મોટા સ્થળો જોયા અને બ્રહ્મદેશના લોકજીવનનુ પણ નિરીક્ષણ કર્યું તેનો અહેવાલ 'બ્રહ્મદેશનો પ્રવાસ' નામના નાનકડા પુસ્તકમા તેમણે આપ્યો છે

એ જ અરસામા પંડિત મદનમોહન માલવીય હિંદુ યુનિવર્સિટીનો પાયો નાખતા હતા તેમની સાથે એક અજ્ઞાત સાધુના વેશમા કાકાસાહેબે ખૂબ વિચારવિનિમય કર્યો જે વિવેકાનંદના કેળવણી વિષયક સૂત્રથી તેમણે કૉલેજ પછી જીવનની શરૂઆત કરી હતી એ જ સૂત્રની તેમને વધારે ને વધારે પ્રતીતિ થઈ અને 'રાષ્ટ્ર ઝૂંપડીમા વસે છે' એ વિવેકાનંદના જ સૂત્રનો તેમને સાક્ષાત્કાર થયો

### ગાધીજી સાથે મુલાકાત

કાકા શિક્ષક તરીકે શાંતિનિકેતનમા કામ કરતા હતા તે દરમિયાન જ દક્ષિણ આફ્રિકાથી આવેલી ગાધીજીના આશ્રમની મંડળી સાથે તેમનો પરિચય થયો પાછળથી તેમને ગાધીજીનો મેળાપ પણ ત્યા જ (૧૯૧૫ના ફેબ્રુઆરી માસમા) થયો ગાધીજીનુ 'હિંદ સ્વરાજ' કાકાસાહેબે વાચ્યુ હતું, અને તેની તેમના મન પર બહુ ઊંડી છાપ પડી હતી તેમા જીવનનું સંપૂર્ણ દર્શન આવી જાય છે એમ તેમણે જોયુ હતુ, અને તેના અધિષ્ઠાન પર કેળવણીનુ

એક સમગ્ર અને સ્વતંત્ર તંત્ર રચી શકાશે એમ તેમને લાગ્યું હતું ગાધીજી સાથે કાકાસાહેબની ખૂબ છૂટથી વાતો થઈ તેમા સત્ય અને અહિંસા કે સત્યાગ્રહ, મુખ્ય હોય તો તેમા નવાઈ શી? કાકાસાહેબે ગાધીજીને ખૂબ ચકાસી જોયા, તેમની સારી પેઠે દગડ કાઢી તેમને અનેક અટપટા પ્રશ્નો તેમણે પૂછ્યા પાયખાનાથી માંડીને પરમેશ્વર સુધીના બધા વિષયોની ગાધીજી સાથે તેમણે ચર્ચા કરી આરોગ્યની ચર્ચા કરતા માણસને ખોરાક બરોબર પચ્યો હોય તો તેનો નિદર્શક ઝાડો કેવો હોય, એના કાકાસાહેબના પ્રશ્નના જવાબમા તે બકરીની લીંડી જેવો હોય છે એવો ગાધીજીએ જવાબ આપ્યો હતો, એમ કાકાસાહેબ જણાવે છે બા અને બાપુની ખુલ્લામા એકબીજાની લગોલગ પથારીઓ પાથરેલી જોઈને તેમના નિખાલસ અને પવિત્ર જીવનની કાકાસાહેબ પર સારી અસર થઈ 'There is a skeleton in every closet' એ કહેવત પ્રાકૃત માણસોને લાગુ પડતી હશે, પણ અહીં તો આ એક એવો પુરુષ છે કે જે પૅરકલના કહેવા પ્રમાણે કાચના ઘરમા રહેવાને તૈયાર છે અને તેમ રહેવાનો પ્રામાણિક પ્રયત્ન કરે છે, એવો કાકાસાહેબનો ગાધીજીને વિશે અભિપ્રાય બધાયો હોય તો નવાઈ નહિ આ મુલાકાતને પરિણામે કાકાસાહેબની ક્રાન્તિવાદી અરાજકતામાથી શ્રદ્ધા ઊડી ગઈ ને તેઓ ગાધીજી પ્રત્યે આકર્ષાયા પોતાના ભાવિ નાયકના આવી રીતે દગડ કાઢ્યા પછી કાકાસાહેબે પોતાના મિત્ર કૃપાલાનીજીને કાગળ લખીને બાપુને મળવા બોલાવ્યા હરિહર શર્મા, ચિંતામણિ શાસ્ત્રી વગેરે તો શાતિનિકેતનમા જ હતા એટલે વડોદરાના ગગનાથ ભારતી વિદ્યાલયના સાથીઓનો પણ તેમણે બાપુજી સાથે પરિચય કરાવ્યો ગાધીજી શાતિનિકેતન આવીને રહ્યા પછી થોડા જ દિવસમા તેમના રાજકારણના ગુરુ ગોખલેનુ મૃત્યુ થયુ એટલે તેમને પૂના દોડી જવુ પડ્યુ. ત્યાથી તેઓ પાછા શાતિનિકેતન આવ્યા તે વખતે તેમની પ્રેરણાથી શાતિનિકેતનમા ચાળીસ દિવસ સુધી સ્વાવલબનનો પ્રયોગ કરવામા આવ્યો તેમા દીનબધુ ઍન્ડ્રૂઝના સાથી મરહૂમ પિયર્સને ખૂબ જ ઉત્સાહ બતાવ્યો હતો કવિશ્રીએ બહારગામથી આવ્યા પછી એમા જ સ્વરાજ્યની ચાવી છે એમ કહી એ પ્રયોગને વધાવેલો કાકાસાહેબે રવીન્દ્રનાથનુ 'ફાલ્ગુની' પણ એ જ વખતે સાભળ્યુ આમ સ્વાશ્રયી ઉદ્યોગ અને સરકારિતા — કેળવણીના બે ધ્રુવો એ બન્નેનો પરિચય તેમને તે વખતે થયો

ગાધીજી સાથે મુલાકાત થઈ તે પહેલા કાકાસાહેબનુ શાતિનિકેતનમા રહેવાનુ લગભગ નક્કી થયુ હતુ તેમને માટે નોખુ ઘર બાધવાની વાત પણ

થઈ ચૂકી હતી પરંતુ ગાંધીજીના સંપર્ક પછી તેમનો વિચાર બદલાયો ને શાંતિનિકેતન પોતાને નહિ ફાવે એમ તેમણે જોયું

અરસપરસ વિરોધી દેખાતી બધી વસ્તુઓની સાથે હું સમગ્રને મારામાં આવરી લઉં છું I confused the whole, I contain the wholeની કવિ વ્હિટમેન નિષ્ઠા કાકામાં પૂરા પ્રમાણમાં હતી એ વૃત્તિ કલ્પનાપ્રધાન કળા કાવ્ય વગેરેમાં જ ચાલી શકે વ્યવહારમાં તે પરિણામકારક રીતે કામ ન કરી શકે શાંતિનિકેતનના વસવાટ દરમિયાન આ વૃત્તિ જ કાકામાં પુષ્ટ થઈ હતી. તેઓ રવીન્દ્રનાથની સંસ્કૃતિ, સાહિત્ય, કવિતા, વગેરેના ઉપાસક બનેલા હતા પણ હિન્દની સ્વતંત્રતાની અદમ્ય ભાવના તેમના અંતરમાં સળગતી હતી તેથી ગાંધીજીનો ભેટો થતાં જ તેઓ તેમની પ્રત્યે આકર્ષાયા, ને આ જ આપણને પેલી પાર લઈ જવા સમર્થ છે એ શ્રદ્ધા તેમનામાં પેદા થઈ આશ્રમમાં આવ્યા પછી તેઓ કર્મયોગની પાર્થિવ ભૂમિકા પર કામ કરવા પ્રેરાયા, એ ભૂમિકા પર અસરકારકપણે કામ કરવા માટે અમુક વસ્તુઓનો સ્વીકાર અને બીજીનો ત્યાગ કરવાની આવડત જરૂરી હોય છે ગાંધીજી હાડોહાડ કર્મયોગી રહ્યા તેથી માનસિક ભૂમિકા પર ગમે તેટલો વિશાળ સમભાવ ધરાવતા છતાં પાર્થિવ ભૂમિકા પર સ્વીકાર અને ત્યાગની નીતિ અખત્યાર કરીને જ તેઓ ચાલે છે–ચાલી પણ શકે એવી રીતે અમુકનો સ્વીકાર અને અમુકનો ત્યાગ ગાંધીજીના દોરાયા કાકાને કરવો જ પડ્યો છે સાહિત્ય, કળા, સંસ્કારપ્રધાન કેળવણી પરથી ત્યાગોદ્યોગપ્રધાન અને છેવટે મૂલો દ્યોગપ્રધાન કેળવણી પર આવવામાં આ જ રહસ્ય રહેલું દેખાય છે પણ આપણે અહીં કાકાના જીવનના કેટલાક તબક્કા વટાવીને આગળ વધી ગયા છીએ એટલે ફરી પાછા વળીએ

*

૧૯૧૫ના ડિસેમ્બર મહિનામાં મુંબઈમાં રાષ્ટ્રીય મહાસભાની બેઠક થઈ તે વખતે કાકાસાહેબ ને ગાંધીજીની ફરી મુલાકાત થઈ દરમિયાન એ જ વરસના મે મહિનામાં અમદાવાદ નજીક કોચરબ પાસે ગાંધીજીએ સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરીને અમદાવાદને પોતાની પ્રવૃત્તિનું કેન્દ્ર બનાવી દીધું હતું

હિમાલયની યાત્રા શરૂ કરતાં પહેલાં સંન્યાસદીક્ષા લઈને રામકૃષ્ણ મિશનમાં જોડાવાનો કાકાસાહેબનો વિચાર હતો અને તેથી જ વડોદરા છોડ્યા પછી પત્ની તથા પુત્રને પોતાને ગામ મૂકીને કાશીયાત્રાનું બહાનું કાઢીને તેમણે સ્વદેશની – સ્વપ્રાન્તની વિદાય લીધી હતી પણ એ વિચાર હવે બદ

લાઈ ગયો. તેમની પત્નીએ પણ સ્વામી આનંદની મદદથી કાકાસાહેબનો પત્તો મેળવ્યો હતો. એટલે તેઓ બેલગામ જઈને પત્ની તથા પુત્રોને લઈ આવ્યા અને તેમની સાથે ૧૯૧૬માં વડોદરા પાસે સયાજીપુરા નામના ગામડામાં ગ્રામસેવાનો સંકલ્પ કરીને વસ્યા. ત્યાં એક સહકારી ડેરી ચલાવવાનો તેમણે પ્રયત્ન કર્યો, 'આત્મોદ્ધાર' નામનું માસિક ત્રણ વરસ સુધી ચલાવવામાં મદદ કરી; પણ ગામડાંના લોકોની ભાષાના જ્ઞાનને અભાવે તેમ જ તેમની સાથે ભળવાની અને તેમના વાતાવરણમાં જડ પકડે એવી કેળવણી આપવાની આવડતને અભાવે કાકાસાહેબને એ કામમાં રસ પડ્યો નહિ અને સફળતા મળી નહિ. એટલે વડોદરામા આવીને ત્યાની સેંટ્રલ લાયબ્રેરીનો તેમણે ઠીકઠીક ઉપયોગ શરૂ કર્યો. એ જ અરસામાં સ્વામી આનંદે જુગતરામભાઈને મુંબઈથી કાકાસાહેબ પાસે વડોદરે રવાના કર્યા. જે પ્રયોગમા કાકાસાહેબ ફાવતા ન હતા તેમાં જુગતરામભાઈ ઠીકઠીક સફળ થવા લાગ્યા. તેમણે તો હનુમાનજીની વિધિપૂર્વક પૂજા, તુલસી રામાયણનુ વાચન વગેરે કાર્યક્રમ શરૂ કર્યો અને તેઓ ગ્રામજનોને આકર્ષવા લાગ્યા. પણ તેમની નિષ્ઠા કાકાસાહેબ અને સ્વામી પ્રત્યે હોવાથી તે બન્ને જ્યારે ગાધીજીના આશ્રમમાં ગયા ત્યારે જુગતરામભાઈ પણ આશ્રમની શાળામા જોડાયા.

## આશ્રમમાં પ્રવેશ

ગાધીજીએ હિંદમા આવ્યા પછી ૧૯૧૫ના મે મહિનામાં અમદાવાદ પાસે કોચરબમા સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી હતી. હિંદમાં ઊતર્યા પછી એક વરસ સુધી સમગ્ર દેશનુ દર્શન કરવુ, કોઈ બાબતમાં મત વ્યક્ત કરવો નહિ, એવો તેમને તેમના ગુરુ ગોખલેએ આદેશ આપ્યો હતો, તે અનુસાર તેમણે એક વરસની એ સાધના પૂરી કરી. તે પછી દેશમાં વિવિધ પ્રવૃત્તિઓ તેઓ ઝપાટાભેર ઉપાડવા લાગ્યા. આશ્રમના સભ્યોનાં બાળકો માટે મુખ્યત્વે કરીને, તેમ જ આસપાસના બાળકોને પણ ઉપયોગી થાય એ દૃષ્ટિથી આશ્રમમા એક રાષ્ટ્રીય શાળા સ્થાપવાનો વિચાર નક્કી થયો. એટલે તેમની નજર કાકાસાહેબ પર પડી અને તેમને રાષ્ટ્રીય શાળા ચલાવવા માટે તેમણે આમંત્રણ આપ્યું. તે અગાઉ ૧૯૧૬મા કાકાસાહેબ વડોદરેથી આવીને આશ્રમમાં એક મહિનો રહી ગયા હતા. ૧૯૧૭ના એપ્રિલમા ગાંધીજી ચંપારણ જવા માટે વડોદરેથી પસાર થયા તે વખતે કાકાસાહેબે તેમની મુલાકાત લીધી અને આશ્રમની શાળામા જોડાવાનુ છેવટનુ નક્કી કર્યું. તે પછી થોડા જ દિવસમાં કાકાસાહેબ આશ્રમમા આવી પહોંચ્યા, અને તેમને થયું કે 'મને મારું ઘર મળી ગયું.'

## આશ્રમ અને વિદ્યાપીઠમાં

કાકાસાહેબ આશ્રમમાં આવીને જોડાયા એ અરસામાં જ, એટલે કે ૧૯૧૭ના જૂન માસમાં સત્યાગ્રહ આશ્રમને કોચરબથી ખસેડી હાલની જગ્યાએ સાબરમતી લઈ જવામાં આવ્યો. આશ્રમની શાળાને ત્યાં વ્યવસ્થિત સ્વરૂપ આપવામાં આવ્યું. તેના સંચાલનનું કામ શિક્ષક-મંડળમાંથી વારાફરતી સોંપવામાં આવતું. તોપણ કાકાસાહેબની વિશિષ્ટ છાપ તેના પર પડ્યા વિના રહે તેમ નહોતું. ગામડાંની જનતાને ઉપયોગી થાય એવી ત્યાગોદ્યોગ-પ્રધાન કેળવણી આપવાનો મૂળથી જ શાળાનો ઉદ્દેશ નક્કી કરવામાં આવ્યો. એ જ વરસે ગાંધીજીના પ્રમુખપદ નીચે ભરૂચમાં ગુજરાતની બીજી કેળવણી પરિષદ ભરવામાં આવી અને તેમાં આશ્રમની શાળાની યોજના તથા અભ્યાસક્રમ રજૂ કરવામાં આવ્યાં હતાં. કાકાસાહેબે આ પરિષદમાં વાંચવા માટે રાષ્ટ્ર-ભાષા હિન્દી વિશે એક લેખ મરાઠીમાં લખી આપ્યો હતો. તેનું ગુજરાતી કિશોરલાલભાઈએ કર્યું હતું. ગુજરાતીમાં કદાચ તેમનો આ જ પહેલવહેલો લેખ પ્રસિદ્ધ થયો હોય એમ લાગે છે. હિન્દી ( હિન્દુસ્તાની ) જ હિન્દુસ્તાનની રાષ્ટ્રભાષા થવી જોઈએ; હિન્દી અને ઉર્દૂ એ તે ભાષાનાં બે સ્વરૂપો છે અને તે એકબીજાની નજીક આવવાં જોઈએ, એવી દલીલ તેમણે એ નિબંધમાં રજૂ કરી હતી. આશ્રમની શાળામાં તો હિન્દુસ્તાની ભાષાની નાગરી અને ઉર્દૂ બન્ને લિપિઓ શીખવવાનું આવશ્યક મનાતું. તે વખતની આશ્રમની શાળાના શિક્ષક-મંડળ જેવું શિક્ષકમંડળ ભાગ્યે જ ઇતરત્ર જોવા મળે એવું હતું. કિશોરલાલભાઈ, નરહરિભાઈ, કાકાસાહેબ, જુગતરામ દવે, વિનોબા, અપ્પાસાહેબ પટવર્ધન તેમ જ મગનલાલભાઈ, એ બધામાંથી એક એક વ્યક્તિ એક એક સંસ્થાની ગરજ સારે એવી; તે ઉપરાંત ગાંધીજીની પ્રેરણા અને દોરવણી તો હતી જ. એટલે રાષ્ટ્રીય શિક્ષણના પ્રયોગને માટે કાકાસાહેબને બહુ જ સારું ક્ષેત્ર મળી ગયું. આમ તો સમગ્ર આશ્રમને જ વિશાળ અર્થમાં સમસ્ત પ્રજાના રાષ્ટ્રઘડતર માટેની એક આદર્શ શાળા કહી શકાય. હિન્દની પ્રજાના વિકાસના ઇતિહાસમાં આશ્રમનું અનોખું સ્થાન રહેવાનું છે.

આ વરસે ( ૧૯૧૭ ) કાકાસાહેબે ગાંધીજી જોડે સિંધની મુસાફરી કરી, ઇન્દોરમાં ગાંધીજીના પ્રમુખપણા હેઠળ ભરાયેલા હિન્દી સાહિત્ય સંમેલનમાં હાજરી આપી, અને ૧૯૧૪માં શરૂ થયેલા મહાયુદ્ધમાં સામ્રાજ્યને મદદ કરવા માટે ભર ઉનાળામાં ગાંધીજીએ લશ્કર ભરતીની ચળવળ ઉપાડી ત્યારે તેમાં પોતાનું નામ નોંધાવ્યું. મહાદેવભાઈ, નરહરિભાઈ વગેરેએ પણ તેમની સાથે પોતાનાં નામ નોંધાવ્યાં હતાં. ગાંધીજીએ લશ્કરભરતીનું કામ એટલા ઉત્સાહથી

ઉપાડયું હતું અને તેમાં તેઓ એટલા તન્મય થઈ ગયા હતા કે, એક વખત કોઈ પ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થ તેમને મળવા માગે છે એમ મહાદેવભાઈએ તેમની આગળ વાત કરતાં તેમણે બીજી બધી વાત કોરે મૂકીને એ ભાઈ લશ્કરમાં જોડાવા તૈયાર છે કે નહીં એવો પ્રશ્ન મહાદેવભાઈને પૂછીને તેમને ચકિત કરી દીધા હતા !

કાકાસાહેબને અનેક વિષયોમાં રસ હોવાથી અને 'જ્ઞાન માત્ર મારું ક્ષેત્ર છે' (ઓલ નૉલેજ ઇઝ માઈ પ્રોવિન્સ) એ તેમનું એક જીવનસૂત્ર હોવાથી વિવિધ વિષયો અંગેનું તેમનું જ્ઞાન સારુંસરખું છે. ઉપરાંત અનેક પ્રશ્નનો સ્વતંત્રપણે વિચાર કરીને તેને અંગે પોતાનો મૌલિક મત બાંધવાની ટેવ હોવાથી તે જે કંઈ બોલતા કે લખતા તે હંમેશ નવા જેવું અને મૌલિક લાગતું. (ધીમે ધીમે આ વૃત્તિ દુર્બળ બનીને 'वेदानुकूला स्मृतिः' એ ન્યાયે કાકાસાહેબમાં ગાંધીજીને અનુકૂળ થવાની વૃત્તિ વધારે બળવાન બનતી દેખાય છે. એ વાત તેમનાં શરૂઆતનાં ભાષણો તથા લખાણો અને હાલનાં ભાષણો તથા લખાણોની તુલના કરતાં જણાઈ આવે તેવી છે. એના સમર્થનમાં કાકાસાહેબ ક્યારેક કહે છે કે, ગાંધીજીની શોધ કરવામાં તેમણે પોતાની મૌલિકતા કે સ્વતંત્ર બુદ્ધિ બધી વાપરી નાખી છે. પણ એ ચર્ચાસ્પદ મુદ્દો આપણે બાજુએ રાખીએ.) આશ્રમમાં તેમણે હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ અને સંસ્કૃતિ, ધર્મ ને સ્મૃતિ ગ્રંથો, હિન્દનું રાજકારણ અને અર્થકારણ, ઉપનિષદો અને ખગોળ એ વિષયોમાં વિશેષ રસ લઈને તેનો ચેપ વિદ્યાર્થીઓને લગાડ્યો. સ્વદેશીની શરૂઆત તો મહારાષ્ટ્રમાં શ્રી ગણેશ વાસુદેવ જોષી ઉર્ફે સાર્વજનિક કાકાના વખતથી ઓગણીસમી સદીના આઠમા દાયકાથી થઈ હતી. તેનુ સંવર્ધિત સ્વરૂપ બંગભંગની ચળવળ વખતે લોકોને જોવા મળ્યું. પણ તેના વિશુદ્ધતર સ્વરૂપનું દર્શન ગાંધીજીએ જ દેશને કરાવ્યું. એ સ્વદેશીનો સિદ્ધાન્ત આ જમાનાનો પ્રજોદ્ધારક ઈશ્વરી અવતાર છે, એવું પ્રતિપાદન કરતો એક મૌલિક નિબંધ કાકાસાહેબે ૧૯૧૯ માં લખ્યો. એના અંગ્રેજી ભાષાંતરના વાચન પરથી શ્રી રોમાં રોલાંએ કાકાસાહેબ પર સંકુચિતપણાનો આરોપ કર્યો, જે તેમના (રોલાંના) ગાંધીજીના ચરિત્રમાં નોંધાયેલો છે. એને અંગે કાકાસાહેબ અને રોલાં વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યો અને અંતે રોલાંએ બહુ જ નમ્રતાપૂર્વક પોતાનો આક્ષેપ પાછો ખેંચી લઈ દિલગીરી પ્રદર્શિત કરી કાકાસાહેબની માફી માગી. પરંતુ આવા મહાન પુરુષ પોતાની માફી માગે છે એનું પ્રદર્શન કરવું કાકાસાહેબની નમ્રતાને રુચ્યું નહિ, એટલે એ કાગળ આજે તેમના દફતરમાં જ ક્યાંક પડેલો છે એમ જાણવા મળે છે.

સ્વદેશીના સિદ્ધાન્તના પૂરતા આકલનને અભાવે અનેક પરદેશી વિચારકોએ તેના હિમાયતીઓ પર સંકુચિતપણાનો આરોપ કર્યો છે. તેમા પ્રખ્યાત સમાજશાસ્ત્રજ્ઞ અને નગરરચનાનિષ્ણાત પૅટ્રિક ગેડીઝ પણ એક હતા. શ્રી છગનલાલ જોષી મારફતે કાકાસાહેબની તેમની સાથે મુલાકાત થઈ તે વખતે તેમણે પોતાનો આવો અભિપ્રાય કાકાસાહેબ આગળ વ્યક્ત કર્યો. પણ જ્યારે કાકાસાહેબે સ્વદેશીનુ રહસ્ય જણાવતા તેમને કહ્યુ કે, અમારા સ્વદેશીના સિદ્ધાન્તમા તમને લાગે છે એવુ એકદેશીપણું કે સંકુચિતપણું મુખ્ય નથી, પણ તેમા regionalism (સંકુચિત એકદેશીપણુ – જડતા) અને vitalism (પ્રાણ વ્યાપકતા) બન્નેનો સુંદર સમન્વય કરવામા આવ્યો છે, ત્યારે ગેડીઝે એટલી જ નિખાલસતાથી તેમને જણાવ્યુ કે, તો તો મારે તેની સામે કશુ કહેવાપણુ નથી, હું તેના પહેલા અર્થને ધ્યાનમા રાખીને જ તેને પ્રતિકૂળ અભિપ્રાય ધરાવતો હતો.

આમ તો કાકાસાહેબનું લખાણ ૧૯૧૮થી ગુજરાતીમા પ્રસિદ્ધ થવાની શરૂઆત થઈ હતી, તે આપણે જોઈ ગયા છીએ. ૧૯૨૦મા રવીન્દ્રનાથ ઠાકુર ગુજરાતી સાહિત્ય પરિષદને પ્રસંગે મહેમાન થઈને અમદાવાદ આવ્યા તે વખતે કવિશ્રી વિશે એક લાંબો લેખ તેમણે ગુજરાતીમા લખ્યો હતો. એ જ તેમનો પહેલો સ્વતંત્ર ગુજરાતી લેખ કહી શકાય.

આ જ અરસામા આશ્રમના વિદ્યાર્થીઓને પોતાના પ્રવાસની હકીકત કાકાસાહેબે કહેવા માંડી તે આશ્રમની શાળાના હસ્તલિખિતમા પ્રથમ અક્ષરદેહ પામી અને આગળ જતા 'હિમાલયનો પ્રવાસ'ને રૂપે પ્રસિદ્ધિ પામી.

## વિદ્યાપીઠની સ્થાપના

૧૯૨૦ની સાલથી હિંદના ઇતિહાસમા એક નવો યુગ શરૂ થયો કહેવાય. પંજાબનો હત્યાકાંડ, ખિલાફતનો પ્રશ્ન, તથા સ્વરાજ એ ત્રણે મહત્ત્વના સવાલોની બાબતમા બ્રિટિશ સરકારે હિંદને ભારે અન્યાય કર્યો હતો, તેથી તેની શુભનિષ્ઠાની બાબતમા દેશનો પૂરેપૂરો ભ્રમ ભાંગ્યો હતો. મહાત્મા ગાંધીએ દેશની આગળ એ સરકારની સામે અસહકારનો કાર્યક્રમ મૂક્યો અને તેનો પ્રચાર કરવા માટે તેઓ દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી ઘૂમવા લાગ્યા. દેશના વાતાવરણની મહાસભાને યોગ્ય જાણ થાય તથા તેને એક રીતે સૂચન પણ મળે તે માટે ગુજરાતની ચોથી રાજકીય પરિષદ ૧૯૨૦ના ઑગસ્ટ માસના છેલ્લા અઠવાડિયામાં અમદાવાદ મુકામે, વડોદરાના એક વખતના ન્યાયાધીશ શ્રી અબ્બાસ

તૈયબજીના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી અને તેમાં ગાંધીજીનો અસહકારનો આખો ઠરાવ અને તેનો કાર્યક્રમ પસાર કરવામાં આવ્યો. તે ઠરાવની એક કલમ શાળા-કૉલેજોનો બહિષ્કાર કરવા વિશે હતી. એટલે એ બહિષ્કાર વ્યાપક પ્રમાણમાં સફળ કરવો હોય તો એ શાળા-કૉલેજોની અવેજીમાં કંઈક નવી વ્યવસ્થા તો કરવી જ જોઈએ. તેથી ગુજરાતની એક રાષ્ટ્રીય વિદ્યાપીઠ સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો અને તે માટે એક રાષ્ટ્રીય શિક્ષણ સમિતિ પણ નીમવામાં આવી. એ કામમાં ગાંધીજીની સાથે જ કાલેલકર, મશરૂવાળા વગેરે તેમના સાથીઓ અને આશ્રમના અધ્યાપકો મહત્ત્વનો ભાગ ભજવે એ સ્વાભાવિક હતું. કેવળ અસહકારની દૃષ્ટિ ઉપરાંત રાષ્ટ્રીયતા, હિંદની સંસ્કૃતિ ઇત્યાદિનો પૂરો ખ્યાલ રાખીને જ નવી સંસ્થાનું ઘડતર ઘડાય એ જરૂરનું હતું. તેથી જૂની ઘરેડની શાળા-કૉલેજોમાંથી અસહકાર કરીને આવેલા પણ અંગ્રેજી ચશ્માં દ્વારા જ જોનારા શિક્ષકો કે પ્રોફેસરો દ્વારા એ કાર્ય થઈ શકે તેમ ન હતું. એટલે આ સમિતિમાં કાકાસાહેબ જેવાની હાજરી અત્યંત આવશ્યક અને ઉપકારક નીવડવાની હતી. આ અરસામાં નવજીવનમાં તેમ જ યંગ ઇન્ડિયામાં ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કયા પાયા પર થવી જોઈએ, તેમાં કોઈ પણ જાતનું સંકુચિતપણું ન આવે તેટલા માટે કયું ધોરણ રાખવું જોઈએ, ઇત્યાદિ બતાવવા માટે કાકાસાહેબે બે-ત્રણ લેખો લખ્યા અને અંતે એવી ચેતવણી આપી કે Where there is no vision, the people perish જે પ્રજામાં વર્તમાનને વટાવીને ભાવીને જોવાની દૃષ્ટિ નથી હોતી તેનો વિનાશ જ થાય છે.

ઉપર જણાવેલી સમિતિનું જ આગળ જતાં ગુજરાત વિદ્યાપીઠની નિયામક સભામાં રૂપાંતર થયું; અને તેણે ૧૯૨૦ના નવેંબરની ૧૫મી ને સોમવારે વિદ્યાપીઠની પહેલી પ્રવૃત્તિ તરીકે ગુજરાત મહાવિદ્યાલયની પ્રતિષ્ઠા ગાંધીજીને શુભ હસ્તે કરી. મહાવિદ્યાલયનું કાર્ય બરાબર દીપી નીકળે તે માટે આશ્રમ તેમ જ તેની રાષ્ટ્રીય ગુજરાતી શાળામાંથી કાલેલકર, વિનોબા, પટવર્ધન, નરહરિભાઈ વગેરે ઓછોવત્તો સમય મહાવિદ્યાલયમાં આપવા લાગ્યા. શ્રી મશરૂવાળાએ વિદ્યાપીઠના મહામાત્રની જવાબદારી માથે લીધી.

વિદ્યાપીઠના શરૂઆતના ઉત્સાહ ને મસ્તીના તે દિવસો તાજો અસહકાર કરીને આવેલા વિદ્યાર્થીઓ કદી ભૂલી શકે તેમ નથી. આ લેખની શરૂઆતમાં જ જણાવવામાં આવ્યું છે તેમ, એક નવું અને વિશાળ જગત તેમની આગળ પ્રગટ થયું હતું. મહાવિદ્યાલયના અધ્યાપકો સાચી રાષ્ટ્રીય ભાવના ને ત્યાગ-

વૃત્તિથી પ્રેરિત થઈને આવેલા હોવાથી અધ્યાપકો ને વિદ્યાર્થીઓ વચ્ચે અમુક પ્રકારનો નિકટનો જીવન-સંબંધ બંધાયો હતો. કાકાસાહેબના નામ પર જોકે અર્થશાસ્ત્રનો વિષય મુકાયો હતો, તોપણ તેઓ અનેક વિષયો લેતા. અંગ્રેજી, પ્રાચીન ઇતિહાસ, ધર્મશાસ્ત્ર, ઉપનિષદો વગેરેમાંથી કોઈ પણ વિષય તેઓ શીખવતા. એટલું જ નહિ પણ શરૂઆતમાં બંગાળીના અધ્યાપક આવ્યા ન હતા ત્યારે તેમણે એ વિષય પણ શરૂ કરી દીધો હતો. ગુજરાતમાં બંગાળીનો તેમ જ બીજી પ્રાન્તીય ભાષાઓનો અભ્યાસ અને પ્રસાર કરવાનું કામ વિદ્યાપીઠે જ શરૂ કર્યું હતું. મહાવિદ્યાલયમાં વિચારપૂર્વક રોજ પ્રાર્થના થતી તે પછીનું તેમનું પ્રવચન વિદ્યાર્થીઓને ખૂબ પ્રેરણાદાયી લાગતું. અને પ્રાર્થના શા માટે જોઈએ એવો પ્રશ્ન ઉઠાવનારા વિદ્યાર્થીઓ પણ પ્રાર્થનાનો – તે પછીના પ્રવચનનો ખાતર – લાભ લેવા ચૂકતા નહિ. તે વખતનાં તેમનાં એ પ્રવચનો બહુ ટૂંકાં અને સચોટ અસર કરનારાં હતાં. તેમાં શિથિલતા ભાગ્યે જ આવતી. શૈલીમાં ઓજસ હતું. તેમની વાણીનો કે લખાણોનો આ ગુણ પ્રાર્થનામંદિરમાં તેમ જ તેમનાં લખાણોમાં બધે સરખો જ જોવામાં આવતો. તેથી બધા જ વર્ગોના વિદ્યાર્થીઓના તેઓ એક કેન્દ્ર જેવા બની ગયા હતા.

મહાવિદ્યાલયની સ્થાપના થયા પછી થોડા જ દિવસમાં ગુજરાત પુરાતત્ત્વમંદિરની સ્થાપના કરવાની સૂચના વિદ્યાપીઠની નિયામક સભા આગળ આવી. પ્રાચીન ઇતિહાસ ને પુરાતત્ત્વને અંગે મુંબઈ યુનિવર્સિટી હિન્દની બીજી યુનિવર્સિટીઓ કરતાં ઘણી પાછળ છે. નહિ તો ભાઉ દાજી, ભાંડારકર, ભગવાનલાલ ઇંદ્રજી જેવાની પરંપરા આગળ ચલાવનારા થોડાક માણસો તો આજે આપણા પ્રાન્તમાં જરૂર તૈયાર થયા હોત. ગુજરાત વિદ્યાપીઠે એ બાબતમાં આગળ પગલું ભરવાનો વિચાર કર્યો અને પુરાતત્ત્વ મંદિરની યોજના ઘડવા માટે એક સમિતિ નીમી. 'બધા રસ્તાઓ રાજધાની રોમ તરફ જવા જોઈએ' એ અંગ્રેજી કહેવત પ્રમાણે બધી વિદ્યાઓ મુક્તિ તરફ લઈ જનારી હોવી જોઈએ 'सा विद्या या विमुक्तये' એ વિદ્યાપીઠનો ધ્યાનમંત્ર હતો. કાકાસાહેબે તો આ મંત્રની સાધના જ અત્યાર સુધી વિશેષ ભાવે કરી હતી. તેથી આપણાં પ્રાચીન ઇતિહાસ, ધર્મ, તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિનો વર્તમાન સાથે કેમ મેળ બેસાડી શકાય તેનો પણ વિચાર આ સમિતિએ કરવાનો હતો. તેમાં તેને કાકાની ખૂબ મદદ મળી. વિદ્યાપીઠનો આર્યવિદ્યામંદિરનો અભ્યાસક્રમ એ વસ્તુનો નક્કર પુરાવો કહી શકાય.

વિદ્યાપીઠનું શિક્ષણકાર્ય તો બરાબર શરૂ થયું અને ચાલ્યું. પણ તેના સંચાલકોમાં એકરાગ રહ્યો નહિ તેથી; તેનું કામ બરાબર પગભર થયું છે,

હવે આશ્રમની શાળાનુ કામ છોડીને વિદ્યાપીઠમા રહેવાની જરૂર નથી તેથી, અથવા આશ્રમના શિક્ષકોને જે જાતની કેળવણી દેશહિત માટે ઉત્તમ છે એમ લાગતું હતુ તે વિદ્યાપીઠમા પૂરેપૂરી દાખલ કરવાને અવકાશ મળશે નહિ એમ લાગવાથી, અથવા બધા જ કારણોને લીધે કાકાસાહેબ, કિશોરલાલભાઈ, નરહરિભાઈ વગેરે વિદ્યાપીઠના કામમાથી ફારેગ થઈને પાછા આશ્રમની શાળાના પોતાના કામમા ગયા

પણ કાકાસાહેબનો વિદ્યાપીઠ તેમ જ તેના વિદ્યાર્થીઓ સાથેનો સબધ ચાલુ રહ્યો વિદ્યાપીઠની નિયામક સભામા તેમ જ પુરાતત્ત્વ મદિર વગેરે તેની વિવિધ વિદ્યાઓને અગેની સમિતિઓમા તો તેઓ હતા જ તે ઉપરાત અનેક વિદ્યાર્થીઓ તેમ જ અધ્યાપકો તેમને વારવાર મળતા ને તેમની પાસેથી સલાહસૂચન, દોરવણી કે પ્રેરણા મેળવતા વિદ્યાર્થીઓ સાથેનો કાકાસાહેબનો સબધ ઉત્તરોત્તર ખૂબ વધતો ગયો ગુજરાતભરના વિદ્યાર્થીઓના તેઓ મિત્ર, શિક્ષક ને સલાહકાર બન્યા, એ તેમના બહોળા પત્રવ્યવહાર પરથી જોઈ શકાય છે એ પત્રવ્યવહારમા જીવન અગેના જાતજાતના પ્રશ્નોની બહુ જ સુદર રીતે છણાવટ કરેલી જોવા મળી શકશે વ્યક્તિગત વાતચીત ને પત્રવ્યવહાર એ બે દ્વારા ગુજરાતના સખ્યાબધ યુવાનો પર કાકાસાહેબે ભારે અસર ઉપજાવી છે તેમના પુસ્તકો તો જાહેર વસ્તુ છે જ

## 'નવજીવન'ના તત્રીપદે

૧૯૨૨મા ગાધીજીને ૭ વરસની સજા થઈ 'નવજીવન'ના વ્યવસ્થાપક સ્વામી આનદ તે પછી તત્રી બન્યા, તેમને પણ સરકારે થોડા જ વખતમા ઝડપી લીધા એટલે 'નવજીવન' ચલાવવાના કાર્યનો ભાર કાકાસાહેબને માથે આવ્યો. 'નવજીવન'ના તત્રી તરીકે તો તેમનુ નામ આપણને જોવા મળતુ નથી, પણ ૧૯૨૨ની ૪ થી જૂનને રોજ તેમનો પ્રથમ અગ્રલેખ 'નવજીવન'મા પ્રસિદ્ધ થયો ત્યારથી ૧૯૨૩ના ફેબ્રુઆરીની આખરે તેમના પર હિન્દના ફોજદારી કાયદાની કલમ ૧૨૪ (અ) હેઠળ રાજદ્રોહનો આરોપ મુકાયો ને તેમને ૧ વરસની સખત કેદની સજા થવાથી તેઓ જેલ ગયા ત્યા સુધી તેમણે 'નવજીવન'મા સામાહિક લેખોનો જાણે એક મોટો ધોધ જ વહેવડાવી દીધો ધાર્મિક પર્વો કે જયતીઓથી માડીને પ્રચલિત રાજકીય કે સામાજિક પ્રશ્નોને ચર્ચનારુ તેમનુ આ કાળનુ લખાણુ તેમના સાહિત્યમા સૌથી વધારે ઓજસવાળુ હોવાની સાથે એટલું જ વિપુલ છે તેમના બધા ગ્રંથોના પાયારૂપ આ લખાણુ 'કાલેલકરના લેખો'મા મોટા કદના લગ

લગ આગળ પાનાના એક દળદાર ગ્રંથમાં આપણને એકત્ર જોવા મળે છે સ્વતંત્રતા ને દેશના પ્રેમથી બળબળતા કાલેલકરની ઓળખ ગુજરાતને આ લખાણ દ્વારા જ થઈ અને તે ઓળખ આબાલવૃદ્ધ ગુજરાત કદી ભૂલ્યું નથી

આ વખતના જેલવાસ દરમિયાન કાકાસાહેબે 'ઓતરાતી દીવાલો' નામનું એક નાનકડું પુસ્તક લખ્યું તેમાંથી તેમનો આસ્તિક કુદરતપ્રેમ અને નિરાગસ વૃત્તિ આપણને જોવા મળે છે આજે આ પુસ્તક કિશોર કુમાર અવસ્થાના વિદ્યાર્થીઓને ગુજરાતભરમાં સાહિત્યનો પ્રથમ પરિચય કરાવી રહ્યું છે

જેલમાંથી છૂટીને આવ્યા બાદ બોરસદ મુકામે ભરાયેલી ગુજરાત રાજકીય પરિષદના અધ્યક્ષપદે કાકાસાહેબની વરણી કરીને ગુજરાતે કાકાસાહેબ પ્રત્યેની પોતાની કદરદાની વ્યક્ત કરી આશ્રમની શાળાનું નવસંસ્કરણ કરવાનું કામ પણ કાકાસાહેબે શરૂ કર્યું હતું એટલામાં તેમના શરીરમાં ક્ષય રોગના ચિહ્નને દેખા દીધી તેથી તબિયત સુધારવા માટે તેઓ હજીરા, બોરડી, સિંહગઢ, પવત, ચિંચવડ, નાદી ટેકરીઓ વગેરે ઠેકાણે આરામ માટે રહેવા ગયા અમદાવાદ આવીને ડૉ તળવળકરની દવા કરી પૂર્ણ રોગમુક્ત થયા ને થોડોક વખત આશ્રમમાં ગાળ્યો અને પછી ફરી ગાંધીજી સાથે દક્ષિણ હિન્દ અને લંકાની મુસાફરી કરી આવ્યા લાંબા વખત સુધી માંદગી ભોગવનાર માણસ અર્ધો વૈદ બને છે એ ન્યાયે કાકાસાહેબ ક્ષયરોગના એક ચિકિત્સક બની ગયા તેમણે આપેલી સલાહ સૂચના અનુસાર આહાર-વિહારના નિયમોનું પાલન કરીને ક્ષયના ભોગ બનેલા તેમના કેટલાક મિત્રો એ ભાજરોગના સકંજામાંથી મુક્ત પણ થયા છે કાકાસાહેબ લગભગ ૧૯૨૭ના અંત ભાગમાં સાજાતાજા થઈને આશ્રમમાં પાછા આવ્યા

## વિદ્યાપીઠની નવરચના

આ જ અરસામાં ગુજરાત વિદ્યાપીઠની પુનર્ઘટનાનો વિચાર ચાલતો હતો વિદ્યાપીઠની સ્થાપના જોકે અસહકારના પાયા પર અને સ્વરાજ્ય પ્રાપ્તિના એક સાધન તરીકે ગાંધીજીની પ્રેરણા અને દોરવણીથી થઈ હતી, તોપણ ગાંધીજીની ફિલસૂફીનું પૂરેપૂરું પ્રતિબિંબ તેમાં પડ્યું ન હતું તેના ઘડતરમાં બે પ્રવાહોનું મિશ્રણ થયું હતું એક સ્વરાજ્યનો ત્યાગ અને ઉદ્યોગનો ખડતલ માર્ગ અને બીજો સંસ્કૃતિ, સાહિત્ય, સંગીત, કળા ઇત્યાદિની ઉપાસનાનો માર્ગ આ બે પૈકીનો પહેલો પ્રવાહ મંદ પડયો હતો અને બીજો જોશભેર વહેતો હતો અને તેમાં સ્વરાજ્યની સાધના માટે જે તપ, ત્યાગ,

ઉદ્યમયુક્ત સંયમી જીવનની જરૂર હતી તેને અંતરાયરૂપ એવાં કેટલાંક અનિષ્ટો દાખલ થતાં હતાં. જોકે લોકદષ્ટિને એ જ માર્ગ મોહક લાગે એ સ્વાભાવિક હતું. સાથે સાથે જ અસહકારનાં પૂર ઓસરી જવાથી વિદ્યાર્થીઓની અને માન્ય સંસ્થાઓની સંખ્યા પણ ઘટી ગઈ હતી. એટલે સંસ્થાના વિસ્તાર કે ક્ષેત્રના પ્રમાણમાં તેનું ખર્ચ અને તંત્ર માથાભારે પાઘડીના જેવું થયું હતું. તેથી એ બધાને ખંખેરી નાખી સંસ્થાને સુઘટિત અને સુઘડસૂથરી બનાવવાનું કામ કરવાની જરૂર ઊભી થઈ હતી. એ કામ કરવા માટે સંસ્થાના તંત્રમાં પણ ફેરફાર કરવાનું જરૂરી હતું. આને માટે મહાત્મા ગાંધીની નજર કાકાસાહેબ પર પડી. તે વખતે મહાત્મા ગાંધી પ્રત્યેની નિષ્ઠાને વફાદાર રહીને કાકાસાહેબે એ કામ હાથમાં લીધું અને પોતાના બહુ જ નિકટના બે મિત્રોનો ખોફ વહોરી લીધો. પોતાના મનઃસ્વાસ્થ્યની દૃષ્ટિથી આ ત્યાગ કાકાસાહેબને બહુ જ ભારે પડ્યો છે.

વિદ્યાપીઠની પુનર્ઘટના વખતે એ વૃક્ષની સારી પેઠે કાપકૂપ કાકાસાહેબને કરવી પડી; અને કોઈ નિર્ઘૃણ માળીની જેમ જ તેમણે તે કરી પણ ખરી. આચાર્ય ધ્રુવ જેવા સંસ્કૃતિના ઉપાસકે – એમને મન સ્વતંત્રતા કરતાં સંસ્કૃતિનું જ મહત્ત્વ વધારે રહ્યા કર્યું હતું – તો કાકાસાહેબના એ કામને લગભગ સંસ્કૃતિ વિધ્વંસક, સંકુચિતપણાનું અનુદાર કાર્ય કહ્યું. પણ તેથી કાકાસાહેબે પોતાનું ધ્યાન લક્ષ્યથી જરાય ચલિત થવા દીધું નહિ. કાકાસાહેબની સામે સંસ્કૃતિના દુશ્મન હોવાનો આરોપ તો ભાગ્યે જ કોઈ કરી શકે. પણ એ સંસ્કૃતિ સ્વાતંત્ર્ય, સ્વાવલંબન, સમાનતા, સામાજિક ન્યાય, વગેરેના પાયા પર રચાયેલી હોવી જોઈએ, જીવનનો કેવળ ઉપર ઉપરનો ઓપ હોય તે ન ચાલે. તેમણે જણાવ્યું કે, કેવળ સંસ્કૃતિ-વિકાસની કેળવણી કદર-બૂઝ કરનારી ભોગી હોય છે; જ્યારે સ્વાશ્રયી ઉદ્યોગવાળી કેળવણી સર્જક અને ત્યાગી હોય છે. એ ભેદને ખ્યાલમાં રાખી તેમણે બન્નેનો સમન્વય સાધવાનો પ્રયત્ન આ વખતની તેમની વિદ્યાપીઠની કારકિર્દી દરમિયાન કર્યો. તે વખતનો વિદ્યાપીઠનો અભ્યાસક્રમ વર્ધાયોજનાના બીજરૂપ હતો એમ કહી શકાય.

આ કાળ દરમિયાન જ બારડોલીનો સત્યાગ્રહ થયો. કાકાસાહેબે વિદ્યાર્થીઓને પરિમિત સંખ્યામાં તેમાં ભાગ લેવા મોકલીને એ લડતમાં વિદ્યાપીઠ વતી સક્રિય ફાળો આપ્યો. પણ કેવળ લોકોની બેજવાબદાર ટીકાને વશ થઈ ને આખી સંસ્થાને એ લડતમાં હોમી દીધી નહિ.

વિદ્યાપીઠના આચાર્ય અને કુલનાયક તરીકેની કારકિર્દી દરમિયાન કાકાસાહેબે બીજું એક મહત્ત્વનું અને દૂરગામી પરિણામવાળું કાર્ય પાર પાડયુ અને તે ગુજરાતી ભાષાની જોડણી અંગેનુ હતું ગાધીજી છ વરસની સજા લઈને ૧૯૨૨મા જેલમા ગયા ત્યારે ત્યાથી જ તેમણે ગુજરાતી ભાષાની જોડણીને અગે પ્રવર્તતા અરાજક વિશે ફરિયાદ કરી હતી અને વહેલામા વહેલી તકે તેમા વ્યવસ્થા અને એકધારાપણુ આણવું જોઈએ એવી સૂચના કરી હતી જેલમાથી બહાર આવ્યા પછી આશરે ૧૯૨૬ની શરૂઆતમા તેમણે એ કામ કરવા માટે શ્રી કાકાસાહેબ, સ્વ મહાદેવભાઈ તથા શ્રી નરહરિભાઈની એક સમિતિ નીમી આ સમિતિએ જોડણીને અગે અગાઉ થયેલી બધી ચર્ચા ધ્યાનમા લઈને ચોથી સાહિત્ય પરિષદની જોડણી-સમિતિના ઠરાવને આધારરૂપ ગણી કેટલાક નિયમો તારવી કાઢયા અને ગુજરાતના લબ્ધપ્રતિષ્ઠ સાહિત્યાચાર્યો પર મોકલ્યા, અને તેમાના ઘણાના આશીર્વાદ પણ મેળવ્યા એ જ અરસામા વિદ્યાપીઠે પણ એક જોડણી સમિતિ નીમી અને તેમા નરહરિભાઈની નિમણૂક કરી એટલે વિદ્યાપીઠ તરફથી એ કામ આગળ ચાલ્યુ અને ગુજરાતી ભાષાને એક સર્વમાન્ય અને વ્યવસ્થિત જોડણીકોશ મળ્યો આગળ જતા તેમા કોશના બીજા અગો પણ ઉમેરાતા ગયા છે વિદ્યાપીઠ તરફથી આ એક ભારે સંગીન કામ કાકાસાહેબે પાર પાડયુ આ કોશનુ કામ ઉત્તરોત્તર વધારે ને વધારે સમૃદ્ધ કેવી રીતે થતું ગયું છે, તેનો ખ્યાલ કોશની નવી બહાર પડનાર આવૃત્તિ પરથી આવશે

આ જ કાળમા મુબઈના જાણીતા ગાધીભક્ત શ્રી નગીનદાસ અમૂલખરાયે ગુજરાતના ગામડાની સેવા અને ઉત્કર્ષ માટે વિશેષ કેળવણીની યોજના કરવા માટે એક લાખ રૂપિયાની રકમ વિદ્યાપીઠને સોપી તેમાથી વિદ્યાપીઠમા ગ્રામસેવા મ દિરની સ્થાપના કરવામા આવી, અને ગુજરાતના જિલ્લા દીઠ ત્યાની પછાત કોમોની ખાસ સેવા માટે એક સસ્થા સ્થાપન કરવાની યોજના કાકાસાહેબે ઘડી કાઢી. તેમાથી માત્ર ખેડા જિલ્લામા વલ્લભ વિદ્યાલયના રૂપમા એ યોજનાએ મૂર્ત સ્વરૂપ પકડયુ છે રાજકીય હિલચાલ તથા તે તે જિલ્લાની સ્થાનિક સહાનુભૂતિ અને સહકારના અભાવને લીધે તેનો સર્વત્ર અમલ થઈ શકયો નહિ

ગ્રામસેવા મ દિરની જ એક પ્રવૃત્તિ તરીકે માતર તાલુકાની આર્થિક તપાસનુ કામ આ કાળમા કરવામા આવ્યું હતું સ્થાનિક લોકોનો વિશ્વાસ અને સહકાર મળે તો જ આવી તપાસોનુ કામ સગીનપણે કેવી રીતે પાર પડી શકે એ વાત આ તપાસના હેવાલ પરથી સ્પષ્ટ જણાય તેવી છે જોકે

આ કામ પાર પાડવાની મુખ્ય જવાબદારી એ તપાસના નિયામક શ્રી કુમારપ્પાની જ ગણાય, તોપણ કાકાસાહેબનો એ કામમા મહત્ત્વનો ફાળો હતો

૧૯૨૯ની મહાસભાની બેઠક થઈ તેમા પૂર્ણસ્વાતત્ર્યનો ઠરાવ પસાર થયો અને તે પછી ૨૬મી જાન્યુઆરી ૧૯૩૦ને દિવસે આખા દેશમા પૂર્ણ સ્વાતત્ર્યની પ્રતિજ્ઞા લેવાઈ તે દિવસે વિદ્યાપીઠની પ્રાતકાળની પ્રાર્થના પછી કાકાસાહેબે બહુ જ આનદિત થઈને ભાવભીના હૃદયથી જણાવ્યુ કે, 'જે ઘડીની વરસોથી હુ રાહ જોતો આવ્યો છુ તે ઘડી અત્યારે આવી છે કોઈ પણ બાહ્ય નિયત્રણ વિનાનુ સ્વાતત્ર્ય કે પૂર્ણ સ્વરાજ્ય એ જ આપણુ ધ્યેય હોઈ શકે, એમ હુ બગભગના દિવસોથી માનતો આવ્યો છુ આજની આ ઘડી ધન્ય છે મારે માટે તેમ જ આપણે સૌ કોઈને માટે – આખા દેશને માટે ' અને ત્યારથી ભાવિ લડતની તૈયારી કરવા પાછળ તેઓ મડી ગયા મહાત્મા ગાધી પણ સ્વરાજ્યની આ અતિમ લડત માટે શુ કરવુ, કયુ પગલુ લેવુ, તેને અગે રાતદિવસ ઉગ્રતાથી વિચાર કરતા ('ફ્યૂરિયસલી થિંકિંગ') હતા કાકાસાહેબ પણ કોઈ પણ પ્રસગ મળ્યે આ સ્વાતત્ર્ય સંગ્રામની વાત કરવાનુ, પોતાના મનમા સળગતી ભાવના વ્યક્ત કરવાનુ ચૂકતા નહિ

દાડીકૂચના દિવસો નજીક આવ્યા વિદ્યાપીઠનો એકેએક અધ્યાપક અને વિદ્યાર્થી આ સ્વાતત્ર્ય સગ્રામમા જોડાય અને વિદ્યાપીઠના શિબિરમા જરા સરખી શિથિલતા પેસે નહિ તે માટે તેઓ અખડ જાગ્રત રહેતા અમારા સગીતના અધ્યાપક પોતાની અશક્તિનો એકરાર કરીને વખતસર વિદ્યાપીઠમાથી છૂટા થયા કળાના અધ્યાપકે જેલ જવાની અશક્તિને લીધે ગાધીજીની કૂચ સાથે રહીને તેની ફિલ્મ લઈને તે લોકોને બતાવી તે દ્વારા વિદ્યાપીઠના સેવક તરીકે સ્વરાજ્યની લડતમા ફાળો આપવાની ઇચ્છા વ્યક્ત કરી કળાના રસિયા, બલકે પક્ષપાતી, કાકાસાહેબને આ સૂચના ગમશે એવી ધારણા હતી પણ કાકાસાહેબ આવી નિષ્પ્રાણ કળાના ઉપાસક કદી ન હતા એ વખતે તેમણે કરેલા સ્વતત્રતા દેવીના આવાહનમા તેઓ કહે છે કે, 'હે દેવી સ્વતત્રતે! સસ્કૃતિ, સાહિત્ય, ઐહિક ઐશ્વર્ય એ બધુ તારા વિના કૂચા જેવુ છે, નિર્માલ્યની જેમ ફેકી દેવા યોગ્ય છે' એટલે એવી મુક્તિ માટેના સગ્રામને આડે કળા આવે એ તેઓ કેવી રીતે સાખી શકે? એટલે ગમે તે જાતની ગેરસમજ વહોરી લઈને પણ પોતાના એક વખતના વિદ્યાર્થી, પ્રિય કળાકાર ને સાથીને વિદ્યાપીઠમાથી રજા આપી દેવાનો તેમણે વિના મહોચે નિર્ણય કર્યો, અને વિદ્યાપીઠના શિબિરનુ વાતાવરણ જીવત રાખ્યુ એ

લડતમા વિદ્યાપીઠે જે ફાળો આપ્યો તે બદલ ગાધીજીએ વિદ્યાપીઠનો જાહેર ઉલ્લેખ કરીને જણાવ્યું કે, ગુજરાતે વિદ્યાપીઠની પાછળ જે કઈં ખર્ચ કર્યું છે તેનુ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે દેશને વળતર મળી ગયું છે વિદ્યાપીઠ સોએ સો ટકા પાસ થયુ છે

એ જ દાંડીકૂચના દિવસોમા સાતમી મહારાષ્ટ્ર રાષ્ટ્રીય શિક્ષણ પરિષદના પ્રમુખ તરીકે કાકાસાહેબ તળેગામ ગયા મહારાષ્ટ્રના આદ્ય રાષ્ટ્રીય શિક્ષણકાર શ્રી વિજાપુરકરે સ્થાપેલી રાષ્ટ્રીય પાઠશાળામા (સમર્થ વિદ્યાલયમા) એ પરિષદનુ અધિવેશન ભરાયુ હતું તે વખતનુ કાકાસાહેબનુ ભાષણ સ્ફૂર્તિ અને ઉત્સાહનો એક અજોડ નમૂનો છે એ જ વખતે પૂનામા 'વસતવ્યાખ્યાન માળા'મા તેમણે એક ભાષણ આપ્યુ અને આ અહિંસક લડત અખિલ માનવજાતિ માટે કેવી કલ્યાણકારી છે તેનુ બહુ સચોટ વિવેચન કરીને, નિર્દોષ માણસોના લોહીનુ ખાતર ધરતી પર પડશે તો તેમાથી એક નવી માનવ જાતિનો સમૃદ્ધ ફાલ દુનિયાને મળશે, એમ ત્યા ભેગી થયેલી મેદનીને બુલંદ અવાજે જણાવ્યું તે વખતના એમના ધીરગભીર શબ્દોની શ્રોતાઓ પર બહુ જ ઊંડી અસર થઈ હતી

## યરોડા જેલમાં ગાંધીજી સાથે

૧૯૩૦મા સજા થયા પછી કાકાસાહેબને ગાધીજીની સાથે યરોડા જેલમા રહેવાનો લાભ મળ્યો એ વખતે તેમણે પોતાના ખગોળના રસનો ચેપ ગાંધીજીને પણ લગાડ્યો અને બન્ને જણાએ ખગોળનુ એક શાસ્ત્રીય પણ લોકભોગ્ય પુસ્તક લખવાનુ પણ ધારેલુ નિર્દોષ આનંદ અને પરમેશ્વરની અનતતાનું ભાન કરાવનારું તારાદર્શન ગાધીજી માટે તો એક આધ્યાત્મિક સાધન જ બની ગયુ એ સહવાસને લીધે કાકાસાહેબમા અમુક પ્રકારના નિયમિતપણાની અને પોતાનુ કામ જાતે કરવાની ટેવ પડવા માડી હતી તેઓ પોતાને હાથે લખતા પણ થયા હતા આને અગે એક રમૂજી પ્રસંગ નોધવા જેવો છે ગાધીજીની દિનચર્યા તો જેલમા પણ બરાબર ઘડિયાળના કાટા પ્રમાણે ચાલતી તેમા મિનિટેમિનિટનો હિસાબ હોય એક વખત દિવસનો કાર્યક્રમ આકર્યા પછી અધોપોણો કલાક ફાજલ પડતો જણાયો એટલે તેમણે પૂરેપૂરી ગભીરતાથી કાકાને પૂછ્યુ, 'કાકા, મારી પાસે પોણો કલાક ફાજલ છે તમારે કશુ લખાવવુ હોય તો હું તૈયાર છુ ' કાકા શરમના માર્યા અર્ધા થઈ ગયા અને તે દિવસથી પોતાનુ લખવાનુ પોતાને હાથે લખવાની તેમણે શરૂઆત કરી જોકે જુગજૂની પારકા પાસે લખવાની એમની ટેવ યથાવકાશ ફરી પાછી સ્થાનાપન્ન થઈ ગઈ!

નિયમિતપણાને ને કાકાને તો જાણે વેર! બની શકે ત્યાં અનિયમિત રહેવું. ગમે તેવો નિયમ હોય તોયે તેને અપવાદ હોય જ એ વૃત્તિથી તેનું અનુસરણ કરવાનું ટાળવાનું જ ન હોય, એવો જાણે તેમનો સ્વભાવ હોય એમ લાગે. અને બધા જીવનને નિયમબદ્ધ કરવામાં આવે તો તેમાં રસ પણ શો રહે? બધા જ રાત્રે નવ વાગ્યે સૂઈ જવાનું અને સવારે છ વાગ્યે ઊઠવાનું વ્રત લે તો આકાશમાં સળગતી જ્યોતિઓ તરફ નજર પણ કોણ કરે? આખું ખગોળશાસ્ત્ર જ અણખેડાયેલું રહેત ને! એવી દલીલ તેમને પક્ષે કરી શકાય ખરી. પરંતુ નિયમિતપણા વિના સામાજિક જીવન તેમ જ વ્યક્તિગત જીવન શક્ય બને ખરું? અને આ વાત કાકાસાહેબ પણ ક્યાં નથી જાણતા? માત્ર કોઈ પણ નિયમનું પાલન જડ ન થઈ જાય એ જોવામાં આવે તો બે કુવો વચ્ચેનો સુવર્ણ મધ્ય મળી જાય!

## સ્વરાજ વિદ્યાલય

ગાંધી-ઇર્વિન કરારને પરિણામે થયેલા યુદ્ધવિરામ પછી કાકાસાહેબે વિદ્યાપીઠમાં સ્વરાજ વિદ્યાલય શરૂ કર્યું. તેનો હેતુ યુદ્ધવિરામને લોકો કે તેના સૈનિકો કાયમની સંધિ ન માની બેસે એ જોવાનો અને પૂરી થયેલી લડાઈમાં જે અનુભવો મળ્યા હોય તે ધ્યાનમાં લઈને આગામી યુદ્ધ માટેની તૈયારી કરવાનો હતો. સ્વાતંત્ર્યવિગ્રહ ઘણો લાંબો વખત ચાલવાનો છે એના ભણકારા તો સંભળાતા જ હતા. આપણે ગાંધીજી અને મહાસભાની સાથે સમાધાન કર્યું એ ભારે ગંભીર ભૂલ કરી, હિન્દ પ્રત્યેની સૈકાઓથી ચાલતી આવેલી બ્રિટિશ નીતિમાં એક મોટું ગાબડું પડ્યું, એમ સરકારને લાગવા માંડ્યું હતું. એટલે તેમાંથી નીકળી જવાનો માર્ગ શી રીતે કાઢવો તેનો જ એ સતત વિચાર અને પેરવી કરતી હોય તો તેમાં નવાઈ નહોતી. સાથે સાથે દુનિયા આગળ સારા પણ દેખાવું હતું. તેથી તેણે ગાંધીજીને ઇંગ્લન્ડ જવા મનાવ્યા અને ત્યાં તેમને – પોતાની દૃષ્ટિથી તો – માત કર્યા. આ તરફ હિંદના કેટલાક પ્રાન્તોમાં દમનરાજ્ય પણ શરૂ કરી દીધું.

## બેલગામની જેલમાં

ગાંધીજી હિન્દ આવી પહોંચ્યાની સાથે જ સરકારે રાષ્ટ્રઘડતર કરતી બધી જ પ્રવૃત્તિઓ દાબી દેવાના ઇરાદાથી એક સર્વભક્ષક ઑર્ડિનન્સ કાઢ્યો અને તેમાં વિદ્યાપીઠ પણ હોમાઈ ગઈ. તેના મુખ્ય મુખ્ય કાર્યકર્તાઓને જેલમાં મોકલવામાં આવ્યા ને સરકારે સંસ્થાનો કબજો લીધો. આ વખતના જેલનિવાસ દરમિયાન કાકાએ જે વિચારો કર્યા તેમાં પોતાના સંસ્થાગત

જીવનનો હવે પછી અંત આણવો અને સાવ છૂટા થઈ ને કોઈ ભાગ્ત યાપી પ્રવૃત્તિ ઉપાડવી, એવો પણ એક વિચાર હતો વિદ્યાપીઠમાંનું પોતાનું કાર્ય પૂરુ થયુ છે એમ તેમને લાગવા માડ્યુ હતું આ વખતે તેઓ બેલગામ નજીક હિંડલગાની જેલમા હતા ગાધીજી યરોડા જેલમા હતા આકાશદર્શનની તો તેમને ટેવ જ પડી હતી અને તેને અગે એકાદ પુસ્તક તૈયાર કરાય તો કેવુ એનો તેઓ વિચાર કરતા હતા તેમણે કાકાસાહેબને બેલગામની જેલમા કાગળ લખી એક બે અગ્રેજી, એક મરાઠી અને પચવાના ગુજરાતી પુસ્તકને વિશે પોતાનો અભિપ્રાય આપી જણાવ્યું કે, "એક સારુ પુસ્તક ગુજરાતી ભાષામા હોવુ જોઈએ, અને તેમા ખગોળશાસ્ત્રનુ જ્ઞાન પણ હોય આપણે ત્યા બે નોખા પુસ્તક ન પોસાય આપણે તો ખગોળનુ શાસ્ત્રીય જ્ઞાન અને અનુભવ બન્નેનુ મિશ્રણ જોઈએ તમે અહીં હોત તો એવા પુસ્તકનુ કામ તમારી પાસેથી લેત, અને એમા પણ ઠીક ઠીક ફાળો આપત મારુ જ્ઞાન અત્યન્ત કાચુ ન હોત તો હુ પોતે લખવા બેસી જાત, એવો રસ મને એમા લાગ્યો છે અને આ શાસ્ત્રની ધાર્મિક ઉપયોગિતા હુ જોઈ ગયો છુ " કાકાસાહેબ ત્યારથી એ કામ પોતાની નજર આગળ રાખે છે, પણ એક યા બીજે કારણે તે હજી થઈ શક્યુ નથી

હિડલગાની જેલમા કાકાસાહેબ મહાભારતનુ એક આખુ પારાયણ કરી ગયા બન્ને સધ્યા સમયે આકાશમા વાદળા જે અવનવા રૂપો ધારણ કરે છે, જે ગધર્વનગરીઓ રચે છે, જે ચિત્રવિચિત્ર રગના છાટણા કરે છે તેના બહુ સરસ વર્ણનો કાકાસાહેબે લખ્યા જે 'જીવનનો આનદ'ના પ્રથમ ખડમા આપણને જોવા મળે છે આમા રસ્કિનની પ્રેરણા સ્પષ્ટ જણાય છે આ જ સમયે તેમણે हिंडलग्याचा प्रसाद નામનુ પુસ્તક લખાવ્યુ તેમના જૂના મિત્ર શ્રી પુડલીકજીએ તેનું ગણેશકર્મ કર્યું ગામડાના જીવનની પુનર્ઘટનાનો સર્વાંગી ચિતાર આપવાનો તેમા પ્રયત્ન છે 'લોકજીવન' નામથી થયેલો તેનો ગુજરાતી અનુવાદ જાણીતો છે

## વિદ્યાપીઠમાંથી છૂટા થયા

૧૯૩૨ની આખરે કાકાસાહેબ જેલમાથી છૂટ્યા ગાધીજીનો હરિજન પ્રશ્નને અંગેનો ઉપવાસ થઈ ચૂક્યો હતો, અને તેઓ યરોડાની જેલમાથી જ હરિજન છાપુ ચલાવવા લાગ્યા હતા ગાધીજીએ ત્રણ અઠવાડિયાનો બીજો એક ઉપવાસ ૧૯૩૩ના મે મહિનામા શરૂ કર્યો ને સરકારે તેમને છોડી મૂક્યા પછી તેમણે દોઢ મહિના માટે લડત મોકૂફ કરી એ મોકૂફી ફરી બીજા દોઢ માસ માટે લબાવવામા આવી હતી ફરી સત્યાગ્રહ કરતા

પહેલા ગાધીજીએ ૧૯૩૨મા મબ્બાબધ ખેડૂતો ને ગ્રામવાસીઓ ઘરબાર વિનાના થયા તેમની સહાનુભૂતિમા સત્યાગ્રહ આશ્રમ વિખેરી નાખવાનો નિર્ણય કર્યો આશ્રમનુ ગ્રથાલય તેમણે મ્યુનિસિપાલિટીને સોપી દીધુ અને આશ્રમનો કબજો સરકાર લઈ લે એની તેને ભલામણ કરી બાપુજી આવુ અતિમ સ્વરૂપનુ પગલુ લે છે એટલે આ લડતનો ક્યારે અત આવશે તે કેમ કહી શકાય? દરમિયાન વિદ્યાપીઠના અમૂલ્ય ગ્રથાલયનુ શુ? એના ખ્યાલથી, તેમ જ કદાચ બાપુજીના પગલાથી કઈક ઉત્તેજિત થઈને કાકાસાહેબે પણ વિદ્યાપીઠ ગ્રથાલય મ્યુનિસિપાલિટીને આપવામા આવે એવી સૂચના ગાધીજી પાસે મૂકી અને બને ગ્રથાલયો મ્યુનિસિપાલિટીને સોપવામા આવ્યા આ પગલામા કાકાની શુદ્ધ બુદ્ધિ વિશે શકા લાવવાનુ કારણ નથી પણ ગ્રથાલય એ વિદ્યાપીઠની માલિકીનુ હતુ તેનો નિકાલ વિદ્યાપીઠના ટ્રસ્ટીઓની સંમતિથી જ થઈ શકે એટલે એ સમતિ મેળવ્યા વિના કાકાસાહેબે લીધેલુ આ પગલુ અધિકૃત ગણાય તેમ નહોતુ

વળી, લડતનો તાત્કાલિક અત પાચદસ વરસે આવવાને બદલે દોઢેક વરસમા જ આવ્યો એટલે કાકાસાહેબે લીધેલા પગલાને રદ કરીને વિદ્યાપીઠ મડળે ગ્રથાલય મ્યુનિસિપાલિટી પાસેથી પાછુ લીધુ આમેય કાકાસાહેબનો સરયાગત જીવન વિશે રસ ઊડી ગયો હતો તેમા ગ્રથાલયનું આ દુ ખદ પ્રકરણ બન્યું, એટલે તેમણે વિદ્યાપીઠમાથી રાજીનામુ આપી દીધુ એ છેવટના પ્રસગ વિના કાકાસાહેબ વિદ્યાપીઠમાથી ને ગુજરાતમાથી ગયા હોત તો તેમના મન પર વ્યર્થતા(frustration)ની અસર રહેવા ન પામત અન્યથા જે પ્રવૃત્તિમાથી રસ ઊડી ગયો હતો તે પ્રવૃત્તિ સ્વાભાવિકપણે જ ખરી પડત

## હૈદરાબાદ (સિંધ) જેલમાં

ગાધીજીએ આશ્રમ વિખેર્યા પછી કાયદાભગની ફરી શરૂઆત કરી એટલે કાકાસાહેબ પણ જેલમા પહોચી ગયા આ વખતે તેમને હૈદરાબાદ(સિધ)ની જેલમા રાખવામા આવ્યા હતા અહી પ્રખર સામ્યવાદી બિરાદર ડાગેની સોબત તેમને મળી હતી એટલે તેમની સાથે સારી પેઠે ચર્ચા થઈ અને કાકાસાહેબે માર્ક્સ વગેરેનુ સામ્યવાદી સાહિત્ય વાચ્યુ ગીતા એ કેવળ અધ્યાત્મનો કે વ્યક્તિગત મુક્તિની સાધના માટેનો ગ્રથ નથી તેમા સમાજરચનાનુ શાસ્ત્ર પણ સમાવિષ્ટ છે, એ બતાવવા ખાતર તેમણે गीतेचें समाजरचनाशास्त्र નામનો એક વિસ્તૃત નિબધ ડાગેને મરાઠીમા લખાવ્યો આનો 'ગીતાધર્મ' એ નામથી ગુજરાતીમા અનુવાદ થયો છે ગીતામા દૈવીસપદના જે ગુણો

બતાવ્યા છે તેમનુ લોકસગ્રહ શાસ્ત્રની દૃષ્ટિથી આ પુસ્તકમા નિરૂપણ કરેલુ છે

૧૯૩૪મા કાકાસાહેબ હૈદરાબાદની જેલમાથી છૂટયા, ગાધીજીની હરિજનયાત્રા ચાલુ હતી તેમા તેમની સાથે જોડાયા, અને તેમણે સિંધ, પજાબ, યુક્ત પ્રાત, બિહાર, કલકત્તા વગેરેની ઉત્તર હિંદુસ્તાનની મુસાફરી કરી ગાધીજીએ હવે રાષ્ટ્રીય શિક્ષણની બાબતમા એક નવુ પગલું લેવાની હિમાયત કરી તે હતી દરેક સેવકે ગામડામા જઈને બેસવુ અને ત્યાના જીવનમા પૂરેપૂરા ભળી જઈને લોકશિક્ષણનુ કામ કરવુ ટૂકમા વિદ્યાપીઠ સ્થાવર મટી આ સેવકોના રૂપમા જગમ વિદ્યાપીઠ બને એવો જ આદેશ આપ્યો કાકાએ એ વિચારનો પ્રચાર કરવા માટે ગુજરાત તેમ જ મહા રાષ્ટ્રનો પ્રવાસ કર્યો અને પોતે પણ એક ગામડુ ખોળી કાઢી ત્યા રહેવાનો સકલ્પ કર્યો પ્રથમ ગુજરાતમા જ ક્યાક એવુ સ્થળ નક્કી કરવાનો તેમનો મનસૂબો હતો પણ પાછળથી ગુજરાત છોડીને ગાધીજીની નજીક ક્યાક રહી શકાય તે માટે વર્ધા પાસે કોઈ ગામમા રહેવાનુ તેમણે નક્કી કર્યું

પરતુ ગામડાનુ રટણ કાકાએ સતત કર્યા કર્યું હોય અને કેટલાય નવયુવકોને ગામડામા જવાની તેમણે પ્રેરણા આપી હોય તોય ગામડાની ઉપાસના તેમને માટે કેવળ માનસપૂજા જ રહી છે અને તેને પરિણામે તેમણે જેને મહાત્મા ગાધીની દેશને શ્રેષ્ઠ દેન કહી છે તે પાયાની કેળવણીને પ્રતિષ્ઠિત બનાવીને તેની પ્રગતિમા તેઓ તેમની પાસેથી અપેક્ષિત ફાળો આપી શક્યા નહિ એમ લાગ્યા વિના રહેતુ નથી જોકે એ કેળવણીને વૈચારિક બેઠક આપવા માટે તેમણે વખતોવખત જે લખાણ કર્યું તે મહત્ત્વનો ફાળો અવશ્ય ગણાય

## રાષ્ટ્રભાષાના કામમા

આ જ વરસે ઇન્દોરમા હિંદી સાહિત્ય સમેલન ભરાયુ તેમા ગાધીજી બીજી વાર પ્રમુખ થયા હતા કાકાસાહેબ તેની લિપિસુધારા સમિતિના પ્રમુખ હતા એ સમેલને રાષ્ટ્રભાષાનો આખા દેશમા પ્રચાર કરવા માટે રાષ્ટ્રભાષા સમિતિ નીમી અને એ કામની જવાબદારી કાકાને સોપવામા આવી સમિતિનું મુખ્ય કાર્યાલય વર્ધા રાખવામા આવ્યુ રાષ્ટ્રભાષા પ્રચારને અંગે કાકાસાહેબે હિન્દના જુદા જુદા પ્રાન્તોમા અનેક વાર ભ્રમણ કર્યું અને રાષ્ટ્રભાષાની બાબતમા પ્રાન્તોના લોકોમા જે જે ભ્રમ હતા તેનું નિરસન કર્યું

૧૯૩૬મા નાગપુરમા અખિલ ભારતીય સાહિત્ય પરિષદ ભરાઈ હિંદના જુદા જુદા પ્રાન્તોની ભાષાઓ વચ્ચે આપલે થાય ને તે વધારે

શ્રી રેહાનાબહેન, કાકાસાહેબ અને શ્રી સરોજબહેન નાણાવટી

કાકાસાહેબ જાપાનમાં (૧૯૫૨), પુત્રવધૂ અ સૌ રેવતીબહેન (તેમની ડાબી બાજુએ) સાથે

| | |
|---|---|
| | ગોપાળરાવ ઓગળે, હરિભાઉ ફાટક, સ્વામી આનંદ વગેરે સાથીઓ હતા ગંગાધરરાવ દેશપાંડે બધાના ઉપરી હતા |
| ૧૯૧૦ | નાસિક કેસ પિતાશ્રી ગુજરી ગયા ટોલ્સ્ટોયનું મૃત્યુ રાષ્ટ્રમત સરકારે બંધ પાડયુ હેલીનો ધૂમકેતુ દેખાયો |
| ૧૯૧૦–૧૯૧૧ | ગંગનાથ વિદ્યાલય( વડોદરા )ના આચાર્ય દિલ્હી દરબાર ૧૯૧૧ પછી એ વિદ્યાલય બંધ થયું પોર્તુગાલમા રિપબ્લિક થયું |
| ૧૯૧૨ | હિમાલય તરફ પ્રયાણ કર્યું બીજા પુત્ર બાળનો જન્મ ૨૧ મે ૧૯૧૨ ચીનમા રિપબ્લિક થયુ હિમાલયની મુસાફરી – કલકત્તા, અયોધ્યા, આલમોડા, ગંગોત્રી, જમ્નોત્રી, કેદાર, બદ્રી, અલમોડા, હરદ્વાર, લાહોર, રાવળપિંડી, કાશ્મીર, અમરનાથ, શ્રીનગર, જમ્મુ, લાહોર, હરદ્વાર, ઋષિકેશ, ટેહરી, દેહરાદૂન, હરદ્વાર, દેહરાદૂન |
| ૧૯૧૨, ડિસેબર ૧૦ | લોર્ડ હાર્ડિંગ પર બૉમ્બ પડ્યો – દિલ્હીમા મદદરૂપમા દેહરાદૂન આવીને રહ્યા હતા |
| ૧૯૧૩ | ઋષિકુલ હરદ્વારના મુખ્ય અધિષ્ઠાતા મુઝફ્ફરપુર નેપાળની યાત્રા, શાંતિનિકેતન જોવા ગયા પહેલી મુલાકાત |
| ૧૯૧૪ | પહેલું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું લોકમાન્ય ટિળક છૂટયા શાંતિનિકેતનમા ગિરિધારી કૃપાલાનીની સાથે હતા |
| ૧૯૧૪–૧૯૧૫ | ૭ મહિના સિંધ બ્રહ્મચર્યાશ્રમમા પછી શાંતિ નિકેતનમા |
| ૧૯૧૫ | ફેબ્રુઆરી, શાંતિનિકેતનમા ગાંધીજી આવ્યા, તેમની સાથે મુલાકાત ફેબ્રુઆરી ૧૯ ગોખલે ગુજરી ગયા કૃપાલાનીને પત્ર લખીને બાપુજીને મળવા બોલાવ્યા શાન્તિનિકેતનમા મગનલાલ ગાંધી, મગનભાઈ પટેલ, મણિલાલ રામદાસ, દેવદાસ, પ્રભુદાસ કૃષ્ણદાસ, જમનાદાસ ગાંધી, હરિહર શર્મા, ચિંતામણિ શાસ્ત્રી, ભીમરાવ શાસ્ત્રી વગેરે હતા માર્ચ ૬ બાપુજી ફરી શાંતિનિકેતન આવ્યા માર્ચ ૧૦ શાંતિનિકેતનમા સ્વાવલંબી પ્રયોગ ૪૦ દિવસ ચાલ્યો માર્ચ ૪ |

રવિબાબુનું 'ફાલ્ગુની' સાંભળ્યું. ૩૧ માર્ચ બાપુજીની ફીનિક્સ પાર્ટી હરદ્વાર ગઈ. આશ્રમની સ્થાપના કોચરબમાં તા. ૨૫ મે. ૩ જૂન રવીન્દ્રનાથ ઠાકુરને નાઇટહૂડ મળ્યું. એપ્રિલ-મે બ્રહ્મદેશનો પ્રવાસ, પાછા આવીને મુંબઈ. ડિસેમ્બરમાં કોંગ્રેસનું અધિવેશન મુંબઈમાં, ત્યાં ગાંધીજીને ફરી મળ્યા.

૧૯૧૬ : વડોદરા સયાજીપુરામાં. ગ્રામસેવા, કો-ઓપરેટિવ ડેરી, 'આત્મધર્મ' માસિક ચલાવવામાં મદદ (ત્રણ વરસ સુધી) કરી. ત્યાંથી આશ્રમમાં કોચરબ એક મહિના માટે, બેલગામમાં પ્રોવિન્શિયલ પોલિટિકલ કૉન્ફરન્સ, લોકમાન્ય અધ્યક્ષ. ફેબ્રુવારી ૪ બાપુનું હિંદુ યુનિવર્સિટીમાં ભાષણ, લખનૌ કોંગ્રેસ. હિન્દુમુસ્લિમ કરાર.

૧૯૧૭ : ફીજીમાં ચાલતી ગિરમીટિયા પદ્ધતિ બંધ કરવામાં આવી. ૧૦ એપ્રિલ બાપુજી ચંપારણમાં ગયા તે વખતે રસ્તામાં વડોદરાને સ્ટેશને એમને મળ્યા અને આશ્રમની શાળામાં જોડાવાનું છેલ્લું નક્કી કર્યું. આશ્રમની શાળામાં જોડાયા. ભરૂચ કેળવણી પરિષદ માટે રાષ્ટ્રભાષા હિંદી વિશે લેખ લખ્યો. અમદાવાદમાં મજૂર હડતાલ (ધર્મયુદ્ધ), બાપુજીની સિંધની મુસાફરીમાં તેમની સાથે. ઇન્દોરનુ હિંદી સાહિત્ય સંમેલન. ગોધરા પરિષદ.

૧૯૧૯ : રોલેટ કાયદો. પંજાબ, ગુજરાત વગેરે ઠેકાણે રમખાણો.

૧૯૨૦ : ગુજરાતી સાહિત્ય સંમેલન પ્રસંગે રવીન્દ્રનાથ ઠાકુર અમદાવાદ આવ્યા; તે વખતે તેમને વિશે ગુજરાતીમાં લેખ (પહેલો ગુજરાતી લેખ). ગુજરાત રાજકીય પરિષદ, અમદાવાદ; વિદ્યાપીઠની સ્થાપનાનો ઠરાવ ૧૯મી જુલાઈ. નાગપુર કોન્ગ્રેસ; અજંટાની ગુફાઓ જોઈ આવ્યા.

૧૯૨૧ : અમદાવાદની ખાદી કૉન્ગ્રેસ; કલાપ્રદર્શન ગોઠવ્યું.

૧૯૨૨ : 'યંગ ઇન્ડિયા' 'નવજીવન' ઉપરના કેસો, ગાંધીજીને ૭ વર્ષની સજા, 'નવજીવન'માં કાકાનો પહેલો અગ્રલેખ



કાકાસાહેબ ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે (૧૯૫૮), શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ઝીણાભાઈ દેસાઈ, યશવંત શુક્લ અને ડૉ. ભોગીલાલ સાંડેસરા સાથે



કાકાસાહેબ અને રવિશંકર મહારાજ (૧૯૫૯)

નજીક આવે તેટલા માટે, તે તે ભાષાના શ્રેષ્ઠ ગ્રંથોના બીજી ભાષામાં અનુવાદો કરવા અને રાષ્ટ્રભાષામાં તે બધા લાવવા, એ આ પરિષદનો હેતુ હતો. તેની મહારાષ્ટ્રની શાખા તરફથી 'विहंगम' નામનું માસિક બેત્રણ વરસ ચલાવવામાં આવ્યું. તેમાં કાકાસાહેબે ઠીક ઠીક ફાળો આપ્યો. 'हंस' નામનું હિન્દી માસિક પ્રેમચંદ અને કનૈયાલાલ મુનશીના સહકારથી કેટલોક સમય ચલાવવામાં આવ્યું. પણ એ આખી પ્રવૃત્તિ ઝાઝી આગળ વધી નહિ અને તેનાં જુદી જુદી ભાષાનાં સામયિકો એક એક લુપ્ત થઈ ગયાં.

રાષ્ટ્રભાષાના સ્વરૂપની બાબતમાં પણ ગાંધીજીએ સ્પષ્ટતા કરી. પણ રાષ્ટ્રભાષાની વ્યાખ્યાને અંગે રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ અને હિન્દી સાહિત્ય સંમેલન એ બેને લિપિ તથા શૈલીને અંગે મતભેદ પડ્યો. સંમેલન નાગરી લિપિનું હિમાયતી હતું, ઉર્દૂ લિપિની સામે તેનો વિરોધ હતો, એટલે સંમેલનને જે વસ્તુ માન્ય ન હોય તેનો પ્રચાર તેણે જ નીમેલી સમિતિ ન કરી શકે એવો સંમેલનના કાર્યકર્તાઓ તરફથી ખુલાસો થતાં, સુધારાવાળા લોકો એ સમિતિમાંથી ખસી ગયા અને ૧૯૪૨મા ગાધીજીના પ્રમુખપણા હેઠળ હિંદુસ્તાની પ્રચાર સમિતિની સ્થાપના કરવામાં આવી તેણે નાગરી અને ઉર્દૂ લિપિમાં લખાતી એક જ ભાષા હિંદુસ્તાની એ જ આપણી રાષ્ટ્રભાષા છે અને તે શીખવા માગનારે બન્ને લિપિ શીખવી જોઈએ એવો નિયમ કર્યો. પરંતુ આ સંસ્થાનું કામ રીતસર શરૂ થાય તે પહેલાં જ ૧૯૪૨ની 'હિંદ છોડી ચાલ્યા જાઓ'ની લડત શરૂ થઈ અને ગાંધીજી વગેરે આગેવાનોને સરકારે જેલમાં પૂરી દીધા. કાકાસાહેબ વીસેક દિવસ સુધી આ ચળવળનો પ્રચાર થાય તે માટે પત્રિકા વગેરે કાઢવા બહાર રહ્યા પછી તે પણ ગિરફતાર થયા ને લગભગ ત્રણ વરસ જેલમાં રહ્યા

## ૧૯૪૨ની જેલમાં

આ વખતે કાકાસાહેબને શ્રી કિશોરલાલભાઈ, વિનોબા તેમ જ મધ્ય પ્રાન્તના મહાસભાના આગેવાનોને, તેમનો પોતાના પ્રાન્ત સાથેનો સંપર્ક સંપૂર્ણપણે તોડી નાખવા માટે, મદ્રાસ ઇલાકાની વેલ્લોરની જેલમાં રાખવામા આવ્યા હતા. કાકાસાહેબે ગીતા, જ્ઞાનેશ્વરી, ખગોળ વગેરેનુ અધ્યયન ચલાવ્યું. ગીતાના તત્ત્વજ્ઞાનની અર્થઘન દૃષ્ટિથી મહત્ત્વના શબ્દોનો એક કોશ અને ગાધીજીએ તૈયાર કરેલા गीतापदार्थ कोशના પદોની અંદરના શબ્દો આવી જાય એવી રીતે બીજો એક શબ્દકોશ તેમણે તૈયાર કર્યો કિશોરલાલભાઈના સહકારથી, ફિલિપાઇન્સ ટાપુમાના રક્તપિત્તિયાના જીવન અંગે તથા તેના ઉપચારને અંગેની એક આત્મકથારૂપ નવલકથાનુ 'માનવ

